બૃહદ્ ગ્રંથમાલા | ગ્રંથ ૧૨ મો.



# स्वामी रामतीर्थ

## एम. ए. एमना सदुपदेश

## ग्रंथ २ जो.



અગાઉ છુટા નિકળેલા ભાગ ૬ થી ૯ ના સંગ્રહરૂપ

આવૃત્તિ બીજી. પ્રત ૪૩૦૦. વિ. સં. ૧૯૭૫.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને માટે**

**અનુવાદકો:-શ્રીયુત કૃપાશંકર બહેચરલાલ પંડિત અને**
**ચંદુલાલ છોટાલાલ શાહ** મુ. અમદાવાદ તથા
રતિલાલ છોટાલાલ પાઠક—સુરત.

સંપાદક અને પ્રકાશક:-ભિક્ષુ અખંડાનંદ
સ્થળ:-કાલબાદેવીરોડ-મુંબઇ.

**મૂલ્ય બે રૂપીઆ-ટપાલ ખર્ચ જુદું.**
( બહારગામના વેચનાર રસ્તા ખર્ચ સાથે રૂ. સવાબે લેશે. )

# રામને પ્રણામ.*

નિજ આત્મના પરાગ ઋષિ રામ, ગુરુ જ્ઞાની, એ....સ્વીકારો સ્નેહના પ્રણામ.
અમ અન્તરના એક અભિરામ, બ્રહ્મજ્ઞાની, એ....સ્વીકારો સ્નેહના પ્રણામ.
સત્ત્વદેહકલા બ્રહ્મભાવ શુદ્ધિની ભરી, સ્વલ્પ દેશકાલની કલા સમષ્ટિ વિસ્તરી;
ઉડયો આવીને કલા પ્રકાશ રામ ગુરુજ્ઞાની—એ—
પરમ અર્થનો પ્રસાદ શુદ્ધ પ્હોંચાડવા, સરલ સત્ય પંથ સાધકને દેખાડવા;
કરી યજ્ઞલીલા 'ભેખ' અહા, રામ ગુરુજ્ઞાની—એ—
જગત નિત્ય ઝીણી આંખનું અનિત્ય છે ઠર્યું, સત્ય અંશાવતારના પ્રકાશમાં ભર્યું;
પડયો એ પ્રકાશ એમ મહા, રામ ગુરુજ્ઞાની—એ—
સ્વામી સત્ય ઝાંખી નેત્રમાં અમી ભરી ભરે, જ્ઞાન બાલકો સમીપ એ પ્રસાદ જઈ ધરે;
પડે અન્તરે અંબાર સુધા, રામ ગુરુજ્ઞાની—એ—
જ્ઞાન દુંદુભિએ ઉંઘ-મોહ માયા હણી; સત્ય તેજ પડયાં, જાગ્રતિ સ્ફુરી દીપ્યો મણિ;
રહ્યું નિત્યનું અભેદ સત્ય, રામ ગુરુજ્ઞાની—એ—
વર્ણવે શું બુદ્ધિ ? પાર પ્રભો ! વિસ્તરી પ્રભા, શમે અન્તરના ભાવ ગુરો ! અન્તરે બધા;
હૃદય તત્ત્વ તત્ત્વમાં ભર્યો એ રામ ગુરુજ્ઞાની—એ—
નમે દેહ; જપે જાપ હૃદય દ્વૈત ભક્તિમાં; શમે ભેદ, રમે રામ એક પરમ શક્તિમાં;
'હું' 'તું' જાય રહે એ સદૈવ રામ ગુરુજ્ઞાની—એ—

(સ્નેહજ્યોતિ.)

---

# રામનો સંદેશ.

[હરીગીત છંદ.]

હો શીખ, હીંદુ, પારસી, ખ્રીસ્તી ખુદાના મહંમદી,
જૈનો, દયાનંદી, ભલે હો વૈષ્ણવો પરવા નથી;
ના ભીન્ન, મ્હારે ઐક્ય છે, બન્ધુ બધા આ વિશ્વમાં,
છે આત્મ મ્હારા, ત્હેમનો હું, જઇ કહો સંદેશ આ. ૧

છે જન્મદાતા ભારતી, મમ ઈષ્ટ દેવી એજ હા,
સૌ એહનાં સન્તાન છો, ભુલો ન મોંઘો મંત્ર આ;
અસ્થી, રૂધીર, મસ્તીષ્ક, સૌ પયપાનથી જેના થયાં,
ના દુર રાખું ત્હેમને, સ્વીકારતો સુહૃદ બધા. ૨

છું પ્રેમ હું, સામાન્ય છે મમ પ્રેમ સૌની ઉપરે,
હા ! પ્રેમ અબ્ધી હું, પધારો પ્રેમ છોળો ઉછળે;
ન્હાશે યદી જે સાગરે આ, પ્રેમપુર્ણ બની જશે,
શત્રુ ભલે પણ પ્રેમથી, મમ આત્મ ત્યાં આલીંગશે. ૩

(કાઠીયાવાડ ટાઇમ્સ તા. ૨૧-૭-૧૫)

---

*"આવો મારી ઝુંપડીમાં આજ મારા સ્વામી, આ પાવન કીજે દીનદાસ"નામના એક ભજનની ધુનમાં ગવાય છે.

# સ્વામી રામતીર્થના ઉપદેશો વિષે થોડાક અભિપ્રાય.

આધુનિક કાળના ઉપદેશકોમાં જો કોઇએ ખરેખરૂં "સત્ય" કહ્યું હોય કે સમજાવ્યું હોય તો તે સ્વામી રામતીર્થે કર્યું છે. આવા એક અતિ ઉપયોગી ઉપદેશક ગ્રંથના ભાષાન્તરની ગુજરાતીમાં જરૂર હતી.

**વૈદ્યકલ્પતરૂ.**

વેદાન્ત જેવા ગહન વિષયને સરળતાથી સમજાવવાને અને તે જીવનમાં કેમ ઉતારી શકાય, તે બતાવવાને, સ્વામી રામતીર્થના લખાણો પ્રસિદ્ધ છે, અને તે લોકપ્રિય નિવડયાં છે. **બુદ્ધિપ્રકાશ.**

ધર્મ સંબંધી સંપૂર્ણ વિચારો જેમણે કર્યા નથી, તેમના મનમાં જે અનેક સામાન્ય શંકાઓ થઇ આવે છે તેનું નિરસન આ ગ્રંથોમાંથી સારી રીતે થઇ શકે છે.

ભાષા અને લેખન શૈલી સરળ તથા સરસ છે; એટલુંજ નહિ પણ સ્વામીશ્રીએ આ ગહન વિષયોનું જ્ઞાન આપવાની જે સહેલી અને લોકપ્રીય સરણી પકડી છે તે બરાબર સચવાઇ રહી હોય એમ જણાય છે. કોઇ કોઇ સ્થળે તો ઉપનિષદોમાં જેમ દૃષ્ટાંત રૂપ બનાવો વર્ણીને વિષય સ્પષ્ટ કરેલો હોય છે, તેમ સ્વામીશ્રીએ પણ ચાલતા વ્યાવહારિક બનાવો તથા દેખાવોનો ઉપયોગ કરીને વિષયો સમજાવ્યા છે. ગ્રંથમાં વેદાન્તનાં ઘણાં રહસ્યો સાદી ભાષામાં સમજાવવામાં આવ્યાં છે અને જેમને ઉદ્દેશીને તે કહેવામાં આવ્યાં છે, તેમને અવશ્ય અસર કરે તેવાં છે. આ પુસ્તકો વાંચતાં સ્વામી રામતીર્થ પ્રતિ પૂજ્ય ભાવના ઉત્પન્ન થાય છે. **કેળવણી.**

**उनके दो तीन सो पत्रोंके अनुवाद हैं। ये पत्र ऐसे वैसे नहीं। कितने ही पत्र विशेष महत्वपूर्ण हैं। अन्त में हिमालय के कई दृश्योंका मनोहर वर्णन है।**

**सरस्वती.**

આખી ચોપડી સ્વામીશ્રીના સદુપદેશથી ભરપુર હોવાથી સ્ત્રીવર્ગ તેમજ યુવકોને વાંચવા લાયક છે.

**દેશી વેપારી ચેમ્બર માસિક.**

પ્રત્યેક મનુષ્યે જોવા જેવું છે. સ્વામીજીના જ્ઞાનના ઝળકારા આ પુસ્તકમાં પૃષ્ઠે પૃષ્ઠે જણાઇ આવે છે.

**પ્રાત:કાલ.**

આ પુસ્તકમાં (ભાગ ૮–૯ માં) સ્વામી રામતીર્થ એમના સદુપદેશ તથા ભગત ધન્નારામનું સંક્ષિપ્ત જીવન વૃત્તાંત આપ્યું છે; તથા સ્વામીશ્રીનાં પૂર્વાશ્રમથી તે સંન્યાશ્રમ પર્યંતના પત્રો છે. જે પત્રો વાંચી જોતાં મનુષ્યના વિચારોમાં ફેરફાર કેવી રીતે થાય છે તે સહેજ સમજાઇ આવે છે. આ પુસ્તક સંગ્રહમાં રાખવા જેવું છે. **વ્યાયામ.**

સ્વામી રામતીર્થે અનેક તપશ્ચર્યાદ્વારા જે જ્ઞાન સંપાદન કર્યું છે, તે જ્ઞાન અતિ મહત્ છે. તેઓશ્રી પોતાની પૂર્વની સંકટમય જીંદગીમાંથી એક કવિ, એક તત્વજ્ઞાની અને વેદાન્તના મહાન અભ્યાસી થવા પામ્યા હતા. એવા એક આત્મજ્ઞાની અને ધર્મવીર પુરૂષના જીવનમાંથી આજના જમાનાને ઘણું શીખવાનું મળે છે. એમના એકેએક ઉપદેશનું જો ખંતથી મનન કરવામાં આવે તો માણસ દુઃખ દારિદ્રમાંથી મુક્ત થઇ, અવિચળ શાન્તિને પામી શકે. એમના અમૂલ્ય ઉપદેશો વાંચીને અમને અત્યંત આનંદ થયો છે.

**વિવેચક.**

ગુજરાતીમાં અનુવાદન એવી સરળ રીતે કરાયું છે કે, મૂળ અંગ્રેજી કરતાં પણ લેખન શૈલી મધુર તથા વધુ અસરકારક નિવડી છે. સ્વામી રામતીર્થનાં લેકચરો કે જેથી અમેરિકન તથા વિદેશીઓ હિન્દુસ્થાન તરફ આકર્ષાયા છે, અને તેના શ્રવણથી હિન્દુ ધર્મશાસ્ત્રોના અભ્યાસ તરફ તેમની પ્રીતિ વધી છે, તો તે લેકચરો એજ ધર્મના જન્મથી અભ્યાસીઓને હંમેશાં મનનીય તથા માનનીય છે, એમ કહીશું તો તેમાં શંકાને બીલકુલ સ્થાન નથી. **સત્સંગ.**

તેમની ઉત્તમ ભાવનાઓ વાંચતાં અંતઃકરણમાં એક પ્રકારનો વિલક્ષણ આનંદ પ્રકટ થાય છે. પ્રગતિને ઇચ્છનાર દરેક સ્ત્રી પુરૂષે સ્વામી રામતીર્થના સદુપદેશ અવશ્ય વાંચવા જોઇએ. **ચંદ્રપ્રકાશ.**

## બૃહદ્ ગ્રંથમાળાદ્વારા સ્વલ્પમૂલ્યે નિકળેલા ઉત્તમ ગ્રંથો.



૧ × શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ ગીતા. (પૃષ્ટ ૫૫૦) રૂ. ૨)
૨ × શ્રીમદ્ ભાગવત ભાષાંતર. (પૃષ્ટ ૧૧૦૦) રૂ. ૨)
૩ શ્રી શિવાજી છત્રપતિ. (પૃષ્ટ ૩૫૦) રૂ. ૧।; રફ઼કાગળ રૂ. ૦।।।
૪ રાજસ્થાનનો ઇતિહાસ-ગ્રંથ ૧ લો. (પૃષ્ટ ૮૦૦) રૂ. ૨।।; રફ઼કાગળ રૂ. ૨)
૫ × આર્યભિષક અથવા હિંદુસ્થાનનો વૈદ્યરાજ. (પૃષ્ટ ૭૦૦) રૂ. ૨)
૬ સ્વામી રામતીર્થ-ગ્રંથ ૧ લો. (ભાગ ૧ થી ૫) (પૃષ્ટ ૪૦૦) રૂ. ૧।।
૭ × શાન્તિપર્વ-મહાભારતનું. (પૃષ્ટ ૮૫૦) રૂ. ૨।।
૮ શ્રી યોગવાસિષ્ટ મહારામાયણ-ભાગ ૧ લો-પાંચ પ્રકરણ. (પૃષ્ટ ૫૪૦) રૂ. ૩)
૯ ભગવતી ભાગવત-અથવા દેવી ભાગવત. (પૃષ્ટ ૯૫૦) રૂ. ૨।।
૧૦ શ્રી યોગવાસિષ્ટ મહારામાયણ-ભાગ ૨ જો-નિર્વાણ પ્રકરણ. (પૃષ્ટ ૧૦૮૫) રૂ. ૩)
૧૧ શ્રી દાસબોધ-રામદાસ સ્વામીકૃત. (પૃષ્ટ ૪૦૦) રૂ. ૧।
૧૨ સ્વામી રામતીર્થ-ગ્રંથ ૨ જો-ભાગ ૬ થી ૯ (આ ગ્રંથ પોતેજ. પૃષ્ટ ૫૦૦) રૂ. ૨)

આમાંનાં × આવી નિશાનીવાળાં પુસ્તકો હવે મળતાં નથી. ફરી છપાયેથી ખબર અપાશે.

વાલ્મીકી રામાયણ તથા મહાભારતના ભાગો પણ બહાર પડેથી ખબર અપાશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-મુંબઇ નં. ૨ અને અમદાવાદ.**



## આ સંસ્થાનાં પુસ્તકો મળવાનાં મુખ્ય સ્થળ.

**મુંબઈ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,** ઠે. કાલબાદેવીરોડ, ભાંગવાડીને નાકે, હાથીબીલ્ડીંગ, ત્રીજે માળે.

**અમદાવાદ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા,** ઠે. ત્રણ દરવાજા બહાર નદીને રસ્તે.

### નીચલાં સ્થળોએથી રસ્તા ખર્ચ જોગી વધુ કિંમતે મળશે.

**સુરત**—બુ૦ કરસનદાસ નારણદાસ ઠે. નાણાવટ.

**વડોદરા**—બુ૦ મોહનલાલ મનસુખરામ ઠે. લહેરીપુરા.

**ભરૂચ**—બુ૦ દેશાઇ બ્રધર્સ ઠે. ફતેપોર.

**ભાવનગર**—બુ૦ અબદુલહુશેન આદમજી.

**રાજકોટ**—બુ૦ બહેચર મેઘજી ઠે. પરાબજાર.

**ડાકોર**—બુ૦ જેઠાલાલ મનસુખરામ ઠે. બજારમાં.

**નડિયાદ**—ચુનીલાલ ઓધાભાઇ ઠે. અમદાવાદી બજાર.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૭૫ | ૧૯ | સ્થિતિપ્રજ્ઞ | સ્થિતપ્રજ્ઞ |
| ૨૭૮ | ૧૨ | વ્યક્તિ | વ્યક્તિત્વ |
| ૨૮૦ | ૨૫ | ધર્મની ભાવનાની | ધર્મભાવનાની |
| ૨૮૨ | ૯ | કશા | કશાં |
| ૨૧૨ | ૩૦ | માંડી | મંડી |
| ૨૨૩ | ૨૩ | એની | એના |
| ૨૨૯ | ૨૨ | કેવી ધૈર્યથી | કેવા ધૈર્યથી |
| ૨૮૬ | ૭ | છતાં એ | છતાંએ |
| ૩૦૪ | ૧ | સમજાઇ | સમજી |
| ૩૦૪ | ૩૪ | અંગ્રેજી | અંગ્રેજ |
| ૩૦૬ | ૨૪ | વેદાન્ત દ્રષ્ટિએ | વેદાન્ત દષ્ટિએ |
| ૩૦૮ | ૧૨ | બોદ્ધિક | બૌદ્ધિક |
| ૩૧૦ | ૧૫ | માંડશે | માંડશો |
| ૩૧૩ | ૨૮ | મૃત્યુમુખ | મૃત્યુમુખે |
| ૩૧૫ | ૨૯ | તેમાં | તેમાંએ |
| ૩૨૨ | ૩૬ | ઉન્નતિમાં | ઉન્નતિમાટે |
| ૩૨૮ | ૧૪ | જ્યોતિષશાસ્ત્ર | જ્યોતિઃશાસ્ત્ર |
| ૩૩૭ | ૧૯ | કાન્ફ્યુસીઆનિઝર | કાન્ફ્યુસીઆનિઝમ |

# આ આવૃત્તિનું ખર્ચ તથા મૂલ્ય.

૩૫૫૧) કુલ ફોર્મ ૬૩ નો ખર્ચ; પ્રત ૪૦૦૦ માટે દરેક ફોર્મ દીઠ રૂ. ૫૭ મુજબ. વિગત કે કાગળ રીમ ૨, ૧ ના રૂ. ૪૪; છપાઇ અને ફોલ્ડીંગ રૂ. ૧૦; પ્રૂફ, વીમો ઇ૦ વ્યવસ્થા ખર્ચ રૂ. ૩.

૨૫) ચિત્ર ખર્ચ.

૨૧૫) બિગાડ, ઘટ, ભેટ ઇ૦ ખાતે પ્રત ૨૦૦ તથા ફંડની સહાય અર્થે પ્રત ૧૦૦ વધુ છપાવવા ખાતે કાગળ રીમ ૧૦.

૩૦૦) પેકીંગ ખર્ચ તથા કેટલાંક પુસ્તકોનું મુંબઇ ઇ૦ સ્થળે મોકલવાનું રેલ્વે ખર્ચ મળીને.

૯૨૪) પૂઠાં, બંધાઇ, અસ્તર તથા ઉપલા કવરનો ખર્ચ સેંકડે રૂ. ૨૨.

૫૦૫૫) કુલ ખર્ચ.

આ પુસ્તકની છાપેલી કિંમત રૂ. ૨) માંથી કમીશન, જાહેર ખબર, મકાન ભાડું, વીમો, પગાર વગેરે વ્યવસ્થા ખર્ચ બદલ ૩૭ા ટકા બાદ કરતાં ચોકખી આવક રૂ. ૧ા રહી, તેને ચાર હજાર પ્રતથી ગુણતાં રૂા. પાંચ હજારની રકમ થશે.



# નિવેદન આ આવૃત્તિનું.

સ્વામી રામતીર્થના સદુપદેશનો એકથી પાંચ ભાગ સુધીનો પહેલો ગ્રંથ નિકળ્યા પછી તેના બાકીના ભાગો પણ એવીજ રીતે મોટા પુસ્તક રૂપે બહાર પાડવાની બહોળી માગણી થયા કરી છે; જેથી આજે તે વાંચક બંધુઓની સેવામાં રજુ થાય છે.

સ્વામી રામતીર્થના પાંચે ભાગોની પાંચ પાંચ હજાર પ્રત વિવિધગ્રંથમાળાદ્વારા બહાર પડેલી હોવા છતાં તેના એકત્ર સંગ્રહરૂપ પહેલા ગ્રંથની ઉપરાઉપરી બે પુનરાવૃત્તિઓ નિકળી ચુકી અને ટુંક સમયમાં ત્રીજી આવૃત્તિ પણ છપાવવીજ પડશે. આ પ્રમાણે તેનો હાથોહાથ ઉપાડ થયા કરવો, એ રામસ્વામીના ઉપદેશોની અસામાન્યતા જોતા સ્વાભાવિકજ છે. આવા ઉપાડને લઈને આ બીજા ગ્રંથની સવેળાથીજ ચાર હજાર પ્રત છપાવવામાં આવી છે.

પહેલા ગ્રંથની પેઠે આ ગ્રંથમાં પણ બનતું સંશોધન કરવામાં આવ્યું છે.

ગયા વર્ષમાં પહેલો ગ્રંથ નિકળ્યા પછીથી પણ કાગળો અને પૂઠાં વગેરેની મોંઘવારી વધતી ગઈ છે; પરંતુ આને માટેના ઘણાખરા કાગળો વગેરે પહેલા ભાગની સાથેજ ૧૯૭૩ ના વર્ષમાં લઇ રખાયું હતું એટલે આ ભાગનું મૂલ્ય પણ પહેલા ભાગના પ્રમાણમાંજ રહી શક્યું છે.

ધનતેરશ, વિ. સં. ૧૯૭૪. મંત્રી.

# પહેલી આવૃત્તિના નિવેદન ઈ૰ નો સારાંશ.

**ભાગ છઠ્ઠો**—આ પુસ્તકમાં સમાયલા ઉપદેશોમાંના સર્વ ઇચ્છા પૂર્ણ કરવાનો માર્ગ, અનંતજીવનનો નિયમ, વિજયી આધ્યાત્મિક શક્તિ, મોઝીસનો દંડ, મનની સ્થિરતા, એ શીર્ષક ઉપદેશો શ્રીયુત્ કૃપાશંકર બહેચરલાલ પંડિત કે જેમના હાથે સ્વામીશ્રીના ઉપદેશોનો ચોથો ભાગ અગાઉ નીકળ્યો હતો, તેમણે અનુવાદિત કરેલા છે; અને બાકીના........ઉપદેશો શ્રીયુત્ રતિલાલ છોટાલાલ પાઠક, ઉપનામ સ્વામી સ્નેહજ્યોતિઃ એમણે અનુવાદિત કરેલા છે. ઉક્ત બન્ને સજ્જનોના એ રૂડા પરિશ્રમ બદલ આ સંસ્થા તેમજ વાંચકવર્ગ તરફથી અમારો તેમને સપ્રેમ ધન્યવાદ છે.

અશ્વિન કૃષ્ણ એકાદશી, સં. ૧૯૬૯ — મંત્રી.

**ભાગ ૭ મો**—આ ભાગમાંના ઘણાખરા વિષયો જેમ કે, અદ્વૈત અને દ્વૈતનું સમ્મિલન, વેદાન્તના કેટલાક પ્રશ્નોત્તર, માયા અથવા જગત ક્યારે અને શા માટે ? પ્રશ્નોત્તર, તમારાં કુટુમ્બ શી રીતે સુખી કરવાં ? એ વિષયો અમદાવાદ નિવાસી રા. રા. ચંદુલાલ છોટાલાલ શાહ એમણે અંગ્રેજીપરથી અનુવાદિત કરેલા છે. આત્મસાક્ષાત્કાર સંબંધી સૂચના, ગૃહસ્થાશ્રમ અને આત્મસાક્ષાત્કાર એ બે વિષયો સ્વામી સ્નેહજ્યોતિએ, અને આત્મવિકાસ નામક વિષય શ્રીયુત કૃપાશંકર બેચરલાલ પંડિતે કેટલાક સમય અગાઉ તૈયાર કરેલા હતા તે પણ આ ભાગમાં દાખલ કરેલા છે. સિવાય જગતનો પ્રારંભકાળ કયો ? તથા પ્રાણાયામ આ બે વિષયો નડિયાદ નિવાસી રા. મણીલાલ પ્રાણલાલ એમની પાસે ( શ્રીયુત્ ભાસ્કર વિષ્ણુ ફડકે બી. એ. તથા શ્રીયુત્ રામકૃષ્ણ વાસુદેવ બર્વે. બી. એ. વાળા ) મરાઠી ગ્રંથને આધારે અનુવાદિત કરાવ્યા છે. જેમાં આપેલાં ઉપયોગી ટીપણો પણ એ ગ્રંથમાંથી ઉતારેલાં છે.

આ પ્રમાણે આ ભાગના મુખ્ય અનુવાદક રા. રા. ચંદુલાલ છોટાલાલ શાહ એમણે પોતાની પાલણપુર ખાતેની સરકારી નોકરીની રોકાણ છતાં આ કાર્ય ખાતે જે નિષ્કામ શ્રમ લીધો છે તે બદલ તેમનો, તેમજ ઉપર જણાવેલા અન્ય સજ્જનોનો અને જે મૂળ ગ્રંથોપરથી આ વિષયો તૈયાર થયા છે તેના સંપાદક તેમજ પ્રકાશક મહાશયોનો પણ અત્રે સપ્રેમ આભાર માનવામાં આવે છે.

આમાંના કેટલાક વિષયો ગુર્જર વાંચકોને સમજવા મુશ્કેલ થઇ પડે એવા રૂપમાં અનુવાદિત થઇ આવેલા જણાયાથી તેને સુગમ બનાવવા ખાતે યથામતિ યથાશક્તિ શ્રમ લેવાયો છે, છતાં સંપાદકની અથવા અનુવાદકની ખામીને લઇને જ્યાં પણ ન્યૂનતાદિ દોષ જણાય તેની સુધારણા સૂચવી પુનરાવૃત્તિ પ્રસંગે તેનો લાભ લઇ શકાય તેમ કરવા અનુભવી જનોને ખાસ વિનતિ છે.

વિ. સં. ૧૯૭૦—જ્યેષ્ટ શુક્લ પંચમી. જુન ઇ. સ. ૧૯૧૪. — મંત્રી.

**ભાગ ૮–૯**—આઠમા ભાગમાં રામસ્વામીનાં ભાષણોનો અને નવમા ભાગમાં તેમણે જુદી જુદી અવસ્થામાં લખેલા પત્રોનો સમાવેશ છે. પ્રથમ તો વાંચકને આ પત્રો સામાન્ય જેવા ભાસે તેમ છે; પરંતુ તે આગળ વંચાતા જશે તેમ તેમ રામના ઉન્નત બનતા જતા જીવનનો પ્રકાશ તેમાં વધુ અને વધુ ખીલતો જણાયા વિના રહેશે નહિ. છેવટે અત્યુચ્ચ હિમગિરિનાં અનુપમ દૃશ્યોનાં વર્ણનોમાં ઓતપ્રોત બની ગયેલી રામની જ્ઞાનોન્નતદશાનું દર્શન થતાં પુનીત વાંચક–હૃદય પોતે પણ ક્ષણભર આત્મપ્રસાદને અનુભવશે.

આ બંને ભાગો અનુવાદિત કરનાર સ્વામી સ્નેહજ્યોતિનો તેમજ જે અંગ્રેજી તથા ઉર્દુ પુસ્તકોમાંથી તે લેવાયા છે તેના સંપાદક તેમજ પ્રકાશક મહાશયોનો સપ્રેમ આભાર માનવામાં આવે છે.

કાર્તિક શુક્લ એકાદશી, સં. ૧૯૭૨. નવેમ્બર ઇ. સ. ૧૯૧૫. — મંત્રી.

**ભાગ ૮–૯ સાથેની તેના અનુવાદકની પ્રસ્તાવના**—સ્વામી રામતીર્થના ઉપદેશો તથા પત્રો: એમ બે ભાગમાં આ પુસ્તક વ્હેંચાયલું જણાશે. પત્રભાગમાં પણ બે પેટાવિભાગ કરવામાં આવ્યા છે. ગોસ્વામી તીર્થરામે પોતાની બાલ્યાવસ્થામાં ભગત ધન્નારામજીને પોતાના સદ્ગુરુ તરીકે સ્વીકારી

લીધા હતા અને તીર્થરામજીના પિતા ગોસ્વામી હીરાનંદજીએ એમને ભગતજીની દેખરેખ નીચે રાખેલા હતા; તેથી ભગતજી એમના રક્ષક (વાલી) હતા. એ કારણથી ભગતજીનું ચરિત તીર્થરામજીના ચરિત સાથે એટલું તો નિકટવર્તી છે કે એમનું ટુંકું જીવન-વૃત્તાંત લખીને આ સાથે જોડવું ઉચિત માન્યું છે. શ્રીમાન્ નારાયણ સ્વામીના ઉર્દુ પત્રોના પુસ્તકમાં દિબાચારૂપે લખાયેલ ભાગ ઉપરથી આ હકીકત લીધી છે.

ઇ. સ. ૧૮૮૬ થી એટલે કે પોતાની લગભગ બારેક વર્ષની ઉમ્મરથી લે ઇ. સ. ૧૯૦૦ સુધી એટલે સંન્યાસ લીધો તે પહેલાંનાં પત્રો પ્રથમ વિભાગમાં છે. વળી એ સર્વ પત્રો એકજ વ્યક્તિ પરત્વેનાં હોઇ એનો પરસ્પર સંબંધ તપાસતાં એ એક પ્રકારનું સ્વામી રામનું આત્મવૃત્તાંત છે. આમ એક રીતે તો એ પત્રો સ્વામી રામનાં નહિ પણ ગોસ્વામી તીર્થરામનાં છે.

દ્વિતીય વિભાગનાં પત્રો બહુજ થોડાં છે; એમાંનાં ઘણાંખરાં તો અમેરિકાના ગૌરવર્ણ શિષ્યોપ્રતિ લખાયેલાં છે. ત્યાંના સહૃદય ભક્તોને સ્વામીજીએ સૂર્યાનન્દ, ચંપા, કમલા, ગિરિજા, આદિ આર્યનામો આપ્યાં હતાં, અને પત્રવ્યવહારમાં પણ એજ નામોનો ઉપયોગ કરતા હતા. એ આ પત્રોમાં જણાઇ આવે છે. આ પત્રો ઘણાંખરાં વ્યક્તિગત નહિ, પણ સામાજિક છે; તેમજ તેની સાથે એજ વિભાગમાં કેટલાંએક હિમાલયનાં દૃશ્યોનાં વર્ણનો છે; એ વર્ણનો સામાયિક વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધિ માટે મોકલી અપાતાં હતાં, યા તો કોઇ પરમ ભક્તને તેનો આસ્વાદ ચખાડવા રવાના થતાં હતાં. એ બધાંને પણ તેથી પત્રરૂપ ગણી આ સાથેજ સામિલ કર્યાં છે.*

પ્રથમ વિભાગનાં પત્રોનાં રહસ્ય, ભાષા, શૈલી, તેમજ અનુસંધાનરૂપે વિશેષ વિવેચન કરવા જતાં તો સ્વામી રામની જીવનકલાપર ઉતરી પડાય તેવું છે; પરન્તુ એ વિષય નિરાળો હોવાથી, અત્યારે એ પરત્વે એટલુંજ કહેવાનું કે-એ પત્રોની ભાષા બહુજ સરલ છે; એ ભાષાંતર ઉર્દુપરથી છે અને મૂળ ઉર્દુની સરલતા સાચવવા બન્યો તેટલો પ્રયત્ન કર્યો છે. ભાષાના રસિક વાંચકોને કદાચિત્ એ શુષ્ક લાગે પણ એનાં બે મુખ્ય કારણો છે.

(૧) એ પત્રો ભગત ધન્નારામપર લખેલાં છે કે જેઓને ઉચ્ચ સંસ્કારી ભાષાનું જ્ઞાન નહોતું, તેથી સ્વામી રામને સર્વ હકીકત બહુ સરલ અને સમયે ગ્રામ્ય ભાષામાં પણ લખવી પડતી હતી.

(૨) એમાં કેટલાંએક નિર્જીવ વર્ણનો છે એમ પણ ઘણા વાચકોને લાગશે; પણ સમાધાન એટલુંજ છે કે ભગત ધન્નારામ એમના ગુરુ અને વાલી હતા. લાહોરમાં રહેતાં ગૃહજીવનના બધા પ્રશ્નોનું એમની પાસે નિવેદન કરી એમને નિરાકરણ કરવાની ટેવ હતી, તેથી એવા કૌટુમ્બિક પ્રશ્નો સંબંધે લખતાં ભાષા કેવલ સરલ હોય એ સ્વાભાવિકજ છે.

સુયોગ્ય વાંચક બંધુઓ મહર્ષિ રામના અપ્રતિમ શિક્ષણનો યથાર્થ લાભ લે, એવી શુભેચ્છાઓ પૂર્વક ॐ तत्सत्. મોહજ્યોતિ.

---

* આ આવૃત્તિમાં આ વર્ણનો પત્રોની છેવટે નહિ આપતાં જુદા પ્રકરણ રૂપે પત્રોની અગાઉ અપાયાં છે.
મંત્રી.

# પવિત્ર હિમાલય.

સમુદ્રપટથી શુમારે ૭૦૦૦ ફીટ ઉંચે સિમલા, અને તેમાં પણ અર્ધા માઇલની ચડાઇએ આ ટેકરી. હિંદુઓનો પ્રાચીન કમળોટીબા; અંગ્રેજ લોકની અર્વાચીન પ્રોસ્પેકટહિલ.

પર્વતભૂમિ ! માનવભૂમિ ! માતૃભૂમિ ! જન્મભૂમિ ! થોડાં ગણ્યાંગાંઠયાં વર્ષો થયાં માનવ કલાથી બંધાયેલાં, ટૂંકી બુદ્ધિનાં ચિહ્ન જેવાં ઝૂંપડાં એ માતૃભૂમિ ? કે આ પ્રકૃતિએ રચેલાં અને રસેલાં, તત્ત્વવેત્તા ધર્મશોધક ઋષિમુનિઓએ સેવેલાં કલાપૂર્ણ, સૌંદર્યપૂર્ણ પર્વતમન્દિરો એ માતૃભૂમિ ?

ધર્મના સાધક આર્ય ! પ્રવૃત્તિની પૂજા પૂર્ણ કરી, વાનપ્રસ્થાશ્રમની સાધના અને નિવૃત્તિના સેવન માટે તો તારે અહિં માતૃભૂમિમાં જ વળવું જોઈએ. ધર્મવીર બન્ધુ ! આત્મન્ ! અહીંજ અંતિમ આશ્રમોનાં કર્મધર્મની સિદ્ધિ, અહીં જ ઇષ્ટપ્રાપ્તિ, ભગવન્ !

સિમલા ! કલાપૂર્ણ ભવ્ય સિમલા ! પ્રકૃતિને પ્રવૃત્ત કરવા મથતા નિવૃત્ત કર્મવીરોનું નિવાસસ્થાન. સમસ્ત હિંદુસ્થાનનો કાર્યભાર કરતી દૈવી બ્રિટન સત્તાના સર્વોપરિ વીરને નીતિ અને ન્યાયનાં ચિન્તવન અને તુલના કરવા આ ભૂમિ જ અનુકૂળ છે. આ શાન્તિજ વાસ્તવિક છે. કુશળ બ્રિટન બુદ્ધિ ! કલા અને કૌશલ્યની તું અદ્ભૂત ઉપાસક છે.

પ્રકૃતિને પણ ઘડીભર લજાવવા પ્રયત્ન કરતા, માનવ કલાના અપ્રતિમ આદર્શરૂપ, સમસ્ત હિંદુસ્થાનના ઉપરિ અધિકારીઓના છૂટાછવાયા, રંગબેરંગી, રમણીય, ઓક અને દેવદારુ-વનમાં દશ્યાદશ્ય, મેઘમંડળની ઘડી ઘડી મધુર શીતલ છાયા પામતા, ભવ્ય, રમ્ય પ્રાસાદો.

આ ટેકરીના અર્ધ ઘેરાવને વીંટી લેતી, કલાકના દશેક માઇલ જ માત્ર ગોકળગાયની ચાલ ચાલતી, કાલકાથી સિમલા સુધી ઉંચે અને ઉંચે ચ્હડી આવતી, ઊર્ધ્વગામિની, બાલકના રમકડા જેવી રેલ્વેટ્રેન.

આ અને અનેક આવી માનવ કલાની મહત્તા ! અદ્ભુત સાહસિક પરાક્રમ દાખવતી દૈવી શક્તિની ચમત્કૃતિ ! દિગ્વિજયની પતાકા ઉરાડતી કર્મમાર્ગની સિદ્ધિ !

પણ અહો ! મીઠી પ્રકૃતિ ! વ્હાલી માતા ! પ્રભુતાની પ્રતિકૃતિ ! પ્રેમ, સૌંદર્ય અને શાન્તિની છાયા ! ત્હારામાં શું નથી ? કલા નથી ? સાહસ નથી ? શક્તિ નથી ? દિવ્ય ભાવ નથી ? પ્રભુતા નથી ? ચમત્કાર નથી ? કયી મહત્તા નથી ? ઓ મહાન્ આત્મરૂપ ! આત્મ-છાયા ! આત્મધ્વનિ ! તું હું એકસ્વરૂપ.

પણે વાદળ ચ્હડયું; છવાયું; વધારે પ્રસર્યું; અહીંતહીં ઘૂમતું થોડો કાળ સૂર્યના પ્રતાપી તેજને નીચેની ભૂમિથી અદશ્ય રાખે છે; શું આવાજ અજ્ઞાનની છાયા મનુષ્યજીવનમાં નથી આવતી ? મનુષ્યમાં અધર્મરૂપે નથી પ્રતીત થતી ?

આવ, ઓ આત્મવત્ રશ્મિભંડાર રવિરાજ ! ઓ પ્રકાશ ! ઓ જ્ઞાન ! એ જ્ઞાનપ્રતાપથી જ એ અંધકાર, એ અધર્મ, એ વાદળનો ક્ષણિક કાળનો પડદો દૂર. પુનઃ એ જ ભૂમિ ! એ જ આકાશ ! એ જ પ્રકૃતિ ! એ જ આત્મદર્શન ! એ જ બ્રહ્મ ! ૐ !

યુગોથી બિરાજતા બ્રહ્મવેત્તાના ચિત્ત જેવા સ્થિર, ઉદારતા જેવા વિશાળ, પ્રેમ જેવા સૌંદર્યપૂર્ણ, કોમળતા જેવા આર્દ્ર, રસિકતા જેવા ચમત્કૃત, ભવ્યતા જેવા મહાન, અને પ્રભુતા

જેવા પરિપૂર્ણ પર્વતો. વૃષ્ટિનો રસ પામીને ભૂમિમાતાને ગોળે આળોટતી, લીલી લીલોતરી–નીલવર્ણી સાડી પ્હેરેલી નવવધૂનાં નિર્મળ પ્રેમ, સૌંદર્ય અને ઉત્સાહ જેવા ઉલ્લાસપૂર્ણ ગિરિરાજ.

ઉગી ઉગી તપ તાપતાં, લતાસખીના આલિંગનથી પ્રેમાદ્વૈત પામતાં, ઓક, ચીડ અને દેવદારૂ આદિનાં પૂજાપ્રધાન વૃક્ષોની વિનય–ભાવના. સ્ટ્રોબેરી, જરદાળુ, અંજીર આદિ વનફ્લોનો મીઠો અને માધુર્યભર્યો પ્રસાદ. મહામાયા પ્રકૃતિ અને મહાપુરૂષ સૂર્યભગવાનને પૂછી પૂછી ખીલતાં નાનારંગી વનકુસુમોનું અર્ઘ્યપ્રદાન, આમ અંતરમાં ધ્વનિ પાડતી તે શારીરિક પ્રકૃતિની સાથે અભિન્ન ભાવ રમતી વનસૌંદર્યની લીલા, પ્રકૃતિનું રસપાન.

વૈદક યુગનું ભાન કરાવતાં, પર્વતોની ખીણુમાં અને ઉંચે, ઝરણાંનાં ગાનપાન અને થોડા મેદાનમાં કોતરી કાઢેલાં લીલાં ખેતરોને પોષણે પડેલાં, જીવનને આવશ્યક ખાન–પાન વસ્તુઓથી જ તૃપ્તિ પામતાં, કૃષિજનો અને તેમનાં અતિથિને આદર આપતાં ઝુંપડાં, અહા ! એમના અર્થશૂન્ય પણ ધ્વનિબોધક સંગીતમિશ્ર નિર્મળ મંત્રોની હેલિ !

સર્પની ઉતારેલી કાંચળી જેવી અતિશય દૂર પણ દૃષ્ટિસમીપ વ્હેતી પડેલી દૂધના રેલા જેવી, ક્ષીરસાગરનેજ મળવા જતી હોય તેમ એનું જ સ્વરૂપ ધારણ કરતી, આગળ જતાં આત્મરૂપ બ્હેન સિંધુમાં એકતા પામતી સરિતા સતલજ. પ્રેમનો એ નિર્મળ પ્રવાહ, એ વ્હેતો અને વ્હેતો વિશ્વને વિંધતો અને ભીંજવતો વસ્તુમાત્રના અંતરસ્થને એકરૂપ કરતો પ્રીતિરૂપ બ્હેન સતલજની પેઠે, એની પ્રતિકૃતિરૂપે, એ જ સ્વરૂપે અંતરમાં વ્હેતો પ્રેમ-પ્રવાહ; એ અમૃતપાન !

પાસેજ અહીં ઉપર આર્યવીર પૃથુરાજની અડગ શ્રદ્ધાએ સ્થાપેલ એના હૃદયની સંપત્તિ જેવું, એની અચળ શક્તિ જેવું જ અત્યારસુધી સ્થિર રહેલું ભગવતી કમળાદેવીનું ન્હાનું પણ ભક્તિની વિશાળ વ્યાપકતા દાખવતું મંદિર.

ત્રીશ વર્ષથી, ધૈર્યશીલ, ધર્મશીલ, તપશીલ રહી પૂજા કરતા, એ યોદ્ધાના શ્રદ્ધા ભક્તિ અને વીર્યને પ્રોજ્જ્વલ રાખતા, એની ભક્તિને ચિરસ્થાયી બનાવતા આ એકાશી વર્ષના વૃદ્ધ પૂજારીની એ દેવીની સેવા.

માનવ જડતાને ચૈતન્ય બનાવતી, હૃદયને હલમલાવી ભક્તિનું ઝરણું પાતી, એ ભક્તિમાંથી ચિત્તની સ્થિરતા અર્પી સમાધિમાં પ્રેરતી, એ દેવી ઉપાસક સેવકની શ્રદ્ધા અને ઉત્સાહ ભરી મહામાયા જગદંબાની આરતિ ! આત્મરતિ !

મનુષ્યને નિદ્રાકાળે પણ જાગૃતિ શીખવતો હોય અને આમને આમ રાત્રિમાં દિન અને દિનમાં રાત્રિનો સમાસ શીખવી કાળને જીતવો છે એવી ભાવના પ્રેરતો, સર્વકાળ એક જ સમાધિસ્થ સ્થિતિની પ્રેરણા ઉશ્કેરતો અદ્દ્ભુત ગર્જનાભર્યો જ્ઞાનરૂપ શંખધ્વનિ !

જગતને અદૃશ્ય કરતું નીચેની ખીણોમાંથી ઉઠતું આકાશસદૃશ મેઘમંડળ, ઉપર સ્થલ કાલના પડદા જેવું, મેઘમંડળની વિભૂતિ જેવું, નિર્મળતાના મહાસાગર જેવું એવું જ આકાશ. એની વચમાં આ આકાશમેઘના દેહમાં આત્મવત્, સંપુટવત્, આ સ્વર્ગમય ટેકરીપર સમાધિસ્થ આ શરીર !

પણે પશ્ચિમમાં, માનવીને તડકાછાયાની પેઠે સુખદુઃખઆદિ દ્વંદ્વનો પાઠ શિખવતા, અસ્ત પામતા સૂર્યની લાલી ! જગતના મેલથી વિમુખ–વિશુદ્ધ, નિર્મળ જ્ઞાનસ્વરૂપ સંન્યાસ યજ્ઞના અગ્નિની જ્વાલા જેવો, એ લાલીનો સચ્ચિદાનન્દ સ્વરૂપ વ્હાલો કાષાય રંગ; ૐ !

૧૫ જુલાઇ ૧૯૧૨.
પ્રોસ્પેક્ટ હિલ; સિમલા. } “ સ્નેહજ્યોતિ. ”

# અનુક્રમણિકા.



## સ્વામી રામતીર્થનાં પત્રો.



# स्वामी रामतीर्थ

## एमना सदुपदेश.

## ग्रंथ २ जो.

## १–उपासना.

### સામાન્ય વિવેચન.

युयोध्यस्मज्जुहुराणमेनो । भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥ ( शु. यजु. सं. )

" ઉડે ટેઢી બાંકી યે ચાલાકિયાં સબ; રહે ઢાલ તલવાર એક આપહી અબ."

મનને ઇષ્ટદેવમાં જોડવું એનું નામ ઉપાસના છે. રોમરોમમાં રામ રમી રહે, મન અમૃતમાં તૃપ્ત થઇ જાય ને ચિત્ત આનંદમાં મગ્ન બની જાય, એ અવસ્થાનું નામ ઉપાસના છે. ઉપાસનાના ત્રણ પ્રકાર છે; (૧) પથ્થરની શિલાનું ગંગામાં શીતલ થવું, (૨) કપડાની ઢીંગલી ( પૂતળી ) નું અંદર બહાર પાણીમાં ભીંજાઈ જવું, અને (૩) સાકરના કાંકરાનું ગંગાજળ બનવું. આને કોઈ ભજન, તો કોઇ ઉપાસના, કોઇ આરાધના, તો કોઇ અનુસંધાન પણ કહે છે. સીધી ને સાદી ભાષામાં કહેતાં ઇશ્વરનું સ્મરણ કરવું એનું નામ ઉપાસના છે.

પણ ખબરદાર ! એ ઉપાસના ભક્ત ક્યારે કરે તે વિષયમાં નીચલું ગીતાવાક્ય ભૂલી ન જવાય !

पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ।
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ॥ गी. अ. ५ श्लो. ९.

શબ્દાર્થ:—દેખતો, સાંભળતો, સ્પર્શ કરતો, સૂંઘતો, ખાતો, ચાલતો, સૂતો, શ્વાસ લેતો, બોલતો, ત્યાગતો, ગ્રહણ કરતો, આંખ ઉઘાડતો અને બંધ કરતો પણ.

**અટલ નિયમ:**–વાંચક! વધારે કહેવામાં શું લાભ ? આટલું જે લખું છું તે આચારમાં મૂકી અજમાવી જૂઓ. વાજબી ન લાગે તો લેખકના હાથ કાપી નાંખજો, જીભ

ખેંચી કાઢજો; પણ જરા કાન દઇ સાંભળો અને અંતઃકરણનાં ચક્ષુ ઉઘાડીને જોઇ લ્યો. બન્ધુ, **કૂવામાં કૂદકો મારી અદ્ધર રહેવા ધારશો તો રહી શકશો, પણ જગતના કોઈ પણ પદાર્થના મોહમાં ફસીને કલેશથી બચવું ધારશો તો તે તદ્દન અસંભવિત છે.** સૂર્યોદય થાય છતાં પ્રકાશ ન પડે એમ પણ કદાચિત બને, પણ **ચિત્તમાં પવિત્ર ભાવ અને બ્રહ્માનંદ જાગ્યા પછી શક્તિ અને શ્રી આદિ રાણીઓ તમારી પાણીઆરી-દાસી ન બને એ અસંભવિત છે.** મિનારાપર ચડીને દાંડી પીટાવો કેઃ—

**सत्यमेव जयते नानृतम्।** સત્યનોજ જય છે, અસત્યનો નહિ.

**सत्यं ज्ञानमनन्तं ब्रह्म।** બ્રહ્મ, સત્યરૂપ, જ્ઞાનરૂપ અને અંતરહિત છે. એ સત્ય શું છે?

**तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ ॥ मुण्डक०**

અર્થઃ—એ એકનેજ જાણ, આત્માથી અન્ય વાણીને છોડ.

**नान्यः पन्था विद्यतेऽयनाय।**

અર્થઃ-મુક્તિને માટે આના વિના અન્ય કોઇ માર્ગ નથી.

**ज्ञात्वा तं मृत्युमत्येति नान्यः पन्था विमुक्तये।**
**मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥**
**असन्नेव स भवति असद् ब्रह्मेति वेद चेत्।**
**अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुरिति ॥**

અર્થઃ-તેને જાણવાથીજ મૃત્યુને તરી શકાય છે-મુક્તિ માટે બીજો રસ્તો નથી. એને નહિ જાણનારો પુનઃ પુનઃ જન્મ મરણ પામે છે. બ્રહ્મને અસત જાણનાર અસત્રૂપેજ થાય છે,-અને સત્રૂપે જાણનારને વિદ્વાનો સત્ જાણે છે.

"કભી ન છૂટે પીંડ દુઃખસેં, જિસે બ્રહ્મકા જ્ઞાન નહિ."

અર્થઃ-જેને બ્રહ્મજ્ઞાન નથી, તેનો પીંડ દુઃખમાંથી કદી પણ છૂટતો નથી.

"જે નર રામનામ લિય નાહીં, સો નર ખર કુકકુર સૂકર સમ વૃથા જિયે જગમાંહી."

અર્થઃ-જે મનુષ્ય રામનામ લેતો નથી; તે મનુષ્ય ગધેડા, કૂતરા ને ડુક્કર સમાન છે. તે જગતમાં વૃથા જીવે છે.

"સૂર સુજાન સપૂત સુલક્ષણ ગુણિયન ગુણ ગરુઆઇ
બિન હરિભજન ઇંદારૂણ કે ફલ તજત નહીં કડુઆઈ."

અર્થઃ-મનુષ્ય શૂરવીર, સજ્જન, સપૂત, સુલક્ષણ, ગુણીજનોમાં શ્રેષ્ઠ ગણાતો હોય; પરંતુ હરિભજન વિના તે ઇંદ્રવરણાના બહારથી શોભીતા પણ અંદરથી કડવા ફળ જેવો છે.

"સો સંગતિ જલ જાય, કથા નહિ રામકી;
બિન ખેતીકી બાડ, ભલા કિસ કામકી;
જો નયન બેનીર હૈં, બેનૂર ભલે હૈં."

અર્થઃ-જે સંગતમાં રામની કથા નથી, એ સંગત બળી. ખેતરમાં ખેતી ન હોય તો વાડનું શું કામ છે? જે નયનમાં આંસુ (ઇશ્વરનાં વિરહાશ્રુ) નથી એ નયન આંધળાં (બેનૂર-તેજોહીન) ભલાં છે.

## લક્ષ્ય.

**आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु । बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ કઠ૦**

અર્થઃ—આત્માને રથનો સ્વામી જાણ; શરીરને રથ જાણ; બુદ્ધિને સારથિ જાણ; અને મનને લગામ જાણ.

"જીવાત્માને શરીરરૂપી રથમાં બેસીને બુદ્ધિરૂપી હાંકનારદ્વારા, મનની લગામથી, ઇંદ્રિયોરૂપી ઘોડાને હાંકતાં હાંકતાં ક્યાં જવું છે?"

**"विष्णोः परमं पदम् ।"**

લક્ષ્ય તો બ્રહ્મતત્ત્વ છે; બ્રહ્મ સાક્ષાત્કાર વિના સરવાનું નથી. અનાત્મદૃષ્ટિ દુઃખરૂપ છે. બાહ્ય જગતમાં સ્નેહ, મોહ ઇત્યાદિને ઉત્સાહપૂર્વક રાખો છો; પણ ભાઈ! કાળા સાપને ખોળામાં દૂધ પાઈને પાળો છો. સત્ય સ્વરૂપ તે પરમાત્માને છોડીને અન્ય વિચારને મનમાં રાખવા કરતાં હૃદયમાં પિસ્તોલ કાં નથી મારતા? ક્યાં સુધી માર્ગમાં તંબૂ નાખતા મુકામ કરતા રહેશો? ક્યાં સુધી રસ્તામાં પરોણાગત ચાખ્યા કરશો? આ સંસારરૂપી ધર્મશાળામાં હર જગ્યાએ ભોજનસામગ્રી તૈયાર કરીને કોઈ ખાતું નથી! આરામ જોઈતો હોય તો ચાલો રામના ધામમાં.

## ઉપાસનાની આવશ્યકતા.

**यस्त्वविज्ञानवान् भवत्ययुक्तेन मनसा सदा । तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥ કઠ૦**

અર્થઃ-જે અવિવેકી હોય છે, તેનું મન સદા એકાગ્રતારહિત હોય છે. સારથિના દુષ્ટ અશ્વોની પેઠે તેની ઇંદ્રિયો અવશ્ય તેને વિષયોના ખાડામાં નાખે છે.

વિજ્ઞાનરહિત અયુક્ત મનવાળાની ઇંદ્રિયો, વિવશ-તોફાની ઘોડાની પેઠે રથ, સારથી, અને બેસનાર સર્વને એવા ખાડામાં ઘસડી જાય છે, કે જ્યાં રડી રડીને દુઃખી થવાનુંજ હોય છે. જો આ જન્મ-મરણના ઘોર રૌરવમાંથી બચવું ઇષ્ટ લાગતું હોય તો ઇંદ્રિયરૂપી ઘોડાને કેળવવા અને સીધે રસ્તે ચલાવવા માટે યમનિયમની આવશ્યકતા છે.

લાખો યત્ન કરો, પણ જો તમારો સારથિ ઝાંખી આંખોવાળો કે કાણો હશે તો તમે કાદવમાં પડશો, રેતીમાં રોળાશો, ખાડામાં પડશો, અફળાશો, હજારો ઠોકર ખાશો ને ચીડાયા કરશો. વ્યાવહારિક બુદ્ધિ-સંસારમાં આસક્તિવાળી બુદ્ધિ-એ એવોજ સારથિ છે. તેવી બુદ્ધિને સારથિ બનાવવી એમાં તો દુઃખપ્રાપ્તિજ છે. વિજય તો એમાં છે કે તમારી મનરૂપી લગામને મૂકો શ્રીકૃષ્ણના હાથમાં; બસ, પછી જરાયે ભીતિ નથી. આ સંસારરૂપી કુરૂક્ષેત્રમાં એ સારથિ વિજયી થઈનેજ નીકળશે. રથ હાંકવામાં તો એજ પ્રસિદ્ધ અને પ્રવીણ સારથિ છે; એજ મહાન ઉસ્તાદ છે. રથ, ઘોડા, અને લગામ એજ હરિને સોંપવાનાં; એની પાસે મૂકવાનાં છે; જુઓ ગીતાદ્વારા શ્રીકૃષ્ણનો અવાજ સંભળાય છે કે:—

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ભ. ગી.**

અર્થઃ—સર્વ ધર્મોનો ત્યાગ કરીને મારા એકલાનું શરણ લે. હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ; શોક ન કર.

**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ભ. ગી.**

અર્થઃ—સંગથી કામ ઉત્પન્ન થાય છે; કામથી ક્રોધ પેદા થાય છે.

વાવાઝોડામાં જલમાં પડેલા તુંબડાની જે ગતિ થાય છે; તેવીજ ગતિ કામના અને વિષયવાસનામાં પડેલા મનુષ્યની થાય છે. વિષયસંગ સર્વદા અનર્થહેતુ છે, અને એ રોગનિવારણ માટે ઔષધ (ઉપાસના; આત્માનુસંધાન,) ન યોજાય તો એવી આત્મહત્યાને બદલે અવશ્ય—

**असूर्या नाम ते लोका अन्धेन तमसावृताः ॥ ईश. उप.**

અર્થઃ—અંધકારથી આવૃત, પ્રસિદ્ધ અસૂર્ય લોક મળે તેમ છે.

કે જ્યાં દારૂણ દુઃખ સહેવાં પડે છે. તમને કાંટામાં પડવાથીજ પરમેશ્વર યાદ આવતો હોય અને સંસારના કામધંધામાં આસક્ત રહેવાથી રામને ભૂલી જતા હો તો હે મિત્ર! ઝટપટ તમારા શરીરને દુઃખરૂપી તીવ્ર કંટકમાં ફેંકી દો એટલે એ દુઃખને બ્હાને પણ એ પ્રિયતમનું સ્મરણ થશે. આમ કરીને છાનું છાનું રોવાનું, મનમાં મુંઝાવાનું, હૈયું બાળવાનું ને એકલા દાંત કચડવાનું પણ અવશ્ય લાભકારક થશે.

## ઉપાસનાના બે પ્રકાર.

## (૧) પ્રતીક અને (૨) અહંગ્રહ.

પ્રતીક ઉપાસનામાં બહારના પદાર્થમાંથી પદાર્થદૃષ્ટિનો લોપ કરી ઈશ્વરદૃષ્ટિ કરવાની છે. અહંગ્રહ ઉપાસનામાં આપણી અંદર જે અહંતા-મમતા કલ્પી રાખી છે તેનો અંત લાવીને, છેડો છોડીને સર્વત્ર બ્રહ્મજ દેખવાનું છે. જો બહારની મૂર્તિનેજ સત્ય માને અને તેમાં ઈશ્વરની કલ્પના ન થઈ શકે, તો તે ઈશ્વરોપાસના નહિ પણ જડપૂજા (બૂત પરસ્તી) જ છે! એટલા માટેજ વ્યાસ ભગવાને, બ્રહ્મમીમાંસાના અધ્યાય ૪, પાદ ૧, સૂત્ર ૫ માં આજ્ઞા આપી છે કે,

**ब्रह्मदृष्टिरुत्कर्षात् ॥**

અર્થાત્-પ્રતીકમાં બ્રહ્મદૃષ્ટિ કરાય તોજ ઉન્નતિ છે; માટે બ્રહ્મમાં પ્રતીક ભાવના ન કરો.

અહંગ્રહ ઉપાસનાના સંબંધમાં એમ લખ્યું છે કેઃ-

**आत्मेति तूपगच्छन्ति ग्राहयन्ति च ॥** ब्रह्ममीमांसा ४ । १ । ३ ।

અર્થાત્ઃ-બ્રહ્મ એજ પોતાનો આત્મા, એમ વારંવાર ચિન્તન કર્યા કરો.

વેદનો આજ મત અને આજ ઉપદેશ છે. આ બન્ને પ્રકારની ઉપાસનામાં અભિપ્રાય અને લક્ષ્ય એકજ છે. ત્યારે એ લક્ષ્ય શું?

**सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत ।** छान्दोग्य०

અર્થઃ—સર્વ બ્રહ્મમય છે; તેમાંથીજ સર્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય છે; માટે શાન્ત થઈ તેનીજ ઉપાસના કરવી, અર્થાત્ શાન્તચિત્તથી અંદર અને બહાર બ્રહ્મજ જોવું.

**अथ खलु क्रतुमयः पुरुषः ।** छान्दोग्योपानिषद्.

અર્થઃ—માણસ પોતાની ઈચ્છાનો બનેલો છે; એટલે કે માણસ જેવા વિચાર અને ચિન્તવન કરે છે તેવો તે પોતે અવશ્ય બની જાય છે. તો પછી બ્રહ્મ ચિન્તનજ કાં ન કરવું? એટલે કે પોતે પોતાને બ્રહ્મરૂપ કાં ન દેખવું? શ્રુતિનું વચન છે કેઃ-**ब्रह्मावद् ब्रह्मैव भवति ।** બ્રહ્મને જાણે તે બ્રહ્મજ બને છે.

અહંગ્રહ અને પ્રતીક બન્ને પ્રકારની ઉપાસનામાં નામરૂપમય સંસારને ઉડાવી દેવાનો હેતુ છે; કાયમ રાખવાનો નહિ. જળ બ્રહ્મ છે, સ્થળ બ્રહ્મ છે, પવન બ્રહ્મ છે, આકાશ બ્રહ્મ છે, ગંગા બ્રહ્મ છે, ઈત્યાદિ પ્રતીક ઉપાસનાનાં રૂપદર્શન વાકયોમાં જળ, સ્થળ, પવન, આકાશ આદિની સાથે બ્રહ્મને જોડી દેવાનું નથી; જેમકે "સર્પ કાળો છે." તેમાં સર્પ પણ છે ને કાળો રંગ પણ છે; પરંતુ અહીં તો હેતુ બાધ સમાનાધિકરણનો છે.( metaphysical view ) દૃષ્ટાંતતરિકે કોઈ ભ્રાંતિવાળાને કહીએ કે આ સર્પ તો રજ્જુ છે; તેમાં રજ્જુ એ કાળા રંગની પેઠે સર્પની સાથે સમાન સત્તાવાળો નથી; એજ ભાવના છે. એજ પ્રમાણે સાચી ઉપાસના તો એ છે કે જળનું સ્વરૂપ દૃષ્ટિમાંજ ન રહે, સ્પંદરૂપ પવન પણ દૃષ્ટિમાં ન રહે, અને માત્ર બ્રહ્મસત્તાનુંજ ભાન રહે; પ્રતિમામાંથી પ્રતિમાપણું ઉડી જાય ને તેમાં ચૈતન્યસ્વરૂપ ભગવાનનીજ ઝાંખી થાય. જેમ કોઈ પ્રેમમત્ત ઘાયલને પોતાના પ્રેમપાત્રનું પત્ર મળે છે ત્યારે દૃષ્ટિમાં પ્રિયતમનું સ્વરૂપજ રમી રહે છે; એ વખતે પત્રદર્શન રહેતુંજ નથી. (ગોપીઓ ઉદ્ધવને કહે છે કે, આ પત્રિકા કયાં રાખવી ? છાતીપર રાખીએ તો છાતી બળી જાય; આંખોપર મૂકીએ તો આંખો ભસ્મ થઈ જાય.) ઉપાસનામગ્ન પુરૂષમાં ઇંદ્રિયજ્ઞાન તો માત્ર નામનુંજ રહે છે. પ્રિયતમે ચુંટી ખણી, તો તેમાં ચુંટી વસ્તુતઃ કોઈ ચીજ નથી; પ્રિયતમજ વસ્તુરૂપ છે. એજ પ્રમાણે ઈંદ્રિયોના જ્ઞાનદ્વારા એકનાએક પ્રિયતમનુંજ ભિન્ન ભિન્ન સ્વરૂપ પ્રતીત થાય છે અને પ્રત્યેક ઈંદ્રિયજ્ઞાનમાં એનુંજ દર્શન પમાય છે.

* "આવ્યો પવન આ ઠુમઠુમક, લાવ્યો નિમંત્રણ શ્યામનું"

ભાઈ ! સાચી ઉપાસના એનુંજ નામ છે કે, જેમાં જીભ તો શું પણ શરીરના પ્રત્યેક સ્નાયુ શાન્ત થઈ જાય ને નાડી માત્રનાં પરમાણું હલમલી રહે. એમ સ્વતઃ ન થાય તો આંખો મરડો, મોઢું મરડો, નાક મરડો, કાન મરડો, ગાઓ, બજાવો, નાચો, કૂદો એ સર્વ ચિત્રો કોઈ કુશળ ચિત્રકારનાં નિર્જીવ ચિત્રોજ માત્ર છે. પછી તે ચિત્રને અતિ સુન્દર કહો કે રવિવર્માનું કહો, પણ માત્ર એ નિર્જીવ ચિત્રથી શું લાભ ભલા ?

શેતરંજની રમતમાં જેમ લાકડાની સોગટીને બાદશાહ, વઝીર, હાથી, ઘોડા, ઉંટ ને પ્યાદા માનવાના છે, તેમ સાંસારિક પદાર્થોમાં બ્રહ્મબુદ્ધિ–સુખબુદ્ધિ દૃઢ કરવાની નથી. વિષયવાસનાને દૂર કરવાનું સાધન કાંઈ એ પ્રકારનો અધ્યારોપ (કલ્પનાશક્તિ) નથી; એ કાંઈ કલ્પનાશક્તિની ખીલવણી નથી. જલ બ્રહ્મ છે, આકાશ બ્રહ્મ છે, પ્રાણ બ્રહ્મ છે, અગ્નિ બ્રહ્મ છે, મન બ્રહ્મ છે, ઈત્યાદિ ઉપાસનાનાં "રૂપ" તો વિવેકપૂર્વક અવસ્તુપણું દૂર કરી વસ્તુભાવને જમાવવા માટે છે. પદાર્થભાવ એ અવસ્તુ છે; બ્રહ્મભાવ એજ વસ્તુ છે; અને કદાપિ એ કલ્પના માત્ર હોય તોપણ એ એક એવી શ્રદ્ધાયુક્ત કલ્પના છે કે જેમ બાળક શિક્ષકના કહેવાથી પ્રથમ તો માત્ર શ્રદ્ધાથીજ ગુણાકાર ભાગાકારની રીત માન્ય કરીને ગુણાકાર વગેરે શીખે છે; અને ગુણાકાર ભાગાકારની રીત એમજ કેમ છે ? એ વાત તો જ્યારે આગળ બીજગણિત ( algebra ) ભણે ત્યારેજ તેને સમજાય છે. શિક્ષકપર શ્રદ્ધા રાખવાને પરિણામે એ રીત પોતાની મેળેજ તેને સમજાઈ જાય છે અને પોતાનું દૃષ્ટાંત પોતેજ બને છે. આ સમાધાન એવા પ્રકારનું થાય છે કે તેના અનુભવ આગળ પ્રશ્નપરંપરા કે સંશયને સમયજ મળતો નથી. પણ ખબરદાર ! ગુરૂની બતાવેલી રીતમાં કાંઈને બદલે કાંઈ ન સમજી બેસો, ને અવળે રસ્તે જતા ન રહો, તે પણ સંભાળજો.

* મૂળ હિન્દીઃ—આય પવન જલ ઠુમઠુમક, લાઇ બુલાવા શ્યામકા.

**પ્રતિમા એટલે શું ?** જે વસ્તુથી બીજી કોઈ ચીજનું માપ કાઢી શકાય તેનું નામ પ્રતિમા. (Unit of measurement) તોળવાની વસ્તુ ચાર શેર હોય ને તેની સામે શેરનું તોલું રાખીએ એટલે તોળવાની ચીજ ચારગણી કહેવાય છે. તેમજ ચાર શેર ચીજની સામે શેરને બદલે પાશેર મૂકીએ તો તોલા કરતાં વસ્તુ સોળગણી કહેવાશે. હિંદુધર્મમાં આ પ્રતિમા કે પ્રતીક તે આવા પ્રકારનું એક ઈશ્વરને તોળવાનું માપ છે. હિંદુધર્મમાં સૂર્ય ચન્દ્રરૂપી અતિ ઉચ્ચ પ્રતીકો પણ છે. એનાથી ઉતરતાં પ્રતીકો ગુરૂ, બ્રાહ્મણરૂપ, ગરૂડરૂપ, અશ્વત્થ, કૈલાસ, ગંગા અને ક્રમશઃ કાળા પથ્થરની પ્રતિમાને પણ સ્થાપિત કરી છે; પરંતુ આ સર્વ ન્હાનામાં ન્હાના પ્રતીકો શું ઈશ્વરને તુચ્છ બનાવવા માટે હતાં ? નહિજ. આવી ન્હાનામાં ન્હાની ચીજને પણ પ્રતિમા બનાવવાનું રહસ્ય એજ હતું કે જ્યારે એ પથ્થરને પણ બ્રહ્મ જાણીએ; ત્યારે જ ઈશ્વિર ભાવનો-બ્રહ્મદૃષ્ટિનો સમુદ્ર રેલી રહે; અને પદાર્થ માત્ર તથા સમસ્ત જગત બ્રહ્મરૂપજ પ્રતીત થાય; પણ જો એ ન્હાનો પથ્થરજ બ્રહ્મ છે, એટલોજ બ્રહ્મ છે, એવોજ બ્રહ્મ છે, એમ માનીને મૂર્તિપૂજા કરાય તો કરનારની બુદ્ધિ પથ્થરરૂપ-જડજ બનવાની.

## પરાપૂજા.

પદાર્થના આકાર, નામ અને રૂપ આદિમાંથી દૃષ્ટિ વાળીને ચિત્તને એના આનંદ અને સત્તા અંશમાં પરોવવું એનું નામજ પરાપૂજા. ચિત્તવૃત્તિને પદ યા શબ્દમાંથી તેના અર્થ રહસ્યમાં જોડવાનું-આ ચર્મચક્ષુને દૃશ્યમાન પદાર્થોમાંથી ખેંચી લઈ બ્રહ્મમાં મગ્ન રહેતાં શીખવવાનું નામજ ઉપાસના છે. ત્યારે શું એ ઉપાસના કોઇ નિયત મૂર્તિદ્વારાજ સાધવી જોઇએ ? નહિ. મૂર્તિ તો માત્ર વિદ્યાર્થીની કોપીબૂક જેવીજ છે. કોપીબુકપર એકવાર તેનો હાથ જામે, એટલે પછી તે ગમે ત્યાં લખી શકે છે; તેમ બ્રહ્મદર્શનની રીત આવડી ગઇ એટલે પછી જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં બ્રહ્મદર્શનજ થાય છે. પ્રતીક ઉપાસના ત્યારેજ સિદ્ધ અને સફળ થાય છે કે જ્યારે તે અમને સર્વત્ર બ્રહ્મદર્શન પામતાં શીખવે, સમસ્ત વિશ્વ અમારૂં મંદિર બની જાય, પદાર્થ માત્રમાં રામની ઝાંખી થાય અને પ્રત્યેક ક્રિયા ઈશ્વિરની પૂજારૂપ બની જાય.

"હરૂં ફરૂં તે તેની પ્રદક્ષિણા, ક્રિયા સર્વ તે પૂજા મનાય;
ગૃહ ઉદ્યાન એક સમ જાણું, દ્વૈતભાવ શમી જાય."

એવી સત્ય અને જીવન્ત ઉપાસના જેનામાં જાગૃત થાય છે તેની અવસ્થાનું વર્ણન શ્રુતિ એવું કરે છે કેઃ-

**यावद्धयते सा दीक्षा यदश्नाति तद्धविर्यत्पिबति तदस्य सोमपानं यद्रमते तदुपसदो, यत्संचरत्युपविजत्युत्तिष्ठते च, प्रवर्ग्यो यन्मुखं तदाहवनीयो या व्याहृतिराहुतिर्यदस्य विज्ञानं तज्जुहोति ॥**

અર્થઃ—તે આપે છે તે દીક્ષા છે; તે ખાય છે તે હવિ છે; તે પીએ છે તે એનું સોમપાન છે; તે જે આનંદ આપે છે તે ઉપસદ વિધિ ( એક જાતનો યજ્ઞ ) છે; તે ફરે છે બેસે છે, ઉભો રહે છે તે તેનો પ્રવર્ગ્ય ( સોમયજ્ઞની આરંભ ક્રિયા ) છે; તેનું મુખ તેજ તે આહવનીય અગ્નિ ( યજ્ઞનો એક પ્રકારનો અગ્નિ ) છે; તે જે બોલે છે તે આહુતિ છે; અને તેનું જે વિજ્ઞાન ( અનુભવસિદ્ધ જ્ઞાન ) છે તે હવન છે.

જો તમને ખરી મુક્તિ, શાંતિ અને સુખ પ્રાપ્ત કરવાની ઈચ્છા હોય તો તેની પ્રાપ્તિનાં

સાધન "ભેદભાવનો વિનાશ ને બ્રહ્મદષ્ટિની પ્રાપ્તિ" એજ છે. એ દષ્ટિ શા માટે આવશ્યક છે? કારણ કે વસ્તુતઃ એજ પ્રમાણે છે કે,

**ब्रह्म सत्यं जगन्मिथ्या ।**

રેલ્વે, તાર અને બલુન વગેરે યંત્રો જો અગ્નિ, બાષ્પ અને વિદ્યુતકળાના નિયમાનુસાર બનાવશો તોજ બનશે; પણ એ નિયમને સમજ્યા વિના અને તે પ્રમાણે વર્ત્યા વિના લાખો યત્નો કરશો તોપણ કશું વળવાનું નથી.

આ આધ્યાત્મિક નિયમ તો તત્વજ્ઞાન ( Science ) ના સર્વ નિયમોનો મૂળ નિયમ છે કે જેનું વેદમાં વર્ણન કર્યું છે. અમેરિકાના મહાત્મા ઍમર્સને તદ્દન પક્ષપાતરહિત અનુભવ-દૃષ્ટિથી જાહેર કર્યું છે કે કોઈ પદાર્થપર હૃદયપૂર્વક પ્રીતિ રાખવી અથવા તો રોતે મુખડે ગરીબ ભિખારીની પેઠે અન્યની પાસે પ્રીતિની યાચના કરવી એ પવિત્ર પ્રેમ નથી; પણ નીચ મોહ છે. જ્યારે તમે એ મોહ મમત્વ છોડી દેશો, અથવા અહંતા ગાળી દેશો અને જેમાં ન રહે "હું" કે ન રહે "તું" એવી ઉચ્ચ સદ્ભાવનામાં ગળી જશો; ત્યારે તો મારે આકર્ષાઈને તમારી પાસે આવવુંજ પડશે; ને તરતજ તમે મને તમારા ચરણોમાં જોશો. જ્યાં સુધી તમે તમારી દૃષ્ટિ અન્યની ઉપર રાખશો, અને તેની પાસેથી પ્રીતિ મેળવવાની ઇચ્છા કરશો, ત્યારે તમને તેના બદલામાં તિરસ્કાર ને અનાદર વિના બીજું કાંઈજ નહિ મળે. **નહિજ મળે; એ યાદ રાખજો.**

ભાઈ! આમાં મતમતાંતરના ઝગડા કે વિવાદની શી આવશ્યકતા છે? હાથકંકણને આરસીની શી જરૂર છે? જો કલેશરૂપી મૃત્યુ મંજૂર ન હોય તો પોતાના ચિત્તની અવસ્થા અને તેના દુઃખ-સુખરૂપ ફળનો એકાન્તમાં શાન્તિપૂર્વક વિચાર કરવાનું શરૂ કરી દો. સત્ય કે અસત્ય એની મેળેજ ઉપર તરી આવશે. તમારી વિચારશક્તિ રોગગ્રસ્ત નહિ હોય તો તમે પોતેજ ન્યાય કરી શકશો કે ચિત્તમાં ત્યાગની અવસ્થા અને બ્રહ્માનન્દને જાગૃત કરવાથી ઐશ્વર્ય અને સૌભાગ્ય, ભૂખ્યા બાળકની પેઠે તમારી તરફ દોડતાં આવે છે.

**यथेह क्षुधिता बाला मातरं पर्युपासते ॥** છાન્દોગ્ય૦

જ્યારે અમારામાં સત્ય અને શાન્તિરૂપી વિષ્ણુ વિરાજશે ત્યારે લક્ષ્મી પોતાના પતિની સેવા માટે અમારે દરવાજે એની મેળેજ આવી ચડશે.

ઘણા લોકો એમ ફર્યાદ કરે છે કે ભક્તિ અને ધર્મપરાયણ જીવન ગાળતાં છતાં પણ દુઃખ અને દરિદ્રતા અમને સતાવે છે; અને સર્વત્ર અધર્મીનોજ જય થાય છે? પણ એ ગરીબ બિચારાં દુઃખી પ્રાણી, કાર્ય અને કારણનો સિદ્ધાંત સમજતાં નથી. જેઓ નિર્ણય કરવામાં અન્વય વ્યતિરેકનું ભાન નથી રાખતાં તેમને તો ધર્મ અને ભક્તિ શું છે તેનીજ ખબર નથી. સ્વાર્થ, ઇર્ષ્યા અને દેહાભિમાનને તો તેઓએ હજી છોડયાંજ હોતાં નથી, કે જેને ત્યાગવાથીજ તેઓ ધર્માચરણી બની શકત. એ સિદ્ધાંતને અમલમાં મૂકયા વિનાજ તેઓ કહે છે કે અમે તો ધર્મ પાળવા છતાં પણ દુઃખમાં મરીએ છીએ. શું તેમનું આ કથન સત્ય છે? નહિજ. જો ધર્માચરણ તેમણે સેવ્યું હોત તો આવાં સ્વાર્થ અને ઇર્ષ્યાવાળાં વાકયો બોલવાની ફર્યાદજ તેઓ ન કરત. જેનાથી અહંકાર અને અભિમાનની વૃદ્ધિ થાય છે એવાં દાન અને ભજનનો ધર્મમાં સમાવેશજ થતો નથી. તેઓના સુખનું કારણ જોશો તો એજ હશે કે તેમની

ચિત્તવૃત્તિ જાણે કે અજાણે તેટલો સમય આત્માકાર રહી હશે. એમનાં પાપકર્મનું પરિણામ શોધશો તો તે મહા ક્લેશજ હશે; પરંતુ દુઃખમાં સુખબુદ્ધિને લીધે તેની પણ તેમને ખબર નહિ હોય.

તમારાપર કોઇએ વ્યર્થ અત્યાચાર ગુજાર્યો હોય તો અહંકાર અને પક્ષપાતરહિત બની તમે તમારો પોતાનોજ આગળ પાછળનો હિસાબ તપાસો. તમને ફટકો એ માટે પડયો હતો કે તમે અયુક્ત રજોગુણમાં દિલ પરોવ્યું હશે; આત્મ-સન્મુખ નહિ રહ્યા હો; રાજાના નિયમનો ભંગ કર્યો હશે; મનને બ્રહ્માકાર ન રાખવાથી આ સજા મળી. તમે એ શત્રુની સાથે લડીને વૈર વાળવા તૈયાર થાઓ છો; પણ જરા ભાન રાખો કે પોતાની પહેલી ભૂલજ ચોગણી, પાંચગણી ન બની જાય. આવા પ્રકારની અનેકવિધ ક્રિયાઓથી જગતના અસત્યરૂપ પદાર્થોને તમે સત્ય બનાવો છો ને બ્રહ્મને મિથ્યા માનો છો.

બાપુ ! હઠ કરીને બેસો તો ખરા કે અડદના લોટની પેઠે મૂઠીએ મૂઠીએ ગુંદાશો, ને પરિણામે પળે પળે પીડાશો. લોકો પ્રાયઃ અન્યના દોષ કહે છે ને પોતે નિર્દોષ બનવા જાય છે. અલબત્ત તમે પોતે પ્રત્યગાત્મરૂપ બિલકુલ નિષ્કલંક છો. તમારા સ્વરૂપને ભલે આત્મ-દેવ માન્યા કરો; પરંતુ આત્માની શરીર, મન અને બુદ્ધિમાં તાદાત્મ્યતા કરવી અને તેમ છતાં દેખાવું નિષ્પાપ, એજ સર્વ પાપોની જડરૂપ ઘોર પાપ છે. શું એ પાપરૂપ મહાશત્રુ વિશ્વના અટલ નિયમને અનુસરીને તમને સત્ય સ્વરૂપ આત્માથી વિમુખ રહેવા બદલ રડાવ્યા વિના રહેશે ? તમારા એ વૈરીની વહારે એ વિશ્વનિયમ નહિ ચડે ? એ ત્ર્યમ્બકની આંખોમાં કોઇ પણ ધૂળ નાંખી શકે તેમ નથી. એ ઈશ્વરના નિયમમાં હાથ નાખનાર તમે કોણ માત્ર ? બીજાની તને શું આવી પડી છે ? તું તારૂંજ તપાસી જો. બદલો લેવાનો વિચાર તો શ્રદ્ધાહીન નાસ્તિકતા છે.

અરે પ્યારા ! પ્રિય આત્મન્ ! દ્વેષાતુર મૂર્ખ ! બીજાને ચણા ચવરાવવા ધારે છે, ને બ્રહ્મધ્યાનરૂપી ખીરખાંડ તો તુંજ ખાશે ! બ્રહ્મ સત્ છે. તે બ્રહ્મ ભૂલી જવું તેજ દુઃખની જાળ છે. જે તમારી અંદર છે તેજ અન્યમાં છે.

यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ॥ કઠોપનિષદ્.

જ્યારે તમે તમારા અંતરાત્મા સાથે બગાડો છો, ત્યારેજ જગત તમારી સાથે બગાડે છે, તમે એ અન્તર્યામી તરફ વળશો ત્યારે તો જગતરૂપી સંગ્રહસ્થાનમાં એક અણુની પણ શું શક્તિ છે કે ચૂં ચાં કરે ?

योमनसि तिष्ठन्मनसोऽन्तरो, यं मनो न वेद, यस्य मनःशरीरं,
यो मनोऽन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥

દિલની દગાબાજી છોડીને સીધા બનશો તો તો તમારા ભૂત, વર્ત્તમાન અને ભવિષ્ય ત્રણે કાળ સરળ બની જશે.

પ્યારા ! એક હૃષ્ટપુષ્ટ મનુષ્યને બગીચામાં બેસીને જતો જોઇને તમે કહેશો કે એની મોટાઇ, એનું આરોગ્યસુખ ગાડીઘોડામાં ફરવાથી પ્રાપ્ત થયું હશે; પણ વસ્તુતઃ તેમ નથી. એ આરોગ્યનું કારણ આ હણહણતા ઘોડા નથી. એ શરીર તો અન્નપાચનથી ફાલ્યું છે. એજ પ્રમાણે જ્યાં જ્યાં ઐશ્વર્ય અથવા સૌભાગ્ય પ્રતીત થાય છે તેનું કારણ કોઈની ચાલાકી કે બદફેલી નથી. સોગન દઈને પૂછશો તો માલૂમ પડશે કે જેટલી હદમાં એ ચાલાકી અને ફરેબબાજીનો ઉપયોગ થયો હશે તેટલા પ્રમાણમાં તેને અવશ્યમેવ હાનિજ

થઈ હશે. આનંદ અને સુખનું કારણ તો જ્ઞાનથી કે અજ્ઞાનથી ચિત્તને બ્રહ્મભાવમાં આરોપિત કરવાનુંજ હોય છે. એ મનુષ્યને અન્ન ખાતાં તમે નથી જોયો અને એ પોતે પણ એ વાતને ભૂલી ગયો હોય તેથી પણ શું? (બાળક ઘણીવાર રાત્રિએ દૂધ પીએ છે ને સવારમાં ભૂલી જાય છે,) પણ ભાઈ! તેલ તો તલમાંથીજ નીકળે. સુખ અને આનંદ, આત્માકારવૃત્તિવિના બીજા કશામાંથી આવતાંજ નથી.

**यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः ।**
**तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥**

જો લોકો ચામડાની પેઠે આકાશને સંકેલી શકે તોજ દેવને જાણ્યા વિના દુઃખનો અંત આવે.

દૃષ્ટાંત, પ્રમાણ, અનુમાન અને દલીલ વગેરેથી પણ એ વાત સિદ્ધજ છે; પણ હું અત્યારે યુક્તિપ્રયુક્તિનો ઉપયોગ નથી કરતો, માત્ર સરલ ને સાદી વાતજ કહું છું.

આ તમે છો ને આ તમારૂં જગત છે. જ્યારે તમારા ચિત્તમાં જગતના સંબંધીઓની તુલના ઈશ્વરભાવ કરતાં અધિક થઈ જાય છે; જ્યારે "હું" અને "મારૂં" એ ભાવ ચિત્તમાં શાન્તિ અને ત્યાગને નીચે દબાવી દે છે; અને જેટલા પ્રમાણમાં **"ब्रह्म सत्यं जगन्मिथ्या"** રૂપી સત્યની આચરણમાં ઉપેક્ષા કરીએ છીએ; તેટલાજ પ્રમાણમાં દુઃખ, કલેશ અને ખેદ ઈત્યાદિ આવરણ આવી પડે છે, ને તમને કૂપમાં ફેંકી દે છે. વનસ્પતિશાસ્ત્ર (Botany) કે રસાયન શાસ્ત્ર (Chemistry) ના સિદ્ધાંતની પેઠે આ સિદ્ધાંત પણ આત્મપરીક્ષા ને આત્મવિચાર (observation and experiment) થી સિદ્ધ છે.

જગતમાં રોગ એક છે અને ઓસડ પણ એક છે. ચિત્તથી અથવા ક્રિયાથી બ્રહ્મને મિથ્યા અને જગતને સત્ય માનવું એવી **એકજ વિપરીત** વૃત્તિ ભિન્ન ભિન્ન પ્રકારે દુઃખને આપનારી થાય છે. એ પ્રત્યેક વિપત્તિનું ઔષધ શરીર આદિને "છે નહિ" માનીને બ્રહ્માગ્નિમાં જવાળારૂપ બની જવું તેજ છે.

લોક સામાન્યતઃ એમ કહે છે કે, જગતના કોઈ પણ પદાર્થ કે પ્રાણીમાં પ્રેમ કરીએ છીએ તો બદલો મળે છે, પણ પરમેશ્વરમાં પ્રેમ સમર્પણ કરવો એતો હવાના બાચકા છે; તેમાં કાંઈ વળતું નથી. પરન્તુ આ વિચાર ભ્રમણા માત્ર છે. પરમેશ્વર પ્રતિના પ્રેમમાં અમારૂં હૃદય વિહ્વળ થતાંજ તે હૃદય આર્દ્ર બની દ્રવવા માંડે છે અને સુખરૂપી બદલો સત્વરજ મળે છે; ધ્વનિનો પ્રતિધ્વનિ તુરતજ સંભળાય છે. બલ્કે જગતના પ્રેમીઓ પાસેથી પણ પ્રેમનો બદલો ત્યારેજ મળે છે કે જ્યારે એ પ્રેમમાંથી નિરાશ બનીને અમે અમારૂં હૃદય ઈશ્વરભાવ પ્રતિ વાળીએ છીએ.

કોઈએ આવીને કહ્યું કે, લોક તમારે માટે આમ બોલે છે; કોઈએ કહ્યું કે કોઈ તેમ બોલે છે; કોઈ ઉપર કોઈ ગુસ્સે થયો છે; કચેરીમાં અમુક કેસ આવી પડયો છે; અમુક રોગ ફાટી નીકળ્યો છે; અમુક સ્થળે આગ લાગી છે; પરંતુ અરે ભોળા મનુષ્ય! તું આવી વાતોથી તારી વાતમાં અંતરાય ન પડવા દે. જગતરૂપી રેંટીઆમાં મનરૂપી ત્રાકને સીધી રાખ, નહિ તો જરૂર કોકડું ગુંચાશે, ને તાંતણો તૂટશે. તું એમાં ન ફસ. કોઈનું કાંઈએ ન માન. બ્રહ્મ વિના બીજું કશું કદી થયુંજ નથી. ચિત્તમાં ત્યાગ અને બ્રહ્માનંદ ભરી તો જો? પછી બધી બલાઓ આંખ મીંચી ઉઘાડતામાં સાત સમુદ્રની પાર ન પહોંચી જાય તો લેખકને સમુદ્રમાં ફેંકી દેજો.

એક બાળક બીજા બાળકને એવું કહી બ્હીવરાવતો હતો કે, "આજ તને તારો બાપ એવો મારશે કે તું ઉમ્મરભર યાદ રાખીશ."

બીજા બાળકે શાન્તિથી જવાબ દીધોઃ—

"મારો બાપ મને મારશે તો મારા ભલાને માટેજ મારશે; તેમાં તારૂં શું ગયું?"

આ બાળકના જેવોજ વિશ્વાસ પ્રભુમાં હોવો જોઈએ. ભયંકર–ભયાનક ભાવીથી ભય પામીને બગલાની પેઠે ગરદન ઝુકાવી ગભરાઈ જઈ હાય હાય શા માટે કરવી? આનન્દથી બેસ મારા દોસ્ત! ત્યાં બીજું કોઈજ નથી; તારોજ પરમપિતા આત્મદેવ છે. તે તને મારશે તો પણ ભલાનેજ માટે. જો તું તેની ઇચ્છાનુસાર આચરણ શરૂ કરી દે તો તે શું દિવાનો છે કે તને માર્યાજ કરે?

## એકાગ્રતામાં વિઘ્ન.

### વિઘ્ન પહેલું-મિથ્યાસત્તામાં વિશ્વાસ.

જ્યાં સુધી સંસારના પદાર્થોમાં કારણત્વ સત્તાનું ભાન થયા કરે અથવા તો જ્યાં સુધી ઈશ્વરજ પ્રત્યેક વાતનું કારણ પતીત ન થાય ત્યાં સુધી તો પરમેશ્વરમાં સ્વાર્પણ કરવાનો આનંદ નથીજ આવતો.

**स यथा दुन्दुभेर्हन्यमानस्य न वाह्यांछब्दांछक्नुयाद्ग्रहणाय दुन्दुभेस्तु ग्रहणेन दुन्दुभ्याघातस्य वा शब्दो गृहीतः ॥**

**स यथा शङ्खस्य ध्मायमानस्य न वाह्यांछब्दां छक्नुयाद् ग्रहणाय शङ्खस्य तु ग्रहणेन शङ्खध्मस्य वा शब्दो गृहीतः ॥**

**स यथा वीणायै वाद्यमानायै वाह्यांछब्दां छक्नुयाद् ग्रहणाय वीणायै तु ग्रहणेन वीणावादस्य वा शब्दो गृहीतः ॥**

बृहदारण्यक उप० अ. २, ब्रा. ४, मं. ७, ८, ९.

ઢોલ, મૃદંગ, શંખ, વીણા, હારમોનિયમ આદિ વાજીંત્રપર કાબૂ મેળવવાથી એનો અવાજ સ્વતઃજ પકડી શકાય છે; એવીજ રીતે જો અમે પરમાત્મદેવનું મૂળ પાકે હાથે પકડીએ તો સમસ્ત સંસારની કાર્યકારણશક્તિ સ્વતઃ અમારે અધીન બની જશે.

કોઈ મ્હોટા માણસની સાથેના સંબંધમાં આપણી આશાપૂર્તિના કારણમાં તેનાં વિદ્યા, બલ, ધન, માલ મકાનનેજ હેતુ બનાવી આત્મદૃષ્ટિનો અનાદર કરીએ તો દુઃખપ્રાપ્તિજ થવાની.

કહેવાય છે કે જ્યારે કૃષ્ણજી ગોપિકાઓનાં દૂધ માખણ ચોરી ખાતા હતા ત્યારે તેમાંથી થોડું થોડું તેમના વાડામાં બાંધેલાં વાછરડાંનાં મોંપર ચોપડતા હતા. ઘરનાં મનુષ્યો બિચારાં પોતાનાં વાછરડાંનેજ ચોર સમજી મારપીટ કરતાં હતાં; ને નુકસાન આખરે તેમનેજ વેઠવું પડતું હતું. વ્હાલા! સૌ વાતનું મૂળ કારણ તો માત્ર ભગવાનજ છે; ને બિચારાં વાછરડાં તો મિથ્યાજ કારણરૂપે મનાય છે. ગરીબ કંગાલ દીવાળીઆઓનાં નામ તો લક્ષ્મીધર, ધનરાજ, રણછોડરાય વગેરે હોય છેજ; પણ તેથી શું?

શા માટે માર ખાતા ખાતા આ સંસારચક્રમાં ફરો છો? એ કંઈ ખરી વસ્તુ નથી. છોકરી કુમારી હોય છે ત્યાં સુધીજ ઢીંગલા ઢીંગલીના વિવાહ કરી આનંદ લૂટે છે. કારણોના કારણરૂપ પરબ્રહ્મ પામી શકાય તેમ છે તો પછી મિથ્યા અવાસ્તવિક કારણોમાં શા માટે ગુંથાઈ રહી દુઃખી થવું?

ગીત અથવા વાંસળી સાંભળીએ છીએ તેમાં પ્હેલાં એક સૂર સાંભળીએ છીએ; તરતજ બીજો સંભળાય છે; બીજો ત્રીજાને ઉત્પન્ન કરે છે; એ શબ્દો અને સૂરોના પરસ્પર સંબંધ અથવા કાર્યકારણભાવપર આધાર રાખે તો લોકો ભૂલ કરે છે; કેમકે મૂળ કારણ તો ગાવાવાળો બંસીધરજ છે.

એક ઉંચું મકાન છે. તેના છેક ઉપરના માળને એનાથી નીચેના માળનો આશ્રય છે; એને એનાથી નીચેના માળનો આશ્રય છે. આમ જોતાં જોતાં નીચેનું ભોંયતળીયું આખા મકાનનો આશ્રય છે. આવાજ કાર્યકારણમાં સૌ બિચારા ભૂલથાપ ખાય છે. આ સર્વ માળનું જીવન્ત કારણ તો મકાન બનાવનાર છે.

સાંસારિક કારણોમાં આશાભરી આંખથી જોવું એ તો સમુદ્રમાં ડૂબતા મનુષ્યને તણખલાની સહાયની આશા આપવા જેવું છે. કલાબાજ કૃષ્ણચંદ્રે સુદર્શન ન ઉઠાવ્યું ને પોતાની પ્રતિજ્ઞા પાળવા રથનું પૈડું ઉઠાવી સામે ધર્યું એટલે વૃદ્ધ ભીષ્મને પણ હસવું આવ્યું. જો જો એવું હવે પણ ફરી ન થાય. ચર્મચક્ષુથી દ્રષ્ટિગોચર થતાં કારણ, આશ્રય અને સહાયમાં વિશ્વાસ રાખવો એ તો એવા અનુચિત ચક્રને ઉપાડવા જેવું છે. એનાથી શું વળશે ? તમે તમારા મૂળ સ્વરૂપને તો યાદ કરો ! આંખ ઉઘાડી તપાસો કે કેવા ચક્રમાં ફસ્યા છો ? જરા અસલી સુદર્શન પ્રતિ દ્રષ્ટિ તો કરો ! તમારા ભયથી સૂર્ય કંપે છે. તમારા ચાબૂકથીજ મોત નાસતું ફરે છે.

भीषास्माद्वातः पवते । भीषोदेति सूर्यः ।
भीषास्मादग्निश्चेन्द्रश्च । मृत्युर्धावतिपञ्चम इति ॥ તૈત્તરીય ઉપ.

એના ભયથીજ વાયુ વાય છે; સૂર્ય ઉદય પામે છે; અગ્નિ, ઇંદ્ર અને પાંચમો અગ્નિ એ સર્વ એનાજ ભયથી ધાવન કરે છે.

અરે વ્હાલાંઓ ! વિષયવશ રહેવું એ તો પરાધીનતામાં મરવાનું છે. આવું વિવશ જીવવું એ તો શરીરને કબર બનાવી તેમાં મુર્દાની માફક સડવાનું છે.

**निर्ममो निरहंकारः** બનવાથીજ દીપકના પ્રકાશની પેઠે આત્મ જ્યોતિ શરીરમાં સર્વત્ર ઝગમગી રહે છે. જે કાર્યમાં ઉપરનાં લક્ષણ દેખી અનુમાનના આશ્રયથી આશાપાશમાં મન ફસી જાય એ કદાપિ કાર્ય ન કહેવાય. અને જેને અનુમાન અને લક્ષણ માની બેઠા છો, તેજ તમને સંસારમાં–બંધનમાં નાંખે છે. માછલી માંસના લોભે જાળમાં ફસે છે; તેમ તમે એ ઉપરનાં લક્ષણોના મોહમાં પડી સંસારમાં ફસો છો. જ્યારે આ બહારનાં કારણોને અંતઃકરણમાં રાખ્યા વિના સ્વાર્થાંશનો ત્યાગ કરી માત્ર આવી ભાવનાથીજ હરકોઇ કાર્ય કરાય કે, “હે રામ, આ તમારૂં કામ છે તેથીજ હું તે મારૂં સમજું છું. જે તમારી મરજી તેજ મારી મરજી. કાર્ય બને કે ન બને તોપણ મને કાંઇ હાનિ લાભ નથી. મારો આનંદ તો કેવળ તમારી સાથે અભેદ રહેવામાં છે. કાર્યને સુધારો ને પાર પાડો તો વાહ વાહ, ને બગાડો તો પણ વાહ વાહ !” જ્યારે શુદ્ધ અંતઃકરણથી આ ભાવના અને દષ્ટિ સિદ્ધ થાય તો પછી પ્રકૃતિનો કોઈ નિયમ એવો નથી કે જે તમારે અધીન ન બની જાય. સર્વ તત્ત્વો તમારાં ગુલામ બનીને રહે. શું કદી રામના કામમાં વિઘ્ન આવી શકે છે. ભલા ! ભગવદ્ગીતામાં જે શ્લોક ગીતાને બે ભાગમાં વ્હેંચી નાંખે છે તે આ છેઃ–

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ અ. ૯ શ્લો. ૨૨

અર્થઃ-જે જનો અનન્ય ભાવે મારૂંજ ચિન્તન કરતાં સર્વ પ્રકારે મનેજ ભજે છે તે નિત્યયુક્ત (નિરંતર મારે વિષેજ ચિત્તને ચોંટાડનાર) નાં યોગ (જોઈતા પદાર્થો પ્રાપ્ત કરાવવા તે) અને ક્ષેમ (પ્રાપ્તિની રક્ષા કરવી તે) ને હુંજ વહન કરૂં છું.

અગ્નિની જવાળા કદાચ ઉપરથી નીચે આવે, ને સૂર્ય કદાપિ પશ્ચિમમાં ઉગીને પૂર્વમાં અસ્ત પામવા માંડે; તોપણ ભગવાન શ્રીકૃષ્ણનું અભયવચન કદી અસત્ય નીવડે તેમ નથી.

મિત્ર! મનુષ્ય જન્મ પ્રાપ્ત થવા છતાં પણ હેરાન થવું ને શોકાતુર પડયા રહેવું એ તો અત્યંત લજ્જાની વાત છે. શોક અને ચિંતામાં તો તેઓ રહે કે જેનાં માબાપ મરી ગયાં હોય! દોસ્ત! તમારો રામ તો સદા જીવન્ત છે; તો પછી ચિન્તા શાની? જરા ગમ્મત તો જુઓ! છોડી દો શરીરની ચિન્તાને; ન રાખો કોઇની આશા; દૂર ફેંકો વાસના અને કામનાને; એક આત્મદૃષ્ટિજ રાખો એટલે તેત્રીશ કરોડ દેવતા પણ તમારે માટે લોઢાના ચણા ચાવશે.

**सर्वाण्येनं भूतान्यभिरक्षन्ति ।** બૃહ. ઉપ. પ્રાણી માત્ર તેને નમન કરે છે.
**सर्वेऽस्मै देवा बलिमावहन्ति ।** તૈત. ઉપ. સર્વ દેવતા તેનેજ માટે બલિ લાવે છે.

**नपश्यो मत्युं पश्यति न रोगं नोत दुःखताम् ।**
**सर्वं ह पश्यःपश्यति सर्वमाप्नोति सर्वश इति ॥** છાંદો. ઉપ.

જે એમ દેખે છે તે મૃત્યુ, રોગ કે દુઃખને દેખતો નથી; જે એમ દેખે છે તેજ પ્રત્યેક વસ્તુ દેખે છે :અને સર્વ પ્રકારે સર્વ વસ્તુ પ્રાપ્ત કરે છે.

કોઇ સંદિગ્ધ શબ્દોમાં તો વેદે કદી કાંઈ કહ્યુંજ નથી. જયારે સર્વાત્મદૃષ્ટિ પ્રાપ્ત થાય છે ત્યારે રોગ, દુઃખ, મૃત્યુ કદી પાસે આવતાંજ નથી. આત્માને જાણવાથી શું નથી જાણી શકાતું? પ્રત્યેક પ્રકારના પદાર્થ તેને જાણવાથી પ્રાપ્ત થાય છે.

### વિઘ્ન બીજું-દ્વેષદૃષ્ટિ.

ચિત્ત આનંદધામમાં જવા માંડે છે, તો વૈરી અને વિરોધી સ્વભાવરૂપી વિચારો બાટપાડુ બનીને તેને બીજી તરફ ઘસડી જાય છે.

યૂરોપમાં એક અતિ નિપૂણ માનસશાસ્ત્રી હમ્મેશાં પોતાના સહવાસમાં આવનારા મનુષ્યોની નિંદાતુલ્ય ચર્ચાજ કર્યા કરતો હતો. એને પૂછયું કે; "આપ, આવી શું ફર્યાદ કર્યા કરો છો?" "નહિ, એ ફર્યાદ નથી; હું એ સર્વના ચિત્તની આધ્યાત્મિક સ્થિતિનો વિચાર કરૂં છું. I Study the psychology of their minds" એમ તેણે ઉત્તર આપ્યો.

અમે પણ દુનિયામાં આવુંજ કરીએ છીએ. દ્વેષદૃષ્ટિ (દુષ્ટ ભાવ) ને કાંઈ એવુંજ બીજું ઉત્તમ નામ આપી, આંખોપર પડદો નાંખી, એ સર્પિણીને છાતી સરસી ચાંપીને ફરીએ છીએ.

પછી એ ડૉકટર સાહેબને કહ્યું; "ડૉકટર સાહેબ, સંબંધમાં આવનારાઓની આધ્યાત્મિક દશાની સાથે સાથે આપણી પોતાની સ્થિતિનો પણ વિચાર કરવો જોઈએ. શાથી કે સહવાસી જો અશુદ્ધ અંતઃકરણનો હોય તો આપની આધ્યાત્મિક સ્થિતિ પણ શું તદ્દન દૂષણ રહિત રહી શકી છે?" ડૉકટર સાહેબ સત્યપ્રિય હતા. થોડી વાર શાંત રહી વિચાર કરીને એણે ઉત્તર આપ્યો:-

સ્વામીજી, તમારૂં કહેવું તદ્દન વાસ્તવિક છે. વસ્તુતઃ જેવું આપણું ચિત્ત હોય છે તેવાજ

ચિત્ત અને સ્વભાવવાળા મનુષ્યો આપણી પાસે ખેંચાઈ આવે છે. અન્યની ભલાઈ બુરાઈનું ચિન્તવન કર્યા કરવાથી તેનો કદી નીવેડો આવતો નથી, તો હું એમના દોષ શા માટે જોઉં? સૌના મનનું મન તો હુંજ છું; સર્વ ચિત્તોનું ચિત્ત પણ હુંજ છું. અંદર એવી એકતા છે કે મારી જાતને શુદ્ધ કરવાથી સર્વત્ર શુદ્ધિ અને સરળતાજ દૃષ્ટિગોચર થશે. પોતાને બ્રહ્મમય બનાવવાનો જે સમીપસ્થ ઉપાય છે, તેને અમે અજમાવતા નથી ને દૂરની વ્યવસ્થા (બીજાને સુધારવાની ઈચ્છા) કરવા દોડીએ છીએ; એમાં નથી એમનું થતું કે નથી અમારૂં થતું. ગંગાને તૃણ ખેંચી જવામાં જેટલી વાર લાગે છે, અને સૂર્યને અંધકાર દૂર કરતાં જેટલો સમય લાગે છે, એટલોજ સમય જ્યારે સાંસારિક દૃષ્ટિથી પ્રતીત થતા વૈરી, વિરોધી અને નિન્દક લોકોને ક્ષમા કરવામાં લાગે, ત્યારેજ ઈશ્વરદર્શન થાય.

જ્યાં સુધી સર્વ પદાર્થોમાં પ્રભુ-દર્શનરૂપ સમાધિ થઈ નથી ત્યાં સુધી યથાર્થ અંતર સમાધિ પણ ક્યાંથી થશે? જ્યાં સુધી વિષમ દૃષ્ટિ રહે છે ત્યાં સુધી યોગસમાધિ કે ધ્યાન તો શું પરંતુ ધારણા પણ પ્રાપ્ત થવી અસંભવિત છે. સમદૃષ્ટિ તો ત્યારે પ્રાપ્ત થાય કે જ્યારે લોકોમાંથી ભલાઈ બૂરાઈની ભાવના નષ્ટ થાય. જ્યારે લોકસમાજમાંથી ભેદભાવના જતી રહે, મનુષ્યમાત્રને બ્રહ્મથી ભિન્ન માનીને તેમને સારા નરસા સમજી લીધા છે તે ભેદ વિસરી જવાય, ત્યારેજ એ અજ્ઞાનાતીમિર ટળે. જેવી રીતે સમુદ્રના નાના મોટા, ઉંચા નીચા, સીધા વાંકા તરંગોની સત્તા સમુદ્રથી ભિન્ન નથી; તેવીજ રીતે બ્રહ્મરૂપી સમુદ્રમાં ઉંચી નીચી કોટિના મનુષ્યોરૂપી તરંગો નાચી રહ્યા છે એમ માનવાનું છે. પ્રાણીઓમાંથી અમારી જીવદૃષ્ટિ શમી જાય અને સકલસમાજને બ્રહ્મરૂપી લહરીસમૂહજ માનીએ, ત્યારેજ રાગદ્વેષનો અગ્નિ બૂઝે; છાતીમાં ઠંડક થાય; અને હૃદયમાં નિઃસીમ શાન્તિ વ્યાપે. જે લહરી બહુ ઉંચે ઉછળે છે તે અવશ્ય નીચે પડવાની છે. એવીજ રીતે જે પુરૂષમાં મિથ્યાત્વ ઉછળી રહ્યું છે તે અવશ્યમેવ દુઃખ પામવાનો છે. તરંગોની ગમે તેટલી ઉંચી નીચી સ્થિતિ હોય તોપણ તે સમુદ્રની તો સપાટીજ કહેવાય છે; તેવીજ રીતે મનુષ્યો કર્મ અને ફળનો ભોગ ભોગવતા હોવા છતાં પણ બ્રહ્મરૂપી સમુદ્રની સમતામાં ભંગ કે વિક્ષેપ થતો નથી. આ સંસાર તેમાંના મનુષ્યોરૂપી તરંગો સાથે કુદનાર ખેલનાર માટેજ આનંદદાયક છે. જે તેમાં ભીંજાઈને ડૂબી જાય તેને માટે તો તે દુઃખદાયકજ છે. એ માનવરૂપ તરંગોમાં સમુદ્રદૃષ્ટિ પ્રાપ્ત થવાથી સમાધિ પ્રાપ્ત થાય છે.

### વિઘ્ન ત્રીજું-સ્વાર્થ; કપટ.

ઉપાસનાનું ખરૂં રહસ્ય સમર્પણ અને આત્મદાન છે. સ્વાર્પણ વિનાની કેવળ ઉપાસના નિષ્ફળ અને પ્રાણરહિત છે. ભાઈ સાચું પૂછો તો જ્યાં સુધી તમે તમારો અહંભાવ અને મમતા પ્રભુને સ્વાધીન નહિ કરો, ત્યાં સુધી તે તમારાથી સેંકડો ગાઉ દૂરજ નાસતો ફરશે. જુઓ પ્રજ્વલિત હૃદયવાળા સૂરદાસે, તરફડતા બાળકની પેઠે કેવા જોરથી સત્ય ગાયું છે?—

"કિન તેરો ગોવિંદ નામ ધર્યો;
લેન દેનકે તુમ હિતકારી મો તેં કછુ ન સર્યો; કિન૦
વિપ્ર સુદામા કિયો અજાચો તંદુલ ભેટ ધર્યો;
દ્રુપદ સુતાકી તુમ પતી રાખી અંબર દાન કર્યો. કિન૦
ગજકે ફંદ છુડાયે આખર પુષ્પ જો હાથ પડયો;
સૂરકી બેરી નિઠુર વ્હે બેઠે કાનન મૂંદ ધર્યો. કિન૦

ભજન કીર્ત્તન (ઉપાસના)થી કાંઈ ફળ પ્રાપ્ત થાય છે કે નહિ, એવી પરીક્ષા કરવા ઇચ્છતા હો તો યાદ રાખજો કે એવી પરીક્ષા અસંભવિત છે. પરીક્ષા માટેનું જે ભજન, તે ઉપાસના નથી. નિષ્કપટ ભજન તો એજ કહેવાય કે જેમાં અગ્નિમાં આહુતિની પેઠે ફલ અને ફલની ઈચ્છા રાખનાર બન્ને પરમેશ્વરમાંજ સમર્પણ થાય.

યહ બિનતી રઘુવીર ગુંસાઈ,
ઔર આશ વિશ્વાસ ભરોસો હરો જીવ જડતાઈ; યહ૦
ચાહું ન સુગતિ, સુમતિ, સમ્પતિ, કછુ ઋદ્ધિ સિદ્ધિ વિપુલ બડાઈ, યહ૦
હેતુરહિત અનુરાગ રામપદ બઢે અનુદિન અધિકાઈ. યહ૦

કોઈ કહેશે કે આહુતિ બનવામાં શું સ્વાદ ? પણ અરે એ પ્રશ્ન પૂછનારને સ્વાદ (આનંદ)નું ખરૂં સ્વરૂપજ વિદિત નથી. અહંભાવના વિનાશનું નામજ સ્વાદ–આનંદ છે.

બાળક જ્યારે પોતાના ન્હાનાશા કલેવરને, ભોળાભાળા મનને, માના ખોળામાં ફેંકી દે છે, તે સમયે પૃથ્વીમાં તેને બીજો કયો આનન્દ શેષ રહે છે ? બીજી કઇ ચિન્તા રહી ? વંટોળ ચડે, વર્ષા વરસે, ભૂકમ્પ થાય, તોયે એનો તો વાળ પણ વાંકો થવાનો નહિ. કેવી નિર્ભયતા ! કેવી મીઠી ઉંઘ !

## વિઘ્ન ચોથું—પ્રકૃતિનિયમભંગ.

જ્યાં સુધી તમારી શરીરની ક્રિયા ઉપાસનારૂપ ન થાય ત્યાં સુધી તમારી ઉપરની ઉપાસના તે દેખાવમાત્રજ છે; ખાલી મન જ મનાવવાનું છે. ક્રિયારૂપ ઉપાસનાનો અર્થ એ છે કે, જેથી ખાવાપીવામાં, સૂવા–બેસવામાં ને વ્યાયામ આદિ પ્રત્યેક વ્યાપારમાં જે પ્રકૃતિનો નિયમ છે તેમાં જરા પણ ભંગ ન પડે. વિષયવિલાસમાંજ પડી રહેવું એ તો ઈશ્વરી આજ્ઞાનો ભંગ છે; અને એ આજ્ઞાભંગનો દંડ, રોગ વ્યથાદિ રૂપમાં મળે છે. ત્યારે એ પીડારૂપી કારાગારમાં પડો તો પછી ઉપાસના કયાંથી થવાની ?

જે પુરૂષની સ્વાભાવિક ક્રિયા ઈશ્વરી નિયમાનુસાર બનતી હોય, જેની ઈચ્છા ઈશ્વરની ઈચ્છાજ બની ગઇ હોય, જેના સ્વભાવ (nature) પ્રકૃતિરૂપ પામે, અને જેનું સ્વતઃ આચરણ “ શિવોઽહમ્ ” નો સંગીતમય ધ્વનિ કરે, એને દુઃખ શેનું રહે ?

## नायमात्मा बलहीनेन लभ्यः ॥

મુણ્ડક ઉપનિષદ્‌માં અહીં બલનો અર્થ શારીરિક આરોગ્ય અને આધ્યાત્મિક બલ બંને છે; એને અધ્યવસાય પણ કહે છે. ગીતામાં “ प्रज्ञा प्रतिष्ठिता ” માં પણ પ્રતિષ્ઠિતનો અર્થ બળવાનજ છે.

**નિદ્રા શા માટે આવશ્યક છે ?** પ્રતિદિન કાર્યવ્યવહાર કરતાં મનુષ્ય પ્રાયઃ સંસાર અને શરીરને સત્ય માનતાં શીખે છે; પરન્તુ તે કામકાજ કરવાનું બલ આપનાર તો આત્મદેવજ છે. સર્વ શક્તિનું મૂળ તેજ છે. એની સત્તા આગળ સંસારનાં નામ, રૂપ, સત્તા અને ભેદભાવના ટકી શકતાં નથી. જગતના કાર્યવ્યહવારમાં ફસેલા મનુષ્યને નિત્યપ્રતિ નિદ્રા ઘેરી લે છે, ને એ થાકેલા મનુષ્યને પૃથ્વી–શય્યાપર ફેંકી નિત્ય પ્રતિ એજ પાઠ આપે છે કે, આ જગત છેજ નહિ; માત્ર આત્માજ સત્ય છે. કારણ કે નિદ્રાકાળે સંસાર મિથ્યા બની જાય છે અને અજ્ઞાતપણું છતાં એક માત્ર આત્માજ સત્ય શેષ રહે છે.

પોલ નિકાલ્યો જગતકો, સુષુપ્તિ અવસ્થા માંહિ,
નામ રૂપ સંસારકી જહાં ગંધ કછુ નાંહિ.

**स यथा शकुनिः सूत्रेण प्रबद्धो दिशं दिशं पतित्वान्यत्रायतनमलब्ध्वा बन्धनमेवोपश्रयत एवमेव खलु सोम्य तन्मनो दिशं दिशं पतित्वान्यत्रायतनमलब्ध्वा प्राणमेवोपश्रयते ॥**

छान्दोग्य.

અર્થઃ—જેવી રીતે દોરીએ બાંધેલું પક્ષી દશે દિશામાં ઉડીને, અન્ય સ્થળે આશ્રય ન મળવાથી એજ સ્થળનો આશ્રય લે છે; તેવી રીતે આ મન દશે દિશામાં ફરી ફરીને અન્યત્ર આશ્રય ન મળવાથી પ્રાણનો જ આશ્રય લે છે.

સુષુપ્તિદ્વારા અજ્ઞાનપૂર્વક પરમ તત્ત્વમાં લીન થવાથી પણ આ પ્રકારે શક્તિ અને બલ આવી જાય છે; તો ઉપાસના, ધ્યાન, આદિદ્વારા જ્ઞાનપૂર્વક લીન થવાથી શક્તિ, બલ અને આનંદ કેમ ન વધે ?

તમને જ્યારે એમ આભાસ થાય કે ચિન્તા, ક્રોધ, કામ, આળસ (તમોગુણ) ઘેરવા માંડે છે, તો તરતજ ઉઠીને જલાશય પાસે જાઓ; આચમન કરો; હાથપગ ધુઓ અથવા સ્નાન કરો એટલે અવશ્ય શાન્તિ આવશે. ત્યાર પછી હરિધ્યાનરૂપી ક્ષીરસાગરમાં ડૂબકી મારો એટલે ક્રોધાગ્નિની જ્વાળા અને ધૂમાડો જ્ઞાનાગ્નિના રૂપમાં બદલાઇ જશે.

## ઉદારતા.

યજ્ઞ–કર્મ અને દાનાદિક ક્રિયાથી ઉપાસનાનું ચેટક લાગવું શરૂ થાય છે. યજ્ઞમાં અથવા કોઈ સમયે કોઇ વસ્તુનું દાન કરવાથી ચિત્તમાં શાન્તિ વ્યાપે છે, અને એ શાન્તિરસનો પુનઃ પુનઃ આસ્વાદ લેવાનું મન થાય છે. બહારના એટલે જગતના સ્થૂળ પદાર્થોની આપલેમાં પણ કદી કદી અતિ કઠિન અને સૂક્ષ્મ દાન અર્થાત્ ચિત્તવૃત્તિનું હરિચરણોમાં લીન થવું–શનૈઃ શનૈઃ પ્રાપ્ત થાય છે; અને ઉપાસના–ધ્યાનનો રંગ જામવા માંડે છે. ભક્તિ–ઉપાસના એ ચિત્તની એ અવસ્થાનું નામ છે કે જેમાં પોતાની જાતને–મમત્વને–(જીવભાવને)–હરિનામપર ઓવારી નાંખવામાં આવે છે. લોભી મનુષ્ય ઉપાસના કદી પ્રાપ્ત કરી શકતો નથી. જેનું ચિત્ત ઉદાર નથી એ ભક્તિરસને શું જાણે ? અને સાચો ઉદાર તો એ છે કે જેના અંતઃકરણમાં કોપીનપર પણ મમત્વ ન હોય.

મિલકત લૂંટાઈ ગઈ, પણ રડો છો કાં ? શું ચોર લૂંટી ગયા ? અરે ભાઇ ! એમ સમજીને રડ કે ચોરને ચોરી કરાવનાર અન્ય કોઇ નથી. એ ચોરનાર તો એકજ છે; એજ પ્રભુ, એજ મનમોહન, એજ ચિત્તચોર અનેક બ્હાને તારૂં મન હરણ કરવા ઇચ્છે છે ! ગોપીઓનાં એથી વધારે બીજાં કયાં પુણ્ય અને સુકર્મ હોય કે કૃષ્ણ ભગવાન માખણ ચોરી ખાય ? ધન્ય છે એને કે જેનું સર્વસ્વ ચોરાઇ જાય; અને મન કે ચિત્ત પણ બાકી ન રહે !

**ककुभाय स्तेनानां पतये नमः नमो निचेरके परिचराय ॥**
**तस्कराणां पतये नमः ॥** शु० यजु० सं०

ઋગ્વેદ અને યજુર્વેદના પુરૂષસૂક્તમાં લખ્યું છે કે,–જ્યારે ઋષિઓ અને દેવતાઓએ યજ્ઞમાં વિરાટ પુરૂષને હવિ આપ્યું ત્યારે તેમનાં સર્વ કાર્ય સ્વયં સિદ્ધ થવા લાગ્યાં ને યજ્ઞથી જગતની ઉત્પત્તિ થઇ. બૃહદારણ્યક ઉપનિષદ્‌ના આદિ ભાગમાં સમસ્ત સંસારરૂપી અશ્વનો મેધ

કેવી મનોહર રીતિથી વર્ણવ્યો છે! જ્યાં સુધી નામરૂપ સમસ્ત સંસાર; અને વિરાટરૂપી સમગ્ર જગતનું સમ્યક્ પ્રકારે દાન ન કરીએ અને યજ્ઞબલિમાં તેની આહુતિ ન આપીએ ત્યાં સુધી અમૃત પામવાની આશા કેવી?

"**सर्वं खल्विदं ब्रह्म**" રૂપી જ્ઞાનાગ્નિમાં જગતના પદાર્થ અને તેની કામનાનો હોમ થઈ જાય એટલે સામ્રાજ્ય (સ્વરાજ્ય)ની પ્રાપ્તિમાં વારજ નથી!

બલિરાજાએ જલનો કરવો હાથમાં લઈને ભગવાનને ત્રણ લોકનું દાન આપ્યું. તમારાથી એ અસુરના જેટલું પણ નથી થતું. શિરરૂપી ખપ્પરને હાથમાં લઈને સમગ્ર સાંસારિક વૃત્તિને બ્રહ્મમાં અર્પણ કરો. જો એ બલા ટળે, જો એ વેઠ માથેથી ઉતરે, તો પછી ઈશ્વર ને ઈશ્વરત્વ આપનાર પણ તમેજ છો. સૂર્ય ને ચંદ્રમા તો તમારા ભિખારી છે.

લોક કહે છે કે ભજનમાં ચિત્ત નથી ચોંટતું; એકાગ્રતા નથી થતી. એકાગ્રતા ક્યાંથી થાય? કૃપણ જીવરૂપી વાનર જગતના પદાર્થોને મૂઠીમાંથી તો છોડતો નથી ને પાછો એની એજ મૂઠીમાં રામને પણ લેવા ઇચ્છે છે! રામ એવો ભોળો નથી કે એમ છેતરાય!

"જહાં કામ તહાં રામ નહિ, રામ તહાં નહિ કામ."

રામ તો એને મળે છે કે જે હનુમાનની પેઠે હીરાના હારને ફેંકીને કહે કે, "જેમાં રામ નથી એવા આ ઇનામને હું શું કરૂં?"

कुन्दकुञ्जममुं पश्य सरसीरुहलोचने ।
अमुना कुन्दकुञ्जेन सखि मे किं प्रयोजनम् ॥

ભાવાર્થ:-"મુ" રહિત "કુન્દકુંજ" નું મારે શું પ્રયોજન? અર્થાત્ મુકુન્દ-પ્રભુ નથી તો કુન્દકુંજને શું કરૂં?

ભજન કરતાં કરતાં નિર્લજ ચિત્ત મકાનમાં, ખાવાપીવામાં, માલમત્તામાં ને માનાપમાનમાં જાય છે. મૂર્ખને એટલી પણ સમજણ નથી કે એ વસ્તુઓ ચિન્તવન કરવાનીજ નથી. ચિન્તવન-યોગ્ય તો એ રામજ એક છે.

आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ ભગ૦ ગી૦ અ. ૬ શ્લો. ૨૫.

અર્થ:-મનને આત્મામાં સ્થિર કરીને બીજા કશાનું ચિન્તન કરવું નહિ.

પ્રભુનું મંદિર અમારા ચિત્તમાં સ્થાપિત થાય તો પછી એવી કઈ આશા છે કે જે સ્વતઃજ ફલીભૂત ન થાય?

જ્યાં સુધી પદાર્થમાં સત્ય દૃષ્ટિ છે અને એમાં ચિત્ત રમી રહ્યું છે; ત્યાં સુધી ગમે તેટલું માથું ફોડશો તોપણ એ પદાર્થ પ્રાપ્ત થવાના નથી, અને કદાપિ પ્રાપ્ત થશે તોપણ સુખદાયી નહિ નીવડે. જ્યારે યત્નસઃ કે સ્વાભાવિકરીતે એ પદાર્થમાંથી ચિત્ત ઉપશમ પામે છે અર્થાત્ આત્મારૂપી અગ્નિકુંડમાં એ પદાર્થ પડે છે, ત્યારે સ્વયમ્ ઇષ્ટ પદાર્થ હાજર થાય છે. હિમાલય કદાચિત પવનની ઠોકરથી દડાની પેઠે ઉછળવા માંડે તો ભલે; પરન્તુ આ નિયમમાં કદી ભંગ પડતો નથી.

ब्रह्म तं परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद क्षत्रं तं परादाद्योऽन्यत्रात्मनः क्षत्रं वेद लोकास्तं परादुर्योऽन्यत्रात्मनो लोकान्वेद देवास्तं परादुर्योऽन्यत्रात्मनो देवान्वेद भूतानि तं

**पराद्दुर्योऽन्यत्रात्मनो भूतानि वेद सर्वं तं परादाद्योऽन्यत्रात्मनः सर्वं वेदेदं ब्रह्मेदं क्षत्रमिमे लोकाइमे देवा इमानि भूतानीदं सर्वं यदयमात्मा ॥** बृहदारण्यक उप.

અર્થઃ—જે બ્રહ્મને આત્માથી અન્યત્ર રહેલો જાણે છે તેને બ્રહ્મ દૂર રાખે છે. ક્ષત્રને જે આત્માથી અન્યત્ર જાણે છે તેને ક્ષત્ર દૂર રાખે છે. લોકને જે આત્માથી અન્યત્ર જાણે છે તેને લોક દૂર રાખે છે. દેવતાને જે આત્માથી અન્યત્ર જાણે છે તેને દેવતા દૂર રાખે છે. ભૂત (પ્રાણી) માત્રને જે આત્માથી અન્યત્ર જાણે છે તેને ભૂત (પ્રાણી) માત્ર દૂર રાખે છે. સર્વને જે આત્માથી અન્યત્ર જાણે છે તેને સર્વ દૂર રાખે છે. આ બ્રહ્મ છે; આ ક્ષત્ર છે; આ લોક છે; આ દેવતા છે; આ ભૂત છે; આ સર્વ કાંઈ છે, તે સર્વે આત્માજ છે.

વાત વાતમાં રામ દેખાડે છે કે હુંજ છું, ને જગત છેજ નહિ; અને જો કદાચ જગતના પદાર્થો છે, તો તે મારા કટાક્ષમાત્ર છે.

ભાઈ, સમાધિ અને મનની એકાગ્રતા ત્યારે થાય છે કે જ્યારે તમારી દોલત, માલમત્તા, વાડી-વજીફા ને બંગલાપર હળ ફરી જાય ને ઉજડ મેદાન બને; સ્ત્રી, પુત્ર, વૈરી, મિત્ર, એ સૌ સાફ થઈ જાય. રામરૂપી સમુદ્ર રેલે ને તેમાં તમારાં માલમકાન સૌ ધોવાઈ જાય.

**अत्र पिताऽपिता भवति, माताऽमाता, लोका अलोकाः, देवा अदेवाः, वेदा अवेदाः। अत्र स्तेनोऽस्तेनो भवति, भ्रूणहाऽभ्रूणहा, चाण्डालोऽचाण्डालः, पौल्कसोऽपौल्कसः,श्रमणोऽश्रमणः, तापसोऽतापसः ॥** बृह. उप.

અર્થઃ—અહીં પિતા અપિતા થાય છે; માતા અમાતા થાય છે; લોક ( દુનિયા ) અલોક થાય છે; દેવ અદેવ થાય છે; વેદ અવેદ થાય છે; ચોર અચોર થાય છે; ચાણ્ડાલ અચાણ્ડાલ થાય છે; ઘાતક અઘાતક થાય છે; પૌલ્કસ ( જેની માતા ક્ષત્રિય અને પિતા ક્ષુદ્ર છે ) અપૌલ્કસ થાય છે; ભિક્ષુ અભિક્ષુ થાય છે; તપસ્વી અતપસ્વી થાય છે. જવાનું કોઈ સ્થાનજ ન રહે તો પછી મૂર્ખ મન ક્યાં જનાર છે? સહજજ સમાધિ થશે.

## શું યાચના પણ ઉપાસનાનું અંગ છે?

યાચના બે પ્રકારની છે. એક તો અહંતાને-હુંપણાને મુખ્ય રાખીને પોતાની ઉન્નતિ અને ભોગ માટે પ્રાર્થના કરવી તે; અને બીજી જ્ઞાનપ્રાપ્તિ, તત્ત્વદર્શન, ને હરિસેવાના મુખ્ય પ્રયોજન માટે આત્મોન્નતિની યાચના કરવી તે. પહેલા પ્રકારની યાચના તો ઈશ્વરને નીચો અને પોતાનો અનુચર બનાવવા માટે છે. પોતાની સેવા માટે ઈશ્વરને બોલાવવો એ તો ગંગાની ઉર્ધ્વ ગતિ કરવા જેવું છે, અને બીજા પ્રકારની યાચના પ્રભુના પ્રવાહને પોતામાં નિયમિત વહેવરાવવા જેવી છે.

ચિત્ત જે વખતે આત્મામાં મગ્ન હોય છે તે વખતે જો કોઇ સંકલ્પ ઉઠે છે તો સત્યતઃ અવશ્યમેવ તે સિદ્ધ થઇ જાય છે; પરંતુ એ સંકલ્પ જો અજ્ઞાન, અધર્મ અને સ્વાર્થમય હશે તો કંટકપૂર્ણ વિષમય અંકુરની પેઠે તે ઉગી નીકળશે ને પરિણામે દારૂણ દુઃખરૂપ નીવડશે. અહંતા, મમતા અને ભોગવાસનાના સંબંધીને ઈશ્વરની પાસે પ્રાર્થના કરવી એ કટાઇ ગયેલા ત્રાંબાના પાત્રમાં દૂધ ભરવા જેવું છે. દુઃખ પામીને એ વાત શીખશો એના કરતાં એ વાસનાનો પહેલેથીજ ત્યાગ શા માટે નથી કરતા? અશુભ ભાવનામાં અન્યનું પણ અહિત થાય છે. શુભ ભાવના અને જ્ઞાનવિજ્ઞાનની પ્રાપ્તિમાં માત્ર આપણુંજ કલ્યાણ નહિ; પરંતુ પરોપકાર પણ થાય

છે. મનમાં સત્વગુણ, શાન્તિ, આનન્દ અને શુદ્ધિ હોય તો અમારાં કામકાજ સ્વયં ઈશ્વરનાં કામકાજ બને છે. એ કામકાજ પૂરાં થવામાં જરાએ વાર લાગતી નથી. ભાગવતમાં એક જગ્યાએ આ શ્લોક લખ્યો છેઃ—

**देवासुरमनुष्येषु ये भजन्त्यशिवं शिवम् ।**
**प्रायस्ते धनिनो भूता न तु लक्ष्म्याः पतिं हरिम् ॥**

અર્થાત્ ત્યાગી શિવની ઉપાસના કરવાથી મનુષ્ય ધનવાન બને છે અને લક્ષ્મીપતિ વિષ્ણુનો ઉપાસક નિર્ધન રહી જાય છે. આ શ્લોકમાં શિવ કે વિષ્ણુની મહત્તા કે લઘુતા દર્શાવવાનું પ્રયોજન નથી. શિવ અને વિષ્ણુ વસ્તુતઃ બન્ને એકજ છે; પરંતુ અભિપ્રાય એ છે કે જે લોકો હૃદયમાં શિવરૂપ ત્યાગ અને વૈરાગ્ય રાખે છે, તેની પાસે ઐશ્વર્ય, ધન અને સૌભાગ્ય સ્વયં આવવા માંડે છે; અને જેના હૃદયમાં વિષ્ણુરૂપી લક્ષ્મી, ધન અને ભોગવિલાસની લગની લાગી છે, તે દારિદ્રને પાત્ર રહે છે. કોઈ પુરૂષ સૂર્ય તરફ પોતાની પીઠ રાખીને પોતાની છાયાને પકડવા દોડે તો છાયા તેનાથી પણ આગળ દોડે છે; પણ છાયાથી મોં ફેરવીને સૂર્ય તરફ મુખ કરી દોડવા માંડે તો છાયા પોતાની મેળેજ તેની પાછળ દોડતી ફરે છે.

## ઈશ્વર કઇ પ્રાર્થના અવશ્ય સાંભળે છે ?

જે પ્રાર્થનામાં અમારો સ્વાર્થાંશ એટલો જુજ હોય કે એ અંશ સત્યસ્વભાવ ઈશ્વરનો પોતાનોજ સ્વાર્થ હોય; અથવા ઉપાસના વખતે આનન્દમગ્ન ચિત્તની અવસ્થા એવી હોય કેઃ— **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।** (तैत्त. उप.) ‘ જ્યાંથી મનસહિત વાણી અપ્રાપ્ય થવાથી નિવૃત્ત થાય છે. ’ આ અવસ્થાજ બ્રહ્માવસ્થા છે અને એનાથીજ સત્ય કામના ને સત્ય સંકલ્પ સ્વાભાવતઃ આવી જાય છે.

આ વર્ણન ઉત્કૃષ્ટ ઉપાસનાનું થયું. બાળકના જેટલી શ્રદ્ધા અને વિશ્વાસ રાખવો તે ઉપાસકની ન્યૂન સ્થિતિ છે. અહા ! પણ નિષ્ઠા પણ એ કેટલી પ્રબળ છે ? બાળક પોતાનાં માતાપિતાને અનન્ત શક્તિમાન માને છે અને તેમના બળને પોતાનું બળ માનીને માતાના ખોળામાં બેઠું બેઠું બાદશાહી ભોગવે છે. રેલને ધમકાવે છે; પવન અને પક્ષીપર હુકમ ચલાવે છે; નદી અને સમુદ્રને શાપ આપવા તૈયાર થાય છે; કોઈ પણ કાર્યને અસંભવિત માનતું નથી; અને ચંદ્ર, સૂર્યને પણ હાથમાં રમાડવાની ઈચ્છા કરે છે.

“ ચાંદ ખિલોના લા દેરી મૈય્યા, ચાંદ ખિલોના લા દે; ”
“ મા મને ચાંદલિયો વ્હાલો. ”

ધન્ય છે એ ભાગ્યશાળી પુરૂષને કે જેનો એ સર્વ શક્તિમાનમાં આવો પ્રબળ વિશ્વાસ હોય ! કાંઇ ગરજ પડી તો પરમેશ્વરનોજ છેડો પકડીને કામ કરાવી લેવું. દૂધ માગવું હોય તો પણ પ્રભુ પાસે અને ભોજન વસ્ત્ર જોઇતાં હોય તો પણ તેની પાસે.

દુઃખી દુષ્ટ “હુ” અને રંગીલો મતવાલો મસ્ત “હુ” એમાં તફાવત માત્ર એટલોજ છે કે એકના ચિત્તમાં કામનાનો અંશ પ્રધાન છે ને ભક્તિ ગૌણ છે; જ્યારે બીજાના ચિત્તમાં રામ મુખ્ય છે ને કામ ગૌણ છે. એક જો “સાક્ષર” છે તો બીજો એજ શબ્દને ઉલટો વાંચતાં બને તે “રાક્ષસ” છે.

જ્યારે પ્રેમ અને ત્યાગના અંશ ઉપાસનામાં યાચનાના અંશથી અધિક હોય છે, ત્યારે એ યાચના પણ એ પ્રકારનું દાન બને છે; પણ ભાઈ! સાચી વાત તો એ છે કે યાચના તે સત્ય ઉપાસનાનું અંગ નથી. અલબત્ત દાન એટલે દેવું (ઉદારતા) એ તો ઉપાસનાનું અંગ છે. હું મારા સ્વાર્થને માટે તમારી સેવા કરૂં એમાં તમારી ભક્તિ શેની? એ તો દુકાનદારી. કંગાલ ભિખારીને કોઈ પાસે નહિ આવવા દે. પરમેશ્વર તો રાજાધિરાજ છે, જો ભીખારી-કંગાલ બનીને તેની પાસે જશો તો દૂરથીજ 'દૂર' 'દૂર' શબ્દજ સાંભળશો. એ રાજાધિરાજને મળવું હોય તો કામના, વાસના, ને ઇચ્છારૂપી જૂનાં, પૂરાણાં ને ફાટેલાં ચીંથરાંને ઉતારી મૂકો. રાજાને ત્યાં તો રાજાજ મ્હેમાન હોય. જ્યાં સુધી તમે રાજા નહિ બનો ત્યાં સુધી એ રાજાધિરાજ પાસે બેસવાનો તમને અધિકાર પ્રાપ્ત નહિ થાય. ઈચ્છા કે કામનાની ગંધ પણ ન રાખો. ત્યાગના તખ્તપર નિશ્ચય કરીને બેસો; વૈરાગ્યનાં મોતીની માળા ધારણ કરો; જ્ઞાનનો મુકુટ પહેરો અને પછી જો તમારી પાસેથી તે દૂર ખસે તો મને બાંધી મારજો.

## ઉપાસના અને જ્ઞાન.

અંકગણિતમાં ગુણાકાર ભાગાકાર ગણવા એ ઉપાસના છે અને બીજગણિત શીખી એ ગુણાકાર ભાગાકારની રીતનું કારણ સમજવું એ જ્ઞાન છે. ઉપાસના સાધન છે ત્યારે જ્ઞાન એ સિદ્ધ અવસ્થા છે. ઉપાસનામાં પ્રયત્ન કરીને અંદર બહાર બ્રહ્મદર્શન પામવાનું છે; ત્યારે જ્ઞાનમાં યત્નરહિત, સ્વભાવતઃ અંદર રોમ રોમમાં "અહં બ્રહ્માસ્મિ" નું ચિંતન સર્વ વૃત્તિઓને બહેરી કરી દે છે; ને બહાર પ્રત્યેક ત્રસરેણુમાં "તત્ત્વમસિ"નું દર્પણ દેખાડી ભેદભ્રાંતિને દૂર કરે છે. એ જ્ઞાન તેજ વાસ્તવિક ત્યાગ છે.

જ્યાં શ્રુતિએ ત્યાગના ઉપદેશનું વર્ણન કર્યું છે " **तेन त्यक्तेन भुञ्जीथा** " ત્યાં ત્યાગનું લક્ષણ આટલુંજ કહ્યું છેઃ—

**ईशावास्यमिदं सर्वं यत्किंचिज्जगत्यां जगत् ॥** ईश० उप०

" જો કુછ દેખે જગતમાં સબ ઇશ્વરસે ઢાંપ. *
કર હો ચૈન ઈસિ ત્યાગસે ધન લાલચસે કાંપ[1] "

ઉપરનો ત્યાગ એ આ વાસ્તવિક સત્ય ત્યાગનું સાધન છે. એ ત્યાગરૂપી બ્રહ્મદૃષ્ટિ યત્નતઃ પ્રાપ્ત કરવી એજ ઉપાસના છે.

" આ ત્યાગરૂપી ઉપાસના પણ અન્ય પ્રકારના ત્યાગ અથવા દાનના જેવી છે. એ ઉપાસના કરવી કે ન કરવી, કોઈને પૈસો આપવો કે ન આપવો એ અમારી ઈચ્છાની વાત છે " આવું જે સમજે છે તે ભૂલ ખાય છે. એ ત્યાગરૂપી ઉપાસના આવશ્યક છે, કારણ કે તે સિવાય શાન્તિ પ્રાપ્ત થવાની નથી.

જ્યાં સુધી મનમાં હરકોઇ પ્રકારની આશા કે ઈચ્છા રહે, ત્યાં સુધી વૃત્તિ એકાગ્ર નથી બનતી. જેને કોઈ આવશ્યક્તા કે કર્ત્તવ્ય ઘસડી ન જાય તેજ શાન્ત બની શકે છે. પોતાને એ વાસનાનો કેડો તો મૂકવો નથી, જ્યારે એ વાસનાજ છોડશે ત્યારે પરાણે છોડાશે; એટલા માટે જીવવાની આશાનો પણ ત્યાગ કરીને મનને બ્રહ્માનંદમાં મગ્ન કરો. શરીરને એક રોજ તો જવાનુંજ છે. કાયમનો પટ્ટો તો નથીજ લખાવી લાવ્યા, માટે આજથીજ સમજી લ્યો કે

* ઢાંપ–ઢાંકી દે. ૧ કાંપવું–ધ્રૂજવું.

શરીર છેજ નહિ. બ્રહ્માનંદના સાગરમાં શંકારહિત ઝંપલાવો. આશ્ચર્ય એ લાગશે કે જ્યારે અમે એ કામનાઓને છોડીએ છીએ ત્યારે પોતાની મેળેજ તે પૂરી થવા માંડે છે.

गंगातीरे हिमगिरिशिलाबद्धपद्मासनस्य।
ब्रह्मध्यानाभ्यसनविधिना योगनिद्रां गतस्य॥
किं तैर्भाव्यं मम सुदिवसैर्यत्र ते निर्विशङ्काः।
कण्डूयन्ते जरठहरिणाः शृङ्गमङ्गे मदीये॥ भर्तृहरि.

અર્થઃ—હિમાલય પર્વતમાં શિલાપાર ગંગાતીરે પદ્માસન વાળીને વિધિપૂર્વક બ્રહ્મધ્યાનાભ્યાસમાં યોગનિદ્રા પ્રાપ્ત થાય, અને વૃદ્ધ હરિણ મારા શરીરની સાથે તેનાં શીંગડાં ઘસે એવા શુભ દિવસ મને ક્યારે પ્રાપ્ત થશે ?

જ્યારે હૃદયમાં ત્યાગ અને જ્ઞાન ઉભરાય છે અને શાન્ત સાક્ષિ બનીને વિચારશક્તિ (observation) આવે છે ત્યારે માયાના પડદારૂપ બનેલી દુનિયા રામની ઝાંખીનો સતત પ્રવાહ બની જાય છે; એજ દર્શનધારા કહેવાય છે. જે લોક ભેદવાદ અને અભેદવાદના શાસ્ત્રાર્થમાં પડયા છે તેને તો વાદવિવાદજ કરવા દો. તેમની એ અવસ્થામાં બુદ્ધિદ્વારા થતું શોધન અયુક્ત નથી; પરન્તુ જ્યારે બુદ્ધિ (સૂક્ષ્મ શરીર) ના ક્ષેત્રમાંથી ઉતરીને કારણ શરીર (Subjective mind–ganglionic conscionsness) માં જ્ઞાનભાવનો દીપક પ્રકાશે છે, ત્યારે એ વાદવિવાદ–ઝગડા–ટંટાનો અંત આવે છે; તેવીજ રીતે જ્યાંસુધી મનુષ્યના અંતઃકરણમાં–કહો કે સાતમા પડદામાં રામનોડંકો વાગતો નથી, ત્યાંસુધી તેને ઉપાસના કે જ્ઞાન કશામાં રસ નહિ પડે. વેદની સંહિતા કે ઉપનિષદ્‌નો અર્થ માત્ર પણ નહિ સૂઝે.

"જૈસે ભૂકે ભૂક અનાજ, તૃષાવન્ત જલ સેતી કાજ;
જૈસે કામી કામિની પ્યારી, વૈસે નામે નામ મુરારિ."

ટેલીફોનમાં પ્રિયતમની સાથે આનંદવાર્ત્તા કરી એટલે ટેલીફોન બહુ પ્રિય લાગવા માંડયો, અને જ્યાંસુધી મનમોહન દૂર છે ત્યાંસુધી એ ટેલીફોનપર બહુ હેત આવે છે; પણ મોહનજી ઘેર આવ્યા એટલે ટેલીફોનની શી પરવા રહી ? મિત્ર, સંબંધી, રાજા, ધન, દોલત, સર્વ ટેલીફોન છે; કે જેનીદ્વારા રામ અમારી સાથે બોલે છે. જ્યાંસુધી રામ નહોતા મળ્યા ત્યાંસુધી હૃદય તલપતું હતું કે હાય ! એના વિના કેમ થશે ? પણ એ પ્રિયતમ હવે તો પધાર્યા. એ મિત્રગણને હવે તો ત્યાગવાનો. સંબંધી જનો ! મારો ત્યાગ કરો; ધનદોલત લૂંટી જાઓ; યશ અને સન્માન પૂંઠ દેખાડો તમારી; હવે અહીં શું કામ છે તમારૂં ? રાજાજી ! તમારા દેશની બહાર કાઢો અમને; અમને દેશનિકાલ કરો; તમારો સંસાર તમારા રાજ્યમાં રાખો.

"રાજા રૂઠે નગરી રાખે અપની, મૈં હર રૂઠે કહાં જાના–
મેરે રાનાજી, મૈં ગોવિન્દ ગુણ ગાના."
મીરાં—

"અબ દિલબર ઘર આયા હૈ, નૈનોંકા ફર્શ બિછાઉંગી;
ગુણ અવગુણપર ધર ચિન્ગારી, યહ મૈં ધૂપ ધુકાઉંગી;
પ્રાણોંકી મૈં સેજ કરૂંગી, હરિકો ગલે લગાઉંગી."

## શિવોઽહમ્ ભાવ ( અદ્વૈતદૃષ્ટિ ) વિના સમ્યક્ શુદ્ધિ થતી નથી.

ભેદવાદી કે અભેદવાદી, ભક્ત કે કર્મકાંડી, હિંદુ કે અન્ય ધર્મી, સર્વે શિવોહમ્ કહે છેજ; સૌ પોતે પોતાના મનમાં પોતાને શ્રેષ્ઠ માને છે અને સિદ્ધ પણ કરે છે. જે ભેદવાદી ભક્ત મંદિરમાં દેવની પાસે હમણુંજ પોતાને નીચ, પાપી, અધમ, મૂર્ખ કહેતાં થાકતો નથી તેને બહાર બજારમાં આવતાંજ જો કોઈ " અરે એ નીચ " કહીને બોલાવે, એટલે જોઈ લ્યો કે કચેરીમાં કેવી ગતિ થાય છે! ખરો " શિવોહમ્ " કદી મરતો નથી. કેમ મરે? સાચને આંચ નથી. મનુષ્યો " વાસુદેવોહમ્ " વાણીથી તો બોલી રહ્યા છે; પણ એ કથન તો માત્ર કટાઈ ગયેલા ત્રાંબાના પાત્રમાં ખીર બનાવી ઝેર ખાઈને મરવા જેવુંજ છે. વેદાન્તનો ઉપદેશ તો એ છે કે " ખીર ખાવી " પણ મેલા ને કટાયેલા ત્રાંબાના પાત્રમાં નહિ. અંદર દેહાભિમાનરૂપી મેલ ભરી રાખી ઉપર શિવોહમનો ઢોળ ચડાવવાનો નથી. અંદર શિવોહમ્‌ની ગર્જના થતી હોય અને એ અગ્નિ બહાર પ્રજ્વલિત થઈ દેહાભિમાનને ભસ્મ કરી નાંખે એ સ્થિતિ પ્રાપ્ત થાય, તો પછી દેહાભિમાન, કૃપણતા, ભય, શોક વગેરે કયાં રહે ? આ ભેદને જેણે જાણ્યો છે તે નિર્ભય બની ગયા છે; મૂર્તિમાન ઉદારતાનું સ્વરૂપ બની ગયા છે. તેમનામાં બળ, શક્તિ અને તેજનો સમુદ્ર વહેવા માંડયો છે. જે ઉદારતાપૂર્વક શરીર અને પ્રાણનો બલિ દેવા તૈયાર થઈએ છીએ અને મસ્તકને હથેલીમાં લઈને ચાલીએ છીએ, એ ઉદારતામાંથીજ સર્વ પ્રકારનું બળ આવે છે. મિત્રો ! જ્યારે " ज्योतिषां ज्योतिः " એવા સ્વરૂપને જોયું તો પછી ઉદારતાનો આવેશ સ્વતઃ કેમ નહિ આવે ?

" પૂત કહે, અવધૂત કહે, રજપૂત કહે જુલહા કહે કોઉ,
કાહુકી બેટીસે બેટા ન વ્યાહ હું, કાહુકી જાત બિગાડ ન સોઉ;
માંગકે ખાઉં, સ્મશાનમેં સોઉં, લેનેકી એક ન દેને કી દોઉં. "

નથી કોઈની દમડી લેવી કે નથી કોઈને દમડી આપવી, માઠું લાગે કે સારૂં પણ હું તો સાચુંજ કહીશ. પર્વતના શિખરપરથી રામ ડંકો બજાવી પૂકારે છે કેઃ—

સંસારને સત્ય માનીને એમાં કૂદી પડો છો—ઘાસની આગમાં રચી પચીને બળી મરો છો–એ શું તમારી ઉગ્ર તપસ્યા છે? એનાથી કાંઈ સિદ્ધ થવાતું નથી. દેહાભિમાનના કાદવમાં પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપને ભૂલીને ફસો છો પણ તેમાંજ ગળી જશો. બ્રહ્મને ભૂલીને દુઃખને બોલાવો છો, શિરપર અગ્નિનો વરસાદ વરસાવો છો; પણ એવડે તો ઉલટા તમે મૂળથીજ ભસ્મ થઈ જશો. સત્યને ફોસલાવી મિથ્યા નામરૂપમાં શા માટે ગોથાં ખાઓ છો? જેને તમે સફેદ માંખણનો પીંડો સમજો છો તે માંખણ નથી પણ ચૂનાનોજ ગોળો છે. ખાઓ તો ખરા ! આંતરડાંજ નીકળી પડશે; સત્ય કહું છું કે દુનિયાની વસ્તુઓ તો ભૂલભૂલામણીરૂપ છે, માટે જાગૃત થાઓ અને માનો કે 'બ્રહ્મ'જ માત્ર સત્ય છે.

**આપ વીતી કહું કે જગ વીતી ?**—જ્યારે ભૂલમાં પણ કોઈ સાંસારિક વસ્તુમાં ઇષ્ટાનિષ્ટ ભાવ જમાવું છું; હાનિ લાભ કે મોટપ નાનપમાં મન પરોવું છું; દેહની આરોગ્યતા આદિને બહુ મોટી વાત માનું છું; કોઈ મનુષ્યને પરાયો જાણું છું; મને પોતાને પરિચ્છિન્ન દેહાદિ જાણું છું; અર્થાત્ શુદ્ધ સ્વરૂપને ભૂલીને શરીરમાં મમત્વ ધારણ કરીને ભેદદૃષ્ટિથી જોવું શરૂ કરીને વિચાર કરૂં છું, તો અવશ્યમેવ કોઈ ન કોઈ ત્રિવિધ તાપ મને ઘેરી

લે છે. મારી દૃષ્ટિ થોડી અધોગત થાય તો થોડું દુઃખ, ને વધારે થાય તો વધારે દુઃખ. એ ક્ષુદ્ર દૃષ્ટિ અને તુચ્છ ભાવનાનું ફળ ખેદ અને દુઃખમાં મળ્યા વિના રહેતું નથી. જ્યારે દેહાદિ સ્વપ્નને દૂર ફેંકીને, ભેદભાવનાને ત્યાગ કરી, અંતર દૃષ્ટિ ઉઘાડું છું; તો સંસારનાં સર્વ તત્ત્વ મારાં પોતાનાં બની જાય છે; અને એ સર્વને હું મારી ઇચ્છા પ્રમાણે નચાવી શકું છું. પ્રકૃતિની ગતિ મારી આંખોનો કટાક્ષ માત્ર બની જાય છે. આજ નિયમ લોકોને દુઃખ-સુખ આપવામાં કારણભૂત હોઈ સર્વત્ર રાજ્ય ભોગવે છે, ને એના અજ્ઞાનથીજ લોકો દુઃખી થાય છે. એ નિયમને કાચું સૂતર ન સમજશો. એતો એવું વજ્રમય દોરડું છે કે જેનાથી સૂર્યને ચંદ્ર પણ બંધાયેલા છે. સંસારસમુદ્રમાં આ એક પથ્થરનો ખડક છે; કે જેને જોયા વિના મહારાજ, પંડિત, દેવ-દાનવ ઇત્યાદિ પોતાના વહાણને ભાગી બેસે છે. વંશોના વંશ, દેશના દેશ, જાતની જાત નિયમને ભૂલીને માટીમાં માટી બની ગયાં છે.

અજગરે ધાર્યું કે, હું કૃષ્ણને ખાઈને પચાવી શકીશ. ગળી તો ગયો પણ પછી પેટમાં કટારી ચાલી. આતશબાજીના દાડમની પેઠે અજગરના ટૂકડે ટુકડા થઈ ગયા ને કૃષ્ણ તો એના એજ રહ્યા. શું તમે આ સત્યરૂપી શ્રીકૃષ્ણને ખાઈ શકશો? દબાવીશકશો? છૂપાવી શકશો? નહિજ. એને છેતરવાની કોઇનામાં શક્તિ નથી. કૃષ્ણનાં સંબંધી પણ જ્યારે એ સત્યની ઠઠ્ઠા-મશ્કરી કરતાં શીખ્યાં ત્યારે એ સત્ય પુનઃ પ્રજ્વલિત થયું; ને શું કૃષ્ણ, કે શું યાદવ, સર્વ દેહોનો વિનાશ કર્યો; દ્વારકાંપર પાણી ફરી વળ્યું. ભાઈ! મુડદાને ઉપાડતી વખતે બોલો છો કેઃ— **રામ નામ સત્ય છે!** તો એ સત્ય આજ પહેલેથીજ સમજી લ્યો ને. હમણાં સમજશો તો મરશોજ નહિ. મરતી વખતે ગીતાનો પાઠ શું કરવાનો હતો? પોતાના જીવનનેજ ભગવાનનું ગીત બનાવી દો. મરતી વખતનો દીપક તમને કેટલો પ્રકાશ આપશે? હૃદયમાં હરિનામનો પ્રદીપ હમણાંજ પ્રજ્વલિત કરો,

> कृष्ण त्वदीयपदपङ्कजपञ्जरान्ते अद्यैव मे विशतु मानसराजहंसः।
> प्राणप्रयाणसमये कफवातपित्तैः कण्ठावरोधनविधौ स्मरणं कुतस्ते ॥ પાંડવગીતા.
>
> पतितः पशुरपि कूपे निःसर्तुं चरणचालनं कुरुते ।
> धिक् त्वा चित्त भवाब्धेरिच्छामपि नो बिभर्षि निःसर्तुम् ॥

ભાવાર્થઃ—કૂવામાં પડેલું પક્ષી પણ બહાર નીકળવાને પ્રયત્ન કરે છે; પણ હે ચિત્ત! તને ધિક્કાર છે કે ભવાબ્ધિમાં પડયા છતાં તું બહાર નિકળવાની ઇચ્છા પણ કરતું નથી.

એક વણકર ભૂખનો માર્યો મરી ગયો હતો, પણ તેની મા તેના મુડદાની પાસે બેસીને તેના મ્હોડાપર ઘી ચોપડતી કહેતી જતી હતી કે, "જૂવો, મારો દીકરો ભૂખે નથી મરી ગયો. એ તો ઘી ખાતો મૂઓ છે." ભાઇ ઉધારીઆ મુક્તિ તે આ વણકરનું ઘી છે. રોકડી મુક્તિ તેજ જીવન્મુક્તિ છે, અને એ પ્રાપ્ત થઇ શકે તેમ છે તો કાં ન મેળવવી?

## સાચો ઉપાસક.

ભાઈ, સાચું કહું? ઉપાસક ને ભક્ત બનવાની પદવી અમારા ભાગ્યમાં તો નથી. સમસ્ત સંસારમાં અમે તો એકજ સાચો ઉપાસક જોયો છે. અન્ય ભક્તમંડળ, ઋષિ-મુનિગણ, પીર-પેગંબરનું 'પ્રેમમય ઉપાસક' કહેવરાવવું એ તો કથન માત્ર છે; ત્યારે એ સાચો

ઉપાસક કોણુ છે? અને એને લોક ઉપાસ્ય દેવ શા માટે કહે છે? જે અનેક પ્રકારના વેશ બદલી, રંગરૂપ ધારણુ કરી, સ્વાંગ પહેરી, પડદા પાછળ સંતાઈ, નયનબાણુ મારે છે તે કોણુ છે? જ્યારે મન અનાત્મ પદાર્થોમાં જાય છે, ત્યારે જોઈ લ્યો એની વાત. ભ્રકુટી ચ્હડાવી, કેવો ક્રોધ દેખાડે છે! વૃત્તિ જ્યારે અનાત્મ માર્ગમાં અટકી બેસે છે ત્યારે તેને તે ચૂંટી ભરે છે, અને શ્વાસ પણુ લેવા દેતો નથી, તો પછી આરામનું તો નામ પણુ કેવું?

**त्वमसि मम भूषणं, त्वमसि मम जीवनं, त्वमसि मम जलधिरत्नम् ।**
**भवतु भवतीह मयि सततमनुरोधिनो तत्र मम हृदयमतियत्नम् ॥**

સૂર્યને આઠે પહોર પ્રકાશ મફત દીધો, ને અમને આઠે પ્હોર નિજાનંદ દેવામાં કૃપણુ બનશો?

હે પ્રભો! હવે તો મારાથી બબ્બે કામ નથી નભતાં. ખાવા–પીવાનો ને કપડાં–લત્તાંનો ખ્યાલ પણુ રાખું ને પ્રિયતમનું મુખડું પણુ નિહાળું! ચૂલામાં જાય એ ખાવું, પીવું, પહેરવું, ઓઢવું ને જીવવું–મરવું. શું એનાથી મારો નિર્વાહ ચાલે છે? મારી તો મધુકરી પણુ તમે; ધાબળી પણુ તમે; પર્ણકુટી પણુ તમે; ઔષધિ પણુ તમે; શરીર પણુ તમે; ને આત્મા પણુ તમેજ છો. શરીરાદિને રાખવા તમારી ઇચ્છા હોય તો રાખો. શું આપ અકર્ત્તા બની બેઠા છો? નકામા બેસીને શું કરશો? સેવા કરો અમારી.

" આંખેં લગાકે તુઝસે ન પલકેં હિલાએંગે;
દેખેંગે ખેલ હમ, તુમ્હેં આગે નચાએંગે. "

**वयं सोमव्रते तव मनस्तनूषु बिभ्रतः ॥** યજુ૦

" તુમ્હારી ખાતિર હે પ્રભો! યહ મન ઔર તન બીચ. "

લઈ જાઓ તમારી વસ્તુ. હીરા, મોતી ને જવાહીર ખૂમચા ભરી ભરીને તમારીપરથી વારી ઉતાર્યાં છે. તારા, નક્ષત્ર, ચંદ્ર, સૂર્ય, ગ્રહ અને પૃથ્વી એ સૌ આ રહ્યાં! ઓ જ્યોતિષીઓ! તત્ત્વજ્ઞાનીઓ! વ્યાપારીઓ! રાજાઓ! લૂંટો તમારે લૂંટવું હોય તો! મને તમે મારીને ટૂકડા કરશો તોપણુ તેની સામે હું જોવાનો નથી. જે ચીજ એકવાર નામપરથી ઉતારી છે તે લેવાનું કામ મારૂં નથી. હું તો એનેજ લઈશ; પ્રાણુનાથ! પ્રિયતમ!

## ઉપાસનાના મંત્ર.

જે ઉપાસના હૃદયમાંથી વહે છે તેજ ખરી ફળદાયક છે. માત્ર ગળામાંથી એટલે કે ઉપરચોટીઆં વાકયોની ઉપાસના તો એક પ્રકારની મશ્કરીજ છે; પરમેશ્વરને ફોસલાવવાનુંજ છે. ચિત્તની જેવી અવસ્થા હશે તેવુંજ ઉપાસનાનું લક્ષણુ હશે.

### *વિદ્યાર્થીની પ્રાર્થના:—

**(૧) ये त्रिषप्ताः परियन्ति विश्वारूपाणि बिभ्रतः ।**
**वाचस्पतिर्बला तेषां तन्वो अद्य दधातु मे ॥**
**पुनरेहि वाचस्पते देवेन मनसा सह ।**
**वसोष्पते निरमय मय्येवास्तु मयि श्रुतम् ॥**

---

* ઉપાસક અને જ્ઞાનીમાં જે ક્રમ સ્વામી રામ માને છે એ ભાવાર્થમાં વિદ્યાર્થીનો અર્થ અહીં ઉપાસક પ્રતીત થાય છે.

इहैवाभिव तनूभे आत्नी इवज्यया ।
वाचस्पति नियच्छतु मय्येवास्तु मयि श्रुतम् ॥
उपहूतो वाचस्पतिरुपास्मान् वाचस्पतिर्ह्वयताम् ।
संश्रुतेन गमेमाहिमा श्रुतेन विराधिषि ॥ अथर्ववेदसंहिता.

અહીં વાચ (વાણી)ના પતિ (વાચસ્પતિ) રૂપ બ્રહ્મનું ધ્યાન કરવાનું છે. જેવી રીતે લોઢું અગ્નિમાં પડે છે એટલે અગ્નિનો ગુણ એમાં આવી જાય છે, એવીજ રીતે જ્યારે બુદ્ધિ વાચ (વામન)ના પતિ સર્વ વ્યાપી ચૈતન્યમાં થોડો કાળ અભેદ રહે છે એટલે એમાં વિચિત્ર શક્તિ આવી જાય છે.

હરકોઇ પ્રાર્થનામંત્ર હોય પણ તેને માત્ર બોલી કે ગાઇ જવાથી લાભ નથી; પરન્તુ તેને સમજીને એના ભાવાર્થમાં મનને લીન અને શાન્ત કરી દેવું જોઇએ.

(૨) ॐ यज्जाग्रतो दूरमुदैति दैवन्तदु सुप्तस्य तथैवैति ।
योतिषाञ्ज्योतिरेकन्तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ यजु०

ભાવાર્થઃ—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થામાં મારૂં મન કોઇ અન્ય વિચાર પ્રતિ ન જાય; પણ હરતાં ફરતાં, ઉઠતાં બેસતાં શિવસ્વરૂપ આત્મચિન્તન કર્યા કરે. આવોજ ભાવ શુકલ. યજુ. અ. ૩૪ ના પહેલા પાંચ મંત્ર પણ પ્રકટ કરે છે.

(૩) ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियोयोनः प्रचोदयात् ॥

અહીં પહેલાં તો એ જોવાનું છે કે **धीमहि** અને **नः** બન્ને બહુવચનમાં છે. ધ્યાન તો એકાન્તમાં એકલા બેસી કરવાનું છે ને " અમે ધ્યાન કરીએ છીએ " એમ બહુપણું શા માટે ? " અમારી બુદ્ધિઓ " એવું કેમ ? " હું ધ્યાન કરૂં છું " ને " મારી બુદ્ધિ " એવું કેમ ન લખ્યું ? પણ આમાં વેદની એવી આજ્ઞા છે કે, પહેલાં દેહાભિમાનરૂપ સ્વાર્થદષ્ટિ અને પરિચ્છિન્નતાનો પરિત્યાગ કરવાનો છે. જગતના સર્વ લોકોને પોતાનું સ્વરૂપ જાણીને, સર્વ શરીરોને પોતાનું શરીર માનીને, સર્વની સાથે એક બનીનેજ અભેદ–બુદ્ધિથી ધ્યાન કરવાનું છે કેઃ—

એ સવિતા દેવ જે અમારી બુદ્ધિના પ્રેરક છે તેના પ્રિય ( પૂજ્ય ) તેજ ( સ્વરૂપ ) નું અમે ધ્યાન કરીએ છીએ. 'પ્રચોદયાત્' માં મહીધર અને સાયણાચાર્યે વ્યત્યય માન્યો છે એ ઠીક છે. સૂર્યરૂપ સવિતાદેવને અમારી બુદ્ધિઓનો પ્રેરક માન્યો છે. જે સૂર્યને પ્રકાશ આપે છે તેજ બુદ્ધિમાં પણ પ્રકાશે છે; એજ આત્મા છે.

योसावादित्ये पुरुषः सोसावहम् ॥ यजु० सं०

એનું ધ્યાન કરવાથી શું લાભ ?

કોઇ મહાન આપત્તિ આવી પડી હોય તો સંધ્યા કરતી વખતે પરમેશ્વરને ન ફોસલાવતાં સત્ય હૃદયથી વારંવાર દેહદષ્ટિનો ત્યાગ કરીને " હું તો સૂર્યના પ્રિય તેજોમય છું–મારૂં તો એજ ધામ છે " એવું ધ્યાન કર્યું હોય તો શું ચિન્તા ભસ્મ ન થઇ જાય ? પ્રતિદિન ત્રિકાલ, બે કાલ કે એક કાલ, પણ સાચા ભાવથી એ તત્ત્વમાં લીન થઇને " આ બુદ્ધિઓનો પ્રેરક આત્મદેવ ( સૂર્ય ) હુંજ છું કે જેનું તેજ સૂર્ય ને ચંદ્રમાં પ્રકાશી રહ્યું છે " એ ભાવના દૃઢ કરી હોય તો શું અજ્ઞાન–તિમિરનો અંશ માત્ર પણ રહે ? વિદ્યાધ્યયન કરતા હો, અથવા કોઇ મહાન કાર્ય હાથમાં લીધું હોય તો નિરંતર એકાન્તમાં બેસીને, સર્વ દિશામાંથી વૃત્તિને ખેંચી

લઈને તેજઃપુંજમાં અભેદભાવના કર્યા કરો એટલે યશ અને કીર્તિ ખેંચાઇને તમારે આંગણે નૃત્ય કરવા માંડશે. શું **खलु क्रतुमय पुरुषः** એવું વાક્ય શ્રુતિએ અસત્યજ બકી માર્યું છે?

જ્યારે ચિત્ત સંસારમાં ડૂબી જાય, આધ્યાત્મિક નિયમનો ભંગ થાય, પાપકર્મ ફરી વળે, આત્મદેવ ભૂલી જવાય; ત્યારે અશ્રુપૂર્ણ નયનથી, હાથ જોડીને ઘુંટણ ઘસતાં ઘસતાં, માથું પછાડતાં પછાડતાં બળતા હૃદયથી જો આવા પ્રકારની ઉપાસના કોઇ કરે, તો પછી એવું કયું પાપ છે કે જે ધોવાઈ ન જાય?

**मोषु वरुणमृन्मयं गृहं राजन्नहं गमम् । मृडा सुक्षत्र मृडय ॥**
**यदेमि प्रस्फुरन्निवद्वतिर्न ध्मातो अद्रिवः । मृडा सुक्षत्र मृडय ॥**
**क्रत्वः समह दीनता प्रतीपं जगमाशुचे । मृडा सुक्षत्र मृडय ॥**
**अपां मध्ये तस्थिवांसं तृष्णाविदज्जरितारम् । मृडा सुक्षत्र मृडय ॥**
**यत्किंचेदं वरुण दैव्ये जनेऽभिद्रोहं मनुष्या ३ श्चरामसि ।**
**अचित्तीयत्तव धर्मायु योपिममानस्तस्मादेनसो देवरीरिषः ॥** ।८६।

(ऋक्० मं० ७ सू० ८६)

"સોનેકા ગઢ છોડકર ધસૂં ન કાંટો બીચ,
હીરે મોતી ફેંકકર લેઉં ન માટી કીચ."

હવે તો દયા! હે રામ! હવે તો દયા! હું ભૂલ્યો! હું પડયો! હું મર્યો! હવે દયા, હે રામ! હવે દયા!

જ્યાંસુધી દેહમાં પ્રીતિ અથવા કોઈ પણ પ્રકારની કામના હોય છે ત્યાંસુધી તો હૃદયમાંથી ભેદ ઉપાસનાજ નીકળવાની. અનુરાગની જ્યારે અતિશય વૃદ્ધિ થશે ત્યારે ઉપાસનાનું સ્વરૂપ આ પ્રમાણે બનશે.

**तं त्वा भग प्रविशानि स्वाहा । स मा भग प्रविश स्वाहा ।**
**तस्मिंस्तु सहस्रशाखे । निमगाहं त्वयि मृजे स्वाहा ॥** तैत्त. उप.

અર્થઃ—હે ભગવન્! તારામાં પ્રવેશ કરૂં; સ્વાહા! હે ભગવન્! તું મારામાં પ્રવેશ કર; સ્વાહા! હે ભગવન્! તે સહસ્ર શાખાવાલા તારામાં હું શોધન કરૂં છું. સ્વાહા!

આ ભેદ ઉપાસના જરા ઉચ્ચતમ શ્રેણીપર પહોંચશે એટલે તેનો ઢંગ કાંઈક આવો થશેઃ—

**गणानां त्वा गणपतिꣳ हवामहे । प्रियाणां त्वा प्रियपतिꣳ हवामहे । निधीनां त्वा निधिपतिꣳ हवामहे वसो मम । आहमजानि गर्भधमात्वमजासि गर्भधम् ॥** यजु संहिता.

**महेचनत्वाद्रिवः परा शुल्काय देयाम् । न सहस्राय नायुताय वज्रिवो न शताय शतामघ ॥**

પરન્તુ જે લોક સદાને માટે નીચલા દરજ્જાની ઉપાસનાને વળગી રહે છે તે અનર્થ કરે છે; કારણ કે શુદ્ધ અંતઃકરણથી એક સમય પણ કોઈ પ્રાર્થના કરી હોય તો ચિત્તની અવસ્થા બદલાય છે ને હૃદયની વિશાળતા તેમજ સરળતા વધ્યા વગર રહેતીજ નથી. હૃદય પોતાના વર્ગમાં ચડયા કરે છે. મન ઉપલા વર્ગમાં જાય તો પછી પહેલા વર્ગને શીદ રોવું? અને ઉપલા વર્ગમાં મન ન ગયું તો એ પ્રાર્થના માત્ર નામનો બકબકાટજ હતી. ઉપાસનાનું પરમ પ્રયોજન એ હતું કે શરીરના સ્નેહમાંથી મન પાછું વળે અને આત્મામાં મળે. સાચા

ઉપાસકને જ્યારે શારીરિક અપરાધ યાદ આવે છે; ત્યારે એવો સ્નેહ પોતાની મેળેજ નાસી જવા ઈચ્છે છે. તે હરિના શરણમાં આવે છે ને આત્મામાં તદાકારતા પામે છે. આવું ધ્યાન એકવાર નહિ પણ બેવાર થાય તોપણ લાભજ છે; પરન્તુ જે લોક "**पापोहं पापकर्माहं पापात्मा पापसंभवः**" નેજ પ્રતિદિન બોલ્યા કરે છે તેમની આ પ્રકારની આવૃત્તિ માત્ર દેહનો સમ્બન્ધ દૃઢ કરે છે; એટલુંજ નહિ પણ પાપના દ્રઢ સંસ્કાર મનમાં દ્રઢ જમાવી દે છે.

જેવી રીતે એમ-એ ( M. A. ) વર્ગના વિદ્યાર્થીનું ચિત્ત હાઈસ્કુલના વિદ્યાર્થીઓનાં પુસ્તકોમાં જતું નથી; તેવીજ રીતે શુદ્ધ અંતઃકરણ અને સાચા હૃદયવાળાથી ભેદ ઉપાસના કદી બનતીજ નથી.

## જ્ઞાની.

હવે જરા ચમકીને સાંભળવાનો સમય છે. હવે બધું પોકળ ખોલું છું. જે પુરૂષ સંશયરહિત થઈને પોતાની જાતને પૂર્ણબ્રહ્મ, શુદ્ધ સચ્ચિદાનન્દ જાણે છે અને જે સર્વત્ર પોતાના સ્વરૂપનેજ દેખે છે તેના ભાગ્યમાંજ નિર્ભયતા, જીવન્મુક્તિ, સામ્રાજ્ય અને સ્વરાજ્ય છે. બીજા કોઇના નશીબમાં નથી. જે આત્મદેવ વિના અન્ય કાંઈ દેખતો નથી તેનું દિલ કેમ ડગમગશે ? અત્યંત ભયાનક ઘોર શબ્દ આવ્યો પણ સિંહ શા માટે ચમકે ? એતો સિંહનીજ ગર્જના હતી. લોઢું તલવારની ચમકથી શા માટે ડરે ? કારણ કે એતો એના તેજનોજ ચમત્કાર છે. અગ્નિ પોતાની જ્વાલાથી શા માટે સંતપ્ત થાય ? તારામંડલ તૂટી પડે, સમુદ્ર સળગી જાય, હિમાલય ઉડતો ફરે, સૂર્ય શરદીનો માર્યો બરફનો ગોળો બની જાય; પણ તેમાં આત્મદર્શી જ્ઞાનવાનને શું પીડા કે ભય, કે જેની આજ્ઞાની બહાર કંઈ છેજ નહિ.

**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥**
**अपि शीतरुचावर्के सुतीक्ष्णे चेन्दुमण्डले।**
**अप्यधः प्रसरत्यग्नौ जीवन्मुक्तो न विस्मयी ॥**
**प्रलयस्यापि हुंकारैर्महाचलविचालकैः ।**
**विक्षोभं नैति यस्यात्मा स महात्मेति कथ्यते ॥**

તે દશામાં શોક અથવા મોહ કાંઇજ નથી, કે જે દશામાં સર્વત્ર એકત્વ-સમાનતા દેખાય છે.

સૂર્ય શીતળ છાયાવાળો થાય, ચંદ્રમંડળ અત્યંત તીક્ષ્ણ તાપવાળું થાય અને અગ્નિની જ્વાળા નીચે જાય; તથાપિ જીવન્મુક્ત પુરૂષને સંદેહ-વિસ્મય થતો નથી. મ્હોટા પર્વતોને ચલાયમાન કરનાર એવા પ્રલયના હુંકાર ( સુસવાટ કરતા વાયુ) વડે પણ જે મનુષ્યનું ચિત્ત ક્ષોભ પામે નહિ, તે મહાત્મા-ધીર કહેવાય છે.

" ભેદ ભાવના દિલસે છોડ, નિર્ભય બેઠા મૂછ મરોડ. "

એની આજ્ઞાથી સૂર્ય તપે છે; ઇન્દ્ર એનું પાણી ભરે છે; પવન એનો દૂત છે; નદી એની આગળ રેતીમાં આળોટે છે; રાજા મહારાજા, દેવી દેવતા, વેદ, પુસ્તક જે કાંઈ પણ છે તે સર્વ આત્મદર્શીનો સંકલ્પ માત્ર છે. ત્રિભુવનમાં પણ એ ચૈતન્ય પુરૂષ જ્ઞાનવાનનો પ્રકાશ પડે છે. ત્રિલોકી દીપકમાં જ્યોતિરૂપ જ્ઞાનવાન છે. ચૌદ લોક એક શરીર છે જેમાં જ્ઞાનવાન પ્રાણ છે. માત્ર એજ રીત છે; અન્યથા કંઈ છેજ નહિ. બ્રહ્મનિષ્ઠના ચરણમાં ધરવા માટેજ ધરણી ધાન્ય પેદા કરે છે; આત્મસ્વરૂપ મહાત્માનાં દર્શન માટેજ ઋતુ નવાં નવાં રૂપ બદલે છે. દુનિયાનાં રાજકાજ એના માટેજ હતાં; એના આગમનથી અન્ય કાર્યનું કર્ત્તવ્ય પૂરૂં થયું.

સર્વ પરિશ્રમ સફળ થયો. ઉપાસના, પ્રાર્થના, ભક્તિ, આંસુ પાડવાં, માથું ફોડવું, પ્રેમની ફિસ્કાસ ત્યાં સુધી હતી કે જ્યાં સુધી જ્ઞાનની લાલી નહોતી આવી.

ब्रह्मविद् इव सोम्य ते मुखं भाति ॥

## પ્રસંખ્યાત.

અભેદ ઉપાસનાનો વિધિઃ—મનન, નિદિધ્યાસન. મનને વિંધીને ચિત્તને હલમલાવી દે એવાં શાસ્ત્રોક્ત વાકયોને પસંદ કરવાં અને એકાન્તમાં બેસીને નીચે લખેલ વિધિ પ્રમાણે વર્તવું; ઉદાહરણ તરીકે શંકરાચાર્યના આત્મપંચકસ્તોત્રને લઈએ.

नाहं देहो नेंद्रियाण्यंतरंगं नाहंकारः प्राणवर्गो । न बुद्धिः ॥
दारापत्यक्षेत्रवित्तादि नाहं साक्षी नित्यः प्रत्यगात्मा शिवोऽहम् ॥

ભાવાર્થ—ના હું કાયા, ઈંદ્રિયો અંતરંગ; કે ના બુદ્ધિ, ના અહંકાર પ્રાણ.
સ્ત્રી, પુત્ર, કે ક્ષેત્ર દ્રવ્યોથી દૂર; **સાક્ષી નિત્ય પ્રત્યગાત્મા હું શિવ.**

વિચારપૂર્વક એમાંના ચોથા પદનું વારંવાર સ્મરણ કરવું કે જેથી મન તદ્દન શિથિલ બની જાય.

નિસ્સન્દેહ બનીને વિકલ્પ માત્ર સ્વપ્નમાંથી પણ દૂર કરીને, "હું દેહ આદિ છુંજ નહિ તો પછી દેહ ભ્રમને મારામાં શા માટે પ્રવેશ કરવા દઉં" એ પ્રમાણે મનન કરવું. દેહાભિમાન કરવું એજ સત્યનું ઉલ્લંઘન છે; મહા મૂર્ખતા છે.

**સાક્ષી નિત્ય પ્રત્યગાત્મા હું શિવ.**

વેદ, વેદાન્તનો અંતિમ નિષ્કર્ષ નિસ્સંદેહ અન્ય છેજ નહિ. વેદ અને સત્શાસ્ત્ર મને દેહ આદિથી ભિન્ન કહે છે, મારી જાતને દેહ માનવી એ ઘોર નાસ્તિકતા છે. એ અપરાધ હું શા માટે કરૂં?

**સાક્ષી નિત્ય પ્રત્યગાત્મા હું શિવ.**

ગુરૂજીએ મને પોતાના સાક્ષાત્કારના બળથી કહ્યું કે, હું દેહ આદિ નથી. તેથી હવે તો મારા દેહનું અભિમાન રાખવું એ ગુરૂમુખપર ઉપાન મારવા જેવું છે. હાય! એ ઉપદ્રવ મારાથી થાય? એ ઘોર પાપ થાય?

**સાક્ષી નિત્ય પ્રત્યગાત્મા હું શિવ.**

શરીરાદિની પીડા, સમ્બંધ, લોકોની ઈર્ષા, દ્વેષ, સેવા, સન્માનથી મને શું છે? ભલે કોઇ સારો કહે, કોઇ નઠારો કહે, હું કોઈનું કહેવું નહિ માનું. જે પોતેજ ભૂલેલા છે તેના કહેવાપર શું ભરોંસો રાખવો? કેવલ શાસ્ત્ર અને પ્રમાણુજ માનનીય છે. મારામાં કાંઈ પીડા નથી, કાંઈ શોક નથી, ઈર્ષા નથી, રાગ નથી, જન્મ નથી, મરણ નથી, દેહ નથી, મન નથી–

**સાક્ષી નિત્ય પ્રત્યગાત્મા હું શિવ;**
**સાક્ષી નિત્ય પ્રત્યગાત્મા હું શિવ,**
**સાક્ષી નિત્ય પ્રત્યગાત્મા હું શિવ.**

માતા નાના બાળકને રમવા માટે કેરી આપે છે; બાળક પોતાના સ્વભાવાનુસાર તે હાથમાં પકડી ચૂસવા માંડે છે; ચૂસતાં ચૂસતાં કેરી ફાટી; ને રસ હાથ, મ્હોં અને કપડાંપર પડયો. હવે તો તેને નથી કપડાં સાંભરતાં, કે નથી માતા અથવા તો હાથ મ્હોંનું ભાન, એ તો હવે રસમયજ બની ગયું. એજ પ્રમાણે શ્રુતિ માતાનું આપેલું આ મહા વાકયરૂપી પકવ

અમરફળ એકાન્તમાં-અન્તઃકરણમાં પુનઃ પુનઃ અભ્યાસ કરતાં કરતાં આખરે ફ્રાટી જાય છે ને પરમાનન્દ સમાધિ પ્રાપ્ત થાય છે.

आवृत्तिरसकृदुपदेशात् ॥ ब्रह्मसूत्र.

જ્યારે સર્વ દેશનું પોતાના આત્મામાંજ દર્શન થાય તો પછી પરોક્ષ શું રહ્યું? અને પછી સ્થાન સંબંધી ચિન્તા શાની રહે? સર્વ કાળ પોતાનેજ દૃષ્ટિગોચર થાય તો પછી કાલ-પરમની ચિન્તા શાની? સર્વ પદાર્થ અને મનુષ્ય સત્યતઃ આત્મરૂપ જાણી લીધા પછી એવો ડર શાનો, કે અમુક પુરૂષ મારે માટે શું કહેતો હશે? જ્યારે કાર્ય કારણ સત્તા પોતેજ બની ગયા; તો પછી ચિત્તવૃત્તિનું ઉછળવું કેમ ન બંધ થાય? આમ સહજ સમાધિ સ્વયં પ્રાપ્ત થાય છે.

ક્યા સોચે, ક્યા સમઝે રામ? તીન કાલકા યહાં ક્યા કામ?
ક્યા સોચે, ક્યા સમઝે રામ? તીન લોક નહિ ઉપજા ધામ.
નિત્ય તૃપ્ત સુખ સાગર નામ, ક્યા સોચે ક્યા સમઝે રામ?

જેણે આ રસ ચાખ્યો છે તેજ તેનો સ્વાદ જાણે છે; રાજા જનકે એ અમૃતરસ પીને પોતાના અનુભવનું વર્ણન આમ કર્યું છેઃ—

नाहमात्मार्थमिच्छामि गन्धान् घ्राणगतानपि ।
तस्मान्मे निर्ज्जिता भूमिर्वशे तिष्ठति नित्यदा ॥
नाहमात्मार्थमिच्छामि रसानास्येऽपि वर्त्ततः ।
आपो मे निर्ज्जितास्तस्माद्वशे तिष्ठन्ति नित्यदा ॥
नाहमात्मार्थमिच्छामि रूपं ज्योतिश्च चक्षुषः ।
तस्मान्मे निर्ज्जितं ज्योतिर्वशे तिष्ठति नित्यदा ॥
नाहमात्मार्थमिच्छामि स्पर्शान् त्वचि गताश्च ये ।
तस्मान्मे निर्जितो वायुर्वशे तिष्ठति नित्यदा ॥
नाहमात्मार्थमिच्छामि शब्दान् श्रोत्रगतानपि ।
तस्मान्मे निर्ज्जिताः शब्दा वशे तिष्ठन्ति नित्यदा ॥
नाहमात्मार्थमिच्छामि मनो नित्यं मनोऽन्तरे ।
मनो मे निर्ज्जितं तस्माद् वशे तिष्ठति सर्वदा ॥ महाभारत.

અર્થાતઃ—પ્રાપ્ત થએલા તન્માત્રારૂપ (પંચમહાભૂતની તન્માત્રા એટલે પૃથ્વીમાં ગંધ, જળમાં રસ, તેજમાં રૂપ, વાયુમાં સ્પર્શ, ને આકાશમાં શબ્દ) વિષયોની ઇચ્છાને આધિન નહિ થવાથી પંચમહાભૂતો સર્વથા મારે સ્વાધીન રહે છે.

પ્રણવ (ૐ) માં બ્રહ્મમંત્રોનો રંગ ભરી ભરી, ૐ માં મહાવાક્ય (બ્રહ્માસ્મિ) નો અર્થ પ્રતિપાદન કરી શ્વાસોચ્છ્વાસમાં તેનું વહન કરવું. હરતાં ફરતાં એનું એજ ચિંતવન રાખવું. એજ બ્રહ્મસાક્ષાત્કારનું ઉત્તમ સાધન છે.

સૂર્ય અને ચંદ્ર નિયમિત ગતિ જેનાવડે કરે છે અને આ સકલ વિશ્વ ગતિમાં રહે છે; તે પરમાત્મા આપણામાં શ્રદ્ધા પ્રેરે! ૐ



# ૨–સર્વ ઇચ્છા પૂર્ણ કરવાનો માર્ગ.*



ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં વિરાજતો મ્હારો પોતાનોજ આત્મા !

આજનો વિષય શરૂ કરતાં પહેલાં હિંદ હાલ ભૌતિક સંપત્તિમાં શાથી પછાત છે, તેના સંબંધમાં થોડુંક બોલવામાં આવશે. એક વખત એવો હતો કે જ્યારે આખા યૂરોપમાં હાલ જે જાહોજલાલી અને સંપત્તિ છે, તેના કરતાં પણ લગભગ વિશેષ જાહોજલાલી અને સંપત્તિ હિંદુસ્તાનમાં હતી. એક વખત એવો હતો કે જ્યારે આખા અમેરિકામાં થઇને હાલ જે હીરા, માણિક્ય, મોતી વગેરે જવાહિર છે તેના કરતાં પણ વધારે જવાહિર હિંદુસ્તાનમાં હતું. હિંદુસ્તાન એક વખત ભૌતિક સંપત્તિમાં સર્વોપરિ હતું. એક પછી એક એમ દરેક પ્રજાએ હિંદ ઉપર ચઢાઈઓ કરી. ગ્રીસ હિંદનેજ પૈસે ધનવાન થયું; પર્શીઆ હિંદુસ્તાનની સંપત્તિ એજ સંપત્તિવાન થયું; અફઘાનીસ્થાન પણ હિંદની દૌલતથીજ દૌલતવાળું થયું; અને હાલ ઈંગ્લાંડ પણ હિંદને પૈસે પૈસાદાર થતું જાય છે. ખરેખર હિંદુસ્તાન એક વખત સુવર્ણ અને જવાહિરનીજ ભૂમિ હતું.

આને માટે અમે શોક કરતા નથી. હિંદુસ્તાન હાલ ભૌતિક સંપત્તિએ પડતી સ્થિતિમાં છે. તેને માટે અમે દિલગીર થતા નથી. આપણે જાણીએ છીએ કે એવો એક કુદરતનો નિયમ છે, કે જે નિયમ આપણા કર્મ ઉપર પોતાની સત્તા ચલાવે છે અને દરેક વસ્તુનો સંયોગ વિયોગ કરે છે. એ ઈશ્વરી શક્તિજ આપણાં કર્મોને દિશા બતાવી પ્રેરે છે. અમે આ નિયમ જાણીએ છીએ; અને તેથીજ હિંદુસ્તાનની ભૌતિક સંપત્તિની ન્યૂનતા અને વિનાશ માટે પરિતાપ કરતા નથી. આવી ભૌતિક વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે હિંદુસ્તાનમાં પણ પ્રયત્ન થતા હતા; પણ તેને પ્રાપ્ત કરી હિંદવાસીઓએ પોતાની તુલામાં તોલી જોઇ, તો તેમને તે ન્યૂનતાવાળી જણાઇ. હાલ અમેરિકા એક ન્હાનું બાળક છે. તે હજી કેવળ શૈશવ અવસ્થામાં છે. આવી રીતે યૂરોપ પણ હજી બાલ્યાવસ્થામાં છે. તેઓ હજી આનો પ્રયોગ અજમાવી જુએ છે. હિંદુસ્તાને આ ભૌતિક સ્થિતિનો અનુભવ કરી જોયો છે; એ સઘળી વસ્તુઓની તુલના કરી જોઇ છે; અને તે તેને ન્યૂનતાવાળી જણાઇ છે. એ બધી વસ્તુઓ તેને ઝાકળના બિંદુઓસમાન લાગી છે. એ વસ્તુઓ તમારા અન્ય સુખની સાધનભૂત નથી. એનાથી તમને કદીએ ખરૂં સુખ મળવાનું નથી. લોહ અને સુવર્ણ એ માત્ર લોહ અને સુવર્ણ ખરીદવા માટેજ સારાં છે. બસ આજ તેની મહત્તા છે. સત્ય સુખ અને ભૌતિક વસ્તુઓમાં ઘણો ભેદ છે. ભૌતિક વસ્તુઓવડે તે સુખને કદી ખરીદી શકાતું નથી.

સુખનું રહસ્ય કંઈ જૂદુંજ છે. તે રહસ્ય એ છે કે જેમ જેમ તમે વસ્તુઓ પ્રાપ્ત

---

* આ ભાષણ સ્વામી રામે તા. ૧૩ મી ડીસેમ્બર ૧૯૦૨ ના રોજ હર્મીટીક બ્રધરહુડ આગળ આપ્યું હતું.

કરવા જાઓ છો, તેમ તેમ તે વસ્તુઓ તમારાથી દૂરને દૂર જતી જાય છે; અને જેમ જેમ તમે વસ્તુઓને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી રહિત થતા જાઓ છો, જેમ જેમ તમે તેની અપેક્ષાથી પર થતા જાઓ છો, તેમ તેમ એ વસ્તુઓ પોતાની મેળેજ તમારી પાછળ પાછળ આવવાની. સાંસારિક ડહાપણવાળા હાલના કેટલાક હિંદવાસીઓ પણ આ રહસ્યને જાણતા નથી, અને પુરતું અવલોકન કર્યા વગરજ તેઓ દેશની પડતીનાં કારણ કંઇ બીજાંજ બતાવે છે; પરંતુ આપણે જો બરાબર વિચારી જોઇશું તો તે તેનાં ખરાં કારણ નથી એમજ જણાશે. હિંદુસ્તાન શા માટે પડતી સ્થિતિમાં આવ્યું છે? અથવા બીજી રીતે કહીએ તો હિંદુસ્તાન શાથી રાજકીય બાબતમાં અવનત દશાને પ્રાપ્ત થયું છે? તેનું કારણ એ છે કે, જે વખતે હિંદુઓની પડતી થવા લાગી હતી તે વખતના જેવાજ હાલના હિંદુઓ પણ છે. **તેઓમાં વ્યાવહારિક વેદાંતની ખામી છે.** હિંદુસ્તાન કે જે વેદાંત અને આધ્યાત્મિક જ્ઞાનનું ગૃહ છે; જ્યાંથી 'આ સર્વે એકજ છે' એવા અદ્વૈતજ્ઞાનના વિચારો ઉત્પન્ન થયા છે; જે એક મૂળ ઝરણ સમાન હોઇ, જેમાંથી આત્મપ્રતિષ્ઠા, આત્મગૌરવ, આત્મજ્ઞાન, ઈશ્વરીજ્ઞાન, આધ્યાત્મિકજ્ઞાન વગેરે જ્ઞાનગંગાના કંઇક ફાંટાઓ નીકળ્યા છે, તે હિંદુસ્તાનમાં હાલ વ્યાવહારિક વેદાંત જ્ઞાનનો અભાવ છે. એ સાંભળી તમને ઘણી નવાઇ લાગશે; પરંતુ એજ એનું કારણ છે. આ વિષયના સંબંધમાં ચર્ચા કરવાનો વખત મળશે તો આગળ ઉપર કોઈ એક ભાષણમાં તેનું વિવેચન કરીશું.

કેવી રીતે પ્રજાઓની ચઢતી અને પડતી થાય છે? એવી કયી ગુપ્ત શક્તિ છે કે જેનાવડે એક પ્રજાની અવનતિ અને બીજી પ્રજાની ઉન્નતિ થાય છે? એવો કયો ચંદ્ર છે કે જે પ્રજાઓની ભરતી અને ઓટ કરે છે? આના સંબંધમાં એટલું કહેવું બસ થશે કે **કોઈ પણ પ્રજાની આધ્યાત્મિક-ધાર્મિક અવનતિ થયા વગર કદી** પણ તેની ભૌતિક અવનતિ થતી નથી. આ વિચારમાં કદાચ કેટલાક હિંદીઓ **રામ**ની સાથે એકમત નહિ થાય; પરંતુ **રામ**નું આ કહેવું પોતાના અનુભવના પ્રમાણરૂપે છે. પોતાના બારીક અવલોકનના આધારથીજ **રામ** આ વાત કહે છે. અમેરિકા હાલ ઝપાટાબંધ પ્રગતિ અને આશ્ચર્યકારક ઉત્કર્ષ શાથી કરી રહ્યું છે? ભૌતિક સંપત્તિમાં અમેરિકા શાથી આટલા બધા ઝપાટાથી આગળ વધે છે? આનું કારણ એ છે કે અમેરિકા પોતાના ભૌતિક જીવનમાં અજાણપણે પણ વેદાંતનુંજ આચરણ કરે છે. વ્યાવહારમાં અમેરિકાના લોકો કેવી રીતે વેદાંતિ જીવન ગાળે છે, તેના સંબંધમાં આપણે લાંબુ વિવેચન કરીશું નહિ; કારણ કે તે તેમજ છે. **સત્ય, સત્ય, અને ફક્ત સત્યનોજ આખરે જય છે. સત્યનોજ, વિશુદ્ધ ચારિત્ર્યનોજ, નિષ્પાપ જીવનનોજ અંતે વિજય અને મહિમા છે. "सत्यमेव जयते, नानृतम्."**

આ સત્ય કે જે બાહ્ય દૃષ્ટિએ અસત્ય જેવું ભાસે છે, અને કેટલાક આશ્ચર્યકારક નિશ્ચયો કે જે હમણાં તમને જણાવવામાં આવ્યા છે તેના સંબંધમાં વિશેષ વિચાર કરવાનું હાલ પડતું મૂકી આપણે આજના વિષયના મુદ્દા ઉપર આવીએ.

આપણે બાઇબલમાં વાંચીએ છીએ કેઃ-"માગો અને તે તમને પ્રાપ્ત થશે; કમાડ ઠોકો અને તે જરૂર તમારે માટે ઉઘાડવામાં આવશે." હિંદુઓ કર્મના સિદ્ધાંતનો જે ઉપદેશ કરે છે; તેનો તાત્પર્યાર્થ પણ એજ છે કેઃ-ઇચ્છાની સાથેજ ફળસિદ્ધિ ને સંબંધ રહેલો છે. દરેક ઇચ્છા અને સંકલ્પ એજ વખતે કે બીજે વખતે અવશ્ય ફલિત થવાજ જોઇએ.

રામને આ વિષય ઉપર કંઇ ભાષણ આપવાનું નથી. માત્ર ઇસારોજ કરવો હાલ બસ થશે. બગીચામાંનો દરેક અંકુર ગમે ત્યારે એક વખત જરૂર વિકાસ પામી ફલિત થાય છેજ, તેમ હલકાં પશુ આદિ પ્રાણીઓની આશાઓ પણ વહેલી મોડી એક વખત જરૂર પાર પડે છેજ. દુનિયામાંથી કોઇ પણ શક્તિ, કે કોઇ પણ પદાર્થનો નાશ થતો નથી. તો પછી માનસિક ક્રિયાઓ, માનસિક ઇચ્છાઓ, માનસિક સંકલ્પો વગેરે માનસિક વસ્તુઓનો કેવી રીતે વિનાશ હોઈ શકે ? વહેલી કે મોડી આ દરેક ઇચ્છાઓ સફલ થવીજ જોઇએ. કર્મના સિદ્ધાંતનો આજ તાત્પર્યાર્થ છે. પરંતુ હિંદુઓ કહે છે કે, જો તમે આ કર્મનો સિદ્ધાંત એટલે કે "માગો અને તે તમને મળશે, કમાડ ઠોકો અને તે તમારા માટે ઉઘાડવામાં આવશે" એ વાતનો અર્થ સામાન્ય લોકો જેવો સમજે છે તેજ અર્થમાં તમે પ્રતીત કરવા માગતા હો, તો તે તમારી મ્હોટી ભૂલ છે. આપણા જીવન વ્યવહારમાં એ નિયમ પ્રવર્તતો નથી એમ તમને લાગશે; પરંતુ "કમાડ ઠોકો અને તે તમારે માટે ઉઘાડવામાં આવશે, માગો અને તે તમને મળશે" આ બાઇબલની અંદરનું કથન જ્યારે કહેવામાં આવ્યું હતું, ત્યારે તેમાં બીજું કહેવાનું જે અધ્યાહાર હતું, એ સામાન્ય જનો સમજતા નથી અને તે સમજવાની દરકાર પણ કરતા નથી. તમારે તેની પણ કિંમત આપવી પડે એવું છે; પણ તેથી એમ નહિ સમજતા કે કિંમત આપવાની ખાસ જરૂરજ છે.

આ કિંમતના પ્રશ્નના સંબંધમાં આપણે બાઈબિલમાં જોઇએ છીએ કે, "જે પોતાનું જીવન બચાવવા માગે છે તેના જીવનનો નાશ થાય છે." આનો અર્થ શો ? "માગે તેથી આઘે અને જે ત્યાગે તેની આગે" આ ઉક્તિ પ્રમાણે જે મનુષ્યને ઇચ્છા, તૃષ્ણા અને વાસના છે તેને કંઇ પણ મળતું નથી. ઇચ્છા અને તૃષ્ણા રાખીને આપણે આપણું જીવન બચાવવા માગીએ છીએ; પરંતુ "જે પોતાનું જીવન બચાવવા માગે છે તેના જીવનનો અવશ્ય નાશ થાય છે."

આમ જુઓ. ઈસુની પ્રાર્થનામાં તમે કહો છો કે, "અમને આજે તું આજની રોટલી આપ." પાછા અહીં આપણે કહીએ છીએ કે, "માત્ર રોટલીવડેજ કંઈ મનુષ્ય જીવશે નહિ." આ વિરોધી વચનોને તમે બરાબર સમજો. "અમને આજે તું આજની રોટલી આપ" આવી રીતે જ્યારે પહેલવહેલી પ્રાર્થના કરવામાં આવી હશે, ત્યારે તેનો એવો અર્થ નહિ હોય કે તમારે માગ્યાજ કરવું, કંઇને કંઇ ઇચ્છા રાખ્યાજ કરવી, અને જેને દસ્રોજના ખોરાકની પૂર્ણ નિરાંત છે; તેણે અને બીજા લોકોએ દરરોજ માગ્યાજ કરવું અથવા ભૌતિક પદાર્થો માટે સ્તુતિ કર્યાજ કરવી. તેનો ખરો અર્થ તો એ છે કે રાજા હોય કે રંક હોય, સામાન્ય મનુષ્ય હોય કે કોઈ સંત પુરૂષ હોય; તેમણે પોતાની આસપાસ જે દ્રવ્ય, સંપત્તિ, વૈભવ કે રમણીય પદાર્થો છે, તે મ્હારા નથી; પણ ઈશ્વરના છે, એમ ગણવું જોઇએ. આનો અર્થ માગવું નહિ, પણ ત્યાગવું છે. "અમને આજે રોજની રોટલી આપ" એ શબ્દોનો તમે પુરતો વિચાર કરો તો તેનો અર્થ 'માગવું' એવો નહિ; પણ "ત્યાગવું"– ઈશ્વરને સમર્પણ કરવું, એજ તેનો અર્થ થશે. એક રાજા જે વખતે પોતે તેવી પ્રાર્થના કરે છે, તે વખતે તેનું બધુંજ જવાહિર, બધુંજ રાજ્યપાટ, અને ઘરનો તથા બ્હારનો સર્વ વૈભવ એ સર્વનો એ ત્યાગ કરે છે; એ સર્વ ઈશ્વરને સમર્પણ કરે છે; એ બધા ઉપરથી તે પોતાના હક્ક ઉઠાવી લે છે; અને તેથી જ્યારે રાજા આવા પ્રકારની પ્રાર્થના કરે છે, ત્યારે તે આપણને જરી પણ અયોગ્ય જણાતી નથી. અર્થાત્ રાજાએ સર્વ સંગનો પરિત્યાગ કરી, નિઃસંગ

થઈ પોતાનું જીવન ગાળવું જોઇએ. આવો રાજા સંન્યાસીનો પણ સંન્યાસી છે. તે કહે છે કે આ ટેબલ ઉપર રહેલી દરેકે દરેક વસ્તુ તે ઈશ્વરની છે; 'મ્હારૂં' કંઈ છેજ નહિ. જે કંઈ મને પ્રાપ્ત થાય છે, તે મ્હારા પ્રેમસ્વરૂપ પ્રભુદ્વારાજ પ્રાપ્ત થાય છે. એ પ્રાર્થનાની તે આવી પ્રતીતિ કરે છે. "અમને આજે આજની રોટલી આપ," એ વચનોનું રામે હમણાં જે વિવરણ કર્યું, તે પ્રમાણે જો ત્હમે તેનો અર્થ કરશો, તો મનુષ્ય માત્ર રોટલીથીજ જીવવાનું નથી, એ વચનો સાથે પછી તમને વિરોધ જણાશે નહિ; બાકી બીજી રીતે તેનો અર્થ કરતાં તે વચનોમાં વિરોધ રહેવાનોજ.

વળી આપણે બાઇબલમાં જોઇએ છીએ કે, "એકવાર તમે ઈશ્વરી રાજ્ય પ્રાપ્ત કરો, એટલે તમને સર્વ વસ્તુઓ પ્રાપ્ત થશે." આ વચનોમાં પણ રહસ્ય રહેલું છે. આ વચનોમાં ઇસુની ઉપરની પ્રાર્થનાનો જવાબ હતો. "In sorrow she should bring forth child આ વાકયમાં કંઇક ખુટતું પદ હોય એમ આપણને જણાય છે. ઇચ્છાઓનું ફળ જરૂર મળવાનુંજ. જે ત્હમે ઇચ્છો છો, તે સર્વ પ્રાપ્ત થવાનુંજ; પરંતુ તમારે ઉદાસીનતાના રૂપમાં તેની કિંમત આપવી પડશે. "ઉદાસીનતામાં તેણીએ બાળકને જન્મ આપવો જોઇએ" આ વચનો કેવળ સ્ત્રીઓનેજ લક્ષીને કહેવામાં આવ્યાં નથી; પરંતુ તે દરેક મનુષ્યને લાગુ પડે છે. "ઉદાસીનતા" આ શબ્દનો પણ ખુલાસો કરવાની જરૂર છે. સર્વ ઇચ્છાને પરિત્યાગ એ ઉદાસીનતાનો અર્થ છે. જે પોતાની ઇચ્છાઓને વળગી રહે છે, અને જે પોતાનું તન, મન અને સર્વસ્વ પોતાની ઈચ્છાને વેચે છે, તે શું સફળતાનો અનુભવ કરે છે? ના. જે મનુષ્ય દૈવી માર્ગથી એટલેકે નિસ્પૃહપણે અને સમતૃપ્તિથી અભિલાષા કરે છે, તેજ મનુષ્ય પોતાની ઈચ્છા અને અભિલાષા સફલ થતી અનુભવે છે.

લોકો કહે છે કે, અમારી પ્રાર્થનાઓ સાંભળવામાં આવે છે, અમારી પ્રાર્થનાઓનું ફળ અમને મળે છે; પરંતુ ઇચ્છવું, માગવું, સ્પૃહા કરવી, આવા અર્થમાં જો પ્રાર્થનાઓ કરવામાં આવતી હોય, તો પ્રાર્થનાઓનું કદી પણ ફળ મળતું નથી. તમે આવી પ્રાર્થનાઓ ગમે તેટલી કરો, પણ તેનું તમને કદી ફળ મળશે નહિ. ભલે માગ્યા કરો, પણ તે તમને મળશે નહિ. "પ્રાર્થના" શબ્દનો અર્થ કંઇક ઉચ્ચ પ્રકારનો છે. ઇચ્છાથી પર સ્થિતિએ જઇ, "હે પ્રભુ, તારી ઇચ્છા પ્રમાણે થાઓ" એ વચનો સાથે એકતાર થવું એજ પ્રાર્થના શબ્દનો અર્થ છે. માગવું, ઈચ્છવું, અથવા મારી મુરાદ પાર પડો, એવો નથી. પોતાની ઈચ્છાનુસાર થાઓ, એવોજ પ્રાર્થના શબ્દનો અર્થ લોકો સમજે છે. વળી તેઓ ( Self ) આત્મા શબ્દનો અર્થ પણ ક્ષુદ્રાત્મા, અલ્પાત્મા, અને યાચના કરતો જીવ, એવોજ કરે છે; પરંતુ "હે પ્રભુ, તારી ઇચ્છા પ્રમાણેજ થાઓ" એવી ભાવનામાંજ પ્રાર્થના શબ્દનું ખરૂં રહસ્ય અને જીવન રહેલું છે. તમારૂં જીવન અનેક ઉપાધિ અને અનેક જાતનાં સંકટોથી ઘેરાયલું હોય તોપણ તમારા હૃદયના ઉંડાણમાંથી "**હે પ્રભુ, તારી ઇચ્છા પ્રમાણે થાઓ**" એવોજ ઉદ્‌ગાર નિકળવો જોઇએ. કદાચ તમારૂં શરીર વ્યાધિથી ગ્રસ્ત થાય, કદાચ આસપાસનું બધુંજ વાતાવરણ આપત્તિમય બને; તોપણ તમારા હૃદયગર્ભમાંથી "**હે પ્રભુ, મ્હારી ઇચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણેજ થાઓ**" એવોજ ભાવ સ્ફુરવો જોઇએ. આનુંજ નામ આત્મસંયમ, આનુંજ નામ આત્મત્યાગ, અને આનુંજ નામ આત્મસમર્પણ છે. હૃદયથી કરવામાં આવતી પ્રાર્થનાનું ખરૂં રહસ્ય, પ્રાર્થનાનું ચેતન, અને પ્રાર્થનાનો

આત્મા તે આજ છે. જે પ્રાર્થનાઓ સ્વાર્થી ઈચ્છાઓમાં અવસાન પામે છે, તે પ્રાર્થનાઓ કદી સાંભળવામાં આવતી નથી; અને સફળ થતી નથી. જ્યાં આ દુનિયા એ દુનિયાં નથી; જ્યાં આ શરીર એ શરીર નથી; જ્યાં આ મન એ મન નથી; જ્યાં આ દુનિયાનું કોઈ પણ જાતનું સગપણ રહેતું નથી; જ્યાં સર્વ સંબંધ ભૂલી જવામાં આવે છે, એવી ભૂમિકાને પ્રાપ્ત થઈ, સંપૂર્ણ એકાગ્રતા પામી જ્યારે આપણું મન સમાધિમાં સ્થિત થાય છે; તે સમયે જે જે પ્રાર્થનાઓ કરવામાં આવે છે તે તે બધી પ્રાર્થનાઓ સાંભળવામાં આવે છે–તે તે બધી પ્રાર્થનાઓ સફળ થાય છે. આવી સ્થિતિ ભલે પછી એકજ સેકંડ રહે. આવી સ્થિતિમાંથી જાગૃત થતાં–વ્યવહાર દશામાં આવતાં જો આપણને કોઇ પણ ઇચ્છા સ્ફુરે તો તે ઈચ્છા જરૂર પાર પડવાની. જ્યારે મનુષ્ય સંપૂર્ણ ઇંદ્રિયદમન, સંપૂર્ણ આત્મસંયમ, સંપૂર્ણ અહંત્વનો ત્યાગ, સંપૂર્ણ સંસાર ત્યાગ, સંપર્ણ સર્વસ્વત્યાગ, સંપૂર્ણ આત્મસમર્પણ અને સંપૂર્ણ આત્મનિવેદનની ઉચ્ચ સ્થિતિએ પહોંચે છે ત્યારે જે જે પ્રાર્થનાઓ કરવામાં આવે છે તે સર્વ અવશ્ય ફલિત થાય છે; અને આવી પ્રાર્થનાઓને ભિક્ષા માગવાની અને યાચના કરવાની પ્રાર્થનાઓ ન કહેવી જોઈએ.

કેટલાક લોકો એવા છે કે, જેઓ દરરોજ રિવાજ મુજબ પ્રાર્થના કરતા નથી, અને પ્રાર્થના જાણતા પણ નથી; અને તે છતાં તેઓની સર્વ ઈચ્છાઓ ફલિત થાય છે; પરંતુ એમ કયી સ્થિતિમાં બને છે ? તે મનુષ્યો કયી જાતના અને કોના જેવા હોય છે ? તે આપણે જોવું જોઇએ. તમે કોઇ એક વસ્તુ પ્રાપ્ત કરવા ઈચ્છા કર્યા કરો છો, ઝંખના કર્યા કરો છો; પરંતુ જ્યાં સુધી તમે માગણની સ્થિતિમાં છો, ત્યાં સુધી તમને કોઈ પણ વસ્તુ મળવાની નથી. તમને ખબર છે કે, જ્યારે આપણે કોઇ પણ મ્હોટા માણસને મળવા જવાનું હોય છે, ત્યારે તેની યોગ્યતા પ્રમાણે આપણે પોશાક પહેરવો પડે છે. ઈશ્વર મહાનમાં મહાન અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે; માટે જો તમારે એ મહાન પ્રભુ પાસે જવું હોય, તો તેની પાસે જવાને યોગ્ય વસ્ત્રો ધારણ કરીને તમારે જવું જોઇએ. કોઇ પણ જાતની ઇચ્છા કે સ્પૃહારૂપી મલિનતાથી રહિત બનીનેજ જવું જોઇએ, તમારે માગણ અને દુકાનદારીના પહેરવેશથી રહિત થવું જોઇએ; કારણ કે જગતમાં માગણને કોઇ પણ ચહાતું નથી. જ્યાંથી ત્યાંથી માગણનું અપમાન કરી કાઢી મૂકવામાં આવે છે. જો તમારે પણ ઈશ્વરની પ્રાપ્તિ કરવી હોય તો, ઈશ્વરી પોશાકજ ધારણ કરવો જોઇએ; દૈવી સંપત્તિ ધારણ કરવી જોઇએ. એ પોષાક એવો છે કે, જેને પહેરવાથી આપણને કોઇ પણ જાતની ન્યૂનતા, સ્પૃહા કે ઇચ્છા રહેતી નથી. જ્યારે તમે નિરિચ્છ અને નિઃસ્પૃહ થશો, ત્યારેજ તમે પ્રભુ તરફથી સન્માન પામશો.

જે માણસને ઈચ્છા, તૃષ્ણા અને આકાંક્ષા છે, જે તેને માટેજ રાત દિવસ બેચેનીમાં રહે છે, તેવા માણસને કદી સુખ મળતું નથી; કારણ કે એ બન્ને વચ્ચે વિરોધ છે. તમે માગણ અને તંગ હાલત ભોગવનાર ભિક્ષુક છો; અને તમારી ઇચ્છિત વસ્તુઓ ઉચ્ચ અને સુખરૂપ છે. આવી રીતે તમે અને તમારી ઇચ્છિત વસ્તુ વચ્ચે વિરોધ હોવાથી તમારી ઇચ્છિત વસ્તુ તમને કદી પ્રાપ્ત થવાની નથી. જો તમે કોઇ પણ વસ્તુથી આકર્ષાશો; અને તે મેળવવાને રાતદિવસ તેની પાછળ ને પાછળ ફર્યા કરશો; તો તે વસ્તુ ઉલટી તમારાથી દૂર ને દૂર જશે. હમ્મેશાં આમજ બને છે. જ્યારે તમે એ વસ્તુને છોડી, તેના તરફ પુંઠ કરીને ચાલતા થાઓ છો, ત્યારે તમે એ વસ્તુથી પર થાઓ છો અને ત્યારે તે તમારી પાછળ પાછળ આવે

છે. શું આવું નથી બનતું ? દરેક મનુષ્યને આનો અનુભવ હોવો જોઈએ. તમે પોતપોતાના અનુભવને સ્મરણ કરી જુઓ, એટલે તમને જણાશે કે દરેક વસ્તુની ઈચ્છા અને તેની પ્રાપ્તિમાં આમજ બન્યું છે. અમુક વસ્તુ ઉપર તમને બહુ ભાવ છે, તેને મેળવવા તમે ખૂબ તલસો છો, ખૂબ વળખાં મારો છો, અહા ! તે વસ્તુ તમને જોઇએ છેજ; પરંતુ તે ત્યારેજ તમને મળશે કે જ્યારે તમે તેનો પરિત્યાગ કરશો, જ્યારે તમે તેને ઉચ્ચ ભાવનામાં ભૂલી જશો; કે જે ઉચ્ચ ભાવના "મ્હારૂં" અને "ત્હારૂં" એવા શબ્દોથી પર છે. ફક્ત ત્યારેજ તમે તમારી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થએલી જોશો. આ સત્ય છે. આ સત્ય છે. આ કેવળ સત્ય છે. આમ થશે ત્યારેજ માત્ર તમારી ઇપ્સિત વસ્તુ તમને પ્રાપ્ત થશે.

આનું કારણ શું ? આનું કારણ એ છે કે "The like attracts the like" "સમાન વસ્તુ સમાન વસ્તુને આકર્ષે છે." સૂર્ય એ પદાર્થ છે, અને પૃથ્વી પણ પદાર્થ છે; પરંતુ સૂર્ય પૃથ્વી અને ગ્રહોને પોતાની તરફ આકર્ષે છે, પૃથ્વી કંઈ સૂર્યને આકર્ષતી નથી. આવીજ રીતે પોઝિટીવ અને નેગેટીવ વિદ્યુતના સંબંધમાં પણ છે. તેમાં પ્રમાણમાં ભેદ છે, પણ કંઇ જાતમાં ભેદ નથી. પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર ( Science ) તેની ખાત્રી આપે છે. અહીં એક લોહચુંબક અને લોહનો કકડો છે; તેમાં જે વજનમાં ભારે હશે, તે હલકા વજનવાળાને પોતાની તરફ ખેંચશે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર ( Science ) નો આ નિયમ સુપ્રસિદ્ધ છે.

જ્યારે તમે તમારી ઈચ્છિત વસ્તુનો ત્યાગ કરો છો, ત્યારે પણ આજ પ્રમાણે બને છે. ઉચ્ચ ભાવનાત્મક ભૂમિકાને પ્રાપ્ત કરો એટલે તમે ઉચ્ચ અને વિશાળ ગગનમંડળમાં સ્થિત થએલા છો. તમે સૂર્ય છો; અને સુખ અને સુખના પદાર્થો કે જે પૃથ્વી અને ગ્રહો રૂપે છે તેને તમે તમારી તરફ આકર્ષો છો; અને એ તમારી તરફ આકર્ષાતા આવે છે.

જ્યારે આપણને આપણી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય છે, ત્યારે આપણે હર્ષથી પ્રફુલ્લિત થઇએ છીએ; પરંતુ થોડા વખત પછી પાછા આપણે શોકમગ્ન અને અતૃપ્ત જણાઇએ છીએ. પાછી વળી એવી એક વસ્તુને પ્રાપ્ત કરી ઉલ્લાસમાં આવીએ છીએ; અને પાછું તે સ્થિતિમાં ભંગાણ આવે છે. આવી ઘટમાળા ચાલીજ જાય છે. તમે રાજા થઇ રાજ્યગાદી ઉપર બેસો એટલે સર્વ લોકો તમારી મુલાકાતે આવશે. સઘળા નગરનિવાસીઓ, તમારા રાજ્યની સર્વે પ્રજા અને અધિકારીઓ તમારા સત્કારને અર્થે તમારી હજુરમાં આવશે. તેઓને રાજા જોઇએ છે. તેઓ બધા રાજાની આસપાસ એકઠા થાય છે. તેઓને આમંત્રણ કરવું પડતું નથી. તેઓ વગર બોલાવેજ આવે છે. આવી રીતે તમે જ્યારે ઇચ્છા, સ્પૃહા, અને અપેક્ષાથી પર થશો, ત્યારે તમે રાજ્યાસન ઉપર બિરાજેલા છો, એમ તમને લાગશે. બધી ઈચ્છાઓ અને બધી ઇચ્છિત વસ્તુઓ, અમલદારો અને અધિકારીઓની માફક તમારી હજુરમાં આવશે; એ સર્વ તમારી આસપાસ એકત્ર થશે. એ સર્વે તમને સવિનય બોલાવશે અને પછી શું બને છે ? તે અવર્ણ્ય સ્થિતિ કે જેનું વર્ણન માત્ર તે અલૌકિક સ્થિતિમાંજ થઈ શકે છે, તેની અંદર સ્થિત થનારાં મનુષ્યો આકર્ષક અને રમણીય પદાર્થોને પોતાની તરફ આકર્ષાતા જુએ છે; અને જ્યારે તે વસ્તુઓ તેઓને પ્રાપ્ત થાય છે, ત્યારે તેઓ તે રાજ્યાસનનો ત્યાગ કરીને અધઃપતન પામે છે. પાછા તેઓ આશા, તૃષ્ણા અને ઇચ્છાની વૃત્તિઓને આધિન થઇ દુઃખી થાય છે, અને અધઃપતન પામે છે. આમ થયું એટલે તેઓની ઇચ્છિત વસ્તુઓ તેઓની પાસેથી જતી રહે છે. સ્થુલ પદાર્થો પ્રાપ્ત થવાનું અને જતા રહેવાનું આ

રહસ્ય છે. ભૌતિક સંપત્તિનું ઘટનાચક્ર આ પ્રમાણે ચાલ્યા કરે છે. આ વિષયને બીજી રીતે પણ સમજાવી શકાય. જેમકેઃ—

એક ગાડીને એક બારણું છે. તે બારણામાં એક માણસ ઉભો છે. ત્યાંથી તે "અહીં આવો, અહીં આવો" એમ કહીને પોતાના મિત્રને બોલાવે છે. તે મિત્ર અતિ આતુરપણે દોડયો દોડયો ત્યાં આવે છે; પરંતુ તે બારણામાં ઉભેલો માણસ બારણા પાસેથી ખસતો નથી. તે ત્યાં ને ત્યાં ઉભોજ રહે છે. હવે પેલો બિચારો મિત્ર કયાં થઇને અંદર જાય ? તેને તે જવા દેતો નથી. આવી રીતે તેનો મિત્ર તે ગાડીમાં જઈ શકતો નથી. ગાડી ત્યાંથી ચાલી જાય છે અને તે માણસ મિત્ર વગરજ એકલો રહી જાય છે. આવીજ રીતે તમને કાંઈક પદાર્થ મેળવવાની તીવ્ર ઇચ્છા છે, તે વસ્તુ મેળવવા માટે તમે રાતદિવસ વલખાં મારો છો, ઇચ્છા કરી કરીને તમે તે ઇચ્છિત વસ્તુનું આવાહન કર્યા કરો છો. ઇચ્છિત વસ્તુ તમારી પાસે આવે છે; પરંતુ તમે તમારી આતુરતામાં તે બારણા આગળથી ખસતા નથી, અને તેને અંદર આવવાનો માર્ગ તમે આપતા નથી, અને દુઃખી થાઓ છો તેમજ વિપરીત ફળ ભોગવો છો. તમે પ્રથમ માત્ર માગ માગજ કર્યા કરો છો; પરંતુ માગ માગ કર્યા પછી તમારે તે બારણામાંથી ખસી જઇને તેને પ્રવેશવાનો માર્ગ પણ કરી આપવો જોઇએ. તે બારણામાંથી તમારે અંદર હઠી જવું જોઇએ, અને તોજ તે વસ્તુ અંદર આવી શકશે, અને તે વસ્તુરૂપી મિત્રને તમે તમારી પાસે બેઠેલો જોશો. આ પ્રમાણે આપણને આપણી ઇચ્છિત વસ્તુ મળે કે ન મળે તેનો આધાર આપણે જગ્યા ખાલી કરીએ કે ન કરીએ તેના ઉપર છે. આ આપણી પૃથ્વીની આસપાસની હવા સૂર્યવડે ઉષ્ણ થાય છે, એટલે ઉંચે ચઢે છે, અને તેની જગ્યા બીજી હવા પ્રવાહરૂપે આવીને પૂરી દે છે; પરંતુ જો પ્રથમની હવા પોતાની મૂળ જગ્યા છોડે નહિ તો બહારની હવા તેની જગ્યાએ આવી શકે નહિ.

આ પ્રમાણે જ્યાંસુધી તમે અનેક ઇચ્છાઓ કર્યા કરો અને ક્ષુદ્ર મમત્વ અને દેહાભિમાન કાયમ રાખો, ત્યાંસુધી તમારી ઇચ્છિત વસ્તુઓ તમારી તરફ ખેંચાઈને આવવાની નહિ, વાસ્તે તે ઇચ્છાઓ ત્યજી દો. પ્રથમ ભલે તમે સકામ બની ભિક્ષાર્થી પણ થાઓ; પરંતુ એટલુંજ કંઈ બસ નથી. પછીથી તો તમારે ઇચ્છાઓ અને કામનાઓથી પણ પર (રહિત) થવાનું છે અને આમ થયા પછીજ તમારી સર્વ ઇચ્છાઓ પૂર્ણ થશે.

એવા કેટલાક મનુષ્યો છે કે, જેમની ઇચ્છા અને આજ્ઞાને સૂર્ય ચંદ્ર અને સૃષ્ટિનાં સર્વ તત્ત્વો પણ આધીન થઇ રહે છે. તેમની આવી શક્તિનું શું રહસ્ય હશે ? તેનું રહસ્ય માત્ર એજ છે કે, તેઓની ઇચ્છાઓ કોઈ પણ જાતની આવશ્યકતાથી રહિત છે. એકાદ રાજાની પ્રજાકલ્યાણ માટેની ઉપકારક ઇચ્છા જેવીજ તે હોય છે. જે રાજાને કોઇ પણ જાતની ન્યૂનતા નથી, તેને કશાની પણ અપેક્ષા હોતી નથી; તથાપિ પ્રજા, દરબારીઓ અને હજુરીઓ કેવી રીતે સુખી થાય, તેની તે પુરતી તપાસ રાખે છે. આવો રાજા આવા હેતુથી પોતાના માણસોને કંઇ પણ કરવાની આજ્ઞા કરે તો તે પોતાના સુખને અર્થે નહિ પણ અન્યના સુખને અર્થેજ હોય છે.

જગતમાં તેજ મનુષ્ય ખરા રાજા અને મહારાજા સમાન છે, કે જે સર્વ કામનાઓથી રહિત છે. જેમની આજ્ઞાને સૂર્ય, ચંદ્ર અને વિશ્વનાં સર્વ તત્ત્વો આધીન થઈ વર્તે છે તેઓ સર્વે કામનાઓથી પર હોવા છતાં તેમની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે; માટે તમારે પણ પ્રથમ સર્વ કામનાઓ અને ઇચ્છાઓથી પર થવાનું છે, અને તેમ થયું એટલે તમારી

બધીજ કામનાઓ અને ઈચ્છાઓ પાર પડશે. આપણી સર્વ કામનાઓ પૂર્ણ કરવાનું આજ રહસ્ય છે.

આ વિશ્વમાં દરેક વસ્તુ ઉપર સૂર્યની સત્તા હોવાનું કારણ એ છે કે સૂર્ય એ કેવળ એક સાક્ષીરૂપે તપે છે, અને કોઈ એક મહિમાવાન રાજાની માફક દ્રષ્ટારૂપે પોતાના મહિમામાં આરૂઢ છે. અહીં જો કોઇ એક રાજા કે રાજકુમાર આવે તો તે તમારી પાસે કંઈ પણ માગશે નહિ તોપણ દરેક જણ પોતાની મેળેજ એક કોરે ખસી તેને માર્ગ આપશે, આસન આપશે અને પાણી, ભોજન વગેરે જે કંઇ તેને આપવું ઘટે તે બધું તેઓ તેની આગળ ધરશે તેઓ તેને દ્રવ્યનું નજરાણું પણ ખુશીથી કરશે.

આવી રીતે જે કંઇ તમે જુઓ છો તે બધું સૂર્ય કરે છે; જે કંઈ તમે જુઓ છો તે સૂર્યદ્વારાજ જુઓ છો અને જે કંઇ તમે સાંભળો છો તે પણ સૂર્યદ્વારાજ સાંભળો છો. જો દુનિયામાં સૂર્યનું અસ્તિત્વ ન હોત, તો આપણું આ બધું વાતાવરણ ઠંડીથી ઠરી ગએલું હોત અને એમાં કોઇ પણ જાતની હલન-ચલન ક્રિયા ન રહેવાથી આપણે કોઇ પણ અવાજ સાંભળી શકત નહિ; કેમકે સૂર્યનો તાપ હોવાને લઇનેજ તમે રસાસ્વાદ લઈ શકો છો, વનસ્પતિ પણ સૂર્યના તાપથીજ થાય છે, ઘ્રાણેંદ્રિય વાસ લે છે તે પણ સૂર્યને લઇનેજ અને પૃથ્વી જે આ સાંપ્રત સ્થિતિમાં છે તે પણ સૂર્યને લીધેજ. આવી રીતે દરેક વસ્તુ સૂર્યને લીધેજ છે. ચોર પણ સૂર્યને લીધેજ ચોરી કરે છે, પરંતુ કોઈ પણ અદાલતની અંદર એ સૂર્યની સામે કદી પણ ફરીયાદ નોંધાઇ નથી.

સૂર્ય એ તટસ્થ સાક્ષી છે. સૂર્ય એ નિષ્પક્ષપાતપણે પોતાના સ્વભાવથીજ પ્રકાશી રહ્યો છે. અને આજ કારણથી પૃથ્વી વગેરે સર્વ ગ્રહો પોતાનાં સર્વ અંગો સૂર્યને દર્શાવતા દર્શાવતા ગોળ-ચક્રાકારમાં ફર્યા કરે છે. આજ પ્રમાણે સૂર્યનાં કિરણ પડે છે કે તરતજ બરફના મેદાનોમાંથી બરફ પીગળી પીગળીને વહેવા માંડે છે, પવન ચારે તરફ વાવા લાગે છે, અનેક જાતિની વનસ્પતિ વિકાસ પામવા માંડે છે અને દરેક વસ્તુનું હલન-ચલન થાય છે.

વેદાન્ત કહે છે કે, જો તમે દુનિયાના પદાર્થોની જરી પણ અપેક્ષા રાખ્યા વગર પોતાના મહિમામાં સ્થિત એક તટસ્થ સાક્ષી-સૂર્યની માફક જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં કોઈ પણ જાતના સ્વાર્થ વગર તમારા પ્રકાશ અને જીવનને ફેલાવતા, તથા દિવ્ય ચિત્‌શક્તિ કે જે તમે પોતેજ છો તેના સત્ય મહિમામાં નિષ્ઠા પામીને અર્થાત્ તેની અંદર સ્થિત થઇને અને કોઇ પણ જાતનું દેહાભિમાન રાખ્યા વગર જીવન ગાળી શકો, તો જે પરમ શક્તિની આણ આખા વિશ્વને માનવી પડે છે, તે પરમ શક્તિસ્વરૂપજ તમે થઇ જશો.

આ સંસારનાં સર્વ સુખ, દુઃખ, ચડતી, પડતી, સંપત્તિ, દરિદ્રતા, એ બધું જેવી રીતે કોઈ શીખર ઉપરથી રમ્ય પ્રદેશ તમારી નજરે પડે તેવી રીતે પાસે આવે, છતાં નિર્લેપપણે તમે રહો; અને તમારા જીવનની અનેક શાખાઓમાંથી પસાર થાઓ, તો જેની આજ્ઞાનુસાર કુદરતની અનેક શક્તિઓ પ્રવર્તે છે તેવા મહાત્માસ્વરૂપજ તમે પણ થશો. **તમે તમારી કામનાઓથી પર થાઓ, એટલે તે સર્વ કામનાઓ પૂર્ણ થશે.**

પરંતુ લોકો પ્રશ્ન કરશે કે, કર્મના સિદ્ધાંતને અનુસરીને આ સૃષ્ટિમાં કુદરતની જે શક્તિઓ ક્રિયાઓ કરી રહી છે તેની સાથે ઉપલી બાબતની એકવાકયતા કેવી રીતે છે? પ્રારબ્ધવાદ અને પુરૂષાર્થવાદની કેવી રીતે સંગતિ થાય છે?

આના સમાધાનને માટે એક સાદું દૃષ્ટાંત બસ થશે કે, તમારા અંતઃકરણમાં જે ઈચ્છાઓ છે તે વાસ્તવિક રીતે કંઈ સ્વાભાવિક નથી; પરંતુ ભવિષ્યમાં જે બનવાનું હોય છે તેની છાયાસમાન છે. ભવિષ્યમાં બનનારા બનાવો તમારા અંતઃકરણમાં છાયા પાડે છે. એક સ્ત્રીના સંબંધમાં એક વાત છે કે, તે સ્ત્રી પોતાની છબી પડાવવાને માટે કોઈ એક ફર્સ્ટ કલાસ ફોટોગ્રાફરને ત્યાં ગઈ. છબી પાડનારે છબી પાડવાનો કૅમેરા બરાબર ગોઠવી તેમાં ઉંચી જાતની પ્લેટ (છબી પાડવાનો કાચ) મૂકી; છબી પાડયા પછી તે છબીવાળો કાચ તપાસ્યો તો તે સ્ત્રીના ચહેરા ઉપર બળીયાનાં ચાઠાં જણાયાં. એ પછી એ બાઈ પોતાને ઘેર ગઈ કે તરતજ તેણીને આખે શરીરે બળીઆ નીકળ્યા. આનું શું કારણ હોવું જોઈએ? આ બાઈને એક બ્હેન હતી. તેણીને બળીઆ નીકળવાથી પોતાની બ્હેનને તેણે સમાચાર જણાવવાને માટે એક કાગળ લખ્યો હતો; આ કાગળવાળું કવર તેણીએ પોતાના હોઠ અને આંગળીઓથી બીડયું હતું. આ કાગળ જે બાઈની છબી પાડવાની હતી તેણીએ પોતાના હાથેથી ફોડયું; આથી તેણીને બળીઆનો ચેપ લાગ્યો, અને તે થોડા દિવસો પછી તે રોગથી માંદી પડી. આ છબી પાડનારના કૅમેરાએ—છબી પાડવાના યંત્રે ભવિષ્યમાં બનનાર બનાવને સૂચવ્યો હતો. આ પ્રમાણે એ વ્યાધિને જો કે ચર્મચક્ષુઓ જોઈ શકયાં નહિ હતાં, તથાપિ શરીરમાં તો બળીઆ નીકળવાની ક્રિયા કયારનીએ શરૂ થઈ ચૂકી હતી. આપણી ઇચ્છાઓ પણ એ બળીઆનાં ચાઠાં કે જે કૅમેરાના કાચની અંદર જણાય છે, પણ જે હજી મ્હોડા ઉપર જણાતાં નથી તેના જેવીજ છે. એ ઈચ્છાઓ એક વખત જરૂર સફળ થવી જોઇએ. ઈચ્છા અને દૈવ એ બન્નેનું આ પ્રમાણે સમાધાન કરવામાં આવે છે; પરંતુ એમ છે તો પછી ફળ પ્રાપ્તિને માટે આટલો બધો ત્રાસ અને દુઃખ શામાટે વેઠવું પડે છે? ઈચ્છાઓ સફળ કરવા માટે જે કિંમત આપવી પડે છે તે શામાટે? આ એક દૃષ્ટાંત આપીને સમજાવવામાં આવશે.

એક માણસ કે જે પોતાના મિત્રને મળવાને માટે બહુજ ઉત્સુક હતો. આ માણસ પોતાના મિત્રથી બહુજ લાંબો વખત થયાં જૂદો પડેલો હતો, જેથી તે એક ઘણો લાંબો પત્ર તેનાપર લખવા મંડી પડયો હતો. પોણોએક કલાક સુધી તેણે કાગળ લખ્યા કર્યો. લખવામાં તે એટલો તો લીન થઈ ગયો હતો કે તે વખત દરમિયાન તેણે ઉંચું પણ જોયું નહિ. કાગળ પૂરો કરી ઉંચે જુએ છે તો તેણે પોતાના પ્રિય મિત્રને પોતાની સમક્ષ ઉભેલો જોયો. આ માણસ હર્ષ અને ઉલ્લાસમાં આવી એકદમ દોડીને પોતાના મિત્રને ખૂબ ભેટયો, અને ત્યાર પછી તેણે તેને પૂછયું કે, "તમે અહીં કયારના ઉભા છો?" તે મિત્રે જવાબ આપ્યો કે "મને અહીં ઉભે અડધા કલાકથી પણ વધારે વખત થયો." ત્યાર પછી તે માણસ બોલ્યો, "તમને આવ્યે આટલો બધો વખત થયો અને તમે મને કેમ નહિ બોલાવ્યો?" તે મિત્રે કહ્યું, "ભાઈ, તમે કાગળ લખવામાં એટલા બધા ગરકાવ થઈ ગયા હતા કે તમને બોલાવવા, એ મને યોગ્ય લાગ્યું નહિ"

તમારી સર્વ ઇચ્છાઓ એ પત્રલેખનના જેવી છે. તમે ઇચ્છા કરો છો, તલસો છો, ઝંખના કરો છો, વસ્તુ પ્રાપ્ત કરવા બહુ પીડાઓ છો, એ બધું કાગળ લખવા જેવું છે. જેને તમે કાગળ લખો છો તે, અને જે વસ્તુ મેળવવાની તમે ઈચ્છા કરી રહ્યા છો તે, કર્મના ગૂઢ નિયમ પ્રમાણે કયારનાંએ તમારી પાસે આવેલાં હોય છે. તે તમને જણાતાં નથી તેનું કારણ માત્ર એટલુંજ છે કે તમે પત્ર લખ્યા કરો છો, ઇચ્છા કર્યા કરો છો. જે ક્ષણે તમે

ઈચ્છા કરતા, પત્ર લખતા અટકશો; તેજ ક્ષણે તમને તમારી ઈચ્છિત વસ્તુ પ્રાપ્ત થયેલી જણાશે. કિંમત ઢીલ અને દુઃખનું આજ કારણ છે.

આ વિષયને સ્પષ્ટ કરી સમજાવવા માટે હિંદુશાસ્ત્રમાં આવાં હજારો દૃષ્ટાંતો છે. કોઈ એક રાજાનો મુખ્ય પ્રધાન કે જેણે લક્ષ્મીદેવીનાં સાક્ષાત્ દર્શન કરવા માટે અનેક જાતનું તપ કર્યું હતું તેના સંબંધમાં એક કથા છે. તેણે તપ આદરી અનેક પવિત્ર મંત્રોના જાપ કર્યો કે જેવડે લક્ષ્મીનાં દર્શન થાય. લાખો જાપ કર્યા પરંતુ લક્ષ્મીનાં દર્શન થયાં નહિ. આથી તેને આવી બાબતો ઉપરથી શ્રદ્ધા ઉઠી ગઇ, અને સંસારનો ત્યાગ કરી સંન્યાસ લીધો. જ્યાં તે પ્રધાન સંન્યાસ લઈ પોતાનાં ઘરબાર તજીને વનમાં ગયો કે તરતજ વનમાં તેણે લક્ષ્મીને પોતાની સન્મુખ ઉભેલી જોઈ. તેણે બૂમ પાડીને કહ્યું:–"દેવી, હવે મને ત્હારૂં કામ નથી, તું અહીંથી ચાલી જા, હવે તું અહીં શા માટે આવી છે? હું હવે તો સંન્યાસી છું. સંન્યાસીને ધન, દોલત, વૈભવ અને સંસારવિલાસની વસ્તુઓ શા કામની છે? જ્યારે હું ઈચ્છા કરતો હતો ત્યારે તું આવી નહિ; અને હવે જ્યારે મેં તારી ઈચ્છા છોડી ત્યારે તું મ્હારી સન્મુખ આવી છે." લક્ષ્મીએ જવાબ આપ્યો. "તમે પોતેજ તમારો પોતાનો માર્ગ રૂંધ્યો હતો. **જ્યાં સુધી તમને ઇચ્છા હતી, જ્યાં સુધી તમને દ્વૈતભાવનો અધ્યાસ હતો, જ્યાંસુધી તમે તમારી જાતને માગણની સ્થિતિમાં મૂકી હતી, ત્યાં સુધી તમને કંઇ પણ પ્રાપ્ત થયું નહિ;** પરંતુ જે ક્ષણે તમે નિરિચ્છ બની એ બધાંને લાત મારીને ઉભા, તેજ ક્ષણે તમે દેવસ્વરૂપ બની તમારા પોતાના દિવ્ય મહિમામાં સ્થિત થયા." પોતાની સર્વ કામનાઓ પૂર્ણ કરવાનું આજ રહસ્ય છે.





# ૩—અનંત જીવનનો નિયમ.

( નીચેનું લખાણ સ્વામી રામતીર્થે નારાયણ સ્વામી ઉપર લખેલા કાગળો માંહેલા કેટલાક કાગળોનું છે; પાછળથી સ્વામી રામતીર્થે તે લખાણમાં કેટલોક સુધારો વધારો કરી તેને છપાવી પ્રસિદ્ધ કર્યું હતું. )

૧.

પ્રિયજન જતા, શત્રુ જતા, જાતાં બધાં સંબંધીઓ,
જાતાં ત્રુટી આ જગતનાં, બહુવિધ જે જે બંધનો.
પ્રિય લાગતાં નિજ હ્રદયમાં, આ ધોરણો જે આપણાં,
તેનોય દિન કંઈ આવતો, ને નષ્ટતાને પામતાં.
ઘન ઘટાનાં વૃક્ષ તે, સૂકાય છે ક્ષણવારમાં,
કલ્લોલ કરતાં પંખીઓ, આ મૃત્યુથી સપડાય હા !
પુષ્પો ખીલ્યાં વિલાય છે, ને તેજ ઝાંખું થાય છે,
લાવણ્ય બગડી જાય ને, નિજ પ્રેમ વિકૃત થાય છે.
આ નામ-કીર્તિ ક્ષીણ થતી, ને ધુમ્રસમ મહિમા થતો,
આ વિશ્વનો જે ઠાઠ તે, સઉ ક્ષણિક ને મિથ્યા થતો.
જે જે પદાર્થો જગતના, અતિ પ્રિય થઈ ખેંચી રહ્યા,
ત તે બધા ઠગો છેતરી, અંતે દગો દઈ નાસતા.
આરામ અર્થે જે અમે, આ વસ્તુઓ ઉત્તમ ગણી,
રહેશે સદા એ માનીએ, પણ જોતજોતામાં જતી.
ઈચ્છાજ કરી હજી વસ્તુની, ત્યાં વસ્તુ તો વિલાય છે,
તેનો અમો વિશ્વાસ કરીએ, ફીણમાં ડુબીએ અરે !

૨.

શું આ બધું જગ આખરે, ગઈ રાત્રિનું સ્વપ્નુંજ છે ?
કંઇએ નથી સાચું શું એમાં, હું તમે ને તે અરે ?
શું આ બધું મિથ્યાજ છે, સંબંધ ને સંબંધીઓ ?
આવું બધું ત્યાં ક્યાં જવું; શરણું લઉં કોનું કહો.
પરિતાપથી આ હૃદય ધીકતું, શાંતિ તો ક્યાંએ નહિ,
હું શું કરૂં ને ક્યાં જઉં, એ ઝંખના ચાલી રહી.

* * * *

૩.

અસ્થિર ને વિકૃત બધા, આ દશ્યની અંદર જુઓ,
જ્યાં છે અવિકૃત એક, અવિચળ સર્વમાં પ્રકટી રહ્યો.

દેખાય આ જે મૃત્યુ ને, વિનાશ ને દુઃખો બધે,
તેમાં વિવિધ રૂપો ધરી, એ આવતો જાતો રહે.
પ્રીતિ કરો તેની તમે, નહિ રૂપની, નહિ વસ્તુની,
વસ્ત્રો તજી જૂનાં અને એ, ધારતો નવ નવ સહિ,
તે શુદ્ધને નિર્મળ છતાં, જ્યારે જુઓ ત્યારે બીજાં,
વસ્ત્રો ધરે કંઈ અવનવાં, નહિ ખ્યાલ જેનો જરી કદા.
આ એક ક્રમ સૃષ્ટિતણો, ચાલ્યો અને આવ્યો બીજો,
એ ક્રમ જુદા, પણ નહિ જુદો એ, એક સઘળે રમી રહ્યો.
આપત્તિ ને હાનિ જુઓ, કેવાં મીઠાં એ છે અહા!
જ્યાં એ વિભુ દર્શન દીએ, ને હૃદય જ્યોતિ સ્ફુર્તિ જ્યાં.
કેવું મીઠું લાવણ્ય તેનું, સર્વમાં ભાસી રહ્યું,
તેનાથી એ આ અધિક મીઠું, નૂતન મુખ તેનું દીઠ્યું.
આકાશ, લહરો વાયુની, નદી, ઝરણુ, પુષ્પ ગુલાબનાં,
નિજ કારણે તે ધારતો, આવાં ઝીણાં વસ્ત્રો ઘણાં.
મરજી પડે ત્યમ રહે છુપો, હું તો તને દેખું બધે,
રૂપો જરી ઢાંકે નહિ, જાહેર તે તુજને કરે.
રૂપો પોને દૂર કરે, એ એક બીજા યત્નથી,
છે એમને અભિલાષ તુજ, આ મુખ-દર્શનની ઉંડી.

૪.

દેખાય છે આ વિશ્વ મુજને, જાપમાળાના સમું,
મણકો ફરે તેનો ક્રમે, કહો છો તમે મૃત્યુ થયું.
આ એક મણકો ફરી ગયો, બીજો ફરે ત્રીજો ફરે,
મણકા બધા ફરી જાય છે, પણ સૂત્ર તો કાયમ રહે.
એ દિવ્ય વ્યાપક સૂત્ર જે, આ વિશ્વમાં પ્રોવાઇ રહ્યું,
મ્હારૂં કંઈ પણ જગ વિષે, તો તેજ મ્હારૂં છે બધું.
સેવા સદા હું તેજ ભાવે, તેજ મુજને નિત્ય હો!
ને નામ રૂપોના વિવિધ, મણકા ભલે લય પામજો.

૫.

આ ક્ષણિક વસ્તુઓ ઉષાના, રમ્ય દેખાવોજ છે,
થાતી, અને લય પામતી, માયાવી જુઠાણુંજ એ.
દેખાય જે આ વસ્તુઓ, જ્યાં ત્યાં બધે બ્રહ્માંડમાં,
તે છે અવિકૃત એક શાશ્વત, સૂર્યનાં સ્વપ્નાં બધાં.

૬.

મિત્રો અને શત્રુ ઉપર, આધાર કાંઈ રાખું નહિ,
તેમજ વળી આ દિવ્ય, દેખાવોને અવલંબુ નહિ.
મુજ શરીરના આરોગ્યની, કે વિશ્વની સંપત્તિની,
દરકાર શાની રાખું હું, જ્યાં હું અને મુજ પ્રિય મળ્યું.

આ દૃષ્ય વસ્તુઓ વિષે આસક્તિ મુજને જરીં નહિ,
પોષાકની આ વિવિધતા, સેત્રંજનાં પ્યાદાં સહિ.
તે સર્વને ન્યાળું છતાં, ખેંચાઉં હું જરીંએ નહિ,
આ, તે, બધાં એ સ્વરૂપના, સિદ્ધાંત હું ભૂલું નહિ.
મુજ પ્રેમમૂર્તિ શોધી મેં, એ સર્વમાં ન્યાળી રહ્યો,
એનેજ હું અવલંબુ ને, એનેજ હું ચાહી રહ્યો.
અદ્વૈતમાં અદ્વૈત છે ને, એજ કેવળ સત્ય છે,
મુજ એજ છે સર્વસ્વ ને, મુજ એજ છે રક્ષક બધે.
મુજ મિત્ર સાચો એજ છે ને, એજ મુજ ચેલો ગુરૂ,
મુજ એજ પિતા એજ આત્મજ, તંત્ર મુજ એ ગૃહતણું.
મુજ એજ પતિ પત્ની અને, મુજ એજ આત્મારામ છે,
મુજ એજ છે જીવન અને, મુજ હક્ક ને આરામ છે.
ઉત્પાત મ્હારો એજ છે ને, એજ મુજ શાંતિ ઉરે,
એ જ્યોતિઓમાં જ્યોતિ મુજ, મુજ ઔષધિ મુજ રામ એ.

રામ કોઇ અમુક ધર્મ સંપ્રદાયના હોવાનો દાવો કરતા નથી. સર્વ કાર્ય ઈશ્વરનુંજ છે. બુદ્ધ અને એવા બીજાઓના દાખલા તથા વૃત્તાંતોની આપણને શી જરૂર છે? ઈશ્વરી નિયમની સરળ આજ્ઞાઓ સાથે આપણા વિચારોને જોડાવા દો. બુદ્ધ અને જીસસ જેવાઓનો પણ તેમના મિત્રો અને અનુયાયીઓએ ત્યાગ કર્યો હતો. અરણ્યના જીવનનાં સાત વર્ષોમાંથી બુદ્ધે બે વર્ષો કેવળ એકાંતમાં ગાળ્યાં હતાં, ત્યાર પછીજ તેના હૃદયમાં આત્મજ્યોતિનો પ્રકાશ થયો હતો, કે જે પછી શિષ્યોનાં ટોળેટોળાં એની પાસે આવવા લાગ્યાં અને સત્કાર પામવા લાગ્યાં. કોઇ સલાહ આપનારના અભિપ્રાયો અને વિચારોથી તમે દોરવાઈ જશો નહિ. જનસમાજે જો ઈશ્વરી નિયમ પ્રમાણે પોતાનો વિચાર પ્રવાહ ચલાવ્યો હોત, તો આજે પૃથ્વીમાં હજારો બુદ્ધો તેઓએ ઉત્પન્ન કર્યા હોત.

મક્ષિકા, જેવી રીતે મધની અંદર ચોંટી જાય છે અને મધવાળા પોતાના પગ ધીરે ધીરે અને દૃઢતાથી સાફ કરી નાંખે છે, તેવી રીતે આપણે આ નામ-રૂપાત્મક જગતની જરીએ જરી આસક્તિનો ત્યાગ કરી નાખવો જોઇએ. આખરે છેલ્લામાં છેલ્લી મૃત્યુરૂપી મહેતલ આવી રહે અને તે તમે નાખુશી છતાં આ સર્વનો તમને વિયોગ કરાવે, તેના પહેલાં એક પછી એક દરેક જાતના સંબંધ છિન્ન થઇ જવા જોઇએ અને સર્વ બંધનો ત્રુટી જવાં જોઇએ.

ઈશ્વરી નિયમનું ચક્ર એકસરખા નિયમથી સદા ફર્યાજ કરે છે. જે ઈશ્વરી નિયમને અનુસરી જીવન ગાળે છે, તેજ એ નિયમ ઉપર આરૂઢ થાય છે. જે ઈશ્વરની ઇચ્છા (ઈશ્વરી નિયમ) વિરૂદ્ધ પોતાની ઈચ્છા કરે છે, તે છિન્નભિન્ન થઈ જવોજ જોઇએ. તેણે જુલમ ભોગવવોજ જોઇએ.

ઈશ્વરી નિયમ એ ત્રિશૂળ (ક્રૉસ) છે, એ અલ્પ અનાત્મ પદાર્થને ભેદી નાંખે છે. જે કોઈ પોતાની ઈચ્છાથી ક્રૉસ ઉપર ચઢી પોતાનો ધ્વંસ કરે છે, તેને માટે આખું વિશ્વ ઇડનની સુંદર વાટિકાસમાન બને છે. બીજા સર્વને માટે તો તે વેરાન જંગલસમાનજ છે. Paradise lost બને છે. ઈશ્વરી નિયમ એ અગ્નિ છે, તે સંસારના સર્વ સ્નેહને બાળી ભસ્મ કરી

નાંખે છે, તે અજ્ઞાન મનને દગ્ધ કરી નાખે છે; પરંતુ તેમ કરીને પણ તે સર્વ જાતના ભૌતિક જંતુઓનો નાશ કરી મનને સાફ કરે છે.

"ધર્મ" એ ખાવાની ક્રિયાની માફક વિશ્વવ્યાપી અને આપણા અસ્તિત્વ સાથે ઘણો અગત્યનો સંબંધ ધરાવનાર છે. એકાદ ફતેહમંદ નાસ્તિક પણ પોતાના શરીરમાં પાચનક્રિયા કયી મૂળ સત્તાથી ચાલે છે, એ યથાર્થ સમજી શકતો નથી. **વખત આવ્યે ઈશ્વરી નિયમોજ મનુષ્યને બંદૂકની સંગીનવડે ધાર્મિક બનાવે છે. ઈશ્વરી નિયમોજ આપણને વારંવાર પ્રહારો કરી જાગ્રત કરે છે. એ નિયમો કોઇને છોડતા નથી.** ઈશ્વરી નિયમોજ સત્ય છે. બીજું બધું અસત્ય છે. કુદરતના નિયમોરૂપી મહાસાગરમાં નામ, રૂપ અને વ્યક્તિઓ માત્ર પરપોટા સમાન છે. ત્રણે કાળથી જે બાધિત ન થાય, અને નિત્ય રહે એ સત્યનું સ્વરૂપ છે.

નામ-રૂપાત્મક જગતની અંદર કોઈ પણ સંબંધ, કોઈ પણ શરીર, કોઇ પણ સંસ્થા, કોઈ પણ બંધારણ કે બીજી કોઈ પણ એવી વસ્તુ નથી કે જે આ ત્રિશૂલ (ક્રૉસ) રૂપી નિયમની પેઠે અવિચળ ટકી રહે.

ત્યારે શા માટે પ્રાણીઓ આ આદર્શરૂપ નિયમ કરતાં આ નામ-રૂપાત્મક જગતને વધારે ચ્હાય છે? અજ્ઞાનને લઇનેજ આ સર્વ મનુષ્યો અને બીજા દ્રશ્ય પદાર્થો તેમને સત્ય ભાસે છે. અને ઉપલો સત્ય નિયમ તેમને ધૂમાડાના બાચકા સમાન મિથ્યા લાગે છે.

"ત્રિશૂલ અને ત્રિશૂલી એજ માત્ર સત્ય છે અને માયાના પદાર્થો અને સ્વરૂપો તો ક્ષણિક, આભાસરૂપ, છાયારૂપ, કલ્પિત અને મિથ્યા છે;" એવો જે પાઠ શિખવવાનો વયોવૃદ્ધ કુદરતનો હેતુ છે, તે પાઠ જો લોકો શિખે, તો આ દુનીઆના સખ્ત પ્રહારો અને દુઃખમય ઝપાટાઓમાંથી તેઓ જરૂર બચે. આ સર્વ દ્રશ્ય કટુતા અને મીઠાશો, સર્વ સ્થૂળ રમ્યતા અને ભયંકરતા એ સર્વ, રમણ કરતા (વહારીજીએ) આપણને તેનો મહિમા સમજાય તેને અર્થે ધારણ કરેલો નાટયવેશજ છે.

જો આપણે મિત્રો અને શત્રુઓનાં દ્રશ્ય રૂપોને ખરાં તરીકે માનીએ તો આખરે તેઓ આપણને છેતરનાર અને ફસાવનારજ નીવડે છે. વળી આપણે જ્યારે એમના ઈરાદા અને દુષ્ટ સ્વભાવને માટે એમને માથે આક્ષેપ મૂકીને તેનું વૈર લઇએ છીએ, ત્યારે તો વસ્તુસ્થિતિ તેના કરતાં પણ વધારે ખરાબ થાય છે.

જે સત્ય માત્ર આપણે ઈશ્વરનેજ લગાડી શકીએ, તે સત્ય તેમના ઉપરના આપણા સ્નેહને લઇને તેમને આપણે લગાડીએ છીએ તેથીજ આપણને એમનામાં કૃતઘ્નતાનો અનુભવ થાય છે; માટે જો આપણે એથી કરીને તેઓ પર ગુસ્સે થઇએ તો તેમ કરીને તેમનાં અસત્ય રૂપોને સત્ય માનવાની પ્રથમની ભૂલમાં વૃદ્ધિજ કરીએ છીએ અને આવી રીતે દુઃખને વધારેને વધારેજ વ્હોરીએ છીએ. ધ્યાન આપો કે આ ત્રિશૂલ જ (પૂર્ણ ત્યાગસ્વરૂપ, શિવજ) જીવનનો અંતિમ હેતુ છે. તેજ પરમ સત્ય છે. તે વજ્ર કરતાં પણ કઠિન પદાર્થ છે. એની મજબૂતી શિવલિંગની આકૃતિથી બરાબર બતાવી શકાય છે. અજ્ઞાન વિસ્મૃતિવાળા મન ઉપર વજ્ર કરતાં પણ વિશેષ સખ્ત પ્રહારો કરીને તે તેને ભેદે છે, તેથી તેનું હરદમ સ્મરણ રાખવું એ ઘણુંજ આવશ્યક છે.

મુસલમાનો અને ક્રિશ્ચિયનો ઈશ્વરી નિયમને અને ઈશ્વરને જે ઘયયૂર (કિનાખોર) અને કહ્હર (ક્રૂર) કહે છે, એમાં જરીએ ખોટું નથી. તે કોઈની પણ શરમ રાખે એમ નથી. મનુષ્ય

આ દુનીઆની કોઇ પણ વસ્તુ ઉપર આસક્તિ રાખશે ત્યાં સુધી એના ઉપર એનો કોપ કદી પણ ઉતર્યો વગર રહેવાનો નથી. આ સત્ય લોકોને મોડું સમજાય છે, તેનું કારણ માત્ર એજ છે કે લોકોમાં બરાબર અવલોકન કરવાની શક્તિ હોતી નથી. સામાન્ય રીતે લોકો પોતાની બાબતોમાં પોતાનો દોષ કાઢવા માગતા નથી અને બીજાનેજ દોષ આપવા તૈયાર થઈ જાય છે. તેઓ પોતાની મનોવૃત્તિ અને વિકારના વલણને તેમજ તેમાંથી ઉપજતા પરિણામને નિઃસ્વાર્થ દૃષ્ટા તરીકે જોવાનું જાણતા નથી. જ્યારે પણ આપણે નામ–રૂપાત્મક પદાર્થો ઉપર વિશ્વાસ રાખીએ છીએ અથવા મિથ્યા પદાર્થો અને વ્યક્તિઓને એક સત્ય વસ્તુના જેટલું માન આપીએ છીએ; જ્યારે પણ આપણે આપણા હૃદયમંદિરમાં ઈશ્વરને બદલે એ અસત્ય અને જડ મૂર્તિઓને બેસારીએ છીએ, ત્યારે જરૂર આપણે અવળે માર્ગેજ જઇએ છીએ. સંમતિ અને અસંમતિની રીતિ ભૌતિક મિથ્યાત્વના નિયમને કોઈ પણ અપવાદ વગર સ્થાપિત કરે છે.

ઈશ્વર કરતાં પણ શ્રેષ્ઠ પુરૂષોને આપણે ખોટા માનવાની ભૂલ કરીએ છીએ. તેમનાં વચન ઉપર આપણે હૃદયથી વિશ્વાસ રાખીએ છીએ; પરંતુ તેમના ઉત્તમ ઉપદેશ પ્રમાણે નહિ વર્તીને તેમને વધુ શ્રેષ્ઠ પુરૂષ થવાના કારણભૂત કેટલીકવાર આપણે નથી થતા? આપણી સંતતિના સ્થૂલ શરીર ઉપર "ઈશ્વરી નિયમને ભૂલી જઇએ" એવો મોહ કરીને આપણે કેટલીકવાર આપણી સંતતિનો વિનાશ નથી કરતા? ખરા અંતઃકરણનો વિશ્વાસ કે જે માત્ર એક ઈશ્વરને માટેજ યોગ્ય હોઈ શકે, તેવો વિશ્વાસ તેમજ આધાર, આપણા મિત્રો ઉપર રાખી આપણે કેટલી બધી વાર એ મિત્રોને બેવફા બનાવીએ છીએ? વિદ્યમાન ગુરૂઓને આપણા ઉપર વિશ્વાસ રખાવી, તેમજ આપણો વિશ્વાસ તેમનામાં છે, એમ મનાવીને આપણે કેટલી બધીવાર તેમનો આધ્યાત્મિક ઉચ્ચપદમાંથી અધઃપાત કરીએ છીએ.

ગૃહના ક્લેશના, તેમજ દુનિયામાં જે ખરાબ દેખાવો છે તેના કરતાં પણ વધારે ખરાબ દેખાવોના કારણભૂત થાય એવા માનવોનું કેટલીકવાર આપણે અવલંબન નથી કરતા? દુનિયાના કોઈ પણ પદાર્થને તમે ઈશ્વર કરતાં અધિક માનો, એટલે પછી હૃદયને ભેદી સોંસરા નીકળે એવા તેજના ભભુકાથી ઈશ્વરી પ્રેમ તમને છિન્નભિન્ન કરી નાખશે.

અયોગ્ય પ્રેમની વાત જવા દઈ આપણે ગોપીઓનોજ દાખલો લઇએ. આ ગોપીઓ જો કે ઈશ્વરના અવતારરૂપ શ્રીકૃષ્ણના મોહક સ્વરૂપમાં આસક્ત થઈ હતી, તથાપિ તેમને પણ પોતાની ભૂલને ખાતર રૂધિરનાં દુઃખદ આંસુ પાડવાં પડયાં હતાં. પવિત્ર પ્રેમની મૂર્તિસ્વરૂપ સીતાજીએ ઈશ્વરી અવતાર રામચંદ્રજીના બાહ્ય સ્વરૂપને ખરૂં માન્યું, તે ભૂલને વાસ્તે, એ સીતાજી જેવાંને પણ અમૂર્ત (આકારરહિત) રામ, અથવા સત્ય રામ કે જે તેમના તેમજ વિશ્વના પતિ છે, તેમણે સજા કરી, અને તેમને વિકટ અરણ્યમાં વનવાસ વેઠવો પડયો.

ब्रह्म तं परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद,
क्षत्रं तं परादाद्योऽन्यत्रात्मनः क्षत्रं वेद,
लोकास्तं परादुर्योऽन्यत्रात्मनो लोकान्वेद,
देवास्तं परादुर्योऽन्यत्रात्मनो देवान्वेद,
भूतानि तं परादुर्योऽन्यत्रात्मनो भूतानि वेद,

सर्वं तं परादाद्योऽन्यत्रात्मनः सर्वं वेदेदं ब्रह्मेदं,
क्षत्रमिमे लोका इमे देवा इमानि भूतानीदं,
सर्वं यदयमात्मा ॥ बृह० उप०

ભાવાર્થઃ—જે પોતાના આત્મા સિવાય અન્યત્ર બ્રાહ્મણ છે, એમ માને છે તેનો બ્રાહ્મણે ત્યાગ કરવોજ જોઇએ. જે પોતાના આત્મા સિવાય અન્યત્ર ક્ષત્રિય છે, એમ માને છે તેનો ક્ષત્રિયે ત્યાગ કરવોજ જોઇએ. જે પોતાના આત્મા સિવાય અન્યત્ર લોકો છે એમ માને છે, તેનો લોકોએ ત્યાગ કરવોજ જોઇએ. જે પોતાના આત્મા સિવાય અન્યત્ર દેવો છે, એમ માને છે, તેનો દેવોએ ત્યાગ કરવોજ જોઇએ. જે પોતાના આત્મા સિવાય અન્યત્ર પદાર્થો છે એમ માને છે, તેનો પદાર્થોએ ત્યાગ કરવોજ જોઇએ. જે પોતાના આત્મા સિવાય અન્યત્ર સર્વ છે એમ માને છે, તેનો સર્વેએ ત્યાગ કરવોજ જોઇએ. આ આત્માજ બ્રાહ્મણ છે, આ આત્માજ ક્ષત્રિય છે, આ આત્માજ આ લોકો છે, આ આત્માજ આ દેવો છે, આ આત્માજ આ પદાર્થો છે, આ આત્માજ આ સર્વ છે.

આ દૃશ્ય પદાર્થો કે જે આપણુને આકર્ષી રહ્યા છે તે કૃષ્ણુની નિર્દોષ બાહ્ય આકૃતિ સમાન છે. મનરૂપી કલ્પિત રાક્ષસ આ બાહ્ય પદાર્થોને પોતાના મમત્વરૂપી પેટમાં એકદમ ગળી જાય છે; પરંતુ તે પદાર્થો પેટમાં ગયા બાદ એ રાક્ષસના પેટને ચીરી નાખે છે.

લોકો પોકાર કરે છે કે,–"અરે ! અમારૂં હૃદય ભેદાય છે ! અમારૂં ઉદર ચીરાય છે ! અને અમે મરીએ છીએ ! અમે મરીએ છીએ !" પરંતુ તમે તમારે હાથે કરીને નામ અને રૂપથી શામાટે ઠગાઓ છો ? માત્ર સત્ય ઉપરજ પ્રીતિ કરો. કેવળ ઈશ્વિરમાંજ નિષ્ઠા કરો. ઈશ્વિરને ગળી જઈ, ઈશ્વિરનેજ પચાવો. ઈશ્વિરની સાથેજ ચાલો. ઈશ્વિરરૂપજ બનો અને ઈશ્વિરનીજ માફક વર્તો. આજ ખરૂં જીવન છે. જ્યાંસુધી તમે આ દૃશ્ય પદાર્થોના મમત્વનો ત્યાગ કર્યો નથી, ત્યાં સુધીજ તમે આ જગતના પદાર્થોમાં પરમ વફાદારી અને પ્રેમ જોવાનાં ! પ્રિયજનો ! 'લાઇલાહા ઈલ્લિલ્લાહ' અર્થાત્ એક ઈશ્વિરજ સત્ય છે, તે સિવાય સર્વ મિથ્યા છે.

ખરૂં છે કે મહંમદના કહેવાના ભાવાર્થનો કેટલીક વખત ખોટો અર્થ કરવામાં આવ્યો છે અને ઘણી વખત એને ખોટી રીતે અનુસરવામાં આવ્યું છે; પરંતુ એમાં જેને સત્ય જણાય છે, તેણે અવશ્ય એ સત્યવાળા વિચારને પૂજ્યભાવથી પોતાનું મસ્તક નમાવવું જોઇએ. વસ્તુતઃ ક્રાઇસ્ટ પણ તેજ સત્યનો ઉપદેશ કરે છે, બુદ્ધ પણ તેનુંજ પ્રબોધન કરે છે, અને ખરી રીતે જોતાં આપણા એકે એક ઋષિમુનિ પણ દી જૂદી રીતે એજ સત્યનો ઉપદેશ આપે છે; પરંતુ જો લોકો આ ઉપદેશને પોતાના વર્તનમાં હૃદયથી સ્થાન ન આપે અને તે ઉપદેશની પ્રણાલિકા તે સત્યના ઉપદેશકોના અસ્તિત્વ પછી અસ્તિત્વમાં ન રહે; લોકો તે ઉપદેશને યાદ રાખી તેના સત્યપણાનો અનુભવ ન કરે અને કાળે કરી દરેક યુગમાં સત્યના ખરા અને નિખાલસ ભક્તો જન્મી તે સત્યને ફરી ફરીથી શોધી ન અનુભવે તો તેથી સત્યને શો બાધ આવે એમ છે ?

ત્યાગનો નિયમ એ સંપૂર્ણ સત્ય છે. એ કોઇ માનસિક કલ્પના નથી. પેગંબરો અને ધર્મોપદેશકોને લગતી અસત્ય કલ્પનાઓથી પ્રજાઓને ( nations ) ભ્રમમાં નાખી ઉંધે રસ્તે લઈ જઇ શકાય નહિ. બિચારા પાખંડીઓની કેવળ કલ્પનાઓ સદીઓને સદીઓ સુધી નભી શકે નહિ.

લોકો પોતાનાં દુઃખોનું ખરૂં કારણ જાણતા નથી કે જે દુઃખો આ સત્યના નિયમનું ઉલ્લંઘન કરવાને લઇને આવી પડે છે; અને જે બાહ્ય ચિહ્નોસહિત હુમલો કરવો શરૂ કરે છે. જેવી રીતે આપણે ઇંદ્રજાળ જેવાં સ્વપ્નાંઓને વિસારી દઇએ છીએ તેવીજ રીતે આપણે લોકોનાં સારાં નરસાં વર્તન અને સારી નરસી વાતો આપણા મનમાંથી કાઢી નાખવી જોઇએ. સ્વપ્ન સારૂં કે નરસું ગમે તેવું હોય પરંતુ આપણે કાંઈ તેનું સમાધાન કરવાનો કે તેની સાથે કલહ કરવાનો પ્રયત્ન કરતા નથી. એ બાબતમાં આપણે કાંઇ પણ કરવાનું હોય તો માત્ર આપણું જઠરજ સુધારવાનું હોય છે. આ પ્રમાણે સારા નરસા મનુષ્યો કે જેઓના સંસર્ગમાં આપણે આવીએ છીએ, તેમના સંબંધી વિચાર આપણે આપણા મનમાંથી તદ્દન કાઢી નાખવો જોઇએ, અને આપણું અંતઃકરણ સુધારવા તરફજ પુરતું લક્ષ આપવું જોઇએ. આ બાહ્ય દેખાતાં દુઃખો અને નસીબને તમારી અને ઈશ્વરની વચ્ચે આવવા દેશો નહિ. એટલા બધા ગુન્હા અને અપમાન જગતમાંજ છેજ નહિ કે તમારે તેને ક્ષમા આપવાની જરૂર રહે.

ઈશ્વર કરતાં કોઈપણ વસ્તુને વિશેષ ગણવી ન જોઇએ, કારણ કે કોઇ પણ વસ્તુની તુલના ઈશ્વરની બરોબર કરી શકાય એમ નથી. જો આપણે પોતાને સ્તુતિ, નિંદા અને વ્યાધિને અધીન માનતા હોઇએ, તો એ ત્રણે સરખી રીતે આપણાં વિનાશક છે. તમે ઈશ્વરનો સાક્ષાત્કાર કરો અને ઈશ્વરમાં આનંદનાં ગીતોનું ગાન કરો. રામ જેવી રીતે શારીરિક દુઃખોને ઈશ્વરના દરબાર તરફથી નિયોજાયલા દરવાન તરીકે ગણે છે, તેવીજ રીતે સ્તુતિ અને નિંદાને તમે ગણો.

આ દરવાનો ઈશ્વરના પરમ રાજ્ય તરફથી આપવામાં આવેલી સર્વ સત્તાથી કહે છે કે, "મમત્વરૂપી આ ઘરમાંથી એકદમ તમે બ્હાર ચાલ્યા જાઓ!" જ્યારે હું એ દરબારી સિંહાસન ઉપર બેસું છું, ત્યારે તેઓ મારી આજ્ઞાને તાબે થાય છે; અને જ્યારે હું દેહાધ્યાસમાં પ્રવેશ કરૂં છું, ત્યારે તેઓ મારે તાબે ન થતાં મને ત્રાસ આપે છે.

રાજ્યો કે જેનાં બંધારણો આ **ત્રિશૂલ** ના દિવ્ય નિયમોને અનુસરીને કરવામાં આવેલાં નથી, તેનો પણ વિનાશ થાય છે. મનુષ્યો કે જેઓ આ મારૂં છે, તે મારૂં છે, એમ પોતાનો હક્ક સાબીત કરવામાં જ અને એ સર્વનો પોતાને માલીક માનવામાં જ પોતાનું જીવન ગાળે છે, અને એવું માને છે કે આ સર્વ ઈશ્વરી અનુગ્રહથીજ થાય છે; તેઓ ઈશ્વરના સત્ય નિયમના વિરોધીઓજ છે. એ સત્ય નિયમ પ્રમાણે આપણને માત્ર જે હક્ક છે, તે ઈશ્વર સત્ય છે અને તે સિવાયનું સર્વ મિથ્યા છે, એજ છે. બીજાઓ આ સિદ્ધાંતને માન્ય ન કરે, તોપણ સંન્યાસીએ તો કોઈપણ પ્રકારે તે નિયમને પોતાના જીવનમાં ઉતારવોજ જોઇએ.

ઈશ્વરી નિયમ એ સર્વવ્યાપી છે, એ સર્વનો પરમાત્મા છે, અને રામ તેને આજ અર્થમાં કહે છે; તોપણ તેણે આપણા સ્વાર્થી ભાવનો તો નાશ કરીજ નાખવો જોઇએ. તે ક્રૂર છે, પરંતુ તેની ક્રૂરતા એ પ્રેમનું સત્વ છે, કારણ કે બાહ્ય સ્વરૂપના નાશની અંદરજ સત્ય સ્વરૂપ અને અનંત જીવનનું પુનરૂજ્જીવન રહેલું છે. જે બાહ્ય અનાત્મ રૂપોને સેવે છે; અને તે સર્વનો અધિરાજ થવા જાય છે; તેને ગીધડાં જેવી રીતે જનાવરને ફાડી ખાય છે, તેવી રીતે દંભની ઉંચી ટેકરી ઉપર ફાડીને ખાઈ જવામાં આવે છે. પરિચ્છિન્ન જીવાત્માને માટે વેદાંતની સ્વ-

તંત્રતા એટલે કે ઈશ્વરી નિયમમાંથી બાદ થવાપણું જરા પણ નથી. આ તો God (ઈશ્વર) ને તેના ઉંધા સ્વરૂપમાં Dog (શ્વાન) માં ફેરવવા જેવું છે. આવી ભૂલને લઈને દરેક કલાકે લાખો જીવોનો નાશ થાય છે. હજારો લોકો 'આ દુનિયા દુઃખરૂપ છે' એવા વિચારમાં દૃઢ થતા જાય છે; અને ઈશ્વરી નિયમના મૂર્ખતાભર્યાં વિપરીતપણાને લઈને લાખો મનુષ્યો દરેક ક્ષણે વિનાશ પામે છે. પોતે ઈશ્વરી નિયમરૂપ બનવાથીજ ઈશ્વરી નિયમમાંથી મુક્ત થવાય છે, અને ઈશ્વરી નિયમરૂપ બનવું એ शिवोऽहम् નો સાક્ષાત્કાર કરવો છે. જેઓ ભ્રાંતિથી ઇંદ્રિયોના સુખને ખરૂં માને છે તેઓ ફીણ ઉપર ઇમારત ચણી ડૂબીને મરણ પામે છે. આવા લોકો શબ્દાર્થમાંજ–શબ્દની જાળમાંજ રમનારા અને રામની નામ રૂપાત્મક વસ્તુમાંજ સુખબુદ્ધિ કરનારા હોય છે. ઈશ્વર (બ્રહ્મ) એ સત્ય છે; સર્વ જગત મિથ્યા છે અને ઈશ્વરી નિયમ એ હાજરાહજુર છે, એવી જેના હૃદયમાં વાચ્યાર્થની પ્રતીતિ છે તેમનીજ ઇમારત દૃઢ ખડક ઉપર છે.

આ શરીરને ભલે યુક્તિબાજ, સ્વાર્થી, દંભી, અહંકારી વગેરે છુટથી કહેવામાં આવે; અને પછી લોકો જેને અપમાન કરવું, લાતો મારવી, અને મારી નાખવું કહે છે તેવું ભલે કરવામાં આવે; પરંતુ (સર્વેના આત્મારૂપ) મને શું છે?

અવિચળ સત્ય તે હું છું, અવિચળ નિયમ તે હું છું,
મને જે જાણવું તે હું, મને તાબે થવું લેખું.
મને તાબે થવું તે તો જવું એ ઉચ્ચ સ્થિતિમાં,
નહિ તાબે થશો તેથી નથી કંઈ દુઃખ મને એમાં.
અવજ્ઞા જો કરો મ્હારી, નહિં ચિંતા મને જાણો,
ઉલ્લંઘન સત્યનું કરતાં, કરો છો નાશ પોતાનો.

આ કાંઈ ખાલી ધમકી નથી, પરંતુ અટલ સત્ય છે. જેટલું આપણને મનુષ્યની લાગણી માટે માન હોય છે નિદાન તેટલું તો આપણને સત્ય (ઈશ્વર અને ઈશ્વરી નિયમ) ને માટે હોવુંજ ઘટે છે. ઈશ્વરી નિયમની નિમકહલાલી અને નિર્દોષ વફાદારીથી મનુષ્યોનાં હૃદય કદાચ ભગ્ન થાય તો તેથી તેને માટે આપણે કાંઈ જવાબદાર નથી. આપણે તો જવાબદાર માત્ર ઈશ્વરી નિયમનો ભંગ નહિ કરવાને અર્થે છીએ–એજ આપણી સર્વ કરતાં વિશેષ અને ગંભીર જવાબદારી છે. જેને આપણે આપણા પ્રિય અને નિકટના સંબંધીઓ કહીએ છીએ, તેઓના ઇશ્વરી નિયમ વિરૂદ્ધના તુરંગોને તાબે થવાથી આપણે તેમને માટે અને આપણે માટે આપત્તિને તેડું કરીએ છીએ. ઈશ્વર કરતાં આ વિશ્વમાં કોઈ પણ આપણને વધારે નિકટ નથી. ઈશ્વર (સત્ય અને ઈશ્વરી નિયમ) કરતાં આપણને કોઈ પણ અધિક પ્રિય ન હોવું જોઇએ.

**वयꣳ सोमव्रते तवमनस्तनुषु बिभ्रतः** यजुर्वेद.

ભાવાર્થઃ—હે સોમ! (હે ઈશ્વર! હે નિયમ!) કેવળ તારે અર્થેજ અમે આ શરીરમાં મનને ધારણ કરી રહ્યા છીએ.

વેદ-કાળમાં અમુક પ્રસંગોમાં કુમારિકાઓ અગ્નિની આસપાસ ટોળે મળતી અને નીચેનો મંત્ર ગાતી ગાતી તે પ્રજ્વલિત અગ્નિની આસપાસ પ્રદક્ષિણા કરતી.

**त्र्यम्बकं यजामहे सुगन्धिं पतिवेदनम् ।**
**उर्वारुकमिव बन्धनादितो मुक्षीय मामुतः ॥**

ભાવાર્થઃ—સુગંધમય અને પતિને જાણનારા ત્ર્યંબક ( સર્વ દ્રષ્ટા )નું અમે યજન કરીએ છીએ; ફોતરામાંથી જેવી રીતે અનાજ જૂદું પડે તેવી રીતે અમે બંધન (પિતૃગૃહ) થી મુક્ત થઈએ; પરંતુ પતિના ગૃહથી કદીએ નહિ. પ્રાચીન કાળની આર્ય કુમારિકાઓની આ પ્રાર્થના રામના હૃદયના ઉંડાણમાંથી સ્ફુરી રહી છે અને તેની સાથે આવેશથી આ આંસુઓ વહી રહ્યાં છે.

હે ઈશ્વર ! હે નિયમ ! હે સત્ય ! આ હૃદય અને મસ્તકમાં તમારા સિવાય બીજા કોઈનો સંબંધ થાય તો તે તત્ક્ષણ ચૂર્ણ થઈ જજો ! તમારા સિવાય આ રક્તવાહિનીઓ અને નસોમાં બીજા કોઈ વિચાર વહે તો આ રૂધિર તરત ઠરી જજો !

**आहम जानिगर्भधमा त्वमजासिगर्भधम् ।**

ભાવાર્થઃ—જેવી રીતે સ્ત્રી પતિના સંબંધમાં જાણે તેવી રીતે હું તમારા સંબંધમાં જાણીશ. હું તમારી સમીપ ને સમીપ આવીશ, હું તમારા શરીરના પવિત્ર રસનું પાન કરીશ, હે નિયમ ! હે સ્વતંત્રતા ! હું તમારોજ ગર્ભ ધારણ કરીશ.

રામે શું **ત્રિશૂલ** સાથે લગ્ન નથી કર્યું ? સત્યની સાથે અને નિયમની સાથે શું તેણે લગ્ન નથી કર્યું ? વેશ્યાની માફક બીજામાં આસક્તિ અને બીજા સાથે સંબંધ તેને હશે એમ શું તમે માનો છો ? ‘ મેરે તો ગીરધર ગોપાલ દુસરા ન કોઈ ’ જો કંઈ પણ તું મને આપે, તો ગોપાળ આપ, તે સિવાય બીજું કાંઈ પણ નહિ.

આ કાંઈ અંધ ઉછાળો નથી, તેમજ આ કાંઈ કોઈને નુકશાન કરવાને સ્વાર્થી જાળ નથી. રામે શો અપરાધ કર્યો છે કે તમે તેને સાંસારિક સંબંધોના સંકુચિત કુંડાળામાં ઘસડી જશો ? મહેરબાની કરીને તેને જવા દો. તમારી સહીસલામતીને ખાતર તેને જવા દો. તેને એકલોજ રહેવા દો. તેમાંજ તમારા દેશનું અને મનુષ્ય જાતિનું કલ્યાણ રહેલું છે. તમે એમ ધારો છો કે તમે તેના શરીરની બરાબર સંભાળ નહિ રાખો તો તે એકલો ને એકલો મરણ પામશે ? ના, એમ બને એમ નથી. ઈશ્વર ( બ્રહ્મ ) સત્ય છે અને ઈશ્વરમાં જીવન ગાળનારને આપત્તિ જણાતી નથી, ઈશ્વરે નિર્માણ કરેલું કાર્ય પૂરૂં થતા પહેલાં આ શરીર કદીએ પડવાનું નથી.

કોઈ પણ મનુષ્યની પવિત્ર પ્રતિજ્ઞામાં વચ્ચે માથું મારવું એ ઠીક કહેવાય નહિ. તે મનુષ્ય પોતે અને પોતાના વિચારની વચમાં કોઈને આવવા દેશે નહિ. ના, મૃત્યુને પણ નહિ. ઈશ્વરના અસ્તિત્વ વિનાના ઇતિહાસના વાંચનમાંથી ઉછીતા લીધેલા વિચાર પ્રમાણે કોઈએ પોતાનું જીવન બાંધવાને પ્રયત્ન કરવો નહિ. આ મૂર્તિમાન રામપ્રતિ જે તમારી ભક્તિ અને પ્રેમ છે, તે સહિત તમે એક બાજુ જતા રહો; કેમકે સત્ય સ્વરૂપ રામ કે જે સર્વનો આત્મા છે તેને માટે એ અપમાનકારક છે. નામરૂપાત્મક સ્વપ્નમાંથી તમે જાગૃત થઈ જાઓ. જેવી રીતે રામે ઈશ્વરી નિયમના જીવનથી પોતાના અજીર્ણ રોગનો જડમૂળથી નાશ કર્યો છે, તેવી રીતે તમે તમારા જીવપણાની ભ્રાંતિ અને દેહાધ્યાસનો જડમૂળથી નાશ કરી નાખો.

ઇંદ્રિયોના સુખની આસક્તિ ઉપર આત્માના બાળી નાખે એવા પ્રજ્વલિત પ્રકાશને પ્રકટાવી તેને બાળી ભસ્મ કરી નાખો. તમારા હૃદયમાં સંસારી વાસનાને અવકાશ આપશો નહિ, અને સત્ય સ્વરૂપ રામથી સદા તમારા હૃદયને ભરપૂર રાખજો. “ મારા પ્રિય જન સિવાય અન્યના વિચારને મારા હૃદયરૂપી નગરની બ્હાર કાઢી મૂકો. ” શું ઇંદ્રિયના સુખના વિષય જેટલો પણ ઈશ્વર તમને પ્રિય નથી ? લોકો ઈશ્વરમાં પ્રેમ કરતાં અચકાય છે; કારણ કે

તેઓ એમ માને છે કે જગતના મિથ્યા પદાર્થોપરના પ્રેમની પેઠે ઈશ્વરપરના પ્રેમથી પણ તેમનું કાંઈ વળશે નહિ; પરંતુ આ એક મૂર્ખતાભરેલું અજ્ઞાન છે કે જેને લઈને લોકો ભ્રાંતિમાં પડયા છે. હે પ્રિય જનો! તેનું હૃદય તો તમારા હૃદયની સાથેજ તત્ક્ષણ ઉછળવા લાગે છે.

બહાર દેખાતા મિત્ર અને શત્રુના વર્તનનું કારણ બીજે કયાંય શોધશો નહિ. સત્ય કાર્ય-કારણભાવ તો તમારા સત્ય સ્વરૂપ આત્મામાંજ રહેલો છે; માટે ત્યાંજ તેને શોધો.

એક નાનું પક્ષી કે જેણે હમણાંજ ઉડવા માંડયું છે, તે એક પથ્થર કે ડાળીને છોડે છે, કે તરતજ તેવે બીજે ઠેકાણે જઈને બેસે છે, ત્યાંથી વળી કોઇ બીજા આધાર ઉપર અને ત્યાંથી કોઈ બીજા આધાર ઉપર, એમ અહીંથી તહીં તે ઉડયા કરે છે; પરંતુ તે જેવી રીતે એકદમ પોતાના આધારની વસ્તુને છોડી દઈ ઉંચે આકાશમાં ઉડતું નથી; તેવી રીતે બ્રહ્મજ્ઞાનનો નવીન અભ્યાસી પણ એકાદ પદાર્થ કે એકાદ મનુષ્યની આસક્તિમાંથી પોતાનું મન ઉઠાડે છે, તો તરતજ કોઇ બીજા પદાર્થમાં તેનું મન આસક્ત થાય છે. ત્યાંથીએ તે પાછું પોતાનું મન ઉઠાડે છે તો તરતજ તેવીજ કોઇ બીજી મિથ્યા વસ્તુમાં જઇ તે વિરામ પામે છે; પણ તે એવા ક્ષણભંગુર પદાર્થના અવલંબનનો ત્યાગ કરતો નથી, તે સંસારની સર્વ વાસનાનો એકદમ ત્યાગ કરી શકતો નથી. અનુભવી જ્ઞાની તો આ જગતની દગો દેનારી મિથ્યા વસ્તુઓને અનંત બ્રહ્મમાં છલંગ મારી અવગાહન કરવાના એક પગથીઆ સમાનજ બનાવી દે છે. નાનામાં નાના અનુભવને પણ અનંત બ્રહ્મમાં છલંગ મારી નિમજ્જન કરવાના એક પ્રસંગરૂપ બનાવવામાં આવે છે, એ ધર્મની કરામત છે. આ સર્વ દૃશ્ય પદાર્થો પરિચ્છિન્ન હોવાથી જ્યારે તે પદાર્થોનો એક પછી એક એમ બ્હારથી ત્યાગ કરવામાં આવે છે ત્યારે હૃદયમાં આંતર ત્યાગ કરવાના સંસ્કાર પડતા જાય છે. દેહાભિમાન અને દેહાધ્યાસનો નાશ કરવો એ સત્ય જીવનનો નિયમ છે, એને જે જાણતો નથી તે ખરેખર હજી અજ્ઞાનના ઘન અંધકારની શોચનીય સ્થિતિમાં રહેલો છે. સત્યરૂપી **ત્રિશૂલ** એ દેહાભિમાન અને દેહાધ્યાસને નિર્મૂળ કરી નાખે છે. દેહાભિમાન અને દેહાધ્યાસને નિર્મૂળ કરવો એજ અનંત જીવનનું પુનરૂજ્જીવન છે. તમે અનંત જીવન પામો, એવો મારો તમને આશીર્વાદ છે.

## જીવન-મૃત્યુ.

જ્યારે રામે લાહોર છોડયું ત્યારે તે વિષ્ણુપુરાણ કે જે અદ્વૈત સિદ્ધાંતનો એક ઉત્તમ ગ્રંથ છે, તેનું પર્શિયન ભાષાંતર વાંચતો હતો. એ ભાષાંતરમાંથી લેટીનમાં ભાષાંતર કરવામાં આવેલું છે, કે જેનો આધાર ઇમર્સન, થૉરો અને એવાજ જીવનવાળા બીજા મહાન પુરૂષો પોતાના ગ્રંથમાં લે છે. વિષ્ણુપુરાણનું પંજાબી ભાષામાં થએલું ભાષાંતર પણ આ પર્શિયન ભાષાંતરમાંથી કરવામાં આવેલું છે. કાળી કામળીવાળા બાવાનો 'અનુભવ પ્રકાશ' નામનો ગ્રંથ એ પણ પંજાબી વિષ્ણુપુરાણનોજ સુધારો છે. આ એક એવા પ્રકારનો ગ્રંથ છે કે જે ઉત્તમ મનુષ્યો કેવા ઉચ્ચ પ્રકારનું જીવન ગાળે છે તેનો ખ્યાલ આપે છે; તેમજ તેની અંદર રહેલા આંતર જીવનનું દર્શન કરાવે છે. એક મનુષ્ય* કે જેની પાસે પહેરવાનાં વસ્ત્રોમાં અને રહેવાના ઘરમાં માત્ર એક કાળી કામળી સિવાય બીજું કશું નથી, જે કોઈ રીતે વિદ્વાન કે પંડિત નથી, અને કોઈ એક કુટુંબનેજ પોતે બોજારૂપ ન થઇ પડે તેટલા માટે જે ઘેર ઘેરથી ભિક્ષા માગી પોતાના શરીરનો નિર્વાહ કરે છે; તેના નામે વિના ધાંધલે આજે અનેક ઉત્તમ કામો થઈ રહ્યાં છે, તેમાંજ તેનું રહસ્ય રહેલું છે. આ કાળી કામળીવાળા બાવાને

* ૠષીકેશવાળા, કાળી કામળીવાળા વિદેહ સ્વામી.

નામે આજે નદીઓપર પૂલ બાંધવામાં આવે છે, રસ્તાઓ તૈયાર કરવામાં આવે છે, ધર્મશાળાઓ બંધાવવામાં આવે છે, અનાજ અને વસ્ત્રો આપવામાં આવે છે, વિદ્યાનો પ્રસાર કરવામાં આવે છે, અને ગરમ ધગધગતી રેતીનાં મેદાનોમાં અને હિમાલય પર્વતની ઉંચી ટેકરીઓમાં કામ વગરના રખડતાઓને કામે લગાડવામાં આવે છે.

સાંસારિક યુક્તિઓથી ખરૂં કામ થતું નથી, ઈશ્વરી જીવનથીજ કામ થાય છે. કેટલાકને સંસારની ધાંધલ વચ્ચે ઉદ્યોગી જીવન ગાળવું એ પ્રભુપરાયણ જીવન ગાળવામાં પરોક્ષ મદદરૂપ થઈ પડે છે; કેટલાકને એકાંતવાસજ પ્રભુપરાયણ જીવન ગાળવામાં મદદરૂપ થાય છે; કેટલાએકને એ પ્રભુપરાયણ જીવનને માટે "આપત્તિ" "ઉત્તમ તક" થઈ પડે છે; કેટલાએક તુમુલ યુદ્ધમાં પોતાની છાતીને બંદૂકની ગોળીઓને ઝીલવાની હાલસમાન કરીને શરીરનું ભાન ભૂલી જાય છે, અને દુનિયામાં વીર પુરૂષો તરીકે પ્રસિદ્ધિ પામે છે. કેટલાએક કળાઓ (ચિત્રકળા વગેરે) માંજ પોતાનું જીવન અર્પણ કરીને અમર જીવન પ્રાપ્ત કરે છે. ચોર જેવાઓ પણ જો કોઈના ઘરમાં પેસીને ચોરી કરવામાં ફતેહમંદ નિવડે છે, તો તે પણ એ "શબ્દ અને વિચાર વગરની આત્મ સમર્પણવાળી અવર્ણ્ય સ્થિતિ"ના અજ્ઞાનપૂર્વકના અવલંબનનુંજ પરિણામ છે; પણ એમાં પાપબુદ્ધિ અને અસાર દ્રશ્ય સંપત્તિને સત્ય માનવાપણું રહેલું હોવાથીજ મનુષ્ય પોતાના ઉપર ઈશ્વરી નિયમનો કોપ વહોરી લે છે.

જેટલા પ્રમાણમાં આપણે જીવતા છતાં મૃત્યુ પામેલા જેવા બનીએ છીએ તેટલાજ પ્રમાણમાં આપણું કાર્ય સિદ્ધ થાય છે. સંસારમાં રહીને આવું જીવન-મૃત્યુનું જીવન ગાળવાથીજ આપણું કાર્ય પાર પડે છે; નહિ કે સંસારનો ત્યાગ કરીને માત્ર એકાંત સેવવાથી. અજ્ઞાન જીવન ચરિત્ર લખનારાઓ કેવળ બાહ્યસ્વરૂપને નિહાળીને તેનેજ જીવનસિદ્ધિનું કારણ માને છે અને તેના આટલા અનુયાયીઓ છે એમ જણાવે છે; પરંતુ કાર્યસિદ્ધિના ખરા આત્માને તેઓ જોતા નથી. મારા સંબંધમાં કહું તો જે ઝાડ નીચે બેસીને હું લખું છું, તે ઝાડ ઉપરનાં પક્ષીઓ જે કલરવ કરે છે, તેને લઈનેજ જાણે કે મારૂં કાર્ય સિદ્ધ થતું ન હોય! એમ મને લાગે છે. આપણી બાહ્યસ્થિતિ અને પ્રસંગ એ કાંઈએ નથી. જ્યારે કોઈ યોદ્ધો વિજયી નિવડતો, ત્યારે તેના વિજયનું ખરૂં કારણ પ્રાચીન ઋષિ-મુનિઓ બરાબર જોઈ શકતા હતા; તેઓ તેના વિજયનું વાસ્તવિક કારણ આંતર (ઈંદ્ર) અને બાહ્ય (વરૂણ) દેવ છે, એમ તેઓ જણાવે છે.

सुदा समिन्द्रा वरुणा वंसावतम् ॥ ऋग्वेद.

"ચલ્લીઓ ગરૂડ પક્ષીઓનો પરાજય કરે છે," આવાં બુલ્લાશાહનાં વચનોનો આપણે આપણા જીવનમાં દરરોજ અનુભવ કરીએ છીએ, અર્થાત્ ખરેખર જેમાં આપણી આશા હોય છે એવા પરપોટાઓ ફુટી જાય છે. ક્રાઈસ્ટના શબ્દોમાં કહીએ તો નાખી દીધેલી ઈંટોનેજ મહેલના આધારરૂપ પાયામાં ચણેલી જોઇએ છીએ. બહારની પરિસ્થિતિ ઉપર કશો આધાર નથી, સંસારનું ડહાપણ આપણા વિજયનું લવલેશ પણ કારણ નથી. આપણા બધા બાહ્ય સંબંધો, મિત્રાચારી, સંપત્તિ અને બાહ્ય વસ્તુઓની આપણી આશાઓ તથા વિશ્વાસો અને બીજાં એવાં સર્વ બાહ્ય સાધનો તે કેવળ ભ્રમ અને ભ્રમનો પણ ભ્રમ છે. તેનું મિથ્યાપણું સાબિત કરવાને સુરેશ્વરાચાર્ય અને શંકરાચાર્યની સૂક્ષ્મ બુદ્ધિની જરૂર નથી. જેઓને નેત્ર છે, તેઓને એકાદ રાક્ષસી તોપના મહાન અવાજની પેઠે વેદાન્ત આ હકીકત પ્રત્યક્ષ સિદ્ધ કરી આપે છે.

तत्त्वमस्यादि वाक्यानां स्वतः सिद्धार्थबोधनात् ।
अर्थान्तरं न संद्रष्टुं शक्यते त्रिदशैरपि ॥

આપણું મહાત્માપણું, સુધારકપણું, માન, પદવી, સંબંધ એ વગેરે ગઈ રાત્રિના સ્વપ્નતુલ્ય વાદળાંના આકારો કરતાં અને બગડેલા મગજને દેખાતાં ભૂત પિશાચો કરતાં કાંઈજ વિશેષ નથી. જ્યારે આપણે રામથી બહિર્મુખ થઈએ છીએ ત્યારેજ આપણને રસ્તો જણાતો નથી, ઈશ્વરી નિયમના માર્ગને ભૂલી જઈએ છીએ અને અંતે દુઃખ ભોગવીએ છીએ. અને જ્યારે આપણે ઈશ્વરાભિમુખ થઈએ છીએ ત્યારે સત્ય માર્ગ, સત્ય વૃત્તિ, અને સત્ય વલણ સ્વાભાવિક રીતે જ આપણા હૃદયમાં સ્ફુરે છે અને તે આપણને પૃથ્વીના રમણીય ભાગો, પર્વતોના દેખાવો, શાંતિનાં આનંદજનક ઝરણાંઓ, ઉત્કર્ષ અને પવિત્રતા પ્રત્યે લઈ જાય છે; સુખકર જ્યોતિ આપણા હૃદયમાં પ્રગટે છે અને તે આપણી તરફ જીવન અને પ્રેમને આકર્ષે છે. પ્રાચીન ઋષિઓને જેવા રૂદ્ર દેવ હતા તેવોજ મને મૃત્યુમાં જીવનનો નિયમ ઉગ્ર અને અચળ જણાય છે. તેની અવગણના કરશો એટલે એકદમ તમારા હૃદય તરફ પ્રહારો અને બાણો છુટશે.

नमस्ते रुद्र मन्यव उतोतइषवेनमः । बाहुभ्यां उत ते नमः

ભાવાર્થઃ—હે રૂદ્ર ! ( અર્થાત્ ઈશ્વરી નિયમ ) તારા કોપને મારા નમસ્કાર છે. તારી અમોઘ શક્તિને મારા નમસ્કાર છે. તારા સુદૃઢ બાહુને મારા નમસ્કાર છે.

આપણા પ્રત્યેક અલ્પમાં અલ્પ અનુભવમાં પણ ઉત્તમ ઈતિહાસ રહેલો છે. આપણે તે વાંચતા નથી. જો આપણે યોગ્ય માર્ગ સ્વીકારીએ તો જેવી રીતે એકાદ રંક મનુષ્યથી મહાન પૉલ થઇ શકવું સુગમ છે, તેવીજ રીતે તેનાથી બુધ અને ક્રાઈસ્ટ થઈ શકાવું પણ સુગમ છે. યોગ્ય માર્ગ સ્વીકારવો એનો અર્થ એજ કે આપણી અંદર રહેલા અહંત્વનો ત્યાગ કરી ઈશ્વરને જીવન સમર્પણ કરવું. એક મિયાનમાં બે તરવારો રહી શકે નહિ. સ્તુતિ અને નિંદા કે જેનો આપણા ઉપર વર્ષાદ વર્ષે તોપણ તેના તરફ લક્ષ ન આપવાની જો આપણે આપણી શક્તિ ખીલવીએ, કર્તાપણાના જ્વરથી મુક્ત થઇએ, જીતવું અને મેળવવું એવો આપણા જીવનનો ઉદ્દેશ ન રાખીએ, સત્યના હિમાયતી બનવા કરતાં જો આપણે સત્યસ્વરૂપ થવા ઇચ્છીએ, સૂર્ય આખો દિવસ પ્રકાશ આપતો હોવા છતાં જેમ તેને તે બદલના માનની ઈચ્છા નથી, તેવી રીતે પોતાની બધી શક્તિઓનો ઉપયોગ કરવા છતાં તેનું માન લેવાની જો આપણે ઈચ્છા ન કરીએ, તો નક્કીજ જાણો કે આપણે ઈશ્વરના પણ ઈશ્વર થઇ શકીશું.

જગત આપણે માટે શું કહે છે તેના આપણે જે ક્ષણે વિચાર કરવા માંડીએ છીએ તેજ ક્ષણે આપણે સત્ય જીવનથી–અહં મમત્વરહિત જીવનથી–ચ્યુત થઇએ છીએ. મિત્રો ! જગત છેજ નહિ. જગત પણ નથી ને તેની વાતો પણ નથી. સત્ય માત્ર એક ઈશ્વરજ છે.

જેવી રીતે સુવર્ણને વિશુદ્ધ કરવાને અગ્નિ આવશ્યક છે તેવી રીતે આપણા ચારિત્ર્યને ખીલવવા માટે દુઃખ પણ આવશ્યક છે, તેનું શું કારણ છે ? બીજ અન્ય તત્ત્વોમાં ભળી જવાથીજ વૃદ્ધિ પામે છે. ખાણમાંથી નીકળતા સેળભેળવાળા ધાતુના ગઠ્ઠાઓને શુદ્ધ ધાતુરૂપે બનવા અગાઉ ઘા ખમી કટકે કટકા થઈ જવું પડે છે અને ભઠ્ઠાના સખ્ત તાપમાં બળવું પડે છે. બાહ્ય દેખાવો અને લાગણીઓમાં દોરવાઇ ગયેલો મનુષ્ય આશા અને ઉમેદોથી

ઉત્તેજીત થઈને તેમાં શ્રદ્ધા રાખી આગળ ને આગળ દોડે છે; પરંતુ તેવામાં તરતજ તેના માથા ઉપર સખ્ત આઘાતનો પ્રહાર થાય છે. આવી અને બીજી આવશ્યક વિધિ થયા પછી કાર્યસિદ્ધિ તેને વધાવી લેવાને આગળ આવે છે. જો આ નિયમજ છે તો પછી લોકો તેને ભલે ગમે તેવો જણાવે. ઈશ્વરી જીવનથી ગમે તે રીતે પણ વિમુખ થયા વગર, જીવતાં મરવાના–સ્વાભિમાનથી દૂર રહેવાના પંથમાંથી પતન થયા વિના, અમસ્તુંજ ક્રાઈસ્ટને દુઃખ ભોગવવું પડયું નહિ હોય. તેમ છતાં તેને માથે ગુજારવામાં આવેલા જુલમ અને ત્રાસેજ તેને સમત્વની પૂર્વ સ્થિતિમાં આણ્યો. ઈશ્વર કે જે કાલાતીત છે તેની અંદર સંપૂર્ણ દેહાભિમાનનો ભોગ આપ્યા પછી થોડાજ કલાકે–ફાંસી ઉપર તેનું બાહ્ય મૃત્યુ થવા પહેલાં–તેને સદા સર્વકાળનું અનંત જીવન પ્રાપ્ત થયું; પરંતુ આવા દુઃખ અને ત્રાસ પછી તરતજ સુખ અને આનંદ આવે, એવો કાંઇ નિયમ નથી. કેટલીક વખત તો ઉપરાઉપરી એક પછી એક દુઃખજ આવ્યા કરે છે. લોકોની કહેતી પણ છે કે આપત્તિ આવે છે ત્યારે તે સામટીજ આવે છે. થોડીજ આપત્તિથી જો આપણે સમજીને ઈશ્વરી માર્ગ તરફ વળીએ તો તેજ વખતે ખરા જીવનનો પ્રકાશ આપણા ઉપર પડે છે; પરંતુ જો આપણે એ થોડી આપત્તિથી ન ચેતતાં ઈશ્વરી નિયમનું ઉલ્લંઘન કર્યાજ કરીએ તો પછી આપણા શિર ઉપર પૂરેપૂરી આપત્તિ આવે છે. આ વજ્ર સમાન અને ગહન નિયમને જો કળવામાં ન આવે તો આપણા ઉપર આઘાત અને પ્રહારોની વૃષ્ટિ થયાજ કરવાની. જેઓ આમાંથી પસાર થઇ જાય છે તેઓજ અકથ્ય નવીન જીવનની સ્થિતિ અમર જીવનને પામે છે. વરાળયંત્ર શોધાયું નહોતું ત્યાંસુધી આપણે વરાળશક્તિનો ઉપયોગ કરી શકતા નહોતા; પરંતુ તે યંત્ર શોધી કઢાયા પછી પણ શામાટે વરાળશક્તિને વિના ઉપયોગે વૃથા જવા દેવી જોઇએ ? અને એવીજ રીતે સત્ય જીવન, આનંદમય જીવન, જ્ઞાનમય જીવન પ્રાપ્ત કરવાનું યંત્ર યાને અહં મમત્વનો ત્યાગ કરવારૂપ ઉપાય જ્યારે ખોળી કાઢવામાં આવેલો છે ત્યારે પછી શામાટે દુઃખ અને આપત્તિને મનુષ્યજાતિ ઉપર સત્તા ચલાવવા દેવી જોઇએ ?

કેવળ શારીરિક જીવનમાંજ અનુરક્ત થવું, એ આ પરિમિત દુનિયાના રાજ્યની દૃષ્ટિએ કોઇ રીતે ગુન્હો નથી; પરંતુ બ્રહ્માંડના પરમ રાજ્યની દૃષ્ટિએ તો તેજ ખરો ગુન્હો છે કે જે ગુન્હાની બીજા બધા ગુન્હાઓ જૂદી જૂદી શાખાઓ છે. એકજ માત્ર દર્દ છે અને તેને માટે ઉપાય પણ એકજ છે. 'ब्रह्म सत्यं जगन्मिथ्या' આ વેદાન્તના નિયમનું ઉલ્લંઘન કરવું એજ, ઘડીમાં આ તો ઘડીમાં બીજું એમ અનેક સ્વરૂપો ધારણ કરનાર બધાં દુઃખો આપણાપર લાવવાના મૂળરૂપ છે. અને આપણા સત્ય સ્વરૂપ ઈશ્વરમાં સ્થિત થવું એજ તેનો ખરો ઉપાય છે. પોતાની જાતને જો આપણે એક વખત ભૂલ્યા તો સ્વાભાવિક રીતેજ એક પછી એક એમ વધારે ને વધારે ભૂલો થયાજ કરે છે.

શું આ ચર્ચા કેવળ રામના વિરક્ત જીવનની કલ્પના છે, અને તે સમાજમાં મનુષ્ય જાતિને કશીએ કામની નથી?

જળથી ભરપુર જળાશયની આસપાસની સાફસુફ રખાયલી જમીનપર કોઈ પણ જાતની વનસ્પતિ ઉગતી નથી. વનસ્પતિ ઉગેલી ન જોવાથી કોઇ ખેડુત પોતાનાં ખેતરોને પાણી પાવાની ના પાડે તો શું એ કારણ અને કૃત્ય યોગ્ય કહેવાય ? રામ કેવળ એજ નિયમનું કથન કરે છે કે જે પ્રત્યેક મનુષ્યના જીવનનો ઉપયોગી નિયમ છે. જગતના સર્વ નિયમોને–રસાયણ શાસ્ત્ર, જીવનશાસ્ત્ર,

અધ્યાત્મશાસ્ત્ર વગેરેના નિયમોને હું નિહાળું છું; અને એ બધા નિયમો, એક સર્વોપરી નિયમનાંજ જૂદાં જૂદાં સ્વરૂપો છે. કાર્ય કારણ ભાવનો નિયમ, સાંસારિક સંબંધો, આશાઓ, ફરજો એ સર્વ માત્ર સ્થિત્યન્તર પામવાનાં સ્થાનો; * * * માર્ગ ઉપર આવેલી ધર્મશાળાઓ અથવા કુમારિકાઓને રમવાનાં રમકડાં સમાનજ છે. જો એક વખત આપણા આંતર પ્રદેશમાં સૂર્ય પ્રકાશે છે, જો એક વખત આપણે વસ્તુઓનાં સત્ય સ્વરૂપને જાણવા પામીએ છીએ, તો કાર્ય કારણ ભાવ વગેરે નિયમો, નક્ષત્રો અને ગ્રહોની માફક આપણી આસપાસ ફરવા માંડે છે; એટલુંજ નહિ પણ ભોજન વખતે જેવી રીતે બાળકો પોતાની માતા પાસે જાય તેવી રીતે તેઓ આપણી પાસે આવે છે.

यथेह क्षुधिता बाला मातरं पर्युपासते ॥ सामवेद.

બાળકને જેવી રીતે કુદરતી રીતે અને સરળતાથી ચાલતાં શિખવાનું હોય છે; તેવીજ રીતે મનુષ્યને જીવંત મૃત્યુ યાને અહંભાવમાંથી મૃત્યુ પામતાં શિખવાનું છે. આ મૃત્યુ એ એક એવી સ્થિતિ છે કે જ્યાં નોકર એ નોકર નથી, જ્યાં શિષ્ય એ શિષ્ય નથી, જ્યાં રાજા એ રાજા નથી, જ્યાં મિત્ર એ મિત્ર નથી, જ્યાં શત્રુ એ શત્રુ નથી, જ્યાં વાણી એ વાણી નથી, જ્યાં ધમકી એ ધમકી નથી, જ્યાં બંદોબસ્ત એ બંદોબસ્ત નથી, જ્યાં હક્ક એ હક્ક નથી; પણ એ બધું જ્યાં એક ઈશ્વિરમયજ હોય છે, માત્ર એક સત્યસ્વરૂપજ હોય છે. જ્યારે તે સત્યની એકતાવડે મનુષ્યનું હૃદય ધડકે છે, ત્યારે તેની સાથે સમસ્ત વિશ્વનું હૃદય ધડકવા લાગે છે. જ્યારે આવી અભેદ સ્થિતિમાંથી મન ચલિત થાય છે ત્યારે સમસ્ત વિશ્વનું મન પણ ચલિત થઈ પોતપોતાના મનદ્વારા ભિન્ન ભિન્ન રીતે પ્રવર્તે છે. જ્યાં સુધી આપણે પોતાના શરીરને બચાવવાની વૃત્તિવાળા અને પોતાને નુકસાન કરનાર પ્રત્યે વૈર લેવાની વૃત્તિવાળા છીએ, ત્યાં સુધી આપણે સત્ય જીવનથી ચ્યુત થયેલા–મરણ પામેલા જ છીએ. માન અપમાનનો પ્રસંગ આવતાં તેની જરી પણ આપણા ઉપર અસર થવા ન દેવી એ આપણા મહાનપણાની એક ઉત્તમમાં ઉત્તમ કસોટી છે.

જેવી રીતે કોઈ ગૃહસ્થ, વકીલમાંથી ન્યાયાધીશ થતાંજ આખી કોર્ટના માણસોનું તેના તરફનું વલણ બદલાઈ જાય છે; તેવીજ રીતે આપણે આપણી હાલની સ્થિતિમાંથી–આપણા જીવપણામાંથી–નિસ્પૃહ–નિષ્કામ ઈશ્વિરભાવને પામીએ કે તરતજ આખા જગત સાથેનો આપણો સંબંધ ફેરવાઈ જાય છે. અને જેવી રીતે વહાણની ગતિની દિશા બદલાતાં દિશાસૂચકયંત્રની સોય પોતાની દિશા બદલે છે; તેવીજ રીતે દુનિયાની આપણી સાથેની પ્રવૃત્તિ પણ બદલાઇ જાય છે. શું લોકો તમને છેતરે છે? જો એમ હોય તો માત્ર તમે ઈશ્વરને છેતર્યા છે તેથીજ. પ્રોફેસર જેમ્સનું કહેવું યથાર્થ છે કે દીર્ઘ કાળની હકીકતો ( Facts ) ના વિચારો કરતાં વર્તમાન કાળનું ઇંદ્રિયજન્ય જ્ઞાન આપણા વર્તન ઉપર ઘણી થોડી અસર કરે છે. આ સત્ય ઉપર આપણું જીવન રચાયલું છે. પશુઓ કેવળ ઇંદ્રિયજન્ય જ્ઞાનથીજ દોરવાય છે. અજ્ઞાનના અંધકારમાં દોરાઈ રહેલો પશુ જીવનવાળો મનુષ્ય જ્ઞાનપ્રકાશમાં આવીને જ્યારે સત્યના પણ સત્ય રૂપને જાણે છે, ત્યારે તેની દિવ્યતા પુનઃ આવિર્ભાવ પામે છે, અને બીજી બાજુએ આ દ્રશ્ય, ક્ષણિક પદાર્થો કે જે પદાર્થો અજ્ઞાનીને માર્ગદર્શક તારાઓ સમાન છે, તે આ દિવ્યતારૂપી સૂર્યના પ્રકાશમાં અદ્રશ્ય થઈ જાય છે.

**या निशा सर्वभूतानां तस्यां जाग्रति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥** भगवद्गीता.

## દિવ્ય સભ્યતા–ઈશ્વરી નિયમ.

એક બ્રાહ્મણને જ્યારે જીવતો બાળી નાખવાની તૈયારી થતી હતી તેવામાં તેણે અગ્નિને વિનંતિ કરી કે, "હે અગ્નિ! આ દેહના મમત્વનું ભાન લવલેશ જેટલું પણ મને રહ્યું છે, એવું જો તને લાગે તો આ દેહને જરી પણ બચાવીશ નહિ, તેને બાળી નાખ. કૃપા કરી તેને બાળી ખાખ કરી નાખ." અગ્નિએ તેને માનપૂર્વક જવાબ આપ્યો "મારા માલીક! તું જીવતો રહે અને તારા ચરણમાં મને મરવા દે."

આવો ઈશ્વરી નિયમ છે. વર્તનની સભ્યતામાં ઈશ્વર ઉતરે તેમ નથી.

**रुचं ब्राह्मं जनयन्तो देवा अग्रेतदब्रुवन् ।**
**यस्त्वेवं ब्राह्मणो विद्यात्तस्यदेवो असन् वशे ॥** यजुर्वेद संहिता.
**सर्वाण्येनं भूतान्यभिरक्षन्ति ॥** बृहदारण्यक उप०
**सर्वेऽस्मै देवा बलिमावहन्ति ॥** तैत्तिरीय उप०

**ભાવાર્થઃ**—સૃષ્ટિના આદિકાળમાં સૃષ્ટિના ઉત્પાદક દેવો બ્રહ્મા પ્રત્યે બોલ્યા કે–હે બ્રહ્મનિષ્ઠ! જે બ્રહ્મને જાણે છે, તેના અમે આજ્ઞાંકિત દાસ થઈને રહીએ છીએ.

સર્વ ભૂતો તેનું રક્ષણ કરે છે. સર્વે દેવો તેની પાસે બલિ (ભેટ) લઈને જાય છે.

તેના યજ્ઞની વેદીમાં સર્વે દેવો બલિદાન આપે છે.

## વેદાંત પ્રત્યે એક મોટો આક્ષેપ.

આ આક્ષેપ એ છે કેઃ—વેદાંત લાગણીઓનો નાશ કરે છે; અને રસિક દૃષ્ટિને ઝાંખી કરી નાખીને નિષ્ઠુર બનાવી દે છે. સંસારના સંબંધોની વેદાંતીને લાગણી રહેતી નથી અને કુદરતના જેવું કેવળ સીધી લાઈનનું વર્તન તેનું થઈ જાય છે.

હા, એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. વેદાંતના ખરા ભક્તને તેના સત્યને લઈને એવી દશા પ્રાપ્ત થવીજ જોઈએ કે જેથી વસ્તુઓ, મનુષ્યો, કાર્ય કારણભાવ, નિર્ણય ઇ૦ સર્વ દેખાવ માત્રજ જણાય.

માનુષી–પાશવી લાગણીઓનો નાશ થઈ જાય છે એ સત્ય છે; પરંતુ તેના બદલામાં દિવ્ય લાગણીનો આવિર્ભાવ થાય છે. કૃત્રિમ પ્રકાશોનો નાશ થઇ તેની જગ્યાએ સૂર્યનો હસતો પ્રકાશ પ્રકાશે છે કે જે આસપાસની સર્વ વસ્તુઓને આનંદમાં ગરકાવ કરે છે.

આધ્યાત્મિક માર્ગનો એક અનુભવી અંગ્રેજ કહે છે કે; "પહેલાં આ કદી મારા માનવામાં આવ્યું નહોતું, પણ તે હું હમણાં બધું અનુભવું છું. જ્યારે **તમે તમારી જાતનું ભાન તદ્દન ભૂલી જાઓ છો, ત્યારે જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તેના જેવી આ વિશ્વમાં અન્ય કોઈ પણ સ્થિતિ નથી. તેના જેવું અન્ય કોઈ પણ સુખ નથી.** પણ તે તમારે અડધું પડધુંજ ન કરવું જોઈએ; જો લવલેશ પણ દેહાભિમાન રહેવા પામ્યું તો તો તે બધાનો નાશ કરશે. તમારે એ દેહાભિમાનનો સંપૂર્ણરીતે ત્યાગ કરવો જોઈએ,

અને કોઇ અજાણ્યા મનુષ્ય પ્રત્યે જેટલો તમારો ભાવ હોઈ શકે તેટલો અને તેવોજ ભાવ તમારા મન અને તમારી જાત પ્રત્યે તમારો રહેવો જોઇએ."

વર્ષો સુધીની કરેલી તમારી કાર્યની ઘટનાઓનો અને તમારી કામનાઓનો ત્યાગ કરીને, સારૂં નામ, ખ્યાતિ અને પરિચિત શબ્દોના અવાજનો અને તમારા પ્રત્યે વિંટળાયલા ન છુટે એવા પ્રેમભર્યા હસ્તોનો પરિત્યાગ કરીને, જેવી રીતે આપણા હાથમાં પહેરેલાં મોજાંને કાઢી નાખીએ તેવી રીતે આપણા દીર્ઘ કાળના દેહાધ્યાસને કાઢી નાખી, રોગના ભયનો નાશ કરીને અને કદર થવાની આશાઓને દેશવટો દઈને તથા દેહાભિમાનથી રહિત વિદેહી થઇને વિચરો.

લાંબા લાંબા વખતનાં આવરણોનો પરિત્યાગ કરો. નિસ્પૃહિપણાના દરવાજામાંથી સ્વામીપદના મહેલમાં પ્રવેશ કરો. આત્મજ્ઞાનના દરવાજામાંથી મુક્તિના ખુલ્લા વિસ્તૃત મેદાનમાં વિહરો. જે કાંઈ તમારી પાસે છે, તે સર્વ અન્યને આપી દો. તે સર્વ ઉપરથી તમે તમારો હાથ ઉઠાવી લ્યો. કોઈ પણ જાતના હક્કવગરના અને કંગાલ બનો, અને પછી જુઓ કે તમે અખિલ બ્રહ્માંડના સમ્રાટ્ અને અધિરાજ બની જશો.

**श्रीश्च ते लक्ष्मीश्च पत्न्यावहोरात्रे पार्श्वे नक्षत्राणि रूपमश्विनौ व्यात्तम्। इष्णन्निषाणामुम्।**
यजुर्वेद.

ભાવાર્થઃ-શ્રી (વિજય) અને લક્ષ્મી (સંપત્તિ), એ તારી સમીપની દાસીઓ છે. દિવસ અને રાત્રિ, એ તારી જમણી અને ડાબી બાજુઓ છે. નક્ષત્રોનો પ્રકાશ એ તારૂં રૂપ છે. આકાશ અને પૃથ્વી, એ તારા (મંદ મંદ હાસ્ય કરતી વખતના) જૂદા કરેલા ઉપર નીચેના હોઠ છે. તને કોઈ પણ જાતની અભિલાષા ઇષ્ટ હોય તો તું તેનીજ અભિલાષા કર.





# ૪–विजयी आध्यात्मिक शक्ति.*



પ્રશ્ન:–જેવી રીતે બીજા લોકો આપણને જુએ છે, તેવી રીતે આપણે પોતે પોતાને કેવી રીતે જોતાં શીખી શકીએ?

ઉત્તર:–જેવી રીતે બીજા લોકો તમને જુએ છે, તેવી રીતે જો તમે તમને જોતાં શીખો તો તેમાં તમને કંઇ પણ લાભ નથી. **બીજા લોકો, જે સ્વરૂપમાં આપણે નથી તે સ્વરૂપમાંજ આપણને જુએ છે.** તેઓ આપણું સત્ય સ્વરૂપ જોઇ શકતા નથી. જો લોકો, તમે પરમેશ્વર છો, એવી રીતે તમને જુએ; જો લોકો તમારી અંદર પરમાત્મા છે એવી રીતે તમને જોઇ શકે; જો લોકો તમે દિવ્ય સ્વરૂપ છો એમ તમને નિહાળી શકે; તોજ લોકો તમારા ખરા સ્વરૂપને બરાબર જોઈ શકે છે, એમ કહી શકાય. માતપિતા, ભાઇ-ભાંડુ, સગાં સંબંધી અને મિત્રો, જે વસ્તુ તમે નથી તે વસ્તુ તમે છો, એવો ખોટોજ શોરબકોર કરી રહ્યાં છે. કોઈ તમને પુત્ર કહીને બોલાવે છે, તો કોઈ ભાઈ કહીને, કોઈ મિત્ર કહીને અને કોઇ શત્રુ કહીને, એમ જૂદે જૂદે નામે બોલાવે છે; અને આવી રીતે તમને તેઓ અલ્પ અને મર્યાદિત બનાવે છે. તમે સારા માણસ છો, એમ કહીને એક માણસ તમને મર્યાદિત કરે છે. બીજો માણસ "તમે ખરાબ છો" એમ કહીને તમને મર્યાદિત કરે છે. ત્રીજો માણસ તમને પ્રશંસા કરી ઉંચે ચઢાવીને મર્યાદિત કરે છે. ચોથો માણસ તમને નિંદીને અને તમારા ઉપર કલંક મૂકીને તમને મર્યાદિત બનાવે છે. તેજ મનુષ્યને ધન્ય છે, અને તેજ મનુષ્ય ખરો સુખી છે, કે જે આવી એકેએક ઉપાધિ અને આવરણને સામો થઇને હઠાવે છે; અને પોતાનું દિવ્ય સ્વરૂપ જે ઈશ્વરત્વ તેને પ્રાપ્ત કરે છે. તે પોતાના સત્યસ્વરૂપ–આત્માને જાણે છે; તે અડગ પુરૂષાર્થથી પોતાના સ્વરૂપનો નિશ્ચય કરી શકે છે; અને તે મનુષ્ય જીવ અને બ્રહ્મની એકતા સમજી શકે છે. આવો મનુષ્યજ આ સર્વ દુનિયાઓને તુચ્છ ગણીને હઠાવી શકે એમ છે. જે ક્ષણે તમે તમારા સત્ય સ્વરૂપમાં નિષ્ઠા પામો છો તેજ ક્ષણે સમસ્ત વિશ્વ તમને ઈશ્વર તરીકે માનવાને બંધાય છે અને વિશ્વે તમને ઈશ્વર તરીકે ગણવાજ જોઇએ.

પ્રશ્ન:—કૃપા કરી તમે રાજયોગનો અર્થ કહો.

ઉત્તર:–રાજયોગ એટલે ચિત્તવૃત્તિનિરોધની રાજપદ્ધતિ અથવા રાજમાર્ગ.

પ્રશ્ન:—વેદાંતને સર્વત્ર પ્રસારવા માટે સર્વમાન્ય એવો કયો ઉત્તમ માર્ગ છે, તે અમને બતાવો.

ઉત્તર:–**વેદાંતજ્ઞાનને સર્વત્ર ફેલાવવા માટે ઉત્તમોત્તમ કોઇપણ માર્ગ કે પદ્ધતિ હોય તો તે વેદાંતના સિદ્ધાંતને પોતાના જીવનમાં ઉતારવો એજ છે.** એજ ખરો રાજમાર્ગ છે. તેના સિવાય તેને માટે બીજો કોઈ પણ ઉત્તમ રાજમાર્ગ નથી.

---

* સ્વામી રામે જી. જી. હાલમાં ઇ. સ. ૧૯૦૩ ફેબ્રુઆરીની તા. ૫ મીએ આ ભાષણ આપ્યું હતું.

લોકોને હમ્મેશાં ભૌતિક પદાર્થો જોઇએ છે, સ્થૂલ અને માયિક પદાર્થો તેઓ પોતાના હાથમાં લઈ પોતાના કરવા માગે છે; પરંતુ છેવટે તેઓ તેમાં નિષ્ફળ નિવડે છે. આમ છતાં પણ તેઓ આ માયિક અને ભૌતિક વસ્તુઓનો ત્યાગ કરી શકતા નથી. તેઓને સ્થૂલ રૂપવાળા પદાર્થો જોઇએ છે. આકૃતિ અને રૂપનો તેઓ ત્યાગ કરવા માગતા નથી; પરંતુ બંધુઓ ! આ નગદ નાણુંની આકૃતિઓ, આ ભૌતિક પદાર્થો, એ તમારી ઇંદ્રિયોના ભ્રમ સિવાય બીજું કશુંએ નથી. જે પુરૂષ આવી નામરૂપાત્મક વસ્તુઓ ઉપર વિશ્વાસ રાખે છે તે કદીએ જય પામતો નથી. પરિચ્છિન્ન દૃશ્ય પદાર્થો ઉપર વિશ્વાસ રાખવાથી કદી પણ વિજય મળી શકે નહિ. વિજયનું રહસ્ય તો સૂક્ષ્મ તત્ત્વ કે જે સત્ય છે, તેના ઉપરજ અવલંબી રહ્યું છે. તે સત્યને ગ્રહો, તેને જાણો, તેનો સ્વાનુભવ કરો, તેને તમારા જીવનમાં ઉતારો, એટલે પછી આ સર્વ નામરૂપાત્મક પદાર્થો પોતાની મેળેજ તમારી પાછળ પાછળ ચાલ્યા આવશે.

એક દૃષ્ટાંત છે કે એક મોટી તાણવાળી નદીમાં બે માણસો તણાયા જતા હતા. તે માંહેલા એક માણસે એક લાકડાનું ગચીયું પકડી રાખ્યું હતું અને બીજા માણસે એક ઝીણી દોરી પકડી રાખી હતી. આખરે એ બેમાંથી ઝીણી દોરી પકડી રાખનારો બચી ગયો. આવી રીતે નામરૂપાત્મક સ્થૂલ પદાર્થોનું જે અવલંબન કરે છે તેઓ અંતે નિષ્ફળજ નિવડે છે. સત્યના સૂક્ષ્મ સૂત્ર ઉપર અવલંબન રાખો. જો તમે તમારા સત્ય સ્વરૂપની પ્રતીતિ કરો, જો તમે તમારા સત્ય સ્વરૂપનો સ્વાનુભવ કરો, તો પછી તમે અરણ્યમાં રહો કે લોકોથી ભરપૂર મહોલ્લાઓમાં રહો તેનો કંઇ પણ પ્રશ્ન નથી. માત્ર એકવાર તમે **સત્યનો સ્વાનુભવ કરો, એટલે પછી દરેકે દરેક વસ્તુ અને આ અખિલ વિશ્વ રૂપાન્તર પામી જશે.**

અહીં એક ટેબલ છે. ધારો કે તેને તમે ત્યાંથી ખસેડવા માગો છો. તે ટેબલનો એક ખુણો બરાબર પકડી તમે તેને ખસેડો છો. આવી રીતે કરવાથી આખું ટેબલ જ્યાં તમે ખસેડવા માગો ત્યાં ખસેડી શકશો. આજ પ્રમાણે આ અખિલ વિશ્વ, એ એક મહાન સ્થુળ પદાર્થ છે; અને આ તમારૂં શરીર એ તેના એક ખુણાસમાન છે, તે આ વિશ્વરૂપ ટેબલનો એક ખુણો છે. જો તમે તેના એકજ ખુણાને પકડો, તેને ઉઠાવો, તેને ઉંચો કરો, તેને ઈશ્વર કરો, તેને દિવ્ય કરો, જો આ બાજુને ઈશ્વરમાં લીન કરવામાં આવે, જો આ ખુણાને બળથી ઉંચો કરવામાં આવે તો આ આખું વિશ્વ ખસેડી શકાશે; કારણ કે આ અખિલ વિશ્વ એ એક મહાન ટેબલસમાન છે. **તમે તમારી જાતને ઉંચી કરો, ઉન્નત કરો, એટલે આ સમસ્ત વિશ્વ પોતાની મેળે ઉંચું, ઉન્નત થશે.** પોતાની ઉન્નતિ અને ઉદ્ધાર માટે સંસ્થાઓ, મહાન મંડળો, મહાન સંપ્રદાયો અને મીશનોમાં વિશ્વાસ રાખવો એ મોટી ભૂલ છે. મહાન ભ્રાંતિ છે. તેનાથી નિષ્ફળતાજ પ્રાપ્ત થાય છે. જે મનુષ્યો પોતાની જાત ઉપરજ વિશ્વાસ રાખે છે, અને કોઇ મંડળ કે સંસ્થા ઉપરજ બધો આધાર રાખતા નથી; તેઓજ સમસ્ત વિશ્વને ફેરવી શકે છે. સભાઓ અને સભાસદો પૈસા એકઠા કરી શકશે, ઇમારતો બંધાવી શકશે અને વસ્ત્રો ખરીદી શકશે; પરંતુ આવા વિજયથી કંઇ લોકોની આધ્યાત્મિક ઉન્નતિ થવાની નથી.

જંગલમાં શિયાળીઆં હમ્મેશાં પોતાનાં ટોળાં બાંધે છે. તેવાં અસંખ્ય ટોળે ટોળાં ત્યાં ફરે છે. તેઓ સાથે રહે છે, સાથે ખાય છે, અને સાથેજ બોલે છે. તેઓનાં ટોળાં પણ

જબરાં હોય છે અને તેઓ અવાજ પણ જબરદસ્ત કરે છે. વળી ઘેટાંઓ પણ ટોળાંઓમાંજ રહીને ફરે છે અને ચરે છે; પરંતુ આ શિયાળીઆં, આ ગાડરાં, પોતાના શત્રુની સામે થઈ શકતાં નથી. સિંહ ટોળાંઓમાં રહે છે, સિંહનાં ટોળાં હોય છે, અને તે ટોળાંઓમાં ફરે છે, એવી વાત તમે કદીએ સાંભળી છે?*

ગરૂડ પક્ષીઓના રાજા છે; પરંતુ તેઓ કદીએ પોતાનાં ટોળાં બાંધે છે ખરા? કદીએ નહિ. નાનાં પક્ષીઓજ માત્ર ટોળે ટોળાં થઇને ઉડે છે. સિંહ અને ગરૂડ તો હમ્મેશાં એકલાજ રહે છે. એક પણ ગરૂડ પક્ષી હોય તો પક્ષીઓનાં ટોળેટોળાંને નસાડી મૂકે છે.

હાથીઓ પણ સ્વભાવથીજ ટોળે ટોળાં થઇને જંગલમાં ફરે છે. આ પ્રાણીઓ શરીરે પણ જબરદસ્ત હોય છે; પરંતુ જો ત્યાં એકજ સિંહ આવે તો જુથનાં જુથ તેને દેખતાંવેંતજ ત્યાંથી નાસાનાસ કરી વિખરાઈ જવાનાં; માટે ટોળાં, મંડળો અને સંસ્થાઓ ઉપર તમે કદી આધાર રાખશો નહિ. પ્રત્યેકની ફરજ એ છે કે પોતપોતાની જાતથીજ મજબૂત થવું જોઇએ. આવીજ રીતે વેદાંતને જનસમાજમાં પ્રસારવા માટે કોઇ પણ ઉત્તમ માર્ગ હોય તો તે વેદાંતને પોતાના જીવનમાં ઉતારવું એજ છે. વેદાંતનું જીવન—અહં મમત્વરહિત જીવન ગાળો, એટલે આપણું આસપાસનું વાતાવરણ પણ તેવુંજ થવાને બંધાયલું છે. ચંદ્ર, સૂર્ય, તારાઓ અને બીજાં સર્વે તત્ત્વો પણ તેમ કરવાને બંધાયલાં છે; અને તે આ પ્રમાણે સર્વત્ર ફેલાવુંજ જોઇએ.

ક્રાઇસ્ટે કદી કોઇ મંડળ સ્થાપ્યું હતું? ના, કદીએ નહિ. તેતો બિચારો એકલોજ રહેતો. શંકરાચાર્યને કદી મંડળની જરૂર પડી છે? તે પણ એકલાજ રહેતા હતા; માટે દરેક જિજ્ઞાસુએ પોતાની જાતને પ્રથમ ઉન્નત કરવી જોઇએ. પોતામાંજ દિવ્યતાની પ્રતીતિ અને અનુભવ કરવો જોઇએ. જે ક્ષણે તે તમને જણાશે, તે ક્ષણે તેની તમને હૃદયમાં પ્રતીતિ થવા લાગશે. જે ક્ષણે તે પ્રમાણે તમે તમારૂં જીવન ગાળવા લાગશો, તેજ ક્ષણે સૂર્યમાંથી જેવી રીતે પ્રકાશ નીકળી ચારે તરફ બહાર ફેલાય છે, તેવી રીતે વેદાંત તમારાદ્વારા ફેલાવા માંડશે.

તમે યાદ રાખો, ધ્યાન આપો કે સુધારાને અર્થે કરાતા પ્રયત્નો, મનુષ્ય જાતિની ઉન્નતિને અર્થે કરાતા પ્રયત્નો કે જે દ્રવ્ય અને બહારની મદદ તથા આશા ઉપરજ અવલંબન રાખે છે અને બીજાની યાચના કરે છે; તેવા પ્રયાસો અને પ્રયત્નો અંતે નિષ્ફળજ નીવડે છે. આ એક કુદરતનો નિયમ છે. તમે તમારા અંદર રહેલા પરમ અનંત સત્ય ઉપરજ આધાર રાખો અને જો કદી બહારની મદદને તમારી જરૂર હોય તો તે ભલે તમે તેને સુખેથી સ્વીકારજો. લોકો તમારા અનુયાયી થવા માગે તો ભલે તેઓનો સ્વીકાર કરજો; પરંતુ જો તમે તેઓના ઉપરજ આધાર રાખ્યો તો તેઓ તમને ત્યજીને ચાલ્યા જશે. એ આ સૃષ્ટિનો નિયમ છે. પરાવલંબન કદીએ કરશો નહિ. સદા આત્માવલંબનજ રાખજો. તમારી અંદર જે ચૈતન્ય છે તેનોજ કેવળ આશ્રય કરજો. આ મોટાં મોટાં સ્વરૂપો અને આ લાંબી લાંબી પૂછડીઓ જેવા લાંબા લાંબા ખિતાબો; એ બધાં નિષ્ફળ અને નકામાં છે. તેઓ પોતાના નિશાનને ચૂકે છે. તેઓ કોઇને છોડવી શકતાં નથી, તેઓ કોઇને મુક્ત કરી શકતાં નથી, તેઓ કોઇને સ્વતંત્ર કરી શકતાં નથી, ઉલટું તેઓ દુઃખ અને ત્રાસ લાવે છે.

* સિંહન કે ઝુંડે નહિ, હંસનકી નહિ પાંત;
લાલાંકી નહિ બોરીયાં, સંત ન ચલે જમાત.

એક મૃત શરીર લ્યો. આપણે તેને વિદ્યુત-શક્તિથી હલાવી-ચલાવી શકીશું; આપણે તે મૃત શરીર પોતાના હોઠ હલાવી શકે એમ કરીશું; આપણે તેને તેના હાથ ઉંચા નીચા કરાવી શકીશું; પરંતુ એ કંઈ જીવન નજ કહેવાય. આવી રીતે બહારથી જે કંઈ મદદ આવે છે; ધન, દૌલત અને વસ્ત્રોમાંથી જે કંઇ સામર્થ્ય મળે છે; વર્તમાનપત્રોદ્વારા જે કંઇ વખાણ કરવામાં આવે છે; શિષ્યો અને અનુયાયીઓનું જે ધ્યાન ખેંચવામાં આવે છે; તે બધું મૃત શરીરમાં દાખલ કરેલી વિદ્યુત્-શક્તિ જેવુંજ છે; તેથી કંઈ ખરૂં જીવન પ્રાપ્ત થતું નથી કે દુઃખ નાશ પામતું નથી. તે કંઇ આપણને મુક્ત અને સ્વતંત્ર બનાવતું નથી. જીવન તો બીજમાંથીજ વિકાસ પામે છે, તે તો અંદરથીજ આવે છે, બ્હારથી નહિ. સત્ય એ એક જીવન્ત બીજ છે, એક નાનો ગર્ભ છે, તેમાં ચૈતન્ય છે માટે તે અંદરથીજ વિકાસ પામતું જશે. વિકાસને થોડો વખત લાગશે, પણ તે સત્ય જીવનજ થશે. અસત્ય જીવન થશે નહિ.

વિદ્યુત્-શક્તિદ્વારા મૃત શરીરના, હાથ, પગ, માથું હોઠ વગેરે હલાવીને અદ્ભુત ક્ષણિક પણ પરિણામ લાવી શકીશું; પરંતુ તેથી કંઈ તેમાં જીવન આવી શકવાનું નથી. આપણને તો જીવન જોઇએ છે, માટે રામનું એમ કહેવું છે કે:-"બીજારોપણ થવા દો, સત્યનું શ્રવણ થવા દો, સત્ય શું છે તે તમારા મનમાં ઠસાવા દો. વેદાંતનો પ્રસાર અને ઉપદેશ કરવા માટે તમારે પોતે પણ સત્ય શું છે તે જાણવુંજ જોઇએ, બીજારોપણ થયા પછી તો એના વિકાસ અને વૃદ્ધિ માટે તમારે ચિંતા કરવાની નથી. સત્ય પોતેજ પોતાની મેળે વૃદ્ધિ અને વિકાસ પામશે."

પૂર્વ કાળમાં કોઇ એક સાધુ હતા. તે સાધુનો એક શિષ્ય હતો તે અનન્ય નિષ્ઠાવાળો હતો. આ શિષ્ય દરરોજ તે સાધુનાં દર્શન કરવા જતો, એક પ્રસંગે એવું બન્યું કે એ સાધુ થોડા વખતને માટે બહારગામ ગયા. પાછા તે થોડા વખત પછી પોતાને સ્થાનકે આવ્યા; પરંતુ પેલો શિષ્ય તો જ્યારથી તે સાધુ ગામ ગયા ત્યારથી પાછો તે સાધુના દર્શનાર્થે આ-વ્યોજ નહિ. આથી બીજા લોકોએ તે સાધુ પાસે આવીને 'તમારો શિષ્ય તમારા ગયા પછી અત્યાર સુધી અહીં એકકે દિવસ આવ્યો નથી,' એમ કહીને તેના સંબંધમાં ટીકા અને ફરિ-યાદ કરી. સાધુ આ સાંભળીને હસી પડ્યા અને કહ્યું કેઃ-"ભાઇઓ, તમે એના દોષ શામાટે જુઓ છો? એના વિરૂદ્ધ ફરિયાદ શા માટે કરો છો? એને અહીં આવવાની શી જરૂર છે? આ શરીરને એણે શા માટે વળગી રહેવું જોઇએ? હું કંઇ આ શરીર નથી. હું આ જે કંઇ દેખાઉં છું તે નથી. જો તે શિષ્ય, હું આ શરીર છું અથવા હું આ જે કંઇ દેખાઉં છું તે છું, એમ માનતો હોય, તો તે પોતે પોતાનો ઘાતક છે. સત્ય આત્મા કે જે મારૂં સ્વરૂપ છે, દિવ્ય પરમ સામર્થ્ય કે જે હું છું, એ વાત તે શિષ્ય બરાબર જાણે છે. તેને મારા ઉપદેશ ઉપર પૂર્ણ નિષ્ઠા છે, અને તેથી તે મુક્ત બની પરમ સુખી થશે." વળી તે સાધુએ કહ્યું:-"કોઇ એક ઘોડીએ એકવાર ગર્ભ ધારણ કર્યો તોપછી તેને ઘોડા પાસે ફરીથી જવાની જરૂર રહેતી નથી. બીજારોપણ થઇ ચૂકયું છે તો વખત થતાં તે ઘોડી એક વછે-રાને જન્મ આપશેજ. હું એકવાર બીજને રોપું છું, તે પછી તે બીજના પરિણામ માટે ચિંતા કરતો નથી."

તમે સભાઓ મેળવવાની ચાલુ રાખો કે ન રાખો; રામના નામને યાદ કરો કે તેને તમારા પગ તળે કચરો; તેની સ્તુતિ કરો કે નિંદા કરો; તેમાં રામને કંઇ લેવા દેવા નથી.

જે સતત બીજારોપણ કરવામાં આવે છે તેનું અવશ્ય પરિણામ આવશેજ. વળી આ જગત અને એ જગતની અંદર જે કંઇ છે, તેના સંબંધમાં આપણે શામાટે ચિંતા કરવી જોઇએ? **જે ક્ષણે આપણે આ જગતના સુધારક તરીકે બહાર પડીશું, તેજ ક્ષણે આપણે આ દુનિયાને બગાડનાર તરીકે થઈશું. હે વૈદ્ય, તમે તમારી જાતનેજ નિરોગી બનાવો.**

વેદાંતની દ્દષ્ટિએ આખું વિશ્વ એ પ્રભુ રૂપજ છે અને સંપૂર્ણ છે, દિવ્ય સ્વરૂપ છે, મારૂં આત્મ સ્વરૂપ છે, તે **एकमेवाद्वितीयम्** છે. વસ્તુસ્થિતિ આમ છે છતાં જો હું સંસાર સુધારાની પદ્ધતિ પકડી, 'તમે સર્વે પગતળે કચરાઈ ગએલા છો, તમારી ક્ષુલ્લક ઇચ્છાથી તમે ક્ષુલ્લક અને દુઃખી છો,' એમ જે ક્ષણે માનું તેજ ક્ષણે હું તમને સુધારતો નથી, પણ અધમ બનાવું છું; કારણ કે આવી રીતે હું તમને સર્વેને મારાથી ભિન્ન માનું છું. વેદાંત કહે છે કેઃ–"સુધારાનો ઝુંડો લઇને ફરનારા હે સુધારકો! તમે આ દુનિયાને પાપી માનો છો, તમે આ દુનિયાને અધમ ગણી તેને નિંદો છો, પણ દુનિયા એટલી બધી કંગાલ શામાટે રહેવી જોઇએ કે તેને તમારી મદદ માગવી પડે! જીસસક્રાઈસ્ટે આવી આ દુનિયાને ઉદ્ધારવા અને જાગૃત કરવા પુરતો પ્રયત્ન કર્યો, પરંતુ દુનિયા તો જેની તેજ રહી, તે સુધરી નહિ. કૃષ્ણે આવી આ દુનિયાને માટે પોતાથી બનતું કર્યું. આ દુનિયાને માટે બુદ્ધ આવી ગયો અને બીજા ઘણા તત્ત્વવેત્તાઓ પણ આવી ગયા; પરંતુ દુનિયામાં હજી તેનું તેજ દુઃખ, ત્રાસ અને આપદા કાયમ છે. આપણે દુનિયા તેની તેજ જોઇએ છીએ. કોઈ રીતે હાલની દુનિયા પહેલાંના કરતાં વધારે સુખી છે ખરી? તમારી રેલ્વેગાડીઓ, તમારાં તારનાં યંત્રો, તમારાં વાતચિત કરવાનાં યંત્રો (ટેલીફોન), તમારી મહાન નૌકાઓ વગેરે તમારી સર્વ વૈજ્ઞાનિક શોધોવડે શું લોકો વિશેષ સુખી થયા? એતો એક અપૂર્ણાંક કે જેના અંશ અને છેદમાં વધારો કરવામાં આવ્યો છે તેના જેવું છે. તે અપૂર્ણાંક જૂદી રીતે દેખાય છે, તેમાં ઉમેરો થતો જણાય છે, પરંતુ વાસ્તવિક રીતે તે સરખા પ્રમાણમાં વધેલો તેનો તેજ અપૂર્ણાંક છે. **જો તમારી આવક અને મિલકત વધેલી હોય,** તો તેનીજ સાથે તમારી **ઇચ્છાઓ પણ વધેલીજ હોય છે.** આતો એક કૂતરાની પૂંછડી જેવું છે. કોઇ એક કૂતરાની પૂંછડી ઝાલી તેને તમે સીધી કરો પણ તેને જ્યાં સુધી ઝાલી રાખશો ત્યાં સુધીજ સીધી રહેશે; અને છોડી દેશો એટલે પાછી તે જેવી ને તેવીજ વાંકી રહેવાની. આ પ્રમાણે જે લોકો જનસમાજને સુધારવાની ઇચ્છાથી કટિબદ્ધ થાય છે, અને જગતમાં ચારે તરફ તેનો ઘોંઘાટ કરે છે, તેઓ પણ ખરેખર સ્વકલ્પિત ભ્રાંતિમાંજ પડેલા છે. હે યુવકો! યાદ રાખો કે જગતમાં કોઈ પણ સંસ્થા સ્થાપીને કામ કરો છો એ તમે મોટી ભૂલ કરો છો. તમારૂં ગુરૂત્વાકર્ષણનું મધ્યબિન્દુ તમારી બહાર ફેંકો નહિ. તમે તમારા સત્ય ઈશ્વરી સ્વભાવનો સ્વાનુભવ કરો. જે ક્ષણે તમે તમારા દિવ્ય સ્વરૂપમાં નિષ્ઠા પામશો, તેજ ક્ષણે જીવન, શક્તિ અને સામર્થ્યનું ઝરણ પોતાની મેળેજ તમારામાંથી વહેવા માંડશે. સત્યનો પ્રચાર કરવાનો આજ સત્ય રસ્તો છે."

આર્કીમીડીસ હંમેશાં એમ કહેતો હતો કે; "જો મને કોઇ બરાબર નિયત મધ્યબિંદુ માલૂમ પડે તો હું આખી પૃથ્વીને પણ ખસેડી શકું;" પરંતુ તે બિચારાને તેવું કોઇ મધ્યબિંદુ જડયું નહિ. આવીજ રીતે તમારી અંદર જે તમારૂં નિયત મધ્યબિંદુ છે; તેને તમે

હાથ કરો, તેનો તમે સ્વાનુભવ કરો. તમે દિવ્ય સ્વરૂપ દેવોના પણ દેવ, ન્યાયાધીશોના પણ ન્યાયાધીશ છો અને સર્વ સૌંદર્ય, સર્વ શક્તિ અને સર્વ સામર્થ્યના મૂળ રૂપ છો; એમ પ્રતીતિ કરો. તમે સમસ્ત વિશ્વના રાજાધિરાજ છો, એવો અનુભવ કરો. આવુંજ તમારૂં સ્વરૂપ છે, અને આ તમારા સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર એ પોતાની મેળેજ અખિલ વિશ્વ ઉપર વિજય મેળવશે, અને જગતને જીવન અર્પી તેને ખરે રસ્તે ચલાવશે.

વેદાંતના સિદ્ધાંત પ્રમાણે સૂર્યજ સર્વ ક્રિયાઓ કરે છે. તેજ અખિલ વિશ્વના સામર્થ્યનું અને જીવનનું મૂળ છે. સૂર્ય એ એક વેદાંતી છે અને રામે જે તમને ઉપદેશ આપ્યો છે તે ઉપદેશ પ્રમાણેજ તે પોતાની જીવનચર્યા ચલાવે છે. અખિલ વિશ્વને તે સર્વ જીવન અને સર્વ શક્તિ અર્પે છે. છતાં કર્ત્તાપણાની વૃત્તિ વિનાજ તે કામ કરે છે. તેની અંદર કોઈ પણ જાતની અહંતા નથી. તેની અંદર કોઈ પણ જાતનો સ્વાર્થીભાવ નથી. તેની અંદર કોઈ પણ જાતની ક્ષુદ્ર આત્મવડાઇ નથી. તે અખૂટ શક્તિથી ભરપૂર છે, સર્વ શક્તિ તે તેજ છે. સર્વ સામર્થ્ય, સર્વ પ્રકાશ અને સ્ફૂર્તિ તે પોતેજ છે.

જ્યારે તમે પ્રાતઃકાળમાં ઉઠો છો, અને સૂર્યનારાયણ ઉદય પામે છે, ત્યારે શું તે પોતાના આગમનના સંબંધમાં કોઇ ખાસ જાહેરાત કરે છે? શું તે તેને માટે કોઇ પણ જાતનું પુસ્તક કે કોઇ પણ જાતનું ચોપાનીયું બહાર પાડે છે? શું તે એવી કોઈ પણ જાતની ધાંધલ કરે છે? ના, જરાએ નહિ; પણ તમે જુઓ છો કે તેથી આ તમારૂં સર્વ જગત સચેત બને છે અને આ તમારી દુનિયામાં નવું ચેતન આવે છે. અહા! કેવી ધીમેથી, કેવી ક્રમે ક્રમે, કેવી ધીરે ધીરે પણ નિશ્ચિતપણે કુદરત જાગૃત થાય છે! નદીઓ જાગૃત થાય છે. નદીઓ (શીતપ્રધાન પ્રદેશમાં) રાત્રિએ ઠરી જાય છે; પરંતુ સૂર્ય આવી તેને ઉષ્ણતા-ચૈતન્ય આપે છે, અને તે ખળખળ વહેવા માંડે છે. સરોવર અને ઝરણાંઓને કાંઠે આવેલાં ગુલાબ અને બીજાં પુષ્પો તેનાં રમણીય અને રૂચિર કિરણોવડે વિકાસ પામે છે.

વળી મનુષ્યનાં નેત્રકમળ ઉઘડે છે, અથવા બીજી રીતે કહીએ તો મનુષ્યો જાગૃત થઇ જીવન અને પ્રવૃત્તિમાં જોડાય છે. પવન પણ જીવન અને પ્રવૃત્તિમય થાય છે. પક્ષીઓ કલરવ કરી ગીત ગાવા લાગે છે. પુષ્પો વિકાસ પામે છે. આ બધું કે જે સૂર્યવડેજ થાય છે તેને માટે તે કોઈપણ જાતનો યશ લેવા માગતો નથી. દુનિયામાં દરેક વસ્તુ તેની દ્વારાજ બને છે, કારણ કે તે કેવળ પોતાની ઉપરજ આધાર રાખે છે, તે પોતાની અંદર રહેલું જીવન ગાળે છે. આજ સત્ય છે. તમે પણ તમારૂં આંતર જીવન ગાળો. તમારી અંદર જે આત્મા રહેલો છે તેનો અનુભવ કરો. તમે પણ તેજના તેજ, દેવના પણ દેવ, ન્યાયાધીશના પણ ન્યાયાધીશ છો. ઓજસ, સૌંદર્ય અને બીજું જે કંઈ આ વિશ્વમાં છે તે બધું તમારા-વડેજ છે, એમ પ્રતીતિ કરો. આવું ભાન કરો, આવું ભાન કરો, એકવાર આવો આધ્યાત્મિક અનુભવ કરો, અને પછી જુઓ તેની યથાર્થતા!

લોકો બાળકને આનંદમાં રાખવા માટે શું કરે છે? બધી ભલી માતાઓ અને પિતાઓ, એ બધાં જાણે એ બાળકનાં શિષ્યજ બને છે. દરેકે દરેક જણ તે બાળકના ભણાવ્યા પાઠ ભણે છે. તેઓ બાળકની માફકજ વાતો કરવા લાગે છે, તેઓ બાળકની માફકજ નાચવા લાગે છે, તેઓ તે બાળકની માફક ચેષ્ટાઓ કરે છે, તે બાળક તેમના ખંધોલે સ્વાર થાય છે. આ નાનું જુલમગાર (!) બાળક નિર્દોષ જીવન ગાળે છે, સ્વતંત્રતાથી રહે છે અને કોઇથી

પણ બ્હીતું નથી. બચ બચ અવાજ કરતા તેના નાના નાના હોઠ, તમારા ડીમૉસ્થનીસ અને બર્ક કરતાં પણ વધારે આજ્ઞાકારક, અસરકારક અને ચલવનાર છે. બસ તેની ઇચ્છા પાર પડવીજ જોઇએ. આ નાનો સ્વતંત્ર મુખત્યાર કે જેનું શરીર ઘણુંજ નાજુક, હાથપગ ઘણાજ કોમળ અને અલ્પ છે, તેને પોતાની અંદર વિશ્વાસ છે, માટે તેની ઇચ્છા પાર પડવીજ જોઇએ. તે તેની દુર્બળતામાં પણ બળવાન છે. તેને પોતાની અંદર પૂર્ણ શ્રદ્ધા હોવાથી તે કદી નમ્યું આપતો નથી. વૃદ્ધ માબાપ આ સ્વેચ્છાચારી બાળકના હિતને અર્થે પોતાની માલમિલકત વગેરે સર્વસ્વનો ભોગ આપી દે છે, અને જે મનુષ્ય તેની આજ્ઞા પ્રમાણે વર્તતો નથી તે પોતાનું દુર્ભાગ્ય સમજે છે. બાળકની અંદર રહેલી શક્તિનું રહસ્ય તેજ વેદાંત છે. તેને માટે દુનિયા એ દુનિયા નથી, તેને મન જગતનું ડહાપણુ એ ડહાપણ નથી, તેને પરમાનંદ અને સર્વ શક્તિ સિવાય બીજું કંઇએ નથી. સર્વ શક્તિ આ નિર્દોષ અને પ્રિય બાળકની અંદર છે; અને આ બાળકના વિજયનું રહસ્ય તે આજ છે.

આજ પ્રમાણે તમે પણ વેદાંતનું જીવન ગાળો, અને પ્રતીતિ કરો કે તમે સર્વશક્તિમાન વિશ્વેશ્વર, માલીકના માલીક, દેવના દેવ, આ બ્રહ્માંડમાં રહેલા સર્વ ભૂત-પ્રાણીઓના પ્રણેતા અને નિયામક છો. તમે એવું ભાન અને સ્વાનુભવ કરો કે "હું સત્ય સ્વરૂપ છું," આવી રીતે પ્રતીતિ કરી તે પ્રમાણે તમે તમારૂં જીવન ગાળો, અને પછી જોશો કે તમારી પાસે કેટલા બધા શિષ્યો આવે છે! કોઇ પણ જાતની જાહેરખબર આપ્યા વગર, કોઇ પણ મ્હોટા માણસની મહેરબાની ઇચ્છિયા વગર, કે કોઇ પણ વર્તમાનપત્રકારોની કૃપાની વીનવણી કર્યા વગર બાળકોને શિષ્યો મળે છે. જે કોઇ બાળકના તરફ જુએ છે તે બધાએ બાળકના શિષ્ય-અનુયાયી બને છે. શું આ સત્ય નથી?

વેદાંતના સિદ્ધાંત અનુસાર જીવન ગાળો એટલે પછી જોઇએ એટલા લોકો તમારૂં કહેવું શ્રવણ કરશે. ચંદ્ર ઉદય પામે છે ત્યારે હજારો લોકો ચાંદનીનું સુખ ભોગવવાને માટે ચારે તરફથી નિકળી આવે છે. હિંદુસ્તાનમાં એક બીજને દહાડે બધા લોકો પોતાના ઘરની બહાર આવી ઉદય પામતા નૂતન ચંદ્રનાં દર્શન કરી તેની દિવ્યતાની માનસિક રીતે પૂજા કરે છે. તે દિવસે લોકો સારૂં સારૂં ખાય છે, પોતાના મિત્રો અને સગાંવહાલાંને મળી આનંદમાં પોતાનો દિવસ નિર્ગમે છે.

તમારા હૃદયમાં આવા ચંદ્રનો ઉદય થાઓ, અને Modus operandi (કાર્ય કરવાની પદ્ધતિ) માટે જરી પણ તમે શ્રમ લેશો નહિ. સાધન અને પદ્ધતિ તો ઉલટાં તમને શોધતાં શોધતાં આવશે, **અને તે તમને અવશ્ય શોધતાં આવવાંજ જોઇએ.** જ્યારે કોઇ ગુલાબ ખીલે છે, ત્યારે મધમાખીઓની જરી પણ ખોટ જણાતી નથી. જ્યાં મધ છે, ત્યાં કીડીઓ અવશ્ય તેને શોધતી શોધતી આવવીજ જોઇએ. તમારા હૃદયમાં મધ બનાવવાનીજ માત્ર તમે દરકાર રાખો.

તમારી અંદર જ્ઞાનનાં પ્રફુલ્લ ગુલાબ પુષ્પો ખીલવો. આવું થતાંજ તમે સર્વસંપન્ન થશો, તમને કશાની પણ ન્યૂનતા જણાશે નહિ. તમને કશાની પણ જરૂર હોય, તો તે તમારી અંદર રહેલી દિવ્યતા અને તે દિવ્યતાના સાક્ષાત્કારની છે. જો તમે એમાં પાછા પડશો તો દરેકે દરેક વસ્તુ તમારી પાસેથી જતી રહેશે.

જ્યારે તમે તમારી અંદર રહેલી તમારી દિવ્યતાનો બરાબર કબજો મેળવશો, તેની બરાબર પ્રતીતિ કરી તે પ્રમાણે જ્યારે તમે તમારૂં જીવન ગાળશો, ત્યારે આ અલક-દુનિયા

એક ગેલ કરતા અને પગ ચાટતા કૂતરાની માફક તમારી ખુશામત કરવા લાગશે. તમારે તેની પાછળ જવું પડશે નહિ. સર્વ શક્તિનું રહસ્ય તમારી અંદરજ છે. બીજે કોઈ પણ સ્થળે નથી.

અહીં કેલીફૉર્નિઆમાં શાસ્તા નામના ઝરાઓ છે, કે જેનું પાણી ઘણુંજ સરસ હોવાથી દરેક જણ ત્યાં જવા ઇચ્છે છે. એ શાસ્તાના ઝરાઓને પોતાને ત્યાં આવનારાઓ માટે કોઇ પણ જાતનો ઢંઢેરો પીટાવવાની કે જાહેરખબર ફેલાવવાની જરૂર નથી. લોકો પોતાની મેળે તેને શોધી કાઢશેજ.

જે ક્ષણે જ્ઞાન, જીવન, પ્રેમ અને પવિત્રતાનાં નિર્મળ અને નૂતન ઝરણાંઓ તમારા હૃદય-પ્રદેશમાંથી ખળખળાટ વહેવા લાગશે, તેજ ક્ષણે જાણે કે શાસ્તાના ઝરાઓ તમને પ્રાપ્ત થયા હોય તેની માફક પ્રેક્ષકો અને લોકો તમને શોધતા આવશે. આ એક નિત્ય અને અચળ નિયમ છે. માત્ર જરૂરની વસ્તુ એ છે કે તમારી અંદર તે ઝરણાંઓ વહેવાં જોઇએ, આમ થયા પછી જો તમે એકજ સ્થળે રહેશો તોપણ લોકો તમારી પાસે આવશે, અને વિચરતા રહેશો તોપણ શોધતા શોધતા તમારી પાસે આવશે; માત્ર તમારામાં સત્ય અને ધર્મનો પ્રાદુર્ભાવ થએલો હોવો જોઇએ. તે ઝરણાંઓ પ્રાપ્ત કરવાનો સર્વ પ્રયાસ તમારી અંદર નિર્મળ અને નૂતન દિવ્યતાનું સ્ફુરણ કરવા માટેજ છે.

કૅંટ ( Kant ) ના સંબંધે એવું કહેવાય છે કે તે ક્યારે જન્મ્યો તે વાત તે પોતે જાણતો નહોતો પણ પૃથ્વીના સર્વ લોકો તેને જાણે છે. માત્ર એકજ સ્થળે રહેવામાંજ કંઈ વિજયનું રહસ્ય રહેલું નથી. બસ એકવાર આધ્યાત્મિક શક્તિ પ્રાપ્ત કરો, પછી તમે સોફા–કૉચ ઉપર પણ અઢેલીને સૂઇ શકશો અને દુનિયા જો તમારી પાસેથી સત્ય જાણવા ન આવે તો તે તેનું દુર્ભાગ્ય છે.

જ્યારે મૅજીસ્ટ્રેટ કચેરીમાં આવી પોતાના આસન ઉપર બેસે છે; ત્યારે વાદી, પ્રતિવાદી, વકીલ ને સાક્ષી, એ બધા પોતાની મેળેજ ત્યાં હાજર થઈ જાય છે. મૅજીસ્ટ્રેટને તેમને બોલાવવા જવાની જરૂર પડતી નથી, કે કચેરીમાં ખુરશીઓ ગોઠવવાની કે કોર્ટમાં પડદા નાખવાની માથાફોડ કરવી પડતી નથી, આ બધું તો બીજા લોકો પોતાની મેળેજ કરી લે છે.

રામ કહે છે કે તમે આ સ્વર્ગના રાજ્યનો કબજો મેળવો, તમે તમારી અંદર રહેલા ઐશ્વર્યસંપન્ન રાજાધિરાજને ઓળખો. હે પરમ ઐશ્વર્ય ! હે પરમ દિવ્યતા ! હે મનુષ્ય ! તું તારા ગૌરવમાં ચાલ; તું એક રાજા છે, તું તારી પ્રભુતામાં ચાલ; તું તારા ઐશ્વર્યમાં ચાલ; કારણ કે તું ઈશ્વર છે. તારી વ્યાપારી પ્રવૃત્તિ, તારો પોશાક, તારી આગગાડીની મુસાફરી, તારી મીલકત, તારૂં ઘર વગેરે આ બધી વસ્તુઓ માટે તું જરી પણ માથાફોડ કરીશ નહિ; તે તો બાહ્ય જગતનું કામ છે. તે તો બાહ્ય શક્તિઓનું કામ છે.

આવ, તારા ઐશ્વર્યનું, તારી દિવ્યતાનું ભાન કર. તું સૂર્યોનો સૂર્ય છે એમ અનુભવ કર; એટલે ચંદ્ર, તારાઓ અને ફીરસ્તાઓ તારી હજુરમાં રહી તારી સર્વ જરૂરીઆતો પૂરી પાડશે, અને તેઓએ તેમ કરવુંજ જોઇએ, કારણ કે એ સૃષ્ટિનો નિયમ છે. આ સત્ય છે, અને વેદાંત વિજયના એક રહસ્ય તરીકે તેનું પ્રબોધન કરે છે.

જે ક્ષણે તું તારી દિવ્યતામાં સ્થિત થાય છે, જે ક્ષણે તું તારા સત્ય સ્વરૂપની પ્રતીતિ કરે છે, જે ક્ષણે તું તારા સત્ય આત્માનું ભાન કરે છે, તેજ ક્ષણે તારી શક્તિ મહાન થાય છે, તેજ ક્ષણે આ દુનિયા તારી કૃપાની યાચના કરે છે.

લોકો એમ માને છે કે કૃત્રિમ કાયદા કાનુનો, સર્વશક્તિપ્રદ (!) દ્રવ્ય, સગાંવ્હાલાં, નોકરો, મિત્રો અને મદદ ઉપર વિજયનો આધાર રહેલો છે; પરંતુ લોકોની આમાં મોટી ભૂલ છે. અરે આથી તો ઉલટો તેઓ વિનાશનોજ માર્ગ ખુલ્લો કરે છે.

લોકોના આવા પ્રયત્નો તે ચંડોળ પક્ષીને કૃત્રિમતાથી ગીત ગવડાવવા જેવા છે. એક કબુતરનો દાખલો લ્યો, તે કબુતરને હિમાલયમાં આવેલા એક ઉંચા સરૂ નામના ઝાડની ટોચ ઉપર બેઠેલું ધારો. ત્યાં બેસતાં તે કબુતરને પોતાની મેળેજ ગાવાની વૃત્તિ થશે અને તે તરતજ પોતાનો મધુર સ્વર કાઢશે. હિમાલય પર્વતની રમણીય ઉંચી ટેકરીઓ ઉપર આવેલા ગુલાબ ઉપર બેઠેલું ચંડોળ પક્ષી પણ રસિક મધુર સ્વર કાઢે છે. એજ પ્રમાણે રામનું કહેવું પણ એજ છે કે જ્યારે તમે સ્વાનુભવના રમણીય પર્વતો ઉપર બેસશો; જ્યારે તમે તમારી દિવ્યતામાં દઢ નિષ્ઠા પામશો; ત્યારે તમારી દિવ્યતામાંથી આપોઆપજ તમારાં સર્વ કાર્યો, તમારૂં ઉન્નત જીવન, તમારૂં પુનીત વર્તન, અને તમારાં ઉમદાં કર્મોનું સ્ફૂરણ થવા લાગશે અને તે :પોતાની મેળેજ એક નદીની માફક, સ્ફુરીને, વહીને ચારે તરફ પ્રસરશે. સત્ય અથવા દીવ્યતાના પ્રચારનો આજ ખરો માર્ગ છે.

સુધારકો, કાયદા કાનુનો સ્થાપીને મહાન તેજસ્વી પુરૂષો ઉત્પન્ન કરવા માગે છે; અને પાછા પોતેજ તે લોકોના પરીક્ષક બને છે! આવો પ્રકાર કેવળ અસ્વાભાવિક છે. તે કેવળ અયોગ્ય છે.

લોકો કહે છે, "અરે! પણ અમે તો અનુભવ મેળવવા માગીએ છીએ;" પરંતુ રામ કહે છે કે, "ભાઈ, અનુભવ ક્યાંથી આવવાનો છે?" આમ જુઓ, બાહ્ય ક્રિયાઓથી પ્રાપ્ત કરવાનો આ અનુભવ કૃત્રિમપણે ચંડોળ પક્ષીને ગવડાવવા જેવો છે. ચંડોળ પક્ષીનો કંઠ પકડવાથી કંઈ તેનું મધુર ગીત આપણે સાંભળી શકીએ નહિ, તેને આપણે કહી શકીએ કે, "હે ચંડોળ પક્ષી, અહીં આવ, અને તું તારૂં મધુર ગીત ગા." જે વખતે ચંડોળ પક્ષી અથવા કબુતર છુટાં હોય છે, તેજ વખતે તેઓ ગાવા લાગે છે, અને પોતાનો મધુર ધ્વનિ કાઢવો શરૂ કરે છે. માટે તમે પણ જે પળે તમે તમારા કેંદ્રમાં સ્થિત થએલા હશો, જે પળે તમારી દિવ્યતામાં નિષ્ઠા પામીને રહેલા હશો, જે પળે તમારા ઐશ્વર્યમાં દઢતા પામીને રહેલા હશો, જે પળે તમારા સ્વરૂપના સાક્ષાત્કારની ઉંચી ટેકરીઓએ પહોંચશો, તેજ ક્ષણે તમારા ઉમદા અનુભવો, તમારાં પરાક્રમ એ સર્વ ઉંચે ઝાડ ઉપર બેઠેલા ચંડોળ પક્ષીના મધુર ગીતની માફક, પોતાની મેળેજ સ્ફૂરી આવશે, આજ સત્ય માર્ગ છે.

એક લોહચુંબક પત્થરને એક લોખંડનો કકડો લગાડશો એટલે તે કકડો પણ લોહચુંબક બની જાય છે, અને લોખંડના બીજા કકડાને આકર્ષી શકે છે; પણ તેને લોહચુંબકથી છુટો પાડશો એટલે તેની શક્તિ નાશ પામશે. તેવીજ રીતે આપણે ક્રાઈસ્ટનો દાખલો લઈએ. તે ઘણોજ પવિત્ર મનુષ્ય હતો, પરંતુ તે પ્રથમ કેવો હતો? જીવનમાં પ્રથમ ત્રીસ વર્ષો સુધી તો તે આ લોખંડના સાધારણ નાના કકડા સમાનજ હતો, તેને કોઈ પણ ઓળખતું પણ નહોતું. તે એક સુતારનો છોકરો હતો, તેની બાલ્યાવસ્થામાં તે ઘણોજ ગરીબ હતો. એક અપ્રસિદ્ધ માતાના આ બાળકને, તે વખતે, કોઈ પણ ગણતું નહિ; પરંતુ તે પછી તે લોહનો કકડો, તે સત્ય સ્વરૂપ આત્મા કે જે સર્વ આકર્ષણનું મૂળ, સર્વ જીવન અને સર્વ

શક્તિનું કેંદ્ર એવું લોહચુંબક છે, તેની સાથે જોડ્યો, તેની સાથે તેણે પોતાનો યોગ કર્યો, ઐશ્વર્ય, સત્ય, સામર્થ્ય અને એ સર્વના પ્રત્યક્ષ સંબંધમાં તે આવ્યો. આથી તે લોહનો કકડો લોહચુંબકજ બની ગયો, તેનામાં લોહચુંબકની શક્તિ આવી અને બીજા લોહના કકડારૂપી લોકો તેની તરફ આકર્ષાયા. શિષ્યો અને બીજા ઘણા લોકો તેની તરફ ખેંચાઈને આવવા લાગ્યા. તેઓ સ્વાભાવિક રીતેજ તેને નમન કરવા લાગ્યા. પોતાના જીવનનો અવસાન કાળ આવતાં એ ક્રાઈસ્ટના દેહનો લોહના કકડાનો–આત્મા સાથેનો–લોહચુંબક સાથેનો–સંબંધ છુટી ગયો. પછી શું થયું? જે લોહના કકડાઓ તેને વળગેલા હતા તે બધા તેનાથી છુટી ગયા, બધા શિષ્યો તેને છોડી જતા રહ્યા. જેરૂસલમના જે લોકો પ્રથમ તેને ચાહતા હતા, અને પૂજતા હતા; જેઓ તેને પ્રથમ રાજાની માફક સન્માન આપતા અને તેના માનમાં પોતાના શહેરને શણગારતા હતા; તેઓ બધાજ તેને તજીને ચાલતા થયા. જેવી રીતે પેલો લોખંડનો કકડો લોહચુંબકથી દૂર ખસે અને તેની શક્તિ નાશ પામે; તેવી રીતે તેની શક્તિ પણ નાશ પામી ગઈ, હવે તેની અંદર લોહચુંબકના ગુણો રહ્યા નહિ. તેના શિષ્યોએ–અગીઆર જણે તેનો ત્યાગ કર્યો, અને લોકો એટલા બધા તેનાથી બિમુખ થયા કે તેઓએ તેના ઉપર વેર લેવાનું ધાર્યું. છેવટે તેઓએ તેને ક્રૉસપર–ફાંસીને માચડે ચઢાવ્યો. અંતે ક્રાઈસ્ટના મુખમાંથી નીચે પ્રમાણે શબ્દો નીકળ્યાઃ–“હે પિતા! તેં મને કેમ તજી દીધો છે?” આ બતાવી આપે છે કે આ વખતે તેનો આત્મા સાથેનો સંબંધ છુટી ગયો હતો. ક્રાઈસ્ટનું જીવન આપણને શું શીખવે છે, તે તરફ તમે ધ્યાન આપો. તે આપણને શીખવે છે કે ક્રાઇસ્ટના સર્વ ગુણ અને સર્વ શક્તિ તેના સત્ય આત્મારૂપી લોહચુંબક સાથેના સંબંધમાંજ રહેલાં હતાં. હવે આ ક્રાઈસ્ટે પોતાના મૃત્યુ પહેલાં આત્મા સાથે ફરીથી યોગ સાધ્યો. તમને ખબર છે કે જ્યારે ક્રાઇસ્ટને ફાંસીએ ચઢાવવામાં આવ્યો, ત્યારે તે મરી નથી ગયો. આ સત્ય હકીકત છે, અને તેને સાબીત કરી શકાય એમ છે. તે વખતે તે સમાધિની સ્થિતિમાં હતો. આ સ્થિતિ એવા પ્રકારની છે કે, જે સ્થિતિમાં પ્રાણ વગેરેની સર્વ ક્રિયાઓ બંધ થઈ જાય છે. એ સ્થિતિમાં નાડી ચાલતી નથી, લોહી રક્તવાહિનીમાં વહેતું નથી, પ્રાણ હોવાનું કોઈ પણ ચિહ્ન જણાતું નથી, અને દેહ જાણે Crucified મૃત થઈ ગયો છે એવી અવસ્થા થાય છે. ક્રાઇસ્ટ ત્રણ દિવસ સુધી તેવી સમાધિની અવસ્થામાં હતો, અને ત્યાર પછી પાછો તે યોગીની માફક સજીવન થઈને ત્યાંથી નાસી છુટી કાશ્મીરમાં રહેવા આવ્યો હતો. રામ કાશ્મીરમાં રહેલો છે અને તેણે ક્રાઈસ્ટની ત્યાં રહેવાની ઘણી નિશાનીઓ જોયેલી છે. તે વખત સુધી કાશ્મીરમાં કોઇ પણ ખ્રિસ્તી જાત નહોતી. ત્યાં તેના નામની ઘણી જગ્યાઓ છે કે જ્યાં ખ્રિસ્તી લોકો પહેલાં કદિ આવ્યા નહોતા. ત્યાં જે જે તરફનાં શહેરોમાં તે ગયો છે તે તે શહેરોનાં નામ જેરૂસલમનાં કેટલાંક નામોના જેવાંજ પડયાં છે. ત્યાં એક બેહજાર વર્ષ ઉપરની કબર છે. તે ઘણી પવિત્ર ગણાય છે, અને તે “ઇસાહની કબર” એવા નામથી ઓળખાય છે. ઈસાહ એ નામ હિંદુસ્તાની ભાષામાં ક્રાઈસ્ટનું છે; અને એ ઈસાહનો અર્થ રાજા થાય છે. હિંદુસ્તાન કે જ્યાંથી તેણે પ્રથમ ઉપદેશ લીધો હતો, તેજ હિંદુસ્તાનમાં તે પાછો આવ્યો હતો તે સાબીત કરી આપવા માટે આવા ઘણા મુદ્દાઓ છે.

વળી હિંદુસ્તાનના લોકો પાસે એવો એક ચમત્કારી મલમ છે કે જે મલમ ક્રાઇસ્ટના મલમની નામે ઓળખાય છે; અને જે લોકો આ મલમ બનાવે છે તેઓ એવી વાત કરે

છે કે ક્રાઇસ્ટ ફરીથી જીવતો થયો ત્યાર પછીથી દરેક જાતના ઘા રૂઝાવવાને અર્થે તે આજ મલમ વાપરતો; અને ખરેખર આ મલમ આશ્ચર્યકારક રીતે દરેક જાતના ઘા રૂઝવી પણ નાખે છે.

તે ત્યાં ગયો હતો તે બતાવવાને ઘણાજ પુરાવા છે, પણ અત્યારે રામ તે સવિસ્તર કહેશે નહિ. રામ અત્યારે તો તમને એ કહેવા માગે છે કે ક્રાઇસ્ટે જ્યારે પોતાના દેહને દિવ્યતા રૂપ-લોહચુંબક સાથે જોડયો, ત્યારે આખી દુનિયા તેના તરફ આકર્ષાઇ હતી. એ દિવ્ય સ્વરૂપ સાથેનો તેનો સંબંધ શાથી છુટયો હતો, તેનાં ઘણાં કારણો છે. એક તો બાહ્ય-અસર એટલે લોકો સાથે હદ ઉપરાંત સંસર્ગ રાખવો; અને ઉચ્ચ આધ્યાત્મિક જીવનમાંથી ઘણીવાર વિમુખ રહેવું. આ સર્વ બાબતોને લઇને તે ઉચ્ચ સ્થિતિમાંથી આપણો અધઃપાત થાય છે. તમને એ વિદિતજ છે કે ક્રાઇસ્ટ વસતીનો ત્યાગ કરીને પર્વતોમાં-અરણ્યમાં ગયો હતો, અને પોતાના એક શિષ્યને તેણે કહ્યું હતું કે; "મારી શક્તિનો નાશ થતો હોય એમ મને લાગે છે, મને કોણ સ્પર્શ કરી ગયું છે?" લોકોના સંબંધમાં બહુ વખત રહેવાથી અને આધ્યાત્મિક સ્થિતિના શિખરેથી બહુ વાર નીચે રહેવાથી ઉપર જણાવ્યા પ્રમાણે તે આ-ધ્યાત્મિક જીવનથી વિમુખ થઈ ગયો હતો. આ કેવળ માનુષિક અને સ્વાભાવિક છે. ક્રાઇસ્ટના અપરાધો પણ તમને ફાયદો કરે છે. દરેક પુરૂષનું જીવન જો યથાર્થ રીતે વાંચવામાં આવે તો તેથી ઘણો લાભ થાય છે. ક્રાઇસ્ટના જીવનની માફક કોઇનું પણ જીવન યથાર્થ રીતે વાંચવાથી તમને ઘણો લાભ થશે. રામ કહે છે કે જે ક્ષણે તમે આત્માથી વિમુખ થાઓ છો, તેજ ક્ષણે તમે હતા નહોતા થઇ જાઓ છો. તમારા દિવ્ય સ્વરૂપમાં તમે રહો. તમે તમારા દિવ્ય સ્વરૂપ સાથે એકતા પામો. એ ઉચ્ચ સ્થિતિમાંથી તમે નીચે આવશો નહિ. એ સત્યનો તમે સ્વાનુભવ કરો, અને જેવી રીતે પેલો લોખંડનો કકડો લોહચુંબક બને છે, તેવી રીતે તમે પણ લોહચુંબક થશો. જેવી રીતે નાના બાળકના સંબંધમાં બને છે, તેવીજ રીતે તમારૂં શરીર સચેત બને છે. તમારૂં માંસ, તમારાં આંસુ કહો કે અશ્રુપ્રવાહ આ બધુંજ સચેત બને છે.

આવી રીતે જો તમે તમારા દિવ્ય સ્વરૂપ સાથે અભેદભાવ સાધ્યો તો તમે પવિત્ર છો, તમે લોહચુંબકના સંસર્ગથી લોહચુંબક છો. આ પ્રમાણે આપણે સર્વ શક્તિનું સત્ય મૂળ, સત્ય કારણ અને સત્ય રહસ્ય જાણ્યું છે; પરંતુ લોકો તેને કંઈક બીજુંજ સમજે છે. બા-ળકની અંદર તેનું ખરૂં બળ પોતાના સત્ય આત્માની, પોતાના સત્ય સ્વરૂપની પ્રતીતિમાંથી આવે છે; પરંતુ લોકો તેની સર્વ મહત્તા તેના શરીરનેજ લગાડે છે, અને તે બાળકના જીવ-નમાં તેની શક્તિના ખરા મૂળને ખીલવવાને બદલે તે બાળકના જીવનને કચડી નાખે છે.

ક્રાઇસ્ટનું જીવનચરિત્ર વાંચો, અને ક્રાઇસ્ટે જેવી રીતે પોતાનું જીવન ગાળ્યું તેવી રીતે તમે પણ તમારૂં જીવન ગાળો. તમે ક્રાઇસ્ટના દેહ ઉપર આધાર રાખશો નહિ, પરંતુ ક્રાઇસ્ટનો આત્મા કે જે તમારો પણ આત્મા છે, તેના ઉપરજ આધાર રાખજો. ક્રાઇસ્ટ થવાનો સત્ય માર્ગ આજ છે.

વેદાંત કંઈ ફક્ત હિંદને માટેજ નથી; તે હિંદુઓ માટે તેમજ ખ્રિસ્તિઓ માટે પણ છે. વેદાંતના મત પ્રમાણે ક્રાઇસ્ટના નામે મનુષ્યનો ઉદ્ધાર થતો હોવાના સિદ્ધાંતનો કેવી રીતે ખુલાસો કરવામાં આવે છે? એક દૃષ્ટાંતદ્વારા આનો ખુલાસો કરી શકાશે. એક અજ્ઞાન માતાએ

પોતાના બાળકને બ્હીક બતાવી એવું ઠસાવ્યું હતું કે, પાસેના ઓરડામાં એક જબરૂં ભયંકર ભૂત રહે છે; તેથી તે બાળક તે ઓરડામાં જતાં બહુજ બ્હીતું અને ગભરાતું હતું. એક દિવસે સાંજરે તે બાળકનો બાપ પોતાની ઑફિસમાંથી ઘેર આવ્યો અને તે ઓરડામાંથી કંઇક વસ્તુ તેને તે વખતે જોઇતી હતી તે લાવવાને તે બાળકને કહ્યું. તે બાળકની અંધારા ઓરડામાં જતાં હિંમત ચાલી નહિ, અને તેણે કહ્યું કે; "તે ઓરડામાં એક જબરૂં ભૂત છે, તેથી ત્યાં જતાં મને બહુ બ્હીક લાગે છે." બાપે કહ્યું કે; "ના, ના, ભાઈ, ભૂતબૂત કંઇએ નથી, તને ત્યાં કોઇ પણ ઈજા કરશે નહિ;" પણ બાળક ત્યાંથી જરી પણ ખસ્યું નહિ. બાપ ઘણો ડાહ્યો હતો, તેથી તેણે બાળકની આ ભ્રાંતિ દૂર કરવાની એક યુક્તિ શોધી કાઢી. તેણે પોતાના ચાકરને બોલાવીને કાનમાં કંઇક કહ્યું. નોકર તે ઓરડાની બહાર જઇને પાછલે બારણેથી તે ભૂતવાળા ઓરડામાં પેઠો, અને એક ઓશીકું લઇ તેના એક ખૂણા ઉપર એક કાળા લૂગડાનો કકડો ઢાંકયો અને પછી તે ઓશીકાના એક ખૂણાને તે ઓરડાની એક બારીના બાકોરામાં દાખલ કર્યો, અને તેને એવા આકારમાં ગોઠવ્યું કે તે ભયંકર દેખાય. તે પછી બાપે તે ઓશીકાનો ખૂણો કે જે બહાર દેખાતો હતો, તે બતાવીને કહ્યું કે આ ભૂતનો કાન છે. બાળકની કલ્પનાશક્તિ ઘણી તેજ હતી, તે એકદમ બૂમ પાડી બોલી ઉઠયો કે; "ખરૂં ખરૂં, એ ભૂતનોજ કાન છે. મેં નહોતું કહ્યું કે આ ઓરડામાં ભૂત રહે છે, અને હવે તે આપણને ખરેખાત જણાયું." બાપે કહ્યું; "ભાઇ, તારૂં કહેવું ખરૂં છે, પણ તું બહાદૂર અને મજબૂત થા; આ લાકડી તારા હાથમાં લે અને ચાલ તેને મારી કાઢીએ." તમે જાણો છો કે બાળક ઘણાં બહાદૂર હોય છે. તેઓ ઘણાં હિંમતબાજ હોય છે. પછી તે બાળકે પોતાના પિતાની એક ફક્કડ લાકડી હાથમાં લીધી અને તેને જોરથી લગાવી. તેનો અવાજ થયો, તેની સાથે એક તીણી બૂમ પણ સંભળાઇ, અને તે નોકરે તે અંધારા ઓરડામાં તે છોકરાએ માની લીધેલો તે ભૂતના કાન જેવો ભાગ પાછો ખેંચી લીધો. આ જોઈ બાળકને ઘણો આનંદ થયો, અને તે હિંમતથી બોલી ઉઠયો કે; "મેં કેવું તે ભૂતને મારી કાઢયું છે!" બાપે તેને શાબાશ કહી પીઠ ઠોકી. તેને જરા વખાણ્યો, પુલાવ્યો, અને પછી કહ્યું કેઃ-મારા વ્હાલા બાળક, તું ઘણોજ બહાદૂર છે; પરંતુ બાપ જ્યાં આ પ્રમાણે બાળકને કહે છે એટલી વારમાં તો વળી તે ઓરડાના બારણા વચ્ચેની ફાટમાં તે ભૂતના બે કાન દેખાયા. બાળકને ખૂબ જુસ્સો ચડયો અને તે ભૂત તરફ દોડી જઇને તે માની લીધેલા ભૂતના માથા ઉપર તેણે તે લાકડીના ફટકા ઉપર ફટકા માર્યા, વારંવાર તેણે લાકડી માર્યા કરી, અને અંદરથી બૂમ પણ સંભળાતી ગઇ. થોડી વાર પછી બાપે કહ્યું; "ભાઈ હવે રહેવા દે, ભૂત બિચારૂં મારથી બૂમેબૂમ પાડે છે. શાબાશ, તેં ભૂતને મારી કાઢયું છે અને તું જીત્યો છે." છતાં બાળક તો લાકડી ઉપર લાકડી માર્યાજ કરતો હતો. પછી તેના બાપે તે ઓશીકું બ્હાર ખેંચી કાઢયું અને બૂમ પાડી બોલી ઉઠયો; "શાબાશ છે તને, તેં તો ભૂતને મારી મારીને ઓશીકુંજ બનાવી દીધું." બાળકને આથી ઘણો આનંદ થયો, અને આ બધી બીના ખરી છે એમ તેને જણાયું. એ ભૂત અને તેનો વહેમ જતો રહ્યો અને તે બાળક નિર્ભય બન્યો. તે હર્ષમાં કૂદવા લાગ્યો, નાચવા લાગ્યો, અને ગાતો ગાતો બહાર ગયો; અને પછી તે ભૂતવાળા ઓરડામાંથી બાપ જે જે મંગાવે તે તે આણી આપતો હતો. શું કોઇ ડાહ્યો બાપ આવી જાતનો ઉપાય કોઈ ઉમ્મર લાયક છોકરાને માટે કરશે? ના, કદિએ નહિ. એ ઉપાય તો નાના બાળક માટેજ યોગ્ય છે; મોટી ઉમ્મરનાને કામનો નથી. આપણે પણ જો આપણને વખત મળે તો દરેક બાળકની અંદર જે ભૂતના વિચારો અને તરંગો હોય છે તેને દૂર કરી શકીએ.

હવે તમે બરાબર ધ્યાન આપજો. ઉપર કહેલા પ્રશ્નના સંબંધમાં વેદાંત એવું સમાધાન કરે છે કે, જેવી રીતે ભૂતવાળા ઓરડાની બાબતમાં બાળકે ઓશીકાને લાકડીઓ મારીને કંઇ ખરા ભૂતને કાઢયું નહોતું. ભૂતને હાંકી કાઢવાનો ખરો ઉપાય કંઈ ઓશીકાને લાકડીઓ મારવી એ નહિ હતો; પણ એ ઓરડામાં ભૂત નથી એવો બાળકના વિશ્વાસમાં ફેરફાર કરવો એ હતો. બાળકને ખાત્રી કરી આપવાની હતી કે ભૂત છેજ નહિ. તે ઓરડામાં ભૂત તો તે બાળકની કલ્પનાથીજ ભરાયું હતું. એમાં માત્ર મિથ્યા કલ્પનાજ કારણભૂત હતી અને એ કારણભૂત મિથ્યા કલ્પનાનોજ નાશ કરવાની જરૂર હતી; પરંતુ પુખ્ત ઉંમરના લોકોની કલ્પનાનો તો કોઈ બીજીજ રીતે નાશ કરી શકાય. લોકોનું એવું માનવું છે કે અમે અધઃપતન પામ્યા છીએ; અમે સ્વભાવેજ પાપી છીએ; અમે ઘોર નરકના દ્વારમાંજ છીએ કે જે અમારા આવવાની રાહ જોયા કરે છે; અમારા પાપનો પોટલો એટલો બધો મોટો છે કે જે અમને કચડી નાખે; આદમના અપરાધથી અમારો સ્વભાવજ પાપાત્મક થયો છે; અમે સ્વભાવેજ પાપી, સંસારી, દીન અને નિર્બળ પ્રાણી છીએ. ( આ મારે સ્પષ્ટ કહેવું પડે છે, તેને વાસ્તે કૃપા કરી તમે રામને ક્ષમા આપશો. ) બાઇબલનો એક ભાગ, ‘ મનુષ્ય પાપી છે ’ એવું લોકોને માનવાનું કહે છે. એ બાઇબલના “ જુના કરાર ” નામાના ભાગેજ ( The old Testament ) આ દુનિયામાં બિચારા ખ્રિસ્તીઓના આત્મામાં, તમારાં પ્રકાશિત હૃદયમંદિરોમાં, તમારા મનમાં, તમારા અવિનાશી આત્માની ગુહામાં, દુરાત્મા સ્વભાવવાળા, નીચ વૃત્તિવાળા, અધમ અને પતિત ભૂતને ઘુસાડયું છે. આ દુનિયામાં લોકો દીન પ્રાણી અને કંગાલ જંતુ જેવા છે; તેઓ બિચારા વા, વંટોળ અને તોફાનની મહેરબાનીએ જીવે છે; તેઓ આ દુનિયામાં કેવળ નિર્બળ છે; આવા આવા વિચારો લોકોના હૃદયમાં ઠસાવી દેવામાં આવ્યા છે. પ્રથમ પણ જગતના જીવોના હૃદયમાં આવું વહેમરૂપી ભૂત ભરાયલુંજ હતું; અને પછી બાઇબલનો નવો કરાર નામાનો ( The New Testament ) ભાગ અસ્તિત્વમાં આવ્યો. રામ કોઇ પ્રકારના અન્ય દુષ્ટ વિચારોથી આ કહેતો નથી. જુના કરાર ( The old Testament ) રૂપી માતાએ લોકોમાં જે મૂઢ વિશ્વાસ અને વહેમ દાખલ કરી દીધો હતો, તેને દૂર કરવાને નવા કરાર ( The New Testament ) રૂપી પિતાએ પ્રયત્ન કર્યો. નવા કરારમાં ( The New Testament ) પિતા, સેન્ટ પોલે આવીને જગતના લોકોના હૃદયમાંથી આ ભૂત કાઢવા માટે બનતું કર્યું. લોકોને આ ભૂતથી દૂર થવા માટે અને મુક્ત થવા માટે તેણે યથાશક્તિ પ્રયાસ કર્યો. તેણે તેને માટે શી યુક્તિ યોજી ? રામનું એવું કહેવું છે કે આ કાર્ય કાંઈ સેન્ટ પોલે કર્યું નહોતું; પરંતુ એ કાર્ય સેન્ટ પોલના શરીરદ્વારા ઈશ્વરે પોતેજ કર્યું હતું; અને તે કેમ કરવું એ લોકોને તેણે સમજાવ્યું હતું. તે લોકોને એવી રીતે સમજાવવામાં આવ્યું હતું કે આ બધાં પાપ, આ અતિ પાપી સ્વભાવ, આ મનની અધમતા, આ ઘન અંધકારની અથડામણ અને આ પાતક અને વિનાશના કારણભૂત ભૂતને બાપ્ટીઝમ નામની અમુક એક વિધિવડે કાઢી શકાય છે; એટલે કે દેવળમાં જઇ ખ્રિસ્તી થવું; પ્રાર્થના કરવી ને સાંભળવી; ભુંજાયલા ડુક્કરો ઉપર કૃપા યાચવી; મહાન પાદરીઓ ( ધર્મ ગુરૂઓ ) ને પોષવા અને તેમને મદદ કરવી; ક્રાઈસ્ટનો પોષાક પહેરવો; આ બધી ક્રિયાઓ કરવાથી તમારો ઉદ્ધાર થઇ શકે છે, તેમજ તમારૂં નામ જીંદગાનીના ગ્રંથમાં લખાઈ અમર થાય છે. રામ કહે છે કે, જો કોઈ ખરો ખ્રિસ્તી દેવળમાં ખરા અંતઃકરણથી પ્રાર્થના કરી, એમ માને કે મારો ઉદ્ધાર થયો છે, તો ખરેખર તેનો ઉદ્ધાર થવોજ જોઇએ.

જેવી રીતે તે બાળકે ઓશીકાની અંદર રહેલા ભૂતને લાકડીએ મારવાની ક્રિયા કરી અને તે ઓરડામાંથી ભૂતને કાઢી મૂકયું; તેવીજ રીતે જો તમે ખરા ખ્રીસ્તી હો, અને તમને દઢ વિશ્વાસ બેઠો હોય કે અમારો ઉદ્ધાર થયો છે; તો ખરેખર તમારો ઉદ્ધાર થયો છેજ. સ્વતંત્ર વિચારકો અને નાસ્તિકો કે જેઓ એમ માને છે કે હાલના ખ્રીસ્તીઓમાંથી શ્રદ્ધા નાશ પામી છે, તેઓના મત સાથે રામ મળતો આવતો નથી. જેઓ ખ્રીસ્તીઓની શ્રદ્ધાની અવગણના કરે છે તેની સાથે રામ સંમત નથી. તમારી શ્રદ્ધા જો તમને માનસિક ધૈર્ય આપે અને જો તે તમને તમારા વિશ્વાસમાં સુદઢ કરે, કે અમારો ઉદ્ધાર થયો છે; તો અવશ્ય તમારો ઉદ્ધાર થાય છેજ. પરંતુ તેની સાથે રામનું એવું પણ કહેવું છે કે આ દુનિયા હવે બાળક નથી, પણ પ્રૌઢ અને પુખ્ત ઉમ્મરે આવી છે. આવી શ્રદ્ધાઓથી અત્યારસુધી લાખો અને કરોડો લોકોનો ઉદ્ધાર થયો, પણ હવે તો તમારા અંતરરૂપી ઓરડાઓમાંથી ભૂતરૂપી વહેમનેજ કાઢવાનો કાળ આવી લાગ્યો છે. તમે સ્વભાવે પાપી નથી; તમારા ઓરડામાં ભૂત નથી; તમે કોઈ રીતે ક્ષુદ્ર જંતુ કે અવનત દશાને પામેલા અધમ પ્રાણી નથી; એવો સ્વાનુભવ કરવાથી, તમે તમારા ઓરડાઓમાંથી એ ભૂતને કાઢી શકશો.

વેદાંતના સિદ્ધાંતાનુસાર પ્રતીતિ કરો કે તમે સદા પવિત્ર છો; સદા વિશુદ્ધ છો; સદા પૂર્ણરૂપ છો; સદા પુનીતમાં પુનીત અને દેવના દેવ મહેશ્વર છો. આનો તમે વિચાર કરો, ખાત્રી કરો, સ્વાનુભવ કરો અને એ પ્રમાણે તમે તમારૂં જીવન ગાળો. જો તમે સીધી રીતે તમારા મુખ આગળથીજ તમારૂં નાક પકડી શકો એમ છો, તો પછી માથાની પાછલી બાજુથી હાથ લંબાવી નાક પકડવાની શી જરૂર છે? કંઈ પણ જરૂર નથી.

વેદાંત કહે છે કે જો તમારી શ્રદ્ધા તમને દઢપણે મનાવે કે તમે સદા મુક્તજ છો, તો પછી તમે આ વિશ્વના તારક પણ છોજ. તમે આ દેહ નથી, તમે કદી ગુલામ નથી, એવો જો તમને નિશ્ચય થાય; તમે હવે મૂર્ખ બાળક નથી, પરંતુ પુખ્ત ઉમ્મરના મનુષ્ય છો એવું જો તમે માનો; તમે સદા નિત્યમુક્ત તેમજ અન્યને મુક્ત કરાવનાર એક શક્તિ છો એવું જો તમે અનુભવો; તો તમે આ દુનિયાના એક મહાન ઉદ્ધારકજ છો. હવે તમે **ફાલતુ, નિરર્થક અને નકામી ધર્મક્રિયાઓમાં તમે તમારી શક્તિ ગુમાવતા નહિ.** પોતાના ઉદ્ધારને અર્થે ઓશીકાને લાકડીઓ મારવાની બાળચેષ્ટા જેવી ધર્મક્રિયાઓમાં હવે તમે તમારી શક્તિઓનો વ્યર્થ વ્યય કરશો નહિ. હવે તમે વધારે વખત બાળક જેવા રહો નહિ. "તમે મુક્તજ છો" એમ તમે સ્વાનુભવ કર્યો એટલે પછી તમે મુક્તજ છો. આવી રીતે બધા ખ્રીસ્તી ધર્મમાં ઉદ્ધારક તત્ત્વ તે આ વેદાંત છે. વેદાંત એ સર્વોત્કૃષ્ટ માર્ગ છે. બધી કર્મકાંડની ધર્મક્રિયાઓ કરી રહ્યા પછી, "અમારો મોક્ષ થયો છે" એવા નિશ્ચયમાં જો તમે સુદઢપણે નિષ્ઠા પામો, તોજ તમારો ઉદ્ધાર થાય છે; નહિ તો નહિ. યાદ રાખજો કે તમારા ખ્રીસ્તીધર્મમાં ઓતપ્રોત અને વ્યાપક તત્ત્વ તે વેદાંતજ છે, કે જે તત્ત્વ તમને મોક્ષ આપે છે. બાહ્ય નામ, બાહ્ય રૂપ અને બાહ્ય આચારને અયોગ્ય અગત્ય આપશો નહિ.

ધર્મને અંગે જે ઝનુની યુદ્ધો થયાં હતાં અને જેને લઈને લોહીની નદીઓ ચાલી હતી, તે યુદ્ધના કારણભૂત જુડીઆના ખ્રીસ્તીઓ હતા. એ યુદ્ધોની એક ઝપાઝપીમાં તે ખ્રીસ્તીઓ હાર્યા અને પાછા હઠયા. એ ખ્રીસ્તી લશ્કરમાં એક ધર્માંધ માણસ હતો કે જેને કીર્તિ મેળવવાની ઘણી ઇચ્છા હતી; તેણે લોકોને એવું જાહેર કર્યું હતું કે એક સ્વપ્નની અંદર એક ફીર-

સ્તાએ પ્રગટ થઈ મને કહ્યું છે કે અમુક એક ભાલો કે જેને એક વખત ક્રાઈસ્ટના શરીરનો સ્પર્શ થયો હતો, અને જેને તેના પગ નીચે દાટવામાં આવ્યો હતો, તે ભાલાને તમે શોધી કાઢો; એટલે તેવડે જરૂર ખ્રીસ્તીઓનો વિજય થશે. લોકોએ આ વાત ખરી માની અને આખા લશ્કરમાં તેની ચર્ચા થઈ રહી. લશ્કરના લોકોએ એ વાતના ખરા ખોટા સંબંધી જરી પણ વિચાર કર્યા વગર એ ભાલો પ્રાપ્ત કરવા માટે ચારે તરફ ખોદવા માંડયું અને પરોઢીયાથી મોડી રાત્રી સુધી ખોદાખોદ કર્યું, છતાં ભાલાનો પત્તો લાગ્યો નહિ. તે લશ્કરના યોદ્ધાઓ હવે ના હિંમત થઈને એ ભાલો મેળવવાનું કામ પડતું મૂકવાની તૈયારીમાં હતા; એટલામાં પેલો ધર્માંધ માણસ 'મેં ભાલાવાળી જગ્યા શોધી કાઢી છે' એમ કહીને બૂમો પાડવા લાગ્યો. એ લશ્કરના બધા લોકો તે ભાલાવાળી જગ્યાએ ગયા, અને ત્યાં તેઓએ તે ભાલો જોયો. તે ભાલો જુનો અને ખવાઈ ગયેલો હતો. તેને ઉધઇ અને જીવડાં લાગેલાં હતાં. ક્રાઇસ્ટના શરીરને સ્પર્શાયલો ભાલો આ રહ્યો, એમ કહી તેણે તે ભાલો બધા લોકો જોઈ શકે એમ ઉંચો કર્યો. આ જોઈ ખ્રિસ્તીઓ આનંદ અને ઉલ્લાસમાં આવી કૂદવા લાગ્યા. તેઓની ખુશાલીનો કાંઈ પાર રહ્યો નહિ. એ માટીથી ખરડાયલો ભાલો જડયો તેનાથી પ્રેરિત થઈને જોર અને જુસ્સાથી તેઓએ પોતાના શત્રુઓ ઉપર ફરીથી હુમલો કર્યો અને તેમાં તેઓ વિજયવંત થયા. ત્યાર પછી જ્યારે તે બધા ખ્રીસ્તીઓ પાછા યૂરોપ ગયા, ત્યારે ત્યાંના બધા લોકો એમ માનતા હતા કે આ જે વિજય મળ્યો તે ભાલાના ચમત્કારને લઇનેજ મળ્યો છે; પરંતુ આ બનાવ બન્યાને કેટલોક કાળ વીત્યા પછી પેલો ધર્માંધ માણસ કે જેણે ભાલા સંબંધી પ્રથમ વાત ચલાવી હતી; તે જ્યારે ઘણો માંદો થયો અને મરણપથારીએ પડયો, ત્યારે પોતાના અંતકાળ વખતે જે ધર્મગુરૂ પોતાને આશીર્વાદ આપવા આવ્યો હતો, તે પાદરી પાસે તેણે પોતાનાં બધાં પાપ જાહેર કર્યાં. એમાં તેણે ભાલા સંબંધી વાત પણ જણાવી. તેણે કહ્યું કે; "એ વાત તદ્દન જૂઠ્ઠી હતી. ખરી રીતે તો તે ભાલો મારા વડવાનો હતો કે જે વડવા પ્રથમ લશ્કરમાં હતા. એ વડવા મરી ગયા ત્યારથી તે ભાલાને લુગડે લપેટીને ઘરમાં રાખી મૂકયો હતો. એ ભાલો મારા વડવાએ વાપર્યો હતો, એટલુંજ નહિ પણ વડવાના વડવા પણ તેને વાપરતા હતા. જ્યારે ખ્રીસ્તીઓ જેરૂસલમ જતા હતા, ત્યારે મેં તે લુગડામાં વીંટેલો ભાલો મારી સાથે લીધો; પરંતુ યુદ્ધ કરતાં મને જણાયું કે તે ભાલો મને યુદ્ધમાં કામ લાગે એવો નથી. વળી યુદ્ધમાં અમારા બધાની હાર થઈ અને અમે બધા પાછા હઠતા હતા તેવામાં મને વિચાર આવ્યો કે કંઇક મારે કીર્તિ તો મેળવવીજ. કંઈક નામ તો કાઢવુંજ. પછી મેં આ ભાલા સંબંધી વાત ગોઠવી કાઢી અને તેને લોકોમાં ફેલાવી. લોકો જ્યારે આ વાત સાંભળીને એક બાજુ ઉપર ખોદતા હતા તેવામાં મેં તેની સામી બાજુએ એક ખાઇમાં તે ભાલો લુગડામાં જેવો ને તેવો વીંટીને નાખી દીધો. પછી મેં જ્યારે બૂમ પાડી અને લોકો ત્યાં આવી ખોદવા જતા હતા તેવામાં તે ભાલો તેમને ત્યાં નજરે પડયો."

ઇતિહાસકારોએ ગુપ્ત વાત સાંભળવાની ફરજ બજાવી અને તેનું રહસ્ય લોકોને જાહેર કર્યું કે યુદ્ધમાં વિજય મળ્યો તે કંઈ તે ભાલાના ચમત્કારને લઇને નહિ; પરંતુ તે લોકોની પૂર્ણ શ્રદ્ધા અને ઝનુનને લઇને મળ્યો હતો. લોકોની આંતરશક્તિને લીધેજ તે મળ્યો હતો. લોકોએ શ્રદ્ધાવડે પોતાની અંદર ધાર્મિક જુસ્સો ઉત્પન્ન કર્યો અને વિજય મેળવ્યો. આવીજ રીતે વેદાંત પણ કહે છે કે:—" **હે ખ્રિસ્તીઓ, મુસલમાનો, હિંદુઓ અને**

**સમસ્ત દુનિયાના સર્વ સંપ્રદાયવાળાઓ, જો તમે એમ માનતા હો કે ક્રાઇસ્ટ, બુદ્ધ, કૃષ્ણ કે કોઇ પણ એવા બીજા મહાત્માને લઇને તમારો ઉદ્ધાર થાય છે, તો તમે યાદ રાખો કે તમારા ઉદ્ધારનું ખરૂં કારણ કોઇ પણ મહાત્મા નથી, પરંતુ તમારા પોતાના આત્માજ છે.”**

મતમતાંતર અને શ્રદ્ધાને વિવેકવડે જૂદાં પાડો. ભાલા સંબંધી વાત તે એક લોકોનો મત હતો, અને લોકોની અંદર જે જુસ્સો અને ઝનુન જણાતું હતું તે તો જેને આપણે લોકોની શ્રદ્ધા કહીએ છીએ તેને લીધેજ હતું. ચૈતન્યવાળી શ્રદ્ધાજ તારી શકે છે, મતમતાંતર તારી શકે નહિ.

વેદાંત કહે છે કે જો આ ચૈતન્યપ્રદ શ્રદ્ધાજ, આ ચૈતન્યપ્રદ શક્તિજ ખ્રીસ્તીઓના વિજયનું કારણ હતું, તો શા માટે તમે પણ તે ચૈતન્યપ્રદ શ્રદ્ધાને સિદ્ધ કરી પોતાના પ્રિય આત્મામાં, પોતાના સ્વરૂપમાં નિયોજતા નથી? શા માટે તમે તમારા અંતરમાં વસેલા સત્ય સ્વરૂપ આત્માને તે લાગુ પાડતા નથી? શા માટે તમે એ ચૈતન્યપ્રદ અથવા જડ શ્રદ્ધા ક્રાઇસ્ટ, બુદ્ધ, કૃષ્ણ અથવા એવા બીજાઓમાં નિયોજો છો? શા માટે તમે તમારા અંતરમાં વસી રહેલા આત્મામાંજ—તમારા અંતરમાં વસી રહેલા પ્રભુમાંજ તમારી તે શ્રદ્ધાનું નિયોજન કરતા નથી? તમારી જવલંત શ્રદ્ધાને ઉપયોગમાં લેવાનો આથી સરલ અને સ્વાભાવિક માર્ગ બીજો કયો છે?

રામને વારંવાર પ્રશ્ન પૂછવામાં આવે છે કે જો વેદાંત આવું ઉત્તમ છે, જો વેદાંતનો સાર આવો છે, અને એ વેદાંતનું મૂળસ્થાન હિંદુસ્તાનજ છે, તો તે હિંદુસ્તાન હાલ શાથી અધમ અને પડતી દશામાં છે? આનો જવાબ એ છે કે **હિંદુસ્તાનની પડતીનું કારણ હિંદુસ્તાનના લોકો હાલ વેદાંતના સિદ્ધાંતને બરાબર પાળતા નથી એજ છે!** અમેરિકાના લોકો હિંદુસ્તાનના લોકો કરતાં વેદાંતના સિદ્ધાંતોને વધારે અનુસરે છે, તેથીજ તેઓ ચડતી દશામાં છે. હિંદની પડતીનું કારણ વેદાંત છે, એમ કહેવાનો જગતને કોઇ પણ પ્રકારનો હક્ક નથી. રામ એક રમુજી વાતના કથનદ્વારા તે સાબીત કરી આપશે.

પૂર્વ હિંદુસ્તાનના એક ગામડામાં એક છોકરો ખૂબ અભ્યાસ કરી બહુ વિદ્વાન થયો. તેણે વિશ્વવિદ્યાલયમાં (યુનિવર્સિટીમાં) અભ્યાસ કર્યો હતો. વિશ્વવિદ્યાલયવાળા શહેરમાં રહીને તેણે અભ્યાસ કરેલો હોવાથી તેના વર્તન અને રીતભાત ઉપર યૂરોપીય વર્તન અને રીતભાતની અસર થઇ હતી. તમે જાણો છો કે હિંદુસ્તાનના લોકો ઘણા જુના વિચારના છે, અને હમણાં હમણાંજ યૂરોપીય રીત રિવાજો તેઓના વર્તનમાં દાખલ થવા પામ્યા છે. રામ એવા ઘણાને ઓળખે છે કે જેઓએ અંગ્રેજી વિદ્યાલયોમાં અભ્યાસ કર્યો છે, છતાં જેઓ અંગ્રેજી વસ્ત્રો ધારણ કરતા નથી, તેમજ જેઓ અંગ્રેજી ભાષા પણ બોલતા નથી; કારણ કે તેમના વડીલો આવી બાબતને અવિનય ગણે છે. વારૂ, ઉપર જણાવેલો વિદ્યાર્થી જે શહેરમાં રહીને અભ્યાસ કરતો હતો ત્યાંથી તેણે એક નાનું, ખીસ્સામાં રાખવાનું ઘડીઆળ વેચાતું લીધું. ત્યાર પછી ઉન્હાળાની ત્રણ મહિનાની રજામાં તે જ્યારે પોતાની દાદીને ત્યાં ગયો ત્યારે આ જુવાન વિદ્યાર્થી પોતાની સાથે અંગ્રેજી વસ્ત્રો કે ખુરશી ટેબલ વગેરે અંગ્રેજી ચીજો લઇ જવાની હિંમત તો કરી શકયો નહિ, કારણ કે જુના વિચારના લોકો આવી વસ્તુઓ ઘરમાં રાખવી એ મહાપાતક સમાન ગણે છે; પરંતુ ગમે તે થાય પણ ઘડીઆળ

તો સાથે લઈજ જવું, એમ નિશ્ચય કરીને સાહસ વૃત્તિથી તે પોતાની સાથે ઘડીઆળ લેતો ગયો હતો. આ ઘડીઆળને માટે આખું કુટુંબ વિરૂદ્ધમાં હતું, તેમાં ખાસ કરીને તેની દાદી તો ઘણીજ વિરૂદ્ધમાં હતી, તેથી તે બોલી કે; "રાત ને દિવસ આ તો ટીક ટીક અવાજજ કર્યાં કરે છે, એને ભાંગીને બહાર ફેંકી દો, તે એક અપશુકનીયું છે, એને ઘરમાં રાખવાથી કોઇ વિપરીત પરિણામ આવશે અને એ કોઇ આફતનું કારણ થઈ પડશે." તે વિદ્યાર્થીએ તેણીને બહુએ સમજાવી પરંતુ તેણીનું મન કોઇ રીતે સમાધાન પામ્યું નહિ. દાદી તો ના, ના, કહેતી ગઇ, છતાં પણ વિદ્યાર્થીએ તો અભ્યાસને અંગે તે ઘડીઆળ પોતાની પાસેજ રાખ્યું. એક વખત એવું બન્યું કે તેના ઘરમાં ચોર આવીને કેટલુંક ઝવેરાત અને રોકડ રૂપીઆ ચોરી ગયા. ડોશીને આથી પોતાના વ્હેમમાં વિશેષ પુરાવો મળ્યો. તે બોલી ઉઠી કેઃ—"મેં નહોતું કહ્યું કે આ ઘડીઆળને ઘરમાં રાખવાથી કોઈ પણ આફત આવશે ? જુઓ ચોર લોકો પણ ઘડીઆળ તો લઇ ગયા નહિજ; કારણ કે તેઓ જાણતા હતા કે ઘડીઆળ ચોરી જઈશું, તો તેથી હાની થશે. અરે ! હજી પણ તમે શા સારૂ આવી ચીજ ઘરમાં રાખી રહ્યા છો ?" તે છોકરો ઘણોજ માથાનો ફરેલો હતો તેથી ડોશીના કચકચાટથી તેને જરી પણ અસર થઈ નહિ. તેણે તો પોતાના અભ્યાસના ઓરડામાં તે ઘડીઆળ રહેવાજ દીધું. થોડા વખત પછી તે છોકરાનો બાપ પણ મરી ગયો. હવે તો તે ડોશીને ઘણીજ ધાસ્તી લાગી અને બોલી ઉઠી કે; "અરે જક્કી છોકરા ! આ ભયકારક અમંગળ વસ્તુને ઘરમાંથી બહાર ફેંકી દે ! તેને ઘરમાં રહેવા દેવાની તને કેમ હીંમત ચાલે છે ?" આટલું છતાં એ છોકરાએ તો ઘરમાં ઘડીઆળ રહેવાજ દીધું. થોડા વખત પછી તેની મા પણ મરી ગઇ. હવે તે છોકરાની દાદીના ઉકળાટનો પાર રહ્યો નહિ. હજુ પણ ઘરમાં ઘડીઆળ રહે એ તેણીથી સહન થઇ શકયું નહિ. કેટલાક લોકોની માફક તે એવું માનતી કે એ ઘડીઆળમાં કોઈ એક જીવડો છે, કારણ કે યંત્રથી ચાલતી કોઈ પણ વસ્તુ તેણીએ કદી પણ જોઈ નહોતી. તે ઘડીઆળ પોતાની મેળે ચાલે છે અને પોતાની મેળેજ ટક ટક એવો અવાજ કરે છે, એવો ખ્યાલ તેણીને આવી શકયોજ નહિ. પોતાના કુટુંબમાં જે કંઈ આફતો આવી તે બધાનું કારણ એ ઘડીઆળજ છે એમ તેણીને લાગતું હતું. છેવટે તેણીએ તે વિદ્યાર્થીના ઓરડામાંથી તે ઘડીઆળને છાનું માનું લઇ લીધું અને પોતાના ઓરડામાં આવી એક ખુણે બેસી તે ઘડીઆળને એક પથ્થર ઉપર મૂકયું અને એક બીજો પથ્થર હાથમાં લઈ તેનાથી તેને ભાંગીને કકડે કકડા કરી નાખ્યા. આવી રીતે તેણીએ ઘડીઆળ ઉપર પોતાનું વેર વાળ્યું. હવે જરા કૃપા કરી ધ્યાન આપશો ! હિંદુસ્તાનમાં ડોશીઓની આવી સ્થિતિ છે, તે સાંભળીને તમને કદાચ હસવું આવશે; પરંતુ બીજી બાબતોમાં તમે પણ તે ડોશીઓના જેવાજ છો. લોકો આ અને તે, એમ ખીચડો કરે છે અને પછી આ એક વસ્તુ તે બીજી વસ્તુનું કારણ છે, એમ નિશ્ચય ઉપર આવી કૂદે છે. યૂરોપીયન લોકોમાં ખાસ કરીને એવા અવળા વિચારો ભરાઈ ગયા છે કે તેથી તેઓ એકદમ એવા નિર્ણય ઉપર આવી જાય છે કે હિંદુસ્તાનની પડતીનું ખરૂં કારણ વેદાંતજ છે. આજ પ્રમાણે દુનિયાની બીજી કેટલીક બાબતોમાં પણ તેઓ અવળા નિર્ણય ઉપર આવી જાય છે.

યૂરોપ અને અમેરિકાની ચડતીનું કારણ કંઇ ક્રાઇસ્ટ નથી; પરંતુ તેનું ખરૂં કારણ તો તેઓ અજાણપણે પણ વેદાંતના સિદ્ધાંતને અનુસરે છે તે છે. હિંદુસ્તાનની પડતીનું ખરૂં કારણ, લોકો વેદાંતના સિદ્ધાંત પ્રમાણે પોતાનું જીવન ગાળતા નથી, એજ છે.

દુનિયાને ઉદ્ધારવામાં માતા કેવો અગત્યનો પાઠ ભજવે છે. તેના સંબંધમાં અત્રે રામને એ શબ્દો કહેવા દો. દુનિયામાં જે જે મહાન વીર પુરૂષો થઈ ગયા, તે બધા મહાન વીર્યવતી માતાનાજ પુત્રો હતા.

જગતમાં માતાઓજ એવી છે કે જે આખી દુનિયાને ઉદ્ધારી શકે છે; જે પોતાના દેશની ચડતી કે પડતી કરી શકે છે; અને જે કુદરતના મોજાઓમાં ભરતીઓટ કરી શકે છે. મહાન વીર્યવતી માતાના પુત્રોજ હમ્મેશાં મહાન પુરૂષોજ નીવડે છે. આ બધાં મહાન સત્યોનો બાલ્યાવસ્થામાંથીજ જો બાળકને સંસ્કાર પાડવામાં આવે, આ સત્ય આત્માની પ્રતીતિના સંસ્કારનાં બીજ બાલ્યાવસ્થામાંથીજ જો બાળકમાં નાંખવામાં આવે તો એવાં બાળક ભવિષ્યમાં કૃષ્ણ અને ક્રાઇસ્ટ નીવડે.

માતાજ બાળકને સ્વભાવિક રીતે અવન્નત તેમજ ઉન્નત બનાવી શકે છે. તમે એક સ્પાર્ટાની માતાના સંબંધમાં સાંભળ્યું હશે કે જેણીએ યુદ્ધને અર્થે જતાં પોતાના છોકરાને એવું કહ્યું હતું કે; "તું કાંતો તરવાર લઇને અથવા તો તરવાર ખાઇને પાછો આવજે. તું મરેલો કે જીવતો પાછો મારી પાસે આવજે; પરંતુ પરાજય પામીને આવીશજ નહિ."

પૂર્વે હિંદુસ્તાનમાં એક રાણીએ પોતાનો પતિ પરાજય પામીને પાછો આવતો હતો તેને શહેરમાં ન આવવા દેવા માટે શહેરના દરવાજા બંધ કરાવ્યા હતા. તેણીએ કહેવડાવ્યું હતું કે; "હે રાજ્યદ્રોહી, તમે હવે અહીંથી જતા રહો, તમે હવે મારા પતિ નથી; કેમકે તમે તમારી જાતને પરાજય પમાડી છે."

બીજી વાત પણ હિંદુસ્તાનની એક રાણીની છે, કે જે રાણીએ પોતાનાં બાળકોને સંપૂર્ણ સ્થિતિનાં બનેલાં જોવા માટે પ્રતિજ્ઞા લીધી હતી અને જેનો ઉદ્દેશ અને હેતુ પોતાનાં બાળકોને જન્મ–મરણના બંધનમાંથી છોડવવાનો હતો. પોતાના સ્વરૂપનું ભાન કરનાર સંતાનોને પછી જન્મ–મરણ રહેતું નથી. આવા મનુષ્યો સદા ઈશ્વરમાં નિષ્ઠા પામેલા હોય છે.

તેણીને પોતાની સર્વ પ્રજાને દૈવી જીવો બનાવવાની ઇચ્છા થઈ હતી. આ એક માતાની પ્રતિજ્ઞા હતી, અને તે પાર પાડવામાં ફતેહમંદ પણ થઈ હતી. તેણીના બધા છોકરા દૈવી જીવો હતા. તેઓ કૃષ્ણ, બુદ્ધ જેવા તત્ત્વવેત્તા અને ત્યાગી હતા, અને તેઓએ સમસ્ત જનસમાજ ઉપર સામ્રાજ્ય કર્યું હતું. તેણીએ પોતાની સર્વ પ્રજાને જન્મ–મરણના બંધનમાંથી મુક્ત કરી હતી. એક સ્ત્રીએજ આ બધું કર્યું હતું; પરંતુ તેણીએ તેને માટે કયી પદ્ધતિ સ્વીકારી હતી ? જ્યારે પોતાનાં બાળકો નાનાં નાનાં હતાં, ત્યારે તેણી તેમને વેદાંતનાં હાલરડાં ગાતી. જ્યારે જ્યારે તેણી પોતાના બાળકોને ખોળામાં લઈ રમાડતી હતી, ત્યારે ત્યારે પણ તેણી પોતાના બાળકોને વેદાંતનાં ગીત ગાઈ સંભળાવતી હતી. જ્યારે જ્યારે તેણી પોતાનાં બાળકોને ધવડાવવા બેસતી ત્યારે પણ તેણી પોતાના ધાવણની સાથે સાથે દૈવી જ્ઞાનરૂપી ધાવણનું પણ તેમને પાન કરાવતી હતી. જ્યારે જ્યારે તેણી પોતાનાં બાળકોનું પારણું ઝુલાવતી હતી, અને હાલરડાં ગાતી હતી, ત્યારે ત્યારે પણ તેણી વેદાંતનું ઉત્તમ ગાન તેઓને સંભળાવતી હતી.

ઉંઘ, ઉંઘ, ઉંઘ બાળ ! લસલસાટ ઉંઘ,  
ડસકે ચડીશ નહિ રડીશ નહિ લગાર. ઉંઘ.  
પરમ શાંતિ, પરમ અભય, પરમ સુખ હો તને,  
દેવવૃંદ ગીત ગાય છે રીઝવવા તને. ઉંઘ.

સૌંદર્ય ધન બક્ષિસ તણો ઇશ તું સદા,
સર્વમાં બિરાજી રહ્યો, વિમળ તુજ આત્મા. ઉંઘ.
સુકોમળ ગુલાબ, રમ્ય રૂપેરી જલકણો,
મધુર મધુ, મધુર વાસ, મધુર શ્રાવ્ય કલરવો. ઉંઘ.
મધુર ગીત શીતલ અનિલ, સુખદ જનક ઉષ્ણતા,
સર્વ રમ્ય દ્રશ્ય શ્રાવ્ય, વિશ્વના પદાર્થ આ. ઉંઘ.
તુજ દિવ્ય ને સુખ રૂપ ધામમાંથી એ સ્ફુરે,
પુનિત વિમલ રૂપ તું નિર્લેપ ઓંકાર છે. ઉંઘ.
શોક મોહ ભીતિ શત્રુ કે કોઇ આપદા,
સ્પર્શી શકે નહિ કદી નિર્બાધ્ય રૂપ તું સદા. ઉંઘ.
શાંત, શીતલ, સૌમ્ય મૃદુલ મિષ્ટ સુખદ ઉંઘમાં,
ગાઢપણે સુપ્ત રહે અચળ તુજ આત્મા. ઉંઘ.
તેજ પૂર્ણ ગગન ઘુમટ તારલાથી જડિત જે,
ઉચકી ઉંચુ તુજ કરે તે પ્રિય ઓંકાર હે. ઉંઘ.
સૂર્ય અને ચંદ્ર તુજ રમતના દડા ખરે,
મેઘ ધનુષ્યની કમાન વાસ તુજ દિપવે. ઉંઘ.
માર્ગ તુજ રમણકાજ ધવલ સ્વર્ગગંગા,
મેઘ ત્હારૂં ગાન કરે માર્ગમાંહ્ય ભેટતા. ઉંઘ.
ગ્રહ મંડળો તુજ રમકડાંજ ગાય ને ફરે,
ઓં તત્ સત્ કહીં કહીં તુજ સ્તુતિઓ કરે. ઉંઘ.
કમળ અને પુષ્પ વિષે ઝરણ ને સરોવરે,
કેવી ત્હારી સુખદ નિગૂઢ કાન્તિ ત્યાં સ્ફુરે. ઉંઘ.
દેશ કાળ રૂપી સરસ ગરમ કામળા ભલે,
શાંત હસ્ત થકી ત્હારૂં મુખડું લુછે. ઉંઘ.
અર્ધ ત્રાંસી નજર અને, હાસ્ય ભર્યા નયનથી,
મસ્ત બાળ! નિરખ તું હૃદય ઉલ્લાસથી. ઉંઘ.
કોકિલા ટહુકા કરે તીક્ષ્ણ કંઠ થકી જે,
તે સિસોટીઓ સુરાગ જે તને ગમે છે. ઉંઘ.
ચલ્લીઓ, પવન, અનેક તારણ આ બધા,
તુંજ બાળ ક્રીડન કાજ રમ્ય રમકડાં બન્યાં. ઉંઘ.
સર્વ વિશ્વ માત્ર લીલાકાજ તુજ સ્વપ્ન છે.
બાહ્ય ભાળ તું જણાય તેજ તુજ માંહ્ય તે. ઉંઘ.
ઉંઘને આરામ તણા જાગૃતિ મય મેહ,
પ્રિય કારણ ક્લેશ તણા, બુદ્ધિ તણા મુળ હે! ઉંઘ.
જીવન અને કર્મ તણા શાંતિયુક્ત ઝરણ હે!
ચરમ નમસ્કાર કર તું ભેદકારી તિમિરને. ઉંઘ.

સુખદ ગરૂડ રાજ ! રમ્ય વસ્તુઓ જણાય જે,
ફડ ફડતી તુજ પાંખનો અવાજ ક્ષણિક છાંય તે. ઉંઘ.
અર્ધ રમ્ય કાંતિ તણો સર્વ માંહ્ય ભાસ આ,
અર્ધ તો ઢંકાઈ રહી આવરણે તો સદા. ઉંઘ.
આવરણ આ તેંજ ધર્યું વિશ્વને રમાડવા,
આત્મ સ્વરૂપ મધુર પ્રણવ ! ઓં તત્ સત્ ઓં સદા. ઉંઘ.

ઉપરનું ગીત, રાણી પોતાના સાત બાળકો માટે જે હાલરડું ગાતી હતી તેનો આપણને ખ્યાલ આપે છે. જ્યારે તે છોકરાઓ પોતાનું ઘરબાર છોડી દેશાંતરે ગયા ત્યારે તેઓ દૈવી સત્તાથી ભરપૂર હતા. તેઓદ્વારા દેશદેશાન્તરમાં વેદાંતનો પ્રસાર થયો હતો. એ રાણીને એક આઠમો છોકરો હતો, તેને તે સાત છોકરાઓની માફક સંસ્કાર પાડવામાં આવ્યા નહોતા; કારણ કે એ છોકરો ગાદી છોડીને ચાલ્યો જાય અને તદ્દન મુક્ત દશાનો પરમહંસ થઇ જાય તે તેના પિતાને રૂચ્યું નહિ. આથી તે માતા ઉપર પ્રમાણે હાલરડાનું ગીત ગાઇ તેને પોષી શકી નહિ. આમ છતાં તેના જીવનમાં દુઃખ શોકાદિ બાધ કરે નહિ, તેને અર્થે તે માતાને પોતાની પ્રતિજ્ઞા કંઇક અંશે પાળવાની હતી. આ આઠમા છોકરાને ઉછેરવા માટે એક દાસીને સોંપવામાં આવ્યો; પરંતુ જ્યારે તેની માતા મરણપથારીએ પડી, ત્યારે આ બાળકને તેણીની પાસે લાવવામાં આવ્યો. તેણીએ હાલરડાવાળું ગીત એક કાગળમાં લખીને એક રત્નજડિત સોનાના માદળીયામાં નખાવીને તે છોકરાને હાથે બાંધ્યું, અને તેને પવિત્ર રાખવાનું કહ્યું; વળી તેણીએ તેને તે કાગળ વિષે જણાવ્યું કે તેનું મનન, નિદિધ્યાસન કરવાથી હરેક દુઃખ શોકાદિકથી દૂર થઇને તું મુક્ત થઇશ; પરંતુ આપત્તિકાળ સિવાય તારે તે માદળીયું કદિ ઉઘાડવું નહિ. થોડા વખત પછી માતા અને પિતા બન્ને મરણ પામ્યાં; અને તે કુમાર રાજા થયો અને તેણે ઘણાં વર્ષ સુધી રાજ્ય કર્યું.

એક દિવસ તેના મોટા ભાઇઓ પોતાના પિતાની રાજધાનીમાં આવી પહોંચ્યા; અને તેઓએ તે અલર્ક નામના રાજ્યગાદી ઉપર બેઠેલા પોતાના બંધુને સંદેશો મોકલ્યો કે રાજ્યગાદી અમને સોંપી દેવી; કારણ કે તેઓ મોટા ભાઇઓ હોવાથી તેઓજ ગાદીના ખરા હક્કદાર વારસ છે. અલર્કને જ્યારે આવી ખબર અપાઇ ત્યારે તે ઘણો ભયભીત અને આકુળવ્યાકુળ થઈ ગભરાઈ ગયો, તથા શું કરવું તે તેને સૂઝયું નહિ. પોતાનો રાજ્યવૈભવ, સત્તા, અને પ્રતાપ એ સર્વ જતું રહેશે, એવા ભયથી તેને રડવું આવ્યું. રાત્રિએ જ્યારે તે પોતાના શયનગૃહમાં સૂવા ગયો, ત્યારે તેને પોતાને હાથે માતાએ બાંધેલું માદળીયું નજરે પડયું. તેમજ માતાના છેલ્લી વખતના શબ્દો તેને સ્ફુરી આવ્યા. તેણે તે માદળીયું ઉઘાડયું, અને તેમાં બીડેલો કાગળ આંસુ ભરેલી આંખે વાંચ્યો.

"તું શુદ્ધ છે, તું અવિનાશી છે, તું સર્વ જ્ઞાન રૂપ છે, તું સર્વ શક્તિ રૂપ છે, તું સર્વ શક્તિનો નિયંતા છે, તું સર્વ સૌંદર્યનો દાતા છે, તું આ વિશ્વમાં સકળ આનંદ રૂપ છે. આ શરીર તે તું છે એમ તું માનીશ નહિ, આ જગતની વસ્તુઓ ઉપર તું આધાર રાખીશ નહિ; એ બધાથી તું પર થા, તારા સ્વરૂપનુંજ ધ્યાન કર, તેનોજ વિચાર કર, શત્રુ અને મિત્ર તે તું પોતેજ છે." અલર્કને આનાથી પોતાના સ્વરૂપનું ભાન થયું. તેની ચિંતા, ઉદ્વેગ અને ભય નાશ પામ્યાં. તેને આનંદ અને ઉલ્લાસ પ્રાપ્ત થયો. તેણે કાગળમાં લખેલું ગીત ફરી ફરીને વાંચ્યું અને વારંવાર ગાયું. તે ગીતના અર્થ અને મહિમાને લીધે તેમજ માતાની

શુભેચ્છાને લીધે, તે જ્ઞાન પામી સ્વસ્વરૂપ પામ્યો. તેનાં ભય શોકાદિક સર્વ જતાં રહ્યાં. દુનિઆની સર્વ ક્ષુલ્લક આશા તૃષ્ણાને તેણે છેલ્લી સલામ કરી. તેને એવી તો આત્મ–પ્રતીતિ આત્મ–ભાન થયું, અને તે એવો તો પવિત્રતા અને શક્તિથી ભરપૂર થયો કે એ બધું એના અંદર પૂર્ણ વેગથી પ્રકટ થયું. તે સૂવા જવાનું પણ ભૂલી ગયો, અને એકદમ પોતાનાં બહાર જવાનાં વસ્ત્રો પહેરી પોતાના જ્યેષ્ઠ બંધુઓ ઉતર્યા હતા, તે સ્થળે ગયો. જઇને વીર હાકથી તેણે કહ્યું કે; "બંધુઓ ! આવો, આવો, મને આ ભારમાંથી મુક્ત કરો, આ મસ્તક તપાવનાર મુકુટ–કે જેની અંદર આખા જગતનો ભાર છે, તે તમે લઈ લો, અને મને તેથી મુક્ત કરો. રાજ્યગાદી ઉપર બેસીને મુલક ઉપર રાજ્ય ચલાવવાની કામનાવાળી, તમો સર્વ વ્યક્તિઓ, તે હું પોતેજ છું અને હું તે તમેજ છો, તમે અને હું એકજ છીએ, એમાં કોઇ જાતનો ભેદ નથી, સર્વમાં એક સરખો આત્મદેવ વિલસી રહ્યો છે." અલર્કના વડિલ બંધુઓને આ બધું સાંભળીને અને તેના મુખ ઉપર નિસ્પૃહતા અને પવિત્રતા તરવરતી જોઈને અત્યાનંદ થયો, તેઓએ કહ્યું કે; "ભાઇ ! અમે કંઇ અહીં રાજ્ય લેવા આવ્યા નથી; કારણ કે અમે તો સમસ્ત બ્રહ્માંડ ઉપર રાજ્ય કરીએ છીએ. અમને તો માત્ર તમારો ખરો જન્મહક્ક કે જે તમારી અંદરજ રહેલો છે, તે તમને પ્રાપ્ત થાય એવી ઇચ્છા હતી, અને એજ હેતુથી અમે અહીં આવ્યા હતા."

વળી વિશેષમાં તેઓએ પોતાના બંધુને બોધ આપ્યો કે; "બંધુ, હવે તું આ ઇંદ્રિયોથી ઠગાય એમ નથી, તું ફક્ત આ પૃથ્વીનોજ રાજા છે એમ નથી; પરંતુ સૂર્ય, ચંદ્ર, ગ્રહો અને સર્વ લોકનો રાજા અને અધીશ છે. તું અનંત અને અવિનાશી આત્મા છે. તું આ બ્રહ્માંડની અંદર રહેલો, અનેક સૂર્યનો પણ સૂર્ય છે અને સર્વ પ્રકાશોનો પણ પ્રકાશ છે." અલર્કને આ સર્વની પ્રતીતિ થઇ અને તેણે પાછું પોતાની રાજ્યગાદીએ જઈ રાજ્ય કર્યું; પરંતુ તે પોતે નાટ્યભૂમિના એક સૂત્રધાર તરીકેજ વર્તતો, અને સૂત્રધારનોજ પાઠ ભજવતો હોય એમ માનતો હતો. આ રાજા જ્ઞાની હતો તેથી તેને શોક મોહાદિ બાધ કરી શકતાં નહિ. તેણે એક મહાન રાજા તરીકે રાજ્ય કર્યું અને તે આખી પૃથ્વીમાં સર્વથી શ્રેષ્ઠ વિજયી રાજા નીવડયો. તે વિજયને શોધવા ગયો નહોતો પણ વિજયેજ તેને શોધી પ્રાપ્ત કર્યો હતો.

નિત્ય આનંદ અને અખંડ શાંતિ તમારીજ છે, એટલુંજ નહિ પણ તે સ્વરૂપજ તમે છો. તમે તમારૂં કેન્દ્ર મધ્યબિંદુ–મૂળનું જ્ઞાન પ્રાપ્ત કરો, તેનો અનુભવ કરો અને સદા સર્વ કાળ તેમાંજ સ્થિત રહો.





# ५–मोझीसनो दंड.

ઑાડ ફેલોઝ હૉલ નામના સ્થળમાં ભાષણ આપ્યા પછી રામને એક પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો, અને તેનો ઉત્તર ઉપનિષદ્‌ના ફકરાઓના વાંચનદ્વારા આપવામાં આવ્યો હતો.

એ પ્રશ્ન એવો હતો કે, તમે ભૌતિક પદાર્થોમાં આસક્તિ નહિ રાખવાનો, સર્વ કામનાનો ત્યાગ કરવાનો અને સંન્યાસ માર્ગ ગ્રહણ કરવાનો શા માટે ઉપદેશ આપો છો? વેદાંત અમને આ સર્વ જગત્ સાથેનો સંબંધ છોડી દેવાનું તેમજ ભૌતિક વસ્તુની વાસનાનું દમન કરવાનું પ્રબોધન કરે છે અને મનુષ્ય જાતિને માટે જે અમારા હૃદયમાં પ્રેમ છે, તેને તે નષ્ટ કરી નાખે છે.

## વાંચન પૂર્વની પ્રસ્તાવના.

જ્યારે મનુષ્ય ખરા સુખની પ્રાપ્તિ કરે છે, અથવા જ્યારે પોતાના સત્ય સ્વરૂપની પ્રતીતિ કરે છે, ત્યાર પછી તે પોતાની જે જે ફરજો બજાવે છે, તે તે બધી ફરજો તેને સુખરૂપ થાયછે. સુખ સ્વાભાવિક રીતેજ તેની અંદરથી સ્ફુરે છે, અને તે સ્ફુરવુંજ જોઇએ; કારણ કે સૃષ્ટિનો એવો નિયમ છે કે જે મનુષ્યને સુખની પ્રાપ્તિ નથી; તે મનુષ્ય અન્યને સુખ આપી શકતો નથી. જો તમે જાતેજ ગરીબ છો અને ભૂખે મરો છો, તો તમે બીજા ભૂખથી ટળવળતા ગરીબોને કેવી રીતે તૃપ્ત કરી શકશો?

શિષ્યઃ—હે ગુરૂ, આ સુખ તે શું છે? તે જાણવાની મને ઈચ્છા છે.

ગુરૂઃ—અપરિમિતપણું એ સુખ છે. કોઈ પણ પરિમિત વસ્તુમાં સુખ નથી. જ્યાં સુધી તમે પરિમિત અને અલ્પ છો, ત્યાં સુધી તમને સુખની પ્રાપ્તિ થવાની નથી. અપરિમિતપણું એજ સુખ છે. અપરિમિતપણું એજ માત્ર સુખ છે.

આ અપરિમિતપણું તે આપણે કેવી રીતે જાણી શકીએ? આના સંબંધમાં કોઈ પણ જાતનું વિવરણ કરવાની જરૂર નથી; પણ રામ કહે છે કે આ શબ્દો ઉપર તમે બરાબર ધ્યાન આપો, તેના ઉપર વારંવાર વિચાર કર્યા કરો અને તે જરા પણ ભૂલ્યા વગર યાદ રાખ્યા કરો અને આશા છે કે એક વખત એવો આવશે કે જ્યારે તમે "અપરિમિતપણું એજ સુખ છે, અને પરિમિતપણામાં સુખ નથી" એવાં વચનોનો ઉદ્‌ગાર કાઢશો. તેથી આ પરિમિતપણું શું છે? તે તમારે બરાબર જાણવું જોઇએ. અંગ્રેજી ભાષામાં Whole (હોલ=આખું; પૂર્ણ) એવો શબ્દ છે. Are you whole? (કેમ, તમે બરાબર–પૂર્ણ–સ્થિતિમાં છોને?) એટલે તમે બરાબર નિરોગી અને સાજા છો ને? આ શબ્દ ઘણો મજાનો અને અર્થસૂચક છે.

જ્યાંસુધી તમે તમારી જાતને એક સાડાત્રણ હાથની અને ૧૫૦ રતલ વજનવાળી વસ્તુ જેટલી અલ્પ ગણશો; જ્યાંસુધી તમે પોતાને હાડ, માંસ અને લોહીના એક થેલા જેવાજ માન્યા કરશો; ત્યાંસુધી તમે પરિમિત, પરિચ્છિન્ન, ક્ષય પામતા સ્વભાવવાળા અને એક વિભક્ત

અંશ જેવાજ છો, અખંડ નહિ પણ એક ખંડ જેવાજ સાધારણ હદવાળા પદાર્થ છો. તમે આખા તેમજ નિરોગી, તન્દુરસ્ત કે સુદૃઢ નથી. જો તમે સમુદ્રમાંથી થોડું પાણી લઇ એક ખાબોચીયામાં ભરી રાખો, તો તે પાણી વહેતું નહિ રહેવાથી અને સ્થિર ભર્યું રહેવાથી ગંદુ અને ગંધાતું બની જશે. આવી જ રીતે જે કોઈ વ્યક્તિ કે જે એમ માને કે હું પોતે પરિમિત, અલ્પ, દેશકાલની પરિચ્છિન્ન અને એક નાની સરખી હદમાં રહેલો છું તો તે પૂર્ણ તન્દુરસ્ત અને સુખી નથી; તે કોઈ રીતે સુખનો હક્કદાર નહિ બની શકે. જે ક્ષણે તમને તમારી દૃષ્ટિ અમર્યાદિત ભાસે, જે ક્ષણે તમે "અમે અલ્પ છીએ" એવી બુદ્ધિનો નાશ કરો; અને અમે સર્વ છીએ, સર્વ વિશ્વરૂપ છીએ, અનાદ્યનંત એકરૂપ છીએ, એવી પ્રતીતિ કરો; ત્યારે તમે અખંડ સર્વરૂપ બનો છો, અને તમારા શારીરિક વ્યાધિ, ઉપાધિ અને ચિંતાનો નાશ થઇ જાય છે.

રોગોપશમન શાસ્ત્ર ( Healing ), આકર્ષણ શક્તિશાસ્ત્ર ( Magnelism ), પ્રાણવિનિમય શાસ્ત્ર ( Mesmerism ), એ સર્વનું આજ રહસ્ય છે કે તમે અખંડ સ્વરૂપ થાઓ; કારણ કે તમે અખંડ સ્વરૂપજ છો. આ સત્ય છે. આ સત્યમાં તમે નિષ્ઠા પામો અને પ્રતીતિ કરો કે અમે સર્વરૂપ, સર્વ શક્તિમાન અને દિવ્ય સ્વરૂપ છીએ.

શિષ્યઃ—આ પરિમિતપણું તે શું છે ?

ગુરૂઃ—પરિમિતપણું ત્રણ પ્રકારનું છે. કાલકૃત પરિમિતપણું, દેશકૃત પરિમિતપણું અને કાર્ય-કારણભાવકૃત પરિમિતપણું. અખંડરૂપ થવું એટલે કે સદા સર્વત્ર આત્મા વ્યાપક છે,-તે દેશ, કાળ અને વસ્તુથી પર છે; એવી પ્રતીતિ કરવી.

જ્યારે આ અખંડ સ્વરૂપની પ્રતીતિ કરનાર મનુષ્ય અખંડ સ્વરૂપ સિવાય બીજું કંઇ પણ જોતો નથી, કંઇ પણ સાંભળતો નથી, અને બીજું કંઈ પણ જાણતો નથી, ત્યારેજ તે અખંડ અને અપરિમિત સ્વરૂપ બને છે. જ્યાં સુધી તમારા મનમાં તમારા સિવાય અન્ય વસ્તુનું પણ અસ્તિત્વ છે, ત્યાં સુધી તમે પરિમિત અને હદવાળાજ રહેવાના.

પોતાના અખંડ સ્વરૂપ સિવાય અન્ય કંઇ પણ સાંભળવું, જોવું અને જાણવું, એજ અલ્પતા અને પરિમિતપણું છે.

વિશ્વદૃષ્ટિ* પામી પ્રેતને જોવું, પ્રેતનું બોલવું સાંભળવું, તે પણ પરિમિતપણુંજ છે. જો કે તમે અખંડ સ્વરૂપની પ્રતીતિ કરવાના માર્ગે છો, તોપણ તમે કંઇ અંતિમ સ્થાનને પહોંચ્યા નથી; કે જ્યાં મનુષ્યને પોતાના અપરિમિતપણા સિવાય અન્ય કંઈ પણ સંભળાતું કે અન્ય કંઈ પણ ભાસતું નથી. એ **અપરિમિતપણું એજ અમરતા છે; અને પરિમિતપણું એજ મરણ છે.**

શિષ્યઃ—હે ગુરૂ, એ અપરિમિતપણું ક્યાં રહેલું છે ?

ગુરૂઃ—એ અપરિમિતપણું પોતાના મહિમામાં રહેલું છે.

અર્થાત્ એ અપરિમિતપણું દેશ, કાળ અને વસ્તુથી પર છે. હવે જ્યારે એ દેશ-કાળથી પર છે, ત્યારે તમે દેશકાળ અને વસ્તુથી પરિમિત હોઇને એ અપરિમિતપણાને કેવી રીતે અનુભવી શકો ? અપરિમિતપણું ક્યાં રહે છે ? એવો પ્રશ્ન કરવો એ "એક તોલો સમુદ્રના તરંગો મને આણી આપો" એ કહેવા બરોબર છે. સમુદ્રના તરંગો કાંઇ તોલાથી કે શેરથી

* મેસ્મેરીઝમના પ્રયોગમાં વિધેયને પ્રાપ્ત કરવાની એક અવસ્થાનું નામ "વિશ્વદૃષ્ટિ" છે.

મપાયજ નહિ. આવીજ રીતે અપરિમિતપણું એ કેવી રીતે, ક્યારે, અને શા માટે, એવા શબ્દોથી માપી-જાણી શકાય નહિ-પરિમિત કરી શકાય નહિ. જો એને માપી શકાય-પરિમિત કરી શકાય, અને સર્વથા જાણી શકાય તો તેને અપરિમિતપણુંજ કહી શકાય નહિ.

રામને જે વારંવાર કહેવામાં આવે છે તે એ છે કે, વેદાંત સર્વ કામનાઓ અને આસક્તિનો ત્યાગ કરવાનો બોધ આપીને, તે જનસમાજમાં ધિક્કારની વૃત્તિ ફેલાવે છે; પરંતુ વાસ્તવિક રીતે તેમ નથી. "પ્રેમ અને આસક્તિનો તમે ત્યાગ કરો" આવા જે વેદાંતના શબ્દો છે, તેને તમે બરાબર વિચારી જુઓ. તમે કહેશો કે "પ્રેમનો ત્યાગ કરીએ તો પ્રેમ એ પ્રભુ છે, તેથી પ્રભુનોજ આપણે ત્યાગ કરીએ છીએ;" પરંતુ હે લોકો, અહીં પ્રેમ એટલે અતિ કામના, અને અતિ કામનાનો અર્થ મૂર્ખતા થાય છે.

લોકો કહે છે કે "તે માણસ તો અમુકના પ્રેમમાં-પ્યારમાં પડયો છે!" પરંતુ ખરી રીતે જોતાં તો તેને પ્રેમ કહેવાયજ નહિ, અતિ નિંદ્ય અને પાપકર્મ ગણાય છે. રામને કોઇ પણ વસ્તુ કરતાં સત્ય તરફ વધારે સન્માન છે. આપણી વિષયાસક્તિજ આપણને તેમજ આપણા પ્રેમના પદાર્થોને પરિમિત કરે છે, અને પછી પ્રેમ કરનાર તેમજ પ્રેમના પદાર્થો, એ બન્નેનું અધઃપતન થાય છે. વેદાંત તમને એવી અતિ કામના, વિષયાસક્તિનોજ ત્યાગ કરવાનો ઉપદેશ આપે છે; તે કંઇ સત્ય અને શુદ્ધ પ્રેમનો ત્યાગ કરવાનો ઉપદેશ આપતું નથી.

આપણે એક બાળકનો દાખલો લ્યો. બાળક એ શું પ્રેમ કરનાર છે? નહિ, નહિ, એ તો પ્રેમસ્વરૂપજ છે. આ હેતુથીજ વેદાંત કહે છે કે તમે પ્રેમ કરનાર થશો નહિ, પરંતુ પ્રેમસ્વરૂપજ થજો. હવે એવું શું છે કે જે બાળકને લોહચુંબક સમાન આકર્ષક બનાવે છે? કારણ એજ કે તે બાળક તે કાંઈ પ્રેમ કરનાર નહિ, પણ પ્રેમસ્વરૂપજ છે. તેને આસક્તિ, સ્વાર્થ કે કોઈ જાતનું મારૂં તારૂં હોતું નથી; તેથીજ વેદાંત કહે છે કે "તમે એકવાર પ્રેમસ્વરૂપ બનો, એટલે પછી તમે લોહચુંબકના જેવા આકર્ષણ શક્તિ સ્વરૂપ અને અખંડ સ્વરૂપ થશો!"

લોકો પોતે નિરોગી થવાની અને બીજાને નિરોગી કરવાની, તેમજ એવીજ બીજી બાબતોના સંબંધમાં ઘણી ઘણી વાતો કર્યા કરે છે; પરંતુ મહેરબાની કરી તમે સ્વાર્થી ઉદ્દેશ અને સ્વાર્થી રીતનો ત્યાગ કરો, કેમકે તેજ તમને પરિમિત બનાવે છે. દરેકે દરેક કામના જે સ્વાર્થી છે, તેજ આસક્તિ છે. તેનો તમે ત્યાગ કરો એટલે તમે વિશુદ્ધ સ્વરૂપ બનશો. એ વિશુદ્ધિ જો તમે પ્રાપ્ત કરી, તો પછી તમારૂં શરીર નિરોગી થવુંજ જોઇએ, તેમજ તમારી બુદ્ધિ પણ પૂર્ણ વિકાસ પામવીજ જોઇએ. જો તમે એ વિશુદ્ધિને, પવિત્રતાને પ્રાપ્ત કરી, તો પછી વેદાંત જેનો વારંવાર ઉપદેશ કરે છે, તે ખરો ત્યાગ પણ તમને પ્રાપ્ત થવાનો, કારણકે **વિશુદ્ધિ એજ ખરો ત્યાગ છે.**

તમે એ વિશુદ્ધિને પ્રાપ્ત કરો. બાળક શું વિશુદ્ધ નથી? તે દરેક વસ્તુ તરફ નિઃસ્પૃહ હોય છે. જુઓ એક નાનું સ્વચ્છંદી બાળક જબ્બરમાં જબ્બર માણસના ખભા ઉપર ચડી બેસી તેને ઘોડો બનાવે છે, અને ભલભલાની દાઢીમાંથી વાળ ખેંચે છે! એનામાં કેટલી બધી આકર્ષણ શક્તિ છે? એટલી બધી આકર્ષણ શક્તિ હોવાનું કારણ શું હશે? એનું કારણ બીજું કંઈ નહિ, પણ તેની વિશુદ્ધિજ છે. તે વિશુદ્ધિજ બાળકમાં આટલી બધી આકર્ષણ શક્તિ લાવે છે. તે વિશુદ્ધિવડેજ બાળક આટલું બધું રમણીય અને મોહક બને છે, અને આ

હેતુથીજ વેદાંત એવો ઉપદેશ કરે છે કે, તમે આવા ત્યાગને પ્રાપ્ત કરો, એટલે તમે પોતાની મેળેજ પ્રેમસ્વરૂપ બની જશો; અને તેની સાથે સાથે કુદરતી રીતેજ તમારીદ્વારા જનસમાજના કલ્યાણની વૃત્તિ સ્ફુરણ પામશે. આપણે જનસમાજનું કલ્યાણ કરવા તત્પર થઇએ છીએ, પણ તે આપણે ત્યારેજ કરી શકીએ છીએ કે જ્યારે પ્રથમ આપણે જાતેજ કલ્યાણ સ્વરૂપ થઇએ છીએ.

સર્પ પોતાની ચામડી–કાંચળી ઉતારી નાખી દે છે; કારણ કે તેને પોતાની ચામડી માટે મમતા કે આસક્તિ હોતી નથી. આવીજ રીતે જો તમે વેદાંતના સિદ્ધાંતની ભાવના સિદ્ધ કરો, અને જાણે આ દેહ કોઇ દિવસ હતોજ નહિ, એ પ્રમાણે તમારા દેહાધ્યાસને કાઢી નાખો, અરે "હું દિવ્ય સ્વરૂપ, સર્વમય અને વાસુદેવરૂપ છું" એવી પ્રતીતિ કરો; "ઇન્દ્રિયો અને અહંકાર સાથે મારે કંઇ પણ લેવાદેવા નથી" એવો જો તમે સ્વાનુભવ કરો; તો પછી તમે અપરિમિત અને આકર્ષણ સ્વરૂપ બનશો. વેદાંતનો એવો ઉપદેશ છે કે, જો તમે આવો સ્વાનુભવ કરી શકો, જો તમે સંપૂર્ણ રીતે પવિત્ર થઇ શકો, તો તમને મહાન આકર્ષણ શક્તિ પ્રાપ્ત થશે, અને એ આકર્ષણ શક્તિથી તમે પ્રેમના ઘન સત્વરૂપ બનો છો, અને લોક–કલ્યાણની વૃત્તિ, તે તમારામાંથી પોતાની મેળેજ સ્ફુર્યા કરે છે.

વળી તમારા પ્રત્યેક કાર્યમાં આસક્તિનો અસ્વીકાર કરાય એમ નથી, તમારા સ્નેહ અને લાગણીઓને તમે બરાબર સમજી શકતા નથી, તેથી કહો છો કે અમે પ્રેમમાં–પ્યારમાં પડયા છીએ; પરંતુ વાસ્તવિક રીતે જોતાં તે પ્રેમ નહિ, પણ ધિક્કાર હોય છે. તેથી વેદાંત જ્યારે કહે છે કે તમે રાગ કરશો નહિ, ત્યારે તેનો અર્થ એવો કરવો જોઇએ કે તમે ધિક્કારશો નહિ. જ્યારે જ્યારે તમે કોઇ પણ વસ્તુ તરફ અનુરાગ કરો છો, ત્યારે ત્યારે તમે એકજ વસ્તુમાં દૃઢ આસક્ત થઇ જાઓ છો અને તેની સાથેજ દુનિયાની બીજી બધી વસ્તુઓમાં અનાસક્ત થઇ જાઓ છો. અર્થાત્ એકજ વસ્તુ સાથે સંબંધ થવાથી તમારો સમસ્ત વિશ્વ સાથેનો સંબંધ છુટી જાય છે. શું તમને આવો અનુભવ નથી થયો ? જ્યાં સુધી બાળકને, પ્રેમ શું છે ? તેનું ભાન હોતું નથી, ત્યાં સુધી તે બાળક પ્રેમ સ્વરૂપજ હોય છે. જાણે કે તેનો સર્વ સાથે સંબંધ છે. જ્યારે તે એકાદ માસનું હોય છે, ત્યારે કોઇ પણ માણસ તેને તેડી વાત્સલ્યપૂર્વક રમાડી શકે છે. એ બાળક પરાણે રમાડવાનું મન થાય એવું, અને પ્રેમસ્વરૂપ હોય છે; પરંતુ થોડો કાળ વીત્યા પછી જ્યારે બાળકને દુનિયાનો વા લાગે છે, અને મારૂં તારૂં સમજી કોઇ સ્ત્રી સાથે તે પ્યારમાં પડે છે, ત્યારે તેનું શું થાય છે ? તેને માતપિતા ભારરૂપ લાગે છે, તેને પોતાની બ્હેન કે ગોઠીઆઓથી આનંદ થતો નથી, પોતાના જુના મિત્રો સાથેનો સંબંધ રહેતો નથી. આખા વિશ્વ સાથેનો એનો સંબંધ છુટી જાય છે. તે ધંધાને અર્થે દરિયાની મુસાફરી કરે છે, પરંતુ તેનું ક્યાંએ ચિત્ત ચોટતું નથી, અને જે તે બધું તેને ત્રાસજનક થઇ પડે છે. અમુક મનુષ્ય પ્યારમાં પડયો છે, તેનો અર્થ એજ કે તે મનુષ્ય વાસ્તવિક રીતે જોતાં આખા વિશ્વને ધિક્કારે છે. જ્યારે તમને અમુક પદાર્થ ઉપર અનુરાગ થાય છે, ત્યારે તમે સમસ્ત દુનિયાથી જુદા પડો છો; તેથી વેદાંતના સિદ્ધાંત પ્રમાણે આસક્તિનો અર્થ અસંબંધ છુટાપણું અને જડતા થાય છે; તેથી તે આપણને ઉપદેશ કરે છે કે, **દુનિયાના પદાર્થો ઉપર આસક્ત થઇ કદી તમારો આત્મઘાત કરશો નહિ.**

વેદાંત કહે છે કે, જે બાળક એક વખત પ્રેમસ્વરૂપ હતું તેનું તેજ બાળક પાછળથી

વિષયાસક્તિનું એક દૃષ્ટાંત બને છે, વાસ્તે વેદાંત જ્યારે ઉપદેશ કરે છે કે, તમે વિષયાસક્તિ અને કામનાઓથી પર થાઓ, ત્યારે તેનો કહેવાનો ભાવાર્થ એજ હોય છે કે, તમે સમસ્ત ભૂત-પ્રાણીઓ પ્રતિ સુખરૂપ થાઓ. વેદાંત તમારી સર્વ શક્તિઓને સુદૃઢ કરી તમને સર્વ પ્રાણીઓ સાથે એક કરે છે.

કાંઈ પણ આસક્તિ વગર પૂર્વ કાળમાં પરોપકારી સંત પુરૂષો પોતાનું જીવન ગાળતા એ શું સત્ય નથી ? ક્રાઈસ્ટે કદી લગ્ન કર્યું હતું ? ના, કદીએ નહિ. રામ કાંઇ લગ્નની બાબતમાં વિરૂદ્ધ બોલવા માગતો નથી, પરંતુ ઈશ્વર સાથે તમારા મનનું લગ્ન કરો ! તેમજ સમસ્ત વિશ્વ સાથે અભેદ વૃત્તિ કરો ! એજ રામના કહેવાનો ભાવાર્થ છે. કેટલાક મહાત્માઓએ લગ્ન પણ કરેલાં છે, તથાપિ તેઓનો સંબંધ કેવો હતો, તે જુઓ. તેઓનું મન કેવળ અનાસક્ત અને નિર્લેપ હતું. તેઓ ગૃહસ્થ અને કુટુંબી હતા અને તેઓને સંતતિ પણ હતી, તોપણ તેઓ કેવળ પવિત્રપણે પોતાનું જીવન ગાળતા હતા; પરંતુ આપણે તો કંઈક જૂદીજ રીતે જીવન ગાળીએ છીએ. આપણું જ્યાં શરીર હોય છે, ત્યાં આપણે નથી રહેતા, પણ જ્યાં આપણું મન રહે છે ત્યાંજ આપણે રહીએ છીએ; પરંતુ સંત પુરૂષો કે જે સાંસારિક દૃષ્ટિએ લગ્નનું જીવન ગાળે છે, તેઓ સર્વાંશે, આત્મપ્રકાશમાંજ નિષ્ઠા પામેલા હોય છે. તમારી આસક્તિ અને વાસનાનો તમે ક્ષય કરો, એવું વેદાંત તમને પ્રબોધન કરીને સકળ જનસમાજના કલ્યાણ કરનાર બનાવે છે.

અમેરિકાનાં છાપખાનાંઓમાંથી પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો વગેરે જે સાહિત્ય બહાર પડે છે, તે માંહેલું ઘણુંખરૂં સાહિત્ય, પ્રાણવિનિમય વિદ્યા, આકર્ષણ વિદ્યા, અતીન્દ્રિય દર્શન વિદ્યા, અને એવી એવી ઘણી જાતની વિદ્યાઓના સંબંધમાં મોટી મોટી વાતો કરે છે. આવા સાહિત્ય માંહેલું ઘણુંખરૂં સાહિત્ય શરીર કેવી રીતે સુદૃઢ અને તંદુરસ્ત બનાવવું, અને અનેક જાતના વ્યાધિઓને કેવી રીતે મટાડવા, તેની જૂદી જૂદી જાતની રીતો અને પદ્ધતિઓ પ્રસિદ્ધ કરી જનસમાજને કેળવે છે. એ ઘણું ઉમદા કાર્ય છે, તેમજ તેમનો આશય પણ ઘણો સ્તુત્ય છે; પરંતુ એ સાહિત્યના લેખકો માંહેલા બહુ ભાગે સત્યથી વિરૂદ્ધ સિદ્ધાંતને ચર્ચે છે. એ સિદ્ધાંત સ્વાર્થથી રંગાયલો અને આચ્છાદિત થએલો હોય છે, તેમજ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો હક્ક, પ્રીતિ સંપાદન કરવાની લાલસા અને આત્મવડાઈથી ભરપૂર હોય છે. જો કે આ લોકો બહુ પરિશ્રમ ઉઠાવે છે, અને ઉમદા કામ કરે છે; તથાપિ તમે જો તેમાં રહેલી નબળાઈ દૂર કરવા માગતા હો, જો તમે તમારા સત્ય સામર્થ્યના માલિક થવા માગતા હો અને જો તમે તમારા કાર્યમાં ફલીભૂત થવા ઈચ્છતા હો; તો તમને જણાશે કે, સત્ય તો એ આ બધાથી કંઇ જૂદુંજ છે અને એમાં કંઈ આપણે ફેરફાર કરી શકીએ એમ નથી. રામ એ સંપૂર્ણ સત્ય તમારી આગળ મૂકે છે, અને તમે તમારા પોતાના અનુભવથી તેની ખાત્રી કરી જોજો, બીજી બધી રીતો અને પદ્ધતિઓનો પણ ભલે અનુભવ કરી લેજો, પરંતુ ત્યાર બાદ રામના શબ્દોને પણ અજમાવી જોજો.

જેઓ જીંદગી પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે, તેઓ તો ઉલટા જીંદગી ગુમાવે છે. ઘણા લેખકો આ સત્યની વિરૂદ્ધ છે, એ રામની જાણમાં છે. જો તમે તમારા કાર્યમાં ફતેહમંદ થવા માગતા હો, તો તમે લોહચુંબકના જેવા આકર્ષણ શક્તિ સ્વરૂપ બનો; એટલે જેવી રીતે લોહના દરેક પરમાણુઓ ચારે તરફથી લોહચુંબક તરફ આકર્ષાય છે, તેવીજ રીતે દરેક પદાર્થો ચારે તરફથી તમારી તરફ આકર્ષાશે.

જ્યારે મનુષ્ય પોતાની વાસનાઓ ઉપર વિજય મેળવે છે, ત્યારે તે લોહચુંબક સમાન આકર્ષણ સ્વરૂપ હોય છે. જો તમે તેવા થવા માગતા હો, તો તેને માટે તમારે અમુક ક્રિયા કરવી પડશે. અને એ શી ક્રિયા છે?

ધારો કે અહીં એક પદાર્થ છે. તે પદાર્થમાં અનુલોમ અને વિલોમ એવી બે પ્રકારની વિદ્યુત્ (વિજળી) રહેલી છે. જ્યારે કોઇ પણ વસ્તુમાં આ બે જાતની વિદ્યુત્ હોય છે, ત્યારે તેની અંદર આકર્ષણ શક્તિ હોતી નથી. લોકચુંબકની અંદર વિલોમ વિદ્યુત્ તત્ત્વ સિવાયનું અનુલોમ વિદ્યુત તત્ત્વ હોય છે. અનુલોમ વિદ્યુત્ તત્ત્વ એક છેડા ઉપર એકત્ર થાય છે, અને વિલોમ વિદ્યુત્ તત્ત્વ તેની સામી બાજુના છેડા ઉપર એકત્ર થાય છે.

આવું થતાં તે પદાર્થની શક્તિ મોઝીસના દંડની માફક સંપૂર્ણ થાય છે, કે જે દંડવડે મોઝીસે રાતા સમુદ્રને સ્પર્શ કરી તેના પાણીના વિભાગ કરી નાખ્યા હતા. આ પ્રમાણે અહીં પણ બે વિભાગ છે, અને લોહચુંબકના જેવી આકર્ષણ શક્તિ ઉત્પન્ન કરવાને માટે તેને ધ્રુવાભિમુખ કરવા જોઇએ. (અર્થાત્ બે વિભાગને બન્ને છેડે સ્થાપવા જોઇએ.) આવી રીતે તમારે પણ એકવાર ધ્રુવાભિમુખ થવાની (તમારા પોતાના કેંદ્રમાં સ્થિત થવાની) જરૂર છે, પછી તમે સહેજે લોહચુંબકની માફક આકર્ષણ સ્વરૂપ બની શકશો. વારૂ, ત્યારે, હવે વેદાંત શું છે? વેદાંત એ કેવળ ત્યાગના સિદ્ધાંતનો ઉપદેશ કરે છે અને તે એક મોઝીસના સુંદર દંડ સમાન છે. તે અનાજમાંથી ફોતરાંને જૂદાં પાડે છે; તે મનુષ્યની દૈવી સંપત્તિથી આસુરી સંપત્તિને અલગ કરે છે; તે સત્ અને અસત્ વસ્તુ વિષે વિવેક કરે છે; તે તમારા ક્ષુદ્ર સ્વભાવથી તમારા દિવ્ય સ્વભાવને જૂદો પાડે છે. પ્રત્યેક આસક્તિ અને વાસના તે તમારી અલ્પતા અને પરિમિત સ્વભાવને લઇને છે. જે અપરિમિત અને સંપૂર્ણ છે, તેને શી ઇચ્છા હોઇ શકે? દરેક જાતની ઇચ્છા પરિમિતપણું અને અલ્પતાનું સૂચન કરે છે. અપરિમિત અને સંપૂર્ણને કોઇ પણ જાતની ઇચ્છા હોઇ શકે નહિ; અપરિમિત અને સંપૂર્ણ વસ્તુમાં બીજો કાંઇપણ ફરક નથી. ત્યારે જે અપરિમિત અને સંપૂર્ણ હોય, તે કેવી રીતે ઇચ્છા કરી શકે? માત્ર જે પરિમિત, અલ્પ અને અપૂર્ણ હોય, તેજ ઇચ્છા કરી શકે. તમારી સર્વ ઇચ્છાઓ અને વાસનાઓ, તમારો પરિમિત, અલ્પ અને અપૂર્ણ સ્વભાવ કે જે માયારચિત છે, તેમાંથીજ ઉત્પન્ન થાય છે. તમારી અંદર જે અપરિમિત, સંપૂર્ણ આત્મા રહેલો છે, તે તો સર્વ ઇચ્છાઓથી રહિતજ છે. તમારી અંદર જે ઇચ્છા કરનાર મિથ્યા અહંકાર છે, તે ક્ષુદ્ર અને આસુરી સ્વભાવ છે; અને તમારી અંદર જે ઈશ્વરત્વ અને અપરિમિતપણું રહેલું છે, તે સર્વ કામનાઓથી પર છે. વારૂ, ત્યારે વેદાંતનો શો આશય છે? આ બે જાતના સ્વભાવને તમે જૂદા પાડો, એવો વેદાંતનો આશય છે. આ દુનિયામાં દરેક વસ્તુ સેળભેળ રહેલી છે, અને તમે તમારી જાતને એક અલ્પ, સ્વાર્થનિષ્ઠ અને પરિમિત જીવ કહો છો; અને સત્ય સ્વરૂપ આત્માને કે ઈશ્વરને આ દૃશ્ય, મિથ્યા ભ્રાંતિપ્રદ પરિમિત સ્વભાવવાળી અનાત્મ વસ્તુ સાથે મિશ્ર કરી દો છો.

વેદાંતનો એ ઉપદેશ છે કે જે સીઝરનું હોય, તે સીઝરનેજ આપો; અને જે રામનું અથવા પ્રભુનું હોય, તે રામને અથવા પ્રભુને આપો. આ કામનાઓ અને આ મિથ્યા અનાત્મ વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ શું છે? તે જાણી, તેના મિથ્યાપણાની ખાત્રી કરવી જોઇએ. તમારા દિવ્ય સ્વરૂપનો નિશ્ચય કરો કે હું દેવનો પણ દેવ, ઇશનો પણ ઇશ અને મહેશ એવો અપરિમિત આત્મા છું; તો મને શાની ઇચ્છા હોઈ શકે? કારણ કે હું તો સર્વરૂપ છું!

આવી તમે પ્રતીતિ કરો. જેનું સર્વકાળ અસ્તિત્વ નથી, તેનેજ કામ્ય પદાર્થોની ઈચ્છા હોઈ શકે. સત્ય સ્વરૂપ આત્માને કોઇ પણ જાતની ઈચ્છા નજ હોઈ શકે; કારણ કે સત્ય સ્વરૂપ આત્મા એ સર્વરૂપ છે; આ જે કાંઇ છે, તે સર્વ તમારીજ અંદર છે. ખરે આ વિશ્વના સર્વ પદાર્થો, સર્વ આનંદ, સર્વ સંપત્તિ અને મનુષ્ય જેની જેની ઇચ્છા કરી શકે, તે સર્વ હુંજ છું; એવી તમે પ્રતિતી કરો અને ૐ, ૐ એવો જાપ કરી, એ સર્વ ૐ સ્વરૂપ છે, એવો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરો. આનો તમારે સ્વાનુભવ કરવોજ જોઈએ. તમારૂં સ્વરૂપ આ શરીર છે, એવું તમે માનતા આવ્યા છો, અને તેથી તમે શરીર સ્વરૂપજ થઈ ગયા છો. તમે તમારા દિવ્ય સ્વરૂપને વિચારો, તે દિવ્ય સ્વરૂપમાં સ્થિત થાઓ, પછી તમને ઈચ્છાનો કોઇ પણ જાતનો અવકાશ ક્યાંથી રહેશે ? આવી રીતે વેદાંત તમને લોહચુંબકની માફક આકર્ષણ સ્વરૂપ બનાવે છે, અને અનુલોમ વિલોમ ધ્રુવને જૂદા પાડી, તમારા શરીરમાં આકર્ષણ શક્તિ પ્રેરે છે.

અહીં ધ્યાનમાં લેવા જોગ એક બાબત અગત્યની છે. અમુક સમર્થ ભાષણકર્ત્તામાં બળવાન આકર્ષણ શક્તિ છે, આવું જે કેટલીક વખત કહેવામાં આવે છે, એ ભૂલભરેલું છે. તમે કંઇ એકલી આકર્ષણ શક્તિજ ઇચ્છતા નથી. એવો એક માણસ છે કે જે વિચારોને આકર્ષવા માટે આકર્ષણ શક્તિની ઇચ્છા કરે છે; બીજો એક એવો માણસ છે કે જે સંપત્તિને પોતાની તરફ આકર્ષવા માટે આકર્ષણ શક્તિ પ્રાપ્ત કરવાની ઈચ્છા કરે છે; ત્રીજો એક એવો માણસ છે કે જે પોતાની અંદર મોહકપણું અને સૌંદર્ય આવે તેને માટે આકર્ષણ શક્તિ પ્રાપ્ત કરવાને મથે છે. આવી રીતે લોકો જૂદી જૂદી જાતની આકર્ષણ શક્તિઓ પ્રાપ્ત કરવાને માટે ઈચ્છા કરી રહેલા છે; પરંતુ આ સર્વ આકર્ષણ શક્તિનું રહસ્ય ત્યાગમાં રહેલું છે. આ શબ્દો ઉપર તમે બરાબર ધ્યાન આપો, તે ત્યાગ તે વિશુદ્ધ ત્યાગ હોવો જોઇએ.

શરીરનું પૂર્ણ આરોગ્ય સાધવાનું શિક્ષણ આપવા માટે પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવામાં તમારે તમારો વખત ગુમાવવાની જરૂર નથી. તમે જો આ વચનો વારંવાર યાદ કરી, તે પ્રમાણે તમારૂં જીવન ગાળી શકો તો તમે એક મહાન આકર્ષણ શક્તિ સ્વરૂપ બનશો. રામ આ તમને પોતાના જાતિ અનુભવની બાબત કહે છે; અને તમે પણ તે બાબતનો જાતિ અનુભવ કરી શકશો.

વિચારની આકર્ષણ શક્તિ, કે જેનાવડે સર્વ પ્રકારનું જ્ઞાન તમે તમારી તરફ આકર્ષી શકો, તે આકર્ષણ શકિત સ્વરૂપને થવાને "હે સર્વ શક્તિમાન પ્રભુ, મને પ્રકાશ આપો. હે સ્વયંપ્રકાશ, મને પ્રકાશ આપો" આવી આવી પ્રભુને પ્રાર્થનાઓ કરવાથી શું તમે તેવા થઈ શકશો ? શું આવી પ્રાર્થનાઓ તમને પ્રકાશ સ્વરૂપ બનાવશે ? ના, કદીએ નહિ. યાદ રાખો કે **જેવો તમે વિચાર કરશો, તેવાજ થશો.** 'મને પ્રકાશ પ્રાપ્ત થાય' આવો વિચાર જો તમને થયા કરશે, તો તેનું શું પરિણામ આવશે ? આવો વિચાર કર્યા કરવાથી અંતે તમને એવી સ્થિતિ પ્રાપ્ત થશે કે જે સ્થિતિથી પ્રકાશ સદા દૂરને દૂર જવાનો 'મને પ્રકાશ આપો' આવા પ્રકાશપ્રાપ્તિને અર્થે કરેલા વિચારો-પ્રકાશને અર્થે પ્રાર્થના અને યાચના કરવાથી તમને પ્રકાશથી છેટે લઈ જાય છે; અને એનું પરિણામ એ આવે છે કે, તમને કદી પ્રકાશ પ્રાપ્ત થવાનો નહિ અને તે સદા તમારાથી દૂરને દૂરજ રહેવાનો.

રામ કહે છે કે શ્રીમંત માબાપને ઘેર જન્મેલા એક મનુષ્યનો દાખલો વિચારો. તમે કહો છો કે તે મનુષ્ય લાખો રૂપીઆનો હક્કદાર છે; પરંતુ તે તેનો હક્ક ક્યારે ફલીભૂત થાય છે ? તેણે લાંબા વખત સુધી તેને માટે થોભવું જોઈએ. તે હંમેશાં પોતાની માના મરણની વાટ

જોયા કરે છે, કારણ કે તેની મા મરે તોજ તેને તે અધિકાર પોતાને હાથ આવે. આવી રીતે જ્યારે તમે ઈશ્વરની પ્રાર્થના કરો છો કે, " હે પ્રભુ હું તારો દાસ છું અને તારો દાસ છતાં હું દુઃખી રહું એ યોગ્ય નથી; વાસ્તે હે નાથ! મને સંપત્તિસંપન્ન બનાવ." તો પછી આમે માટે તમારે ઈશ્વરના મૃત્યુ પર્યંત થોભવું પડશે, પરંતુ ઈશ્વર કદીએ મરતો નથી, અને તમે સંપત્તિસંપન્ન થતા પણ નથી; માટે આપણને જ્ઞાન કે પ્રકાશ, જે જોઇએ છે તે મેળવવાને માટે કાંઇ આ રસ્તો નથી. પ્રાર્થના કરવાથી, યાચના કરવાથી કે માગ્યા કરવાથી, કદીએ કોઈને કંઇ પણ મળ્યું નથી. આ મારૂં કહેવું તમને વિચિત્ર લાગતું હશે, પરંતુ તત્ત્વજ્ઞાન તે સાબીત કરી આપે છે. શક્તિ એ શું છે ? શક્તિ તે એ છે કે તમારે જ્ઞાનરૂપી પ્રકાશની ઇચ્છાનો પણ ત્યાગ કરવો.* જ્યાં સુધી તમે તે પ્રકાશની ઇચ્છા કરો છે ત્યાં સુધી તે પ્રકાશ તમારી શક્તિને હરકત કર્ત્તા છે. જ્ઞાનનો પ્રકાશ તમને મળે, તેને માટે તમે યાચના કરશો; પરંતુ યાચના કરવાથી અથવા કહો કે માગ્યા કરવાથી ઉલટું તમે પ્રકાશ આવવાનું દ્વાર બંધ કરો છો. માગ્યા કરવાની અને પ્રાર્થના કરવાની ક્રિયા એ આપણા ઉપર પડતા પ્રકાશને બાધક છે. આને અંગે રામ તમને એક રમુજી વાત કહેશે. હિંદુસ્તાનમાં એક માણસ રહેતો હતો, કે જે માણસ પોતાની પ્રિયાનો પ્યાર મેળવવા માટે એક મંત્રનો જાપ કર્યા કરતો હતો; પરંતુ જે મહાત્માએ તેને મંત્ર આપ્યો હતો, તે મહાત્માએ તેને એક બાબત માટે સાવચેત રહેવાનું જણાવ્યું હતું, કે હું જે મંત્ર તને આપું છું તેનો જાપ કરતી વખત તારે તારા મનમાં કદી વાંદરાનો વિચાર કે સ્મૃતિ આવવા દેવી નહિ. આ માણસ તે મહાત્માની આજ્ઞા પ્રમાણે પોતાને આપેલા મંત્રનો જાપ જપ્યા કરતો હતો, અને પોતાના મનમાં વાંદરાનો જરીએ વિચાર કે સ્મૃતિ આવવા પામે નહિ, તેને માટે તે બહુજ સાવધાન રહેતો હતો; પરંતુ જ્યારે જ્યારે તે એકાગ્રચિત્તે પોતાને આપેલા મંત્રનો જાપ કરવા જતો, ત્યારે ત્યારે તેના મનમાં વાંદરાનો વિચાર આવ્યા વગર રહેતો નહિ. તે એકચિત્તે પોતાને આપેલા મંત્રનો જાપ કરી શકયો નહિ. આથી તેણે તે મહાત્મા પાસે જઇ નિવેદન કર્યું કે આ કરતાં તો જો આપે મને વાંદરાનો વિચાર ન આવવા દેવાની સૂચના કરીજ ન હોત, તો હું આપના આપેલા મંત્રનો જાપ એકાગ્રચિત્તે કરી શકયો હોત, અને વાંદરાનો વિચાર મને આવત જ નહિ. વાંદરાનો વિચાર મને ન આવવો જોઇએ એવું આપનું કહેવું છે, પરંતુ એ વાંદરાના વિચારે તો મને ઘેરીજ લીધો છે. આજ પ્રમાણે અજ્ઞાન ને નિર્બળતાને કાઢી નાખવાનો પ્રયત્ન કરવા જતાં ઉલટા આપણે અજ્ઞાનતા અને નિર્બળતાનેજ લાવીએ છીએ.

સૂર્ય અને ગ્રહોમાંથી જેવી રીતે પ્રકાશ આપોઆપજ આવે છે; તેવી રીતે તમારા અંતરાત્મામાંથી પણ પ્રકાશ આપોઆપજ આવે છે; માટે વેદાંતનો એવો ઉપદેશ છે કે તમે પ્રકાશ પ્રાપ્ત કરવાની કામના અને પ્રાર્થનાનો ત્યાગ કરીને વિશુદ્ધ બનો, અને પછી જુઓ કે કેવો આનંદ વિલસે છે!! સત્યનીજ પ્રતિતી કરો. પ્રકાશ આવે કે ન આવે તેની પરવા રાખશો નહિ; અને સ્વાનુભવથી ગર્જીને કહો કે, "**હું પોતેજ આ વિશ્વનો ભાનુ છું અને હું જ આ વિશ્વને પ્રકાશ આપનાર પ્રકાશક છું.**" અહીં તમે જોશો કે તમે કોઇ વસ્તુ ઉપર પ્રેમ કરનારા નહિ, પરંતુ જાતેજ પ્રેમ સ્વરૂપ છો. તમે પ્રકાશ પ્રાપ્ત કરવાને અર્થે પ્રાર્થના કે યાચના કરતા નથી, કારણ કે તમે પોતેજ પ્રકાશ સ્વરૂપ છો. પ્રકાશ તો કોઇ

* જ્ઞાન મેળવવુંજ નહિ, એમ અહીં રામસ્વામી કહેતા નથી; પરંતુ પ્રાર્થનાને બદલે તે જ્ઞાનરૂપ હું છું, એવી ભાવના દૃઢ કરવાથી તે સત્વર મળે છે એમ કહે છે.

અલ્પ અને પરિમિતપણાવાળા મનુષ્યને પ્રાપ્ત થવાનો હોય, પરંતુ તમે કાંઇ તેવા નથી, તમે તો ખરેખર સ્વયંપ્રકાશરૂપજ છો. તમારા આવા સ્વરૂપનું તમે મનન અને સ્વાનુભવ કરો, એટલે પછી તમે સર્વ કામનાઓથી રહિત થઇ જશો.

હિંદુસ્તાની ભાષામાં એક મનોહર કવિતા છે. તેનો ભાવાર્થ એ છે કે, " તમે મધુરથી મધુર છો, તમે કંઈ ઇચ્છાઓ કે કામનાઓ નથી પરંતુ તમે તો એ બધાથી પર છો."

આ એક જાતિ અનુભવની વાત છે કે જ્યારે જ્યારે રામ કોઈ પણ વિષય વિચારી કાઢવાને પ્રયાસ કરતો, ત્યારે ત્યારે તે માટે પુષ્કળ પ્રયાસ કરતો અને એમાં તે નિષ્ફળ પણ થતો, અને મન કંટાળી પણ જતું; ત્યારે તેને અચાનક સ્ફુરણ થતું કે અરે! તારે પ્રકાશ મેળવવા શા માટે ઇચ્છા કરવી જોઇએ? તારે ઇચ્છાનો ત્યાગ કરવો જોઇએ. તું ઇચ્છા કરીશ નહિ. આ પછી તરતજ હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થતો.

જ્યારે રામ યુનિવર્સિટિના ઉંચા વર્ગમાં અભ્યાસ કરતો, ત્યારે પ્રતિજ્ઞા કરતો કે મારે મારા અભ્યાસમાં પ્રોફેસરની મદદ લેવી નથી. આ કામ ઘણું દુર્ઘટ થઈ પડતું, ગણિતશાસ્ત્રના ગહન પ્રશ્નોનો ખુલાસો મેળવવા માટે મારી જાતેજ હું આ કામ માથે લેતો અને તે કોઇ પ્રોફેસરની કે કોઈ માર્ગદર્શક પુસ્તકની મદદ વગરજ કેટલાક પ્રશ્નોમાં રામ ફત્તેહમંદ નીવડતો; પરંતુ ઘણા પ્રશ્નોમાં ફત્તેહ મળતી નહિ. રામ સાંજના પાંચ વાગ્યાથી તે સવારના પાંચ વાગ્યા સુધી ખૂબ મહેનત કરતો, છતાં તે પ્રશ્નોનો કંઇ પણ નિવેડો આવતો નહિ. રામ આખરે કંટાળી જતો અને તાજી હવા લેવાને ઉપર અગાસીમાં હેરફેરા કરતો. પ્રશ્નની સિદ્ધિ થતી નથી એમ જાણી છેવટે આપઘાત કરવા વાસ્તે ચાકુ લાવવાનો વિચાર કરતો હતો. આવી રીતે જ્યારે શરીર છોડવા સુધીનો પ્રસંગ આવતો, ત્યારે તે ગહન પ્રશ્નોનું સર્વ રીતે સમાધાન સ્ફુરી આવતું.

આ પ્રમાણે જ્યારે આપણે મુશ્કેલી ભરેલી બાબતોમાં લોહચુંબકની પેઠે આકર્ષણ શક્તિ સ્વરૂપ થઇએ છીએ, ત્યારેજ આપણે વિચારથી પર થઇએ છીએ. રામ આવે પ્રસંગે પ્રથમ તો કર્ત્તવ્ય અને કર્ત્તાપણાની બુદ્ધિનો ત્યાગ કરે છે અને કંઇ પણ લખવાની મનસાજ કરતો નથી. હું પ્રકાશ–સ્વરૂપ છું, અને મારા પોતાના મહિમાનો ઉપભોગ કરૂં છું. પોતાના મહિમાનો ઉપભોગ કરવો એજ કાર્યસિદ્ધિનો ખરો વિજય મંત્ર છે. કદી આ દુનિયાની સર્વ સિદ્ધિઓ જાતે મારી પાસે આવે તોપણ હું તેનો ઉપભોગ કરીશ નહિ. મારો પ્રત્યેક આનંદ તે મારૂં દિવ્ય સ્વરૂપ છે. આજ રસ્તો છે. એક વાર તમે તમારા દિવ્ય સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરો, એટલે પછી દરેક વસ્તુ પોતાની મેળેજ તમારી પાસે ચાલી આવશે. તમે તમારા આત્મ સ્વરૂપમાં સ્થિતિ કરો, એટલે પછી આ દુનિયાના સર્વ પદાર્થો તમારી પાસે ચાલ્યા આવશે. " મારે આ કે તે કોઇ પણ વસ્તુ સાથે કંઇ પણ લેવા દેવા નથી, મને કોઇ પણ જાતની જવાબદારી કે ભય નથી, હું કોઇ પણ મનુષ્યનો જવાબદાર નથી, મારે કોઇ પણ મનુષ્યને કંઇ પણ આપવાનું નથી; હું તો આત્મસ્વરૂપ છું, હું તો કેવળ પ્રકાશ સ્વરૂપ છું" આવા વિચારની સ્થિતિ તમે સિદ્ધ કરો.

આ જગત તમને શો આનંદ આપી શકે એમ છે? સર્વે આનંદ અને સુખ તમારી પોતાની અંદરથીજ સ્ફુરે છે. પરમ આનંદ, પરમ સુખ અને પરમ મહિમા એ તો તમારૂં પોતાનુંજ સ્વરૂપ છે. આવી ભાવના અને આવી સ્થિતિમાંજ વિલસ્યા કરો, અને આ દુનિયાના પદાર્થોની કામનાથી પર રહો. તેનું પરિણામ એ આવવાનું કે તમારૂં મન વિચારોથી ભરપુર

થશે. વિચારો તમને શોધતા શોધતા તમારી પાસે આવશે. આવો વિશ્વનો નિયમ છે. આવી રીતે જો કોઇ પણ મનુષ્યને લોહચુંબકની શક્તિના માફક વિચારની આકર્ષણ શક્તિ સ્વરૂપ બનવું હોય, તો તેણે પ્રકાશ પ્રાપ્ત કરવાની કામનાથી રહિત થવું જોઇએ. આ પ્રમાણે ઇચ્છાથી રહિત થવું, એ વસ્તુની વિલોમવાળી (અભાવવાળી) બાજુ છે, અને ત્યાર પછી " હું પ્રકાશ સ્વરૂપે છું, હું મારા મહિમામાં વિલસી રહ્યો છું " એવી સતત પ્રતીતિ કરવી એ વસ્તુની અનુલોમવાળી (સદ્ભાવવાળી) બાજુ છે.

કોઈ મિત્રની અથવા ધનપ્રાપ્તિની જો તમને ઇચ્છા હોય, તો તમારે શું કરવાનું? પ્રથમ તો આ ઇચ્છાનોજ તમારે ત્યાગ કરવાનો. આવી રીતે વસ્તુની આ વિલોમ બાજુ સિદ્ધ કર્યા પછી તમારે વસ્તુની અનુલોમ બાજુ સિદ્ધ કરવાની છે કે, " હું દિવ્ય સ્વરૂપ છું, હું માલિકનો પણ માલિક છું, હું પ્રકાશનો પણ પ્રકાશ છું. સર્વ સૌંદર્ય, સર્વ આનંદ અને સર્વ સુખ તે હુંજ છું. સર્વ ભૂત પ્રાણીઓના હૃદયમાં સાક્ષી સ્વરૂપે વસી રહેલો પરમાત્મા તે હુંજ છું, તેમજ આ વિશ્વનો નિયંતા તે પણ હુંજ છું." તમે આવી પ્રતીતિ કરો; તમે દિવ્ય સ્વરૂપ છો એવો વિચાર કર્યા કરો. વસ્તુને પ્રાપ્ત કરવાનો ખ્યાલ તદ્દન છોડી દો, અને જ્યારે વસ્તુ પ્રાપ્ત થાય, ત્યારે પણ તમારે હું કેવળ દિવ્ય સ્વરૂપમાંજ વિલસી રહ્યો છું એવી દ્રષ્ટિથીજ તે વસ્તુ તરફ જોવું જોઇએ. આવી સ્થિતિ સિદ્ધ થતાં તમે બીજા લોકોની દૃષ્ટિએ તો ફતેહમંદ થએલા જણાઓછોજ; પરંતુ તમારી પોતાની સત્ય દૃષ્ટિએ તો તમે ફતેહમંદ કરતાં પણ અધિક છો એમ તમને આત્મપ્રતીતિ થશે.

થોડાક દિવસ ઉપર કહેવામાં આવ્યું હતું, કે જ્યારે હવાને પાતળી કરી નાખવાની ક્રિયાથી અમુક જગ્યાએ વાતાવરણમાં નિર્વાત સ્થિતિ ( વાયુ વિનાની સ્થિતિ ) ઉત્પન્ન કરવામાં આવે છે, ત્યારે તાપથી પાતળી થએલી હવા ઉંચે ચઢે છે, અને ત્યાં નિર્વાત સ્થિતિ ( વાયુ વિનાની સ્થિતિ ) થઈ જાય છે; પરંતુ પછી શું થાય છે? આસપાસની હવાનો પ્રવાહ તે ખાલી જગ્યા પૂરી નાખવાને ત્યાં ધસી આવે છે. આવીજ રીતે જ્યારે તમે ઇચ્છા રહિત થઇને નિર્વાત સ્થિતિ પ્રાપ્ત કરો છો, ત્યારે તમારૂં અંતઃકરણ નિર્વાત સ્થિતના જેવું થઈ જાય છે; અને ત્યાર પછી જ્યારે તમે તમારા દિવ્ય સ્વરૂપમાં સ્થિત થાઓ છો, ત્યારે તમારૂં બાહ્ય સ્વરૂપ મૃત થઇ જાય છે; તેણે પોતાની જગ્યા ખાલી કરી નાખી છે, અને પછી શું થાય છે? આ દુનિયાના તમારી આસપાસના સર્વે પદાર્થો તમારી તરફ ધસી આવે છે.

કેટલાએકના મત પ્રમાણે આકર્ષણશક્તિ એ નિર્વાત સ્થિતિ સિવાય બીજું કંઈ પણ નથી. ઇચ્છાઓ કે જે તમને ગુંગળાવી નાખે છે, તેનો ત્યાગ કરવાથી, તમે નિર્વાત સ્થિતિ પ્રાપ્ત કરી શકશો અને લોહચુંબકની માફક આકર્ષણ સ્વરૂપ બનશો.

પ્રશ્ન:—શું રોગ મટાડવા માટે ભૌતિક પદાર્થોનો અસ્વીકાર કરવાની જરૂર છે?

જવાબ:—રોગ મટાડવા માટે હું અખંડ સુખ સ્વરૂપ છું એવી પ્રતીતિ તમારે કરવી જોઇએ. તમારે સર્વત્ર દિવ્યતાજ જોવી જોઇએ. તમે દિવ્યતાની પ્રતીતિ કરો એટલે તમારો સર્વ વ્યાધિ નાશ પામી જશે; અને આરોગ્ય, બળ, વિચાર વગેરે સર્વે પદાર્થો તમારી તરફ આકર્ષાઇ ચાલ્યા આવશે. ઈશ્વરને પણ જોવાની ઇચ્છા કરશો નહિ, કારણ કે તમે ઈશ્વર સ્વરૂપજ છો. જ્યારે ઈશ્વરનાં દર્શન કરવાની ઇચ્છા કરો છો, ત્યારે તમે ઈશ્વરને તમારાથી બહાર મૂકો છો, તેને તમારાથી અલગ કરો છો.

ન્યુટનની બાબતમાં આપણને જણાશે કે તેણે પોતાને ધ્યાનપરાયણ કરી દીધો હતો, અને ધ્યાનપરાયણ થવું એટલે ઇચ્છાથી રહિત થવું એ સિવાય બીજું કાંઈ પણ નથી. તે જે વિષય વિચારી રહ્યો હતો, તે વિષયની અંદર તેનો આત્મા નિમગ્ન થઇ ગયો હતો. તેનું પરિણામ એ આવ્યું કે તે મનુષ્ય જાતિનું હિત કરનાર થઇ ગયો. તેણે કંઈ મનુષ્ય જાતિને ઋણી બનાવવાના ઇરાદાથી પોતાનો પ્રશ્ન સિદ્ધ કર્યો નહોતો. તેને એવો વિચારજ નહોતો. તેણે આ કાર્ય કર્યું તેનું કારણ એજ કે એ કાર્ય તેને આનંદજનક હતું; અને આવી રીતે તે જનસમાજનો હિતકર્ત્તા થઈ ગયો.

લોકો તમારાં વખાણ ન કરે તેની હરકત નથી, તમારૂં નામ ન રહે તેનો વાંધો નથી, કારણ કે દુનિયાની દૃષ્ટિમાં જે ફતેહ જણાય છે તે તો કેવળ ઇંદ્રિયોનો ભ્રમ છે. ખરી ફતેહ તો તમને ત્યારેજ મળે છે, કે જ્યારે તમે "હું સર્વરૂપ છું, હું દિવ્ય સ્વરૂપ છું, હું જાતેજ ફતેહ સ્વરૂપ છું," એવી ભાવના કરો છો. શું એ પછી માયાનો અસ્વીકાર કરવાની જરૂર રહે છે? તમે તમારા સ્વરૂપનું સ્મરણ કરો કે હું દિવ્ય સ્વરૂપ છું; અને જે ક્ષણે તમને એવી પ્રતીતિ થઇ કે આપોઆપજ તે માયા જતી રહે છે. આ પ્રમાણે માયાનો ઇનકાર અને દિવ્યતાનો દૃઢ નિશ્ચય કરવા માટે કંઈ બે નોખા નોખા માર્ગ નથી, પરંતુ એકજ માર્ગ છે.

આવી રીતે તમારૂં સત્ય સ્વરૂપ તે આ સર્વે પ્રાણીઓ, આ સૂર્યો, આ તારાઓ, આ વૃક્ષો એ સર્વના નિયામક એવા પરમાત્મા છે, એવું તમને જણાશે. જ્યારે રામ માર્ગમાં ચાલે છે ત્યારે તે ચાલતાં ચાલતાં વિચારે છે કે આ સૂર્યજ બધાં વાદળાં અને ઝાકળને બનાવે છે. એ બધું સૂર્યને લઇનેજ છે. કેટલાક કહે છે, કે એ સૂર્યને લઇને નહિ, પરંતુ પૃથ્વી, પાણી વગેરેને લઇને છે; પણ આ કહેવું યથાર્થ નથી. પાણી, વાદળ, ઝાકળ એ સર્વ સૂર્યમાંથીજ ઉત્પન્ન થાય છે. એ બધાંને સૂર્યજ પેદા કરે છે, અને પાછો જ્યારે તેજ સૂર્ય તેમની તરફ પ્રચંડ દૃષ્ટિએ જુએ છે, ત્યારે તે વાદળ અને ઝાકળ વગેરે સર્વ અદૃશ્ય થઈ જાય છે. જેવી રીતે એકજ સૂર્ય પાણી ઝાકળ વગેરે બનાવે છે અને તેજ પાછો એ પાણી ઝાકળ વગેરેનો નાશ કરી નાખે છે, તેવીજ રીતે તમારી આત્મ પ્રતીતિ કે જેની અંદર તમે પરમાત્મા સ્વરૂપ છો એવું તમને ભાન થાય છે તેની પણ એકજ સ્થિતિ છે.

લોકો એમ કહે છે કેઃ—"પરમાત્માની પ્રતિમા અનુસાર મને સરજવામાં આવેલો છે;" પરંતુ રામનું એવું કહેવું છે કે ભલે તમે પ્રતિમા બનો પણ તેથી તમે ઘણા દુઃખી થશો. તમે પરમાત્માની પ્રતિમા કે આકૃતિ અનુસાર નથી, પરંતુ તમે તો પરમાત્મા સ્વરૂપજ છો.

પાણીમાં આકૃતિનું પ્રતિબિંબ પડે છે તેનો વિચાર કરીએ, તો તે પ્રતિબિંબ તે પાણી છે, અને તેમાં પરમાત્મા તે સૂર્ય છે. આજ પ્રમાણે મનુષ્ય પ્રથમ સ્થિતિમાં સૂર્યસમાન પોતાના પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે.

આંખ ઉઘાડમીંચ કરતાં રામને સર્વદા એવી પ્રતીતિ થાય છે કેઃ—"હુંજ સૂર્ય, ચંદ્ર અને તારાઓને આવરીને રહેલો છું; હુંજ તેઓમાં જોમ, શક્તિ અને જીવન મૂકું છું; હુંજ તેઓનો આધાર અને ટેકો છું; હું તેઓ સર્વની અંદર રહેલો પરમાત્મા છું." આ એક આત્મ પ્રતીતિની સ્થિતિ છે. તમે જો એ સ્થિતિને પ્રાપ્ત કરશો તો તમને જણાશે કે ઇર્ષ્યા, દ્વેષ, ધિક્કાર અને ભય એ સર્વ જતાં રહે છે. તમે જે કંઈ પેદા કરો છો, તેવું

રખેને બીજા લોકો પેદા કરે, અને તેમાંથી તેઓને પૈસા મળે, આવા પ્રકારની દહેશત પછી તમને રહેશે નહિ.

બાળક જ્યારે પોતાની માતા પાસેથી કોઈ એક પુસ્તક ખુંચવી લે છે ત્યારે શું માતાને તેના ઉપર કોઈ પણ જાતનો ઉદ્વેગ થાય છે કે ? ના, કદીએ નહિ; કારણ કે એ બાળક તેણીનું છે, અને એ પુસ્તક પણ તેણીનું છે. આજ પ્રમાણે કોઇ પણ માણસ તમારી પાસેથી જો કોઇ પણ ચીજ ચોરી જાય, તો તે ચોરી કરનાર માણસ અને તમે એકજ છો; અને તે માણસ તમારી પાસેથી જે કાંઈ ચોરે છે, તે પણ તમારૂંજ છે; અને તેનું પોતાનું છે, તે પણ તમારૂંજ છે; તો પછી તમને ભય શા માટે હોવો જોઇએ ? તમારી ફતેહ અને આનંદ, લોકો જેને ફતેહ અને આનંદ કહે છે, તે નથી. તમારૂં અંતિમ લક્ષ્ય તે સત્યજ છે; અને તેથી જો કદી આ દુનિયાના ભૌતિક પદાર્થો તમને પ્રાપ્ત થાય, તો તમારે તેને કહેવું જોઇએ કે:–" હે સેતાન ! તું મારી પાછળથી ચાલ્યો જા, તારા હાથનું મારે કંઈ પણ જોઇએ નહિ." અહા ! આથી તમે કેવા સુખી થાઓ છો ! તમે સ્વર્ગ સ્વરૂપજ બનો છો, અને તમે તમારા જીવનને વિજય સ્વરૂપજ બનાવો છો.

પ્રાણાયામ એટલે શું ? પ્રાણાયામ કરવાની લોકો ઘણીજ અગત્ય બતાવે છે; પરંતુ રામનું એવું કહેવું છે કે જ્યારે આપણું મન સત્યમાં વિલીન થઈ જાય છે, ત્યારે પ્રાણાયામ પોતાની મેળેજ થાય છે. જે ક્ષણે આપણે એવી પ્રતીતિમાં નિમગ્ન થઇએ છીએ, જે ક્ષણે આપણે એકાગ્રચિત્તે ૐનો જપ કરીએ છીએ, તેજ ક્ષણે ઉત્તમ પ્રકારે પોતાની મેળેજ પ્રાણાયામ સિદ્ધ થઇ જાય છે. પ્રાણ ગુદાદ્વાર, ઉદર, ફેફસાં વગેરે તમારા આખા શરીરમાં પૂર્ણ થાય છે. મુખ્ય વસ્તુ પોતાના સત્ય સ્વરૂપની પ્રતીતિ કરવી એજ છે, અને એ જો સિદ્ધ થઈ તો પછી દરેક વસ્તુ આકર્ષાઇને તમારી પાસે ચાલી આવશે.

આ દેશની અંદર લોકોને સુંદર નયન, સુંદર નાસિકા અને સુંદર હડપચી પોતાને હોય એવી અભિલાષા હોય છે. વળી લોકો આ આધ્યાત્મિક શક્તિથી ધન પ્રાપ્ત કરવા વાંચ્છા કરે છે; પરંતુ જો તમારે સૌંદર્ય, વર્ણ, ધન, આરોગ્ય વગેરે કામનાઓ સિદ્ધ કરવી હોય, તો પણ તમારે વેદાંતનો ત્યાગધર્મ કાંઈક અંશે પાળવોજ પડશે. અને કાંઈક અંશે તમે તે પાળશો તેથી તેનું ફળ પણ તમને કાંઇક અંશેજ મળશે; પરંતુ આવી કાંઈક અંશે થએલી ફળપ્રાપ્તિથી તમારૂં કાંઈ પૂરૂં વળવાનું નથી. જ્યારે આવું છે, ત્યારે શા માટે સર્વ વસ્તુઓના ઉત્પત્તિ સ્થાનને તમે પ્રથમ સિદ્ધ કરતા નથી ? તે સિદ્ધ થયા પછીજ તમારે જે જે કામનાઓ કરવી હોય તે ભલે તમે કરજો. જરૂર તે સર્વ પૂરી થશે; એટલુંજ નહિ પણ દરેક વસ્તુ તમને શોધતી શોધતી આવશે; માટે કૃપા કરીને તમે ઇચ્છાના અમુકજ પદાર્થોમાં બંધાઇ રહેશો નહિ, પરંતુ સર્વે કામનાઓ જેથી સિદ્ધ થાય એવો રાજમાર્ગજ પકડજો, પ્રભુ અને આનંદ પ્રાપ્ત કરવાનો રાજમાર્ગ–ટુંકો રસ્તો ' હું પોતેજ સાક્ષાત પ્રભુ અને આનંદ સ્વરૂપ છું ' એવી આત્મ પ્રતીતિ કરવી એજ છે.

આત્મ પ્રતીતિ બે રસ્તેથી થઇ શકે છે, કાંતો શ્રદ્ધાથી અને કાંતો અજ્ઞાનથી. આવી રીતે વેદાંત શાસ્ત્રનો અભ્યાસ કરવાથી તમે તમારી સર્વ શંકાઓનું સમાધાન કરી શકશો, અને આશા રાખવામાં આવે છે કે ભવિષ્યમાં થોડાજ વખતમાં આ તત્ત્વજ્ઞાનનું સંપૂર્ણ વિવરણ રામ તરફથી બહાર પડશે.

વેદાંતશાસ્ત્ર વાંચવાથી જો તમને આત્મપ્રતીતિ ન થાય તો તમે તેમાં શ્રદ્ધા રાખજો. ખ્રીસ્તી લોકોને આત્મ પ્રતીતિની ઝાંખી થાય છે; પરંતુ ક્રાઇસ્ટને જેવી આત્મપ્રતીતિ થઈ હતી, તેવી તેમને થતી નથી, તેથી તેઓ શ્રદ્ધા રાખે છે. તેટલા માટે તમને વખત મળે, અને વળી જો તેમાં તમારૂં સંપૂર્ણ હિત છે એમ તમને લાગતું હોય, તો તમે વેદાંતશાસ્ત્ર વાંચજો. અને એમ જો બને તો તમે રામમાં, પ્રભુમાં અને તમારા પોતાના આત્મામાં શ્રદ્ધા રાખજો; જેથી જરૂર તમે મુક્ત થઇ જશો. આ માર્ગથીજ તમારો ઉદ્ધાર છે, તે સિવાય તેને માટે બીજો કોઈ પણ માર્ગ નથી.

'नान्यः पन्था विद्यतेऽयनाय.'

ॐ ॐ





# ૬--મનની સ્થિરતા*.

થોડા વખત ઉપર એવો પ્રશ્ન કરવામાં આવ્યો હતો કે, " મનુષ્ય આ જમાનામાં વેદાન્તના સિદ્ધાન્ત પ્રમાણે વર્તી શકે કે ?" અને એક માણસ તરફથી એમ પણ પૂછવામાં આવ્યું હતું કે વેદાંતના સિદ્ધાન્તનો અનુભવ કરવા માટે મનુષ્યે સર્વનો પરિત્યાગ કરી અરણ્યમાં જવું જોઇએ ? રામનું એવું કહેવું છે કે, "તમારે સર્વથી નિવૃત્ત થઇ અરણ્યમાં જવાની કાંઇ પણ જરૂર નથી."

સાંપ્રત કાળમાં વખતના અવકાશને માટે ફરિયાદ કરવામાં આવે છે. લોકો કહે છે કેઃ— "અમને વખત નથી; અમને ઘણાં ઘણાં કામો કરવાનાં છે; અમારાં સગાંવહાલાં અને મિત્રોમાં બધો વખત ચાલ્યો જાય છે." એક એવી પ્રાર્થના છે કે, "હે ઈશ્વર ! તું અમારૂં અમારા દુશ્મનોથી રક્ષણ કરજે" પરન્તુ હાલના જમાનાના લોકોએ તો પ્રાર્થના એવા પ્રકારની કરવી જોઇએ કે, "હે ઈશ્વર ! તું અમારૂં અમારા મિત્રોથી પણ રક્ષણ કરજે." કેમકે મિત્રો અમારો બધો વખત લે છે; ચિંતા, ઉદ્વેગ, ત્રાસ એ આપણો વખત હરી લે છે. અમારે અમારાં સ્ત્રીબાળકોને સંભાળવાનાં હોય છે; અમારે કેટલાકને મળવા જવાનું અને કેટલાક અમને મળવા આવે તેમને મળવાનું હોય છે. વળી અમને કેટલુંક વાંચવાનું હોય છે; આથી અમે આધ્યાત્મિક ઉત્કર્ષ કરવાને ક્યાંથી વખત લાવીએ ? લોકોને નિરાંતે ખાવાનો પણ વખત મળી શકતો નથી. ફરજને નામે તમારૂં આખું જીવન બંધનથી જકડાતું જાય છે; પરંતુ આ કર્ત્તવ્યો ક્યાંથી આવે છે તેની આપણે તપાસ કરીએ.

આ કર્ત્તવ્યો તમારે માથે કોણે નાખ્યાં છે ? બીજા કોઇએ નહિ પણ તે તમેજ નાખ્યાં છે. ખરી રીતે જોતાં તમેજ તમારાં કર્ત્તવ્યો ઉભાં કરો છો. ઑફિસમાં જઈ કામ બજાવવું, એને તમે તમારી ફરજ સમજો છો; પરંતુ એ ઑફિસનું કામ તમારે શિરે કોણે નાખ્યું ? એ તમે પોતેજ નાખ્યું છે. આવી રીતે જો તમે તમારા કર્ત્તવ્યના સ્વરૂપને જોશો, તો તમે પોતેજ તમારા માલીક છો, એમ તમને જણાશે. આ બધાં કર્ત્તવ્યો કે જે તમને સંપૂર્ણ રીતે બંધનકર્ત્તા છે, તે તમે પોતેજ ઉત્પન્ન કર્યા છે. જો આ તમને એક વખત બરાબર સમજાયું તો પછી આ દુનિયામાં એવી કોઇ વસ્તુ નથી કે જે તમને બદ્ધ કરે. દરેક પદાર્થ મૂળથી તમારામાંથીજ ઉત્પન્ન થાય છે, આ જ્ઞાનથી તમે ઘણા સુખી થશો, અને તમે તમારી સ્થિતિને ઘણીજ સહેલાઇથી વ્યવસ્થિત કરી શકશો.

એક વખત ડૉ. જૉન્સન પાસે એક માણસ આવ્યો અને તેણે કહ્યું કે, "ડૉકટર, હું ઘણો દુઃખી છું, કોઈ પણ કામ કરવા માટે હું નાલાયક છું. હું કાંઇ પણ કરી શકવાનો

* તા. ૧૫ ફેબ્રુઆરી ૧૯૦૩ના રોજ શિક્ષણ આપવાના વર્ગમાં આપવામાં આવેલું ભાષણ.

નથી. મનુષ્ય તે આ દુનિયામાં શું કરી શકે એમ છે ?" આ માણુસ શાથી આવું કહે છે, તે જાણુવાને માટે ડૉકટરને તપાસ કરવાની વૃત્તિ થઈ અને તે માણુસને આમ કહેવાનું કારણુ પૂછયું. તે માણુસે કહ્યું કે, "જુઓ, સાંભળો, મનુષ્ય આ દુનિયામાં વધારેમાં વધારે સો વર્ષ જીવે છે; અને આ વિશ્વની અનંતતામાં એ સો વર્ષ શી ગણુત્રીમાં. એ સો વર્ષમાંથી પચ્ચાસ વર્ષ તો ઉંઘવામાં જવાનાં. આપણી બાલ્યાવસ્થાનો વખત પણુ એક લાંબી ઉંઘજ છે. આપણી વૃદ્ધાવસ્થાનો સમય પણુ અશક્તિ અને લાચારીનો વખત છે, કે જે વખતે આપણે કાંઇ પણુ કરી શકતા નથી. યુવાવસ્થાનો સમય પણુ દુષ્ટ વિચારો અને સર્વ પ્રકારના મોહમાં વ્યર્થ ચાલ્યો જાય છે. બાકીનું આયુષ્ય રમતગમતમાં અને ખાવાપીવા વગેરે આવશ્યકતાઓ પૂરી પાડવામાં જાય છે, અને તેમાંથીએ જે અવશેષ રહે તે ક્રોધ, ઇર્ષ્યા, ઉદ્વેગ, પરિતાપ અને દુઃખમાં તથા પોતાની સંતતિ, મિત્રો અને સગાંસંબંધીઓ તરફની ફરજો બજાવવામાં ચાલ્યો જાય છે. આપણો સર્વ કાળ આવી રીતે વ્યર્થ ચાલ્યો જવાનો; ત્યારે પછી મનુષ્ય પોતાના ઈશ્વિર સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાને કયાંથી વખત કાઢી શકે ? નજ કાઢી શકે. દેવાલયો અને ધર્મસ્થાનોમાં જઇ ધર્માચાર્યો અને ઉપદેશકોને કહી દો કે આ દુનિયામાં લોકો ધર્મને માટે વખત કાઢી શકે એમ નથી. તેઓને પોતાના ઈશ્વિર સ્વરૂપની પ્રતીતિ કરવાને વખત નથી. આ અમારી સ્થિતિ છે."

ડૉ. જોન્સન આ શબ્દો સાંભળી હસ્યા નહિ; તેમજ આ માણુસને ઠપકો પણુ દીધો નહિ. તેઓ માત્ર રડવા લાગ્યા અને તે માણુસના જેવા દુઃખીઆરા બનીને બોલ્યા કે, "ભાઇ, ખરેખર મનુષ્યે આપઘાત કરવો જોઇએ, કારણુ કે તેને પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરવાને પણુ વખત નથી. ભાઇ, આ જે તમારી ફરિયાદ છે તેમાં વળી મારી ફરિયાદને ઉમેરવાની છે, તમારી ફરિયાદ કરતાં મારી ફરિયાદ વધારે સખત છે."

પેલા માણુસે ડૉ. જોન્સનને પૂછયું કે, "તમારી વળી એવી શી ફરિયાદ છે ?" ડૉ. જોન્સને ખોટું ખોટું રોવા માંડયું અને કહ્યું કે, "આમ જુઓ ! આ પૃથ્વીમાં કયાંએ મારે માટે જગ્યા નથી. આ પૃથ્વીમાં કયાંએ મારે માટે સ્થળ નથી કે જ્યાં મારા પોષણુ પુરતું અનાજ પાકી શકે ! હું ખરેખર બહુજ દુઃખી છું." પેલા માણુસે કહ્યું, "ડૉકટર ! આમ તે કેમ બને ? તમને દશ માણુસ જેટલું ખાવા જોઇએ છીએ, એ હું કબૂલ કરૂં છું; પણુ તેમ છતાં તમારૂં પેટ ભરાય એટલું અન્ન પકવવાને તો જોઇએ એટલી જમીન છે. તમારા શરીરનું પોષણુ કરવા પુરતું અનાજ અને વનસ્પતિ ઉત્પન્ન કરવાને તો ઘણીએ જમીન છે." ડૉ. જોન્સને જણાવ્યું, "જુઓ, આ તમારી પૃથ્વી તે શું ? એ પૃથ્વી તો કાંઇએ નથી, ખગોળશાસ્ત્રની ગણુતરીમાં એ પૃથ્વી તે માત્ર ગણિતના એક મધ્યબિંદુ સમાન છે. જ્યારે તારાઓ અને સૂર્યનું અંતર આપણે માપીએ છીએ ત્યારે આપણે આ પૃથ્વીને એક બિંદુ સમાનજ ગણીએ છીએ. આ બિંદુ કે જે આપણી પૃથ્વી છે, તેનો ત્રણુ ચતુર્થાંશ ભાગ તો પાણીથી ભરપુર છે; પછી તેમાંથી બાકી કેટલી રહી ? જે બાકી રહી તેમાં રેતીનાં મોટાં મોટાં મેદાનો આવેલાં છે. તેમાંથી એ બાકી રહી તેમાંના ભાગમાં વૃક્ષ પર્વતો અને પથરાઓ પથરાયલા છે, તે ઉપરાંત જે બાકી રહી તેમાં સરોવરો અને નદીઓ આવેલી છે. તે સિવાયના બાકી રહેલા ઘણુા ભાગમાં લંડન જેવાં મોટાં મોટાં શહેરો આવેલાં છે. વળી રસ્તાઓ, પોળો, રેલ્વે માર્ગો, વગેરેથી પૃથ્વીનો કેટલોક ભાગ

રોકાયલો છે. આવી રીતે જ્યારે પૃથ્વી ચારે તરફથી ઘેરાયલી છે, ત્યારે માણસને માટે તેમાંથી બાકી શું રહી ? ધારો કે કદાચ માણસને માટે થોડી પૃથ્વી અવશેષ રહે છે, પરંતુ આ દુનિયામાં કેટલા બધા જીવતા પ્રાણીઓ છે કે જેમ નહિ જેવી થોડી ઘણી જે પૃથ્વી બાકી રહી છે તેનો લાભ લેવાનો છે. આપણે આ જગતમાં કેટલાં બધાં પક્ષીઓ, કેટલા બધા જંતુઓ, ઘોડાઓ અને હાથી વગેરે પ્રાણીઓ જોઇએ છીએ ! આ બધાં પ્રાણીઓ જે કાંઈ થોડી ઘણી પૃથ્વી અમારા પોષણને માટે અનાજ ઉત્પન્ન કરી શકે એવી બાકી રહી છે તેના ઉપર રહે છે. જેથી મનુષ્યને ભાગે તો નહિ જેવીજ પૃથ્વી અવશેષ રહે છે. હવે એ નહિ જેવા ભાગપર કેટલાં બધાં મનુષ્યોની વસ્તી છે! લંડન તરફજ નજર નાખો, લાખોને લાખો મનુષ્યોથી તે ભરપુર છે. મોટા બિંદુ સમાન આ પૃથ્વીના બાકી રહેલા નહિ જેવા ભાગ ઉપરજ સર્વને જીવવાનું છે. ત્યારે તમે હવે વિચાર કરો કે પૃથ્વી મારા પેટ પુરતું અનાજ કેવી રીતે ઉત્પન્ન કરી શકે ? આ વિચારથી હું તો તદ્દન નિરાશ થઈ ગયો છું અને મારે મરી જવા સિવાય કોઈ રસ્તો નથી, એવા શોચનીય નિર્ણય ઉપર હું આવ્યો છું; કારણ કે મને ક્યાંએ એવી જમીન નજરે પડતી નથી કે જે મારા પોષણ જોગું અનાજ ઉત્પન્ન કરી શકે."

આ બધું સાંભળી લઇ પેલો માણસ બોલ્યો, "ડૉકટર સાહેબ, તમારી દલીલ ખરી નથી; તમારા તર્ક તો ખરા જણાય છે, પરંતુ તે ગમે એટલા ખરા હોય તોપણ તમારા પોષણજોગું અનાજ તો આ પૃથ્વી ઉત્પન્ન કરી શકે એમજ છે." આ ઉપરથી ડૉ. જૉન્સને કહ્યું, "સાહેબ ! જો મારી ફરિયાદ બીનપાયાદાર છે; તો આધ્યાત્મિક ખોરાકથી તમારી જાતને પોષવા માટે તમને વખત નથી, એવી જે તમારી ફરિયાદ છે, એ પણ બીનપાયાદાર છે. ભૌતિક ખોરાકથી મારી જાતને પોષવા માટે જો આ પૃથ્વી જોઇએ એટલી પુરતી છે, તો તમારી ધારણા પુરી પાડવા માટે તમને પણ વખત જોઇએ એટલો પુરતો છે, એ તમને આધ્યાત્મિક ખોરાક બરાબર પુરો પાડી શકશે."

આધ્યાત્મિક ખોરાક લેવાને માટે હાલના સુધારાના જમાનામાં અમને વખત મળતો નથી, એવા પ્રશ્નનો ઉત્તર પણ રામ ઉપર પ્રમાણેજ આપે છે. ઘણાં વર્ષો ઉપર એ પ્રશ્નનો જે ઉત્તર ડૉ. જોન્સને આપ્યો હતો તેવોજ ઉત્તર આ પ્રશ્નનો રામ આપે છે. આવા પ્રવૃત્તિમય જમાનામાં પણ આધ્યાત્મિક રીતે આગળ વધવાને તમને જોઇએ એટલો વખત છે; જો તમે વખતનો સદુપયોગ કરો, તો તમને વખત જોઇએ એટલો છે.

કોઇ એક માણસ ઘોડા ઉપર બેશીને કોઇ દૂરના દેશમાં જતો હતો. રસ્તામાં તેને પાણી કાઢવાની પર્શિઅન ચક્કી ( કોસ ) આગળ થઇને જવાનું થયું. તમે જાણો છો કે હિંદુસ્તાનમાં એ પર્શિઅન ચક્કીવડે કૂવામાંથી પાણી કાઢવામાં આવે છે. જ્યારે કૂવામાંથી પર્શિઅન ચક્કીવડે પાણી ખેંચવામાં આવે છે ત્યારે ત્યાં અવાજ થાય છે. આ કૂવામાંથી જે પાણી વહેતું હતું તેમાંથી પાણી પાવાને માટે તે માણસે પોતાનો ઘોડો તે કૂવા આગળ લીધો; પણ તે ઘોડાએ આવો અવાજ પહેલાં કદી નહિ સાંભળેલો, તેથી તે ભડક્યો અને પાણી પીધું નહિ. ત્યાં જે ખેડુત તે પર્શિઅન ચક્કી ચલાવતો હતો તેને પેલા ઘોડાવાળાએ, તે અવાજ જરા બંધ કરવાને કહ્યું. ખેડુતે પાણીની ચક્કી બંધ કરી એટલે ત્યાં થતો અવાજ બંધ થયો; પણ અવાજ બંધ થતાંની સાથે ત્યાં પાણી આવતું પણ બંધ થઇ ગયું ! આથી ઘોડો પાણીના થાળા આગળ ગયો પણ ત્યાં પાણી મુદ્દલ નહોતું. આ જોઇ ઘોડાવાળાએ કહ્યું કે:— "અરે વિચિત્ર ખેડુત ! તમને મેં અવાજ બંધ કરવાને કહ્યું હતું, કાંઇ પાણી બંધ કરવાને

કહ્યું નહોતું. તમે તો કોઇ વિચિત્ર માણસ જણાઓ છો !" ખેડુત બોલ્યો:-"સાહેબ અમે અંતઃકરણથી તમારી સેવા અને સત્કાર કરવા, તેમજ તમારા ઘોડાને પાણી પાવા આતુર છીએ; પરંતુ દિલગીરી સાથે જણાવવું પડે છે કે તમારી માગણી અમારી શક્તિની બહાર છે. અમે તમારી માગણી બર લાવી શકીએ તેમ નથી. જો તમારે પાણીની જરૂર હોય, જો તમારે તમારા ઘોડાને ધરાઇને પાણી પાવું હોય, તો અવાજ ચાલુ હોય તેજ વખતે તમારા ઘોડાને થાબડી પંપાળીને તમારે પાણી પાવું જોઇએ; કારણ કે અવાજ બંધ કરવાની સાથે પાણી પણ આવતું બંધ થઈ જશે. હમ્મેશાં આવા અવાજની સાથેજ પાણી આવે છે."

રામનું પણ એજ કહેવાનું છે કે જો તમારે વેદાંતની પ્રતીતિ કરવી હોય, તો દરેક પ્રકારના અવાજ અને ઘોંઘાટ વચ્ચેજ નહિ, પણ ગમે તેવી આપત્તિઓની વચ્ચેજ, તમારે વેદાંતની પ્રતીતિ કરવી જોઇએ. આ દુનિયામાં તમે તમારી જાતને એવા કોઇ પણ સ્થળમાં નહિ લઇ જઈ શકશો કે જ્યાં બહારનો અવાજ અને ધાંધલ હોય નહિ. તમે ભલે હિમાલયના શિખર ઉપર જઇને વસો, તો ત્યાં પણ આસપાસની ઉપાધિ અને ધાંધલ તો હશેજ. તમે જંગલમાં રહી જીવન ગાળો, તો ત્યાં પણ તમને ઉપાધિ નડવાનીજ. જ્યાં જવું હોય ત્યાં જાઓ, પરંતુ એ ઉપાધિ અને ધાંધલ કદી તમને છોડશેજ નહિ. એ તો સદા તમારી સાથે રહેવાનાંજ.

માટે જો વેદાંતનો સ્વાનુભવ કરવો હોય તો જ્યારે તમારી આસપાસ પાણી કાઢવાની ચક્કીનો (કોસનો) અવાજ થતો હોય ત્યારેજ કરવો જોઇએ. **વિપરીત ઉપાધિ અને પરિસ્થિતિમાંથીજ અનેક મહાન પુરૂષો થયા છે.** જેમ જેમ આ પરિસ્થિતિ વધારે ને વધારે પ્રતિકુળ હોય છે, જેમ જેમ આસપાસની ઉપાધિ વધારે ને વધારે કસોટી કાઢનાર હોય છે, તેમ તેમ આ પરિસ્થિતિ અને ઉપાધિમાંથી પસાર થનાર મનુષ્યો વધારે ને વધારે મજબૂત થતા જાય છે. વાસ્તે આ બાહ્યઉપાધિ, અનેક જાતનો ત્રાસ અને અનેક જાતના ઉદ્વેગને તમે વધાવી લ્યો. આની આજ પરિસ્થિતિમાં તમે વેદાંતી જીવન ગાળો. જ્યારે તમે એવું વેદાંતી જીવન ગાળશો, ત્યારે આ આસપાસની સર્વ પરિસ્થિતિ અને ઉપાધિ તમારે તાબે થશે. એ સર્વ તમારાં દાસ બનશે અને તમે તેમના સ્વામી થશો.

શું આ સમાજ તે તમારૂં અધઃપતન કરે છે? શું આ જગત તમારી અવગતિ કરે છે? ના ! તમે કાંઈ આ જગતમાં રહેતા નથી; પરંતુ દરેક જણ પોતે પોતાનાજ સજેલા નાના જગતમાં રહે છે. આ ઈશ્વિરરચિત જગતમાં તો બહુ થોડાજ મનુષ્યો રહે છે. તમે પોતેજ તમારી આસપાસના જગતને નાનું સરખું અને પરિમિત બનાવો છો. એવા કેટલાએ મનુષ્યો છે કે જેઓ પોતાના ગૃહસંસાર રૂપ નાના જગતની બહાર શું છે, તે કશુંજ જાણુતા નથી. એવા કેટલાએ મનુષ્યો છે કે જેઓ પોતાની ન્યાત કે ગામરૂપી નાની દુનિયાની બહાર શું છે, તે જરા પણ જાણુતા નથી. એવા અનેક લોકો છે કે જેઓ સ્ત્રી, પુરૂષ અને સંતતિની બનેલી પોતાની નાની દુનિયાની પેલી પાર શું છે, તે જાણુતાજ નથી. બંધુઓ ! તમે આ વિશાળ (ઈશ્વિર કૃત) દુનિયામાં રહો, અને તમારી નાની નાની પરિમિત દુનિયાઓથી પર થાઓ. જે તમારૂં અધઃપતન કરે છે, તે કાંઇ આ ઈશ્વરકૃત વિસ્તારવાળી દુનિયા નથી; પરંતુ તમારી પોતાની સજેલી નાની નાની દુનિયાઓજ છે. જો તમે તમારી પરિમિત દુનિયાથી પર થશો તો આ સમસ્ત વિશ્વ તમારે તાબે થશે.

કર્મનું વાસ્તવિક સ્વરૂપ શું છે, તે દર્શાવીને આપણી સર્જેલી નાની નાની દુનિયાનું સ્વરૂપ સ્પષ્ટ કરવામાં આવશે. તમે કહો છો કે અમને ઘણું કામ છે, અને રામે જોયું પણ છે કે આ દેશમાં લોકો વખતને માટે બહુ બૂમો પાડે છે. જો કે રામને જોઇને ઘણો ખેદ થાય છે કે અહીં લોકો આખી ઉમ્મર સુધી નકામો વખત કાઢવાને પ્રયત્ન કરી રહ્યા છે, છતાં તેઓ કહે છે કે અમને વખત મળતો નથી! તમે પોતેજ તમારી ઈચ્છામાંથી વખતને હાંકી કાઢો છો, અને ઘડીઆળના ટકોરા ગણીને માંડ માંડ વખત પૂરો કરો છો, છતાં તમે કહો છો કે અમને વખત નથી, તે કેવી રીતે બને? કામ શું છે? તેજ તમે બરાબર સમજતા નથી; એજ તમારી ફરીઆદનું કારણ છે. વાસ્તવિક રીતે જે કામ નથી તેને તમે કામ કહો છો. જૂદા જૂદા લોકો કામની જૂદી જૂદી વ્યાખ્યાઓ કરે છે. યંત્રશાસ્ત્ર અને યંત્રશાસ્ત્રીઓ કામનું જે સ્વરૂપ જણાવે છે, તેનાથી આપણે તેનું સ્વરૂપ જૂદુંજ જણાવીએ છીએ. જો આપણે કોઇ સપાટી ઉપર ચાલતા હોઇએ તો તેઓની દૃષ્ટિએ તે કામ-કર્મ નથી; જો કોઈ સપાટી ઉપર દડો ગતિમાં હોય તો તે કોઈ કર્મ નથી. જ્યારે તમે કોઈ ઉંચે પર્વત ઉપર ચઢતા હો ત્યારેજ તમે કામ-કર્મ કરો છો એમ કહી શકાય. જ્યારે તમે સીધી લાઇનમાં ચાલ્યા જતા હો ત્યારે તમે કામ કરો છો એમ કહી શકાય નહિ, કામના સ્વરૂપના નિર્ણયની આવી એક તરેહવાર વ્યાખ્યા છે.

માનસશાસ્ત્ર કામના-કર્મના સ્વરૂપને જૂદીજ રીતે વર્ણવે છે. માનસશાસ્ત્રના નિયમ પ્રમાણે ત્યારેજ તમે કામ કરો છો એમ કહી શકાય, કે જ્યારે તમારૂં મન તે કામની અંદર લાગેલું હોય. કામ કરવા છતાં તેમાં તમારૂં મન લાગેલું નથી તો તે કોઇ રીતે કામ કહી શકાયજ નહિ. તમે શ્વાસોચ્છ્વાસ લો છો, પણ માનસશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે એ શ્વાસોચ્છ્વાસને કોઇ રીતે કર્મ કહી શકાય નહિ. તમારૂં લોહી તમારી નસોમાં વહી રહ્યું છે અને એક રીતે જોતાં આ પણ એક જાતનું કામજ છે; પરંતુ માનસશાસ્ત્રીઓના મત પ્રમાણે તેને કર્મ કહી શકાય નહિ. કામ કોનું નામ તે બતાવવાને તેઓ જૂદુંજ દ્રષ્ટાંત આપે છે.

નોકરીમાંથી ફારગ થયેલો એક વયોવૃદ્ધ લશ્કરી માણસ હતો. આ માણસને લશ્કરી કવાયતનો એટલો બધો મહાવરો થઇ ગયો હતો કે આ કવાયત તેને પોતાની મેળે ચાલતા યંત્રની માફક સ્વાભાવિક થઇ ગઇ હતી. આ માણસ એક દિવસ પોતાના ખભા ઉપર દૂધની વટલોઈ લઇને એક પોળમાંથી પસાર થતો હતો, તેવામાં ત્યાં એક મશ્કરો આવી લાગ્યો. તેણે પેલા લશ્કરી માણસનું દૂધ ઢોળી નખાવવાના વિચારથી એક કોરે ઉભા રહીને "એટેનશન" "એટેનશન" એમ કવાયત કરવાના શબ્દોનો ઉચ્ચાર કર્યો. તમે જાણો છો કે "એટેનશન" એમ કહેતાંની સાથેજ લશ્કરી માણસે પોતાના હાથ નીચે નાખી દેવા જોઇએ. આ વૃદ્ધ લશ્કરીએ પણ 'એટેનશન' એવો શબ્દ સાંભળ્યો કે તરતજ ખભા ઉપરની વટલોઇને છોડી પોતાના હાથ નીચે નાખી દીધા. આથી ખભાપરની વટલોઈ નીચે પડી અને બધું દૂધ ઢોળાઈ જઈ નીકમાં ચાલ્યું ગયું. રસ્તે જનારાઓ અને દુકાનદારોને આ બનાવ જોવાની ઘણી મજા પડી. તમે આમાં જોયું હશે કે પેલા માણસે એટેનશન (સાવધાન) એવો શબ્દ સાંભળ્યો કે તરતજ પોતાના હાથ નીચે નાખી દીધા; પરંતુ માનસશાસ્ત્ર આના સંબંધમાં એવું કહે છે કે તે માણસે કોઈ પણ ક્રિયા કરી નથી. એ તો માત્ર એક પ્રતિક્રિયા (Reflex action) કહી શકાય. અને પ્રતિક્રિયા એ કોઈ રીતે ક્રિયા કહી શકાય નહિ; કારણ કે એ પ્રતિક્રિયામાં એના મનનું અસ્તિત્વ નહોતું.

હવે રામ માત્ર એટલુંજ પૂછે છે કે ચોવીશ કલાકની અંદર તમે કેટલું કામ કરો છો? તમે ખાઓ છો તેને તમે કામ કહી શકશો? તમે બીજાં કેટલાંક કામો કરો છો તેને તમે માનસશાસ્ત્રના મત પ્રમાણે કામ કહી શકશો? તમે ચાલો છો તેને કામ કહી શકાય? તમે એવાં બીજાં પણ ઘણાંએ કામ કરો છો, તેને તમે કામ કહી શકશો કે? ના, કદી પણ નહિ; કારણ કે તમારૂં મન, ધ્યાન ત્યાં હતું નહિ. તમે જે કામ કરતા હો, તેમાં તમારૂં મન અથવા ધ્યાન ન હોય તો તેને કામ કોઈ રીતે કહી શકાય નહિ. કેટલાંક કામોમાં તમારૂં મન પૂરેપૂરૂં રોકાયેલું હોય છે, અને કેટલાંક કામોમાં તમારૂં મન અડધું રોકાયલું હોય છે. જે કામમાં તમારૂં મન અડધું રોકાયલું હોય છે, તે કામ તમે અડધું કર્યું કહેવાય; અને બાકી રહેલા મનનો, ધ્યાનનો તમે ધારો તો ઉપયોગ કરી શકો. તેમજ તમારૂં મન જ્યારે તદ્દન ભમતું હોય ત્યારે પણ તમે તેનો પૂરતી રીતે ઉપયોગ કરી શકો. આ પ્રમાણે તમે તમારા મનનો ઉપયોગ કરવાથીજ તમારા જીવનમાં વૃદ્ધિ કરી શકો એમ છો. તમે તમારૂં લક્ષ ન આપો તેના કરતાં લક્ષ આપો તો એક દિવસમાં અધિક કામ કરી શકશો. આ બાબત આપણે એક બીજા દૃષ્ટાંતથી સ્પષ્ટ કરીશું.

એક ગલીમાંથી બે છોકરાઓ પસાર થતા હતા, તેઓ ત્યાં એક બીજાને મળ્યા. તેઓ મિત્ર હતા. તે માંહેલા એક જણે પોતાની સાથે દેવળ (Church)માં આવવાને બીજાને આગ્રહ કર્યો, કે જ્યાં ઉપદેશ, સંગીત અથવા એવુંજ કાંઇ સાંભળવાનું મળે. ત્યારે બીજાએ રમવા જવાને માટે આગ્રહ કર્યો અને વધુમાં જણાવ્યું કે, દેવળમાં જવું અને રોજ ને રોજ એકનો એક ઉપદેશ સાંભળવામાં વખત ગુમાવવો એથી આપણને લાભ શો? તેના કરતાં તો રમવા જઇએ તો ઘણું સારૂં! આવી રીતે તેઓ એકમત થયા નહિ અને તેમાંથી એક જણ દેવળમાં ગયો અને બીજો કયાંક રમવાને માટે ગયો. જે છોકરો દેવળમાં ગયો હતો તે બરાબર ઉપદેશકની નજીકમાંજ બેઠો હતો, પણ ઉપદેશકનો ઉપદેશ તે સમજી શકયો નહિ, એકકે વાકય તેને સમજાયું નહિ, તેથી તે ઘણો દિલગીર થઈ ગયો અને દેવળમાં આવવા માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. ત્યાર પછી તે રમવાની જગ્યાનું ચિંતવન કરવા લાગ્યો. તેણે પોતાનો મિત્ર કે જે બીજા છોકરાઓ સાથે મળીને રમતો હતો તેના સંબંધમાં વિચાર કરવા માંડયો. બરોબર બે કલાક સુધી તે છોકરો એ દેવળમાં બેઠો, પણ તે દરમિયાન તે છોકરાનું મન રમતમાંજ રોકાયલું હતું. પેલો બીજો છોકરો કે જે રમવાને માટે ગયો હતો, તેને પણ એની જોડે બરાબર રમી શકે એવો કોઇ છોકરો જણાયો નહિ. આવી રીતે તે પણ એકલો પડી ગયો અને ઘણોજ ઉદાસ થઇ ગયો. દેવળમાં જવાનો તેણે પણ વિચાર કર્યો પણ ઘણુંજ મોડું થઈ જવાથી તે ત્યાં પણ જઇ શકયો નહિ. તે જોકે ત્યાં રમવાના સ્થળમાંજ હતો તો પણ તેનું મન તો દેવળમાંજ ગયું હતું, એટલે બધો વખત તે દેવળમાંજ હતો. બે કલાક પછી તે બન્ને છોકરાઓ એની એજ ગલીમાં પાછા મળ્યા. એકે દેવળમાં ન જવાયું તેને માટે દિલગીરી બતાવી અને બીજાએ રમવા ન જવાયું તેને માટે દિલગીરી બતાવી.

લોકોમાં ઘણે ભાગે આવુંજ બને છે. જ્યાં તમારૂં શરીર હોય છે ત્યાં તમારૂં મન હોતું નથી. આજનું ભાષણ ખરેખર સાંભળે છે એવા કેટલા અહીં છે? ઘણા થોડાજ જણનાં મન આ હૉલમાં રહી શકે એમ છે; કારણ કે ઘણાઓનાં મન બહાર ફરતાં હશે; કેટલાકનું મન તો પોતાના પુત્રાદિક અને મિત્રોમાં ભમતું હશે! મન એક જગ્યાએથી બીજી જગ્યાએ

અને એક વિષયમાંથી બીજા વિષયમાં ભમે છે. માનસશાસ્ત્ર પ્રમાણે જ્યારે મન કામમાં હોય ત્યારેજ તમે કામ કરો છો એમ કહી શકાય.

કેટલીક વખત તમારૂં શરીર કામ કરે છે, પણ તે કામ કહી શકાય નહિ. તમે દેવળમાં જઈ પ્રાર્થના કરતા હો, છતાં તમે તે કરતા હોતા નથી. તમે કોઈક ભાષણ સાંભળવા ગયા હો છતાં તમે ભાષણ સાંભળતા નથી. કેટલીક વખત તમે પોળમાં હો છો કે બહાર ફરતા હો છો તે વખતે પણ તમારૂં મન ખરેખરૂં ઇશ્વરમાં હોય છે. ઘણી વખત જે લોકોને ગુન્હા માટે અપરાધી ગણવામાં આવે છે, તે લોકો વાસ્તવિક રીતે પવિત્ર અને ઇશ્વરી જન હોય છે; કેમકે તેઓનું ચિત્ત ઇશ્વરમાં હોય છે. કેટલીક વખત જેમને પવિત્ર અને સાધુ પુરૂષ ગણવામાં આવે છે, તેઓનાં મન ખરી રીતે નીચ અને અધમ હોય છે.

હવે તમને હિંદુસ્તાનના એક પ્રખ્યાત ચોરે કહેલી એક વાત રામ કહેશે. રામ નાની ઉમરનો હતો તે વખતે એ પ્રખ્યાત ચોર પોતાની ચોરીની કથા પોતાના એક મિત્રને કહેતો હતો, તે વાત સાંભળવાની રામને તક મળી હતી. રામને એક ગામડાની નજીકના જંગલમાં જવાનો પ્રસંગ આવ્યો હતો. આ વખતે રામની બાલ્યાવસ્થા હતી. રામ બાલક હોવાથી કાંઇ પણ સમજતો નહિ હોય એમ વિચારી તે ચોરે પોતાની સર્વ ગુપ્ત વાત પોતાના મિત્રને છુટથી કહેવા માંડી. તે ચોરે એક ધનાઢ્યના ઘરમાં પોતે કેવી રીતે પેઠો અને તેના ઘરમાંથી પોતે કેવી રીતે જવાહીર ચોરી લાવ્યો તે બધી વાત કહી સંભળાવી. તેણે કહ્યું:–"એક ધનાઢ્યના ઘરમાં થોડા વખત ઉપરજ જવાહિર આવ્યું છે, એવું મારા જાણવામાં આવ્યું. આથી હું ત્યાં ચોરી કરવા ગયો, પણ તે ઘરમાં પેસવાનો મને કોઇ પણ જાતનો લાગ જણાયો નહિ. બહુ વાર વિચાર કરીને મેં એક યુક્તિ શોધી કાઢી. તે પૈસાદારના ઘર આગળ જબરદસ્ત ઉંચું ઝાડ મારી નજરે પડયું. તે ઝાડ તે ઘરના ત્રીજા માળની બારીમાં જઇ શકાય એટલું ઉંચું હતું, તેથી મેં તે ઝાડ ઉપર ચઢી ઉંચી ડાળી ઉપર બે દોરડાં બાંધી એક લાંબો હિંચકો બનાવ્યો. આ હિંચકા ઉપર ચઢી મેં હિંચકા ખાવા માંડયા, ખુબ મોટા મોટા હિંચકા ખાવા માંડયા. તે વખતે ઉન્હાળો હોવાથી તે ઘરનાં બધાં માણસો એ ઘરના ત્રીજે માળ નહિ પણ પાંચમે માળ સૂતાં છે, એમ મને ખબર મળી હતી. હિંચકો જ્યારે ખૂબ ઉંચો ગયો ત્યારે મેં ત્રીજા માળની એક બારી ઉઘડી જાય તેટલા માટે જોરથી એક લાત મારી, પણ તે બારી ઉઘડી નહિ, આવી રીતે મેં છ સાત વખત લાત મારી પણ તે બારી ઉઘડી નહિ. આખરે આઠમી વખતના પ્રયત્નમાં હું ફાવ્યો અને બારીનું ચોકઠું ઉખડી પડયું. તે બારીએ થઇને હું તે ઘરમાં દાખલ થયો; ત્યાંથી કેટલાંક દોરડાં મેં નીચે નાખ્યાં કે જે દોરડાંને ઝાલીને બીજા મારા કેટલાક સંગાથીઓ ઉપર ચડી આવ્યા. ત્યારપછી મેં મારા મનમાં વિચાર કરવા માંડયો કે જવાહિર કયે ઠેકાણે હોવું જોઇએ. મેં એકાગ્રચિત્તે ખૂબ ખૂબ વિચાર કર્યો, છેવટે મને સમજાયું કે ચોરને જડે તેવી જગ્યાએ લોક દ્રવ્ય રાખે નહિ. લોકો એવી જગ્યાએ ધન રાખે છે કે જે જગ્યા ચોરના કદી ધારવામાં પણ ન આવે, પછી મેં એવી જગ્યાએ ખોદવા માંડયું કે જ્યાં જવાહિર દાટેલું છે એમ કદી પણ ન ધારી શકાય; છેવટે જવાહીર તેજ જમીનમાંથી અમને મળી આવ્યું."

"અમે જમીનમાંથી જવાહિર શોધી તો કાઢયું; પણ તરતજ ઉપરને મજલે ખડખડાટ થએલો અમારે કાને પડયો."

આ ખડખડાટ સાંભળી તે ચોરના મનની જે સ્થિતિ થઇ હતી તેનું જે વર્ણન તેણે કર્યું હતું તે રામ ભૂલી જાય એમ નથી. તેણે કહ્યું કે; " અમે જ્યાં જવાહિર લઇ લીધું કે તરતજ અમે કાંઇ ખડખડાટ સાંભળ્યો અને આખા શરીરમાં થરથરાટ છુટયો. અમારા બધાના શરીરમાં નખથી તે શિખા પર્યંત કંપ અને ધ્રૂજારી વ્યાપી ગઇ. અમે બધા પીપળાનાં પાંદડાંની માફક કંપવા લાગ્યા. અમને લાગ્યું કે ખરેખર મોતજ આવ્યું છે. આ વખતે એક નાનો ઉંદર પણ આવીને અમને મારી નાખી શકે, પણ ખરેખર થોડીવાર પછી અમને જણાયું કે આ જે ખડખડાટ થયો હતો તે ખડખડાટ તો ઉંદરનોજ હતો. "

આથી તે ચોરને ઘણો ખેદ થયો અને તેણે મહાન પ્રભુની સ્તુતિ કરી. પ્રભુના ચરણમાં નમ્ર ભાવે ઢળી પડયો. તેણે પોતાનો દેહ પણ પ્રભુને સમર્પણ કર્યો, અને વારંવાર પ્રભુની ક્ષમા માગવા માંડી. ખરેખર કોઇ યોગી સમાધિમાં હોય એવી આ સમયે તેની સ્થિતિ થઇ ગઇ, કે જે સ્થિતિમાં મન એ મન નથી રહેતું અને બધાં સ્વાર્થી વિચારો નાશ પામી જાય છે. આ વખતે તેની અને તેના સાથીના મનની સ્થિતિ ઘણી વિલક્ષણ હતી. તે વખતે તે ચોરે જે પ્રાર્થના કરી હતી તે આ પ્રમાણે હતીઃ-" હે પ્રભુ ! મને ક્ષમા આપી મારૂં રક્ષણ કરો. હું હવેથી આ સંસારનો ત્યાગ કરી સાધુ થઇશ. હું સંન્યાસી થઇશ. હવે પછી હું તમારી સેવામાંજ મ્હારા દેહનું સમર્પણ કરીશ. હે ઈશ્વર ! મારૂં રક્ષણ કરો, મારૂં રક્ષણ કરો. " તેણે ઇશ્વરની પ્રાર્થના બહુજ આર્તપણે, પીગળતા હૃદયે કરી હતી. તેની સ્તુતિ શુદ્ધ ભાવની અને અંતઃકરણના ઉંડાણમાંથી નીકળેલી હતી. તેની પ્રાર્થનાનો ધ્વનિ તેના આખા શરીરના આંતર ભાગમાં વ્યાપી ગયો હતો. તે વખતે તે કેવળ ઇશ્વરમાંજ નિમગ્ન થઈ ગયો હતો. આનું પરિણામ શું આવ્યું ? પેલો ખડખડાટ વગેરે બધું શાંત થઇ ગયું અને તે ચોર અને તેના બધા સંગાથીઓ સહિસલામત બહાર નીકળી ગયા.

આ ઉપરથી તમે જરા વિચાર કરી જોજો, અને બહારનાં કૃત્ય ઉપરથી કદી વસ્તુની તુલના કરશો નહિ; મનુષ્યનાં જે બહારનાં કૃત્યો છે તે કાંઇ મનુષ્ય નથી, પણ મનુષ્યના જે આંતર વિચારો છે તેજ મનુષ્ય છે. કોઇ માણસ, લોકોમાં જેની અપકીર્તિ હોય તેના ઘરમાં રહેતો હોય, છતાં તે સંત પુરૂષ પણ હોઈ શકે. આપણે જાણીએ છીએ કે ભગવાન બુદ્ધ એક વેશ્યાના ઘરમાં રહેતા હતા, છતાં તેઓ પવિત્રજ હતા. આપણે જાણીએ છીએ કે જીસસ ક્રાઇસ્ટ, મેરી મેગ્ડેલેનીના ઘરમાં રહેતા હતા કે જે સ્ત્રીને લોકો મારી નાખવા ચ્હાતા હતા, પરંતુ ક્રાઇસ્ટ તો મહાત્માજ હતા. હિંદુસ્તાનમાં પણ ક્રાઇસ્ટના જેવા જગદુદ્ધારક અવતારી પુરૂષો થઇ ગયા છે. આ અવતારી પુરૂષો પણ અપકીર્તિવાળા લોકોના સંગમાં રહેતા હતા, છતાં વસ્તુતઃ તેઓ ઇશ્વરરૂપ હતા. મનુષ્યની તુલના સંગતિ અને કૃત્ય ઉપરથી કરશો નહિ. મનુષ્યના જે વિચારો છે તેજ તે મનુષ્ય છે. જેલમાં રહેનારા કેટલાક લોકો ઘણી વખત સ્વર્ગમાં રહે છે. 'બુનીઅને' જેલમાંજ પોતાનો " જાત્રાળુઓની જાત્રા " (" Pilgrims Progress ") નામનો ગ્રંથ લખ્યો હતો. મીલ્ટનનું ઉત્તમમાં ઉત્તમ પુસ્તક, જ્યારે તે આંખે અંધ અને વળી જેલમાં હતો તેવામાંજ લખાયું છે. ડેનીઅલ ડી ફો જ્યારે જેલમાં હતો ત્યારે તેણે 'રોબીન્સન ક્રુઝો' નામનો ગ્રંથ લખ્યો હતો. સર વૉલ્ટર રાલ્ફે પોતે જેલમાં હતો, ત્યારેજ " જગતનો ઇતિહાસ " (" History of the world ") નામનો

ગ્રંથ લખ્યો હતો.* આપણે ઈચ્છીએ છીએ ખરા કે આપણી આસપાસની પરિસ્થિતિ આવી જોઇએ અને તેવી જોઇએ, છતાં જ્યાં આપણા વિચારો હોય છે ત્યાંજ આપણે રહીએ છીએ. આ ઉપરથી હવે તમને જીવન-મૃત્યુ, તે શું છે તે બરાબર સમજાશે. રામનું કહેવાનું એ છે કે કાર્યસિદ્ધિની પ્રાપ્તિ, સર્વેશ્વરની સાથે એકતા પામવાના પરિણામ તરીકે થાય છે. હમેશાં કાર્યસિદ્ધિ અને ઉત્કર્ષ, એ તમારી અંદર જે સારાપણું છે તેનુંજ પરિણામ છે. દિવ્યતામાં વિલીન થવાના અને નિમગ્ન થવાના પરિણામરૂપેજ તે હોય છે. તે ચોર પણ એજ રીતે ફતેહ પામ્યો. તમે સર્વે પણ આવી રીતેજ ફતેહ પામશો. તે ચોરની કાર્યસિદ્ધિ, તે નિખાલસ, ખરેખરી અને ઉંડા જીગરની પ્રાર્થનાના ફળરૂપે હતી. તેણે જવાહિર કયાં છે તે ખૂબ ઉંડો વિચાર કરવાથી, સર્વાત્મામાં લીન થવાથી શોધી કાઢયું. તે ફતેહમંદ નીવડયો અને તે ફતેહ વેદાંતના સિદ્ધાંતને અમલમાં મૂકવાના ફળરૂપે હતી. દરેકની ફતેહ એવી રીતેજ થાય છે.

વળી બીજી દૃષ્ટિએ જોઇએ તો તે એક ચોરજ હતો, તેણે ચોરી કરી હતી, એ દુષ્કૃત્ય હતું. બીજાનો ધનમાલ લઈ લેવો એ પાપ છે; અને તે બદલ તેને સજા થવીજ જોઇએ. તેણે જવાહિર ચોર્યું, તેણે ગુન્હો કર્યો, તેણે ઈશ્વરી વ્યવસ્થાનો ભંગ કર્યો; આ બધાથી જરૂર તે આપત્તિમાં આવી પડવાનો. છતાં ચોરી કરવામાં તે ફતેહમંદ થયો તેનું કારણ એ કે તે પરમાત્મામાં લીન થઇ ગયો હતો, તેની સર્વાત્મા સાથે એકતા થઇ હતી, તેણે દેહભાનનો ત્યાગ કર્યો હતો, તે એટલી ક્ષણ દેહથી પર થયો હતો, તેણે દેહાધ્યાસ અને અહંકૃતિનો નાશ કર્યો હતો.

જ્યારે કોઇ એક માણસના સંબંધમાં આપણે ખરાબ અભિપ્રાય બાંધીએ છીએ ત્યારે આપણે ભૂલ કરીએ છીએ. ચોર જેવા માણસમાં પણ પ્રાર્થના કરવાની વૃત્તિ અને દૈવી સંપત્તિ હોય છે; અને મીશનરીઓ, સ્વામીઓ તથા ઉપદેશકો જેવામાં પણ આસુરી સંપત્તિ હોય છે. દરેક માણસની અંદર તરેહવાર ગુણોનું મિશ્રણ હોય છે. જ્યારે આપણે કોઈ પણ મનુષ્યને પૂજીએ છીએ ત્યારે તેની અંદર સારા ગુણોની સાથે જે ખરાબ ગુણો હોય છે તેને આપણે ધ્યાનમાં નથી લેતા, એજ રીતે તમે અસત્યમાંથી પણ સત્ય તારવી કાઢવાનો હમેશાં પ્રયત્ન કરો. અશુભમાં પણ શુભ રહેલું હોય છે તેને જોતા રહો.

મનુષ્ય હાલની પ્રવૃત્તિમય પરિસ્થિતિમાં કેવી રીતે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે? આ પ્રશ્નનો ઉત્તર દરેક માણસના સ્વભાવ ઉપર આધાર રાખે છે. આ દુનિયામાં મનુષ્ય માત્રને ત્રણ પ્રકારના સ્વભાવવાળા-ત્રણ પ્રકારના મનવાળા, મનુષ્યના વર્ગમાં વ્હેંચી શકાય. કેટલાક મનુષ્યો એવા હોય છે કે જેમનાં મન કેવળ અસ્થિર હોય છે. કેટલાક મનુષ્યો એવા હોય છે કે જેમનાં મન સ્થિર અને એકાગ્ર કરી શકાય છે; અને કેટલાક મનુષ્યો એવા હોય છે કે જેમનાં મન સ્વાભાવિક રીતેજ સ્થિર અને સમતોલ હોય છે. અસ્થિરતા-અસમતોલપણું તે શું છે? તમારી હથેળીમાં એક સીસાપેન ઉભી રાખો, પણ તે ઉભી રહી શકશે નહિ. (આ વખતે સ્વામીજીએ પોતાની હથેળીમાં એક સીસાપેન ઉભી રાખી હતી.) એકાદ સેકંડ સુધી અથવા એથી કાંઇક વધારે વાર સુધી તે સીસાપેન કદાચ સ્થિર રહેશે, પણ એક સાધારણ ફૂંક મારવાથી અથવા સહજ પવન આવવાથી તે પડી જશે. આ અસ્થિરતા અને અસમતોલપણાનો દાખલો છે. તે સીસાપેનને પાછી આવી રીતે પકડો, (આ વખતે સ્વામીજીએ સીસાપેનને બે આંગળીઓ વચ્ચે ઝાલી ઘડિઆળના લોલકની માફક લટકતી રાખી) તે સ્થિર છે, પણ

* લોકમાન્ય તિલક મહારાજે પણ ગીતા રહસ્ય ઇત્યાદિ જગવિખ્યાત પુસ્તકો જેલમાંજ લખ્યાં હતાં.

ઘડીઆળના લોલકની માફક હોવાથી તે થોડોક વખત આમતેમ ઝોલા ખાશે અને વળી સ્થિર થશે. તેની સ્થિરતામાં-સમતોલપણામાં થોડીકવાર ક્ષોભ થશે, પણ પાછી તે મૂળ સ્થિતિમાં આવશે. આ રીતે સીસાપેન કદાચ સ્થિરતાની સ્થિતિમાં નએ આવે. પણ એક ત્રીજી જાતની સ્થિરતા છે. આ પ્રમાણે સીસાપેન રાખો, (આ વખતે સ્વામીજીએ સીસાપેનને ટેબલ ઉપર આડી મૂકી હતી) તે સીસાપેન હવે સ્થિર છે. આવી રીતે સીસાપેન ગમે ત્યાં મૂકશો તો તે સ્થિરજ રહેશે. આવીજ રીતે એવા કેટલાએક મનુષ્યો છે કે જેઓનાં મન સદા વ્યગ્ર રહે છે, અસ્થિર રહે છે. બાહ્ય પરિસ્થિતિથી કેટલીક વખત એમનાં મન સ્થિર થાય છે, પણ પાછાં તે વ્યગ્ર અને અસ્થિરજ થાય છે. બીજી જાતના એવા કેટલાએક મનુષ્યો છે કે જેઓનાં મન ઘણે ભાગે શાંત, સ્થિર અને એકાગ્ર હોય છે, પણ એક વખત જો તેમાં વિક્ષેપ થયો તો તે લાંબા વખત સુધી ચલિત, અસ્થિર અને વ્યગ્રજ રહ્યા કરે છે. આ જગતમાં બહુ ભાગે મનુષ્યો આવીજ પ્રકૃતિના હોય છે. તમે કોઇ એક શેરીમાં થઇને પસાર થાઓ છો, તેવામાં કોઇ એક માણસ ત્યાં આવી તમને સલામ કરી તમને ખોટું લાગે એવી કેટલીક ટીકા કરે છે. તે એવું કેટલુંક કહ્યાજ કરે છે. અંતે એને જે ટીકા કરવાની હતી તે કરીને તે તો ચાલ્યો જાય છે, પણ તે માણસના કહેવાને લીધે મનનો જે ક્ષોભ થયો છે તેની અસર કલાકોના કલાકો સુધી અને કેટલીક વખત તો દિવસોના દિવસો સુધી, અઠવાડીઆંના અઠવાડીઆં સુધી, મહિનાઓના મહિનાઓ સુધી ને વર્ષોનાં વર્ષો સુધી કાયમજ રહે છે. તે ટીકાની અસર રહે છે અને તેથી મનની વ્યગ્રતા અને અસ્થિરતા રહ્યાજ કરે છે. આ પ્રમાણે એક વખત મનની સ્થિરતામાં વિક્ષેપ થતાં તે અસ્થિર ને અસ્થિરજ રહ્યા કરે છે. મનની અસ્થિર સ્થિતિ રહેવાથી તમારા જીવનને હાનિ પહોચે છે; એ તમારૂં આયુષ્ય ખરાબ કરે છે. ખરી રીતે જોતાં પેલા માણસે જે કંઈ ટીકા કરી અથવા તે ટીકા કરવાની જે કંઇ ક્રિયા થઇ, તે ક્રિયા કરવામાં કાંઇ ઘણો વખત ગયો નથી. એ ક્રિયા તો માત્ર એક આઘાતજ હતો, પરંતુ તેને લઇને તેના પછીની જે અસર થાય છે-મનની જે વ્યગ્રતા અને પરિતાપ થાય છે, તેજ તમારા આયુષ્યનું હરણ કરે છે. જો તમે તમારા મનની અમુક પ્રકારની અસ્થિરતાને દૂર કરી શકો; જો તમે તમારા આંતર પરિતાપને શમાવી શકો; જો તમારા ચિત્તની સ્ખલનવાળી અને ચલિત સ્થિતિ તેમજ વ્યગ્રતા અને વ્યાકુળતાવાળી સ્થિતિનો તમે સંયમ કરી શકો તો તમારૂં જીવન, એ લાખો મનુષ્યોનું જીવન થઇ પડશે; અને આવા સંયમવાળાં તમારા જીવનનાં માત્ર ત્રીસ વર્ષ હજારો વર્ષની બરાબરી કરશે. તમારા મનનો વ્યાધિ કે જેનો પરિતાપ તમે ભોગવો છો તેનો તમે ખ્યાલ કરો. એ વ્યાધિને જાણો અને એને નિર્મૂળ કરો. તમારા મનનો રોગ એજ મનની અસ્થિરતા છે. જ્યારે મનપર કોઇ પણ જાતનો આઘાત થાય છે ત્યારે મન ખેદ કે હર્ષમાં ઝુલ્યાં કરે છે. આવી જાતના મનુષ્યો ઘડીઆળના લોલક જેવી સ્થિતિવાળા છે.

હવે ત્રીજી જાતના જે મનુષ્યો છે તે વીર પુરૂષો છે, તે મુક્તાત્માઓ છે. આ એવા મનુષ્યો છે કે જેમના મનમાં કોઇ પણ જાતની પરિસ્થિતિથી ક્ષોભ થઇ શકતો નથી. ભલે ગમે તે સ્થિતિ આવે, પણ તેની તેમને કોઇ પણ જાતની અસર થતી નથી. તેઓ સદા અનુદ્વિગ્ન, શાંત અને સ્વસ્થ રહે છે. એ મહાત્માઓને તમે તોફાની મહાસાગરના ઉછળતા મોજાઓ વચ્ચે મૂકો તો પણ તેઓ જેવાને તેવાજ રહેવાના. એમને તુમુલ યુદ્ધમાં ઉભા કરો તો ત્યાંએ તેઓ જેના તેજ રહેવાના. તેમની તમારે જે જે ટીકા કરવી હોય તે કર્યા કરજો,

છતાં તેઓ કાંઇ પણ કહેશે નહિ. તમે તેમના મિત્રના મિત્રજ રહી શકશો. તેમનું મન સદા અકલુષિત અને નિર્મળજ રહેવાનું. તમે એવા મુક્ત પુરૂષોની સાથે હજારો વર્ષ રહો અને પછી તેમને છોડી એકાએક ભલે બીજે સ્થળે ચાલ્યા જાઓ; છતાં તમારા જવાના વિયોગથી તેમને કોઇ પણ જાતનો ઉદ્વેગ થવાનો નથી.

દર્પણ તમને તમારૂં મુખ બતાવે છે ખરૂં; પરંતુ તમે જાણો છો કે દર્પણમાં આપણું મુખ જેવું હોય છે તેવું ને તેવું યથાર્થ જણાતું નથી. ડાબા કાનનું આભૂષણ દર્પણમાં તમને જમણા કાનમાં જણાશે; અને આવી રીતે બધુંજ જમણું તે ડાબું અને ડાબું તે જમણું થઇ જશે. તમે દર્પણની પાસે વર્ષોનાં વર્ષો સુધી રહો, અને દર્પણમાં તમારી આકૃતિ વર્ષોનાં વર્ષો સુધી જણાયા કરશે; પરંતુ પછી આખરે એને છોડીને બાજુએ જશો એટલે તે દર્પણ તમારી આકૃતિ વગરનું જેવું ને તેવુંજ હશે. આજ પ્રમાણે મુક્તાત્માઓ અને જ્ઞાની પુરૂષોના સંબંધમાં છે. તેઓ એવા છે કે તેમના ઉપર બાહ્ય દૂષણની કોઇ પણ જાતની અસર થઈ શકતી નથી; તેમને બાહ્ય ઉપાધિ દૂષિત કરી શકે એમ નથી; તેઓ તો સદા મુક્ત અને વિશુદ્ધજ રહેવાના. નિત્ય નિરંતર ભલે તમે તેમની પાસે જઈ તેમની પ્રશંસા કર્યા કરો, પણ તમે તેમની પાસેથી ચાલ્યા ગયા એટલે જેમ સામાન્ય મનુષ્યોમાં બને છે તેમ તેઓ તમારી કરેલી પ્રશંસા અને વખાણનો જરી પણ વિચાર કરશે નહિ. વળી બીજે પ્રસંગે એમની પાસે જઇ ભલે નિંદા કરજો, એમને જે કડવા શબ્દો તમારે સંભળાવવા હોય તે ભલે સંભળાવજો, પણ એથી એમના મન ઉપર જરા પણ અસર થશે નહિ—એના સંબંધમાં એમને વિચારજ આવશે નહિ. તેઓ સદા સ્વતંત્ર અને મુક્તજ છે. તેઓ પોતાનું સ્વરૂપ દિવ્ય છે, એમજ માને છે.

રામ હવે તમને એ કહે છે કે જો તમે વેદાંતનો યથાર્થ અભ્યાસ કરો અને પછી તેના ઉપદેશને જો તમે નિરંતર લક્ષમાં રાખ્યા કરો, તથા પ્રણવનો જપ કરવાથી તમને જે આત્મસૂચન થાય તે પ્રમાણે અથવા કોઈના કરેલા સ્પષ્ટીકરણ પ્રમાણે અથવા પોતાને જે યોગ્ય લાગે તેવી કોઈ સત્ય સમજણ પ્રમાણે, જો તમે ઈશ્વરનું સ્મરણ કર્યા કરો; અને જે સત્ય છે તેનેજ સદા સર્વદા તમારી સમક્ષને સમક્ષ રાખ્યા કરો; તો તમારૂં મન અસ્થિર અને અસમતોલ મટી જઇને સ્થિર અને સમતોલજ થશે; અને જો પ્રથમથીજ તે સ્થિર અને સમતોલ હશે તો તે ક્રમે ક્રમે કદિ પણ ન ચલિત થાય એવું સ્થિર અને સમતોલ થશે. પરંતુ તમારે વેદાંત અને તેના સત્યને નિત્ય નિરંતર સ્મર્યા કરવાનું છે. રામ હવે તમને સદા એજ સ્થિતિમાં રહેવાને માટે કેટલીક બાહ્ય મદદ અને સાધનના સંબંધમાં કહેશે. તેનો તમે અનુભવ કરવા પ્રયાસ કરી જોજો અને તમને ખાત્રી થશે. જો કે આ બાબતનો લોકો કદી ઉપદેશ આપતા નથી તથાપિ તે એક અદ્‌ભૂત સલાહ છે.

કેટલીક વખત રામની પાસે કેટલાક મનુષ્યો આવે છે અને કેટલીક સખ્ત ટીકા કરે છે. આવે વખતે રામ પોતાને કેવી રીતે તેનાથી નિર્લેપ રાખતો હશે તે તમને ખબર છે ? એને માટે જુદા જુદા માર્ગ છે. તે માંહેલો એક આ છેઃ તમારી સન્મુખ એક પુસ્તક પડેલું છે, તે તમે જુઓ છો. એ એક અદ્‌ભૂત પુસ્તક છે. એ પુસ્તક એક એવા પુરૂષને હાથે લખાયલું છે કે જેનો જોટો કયાંય જણાતો નથી. આ મનુષ્ય પ્રસિદ્ધ નથી. તે હિંદુસ્તાનમાં પૂજાતો નથી. એ પુસ્તક ભગવદ્‌ગીતા માફક લોકોમાં ખ્યાતિ પામેલું નથી. એ પુસ્તક શ્રીકૃષ્ણે લખેલું નથી. એ પુસ્તક એક એવા પુરૂષને હાથે લખાયલું છે કે જે પુરૂષનું નામ અને કીર્તિ કેવળ

અપ્રસિદ્ધ છે. તે એવા પ્રકારનો મનુષ્ય છે કે જે તમને અનેક ક્રાઇસ્ટો, અનેક બુદ્ધો અને અનેક કૃષ્ણો આપે છે. રામ એ પુસ્તક પોતાના હાથમાં લે છે, તે સંસ્કૃતમાં લખાયલું છે. એ પુસ્તકમાંથી રામ જ્યારે એકાદો શ્લોક વાંચે છે ત્યારે તે જન્મોજન્મની અપવિત્રતા ધોવાને માટે બસ થઇ પડે છે, અને તેથી રામ તત્કાળ અત્યાનંદની સ્થિતિમાં નિમગ્ન થઇ જાય છે. આ ન્હાના સરખા પુસ્તકનો એકાદ શ્લોક પણ હૃદયને અસર કરે છે, ઉન્નત કરે છે, અને પુનઃ રામની અંદર ઈશ્વરને સ્થાપિત કરે છે. તે આપણા આસુરી સ્વભાવનો નાશ કરી તત્ક્ષણ માયાના આવરણને ભેદી નાખે છે. રામ તમને કહે છે કે તમે પણ તમારી પાસે એવું એકાદ પુસ્તક રાખો. તમે એવાં કેટલાંક સ્તોત્રોનો સંગ્રહ કરો કે જે તમારા જીવનને ઉન્નત બનાવે-તમારા હૃદયમાં અંતઃસ્ફુરણા કરે. અથવા તમે એવાં કેટલાંક ગીતોનો સંગ્રહ કરી રાખો કે જે તમારા જીવનમાં તત્કાળ ઉચ્ચ ભાવનાની પ્રેરણા કરે; અથવા તમે એવાં કેટલાંએક ઉચ્ચ પ્રકારનાં કાવ્યોનો સંગ્રહ કરો કે જે તમારામાં ઉચ્ચ વિચારોને ઉત્પન્ન કરી શકે; અથવા તમે બાઇબલ કે પર્વત ઉપરના ધર્મોપદેશને તમારી પાસે રાખો; અથવા તમને જે જે ગ્રંથકારો ઉત્તમ લાગ્યા હોય તેમના ગ્રંથના જે જે ઉત્તમ ફકરાઓ હોય કે જે ફકરાઓ વાંચવાથી તમારા હૃદયમાં સ્ફુરણા થાય તે અથવા એવું બીજું જે કંઇ લખાણ હોય તેના ઉપર તમે નિશાની કરી રાખો; અથવા તમે તમારી પાસે એક ન્હાની સરખી નોટબૂક રાખી તેની અંદર તમને જે જે ઉત્તમ ફકરાઓ અને ઉત્તમ કાવ્યો લાગે તેને ઉતારી લ્યો. આ મારી પાસે જે પુસ્તક છે તેના અંત ભાગમાં 'આહા ! મારો આનંદનો પ્યાલો છલકાઈ રહ્યો છે !' એ કાવ્ય અથવા એવા બીજા કોઇ પણ ફકરાઓ કે જે તમારા હૃદયમાં દિવ્યતા, ઉત્સાહ, આનંદ અને ઉન્નત ભાવ પ્રેરે, તેને તમે તમારી નોટબૂકમાં ઉતારી લ્યો. આવી નોટબૂક તમે સદા તમારી પાસે ને પાસે રાખો. તમારા કોઈ મિત્રની સાથે અથવા કોઈ પણ પ્રતિકૂળ સ્વભાવવાળા માણસની સાથે વાતચિત કરવાનો પ્રસંગ આવ્યા પછી તમારા મનને તે વાતચિતના વિચારોમાં જવા ન દેતાં તરતજ પેલી નોટબૂક લઈ તેની અંદરના ઉત્તમ ફકરાઓ તમારે વાંચવા અને મનને સ્થિર કરવું.

આ પ્રમાણે રામે તમને માનસિક રોગ યાને જીવાત્માનો સામાન્ય વ્યાધિ વિદિત કરી દીધો છે. આ સામાન્ય વ્યાધિ તે મનનો અસ્થિરતાવાળો સ્વભાવ છે. તેને દૂર કરી મનને કેવી રીતે સ્થિર કરવું તે પણ રામે તમને જણાવી દીધું છે.

આપણે આનો આ વિષય બીજી વખત પણ ચર્ચીશું.



# ૭–વેદાન્ત.*

આજ અત્યારે અહીં આવતાં થોડું મોડું થયું તેનું કારણ એ છે કે રામ સાનફ્રાન્સિસ્કો શહેરનું કારાગૃહ જોવા ગયો હતો. માર્ગમાં પાછા ફરતાં કોઇએ રામને પ્રશ્ન કર્યો કે, " કેમ ! આપને એ કેવું લાગ્યું ? " રામે ઉત્તર આપ્યો કે, " વાહ ! બહુ આનંદ થયો. " કારાગૃહ જોઇને આનંદ આવે એ ઉત્તર જરા વિસ્મય પમાડે તેવો છે, પણ રામને તો પ્રત્યેક સ્થળ અને પદાર્થ આનંદજ આપે છે. જગતમાં કોઇ પણ વસ્તુ એવી નથી કે જેનાથી રામને આનંદ વિના અન્ય સ્થિતિનું ભાન થતું હોય. મોઝીસના ગ્રંથમાં આપણે વાંચીએ છીએ કે ઈશ્વરે જગતને ઉત્પન્ન કર્યા પછી તેણે પોતાની એ કૃતિ નિહાળી, તો અહા ! તે તેને બહુજ અદ્ભૂત અને રમણીય લાગી. જિનિસીઝના ગ્રંથમાં પણ આપણે એવીજ હકીકત વાંચીએ છીએ કે, " હે પ્રભુ ! તારી ઈચ્છા બળવાન છે. " " તારી મરજી પ્રમાણે સૌ કાંઇ થાય. " એવી પ્રાર્થનામય મનોવૃત્તિમાં વેદાન્ત અદ્ભૂત સામર્થ્ય પ્રેરે છે. વેદાન્તી એ પ્રાર્થનાને આવી રીતે બોલે છે કે, " સર્વ કાંઈ મારી ઈચ્છા પ્રમાણેજ બને છે. "

પત્ની જ્યારે પોતાના પતિની ઇચ્છા સાથે તાદાત્મ્ય અનુભવે છે, ત્યારે તે પ્રફુલ્લિત મને કહે છે કે, " સૌ કાંઈ મારી ઈચ્છા પ્રમાણેજ બને છે. " તેની દ્વૈતભાવના શમી ગઇ હોય છે, તેથી તેને હવે " તારી ઈચ્છા પ્રમાણે બનો " એમ પ્રાર્થના કરવાની આવશ્યકતા રહેતી નથી. પ્રારંભમાં તો પોતાના પતિની ઇચ્છાને પોતાની ઇચ્છા બનાવવાનો ભગીરથ પ્રયાસ તેને કરવો પડચો હતો, પણ એવા સતત પ્રયાસથી જ્યારે તેણે ભેદભાવના ટાળી દીધી છે, તથા ભેદદૃષ્ટિપર વિજય મેળવ્યો છે, ત્યારે હવે તે પોતાના પતિના કાર્યમાં પોતાના કાર્યનોજ આનંદ અનુભવે છે.

વેદાન્ત પણ જગતના સર્વ વ્યવહારમાં એવીજ રીતે એવાજ પ્રકારનો આનંદ અનુભવે છે. જ્ઞાની મનુષ્યની સ્થિતિ આવા પ્રકારની છેઃ–

પાષાણ ભીંત તે તેને કારાગૃહ થતું નથી;
લોઢાના સળીઆ તેને પાંજરૂં બનતું નથી.
શાન્ત, ગંભીર, નિષ્પાપ મનોવ્યાપાર જેહના;
પાંજરૂં, કેદખાનું, એ, સમાન સ્થાન તેહનાં.

અજ્ઞાની લોકો સત્ય સ્વરૂપને જાણ્યા વિના દેહાધ્યાસ અને સ્વાર્થમાંજ રચીપચી રહેલા હોવાથી, પોતાનાં રમ્ય ભવનો અને કિલ્લાઓને, કારાગૃહ, શ્મશાન ને ઘોર નરકસ્થાન બનાવી મૂકે છે. નીચ વાસનાઓ, ક્ષુદ્ર ચિન્તાઓ, કાલ્પનિક ભય અને સંશય વૃત્તિઓની શૃંખલાથી તેઓ પોતાને બંદીવાન બનાવે છે. વેદાન્ત તો તમને એમ શીખવે છે કે તમારૂં

* હર્મેટિક બ્રધરહુડમાં તા. ૨૪–૧૨–૧૯૦૨ ના રોજ આપેલું ભાષણ.

સુખ તમારા પોતાના હાથમાંજ છે, તે તમારી પોતાનીજ કૃતિ છે, અને એ પ્રાપ્ત કરવું તે તમારૂંજ કર્ત્તવ્ય છે. સાંસારિક વાસનાઓથી તે સુખમાં શા માટે અંતરાય પડવા દેવો જોઇએ ? સત્યનો અનુભવ કરો—સાક્ષાત્કાર કરો, એટલે તેજ ક્ષણે તમે મુક્ત—સુખી બનશો.

વેદાન્તનો અનુભવ કરવો એ દુર્લભ પણ છે; વિશેષતઃ અમેરિકા અને યૂરોપના લોકો જે એમ માને છે કે તેમને પોતાને ઈશ્વર બનવાનું છે—પોતાનામાં ઈશ્વરત્વ ઉત્પન્ન કરવાનું છે, તેમને માટે તો તે દુર્લભજ કહી શકાય. પરન્તુ વેદાન્તના નિયમાનુસાર તો સ્વતઃસિદ્ધ સત્યજ એ છે કે તમે પોતેજ ઈશ્વર છો; ઈશ્વર સિવાય અન્ય કાંઇ છેજ નહિ. તમારે ઈશ્વરત્વ ઉત્પન્ન કરવાનું નથી, પરંતુ તે ઈશ્વરત્વને જાણી, ઓળખી, અનુભવીને વ્યવહારમાં મૂકવાનું છે, તેને આચારમાં લાવવાનું છે, એટલે કે તમારે તેનો ઉપયોગ કરવાનો છે.

હવે આપણે થોડાં દૃષ્ટાંત લઇએ. એક એવો મનુષ્ય છે કે જેણે પુષ્કળ દ્રવ્ય પોતાના ઘરમાં દાટેલું છે પણ તેનું તેને હમણાં વિસ્મરણ થયું છે. બીજો એક એવો પુરૂષ છે કે જેની પાસે દમડી પણ નથી. આ બન્ને પુરૂષો પોતાના ઘરમાં ખોદવા માંડે તો પરિણામ શું આવશે ? જે મનુષ્યે પોતાનો ખજાનો દાટેલો છે તેને તો તે હાથ લાગશે; પણ જેની પાસે દમડી સરખી પણ નથી તેને તો કશુંએ મળશે નહિ.

વેદાન્ત તમને કહે છે કે તમારામાં ખજાનો ભરેલો છે; માટે કંજુસ અને દરિદ્રી ન રહેતાં તેનો છુટે હાથે ઉપયોગ કરો. તમારે એ ભંડારમાં દ્રવ્ય નાખવાનું નથી, પણ છે તેનો માત્ર ઉપયોગજ કરવાનો છે. તમારો આત્મા સ્વતઃ શુદ્ધ અને નિષ્કલંક છે; પાપથી તે અધોગત અને કલંકિત થયો છે અને પુણ્યથી તેનો ઉદ્ધાર થશે, એવું કશુંએ વેદાન્તમાં નથી.

આ એક કાળું પાટીઉં છે. તે કઠિન ઘન પદાર્થ છે. તમે તેને ઘસી ઘસીને પારદર્શક ને પ્રકાશિત બનાવી શકશો ? કદી નહિ. પણ એક દર્પણ લ્યો. તે ગમે તેટલું મેલું ધૂળવાળું કે ગંદું હશે પણ થોડા પ્રયાસથીજ સાફ થશે, ને પારદર્શક તેમજ પ્રકાશિત બનશે. વસ્તુતઃ તમારે તેને પારદર્શક બનાવવામાં કાંઈ નવીનતા નથી કરવી પડી; પણ વસ્તુને તેની મૂળ પ્રકાશમય સ્થિતિમાં લાવ્યા છો. તેનું પારદર્શકપણું વ્યક્ત થયું છે. પાટીઆમાં પારદર્શકપણાનો ગુણ નહોતો તેથી કોઇ પણ પ્રયાસથી તે પ્રકાશિત ન થઈ શક્યું. મોક્ષપ્રાપ્તિના સંભવમાટે પ્રત્યેક મનુષ્યમાં છુપી રહેલી સ્વાભાવિક શ્રદ્ધાજ આત્માની નિર્લેપતા અને નિષ્કલંકતા સિદ્ધ કરે છે. આત્મા બાહ્ય ઉપાધિને લીધેજ મલિન ભાસે છે. પાટીઆની પેઠે આત્મા કદી પણ પારદર્શક અને પવિત્ર નહિ થાય—એતો સ્વભાવતઃ અપવિત્ર છે; એવો નિર્ણય કરી લેવાની જે સામાજિક ભાવના થઇ ગઇ છે તે અવાસ્તવિક છે; અને સમાજમાં અસત્યનીજ પ્રેરણા કરનારી છે. મનુષ્ય તો સ્વભાવતઃજ ઈશ્વર છે. ઈશ્વર મનુષ્યનો આત્મા ન હોત તો સમયે સમયે અવતીર્ણ થતા પેગંબરો ( ખાસ દૃષ્ટા–Prophets ) ની વિભૂતિનું જગતને કદીયે દર્શન ન થાત. રામ કહે છે કે " ડરો નહિ, ભય ન પામો; રણક્ષેત્રમાં બહાર પડો; તમારી સર્વ શક્તિ અને ઉત્સાહને એકત્ર કરો અને પૂર્ણ નિર્ભયપણે " અહં બ્રહ્માસ્મિ " ભાવ કે જે તમારી જન્મસત્તા છે તેને સિદ્ધ કરો. કશોજ ભય નથી; જરાએ ગભરાઓ નહિ. "

મોઝીસ એકવાર સીનાઇ પર્વતપર ફરતો હતો; ત્યાં તેણે થોડે દૂર એક છોડમાંથી અગ્નિની જ્વાલા નીકળતી દીઠી, જેથી તેને આશ્ચર્ય થયું. તેણે પ્રશ્ન કર્યો કે, " અરે કોણ છે એ ? " એમાં વિશેષ આશ્ચર્ય તો એ હતું કે જ્વાલા નીકળતી હતી પણ છોડ બળતો ન હતો. એ છોડે તેને ઉત્તર આપ્યો કે, " હું " "તે હુંજ છું." આમ આ પવિત્ર " હુંજ " તમારો આત્મા છે.

આત્માનું સત્ય સ્વરૂપ પ્રકાશમાન મણિ જેવું–દેદીપ્યમાન હીરા જેવું છે. જેમ સ્ફટિક મણિની પાસે રક્તવર્ણ પદાર્થ રાખીશું તો સ્ફટિકમાં રતાશ દેખાશે અને કોઇ શ્યામવર્ણ વસ્તુ મૂકીશું તો શ્યામ રંગ પ્રતીત થશે. એવી રીતે સમીપસ્થ વસ્તુના રંગ પ્રમાણે એ સ્ફટિક પોતાના રંગ બદલશે; છતાં વસ્તુતઃ નિર્મળ સ્ફટિક પોતે તો વર્ણહીનજ છે; તે તો વર્ણાતીતજ છે. કોઈ પણ પ્રકારની રતાશ કે કાળાશ તેનામાં નથીજ. એતો જે છે તેજ છે. એવીજ રીતે તમારો આત્મા–તમારૂં યથાર્થ સ્વરૂપ તો જે છે તેજ છે. એ વર્ણરહિત છે; અવર્ણનીય છે; શુદ્ધવિશુદ્ધ " અહં બ્રહ્માસ્મિ " છે.

એ આત્માની સમીપમાં પણ જેવો પદાર્થ રાખીએ તેવો તે દેખાય છે. હિંદુસ્તાનનો હિંદુ–તે શ્યામવર્ણ મનુષ્ય–તે આત્મામાં શ્યામવર્ણ હિંદુ કહેવાય છે. એ સ્થિતિમાં આત્માને હિંદુનો વર્ણ ચડયો છે, એમજ આપણે કહેવું પડશે. એ સ્થિતિમાં તે પવિત્ર અહમ્ " હું હિંદુ છું " એમ કહે છે. એજ પ્રમાણે તે આત્મા દેદીપ્યમાન સ્ફટિકમણિ–વર્ણહીન આત્મા જે નામરૂપથી પર છે તેની પાસે પીતવર્ણનું વસ્ત્ર એટલે અમેરિકાનો યાંકી ( yankee ) રાખીએ, તો તે નિર્વિકારી " અહમ્ " ને " હું અમેરિકન છું " નો રંગ ચડશે. વળી તે નિત્ય શુદ્ધ આત્માની પાસે સ્ત્રી આવે તો તે નિર્વિકારી " અહમ્ " " હું સ્ત્રી છું " એવો દેખાશે. એ આત્માની પાસે કોઈ અન્ય પુરૂષને રાખીએ તો તેને " હું એમ. એ. છું " એવો રંગ ચડે છે. એવીજ રીતે " હું ક્રિશ્ચિયન છું " " હું હિંદુ છું " " હું યાંકી છું," " હું જોનબુલ છું " " હું બાળક છું " " હું સ્ત્રી છું " " હું સિંહ છું " " હું વ્યાઘ્ર છું " એવાં નાનાવિધ વર્ણ રૂપ દેખાશે; પરંતુ પવિત્ર, સત્ય, શુદ્ધ, દેદીપ્યમાન, નિષ્કલંક, અવિકાર્ય, નામરૂપાતીત–વર્ણહીન આત્મા–અહમ્–ૐ તો સર્વમાં સમાન, એક અને અદ્વિતીયજ છે. સત્યતઃ તેનામાં કોઇ રંગ નથી. તમારા અજ્ઞાનમય અધ્યારોપથીજ તમે તેને રંગમય બનાવો છો. પ્રકાશમાન સ્ફટિકની પાસે કોઈ રંગીન વસ્તુ રાખીએ તો તેને તેનો રંગ લાગતો નથી–રંગ તેમાં પ્રવેશ પામતો નથી, પણ માત્ર પ્રતિબિંબિત થાય છે. તેનો તેને સ્પર્શ થતો નથી પણ રંગનું તેમાં પરાવર્તન જ થાય છે અને સ્ફટિક તો સદા સર્વદા પ્રકાશમાન ને નિર્મળજ હોય છે.

એ સર્વવ્યાપક, સચરાચર " અહમ્ " સર્વત્ર વિદ્યમાન છે. સિંહ કે વ્યાઘ્ર પણ એજ " અહમ્ " ની ભાવના પ્રદર્શિત કરે છે, અને એજ નિર્મળ " અહમ્ " તમે છો. એ વિશુદ્ધ નિર્લેપ આત્મા અમુક સમયે અન્યરૂપમાં વ્યક્ત હતો તેથી અત્યારે પણ તેના વર્તમાન રૂપમાં તેને શ્વેત, શ્યામ કે રક્તવર્ણની ઉપમા આપવાનો તમોને કાંઇ પણ હક્ક નથી. પૂર્વે એજ " અહમ્–આત્મા " કોઇ બીજા શરીરમાં નિવાસ કરી રહ્યો હતો. પૂર્વ જન્મોમાં એવો સમય પણ હતો કે જ્યારે તમે " હું સિંહ છું " " હું બળદ છું " એમ કહેતા હતા. જે અહમ્–જે આત્મા સદા સર્વદા અબાધિત છે તેનો અનુભવ કરવાથીજ તમે સ્વતંત્રતા અને મુક્તિ મેળવી શકશો. તે " અહમ્ " ત્રિકાલાતીત છે, કારણ કે પૂર્વે પણ તે " અહમ્" જ હતું. એને કાલનો બાધ પહોંચતો નથી, કારણકે સર્વ શરીરોમાં અને જન્મોની પરમ્પરામાં એ " અહમ્ " એકજ છે. સર્વ કાળ તેને માટે વર્તમાનકાળજ છે અને સર્વ સ્થળ તેને અત્ર અત્ર જ છે. એ પવિત્ર " અહમ્ બ્રહ્માસ્મિ " શાશ્વત સત્તા–સનાતન સત્ય છે. એ "અહમ્" નેજ "ૐ" કારની સંજ્ઞા આપી છે. " હું તે છું " એ ભાવાર્થ " ૐ " માં વ્યક્ત થાય છે.

ફારસી ભાષામાં "ॐ" ઓમ્‌નો અર્થ "ઓ-હમ્" એટલે "હું તે છું" એમ થાય છે; અને "હું તે છું" એટલે "હું બ્રહ્મ છું" છે. આ પ્રમાણે "ॐ" અહં બ્રહ્માસ્મિની વિશુદ્ધ સનાતન ભાવના સિદ્ધ કરે છે.

## સર્વ વ્યાપી ઈશ્વર.

શિખરિણી.

સહસ્રો રૂપોમાં ચકિત કરવા યત્ન કર તું!
પરન્તુ તેમાંએ પ્રિયતમ! તને ઓળખી શકું.
રમી માયા જાદુ વિવિધ રૂપ તેમાં તું બદલે,
પરન્તુ વિશ્વાત્મા! તહિં પણ તને કોણ ન કળે? ૧

વહે પ્રાતર્વાયુ કુસુમકલિ ધીમેથી વિકસે,
ભરે તું વધિષ્ણો! રસ-રૂપ તહિં શોભન! સખે!
છુપી તારી શક્તિ વિમલ જલમાં ને પ્રતિકણે
મનોહારી! એવું કયું હૃદય કે એ અવગણે? ૨

ફૂવારામાં ઉંચે ઉછળી ઉછળીને જળ રમે,
કળા લીલા તારાં રમણ! સુખ ચિતે અભિરમે.
ઘનાકારે ઘુમે ગગન મહીં અંબુજ રૂપમાં,
અહો લીલાવર્ત્તી! જલદધર ત્યાં આપું ઉપમા. ૩

ખીલી પુષ્પો કુણી વનસ્થલી મહીં મોહિની ભરે,
અહો! એ રત્નોમાં પ્રભુ! નયન શાન્તિમય ઠરે;
ઉગીને વિસ્તારે તરૂ વિવિધ શાખા અહીં તહીં,
તહીં લીલા તારી વિકસિત થતી આ ઉરમહીં. ૪

ઉષાનાં સોનેરી કિરણ શિખરે ભગં ભરતાં,
વરેણ્યમ્ એ પૂજું દિનકર પ્રભો ધ્યાન ધરતાં,
દિશાઓના ખંડે ઝૂકી રહ્યું નભોમંડળ શિરે,
પ્રભો! શ્વાસોચ્છ્વાસે અદ્‌ભૂત કૃતિ સૌ ગતિ ભરે. ૫

દશે ઇંદ્રિયોમાં પ્રતીત થઇ જે ગ્રાહ્ય બનતું,
મનોબુદ્ધિદ્વારા ચિતમહીં વળી ચિંત્વન થતું;
સહુ તે દશ્યોમાં ગુરૂ! તુજ અભિજ્ઞાન મળતું,
નિયંતા ઓ સ્વામી! અખિલ જગ તારામય થતું. ૬

ફરે લાખો માળા કરમહીં અને નામ હૃદયે,
પ્રતિનામે ઉઠી પ્રતિધ્વનિ ઉરે ગર્જિત રહે;
દીઠાં દશ્યો, લીધી સ્મરણી કરમાં નામ ઉરથી,
પ્રભો! પ્રાણાધારા! અકલિત નથી કાંઈ તુજથી. ૭

રામ હવે મોઝીસના સંબંધમાં થોડું કહેવા ધારે છે.

એક સમયે મોઝીસે એક વૃક્ષની નીચે અવાજ સાંભળ્યો, તેણે ત્યાં જોયું તો સુસવાટા

મારતો ભયંકર સર્પ દીઠો. એ સર્પના ફુંફવાડાથી તે ભડકયો. તેનું હૃદય કંપવા લાગ્યું, ગાત્ર શિથિલ બની ગયાં અને મૃત્યુ સમીપ આવ્યું હોય તથા નાડીઓ જાણે તુટતી હોય, તેમજ રક્ત શીતલ થતું જતું હોય એવો ગભરાટ તેને છુટયો. પણ એટલામાં તેણે કોઈ મનુષ્યના જેવો અદૃષ્ય અવાજ સાંભળ્યો. એ ગેબી અવાજે તેને કહ્યું:-"મોઝીસ ! ડર નહિ. એ સર્પને હિમ્મતથી મજબૂત પકડીને હાથમાં લે." છતાં મોઝીસ તો ડરતોજ હતો; તેને એ દૈવી વાણીપર વિશ્વાસ ન બેઠો. ત્યારે પુનઃ એ ગર્જના જાગ્રત થઈઃ "મોઝીસ ! ડરે છે શું ? બહાર આવ ને આ સર્પને પકડી લે." સદ્‌ભાગ્યે તેનામાં હવે ધૈર્ય આવ્યું. તે સંતાઇ ગયો હતો ત્યાંથી બહાર નીકળ્યો અને સર્પને બે હાથથી મજબૂત પકડયો. પણ અહા ! શું ચમત્કાર ! તે સર્પ હતોજ નહિ. પકડતાં વેંતજ એ સર્પના સ્વરૂપમાં સુસવાટા મારતો પદાર્થ એક સુંદર દંડરૂપે માલુમ પડયો. આ વાર્તાનું રહસ્ય શું છે તે હવે આપણે જોઇએ.

સત્યને અહીં સર્પનું રૂપક બનાવ્યું છે. પૂર્વના દેશોમાં, વિશેષતઃ હિંદુઓમાં સનાતન સત્યની સંજ્ઞા સર્પ-શેષની આકૃતિથી પ્રદર્શિત કરેલી છે. સર્પ હમેશાં ચક્રાકાર સ્થિતિમાં કુંડાળું વળીને પોતાની પૂંછડીને મોઢામાં પકડીને પડયો રહે છે. એવીજ રીતે આ જગતમાં પણ દરેક પ્રસંગનું પુનરાવર્તન થતું જાય છે. ચક્રમાળાની પેઠે સર્વ ક્રમ ચાલ્યો જાય છે. ચરાચર જગતમાં વ્યાપેલો આ સર્વવ્યાપક વિશ્વનિયમ છે. એ સર્પને પકડવાનો અર્થ એ છે કે તમારે એ દૈવી નિયમના સત્તાધીશ થવાનું છે; સમસ્ત વિશ્વના નિયંતા બનવાનું છે.

તમે એ સ્થિતિનો અનુભવ કરો. હિમ્મતથી એ દિવ્યતા સાથે ઐકય અનુભવતાં શીખો. મોઝીસને પણ પ્રથમ તો એ સર્પને પકડતાં ડર લાગ્યો હતો, તેને પણ પહેલાં એ અપરિચિત નવીનતા હતી. મોઝીસ એક દાસત્વ અનુભવતી પ્રજામાંનો મનુષ્ય હતો. યાહુદી લોકોની તે જમાનામાં અત્યંત માઠી દશા હતી. તેમને પોતાના દેશમાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા અને અહીં તહીં ભટકતા મુસાફરોના કાફલાની જીંદગી તેઓ ગુજારતા હતા. તેમનાપર અનેક પ્રકારનો અત્યાચાર કરવામાં આવ્યો હતો. આવી પરિસ્થિતિમાં તેઓ તેમના ઈશ્વરને અનાચારી સત્તાધીશ કે અનેક સેવકોપર સામ્રાજ્ય ભોગવતા ધનાઢય હોવાની કલ્પના કરે એ તદ્દન સ્વાભાવિક છે. બળદની સભા ભરાય તો તેમાં ઈશ્વરની કેવા પ્રકારની કલ્પના થાય ? હરકોઈ બળદને મારીને હઠાવે એવો અતિ બળવાન બળદજ તેમનો ઈશ્વર બને. સિંહની સભામાં ઈશ્વરની કલ્પના અતિશય વિકરાળ સિંહનીજ થાય. એવીજ રીતે તમે પણ તમારી શક્તિ બહારની કલ્પના કરી શકતા નથી; તમે જરા પણ દીર્ઘદૃષ્ટિ વાપરી શકતા નથી. સિંહની સભા જેવી રીતે પોતાના ઈશ્વરને સિંહનું સ્વરૂપ આપે, તેવીજ રીતે ભયવ્યાકુલ લોકોની સભા ભરાય અને તેમને ઈશ્વર વિષે ચર્ચા કરવાનું કાર્ય સોંપવામાં આવે તો તેઓ પણ તેને અનેક સેવકોપર સત્તા ભોગવતા આજ્ઞાકારી ધનાઢયની અથવા કોઇ અત્યાચારી નરાધિપનીજ ઉપમા આપશે. આવીજ રીતે યાહુદી લોકોએ ઈશ્વરને ભવ્ય શક્તિમાન રાજ્યકર્તા માની લીધો છે.

પૂર્વની ઘણીખરી ભાષાઓમાં અને મુખ્યત્વે કરીને સેમેટિક ભાષામાં ઈશ્વરને "માલિક" ના નામથી ઓળખવામાં આવે છે. આ શબ્દની ઉત્પત્તિ વિષે થોડું બોલવું અસ્થાને નહિ ગણાય. યાહુદીઓમાં અનેક જાતિઓ હતી; અને પ્રત્યેક જાતિએ પોતપોતાનો સ્વતંત્ર ઈશ્વર બનાવી રાખ્યો હતો. તેમાં ઇઝરાઇલ લોકો પોતાના ઈશ્વરને "મૅલૉક" કહેતા. તેમના પરસ્પરના વિગ્રહને અંતે ઇઝરાઇલ જાતિએ અન્ય સર્વ જાતિઓપર વિજય મેળવ્યો અને ત્યારથી

તેમનો "મૉલૉક-ઈશ્વર," સર્વ ઈશ્વરોનો એટલે યાહુદી પ્રજાનો ઈશ્વર બન્યો. આવી રીતે તેમણે "મૉલૉક ઈશ્વર"ની સત્તા અને સામર્થ્ય, સર્વ ઈશ્વર કરતાં વિશેષ માની લીધાં. સેમેટિક લોકોમાં એકેશ્વરવાદ કેવી રીતે સ્થાપિત થયો અને "માલિક" નામ ઈશ્વરને કેવી રીતે આપવામાં આવ્યું તેનો યથાર્થ ઇતિહાસ એ પ્રમાણે છે.

તે જમાનાનો આવા પ્રકારનો એકેશ્વરવાદ પણ તેમના શાસ્ત્રીય સંશોધનનું પરિણામ હતું. તે એ સમયના સમાજની બુદ્ધિની પરાકાષ્ટા હતી. તે માન્યતા તેમને મુક્તિદાતા હતી. અજ્ઞાત તત્ત્વમાં સંશોધન કરવું, એ તેમનો તે સમયમાં પણ પ્રયાસ હતો. આવા પ્રકારની શોધ તેમને અનુકુળ નીવડી હતી; પણ હવે વસ્તુસ્થિતિ બદલાતી જાય છે. ઘણા લોકોને અત્યારે રાજાસત્તાક શાસન નથી રૂચતું; તેઓને સ્વરાજ્ય જોઇએ છીએ. અમેરિકા, ઈંગ્લંડ તેમજ પ્રત્યેક ખંડ અને પ્રદેશમાં મુક્તિ—મુક્તિ—અને સ્વતંત્રતાની ઘોષણા ગાજી રહી છે. વિજ્ઞાન શાસ્ત્રમાં અદ્દભુત શોધો વધતી જાય છે. વિદ્યાકળા વૃદ્ધિગંત થયાં છે. પ્રત્યેક વસ્તુ પ્રગતિક્રમમાં છે. ઈશ્વર સંબંધી ભાવનાને પણ શાસ્ત્રીય પટ ચડવો જોઇએ; અત્યાચારી, ઉદ્ધત ઈશ્વરની જુની પુરાણી કલ્પનાની પણ આ જગતના પ્રગતિક્રમ સાથે પ્રગતિ થવીજ જોઇએ; "હું ઈશ્વર છું" એવું વેદાન્તનું સ્વતંત્ર, પ્રોત્સાહક અને મુક્તિપ્રેરક રહસ્ય સ્વીકારવું જોઇએ. ઈંગ્લંડમાં એક કાળ એવો હતો કે જ્યારે રાજાસત્તાક નિયંત્રણા હતી, પણ શનૈઃ શનૈઃ જેમ એ રાજાસત્તાક શાસનમાં પરિવર્તન થયું છે તેજ પ્રમાણે અત્યાચારી ઈશ્વરના હાથમાંથી પણ સત્તા છીનવી લેવી જોઇએ અને ધાર્મિક મોક્ષ યાને સ્વાતંત્ર્ય સૌએ પ્રાપ્ત કરવું જોઇએ.

યાહુદી લોકોપર તે સમયે જુલ્મ ગુજરતો હતો, તે પ્રજા દાસત્વ ભોગવતી હતી; તેથી તેમણે પોતાના ઈશ્વરને પોતાથી ભિન્ન કલ્પી લીધો હતો. પણ તમે તો રાજકીય તેમજ સામાજિક સ્વાતંત્ર્ય અનુભવો છે, તેથી તમારો ઈશ્વર તે તમારો પોતાનો આત્માજ છે. આ એવા દિવસો છે કે જેમાં મનુષ્યો દાસત્વ નથી ઇચ્છતા. બંધન અને દાસત્વ હવે અસ્ત થતું જાય છે; પ્રગતિ ત્વરિત વધતી જાય છે; અને પ્રત્યેક વસ્તુએ આગળ અને આગળ તેની સાથે વધવુંજ જોઇએ. શું તમારો એકેશ્વરવાદ હવે શાંત સ્થિર બેસી રહેશે ? શા માટે બેસે ? નહિજ બેસે. એક સમય એવો હતો કે જ્યારે સેતાન ઈશ્વરનો પ્રતિસ્પર્ધી હતો, તેમજ દેવદૂત અને સ્વર્ગસેવકોના આધિપત્યથી તેની શક્તિની પણ મર્યાદા બાંધી લીધેલી હતી. તેણે જગતને સાત દિવસમાં ઉત્પન્ન કર્યું; ઇત્યાદિ અનેક કલ્પનાઓ તમે કરી હતી. તે બધું શું શીખવે છે ? મોઝીસે પોતાના ગ્રંથો એ જમાનામાંજ લખ્યા હતા. મોઝીસ થઇ ગયાને આજે હજારો વર્ષ વીતી ગયાં છે. જગતમાં ત્યાર પછી અનેક સમય ઉત્ક્રાન્તિ થઇ ચૂકી છે. તો પછી તે ઈશ્વરની તમારી કેવાક પ્રકારની કલ્પના છે કે જેમાં ઉત્ક્રાન્તિજ ન થાય ? પ્રત્યેક વસ્તુએ આગળ વધવુંજ જોઇએ; ઉન્નતિક્રમ વધારતાં શીખવુંજ જોઇએ. હવે તો તમારા ઈશ્વરને સેતાન જેવો કોઈ પ્રતિસ્પર્ધી નજ હોવો જોઇએ અને તેની શક્તિની મર્યાદા નજ બંધાવી જોઇએ. સૃષ્ટિ બનાવવા જેવા કડયાકામના ધંધામાંથી તેને હવે મુક્ત કરવો જોઇએ. વેદાન્તનું રહસ્ય સ્વીકારવાનો સમય હવે નજદીક આવ્યો છે. સમસ્ત વિશ્વને હવે હિમ્મતથી સુસવાટા મારતાં સત્યરૂપી સર્પને સજડ પકડવાનો સમય સમીપ આવ્યો છે. હવે તે ઉત્કૃષ્ટ સત્ય તમારી પાસે આવીને પુકારે છે કે તમેજ ઈશ્વર છો. એ કહે છે કે ઈશ્વર તમારાથી ભિન્ન નથી. ઈશ્વર સ્વર્ગમાં—આકાશમાં કે પેલી ટેકરીમાં નહિ, પણ તમારામાંજ, તમારા આત્મા રૂપજ છે. આ સિદ્ધાંતનો સ્વીકાર કરી અનુભવ કરવાથીજ તમને સાક્ષાત્ મુક્તિ અને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થશે.

ભયવ્યાકુલ બની વ્યર્થ કાં શિર ફોડો છો? અન્યની પાસે યાચના કરવામાં તમારી શક્તિઓનો વ્યર્થ કાં વ્યય કરો છો? તમારા નૈસર્ગિક સામર્થ્યને દાબી ન રાખો. સનાતન સત્યને છુંદી નાંખો નહિ. હિમ્મતથી બ્હાર પડો. "હું ઈશ્વર છું–હું ઈશ્વર છું" એમ નિર્ભયતાથી ગર્જના કરો અને તમારી જન્મસત્તા સિદ્ધ કરવા પ્રયત્ન કરો. સાધારણ લોકો તો મોઝીસે સર્પનો અવાજ સાંભળ્યો ત્યારે જેવી તેની ભયભીત અવસ્થા થઇ હતી તેવીજ સ્થિતિમાં છે.

જ્યારે તેઓ "અહં બ્રહ્માસ્મિ" ની પવિત્ર ગર્જના, એ નિર્મળ જ્ઞાન–એ વિશુદ્ધ સત્ય ૐ સાંભળે છે ત્યારે કંપે છે અને એ શુદ્ધ સત્યનો સ્વીકાર કરવામાં શૌર્ય દાખવી શકતા નથી. નીચેના શબ્દો તેઓને સર્પના સુસવાટા જેવા સંભળાય છે.

"તમે પોતેજ શાશ્વત પ્રભુતા–વિશુદ્ધત્તમ વિશુદ્ધિ છો. જગત છેજ નહિ. તમે પોતેજ સર્વત્ર વિરાજમાન છો. અવર્ણનીય સર્વશક્તિમાન પ્રભુ તમે પોતેજ છો. શરીર તે તમે નથી; મન તે તમે નથી; તમે તો પોતે "અહમ્ બ્રહ્માસ્મિ" છો. પવિત્ર પ્રભુ છો. એ પ્રકાશમાન સ્ફટિકની પાસેથી નાનકડો પીળો, રાતો કે કાળો કાગળનો કકડો ફેંકી દ્યો અને એ સત્ય સ્વરૂપને તમારા અંતરમાં જાગ્રત કરો. "હું તે છું" "હું સર્વ શક્તિમાન છું" એનો અનુભવ કરો. લોકો તેનો તિરસ્કાર કરે છે; દેખાવ માત્રના સર્પથી તેઓ ભય પામે છે; પણ અરે! એ સર્પને પકડશો એટલે અત્યંત વિસ્મય પામશો. એ સર્પ તો તમારા કરમાં રાજદંડ તરિકે શોભા આપશે. એ સુસવાટા મારતો સર્પ તમારી સર્વ ભૂખ ભાગશે; તમારી સર્વ તૃષા છીપાવશે અને તમારા માર્ગમાંથી પ્રત્યેક પ્રકારનાં વિઘ્ન તથા સંકટો દૂર કરશે. અરણ્યમાં મોઝીસે જ્યારે એ દંડવડે એક ખડકને સ્પર્શ કર્યો ત્યારે તેમાંથી ખળખળાટ નિર્મળ જળનું ઝરણુ વહેવા માંડયું. ઇઝરાઇલ જ્યારે સંકટમાં હતા ને બચાવ માટે નાસતા ફરતા હતા ત્યારે તેમને એક વાર રાતો સમુદ્ર ઓળંગવાનો વખત આવ્યો હતો. એ ઘુઘવતો ભયંકર સમુદ્ર તેમને તો એમના એમ ગળી જવાજ તૈયાર હતો; પણ મોઝીસે એ રાજદંડ તેના જળમાં બોળ્યો તેથી સમુદ્રના બે ભાગ પડી ગયા. તે સૂકી જમીનનો રસ્તો બની ગયો ને ઇઝરાઇલ લોકો સહીસલામત પાર ઉતરી શકયા.

આ સુસવાટા મારતો સર્પ–આ સનાતન સત્ય તમને ભય પમાડે છે; પણ તમારે તેને પકડયા સિવાય છુટકોજ નથી. તમારે તેને મજબૂત પકડવો પડશે અને પકડશો ત્યારે આશ્ચર્ય પામશો કે તમે સમસ્ત વિશ્વના નિયંતા બન્યા છો! પ્રત્યેક પરમાણુપર તમે સામ્રાજ્ય ભોગવશો. પ્રત્યેક ગ્રહમંડળ તથા તારામંડળના તમે શાસનકર્ત્તા બનશો અને આ ગગનમંડળપર તમારીજ સત્તા પ્રવર્તમાન થશે. ટુંકામાં તમે તમારી જાતિને સર્વ શક્તિમાન સચ્ચિદાનન્દ સ્વરૂપ અનુભવશો.

આ દિવ્ય સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં અને એ સનાતન સત્યનો અનુભવ કરવામાં સાધારણ રીતે લોકો ભીરૂતા દર્શાવે છે; પણ ડરો નહિ; ભીરૂ ન બનો; બ્હાર પડો; નિર્ભયતાથી એ સત્યનો સ્વીકાર કરો. એ સત્યરૂપી સર્પને હૃદય સાથ આલિંગન આપો. અરે! તેની સાથે તાદાત્મ્ય અનુભવો. એ સત્યનો સાક્ષાત્કાર કરશો એટલે એ સત્ય તમને મુક્ત–સ્વતંત્ર બનાવશે. "હું ઈશ્વર છું" એમ ન કહેવું તેજ પાપ છે. આત્માને છુપાવવો એજ મહા ભયંકર ચોરી છે. "હું સ્ત્રી છું" "હું પુરૂષ છું" કે "હું અધમ પ્રાણી છું" એમ કહેવું એ અસત્ય ભાષણ અને ઘોર નાસ્તિકતા છે. એવો દરિદ્રી કે લોભીનો પાઠ ન ભજવો. લોભીના ઘરમાં કરોડો રૂપિયા ભરેલા હોય છે છતાં તે એક દમડી પણ પોતાથી અલગ કરી શકતો નથી.

તમારામાં તો સમસ્ત વિશ્વ છે. આ સમસ્ત વિશ્વપર તમારી સત્તા છે. એ સત્તા શા માટે સંતાડી રાખો છો ? તેનો ઉપયોગ શા માટે નથી કરતા ? આચરણમાં મૂકો, આત્માનુભવરૂપી અમૃતનું પાન કરો. છતે રાજ્યે ભિખારી બનીને કાં ભમો છો ?

આત્મ સાક્ષાત્કાર-સચ્ચિદાનન્દનો સાક્ષાત્કાર થવો એટલે ગળામાં પહેરેલા હારના વિસ્મરણનું ભાન થવા બરોબર છે, એમ હિંદુ લોકો કહે છે. એક મનુષ્યે પોતાના ગળામાં અતિ મૂલ્યવાન હીરાનો હાર પહેર્યો હતો. કાંઈ કામ કરતાં તે હાર તેની ગરદનની પાછળના ભાગમાં સરી ગયો ને તેથી તેને તેની વિસ્મૃતિ થઇ. પોતાની છાતીપર પહેલાંની પેઠે હાર ઝુલતો ન દેખીને તે તેને શોધવા લાગ્યો. બહાર બહુએ ફાંફાં માર્યાં, પણ પરિશ્રમ વ્યર્થ ગયો. રડતે મ્હોંએ આંસુ પાડયાં, ને એવા કિંમતી હાર માટે તેને બહુ શોક થયો. તેણે બીજા કોઇ માણસને તે હાર મળી શકે તો શોધવા વિનતિ કરી. તે માણસે કહ્યું કે,–" વારૂ ! હું તને તે શોધી આપું તો મને શું આપે ?" પેલાએ કહ્યું:–"તું માગે તે આપીશ; પણ મને તે જરૂર શોધી આપ." પેલા માણસે તેની ગરદનપર હાથ નાખીને, હાર આગળ લાવીને તેને કહ્યું કે, " આ રહ્યો હાર. તે ગુમ નહોતો થયો, પણ છાતીને બદલે ગરદનપર લટકતો હતો. એ હાર તો ગળામાંજ હતો." અહા ! આ કેવું સુંદર આશ્ચર્ય છે ! આવીજ રીતે તમારી પ્રભુતા તમારી બહાર નથી. તે તમારામાંજ છે.–તમારા આત્મામાંજ છે. તમે પોતેજ પ્રભુ છો.

તમને તમારા આત્મસ્વરૂપનું-તમારા ઈશ્વરત્વનું વિસ્મરણ થયું છે, એ એક પ્રકારનું ચમત્કારિક વિસ્મરણ છે. એ અજ્ઞાન દૂર કરો અને અંધકારને કાઢી નાંખો, એટલે તમારૂં ઈશ્વરત્વ પ્રકાશમાન થશે. તમે સ્વભાવતઃ પૂર્ણપણે મુક્ત છો; પણ તમે વિસ્મરણમાં દાસત્વ સ્વીકારી લીધું છે. કોઈ રાજ્યકર્ત્તાને નિદ્રાવશ થતાં સ્વપ્ન આવે કે તે ભિક્ષુક બની ગયો છે, પણ તેથી કાંઈ તેના ઐશ્વર્યમાં ભંગ પડતો નથી.

**ઓ રાજાધિરાજ ! સર્વ શરીરોમાં કેન્દ્રસ્થ મુજ આત્મદેવ ! સચ્ચિદાનંદ સમ્રાટ્ ! અનંત સત્તાધીશ ! આશીર્વાદાત્મક તત્ત્વરૂપ ! ઓ પ્રિયતમ ! અજ્ઞાનાવરણના સ્વપ્નમાં દાસત્વ ન સ્વીકારો ! ઉઠો, જાગૃત થાઓ અને તમારી પરમ સત્તા અનુભવો. તમે ઈશ્વર છો, તમે ઈશ્વર છો, અન્ય કાંઇ નથી.** આંતરિક ઉત્સાહવડે-બહારનાં બંધનો, આવરણો, ભીરૂતા, નિર્બળતા, અને લજ્જાને હાંકી કાઢો–તોડી પાડો. અતિ વિશુદ્ધ " અહમ્–આત્મા "ના અમૃતોદધિમાં કૂદી પડો. તમે ઈશ્વરજ છો. " તે અને હું એકજ છીએ. " કેવો શાંતિદાયક વિચાર ! કેવો સુંદર-સુખકર આદર્શ ! તે વિચાર સર્વ દુઃખ દૂર કરે છે; આપણા સંસાર-ભાર હલકા કરે છે. આત્મકેન્દ્રનું વિસ્મરણ કરી બહાર ભ્રમણ ન કરો, આત્માનેજ કેન્દ્ર બનાવો. આર્કિમીડીઝ નામના એક ગ્રીક તત્ત્વવેત્તાએ કહ્યું હતું કે " જો મને સ્થિર ઉભા રહેવાનું સ્થાન મળે તો હું સમસ્ત જગતને હલમલાવી શકું છું. " પણ ગરીબ બિચારાને તેવું સ્થાન મળ્યુંજ નહિ; એ ધ્રુવબિંદુને શોધીજ શકયો નહિ.

વેદાન્ત કહે છે કે એ ધ્રુવબિંદુ તમારા પોતાનામાંજ છે–તે તમારો આત્માજ છે. તેનો અનુભવ કરશો એટલે સમસ્ત વિશ્વને હલમલાવવાનું સામર્થ્ય તમને પ્રાપ્ત થશે.

ૐ ! ૐ ! ! ૐ ! ! !



# ૮—હું પ્રકાશ સ્વરુપ છું.*

તમારામાં ખરો આત્મા તે શું છે? શરીર તે ખરો આત્મા નથી; મન પણ ખરો આત્મા નથી; તેમ આ જીવન પણ ખરો આત્મા નથી. આ જગતની પ્રતીતિ તમને શાથી થાય છે? તમારો અનુભવ તમને એમ કહે છે માટે. તમારો અનુભવ ત્રણ પ્રકારની સ્થિતિ બદલે છે: (૧) જાગૃત અવસ્થા. (૨) સ્વપ્ન અવસ્થા અને (૩) સુષુપ્તિ અવસ્થા. ઉષ્ણતામાપક અને વાયુ માપક યંત્રની પેઠે તમારો અનુભવ જગતના સંબંધોનું અનુમાન બાંધે છે.

જાગૃત અવસ્થામાં એ અનુભવ પ્રદર્શિત કરે છે કે આ જગત સ્થૂલ અને નિયમની સંકલનાને અધીન છે. સ્વપ્નાવસ્થામાં આપણને કાંઈ અન્ય અનુભવ થાય છે; પણ સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાઓ પણ જાગૃત જેટલીજ મહત્તા ધરાવે છે. વળી આપણે એ પણ જોઈએ છીએ કે જાગૃત અવસ્થાના જેટલોજ સમય નિદ્રાવસ્થામાં પણ વ્યતીત થાય છે. તમારા જીવનમાં તમે જેટલું જાગો છો તેટલીજ નિદ્રા પણ લો છો. વળી બાળક તો ઘણું ખરૂં નિદ્રાવસ્થામાંજ રહે છે એમ કહીએ તો ખોટું નથી. આ સમસ્ત જગત એજ પ્રકારનો અનુભવ ક્રમશઃ કર્યા કરે છે. આપણા જાગૃત અવસ્થાના અનુભવમાં અને સ્વપ્નાવસ્થા કે સુષુપ્તિ અવસ્થાના અનુભવમાં વિરોધાભાસ હોય છે.

પણ એ સર્વ અનુભવમાં જે સદા સર્વદા વ્યાપક અને અવિકારી છે તેજ સનાતન શાશ્વત છે. સત્યનું આ લક્ષણ સૌ કોઈ કબૂલ કરે છે, કે જે સર્વાતીત રહે છે—જે શાશ્વત ટકી રહે છે, તેજ સત્ય છે—નિત્ય છે. દૃષ્ટા તરિકે આપણે જોઈએ તો આ અનુભવની ત્રણ અવસ્થાઓ બદલાય છે. જાગૃતાવસ્થામાં તમે તમારા આ શરીરનો અનુભવ કરી તેની સાથે એકતા અનુભવો છો; અને જ્યારે તમે હું—મારૂં કહો છો ત્યારે આ શરીરને ઓળખાવી—તે વખતનો અનુભવ સત્ય છે, એમ સિદ્ધ કરો છો. પણ સ્વપ્નાવસ્થામાં એ અનુભવ તદ્દન જૂદાજ પ્રકારનું રૂપ ધારણ કરે છે. તે વખતે તમારૂં રૂપાન્તર થઈ જાય છે. સ્વપ્નદૃષ્ટા તે જાગૃતદૃષ્ટા હોતો નથી. ધનિક હોવા છતાં પણ સ્વપ્નાવસ્થામાં તમે પોતે ઘણીવાર દરિદ્ર બની જાઓ છો. તમારાપર શત્રુઓએ ઘેરો ઘાલ્યો હોય છે, ઘણીવાર ઘરમાં આગ લાગી હોય છે, અને તમે મુશ્કેલીથી જીવતા નીકળી જવા પામો છો. સ્વપ્નમાં તમારી પાસે પાણીનાં સરોવર ભર્યાં હોય છે; પણ જાગૃત થતાં તમે તરસ્યા માલૂમ પડો છો. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે જાગૃત અને સ્વપ્નમાં અનુભવ ભિન્ન ભિન્ન અને વિરૂદ્ધ રૂપો ધારણ કરે છે, અને એજ અનુભવ સુષુપ્તિ અવસ્થામાં વળી કોઈ ત્રીજુંજ સ્વરૂપ ધારણ કરે છે. સુષુપ્તિ અવસ્થામાં જ્યાં ગાઢ નિદ્રા હોય છે ને કશું ભાન હોતું નથી ત્યાં અનુભવનું અસ્તિત્વ હોતું નથી; એટલે કે શૂન્યત્વ હોય છે. તમે ઘણીવાર કહો છો કે મને ગાઢ નિદ્રા આવી. એ સુષુપ્તિ અવસ્થા પણ એક પ્રકારનું એવું અસ્તિત્વ ધરાવે છે કે જે નિરંતર જાગૃત

---

* કોલંબિયામાં ડેન્વેર ગામમાં તારીખ ૧૩–૧–૧૯૦૪ ને રોજ આપેલું ભાષણ.

રહે છે ને જરાએ નિદ્રા લેતું નથી. એ અસ્તિત્વજ તમારો સત્ય સ્વરૂપ આત્મા છે. એ દૃશ્ય થતા પદાર્થોના અનુભવથી જે તટસ્થ રહે છે તે જ નિર્મળ અનુભવ છે; તેજ વિશુદ્ધ જ્ઞાન છે અને એ જ તમારો આત્મા છે.

એક મનુષ્ય આવીને કહે છે કે “ રાતના બાર વાગ્યે હું અમુક સ્થળે હતો, પણ એ વખતે ત્યાં કોઇ પણ મનુષ્ય દૃષ્ટિગોચર નહોતું થતું. ” હવે આપણે એને પ્રશ્ન પૂછશું કે “ તમે પોતે તો કોઇ પણ છો કે નહિ ? તમે પોતે જો કોઇ પણ નથી તો એ તમારી સાક્ષી તમારાથી વિરૂદ્ધ જાય છે, અને તમે પોતે કોઇ પણ છો તો પછી, તમે ત્યાં કોઇને નહોતું દીઠું તે કેમ સંભવે ? ” ગાઢ નિદ્રામાંથી મનુષ્ય જાગૃત થાય છે ત્યારે તે કહે છે કે તેને કોઈ પણ જાતનું સ્વપ્ન નહોતું આવ્યું. આપણે તેને કહીશું કે બન્ધુ ! તમે કહો છો કે ત્યાં કોઈ નહોતું, એ જો સત્ય હોય અને તે જો તમારે સાબીત કરવું હોય તો, તમારે પોતાને સાક્ષી બનવું પડશે. જો ત્યાં કોઇ નહોતું તો તમે આ પ્રમાણ ક્યાંથી આપો છો કે ત્યાં કશુંએ ન દીઠું ? આથી સિદ્ધ થાય છે કે તમારામાં એવું કાંઇ છે કે જે તમારી ગાઢ નિદ્રામાં પણ જાગૃત રહે છે. એજ તમારો સત્ય સનાતન આત્મા છે. એજ સ્વતઃસિદ્ધ કેવળ જ્ઞાનરૂપ–અનુભવ પ્રકાશ પરમાત્મા છે.

એમાંથી સકળ વિશ્વનો કેવી રીતે વિસ્તાર થાય છે તે હવે જુઓ. નદીની પણ જોશો તો ત્રણ અવસ્થા હોય છે. પહેલી–બરફના પહાડ રૂપે–હિમગિરિરૂપે. બીજી ઝરણ કે નાળારૂપે. હિમ પીગળતાંજ નદી રમતી, ગેલ કરતી, ઉછળતી, નાજુક બાળાની પેઠે ધીમી ધીમી વ્હેવા માંડે છે. ત્રીજી અવસ્થામાં નદી પર્વતનો પ્રદેશ છોડી સપાટ પ્રદેશમાં જાય છે અને ત્યાં ધૂળ –કાદવમાં રોળાતી મલિન જળવાળી બને છે. નદીની આ ત્રણ અવસ્થા છે. પ્રથમ અવસ્થામાં પર્વત પ્રદેશના બરફમાં સૂર્યની મૂર્તિ પ્રતિબિંબિત થતી નહોતી. બીજી અને ત્રીજી અવસ્થામાં સૂર્યનાં કિરણો નદીના જળમાં પ્રતિબિંબિત થતાં આપણે જોઇએ છીએ. બીજી અવસ્થામાં વ્હાણો ચાલી શકે કે ન્હેરો કાઢી શકાય એવી તે વિશાળ નહોતી, પણ નાજુક અને રમણીય હતી. ત્રીજી અવસ્થામાં તેમાં વ્હાણો ચાલી શકે છે. ખેતરો અને મેદાનોને તેના જળથી પોષણ મળે છે. આ સ્થિતિમાં આપણી પાસે બે વસ્તુ હાજર છે; એક સૂર્ય અને બીજી નદી.

એક તો સર્વ સૂર્યોનો સૂર્ય જે આત્મા તમારામાં છે તે ઈશ્વિર તમારી સુષુપ્તિ અવસ્થામાં એટલે કે ગાઢ નિદ્રામાં પણ જાગૃત છે. એ સૂર્યોનો સૂર્ય ઘન બરફરૂપ તમારી ગાઢ નિદ્રાપર પ્રકાશ પાડે છે. એ અવ્યક્ત, અચલ પરમાત્મા સૂર્યની માફક ત્યાં સાક્ષિભૂત છે. ગાઢ નિદ્રાવસ્થામાં જ્યારે તમારામાં થોડો કાળ શૂન્યત્વનો આભાસ રહે છે, ત્યારે પણ એ સૂર્ય પોતે પ્રકાશિત રહી, તમારા કારણ શરીરરૂપી બરફને ઉષ્ણતા આપી, એ શૂન્યત્વમાંથી તમને સ્વપ્નાવસ્થારૂપી નદીમાં બદલે છે. “ ઈશ્વિરે શૂન્યમાંથી જગત ઉત્પન્ન કર્યું ” એવું વાક્ય બાઇબલમાં છે; તેનો ભાવાર્થ આવાજ પ્રકારનો છે. સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં ઈશ્વિરનું અસ્તિત્વ હતું અને ઈશ્વિરે શૂન્યમાંથી જગત રચ્યું. જેવી રીતે સૂર્યની ઉષ્ણતાથી બરફ પીગળે છે ને નદી વહેવા માંડે છે, તેવીજ રીતે એ રવિરાજ–તમારો આત્મા, એ આભાસરૂપી શૂન્યત્વ કે જેને હિંદુઓ માયા કહે છે–તેના પર પ્રકાશ પાડે છે ત્યારે તેમાંથી દૃષ્ટા અને દૃશ્ય–એવી દ્વૈત ભાવના ઉત્પન્ન થાય છે. કર્ત્તા દૃષ્ટા બને છે; અને કર્મ તે દૃશ્ય કહેવાય છે.

એક નાની નદી અથવા ઝરણનો મોટી નદી સાથે જે પ્રકારનો સંબંધ હોય છે, તેવીજ

રીતનો સંબંધ સ્વપ્નાવસ્થાનો જાગૃત અવસ્થા સાથે હોય છે. ગાઢ સુષુપ્તિ અવસ્થામાં અહંકાર અદ્રશ્ય થઇ જાય છે, ત્યારે સ્વપ્નાવસ્થા ને જાગૃત અવસ્થામાં તે કાયમ રહે છે. સ્વપ્નાવસ્થા અને જાગૃત અવસ્થામાં તમારા અંતઃકરણમાં તમારા આત્માનું-ઈશ્વરનું પ્રતિબિંબ પડે છે. તે સત્ય સ્વરૂપ તમારો આત્મા તેજ પરમાત્મા છે, એ પ્રતિબિંબ એટલે પ્રતિકૃતિ કાંઈ તમારો આત્મા નથી. સ્વપ્નમાં તમે અનેક પ્રકારના પદાર્થ જુઓ છો, પરંતુ એ પદાર્થો જોવા માટે તમે પ્રકાશ ક્યાંથી લાવો છો? શું ત્યાં ચંદ્રનો કે સૂર્યનો પ્રકાશ પહોંચે છે? નહિજ. તે પ્રકાશ તમારા અંતરાત્માનો છે. પ્રત્યેક પદાર્થને જે આત્મા દ્રશ્યરૂપે બનાવે છે તેજ આત્મા ત્યાં પ્રકાશ પૂરે છે. સ્વપ્નાવસ્થામાં પ્રકાશ આપનારો તેનો તેજ આત્મ-રવિ ઘોર નિદ્રામાં અવ્યક્ત રૂપે રહે છે. આ પ્રમાણે ગાઢ નિદ્રામાં તેમજ સ્વપ્નાવસ્થામાં એ જ્ઞાનરવિ-અંતરાત્મા વિરાજમાનજ રહે છે. સ્વપ્નમાં તમે ચંદ્ર અને તેનો પ્રકાશ જુઓ છો તે તમારા આત્મરવિનોજ પ્રકાશ છે.

આપણે આજ સિદ્ધ કર્યું છે કે તમે પૂર્ણ પ્રકાશરૂપ છો. તેજોમંડળનું તેજ પણ તમેજ છો. નદીના મુખ આગળ, ને આગળ વહેતી નદીમાં પ્રતિબિંબ થતો સૂર્ય જેમ એકજ છે, તેમ તમારી ગાઢ નિદ્રા, સ્વપ્ન અને જાગૃત એ ત્રણે અવસ્થાઓમાં પ્રકાશ આપતો રવિરાજ-આત્મસૂર્ય પણ એક અદ્વિતીયજ છે અને તે તમે પોતેજ છો-"તત્ત્વમસિ" એ અંતરસ્થ સત્ય સાથે તાદાત્મ્ય અને ઐક્ય અનુભવો એટલે તમે મહા સમર્થ બનશો. વિકારી ક્ષુદ્ર વસ્તુઓ સાથે તમે તમારી જાતને સરખાવશો તો નદીમાં રડવડતા ગોળ પથ્થર જેવી તમારી સ્થિતિ થશે; તમારો આત્મસૂર્ય માત્ર એકજ નદીના મૂળ, મધ્ય ને અંત ભાગમાં પ્રકાશમાન નથી, પણ સર્વ નદીઓમાં તે એકસરખો પ્રતિબિંબિત છે.

એ સૂર્યોનો સૂર્ય-રશ્મિ ભંડાર-પરમ સત્ય-આત્મરવિ જગતના સર્વ લોકોની ગાઢ નિદ્રા-સ્વપ્ન અને જાગૃત અવસ્થામાં વિરાજમાન છે. જે પદાર્થપર એ પ્રકાશ પાડે છે તે પદાર્થો પણ તેનાથી ભિન્ન નથી. તમેજ તે પ્રકાશમાન પરમાત્મા છો. તમેજ રશ્મિભંડાર આત્મરવિ છો. એ વિચારનું કાયમ સેવન કરો કે "હું એ પ્રકાશ સ્વરૂપ છું" "હું સર્વ રશ્મિભંડારનું તેજ છું." તમારા એ પ્રકાશ સ્વરૂપની ઉપમા તમે ધારણ કરો. ચિંતા, ભય, શોક, ગ્લાનિનું અસ્તિત્વ તમારે માટે જગતમાં છેજ નહિ. સર્વત્ર પ્રકાશ અને પ્રકાશજ છે: એ પ્રકાશોનો પ્રકાશ, નિત્ય, અચલ અને ત્રિકાલાતીત છે. "અહં બ્રહ્માસ્મિ." હુંજ એ સર્વ પ્રકાશિત પદાર્થોનો પ્રકાશદાતા છું; આ સમસ્ત જગત મને સમુદ્રના ભરતીઓટ જેવુંજ ભાસમાન થાય છે; સમુદ્રના તરંગો અને વમળ સિવાય એ કશું છેજ નહિ; હુંજ એ પરમ પ્રકાશ છું. આ સૌ હું આત્મનિધિનાં મોજાં માત્રજ છે.

આત્મપ્રકાશપર પડેલા અવાસ્તવિક માયારૂપી ભ્રમપટને દૂર કરવા માટે નીચે જણાવેલી વિધિ અતિ ઉપયોગી અને હિતકારક થઇ પડશે.

લોકો કહે છે કે જ્યારે ફરવા જવું ત્યારે વાર્તાનંદ લેવા માટે સાથે કોઇ સ્નેહીને લઈ જવો, પણ નીચલાં કારણો જોતાં તે તદ્દન ભ્રમ લાગે છે.

પહેલું કારણ એ છે કે જ્યારે આપણે ચાલીએ છીએ ત્યારે શ્વાસોચ્છ્વાસ તેની નૈસર્ગિક ગતિમાં વહેવા માંડે છે; તે વખતે પ્રાણાયામ તાલબદ્ધ અને આરોગ્યવર્ધક સ્થિતિમાં રહે છે. આ કારણથીજ જર્મન તત્ત્વવેત્તા કૅન્ટ તેના જીવનના અંતિમ ભાગમાં જ્યારે જ્યારે

ફરવા જતો ત્યારે ત્યારે પ્રાણ નિયમિત ગતિમાં ચાલે તે માટે એકલો જ ચાલતો; અને તેણે બહુ લાંબુ આયુષ્ય ભોગવ્યું હતું. આપણે ચાલીએ છીએ ત્યારે શ્વાસોચ્છ્‌વાસ નાકદ્વારા લઇએ છીએ; પણ ચાલતાં વાતો કરવાની હોય તો મુખદ્વારા શ્વાસ લેવાની ફરજ પડે છે. નાકદ્વારા શ્વાસ લેવાની ક્રિયા શક્તિદાયક છે, અને તે ફેફસાંને મજબૂત કરે છે. "ઈશ્વરે મનુષ્યને નાકદ્વારા શ્વાસ આપ્યો પણ મુખમાં નહિ"-એવું બાઇબલમાં પણ કહ્યું છે. શ્વાસ લેવાની ક્રિયા તો નાકદ્વારાજ કરવી જોઇએ; બહાર કાઢવાની ક્રિયા મુખદ્વારા થાય તો હરકત નથી. ફેફસામાં નાકદ્વારા જતી હવા નાકના અંદરના વાળમાં સાફ થઈને જાય છે, તેથી કોઈ પણ અશુદ્ધ જંતુ અંદર જવા પામતું નથી.

બીજું કારણઃ—ચાલતાં ચાલતાં આપણે અત્યુત્તમ વિચારમાળામાં મગ્ન થઈ જઇએ છીએ અને તે સમયે ઉત્તમ વિચારો આપણને શોધતા આવે છે એમ કહેવું ખોટું નથી. લૉર્ડ કલાઇવને આ રહસ્ય સમજાયું હતું, તેથી જ્યારે જ્યારે હિંદુસ્તાનના કોઇ ગહન રાજનીતિના પ્રશ્નનો તેને નિવેડો કરવો હોય, ત્યારે ત્યારે તે એકલો પોતાના મહેલમાં આમતેમ ફરતો. આવી રીતે બુદ્ધિવિકાસ માટે પણ એકલા ફરવું એ અત્યંત હિતકારક છે.

જ્યારે આપણી સાથે બીજું કોઈ ફરતું હોય છે અને આપણી સાથે વાતો કરીને પોતાના વિચાર આપણા મગજમાં ઠસાવવા પ્રયત્ન કરતું હોય છે, તે સમયે જે ઉત્તમ વિચારો પ્રાપ્ત કરવાનો ઉત્તમ પ્રસંગ એકલા ફરવાથી મળવાનો હોય છે, તે શુભ તક આપણે ગુમાવીએ છીએ.

ત્રીજું કારણઃ—આધ્યાત્મિક દૃષ્ટિબિન્દુથી તપાસવાનું છે. આપણે જ્યારે એકલા ચાલીએ છીએ ત્યારે મન પોતાનું વિચ્છિન્ન બળ એકત્ર કરી પરસ્પર વિરોધી તત્ત્વોનો સંહાર કરી કલ્પનાશક્તિમાં સ્થિર થાય છે, અને એ કલ્પનાશક્તિ કે જે આત્માને વિશ્રાંતિ રૂપ છે તેનો આનંદ અનુભવવા તેને તે સમયે સ્વાભાવિક લાભ મળે છે. આવી રીતે એકંદરે પ્રત્યેક ક્રિયા યથાપદ્ધતિ કામ કરી ઉત્સાહ અને ચૈતન્ય મેળવે છે.

"તમે પોતે મૂર્તિમંત સચ્ચિદાનંદ છો." એવો અધ્યાસ કરતા રહો. "હું પ્રકાશોનો પણ પ્રકાશ છું." એ વિચારને જ આપણી ઉચ્ચ શક્તિઓને કેળવવા માટે પ્રધાનભૂત બનાવવો જોઇએ. ચંદ્રના અજવાળામાં કે પરોઢીયે ફરવા જવું, એ તેથી પણ વિશેષ હિતકારક છે. ઉગતા કે આથમતા સૂર્યની સામે, નદીને કિનારે કિનારે, કે શાંત શીતળ મંદ વાયુલહરીનો આનંદ લેતાં લેતાં ફરવાથી તમે પ્રકૃતિ સાથે-સકળ વિશ્વ સાથે-નાદબ્રહ્મમાં એકતા અનુભવશો.

ૐ ! ૐ ! ! ૐ ! ! !



# ૯–आत्मकेन्द्रमां स्थिरता.*

ભોજન કરતાં કરતાં તમારા લોક અનેક પ્રકારનાં ગપ્પાં મારે છે, પણ હિન્દુસ્તાનમાં તેથી તદ્દન ભિન્ન રિવાજ છે. ત્યાં તમે જમતા હો ત્યારે કાંઇ પણ બોલાય જ નહિ. ત્યાં જમતાં જમતાં શાંત રહેવું, એ રિવાજને ધર્મદૃષ્ટિથી તમારે માન આપવું જોઇએ. પ્રત્યેક ગ્રાસ મુખમાં મૂકતી વખતે તે ગ્રાસ બહારની ભૂમિનું સ્વરૂપ છે અને એ ગ્રાસનું જેમ મારા શરીરમાં મિશ્રણ થાય છે તેમ સકળ વિશ્વનું હું મારા આત્મામાં સંમેલન–એકીકરણ કરૂં છું; એમ અધ્યાસ કરવો જોઇએ. જમતાં જમતાં તેઓ આ કલ્પના પોતાના મનમાં લાવે છે; અને ૐ નો જપ કરતાં કરતાં "આ સકલ વિશ્વ મારામાં એકરૂપ થાઓ" એવી ભાવનાને દૃઢ કરતા જાય છે. "ૐ ૐ ૐ" "આ વિશ્વ મારામાં જ છે" "આ જગત તે મારૂં શરીર છે." આવી કલ્પના કરવાથી તેઓ પ્રત્યેક ગ્રાસે અધિકાધિક નવીન સામર્થ્ય પ્રાપ્ત કરતા જાય છે, અને પોતાની આધ્યાત્મિક ઉન્નતિ સાધે છે. "આ સકલ વિશ્વ હું છું; સકલ વિશ્વમાં મારૂંજ રક્તમાંસ છે. આ આહાર સમસ્ત જગત રૂપ છે અને એ જગત મારૂં જ રક્ત માંસ છે." આવી રીતે સર્વમાં એકતા હોવાની ભાવના હિંદુ લોકોમાં એટલી તો દૃઢ રીતે મનોગત થએલી હોય છે કે જ્યારે જ્યારે તેઓ ભોજન લેવા બેસે છે ત્યારે ત્યારે આ કલ્પના તેમના મનમાં સ્વભાવતઃ સ્ફુરી આવે છે, અને એથી તેમની મનોવૃત્તિ, અંતઃકરણની ભાવના અને ઇચ્છાશક્તિ એટલાં તો ઉત્તેજિત થાય છે કે તેના પરિણામે તેઓને આત્મસાક્ષાત્કાર થાય છે; અને એ રીતે ખાવાપીવાની આ સ્થૂલ ક્રિયા પણ આત્માનુભવનો એક વિધિ બને છે.

સ્નાન સમયે પણ પ્રણવોચ્ચાર કરવો જોઇએ. જળને ૐ ની સંજ્ઞા અપાય છે અને જળ તે જડસૃષ્ટિનો સમુદ્ર છે. સ્નાન કરતી વખતે કપડાંનો સંગ છોડીને શરીરને જળનો સંગ કરવાનો છે. પ્રત્યેક રોમરંધ્રદ્વારા શરીરમાં જળ ઉતરે છે, તે સમયે સમુદ્રમાં સ્નાન કરતા હોઇએ તેમ આ વિશ્વોદધિમાં સ્નાન કરવાની ભાવના કરવી જોઈએ. સમુદ્રમાં સ્નાન કરતાં માછલી સાથે જેમ એકતા અનુભવીએ છીએ, તેમ આ વિશ્વોદધિમાં સ્નાન કરતાં સર્વત્ર એકતા અનુભવવી જોઈએ. જળ જેવી રીતે શરીરનો મેલ ધોઇ નાંખે છે તેવીજ રીતે આત્માનું અજ્ઞાનરૂપી આવરણ આ પવિત્ર ભાવથી દૂર થવું જોઇએ. આ સકલ વિશ્વ મારૂં ભોજન છે; અને આ વાયુદ્વારા–પ્રાણદ્વારા હું તેનો આહાર કરૂં છું. એવી ભાવના કરવી જોઇએ. આવી જ રીતે વેદાન્ત દૃષ્ટિથી સ્નાન, ભોજન આદિ જીવનના પ્રત્યેક વ્યવહાર ધાર્મિક રીતેજ કરવા જોઇએ. આવી રીતે રોગને પણ હિંદુઓએ દેવતાની ઉપમા આપી છે.

હિંદુસ્તાનમાં કોઈના ઘરમાં બાળકને શીતળા નીકળે છે, ત્યારે ઘરના લોકો હાય હાય કરી ગભરાતા નથી, પણ ગડબડ ન મચાવતાં "દેવી પધાર્યાં" એમ માની ઉત્સવ માને છે. શું એ આશ્ચર્યકારક નથી? તે સમયે તેઓ ધર્મક્રિયાઓ કરે છે, કીર્તન ને પાટપૂજા કરે છે,

* કેસલક્રિસ્પ્રેસમાં તારીખ ૯ જુન ૧૯૦૩ ને રોજ આપેલું ભાષણ.

અને બાળકને આરામ થાય ત્યારે શીતલાદેવીની પૂજા કરે છે; દ્રવ્યાદિ અનેક પ્રકારનાં દાન કરે છે; ભજન, કીર્ત્તન ને ઢોલ શરણાઇ વગેરે વાજીંત્ર વગાડી હર્ષ પ્રદર્શિત કરે છે; દેવીનો અત્યંત આભાર માને છે ને તેના પ્રતિ-એ પ્રભુતા પ્રતિ અપ્રતિમ ભક્તિ અને શ્રદ્ધા દાખવે છે. છતાં અત્યારે તો ત્યાં પણ આ ભાવના લોકોમાં નષ્ટ પામી છે. તેઓને એ સ્મરણમાં હોય કે ન હોય, પણ રામ તો તેનું ઉત્તમ રહસ્ય સમજે છે ને સર્વને સમજાવે છે.

રામ તમને દરેકને એક અત્યંત ઉપયોગી સૂચના કરે છે કે પ્રાતઃકાળે જ્યારે તમે પથારીમાંથી ઉઠો અથવા જ્યારે ફરતા હો કે કાંઈ કાર્યમાં મશગૂલ હો; તે સમયે તમારા વિચારોને ભ્રમણામાં ન રાખો. નિરંતર આત્મકેન્દ્રમાં સ્થિર રહો. જેવી રીતે માછલી સમુદ્ર-જળમાં કે નદીમાં રહે છે, ને પક્ષી જેમ વાયુરૂપી સમુદ્રમાં ઉડે છે, તેમ તમે પણ પ્રકાશના પરમોદધિમાં રહો છો. પ્રકાશમાં તમે જીવો છો, પ્રકાશમાંજ હરો ફરો છો, અને તમારી સર્વ કૃતિ પણ પ્રકાશમયજ છે. વિજ્ઞાનશાસ્ત્રના નિયમ પ્રમાણે અંધકાર પણ પ્રકાશ જ છે. અંતરસ્થ જ્યોતિ સદા સર્વદા વિરાજમાન છે. ગાઢ નિદ્રામાં પણ એ પ્રકાશ તો નિત્ય-શાશ્વત છે. ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરવા માટે-કહો કે સમાધિ અવસ્થાએ પહોંચવા માટે, ઈશ્વર સાક્ષાત્કાર કરવા ઇચ્છતા જિજ્ઞાસુઓને માટે "હું કેવળ પ્રકાશમય છું; આ સર્વ વ્યવહાર પ્રકાશમય છે." એ ભાવના અત્યંત ઉપકારક હોઈ આવશ્યક છે.

રોમન કૅથોલિક સંપ્રદાયના લોકો જેમ મૂર્ત્તિપૂજા કરે છે તેમ અમે પ્રકાશને મૂર્ત્તિનું રૂપક આપતા નથી. "આ સમસ્ત પ્રકાશમય જગત હું જ છું" એવી દૃઢ ભાવનાનું નિરન્તર મનન કરવાનું હિંદુશાસ્ત્રોમાં અનેકવાર લખેલું છે. આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે આ એક સંદિગ્ધ સાધન માની લીધેલું છે. જ્યારે તમે ૐ નો જપ કરતા હો ત્યારે "હું પ્રકાશ છું-હું ઓજસ્ છું" એવી ભાવના કર્યા કરો. હિંદુશાસ્ત્રોના આ શાસ્ત્રીય સિદ્ધાંતનું બીજા પ્રત્યેક ધર્મના આદિ ગુરૂઓએ અજ્ઞાનતઃ પણ અનુકરણ કર્યું છે. ઇસુ ખ્રિસ્તે કહ્યું છે કે, "હું વિશ્વનો પ્રકાશ છું." મહમ્મદ અને અન્ય સર્વ મહાન ધર્મપ્રવર્તકોએ પણ એવીજ વાણી ઉચ્ચારી છે. પ્રકાશની પેઠે જ તમે સર્વ પદાર્થોમાં અંતર્ગત છો. આ વિચાર હરહમ્મેશ તમારા મનમાં રમી રહેવો જોઇએ. એ વિચારથી તમે નિરંતર પ્રભુતામાં ઉન્મત્ત રહેશો. આવી રીતે હિંદુઓ પ્રત્યેક ક્રિયા ધાર્મિક દૃષ્ટિબિન્દુથી કરે છે અને એમ કરવાથી તેઓ સર્વદા આત્મા-પ્રભુમાં એકતા અનુભવે છે.

તમારી ઇચ્છા હશે કે નહિ હોય તોપણ પ્રકૃતિનો એ નિયમ છે કે તમારે આત્મ-સાક્ષાત્કાર કરવોજ પડશે. પ્રકૃતિનાં તત્ત્વો તમને અનિચ્છામાં પણ પ્રેરણા કરશે. અનુકૂળ કે પ્રતિકૂળ વસ્તુસ્થિતિનો એમાં જરાએ પ્રશ્ન નથી. ચાલતાં ચાલતાં જેમ આપણે એક પગ ઉપાડી ઉંચો કરીએ છીએ ત્યારે બીજો નીચે રહે છે; તેમ વિશ્વમાં પણ સુખદુઃખની ઘટમાળ એમજ ચાલ્યા કરે છે. સાંસારિક ઉપાધિ અને સુખદુઃખથી જે પર રહી શકે છે તેજ સાચો સુખી છે. તેમાંજ સાચા સુખનું રહસ્ય સમાયેલું છે. બન્ને સમાન આવકારદાયક છે. જે મનુષ્ય એ દ્વંદ્વથી પર હોય છે અને સુખ કે દુઃખ બન્નેની પ્રાપ્તિમાં એક સરખોજ બેદરકાર રહે છે, તેને એનો આભાસ માત્ર પણ થતો નથી. સુખના ગર્ભમાં દુઃખનો નિવાસ છે, અને દુઃખના ગર્ભમાં સુખ રહેલું છે. આમ સુખ અને દુઃખ બન્ને ઓતપ્રોત છે. જે સુખનો સ્વીકાર કરે છે તેને દુઃખના ભોગ પણ થવુંજ જોઇએ; કેમકે એ બન્ને અવિભાજ્ય છે. સત્ય સુખપ્રાપ્તિનો

સરળ માર્ગ તો દ્વંદ્વાતીત થવામાંજ છે. નિત્ય નિરંતર આત્મસુખમાં ઉન્મત્ત રહો. સુખ દુઃખમાં સમાન રહી શકે છે તેજ મનુષ્ય મુક્ત છે. આત્માનુભવમાં નિમગ્ન રહેશો એટલે કોઈ પણ પદાર્થ તમારા સુખમાં વિક્ષેપ પાડી શકશે નહિ. પ્રકૃતિ મુક્ત પુરૂષની દાસી બનીને રહે છે અને સકલ વિશ્વ તેને સાષ્ટાંગ પ્રણામ કરે છે. "અહં બ્રહ્માસ્મિ" મહાવાક્યમાં જ મોક્ષ છે. આજે એટલે કે અત્યારે એનો સ્વીકાર થાય કે નહિ પણ એ પરમ સત્ય સદા નિર્વિકારી સાશ્વત છે, અને વ્હેલું મોડું પણ જગતને તે સ્વીકારવુંજ પડશે. "સોऽहम्" કે "ૐ" નો ઉચ્ચાર એ પરમ સત્યના અનુભવની સાધના માટેજ છે. કારણ સત્તાને સત્ય બનાવવામાંજ તમે અધોગત થાઓ છો. મનુષ્ય જે વખતે જગતના દૃશ્ય પદાર્થોમાં કાર્ય કારણ સત્તાનો વિશ્વાસ રાખી તેને સત્ય માનવા માંડે છે, તેજ પળે તેની અધોગતિ થાય છે. બાળક એ કાર્ય કારણથી અતીત છે–પર છે, અને તેથી એ કારણની લેશ માત્ર પણ પર્વા રાખ્યા વિના સર્વ પદાર્થમાં–દૃશ્યમાં અભેદાનંદ અનુભવે છે. તેથી તે હમ્મેશાં સુખી, સંતોષી અને આનંદી રહે છે. આવી કારણ સત્તાની દૃષ્ટિથી તે નિર્લિપ્ત છે. એ દૃશ્ય પદાર્થોમાં વિશ્વાસ રાખી મોહમાં ન ફસાતાં તમારે તો પ્રભુતામાં પ્રવેશ કરવો જોઇએ. "હું તો દૃષ્ટા માત્ર છું, માટે એ દૃશ્ય પદાર્થોમાં શા માટે મોહ પામું ? હું તેનાથી પર છું, હું ત્રિગુણાતીત છું; આ દૃશ્ય કારણો તો નાદબ્રહ્મનાં આંદોલનો છે; આ વિશ્વ ઘટમાળનાં ઉંચાં નીચાં ચક્ર છે; માયાજાળના આમ તેમ વિખરાયેલાં તંતુઓ છે." એ દૃશ્ય કારણો તમને ઉન્નત દશામાં લઇ જવા સાધન માત્ર છે; અધોગતિ પ્રતિ પ્રેરણા કરતા મોહક પદાર્થો નથી. કાર્ય કારણની જાળમાંથી પર થવા–માયાતીત થવા માટે સતત પ્રયાસની આવશ્યકતા છે. પરમાત્મામાં–પરમ પ્રભુમાં નિવાસ કરો, એટલે મુકત પુરૂષ બનશો; તમે પોતે જ તમારા અધિષ્ઠાતા દેખાશો; આ વિશ્વના નિયંતા થઇ જશો.

ૐ ૐ ૐ



# ૧૦—सोऽहम्.*



'**सोऽहम्**' એ એવો શ્રેયસ્કર મંત્ર છે કે તેનો સર્વને પરિચય હોવો જોઇએ. એનું રહસ્ય સર્વએ જાણવું જોઇએ. અંગ્રેજી ભાષામાં "સો" "so" નો અર્થ 'એમ કે' એવો થાય છે, પણ સંસ્કૃતમાં "સો"–"**सः**" નો અર્થ "તે" થાય છે; અને સામાન્ય રીતે ઈશ્વરને–આત્માને "તે" થી ઓળખવામાં આવે છે. હિંદુસ્તાનમાં પત્ની પોતાના પતિને કદી નામ લઈને બોલાવતી નથી. સકલ જગતમાં તેને મન તો એકજ પુરૂષ છે, અને તે તેનો પતિ છે. સમસ્ત વિશ્વમાં જાણે કોઇ અન્ય પુરૂષ વિદ્યમાનજ ન હોય તેમ એ, તેને "તે" કહીને ઓળખાવે છે. વસ્તુતઃ તે તેનો પરમેશ્વર છે, અને એવી રીતે તેના અંતઃકરણમાં હમ્મેશાં ઈશ્વરની ભાવના જ રમી રહે છે. આવી રીતે વેદાન્તી પણ "તે" ના સંબોધનથી ઈશ્વરને ઓળખે છે. "સકલ વિશ્વમાં માત્ર એક ઈશ્વર–આત્માજ વિદ્યમાન છે; એનુંજ માત્ર અસ્તિત્વ છે." એ વિચાર નિત્ય હૃદયમાં રમી રહેવો જોઇએ.

"अहम्" નો અર્થ હું થાય છે. આવી રીતે "**सोऽहम्**" એટલે "તે હું છું" "એ પરમાત્મા હું છું" "અહં બ્રહ્માસ્મિ" એમ અર્થ થાય છે. "**सोहम्**" માં 'ॐ' "ઓમ્" નો પણ સમાવેશ થઇ જાય છે. "સોહમ્" માંથી **स** અને **ह** કાઢી નાખો એટલે "ઓમ્" રહેશે. શ્વાસોચ્છ્વાસ લેતી વખતે બહાર નીકળતો અવાજ તે **सोहम्** જ છે. પ્રત્યેક ક્ષણે આપણા મનમાં એ જ શબ્દનો પૂર્ણ ધ્વનિ ગાજી રહેવો જોઇએ. શ્વાસોચ્છ્વાસની ક્રિયાને બારીકીથી તપાસો અને "**सोहम्**" મંત્રનો ઉચ્ચાર એ ક્રિયાની સાથે તાલમાં મેળવી દ્યો. એ ક્રિયા એક પ્રકારનો માનસિક, શારીરિક, આધ્યાત્મિક વ્યાયામ છે. શ્વાસ લેતાં પૂરક અને રેચક એવી બે પ્રકારની ક્રિયા થાય છે. શ્વાસ અંદર લેવાની ક્રિયા જેને પૂરક કહેવામાં આવે છે તે વખતે સ્વાભાવિક રીતે "**सो**" એમ ધ્વનિ થાય છે. બહાર નીકળતી વખતે એટલે રેચક કરતાં "**हम्**" એવો અવાજ થાય છે. પ્રારંભમાં જિજ્ઞાસુ કોટિના સાધકો માટે "ॐ" કરતાં "**सोऽहम्**" નો જપ વિશેષ હિતકારક અને અનુકૂળ થઇ પડે છે. "**सोऽहम्**" માં "ॐ" નો ભાવ અંતર્ગત છે. તેનો જપ ન કરતા હો તે સમયે નૈસર્ગિક શ્વાસ લેતાં જતાં તેના ભાવાર્થનું અંતઃકરણમાં મનન કર્યા કરો. આ એક અતિ ઉત્તમ સ્વાધ્યાય છે; અને તે મનુષ્યને ઈંદ્રિય સુખની મોહક ભ્રમણામાંથી દૂર કરી પ્રભુતામાં પ્રેરે છે. "**सोऽहम्**"—"**अहंब्रह्मास्मि**"—"હું ઇશ્વર છું" સકલ વિશ્વમાં એજ નાદબ્રહ્મની લય મચી રહી છે. સંસ્કૃતમાં એનો સૂર્ય એવો પણ અર્થ થાય છે. "હું સૂર્ય છું. હું પ્રકાશદાતા છું. હું કાંઈ ગ્રહણ કરતો નથી, પણ સૌને સર્વ કાંઇ આપું છું. હું ગ્રાહક નથી પણ દાતા છું."

"આપણે તો સૌનાં મેંણાંજ સાંભળવાનાં છે; આપણી સૌ નિંદા કરે છે." શું આપણે આવા પ્રકારની ચિન્તાજ કરવાની છે? નાહ. તમે તમારા આત્મામાં—ઈશ્વરમાં

---

* તારીખ ૧૦ જુન ૧૯૦૩ ને રોજ આપેલું વ્યાખ્યાન.

અવિક્ષિપ્ત ચિત્તથી આનંદ અનુભવો. તમને નુકસાન કરવા જેઓ ઇરાદો રાખતા હોય તેમના ભણી મમતા અને પ્રેમભરી લાગણી દર્શાવો. તેઓ તમારોજ આત્મા છે. તમારા આત્માનું તમે અહિત ઇચ્છો એ સંભવિત નથી. હું સૂર્યોનો પણ સૂર્ય છું; હું પ્રકાશ છું; સર્વ વિજયશ્રી હું છું, સર્વ ઐશ્વર્ય હું છું. મને કોણ ઇજા કરી શકનાર છે? મારો આત્મા મારા આત્માને નુકસાન કરે એ અસંભવિત છે. બીજાઓના અવાસ્તવિક અભિપ્રાયનો વિચાર ન કરતાં કાયમ પરમેશ્વર સંબંધીજ વિચાર કરો. પ્રભુતામાં વિરામ પામો, હું સૂર્ય છું, હું જગતનો પ્રકાશદાતા છું, એવી ભાવના દૃઢ કરો.

પૂર્ણ ઐશ્વર્ય અનુભવો. આ બધી ઉપાધિયો દેહાધ્યાસમાંથી ઉદ્ભવ પામી છે. "હું શરીર છું" એ વિચાર જ આપણને નિર્બળ બનાવે છે; એજ આપણી આત્મહત્યા કરે છે. આ ઉપાધિને દૂર કરવા માટે દરેક મનુષ્યે સ્વાભાવિક રીતેજ કોઈ એકાન્ત સ્થળમાં બેસીને, એ રોગ દૂર થાય એવા પૂર્ણ સંકલ્પપૂર્વક પશ્ચાત્તાપ કરતાં કરતાં–"હે રાક્ષસ! તું મારા હૃદયમાંથી નીકળી જા; દૂર જા."—એવો અધ્યાસ કરવો જોઇએ.

તમે એ શરીર નથી; એ શરીરનો જન્મ જ થયો નથી; તમે તો પ્રભુ છો; સાક્ષાત્ ઈશ્વર છો; એવો જ વિચાર કરો. સ્થળ કાલથી બાધિત જેવા આ શરીરમાં મમતા રાખી એને જ આત્મા માનશો, એટલે લોકોના અભિપ્રાય અને વિચારોનો ઉપદ્રવ તમને જરૂર થવાનો જ. માટે તેમ ન કરો. આ શરીર તો માયા–મોહ માત્ર છે એમ સમજો. તમે તો સાક્ષાત્ ઈશ્વર છો. અસત્ય આરોપણને બદલે આ સત્વાભાસમાં વિશેષ વિશ્વાસ રાખો. એ પ્રભુતામાં દુષ્ટ વિચારો કે લાલચ-પ્રલોભનોને પ્રવેશ પામવાનો કશોએ અધિકાર નથી. તમે પરમ પવિત્ર છો. અતિ વિશુદ્ધ અવિકારી છો. તમારામાં વિકાર શેનો? કોઇ પણ આશાપાસમાં બદ્ધ ન થાઓ; ચિન્તા, ભય, ઉપાધિથી દૂર રહો. તમારે માથે કશી પણ જવાબદારી નથી. રાજા યા તો ધનાઢ્યની સ્થિતિ અનુભવો, એટલે દરેક કામ રમતની પેઠે થવા માંડશે. પ્રત્યેક કાર્ય આનંદથી–સ્વતંત્રતાથી–મુક્તિ અનુભવતાં કરતાં શીખો.

વ્યાધિ બે પ્રકારના છે. એક આધ્યાત્મિક એટલે અંદરનો અને બીજો આધિભૌતિક એટલે બહારનો. અંતરમાં ઉત્પન્ન થતી વિષયભોગની લાલસાઓ તથા આસક્તિ, તેને આધ્યાત્મિક અથવા સ્ત્રીવ્યાધિ કહે છે. બહારના એટલે અન્યના સંસર્ગ વા કૃત્યથી જે આપત્તિ ઉત્પન્ન થાય તેને આધિભૌતિક કે રાક્ષસી વ્યાધિ કહે છે. હવે આ વ્યાધિઓમાંથી કેવી રીતે મુક્ત થવાય તે આપણે તપાસીએ.

જ્ઞાની લોકો કહે છે કે રાક્ષસી વ્યાધિ એટલે આધિભૌતિક વ્યાધિ માટે જરાએ ચિન્તા ન કરો. આંતરવ્યાધિરૂપી નિર્બળતાને દૂર કરશો એટલે બહારના વ્યાધિ તો એની મેળે જ દૂર થશે. છતાં જગતના લોકો મહાન ભૂલ કરે છે, તેઓ જે ઉપાય તેમના હાથમાં છે તે અજમાવતા નથી. પોતાની વાસનાઓથી જેણે મુશ્કેલીઓ અને વ્યાધિ ઉત્પન્ન કર્યા છે, તેને દૂર કરવાનું તેઓ લક્ષમાં જ લેતા નથી. તેઓ પહેલાં બહારથી આવતા ભયને દૂર કરવાનો પ્રયાસ કરે છે, તેઓ પહેલાં બહારની વસ્તુસ્થિતિને જ બદલવા ઇચ્છે છે, અને એમ કરતાં અવળે માર્ગે ચડી જાય છે. બહારના વ્યાધિને આપણે પુરૂષ વ્યાધિની ઉપમા આપીશું. વેદાન્ત કહે છે કે તમારી વાસનાઓ એ તમારી નિર્બળતા છે. એ વાસનાઓ સ્ત્રી વ્યાધિ છે; અને જ્યાંસુધી એ સ્ત્રીવ્યાધિ તમારામાં છે ત્યાંસુધી એ સ્ત્રી વ્યાધિના મોહમાં પુરૂષ વ્યાધિ

બહારના રોગ-આપત્તિ જરૂર ખેંચાઇ આવવાના. એક કૂતરાના મ્હોંમાં રોટલીનો ટુકડો હોય તો બીજા કૂતરા તે લેવાને સહેજે તેના ભણી દોડયા આવશે. તેવી જ રીતે જ્યાંસુધી તમારા આધ્યાત્મિક વ્યાધિ દૂર થયા નથી ત્યાંસુધી આધિભૌતિક વ્યાધિ-બહારની ઉપાધિયો તમારો કેડો છોડશેજ નહિ. એટલા માટે પહેલાં એ આન્ધ્યાધિઓને નિર્મૂળ કરવા જોઇએ. જે મનુષ્ય સંપૂર્ણ પવિત્ર છે; પ્રલોભનથી પર રહી શકે છે; અને આત્માનંદમાં ઉન્મત્ત રહી-પ્રભુતામાં પરિપૂર્ણ રહી એ રાક્ષસી વ્યાધિને આમ કહી શકે છે કે " અરે રાક્ષસ, દૂર રહે મારાથી; અહીં તારૂં કાંઇ કામ નથી." તેને આ જગતની કોઈ પણ વાસનાઓ મોહ પમાડી શકતી નથી; કોઈના વિચારોથી તેના આનંદમાં અંતરાય પડતો નથી; આ જગતનો કોઈ પણ મનુષ્ય તેને લોભ મોહમાં ફસાવી દુઃખ દઇ શકતો નથી. રામ કહે છે કે જગતની કોઇપણ શક્તિ તેને ત્રાસ આપી શકશે નહિ કે અધોગત કરી શકશે નહિ, કારણ કે એ સર્વ પ્રકારના રાક્ષસી વ્યાધિને તેણે ક્યારનાએ હાંકી કાઢયા છે. જ્યારે જ્યારે નિર્બળતાને અંતઃકરણમાં સ્થાન આપીએ છીએ અથવા વિષયસુખની વાસનામાં ફસીએ છીએ, ત્યારે ત્યારે જ દુષ્ટ વિચારરૂપી દુશ્મનો નાના પ્રકારનાં મોહક સ્વરૂપ ધારણ કરી મોહજાળમાં ફસાવે છે. જો તમારે શાન્તિ અને આત્યંતિક સુખ ભોગવવાની ઈચ્છા હોય, જો તમારામાં આત્મસાક્ષાત્કાર પામવાની જિજ્ઞાસા હોય તો એ નીચ વૃત્તિઓને નિર્મૂળ કરવી જોઇએ-મારી નાંખવી જોઇએ. એ વૃત્તિઓના મૃત્યુમાંજ તમારૂં સાચું જીવન છે, એટલે કે એનું મૃત્યુ એજ તમારૂં જીવન છે. હવે અહીંજ એ આત્મસાક્ષાત્કાર-ઈશ્વિરાનુભવ કરો. હિંદુસ્તાનમાં જન્મ લેવાની રાહ ન જુઓ. મુક્તિ સાધો; અને એ સાધના માટે સ્થિર ચિત્ત, શાંત બુદ્ધિ અને નિર્ભય અંતઃકરણથી પ્રયાસ કરો.

એક ગરેડી છે. તેનાપર એક પાતળી રેશમની દોરી નાખેલી છે. જેના ख અને ग બન્ને છેડા છે, અને બન્ને છેડે વજન લટકાવેલાં છે. ख છેડે દશ શેરનું ને ग છેડે છ શેરનું વજન લટકાવેલું છે. હવે જો ग છેડે બીજા ચાર શેરનું વજન ઉમેરીએ તો ત્યાં પણ દશ શેર થાય અને એમ બન્ને છેડે સરખો ભાર થયો કહેવાય. આમ બન્ને છેડે દશ શેરનું વજન થવાથી બન્ને છેડા સ્થિર રહેશે, પણ જો ग છેડેથી પાછળથી ઉમેરેલું ચાર શેર વજન લઇ લઇએ તો ग છેડો ઉંચે જશે ને ख ભારે હોવાથી નીચે ઉતરશે. વળી થોડીવારે ग છેડેથી લઇ લીધેલું એ ચાર શેર વજન પાછું મૂકીશું તો શું પરિણામ આવશે તે તમને માલૂમ છે? અલબત્ત, વજન તો હવે બન્ને બાજુ સરખુંજ છે; પણ પરિણામ શું આવશે ? બધાને એમજ લાગશે કે બન્ને પુનઃ સ્થિર થશે. રામ જ્યારે કૉલેજમાં આ વિષય શીખવતો હતો ત્યારે વિદ્યાર્થીઓએ પણ તેમજ કહ્યું હતું, પણ જ્યારે તેમની પાસે પ્રયોગ કરી બતાવ્યો ત્યારે તેમને માલૂમ પડયું કે બન્ને છેડા કદી સ્થિર ન થાય. ख છેડો જેના પર દશ શેરનું વજન પહેલેથી મૂકેલું છે, ને ચાર શેરનું વજન લઇ લેવાથી જે એકવાર નીચે ઉતરતો જતો હતો તે એ વજન બીજી વાર ઉમેરતાં છતાં પણ નીચેજ ઉતરતો જશે.

આમાં આપણે એ જોયું કે પ્રારંભમાં જો વજન સરખું રાખ્યું હોય તો બન્ને છેડા સ્થિર રહે છે, અને એ સ્થિરતા એમની એમ ટકી રહે છે, પણ જો એક બાજાનું વજન ઓછું કરી બીજી બાજૂને વહેતી મૂકીએ તો તે ગતિ પછી અટકતી નથી. સામેની બાજૂપર બીજું વધારે વજન ઉમેરતાં છતાં પણ એ ગતિમાં તો વૃદ્ધિજ થતી જાય છે. આવી રીતે

એક તરફ દશ શેર ને બીજી તરફ છ શેર એમ બે ક્ષણ જ રાખીએ અને ત્યારપછી ચાર શેર ઉમેરીએ તો પણ દશ શેરવાળું વજન વા છેડો નીચેજ જતો જશે. ચાર શેરનું વજન ઉપાડી લેવા પછી એક ક્ષણે આપણે તપાસીએ છીએ તો દશ શેરનો વા છેડો ચાર ફીટ નીચે ઉતરે છે; બે ક્ષણ પછી આઠ ફીટ અને ત્રણ ક્ષણ પછી ૧૨ ફીટ એમ દરેક ક્ષણે ચાર ચાર ફીટ નીચે ઉતરતો જાય છે. આ નીચે ઉતરતી સ્થિતિને આપણે ગતિવૃદ્ધિ એવું નામ આપીશું. એ ગતિ એક વાર શરૂ થયા પછી બીજી બાજૂ વજન સરખું કરીએ તોપણ ગતિવૃદ્ધિ થયા જ કરે છે.

આપણે અહીં એક બીજું પણ તપાસવાનું છે. શરૂઆતમાં જ્યારે બન્ને બાજૂ સરખું વજન હોય છે ત્યારે એકે બાજૂ ગતિ હોતી નથી, અને ગતિના અભાવમાં સ્થિરતાજ રહે છે. પણ જ્યારે એમાં ફરક પડે છે ત્યારે એકવાર મળેલી ગતિ અટકતી નથી.

આ દૃષ્ટાંતને આપણે આત્મસાક્ષાત્કારમાં લાગુ પાડવાનું છે. ઈશ્વર સાક્ષાત્કાર એટલે બન્ને બાજૂ વજનની સમાનતા. ઈશ્વર સાક્ષાત્કાર માટે તમારા અંદરની સમવિષમતા દૂર કરીને સમાનતા લાવવાની છે. તે બહારની વસ્તુ સ્થિતિનાં બંધનોમાંથી તમને મુક્ત કરે છે; જગતનાં ઉપાધિમય વાવાઝોડાં ને તોફાનમાંથી તમને સહીસલામત રાખે છે. બહારના પ્રત્યાઘાતમાંથી તે તમને બચાવે છે; અને તમને તમારા આત્મબળપર ઉભા રહેતાં શીખવે છે. આવું થવાથી ગતિવૃદ્ધિ એટલે નવું કર્મ બંધન અટકે છે, પણ તે પહેલાની મેળવેલી ગતિ એટલે પ્રારબ્ધ તો બાકીજ રહે છે. એ પ્રારબ્ધને સ્થિતિ સાતત્ય ( enertia ) અથવા પૂર્વ અધ્યાસ પણ કહે છે. એ અધ્યાસ એનું કામ કરેજ જાય છે. કેટલાક મનુષ્યોમાં આપણે જોઇએ છીએ કે તેઓએ ઈશ્વર સાક્ષાત્કાર તો કર્યો હોય છે, પણ પહેલાંની મેળવેલી ગતિ–પ્રારબ્ધ બહુ નજીવું હોય છે અને તેથી તેમના દેહદ્વારા મહાન કાર્ય થતાં નથી. વળી કેટલાક સાક્ષાત્કાર પામેલા પુરૂષોનું પ્રારબ્ધ બળ અતિ સમર્થ હોય છે અને તેથી તેઓ અતિ અદ્ભુત અને આશ્ચર્યકારક કાર્ય કરે છે. તેઓ પોતે જીવન્મુક્ત હોય છે છતાં તેઓનાં શરીર સતત ગતિમાં પ્રવૃત્ત રહે છે અને અતિ અલૌકિક કાર્ય કરે છે. આવી રીતે કાર્ય–કર્ત્તવ્ય એ ઈશ્વર સાક્ષાત્કારના રૂપાન્તરનું નામ છે. "સુખો કર્ત્તવ્યનું સ્વરૂપ ધારણ કરીને આવે છે" એમ ડૉ. એન્થનીનું કહેવું છે. માટે એ પ્રભુતાનો સાક્ષાત્કાર કરો અને એમાંજ સઘળાનો સમાવેશ થઇ જશે.

ૐ ૐ ૐ



# ૧૧–वेदान्त अने समितिवाद.

( Soeialism )

પહેલાં તો જેને સમિતિવાદ એવું નામ આપેલું છે તેને રામ વ્યક્તિવાદ કહેવાનું વિશેષ પસંદ કરે છે. "સમિતિવાદ" શબ્દથી સમાજ વ્યવસ્થાના વિચારનું પ્રાધાન્ય સમજાય છે, પણ રામ કહે છે કે સમસ્ત વિશ્વની ઉપર એક વ્યક્તિનું પ્રાધાન્ય પ્રતિપાદન કરવું એજ પરમ સત્યનો વાસ્તવિક ઉદ્દેશ છે. લોકો એને "સમિતિવાદ" નામ આપતા હોય તો ભલે; પણ કલેશ, ખેદ અને ચિન્તામાંથી મુક્ત જીવનને રામ વ્યક્તિવાદ એવુંજ નામ આપે છે.

સમિતિવાદનો મુખ્ય ઉદ્દેશ વ્યક્તિપ્રાધાન્ય (Capitalism) નો ઉચ્છેદ કરવાનો હોય છે. વેદાન્તનો મુખ્ય ઉદ્દેશ પણ તમને તમારી માલમત્તા ને ધનદોલતની મમતા મૂકાવવાનો છે, અને આવી રીતે સ્વાર્થનો અંશ દૂર થતાં સમાજમાં સમાનતા ફેલાય છે. આમ સમિતિવાદ અને વેદાન્તના વ્યક્તિવાદનો એક જ અર્થ છે.

વેદાન્ત સમાનભાવનો ઉપદેશ કરે છે અને સમિતિવાદમાં પણ અંતે તો એજ રહસ્ય નીકળે છે કે કોઈના બહારના દોરદમામ માટે અપેક્ષા કે અતિશય આદરસત્કાર ન કરવો. આ પ્રકારની વ્યાખ્યા જરા ચમકાવે તેવી તેમજ વિચિત્ર અને સખ્ત લાગશે, પણ જ્યાંસુધી મનુષ્ય પોતાની માલમિલકત, ધનદોલતના મોહમાંથી મુક્ત નથી થતો; ત્યાંસુધી તેને માટે ત્રિભુવનમાં સુખની આશા ક્યાંય પણ નથી. સમિતિવાદ માત્ર મનુષ્ય આ બધાનો ત્યાગ કરે એમ ઇચ્છે છે, ત્યારે વેદાન્ત એવા ત્યાગનાં પ્રબળ અને વાસ્તવિક કારણ બતાવે છે. સમિતિવાદનું એ ધોરણ માત્ર વસ્તુસ્થિતિના ઉપરચોટીયા અભ્યાસમાંથી બાંધી લીધેલું છે; અને તે એવો નિયમ નિર્ણીત કરે છે કે મનુષ્યજાતિએ સમાનતા, બન્ધુતા અને પ્રેમના નિયમાનુસાર જીવન રાખવું જોઇએ. વેદાન્તની દૃષ્ટિએ તો વ્યક્તિગત સત્તા કે અધિકારને પોતાનો માનવો એને આત્મહત્યા સમાન મહા પાપ ગણ્યું છે. વેદાન્તના ઉદ્દેશ પ્રમાણે મનુષ્યને લેવાનો નહિ, પણ આપવાનો—ત્યાગ કરવાનોજ અધિકાર છે. તમારી પાસે કાંઈ પણ આપવાનું ન હોય તો તમારૂં શરીર કીડાઓને અર્પણ કરો. તમે જ્યારે કાંઇ પણ ન ધરાવતા હો ત્યારે જ તમે ધનિક છો. તમે જે દાન કરોછો તેટલા પ્રમાણમાંજ તમે દ્રવ્યવાન છો. પ્રત્યેક મનુષ્ય લેવાને માટે નહિ, પણ દાન કરવાને માટે જ કાર્ય કરી રહ્યું છે. જગતમાં મહાન ભૂલ તો એજ થાય છે કે લોકો લેવામાં–ગ્રહણ કરવામાં સુખ સમજે છે. વેદાન્ત તમને એ સત્યનું રહસ્ય સમજાવવા કહે છે કે, લેવામાં નહિ, પણ દાન કરવામાં–ત્યાગ કરવામાં જ સર્વ સુખ સમાયેલું છે. જે ક્ષણે તમે યાચના કરવાનો કે પ્રાર્થના કરવાનો ભાવ તમારા અંતઃકરણમાં લાવો છો તેજ ક્ષણે તમે તમારી શક્તિને સંકેલી લ્યો છો; તમારૂં–આત્મબળ સંકોચાઇ જાય છે, ને તમે તમારા આત્મસુખથી વિમુખ થાઓ છો. જ્યારે તમારે કાંઈ કાર્ય કરવાનું હોય ત્યારે યાચક કે ભિક્ષુકની પેઠે ન કરતાં ઉદારચિત્ત દાતારની પેઠે કરો, કે જેથી તમારૂં કાર્ય સમસ્ત વિશ્વનું કાર્ય બની જાય; અને એમાં સ્વાર્થી અંશ જરાએ ન રહે.

હિંદુસ્તાનમાં વેદાન્તમતના ખરા સાધુઓ આજ પણ હિમાલયમાં આવા પ્રકારનું-સમિતિવાદનું-જીવન વ્યતીત કરે છે. ત્યાં એ પ્રણાલી પ્રાચીન સમયથી ચાલી આવે છે. તેઓ અત્યંત ઉદ્યોગી છે; તેઓ આળસુ નથી; તેમજ વિલાસ કે વિરામનો ભોગ થઇ પડેલા નથી. હિંદુસ્તાનનું જે જે ઉત્તમ સાહિત્ય બહાર આવેલું છે તે સૌ તેમનાજ પરિશ્રમનું ફળ છે. એ સાધુઓ જ મહાન કવિઓ, નાટકકારો, વિજ્ઞાનશાસ્ત્રીઓ, તત્ત્વજ્ઞાનીઓ, મહાન વૈયાકરણીઓ, ગણિતશાસ્ત્રીઓ, જ્યોતિષીઓ, રસાયનશાસ્ત્રીઓ, અને વૈદ્યશાસ્ત્રીઓ તરિકે બહાર આવ્યા છે. તેમાંના કેટલાએક એવા છે કે દ્રવ્યનો સ્પર્શ પણ કરતા નથી. આ પુરૂષોએજ અતિ ઉદ્યમી અને તપસ્વી જીવન ગાળ્યું છે. સમિતિવાદથી લોકો આળસુ, નિરૂદ્યમી અને પરાધીન બની જાય છે એવો જે ભ્રમ છે તે આ દૃષ્ટાંતથી દૂર થાય છે. જે પોતાને મુક્ત અને સ્વતંત્ર કરે છે તે જ મહાન કાર્ય કરી શકે છે.

વેદાન્ત અથવા સમિતિવાદના નિયમાનુસાર તમને તમારાં સ્ત્રી-બાળકો કે માલ-મકાનપર અધિકાર ભોગવવાની સત્તા નથી. આ સુધરેલી પ્રજામાં એ એક મહાન કલંક છે કે તેઓ સ્ત્રીને એક વ્યાપારની વસ્તુ માને છે અને ધન, ગૃહ કે વૃક્ષની પેઠે એને પણ પોતાની મિલ્કત સમજે છે. આવી રીતે જ્યારે સુધરેલી પ્રજામાં સ્ત્રીને એક નિર્જીવ પદાર્થની ઉપમા આપી છે, ત્યારે પુરૂષ હરેક પ્રકારે મુક્ત અને સ્વતંત્ર રહે છે. સ્ત્રીના તો હાથ-પગ બાંધી રાખેલા છે. તે પ્રથમ એક પુરૂષની ને પછી બીજા પુરૂષની મિલ્કત બને છે. તમને એ આશ્ચર્યજનક લાગશે પણ વેદાન્ત અને સમિતિવાદની દૃષ્ટિમાં તો સ્ત્રીને પણ પુરૂષના જેટલુંજ સ્વાતંત્ર્ય હોવું જોઇએ. પુરૂષના જેટલી જ તે પણ મુક્ત અને સ્વતંત્ર છે. આવી રીતે જેમ પુરૂષની કોઈ ચીજપર સત્તા નથી તેમ સ્ત્રીની પણ નથી જ. અહીં સમિતિવાદની સામે એક પ્રબળ વિરોધી કારણ ઉભું થાય છે. સમિતિવાદના નિયમ પ્રમાણે જો સ્ત્રી અને પુરૂષ બન્નેને સમાન સ્વતંત્રતા આપીએ તો સમાજનો વ્યવહાર પાશવ આચાર જેવો થઇ જશે અને જગતમાં ભ્રષ્ટાચાર વ્યાપી રહેશે. રામ કહે છે કે સ્ત્રી અને પુરૂષોને માટે જાતિભેદની દૃષ્ટિથી જોતાં પણ આના જેવો બીજો ઉત્તમ માર્ગ કોઈ નથી. ગાય, ભેંસ, જેવાં પશુઓ અત્યંત નિયમિત રીતે, સમયોચિત અને યથાયોગ્ય સમાગમ સેવે છે. મનુષ્યો પણ તેવીજ રીતે પોતાનું વર્ત્તન રાખે તો સુધરેલા સમાજની વિષયવાસના અને કામવિવશતાનો સહજે અંત આવે.

આવી રીતે જ્યારે પશુઓ મનુષ્યો કરતાં થોડાં વ્યભિચારી છે, ત્યારે એક વ્યભિચારી મનુષ્યને પશુ કહેવો એ કેવી મહાન ભૂલ છે! પશુઓમાં અવિચારી કામવૃત્તિનો જરા પણ અંશ માલૂમ પડતો નથી. પ્રજોત્પત્તિના ઉદ્દેશ સિવાય તેઓ સમાગમ સેવતાં નથી. પણ સાધારણ મનુષ્યનું આચરણ એવું માલૂમ પડતું નથી. વ્યભિચારી મનુષ્ય કરતાં એક સંયમી અને શાંત પ્રકૃતિનો મનુષ્યજ પશુઓનું નૈસર્ગિક જીવન ગાળે છે, એમ કહેવું પડશે. વ્યભિચારી મનુષ્ય પશુ નથી પણ સુધારક છે. આવા પ્રકારની વર્તણુક સુધારાના સંસ્કારને લીધે છે; નહિ કે સમાજની જંગલી અસભ્ય સ્થિતિને લીધે. એ અસભ્ય કહેવાતી સ્થિતિમાં તેઓ સર્વ પ્રકારે વિચારશીલ, નૈસર્ગિક અને પ્રત્યેક કાર્યોમાં સમયોચિત વર્તનવાળા હતા. વેદાન્ત અને સમિતિવાદના નિયમ પ્રમાણે જેટલો વધારે સંયમી, શાંત અને ધીર સ્વભાવ મનુષ્ય ધારણ કરશે, તેટલા પ્રમાણમાં આવા પ્રકારનો આ ચેપી કામવિકાર અને પતિ પત્ની કે પિતા પુત્રના ભાવની અધિકારમય મમતાનો અંશ ઓછો થતો જશે.

મારે આ બાળક કે સ્ત્રી કે બ્હેનનું ભરણ પોષણ કરવાનું છે, એ ચિન્તાનો હૃદયપર રહેતો સતત ભાર મનુષ્યને પોતાના અભ્યાસમાં વિઘ્ન નાંખે છે; અને ઈશ્વરસાક્ષાત્કારના માર્ગમાં વિરોધ પાડી વિમુખ રાખે છે. પણ વેદાન્ત કે સમિતિવાદ તમારા હૃદયમાંથી આ ભાર-ચિન્તાને દૂર કરી તમને મુક્ત અને સ્વતંત્ર કરવા ઇચ્છે છે. તમે કોઈ મહાન અન્વેષણ (investigation=શોધ) કરવામાં તલ્લીન થઇ જાઓ છો અને તેમાંથી વિજય મેળવી ઉલ્લાસ પૂર્ણ હૃદયે બહાર આવો છો, તેનું કારણ એ હોય છે કે ત્યારે તમે સ્વતંત્રતાથી મુક્તપણે, કોઇ પણ જાતના બંધન, ચિન્તા, કલેશ કે શોક વિના કામ કરતા હો છો. એવી રીતે હરેક વખતે તમે પોતે મુક્ત છો એમ સમજશો એટલે સકળ વિશ્વ તમારૂં ગૃહ બની જશે.

આપણે માત્ર કરવાનું એટલુંજ છે કે તમામ પ્રકારના આવા વ્યાધિ દૂર કરવાનું ઔષધ "સ્વાધીનતા" ના અધિકારની ઉપેક્ષા કરવી એજ છે, એમ લોકોને શીખવવાનું છે. જન-સમાજ એકજ વાર માત્ર આ વિચારનો અનુભવાનંદ લેશે કે પછીથી અખિલ જગતમાં દાવાનળના અગ્નિની પેઠે સમિતિવાદ પ્રસરી જશે. વેદાંત-સમિતિવાદજ માત્ર તેમના સૌ અનિષ્ટનું નિવારણ છે.

આવા સમિતિવાદમાં કોઇ પણ રાજ્યકર્ત્તા કે સમાજનો પ્રમુખ અથવા આચાર્ય કે લશ્કરની જરૂર નથી. વિશ્વવિદ્યાલયની પણ આવશ્યકતા નથી. કારણ કે દરેક મનુષ્ય પોતેજ પોતાનો અધ્યાપક બનશે. પુસ્તકશાળાઓ રહેશે કે જ્યાં હરકોઇ આવે તે વાંચી શકશે. માત્ર પ્રાથમિકશિક્ષણ માટેજ અધ્યાપકો રાખવામાં આવશે. કોઈ વૈદ્યની પણ આવશ્યકતા નથી રહેવાની. કારણ કે વેદાન્તના ઉપદેશ પ્રમાણે તમે સૌ નૈસર્ગિક જીવન ગાળશો એટલે કદી બિમાર નહિ થાઓ, અને તમારે વૈદ્યની જરૂરજ નહિ રહે. એકમેકથી અત્યારે જેમ લોકો ડરીને ચાલે છે તેમ ન થતાં તેઓ સ્વતંત્ર અને નિર્ભય રીતે પોતાની ઇચ્છા થાય ત્યાં અખિલ જગતમાં વિચરી શકશે એવા વ્યવહારમાં તેઓ પોતાનો સમય જનકલ્યાણ કરવામાં, અન્ય કોઇ લોકોપકારક અધ્યયન કરવામાં, તત્ત્વજ્ઞાન અને આધ્યાત્મિક વિદ્યાની શોધો કરવામાં અને દૈવીજીવન ગાળી આખરે ઈશ્વરસાક્ષાત્કાર પામવામાંજ પોતાનો સમય વ્યતીત કરશે. હિંદુસ્તાનનો આ અતિ પ્રાચીન ઉપદેશ છે.

ૐ ૐ ૐ





# ૧૨–આત્મ વિકાસ.*

બાનુઓ અને ગૃહસ્થોરૂપે વિરાજતો નિજાત્મા !

આ રાત્રે આપણે ' આત્મવિકાસ ' એ વિષય ઉપર બે શબ્દો સાંભળવા અહીં એકઠા થયા છીએ. આજના વિષયને જીવનનાં જૂદાં જૂદાં પગથીઆં, આધ્યાત્મિક ઉન્નતિની ભૂમિકાઓ, અથવા સ્વાર્થને વિશુદ્ધ અને ઉજ્વલ કરનારો ક્રમ, કહીએ તો ચાલે; કદાચ આજનો સિદ્ધાંત કોઈને વિચિત્ર લાગશે.




ઉપલી આકૃતિમાં એક સીધી લીટી અને કેટલાંક વર્તુલો છે. તમે એમ પૂછશો કે એનો શો અર્થ છે ? આત્માના વિકાસને આ વર્તુલો સાથે શો સંબંધ છે ? આ વર્તુલો કે જે લંબગોળ અંડાકૃતિ જેવાં કાઢવામાં આવ્યાં છે, તે વર્તુલો જીવનની જૂદીજૂદી સ્થિતિઓ બતાવવાને અર્થે છે. આ અંડાકૃતિ હેતુ પુરઃસર કાઢવામાં આવી છે, આ વર્તુલો કે જે વાંકાંચૂકાં છે, તેજ તેનો શો અર્થ છે તે યથાર્થ રીતે સૂચવે છે. જીવન એ શું છે, અને જીવનની સ્થિતિઓ તે શું છે, એનું વિવેચન કરતાં પહેલાં આ વર્તુલો સંબંધે બે શબ્દો હું તમને કહીશ.

આ આકૃતિમાં એક સૌથી નાનું વર્તુલ છે, તે એક નાના બિંદુ જેવું છે. તે આનાથી પણ ઘણું નાનું જોઇએ; પરંતુ તે બધાને બરાબર દેખાશે નહિ. એમ ધારી મોટું કાઢવામાં

* આ ભાષણ અમેરિકામાં ' એકેડેમી ઑફ સાયન્સીસ હૉલ ' માં અપાયું હતું.

આવ્યું છે. એ વર્તુલની આસપાસ બીજું એક વર્તુલ છે, તે પહેલા કરતાં વધારે મોટું છે. તેની આસપાસ ત્રીજું વર્તુલ છે અને ત્રીજાની આસપાસ ચોથું વર્તુલ છે. આ વર્તુલોની વિશેષતા એ છે કે જેમ જેમ વર્તુલો વિસ્તાર પામતાં અને મોટાં થતાં જાય છે, તેમ તેમ તે વર્તુલોનું મધ્યબિંદુ સર્વ વર્તુલોની સાધારણ સ્પર્શરેષા ઉપર જે શરૂઆતનું अ બિંદુ છે તે બિંદુથી દૂર ને દૂર જાય છે. મધ્યબિંદુ દૂરને દૂર જતું જાય છે, ત્રિજ્યા વધતી જાય છે અને વર્તુલો મોટાં થતાં જાય છે. જો વર્તુલનું મધ્યબિંદુ શરૂઆતના બિંદુ अ ની નજીકમાં કાઢીએ, અને તે એટલા સુધી નજીકમાં કાઢીએ કે તે મૂળ બિંદુ अ માં મળી જાય, તો તે વર્તુલ તે મધ્યબિંદુ રૂપજ બની જાય છે. આ પ્રમાણે કોઈ પણ વર્તુલનું મધ્યબિંદુ જ્યારે મૂળ બિંદુની છેક પાસે આવે છે ત્યારે તેની અંતિમ સ્થિતિ એ બિંદુજ થાય છે; અને જ્યારે મૂળબિંદુથી દૂરને દૂર જાય છે ત્યારે ત્રિજ્યા વધતી વધતી છેવટે અપરિમિત બને છે, મધ્યબિંદુ અનંતતાને પામે છે, અને વર્તુલ તે સીધી લીટી જ બને છે. આ પ્રમાણે જે વર્તુલનું મધ્યબિંદુ અનંત અંતરે જાય છે અને ત્રિજ્યા પણ અપરિમિત થઇ જાય છે, તે વર્તુલની અંતિમ સ્થિતિ તે સીધી લીટી છે.

એની અંદર બીજી વિશેષતા એ જોવામાં આવે છે કે વર્તુલ જેમ મોટું, તેમ તે સ્પર્શરેષાની પાસે વધારે આવે છે. તે જેમ જેમ મોટું થતું જાય છે, તેમ તેમ તેની વક્રતા ઓછી થતી જાય છે. આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે क મધ્યબિંદુવાળા અંદરના વર્તુલ કરતાં ड મધ્ય બિંદુવાળું મોટું બહારનું વર્તુલ अ બિંદુની પાસે ઘણું વધારે સીધી લીટી જેવું દેખાય છે; તેમજ क મધ્યબિંદુવાળું વર્તુલ તેની અંદરના ब મધ્ય બિંદુવાળા વર્તુલ કરતાં વધારે સીધી લીટી જેવું જણાય છે. આ રીતેજ પૃથ્વી ગોળ હોવા છતાં જ્યારે આપણે તેના કોઇ પણ ભાગ તરફ જોઇએ છીએ ત્યારે તે આપણને સપાટ જણાય છે; કારણ કે પૃથ્વીના પરિઘનો તેટલો ભાગ પણ આપણી દૃષ્ટિ મર્યાદાના કરતાં બેહદ મોટો છે. વર્તુલો શું છે, તે સમજવા માટે આટલું વિવેચન બસ થશે.

## માનવ જીવન.

જીવનનું મુખ્ય લક્ષણ શું છે ? સજીવતા અને નિર્જીવતામાં શો ફેર છે ? એવાં કયાં લક્ષણો છે કે જેથી સજીવ અને નિર્જીવ પદાર્થોને જૂદા પાડી ઓળખી શકાય ? એ લક્ષણો તે ગતિ શક્તિ અને ક્રિયા છે. સજીવ ને નિર્જીવ વસ્તુનો ભેદ એથીજ સમજાય છે. સામાન્ય રીતે લોકોની સજીવતાની આ વ્યાખ્યા છે. વિજ્ઞાનશાસ્ત્રો ( Science ) કરેલી વ્યાખ્યાનો પણ આજ વ્યાખ્યામાં સમાવેશ થઇ શકે છે. સજીવ મનુષ્ય હાલવું, ચાલવું વગેરે સર્વ પ્રકારની ક્રિયા કરી શકે છે. મૃત *મમી એ સર્વ ક્રિયાઓ કરી શકતું નથી. મુએલું પ્રાણી બીલકુલ હાલી ચાલી શકતું નથી. મરી ગએલો છોડ વધી શકતો નથી; તેમાં ગતિ અને શક્તિનો કેવળ અભાવ હોય છે. સજીવ છોડજ વૃદ્ધિ પામે છે, અને પોતાની ગતિ બતાવી આપે છે.

વળી આપણે જોઇએ છીએ કે સજીવ પ્રાણી પદાર્થોના સામાન્ય રીતે ચાર વર્ગ કરવામાં આવ્યા છે. બીજી રીતે કહીએ તો આખી દુનિયાને ખનીજ, ઉદ્‌ભિજ, પ્રાણીજ અને મનુષ્ય, એમ મુખ્ય ચાર વર્ગમાં વહેંચવામાં આવી છે. આની અંદર આપણે જોઇએ

* જેમમાં કહોવાટને અટકાવે એવો મશાલો ભરીને રાખી મૂકેલા પ્રેતને "મમી" કહેવામાં આવે છે.

છીએ કે પશુ વગેરે પ્રાણીઓ કરતાં મનુષ્ય જાતિમાં અધિક શક્તિ, અધિક ગતિ અને ઉંચા પ્રકારનું હલન ચલન હોય છે. અન્ય પ્રાણીઓ ફક્ત અહીં તહીં ફરેહરે છે, દોડે છે, પર્વતો ઉપર અને ડુંગરાઓ ઉપર ચઢે છે, પણ મનુષ્ય તો આ સર્વ કરવા ઉપરાંત બીજું ઘણું કરી શકે છે. તેની અંદર ગતિ અને શક્તિનો ઘણીજ ઉચ્ચ રીતે આવિર્ભાવ થએલો હોય છે. મનુષ્ય સૂક્ષ્મદર્શકયંત્ર દ્વારા તારાઓ સુધી પહોંચી શકે છે. એ પશુ વગેરે પ્રાણીઓ કરી શકે એમ નથી. તે પશુ વગેરે પ્રાણીઓને અંકુશમાં રાખી શકે છે, તે વરાળ અને વિજળીના બળદ્વારા દેશ અને કાળનો નાશ કરે છે, તે અન્ય પ્રાણીઓને અપ્રાપ્ત એવી ગતિ પ્રાપ્ત કરી શકે છે, તે પૃથ્વીના કોઇ પણ ભાગમાં ક્ષણ માત્રમાં સંદેશા મોકલી શકે છે, તે આકાશમાં મુસાફરી કરી શકે છે. જગતમાં મનુષ્યની શક્તિ અને સામર્થ્ય આ છે. આવી શક્તિ, આવું સામર્થ્ય અન્ય પ્રાણીઓમાં ન હોવાથીજ મનુષ્ય એ સર્વમાં શ્રેષ્ઠ ગણાય છે, અને પશુ વગેરે પ્રાણીઓ મનુષ્ય જાતિ કરતાં ઘણાં નીચાં ગણાય છે.

હવે આપણે ઉદ્‌ભિજ વર્ગને, પ્રાણી વર્ગ સાથે સરખાવી જોઇએ. ઉદ્‌ભિજ—વનસ્પતિ પણ વૃદ્ધિ પામે છે. તેમને ગતિ છે, પણ તેમની ગતિ એકજ દિશામાં હોય છે. છોડ, વૃક્ષ વગેરે એકજ લાઇનમાં ગતિ કરે છે. તે એક જગ્યાએથી બીજી જગ્યાએ જઇ શકશે નહિ. તેઓ એકજ સ્થળે સ્થિત થઇ રહે છે. તેઓ પોતાની શાખાઓને આજુબાજુ બધે પ્રસારે છે, તેમજ જમીનમાં પોતાનાં મૂળીઆં ખૂબ ઉંડાં નાંખે છે; પરંતુ તેમની શક્તિનો આવિર્ભાવ પ્રાણી વર્ગ કરતાં ઘણોજ ઓછો હોય છે. આવી રીતે આપણે જોઇએ છીએ કે વનસ્પતિ—વર્ગ પ્રાણી—વર્ગ કરતાં ઘણોજ ઉતરતો છે. ખનીજ પદાર્થો તો પ્રાણી—શાસ્ત્રવેત્તાઓના મત પ્રમાણે તદ્દન નિર્જીવજ છે; પરંતુ આ વિશ્વમાં શક્તિનો જે આવિર્ભાવ દીઠામાં આવે છે તે દ્વારા જો આપણે જીવનનો ભિન્ન ભિન્ન ક્રમ તપાસીએ તો આપણે કહી શકીશું કે ખનીજ પદાર્થોમાં પણ એક જાતની શક્તિ રહેલી છે; તેમની અંદર પણ ફેરફાર થાય છે. તે ફેરફાર તેમને ઘણો જ આવશ્યક છે. તેમની અંદર પણ જીવનનો કંઇક અંશ છે એ સિદ્ધ થાય છે, પરંતુ તેમનું જીવન છેક જીવનક્રમની શરૂઆતમાં હોવાથી નહિ જેવું અને ઘણુંજ સૂક્ષ્મ દીઠામાં આવે છે, કારણ કે તેઓ દ્વારા પ્રકટતી શક્તિ ન કળાય એવી અને ઘણીજ સૂક્ષ્મ હોય છે.* આ પ્રમાણે સ્પષ્ટ થાય છે કે ગતિદ્વારા ઓળખાતા જીવનના "ગતિ અને શક્તિ"ના ભિન્નભિન્ન ક્રમ અનુસાર વર્ગ પાડવામાં આવ્યા છે.

કુદરતની યોજના એ છે કે આ વિશ્વમાં કંઈ પણ નવું ન હોવું જોઇએ. આપણે જોઇએ છીએ કે આ બહારની દેખાતી વિવિધતા છતાં—આ બાહ્ય અનેક રૂપો છતાં કુદરત તો એવી ને એવીજ કંગાલ છે. પ્રેમીના નેત્રોમાંથી અશ્રુ સરે છે તેમાં જે નિયમ (પ્રેમાકર્ષણનો) પ્રવર્ત્તી રહ્યો છે, તેનો તેજ નિયમ સૂર્ય અને તારાઓ જે ભ્રમણ કરી રહ્યા છે, તેમાં પણ પ્રવર્ત્તી રહ્યો છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુઓથી માંડીને દૂરમાં દૂર રહેલા તારાઓ સુધીના સર્વ પદાર્થોને નિયમમાં રાખનારા તેના તેજ નિયમો પ્રવર્ત્તી રહેલા છે. કુદરતની વારંવાર પુનરાવૃતિ થયા કરે છે. આ દુનિયાની સ્ક્રુ સાથે અથવા શંખ સાથે સરખામણી કરી શકાય, કે જેના વળ બધા એકસરખાજ હોય છે. આજ કારણથી આ દુનિયાને પ્યાજના જેવી પણ કહી શકાય. પ્યાજનું એક પડ કાઢો તો તેવું ને તેવુંજ બીજું પડ જણાશે, તેને પણ કાઢો તો ત્રીજું,

* વનસ્પતિ અને ધાતુઓમાં પણ લાગણી વગેરે રહેલું છે; એ વાત હવે તો પ્રખ્યાત હિંદી શોધક ડૉક્ટર બોઝે પોતાનાં બનાવેલાં અદ્‌ભુત યંત્રોદ્વારા સિદ્ધ પણ કરી બતાવી છે.

અને તે પડને પણ કાઢી લ્યો તો ચોથું પડ પણ તેવું ને તેવુંજ નજરે પડશે. આપણે જે કંઈ એક વર્ષમાં અનુભવીએ છીએ તેનું તેજ સૂક્ષ્મ રૂપમાં દરેક ચોવીસ કલાકમાં પણ અનુભવીએ છીએ. પ્રાતઃકાળનો સમય એ વસંતઋતુ,મધ્યાન્હકાળને ગ્રીષ્મઋતુ, બપોર પછીનો તે સાયંકાળનો સમય તે વર્ષાઋતુ અને રાત્રિને શીઆળાની ઋતુ સાથે સરખાવી શકાય. આવી રીતે દરેક ચોવીસ કલાકમાં પણ આખા વર્ષની સૂક્ષ્મ રૂપમાં પુનરાવૃત્તિ થયા કરે છે. જીવનું માનવ સ્વરૂપ બનવા પહેલાં તેણે જે જે શરીરો ધારણ કરેલાં છે તેની પણ તે કંઈ માનવ જન્મમાં અજબ ત્વરાથી પુનરાવૃત્તિ કરે છે. ગર્ભાશયમાં ગર્ભને માનવી સ્વરૂપ ધારણ કરવા પહેલાં મત્સ્ય, શ્વાન, વાનર વગેરે સર્વ સ્વરૂપો ધારણ કરવાં પડે છે. ઉત્ક્રાંતિની ઘટના પ્રમાણે, આ અખિલ વિશ્વના એક સર્વ સામાન્ય, નિયામક નિયમ પ્રમાણે મનુષ્ય દેહમાં ખનીજ, વનસ્પતિજ, પ્રાણિજ, ઈત્યાદિ વર્ગ છે કે નહિ તે આપણે તપાસીએ. મનુષ્ય દેહ છતાં ખનીજ પદાર્થોના જેવુંજ જીવન ગાળનારા મનુષ્યો પણ શું આપણે નથી જોતા? મનુષ્યદેહ છતાં, વનસ્પતિ વર્ગના જેવું જીવન ગાળનારા મનુષ્યો પણ શું આપણી નજરે નથી આવતા? શું એવા મનુષ્યો આપણે નથી જોતા કે જે પશુના જેવુંજ જીવન ગાળે છે?

વળી મનુષ્યના ખરા સ્વરૂપમાં હોય એવા તેમજ મનુષ્ય છતાં દેવસ્વરૂપ હોય એવા મનુષ્યો પણ આપણે જોઇએ છીએજ.

## પહેલું વર્તુલ-ખનીજ મનુષ્યો.

પ્રથમ આપણે જે નૈતિક અને ધાર્મિક ખનીજ વર્ગ છે તે લઈશું. ખનીજ પદાર્થોમાં બહારથી કોઈ પણ જાતની ગતિ જણાતી નથી, તેમજ તેમાં બાહ્ય દૃષ્ટિએ કોઈ પણ પ્રકારની શક્તિ પણ નજરે પડતી નથી. તેમ છતાં ખનીજ પદાર્થોમાં કોઇ એક પ્રકારની શક્તિ, કોઇ એક પ્રકારની ગતિ અને કોઇ એક પ્રકારની ક્રિયા રહે છેજ. કારણ કે આપણે જોઇએ છીએ કે ખનીજ પદાર્થોમાં ફેરફારો થયા કરે છે. તે પદાર્થોમાં ક્ષય અને વૃદ્ધિ થાય છે. તે ઝીણા ઝીણા અણુઓ તેમજ મોટા મોટા પર્વતોનું સ્વરૂપ ધારણ કરે છે. સમુદ્રની સાથે સરખાવતાં પૃથ્વી કે જે આપણને સ્થિર અને ઘનરૂપ ભાસે છે તે ઉંચી થાય છે, નીચી થાય છે, તેમાં આંદોલન અને વિકૃતિ થાય છે. આ પ્રમાણે બાહ્ય દૃષ્ટિએ કોઇ પણ પ્રકારની ગતિ જણાતી નથી છતાં ખનીજ પદાર્થોમાં પણ ગતિ રહેલી છે.

હવે મનુષ્ય જાતિની અંદર ખનીજ પદાર્થો જેવા જીવનવાળા મનુષ્ય કોણ છે તે આપણે જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો ભમરડાની ગતિ જેવા જીવનવાળા કયા મનુષ્યો છે તે આપણે જોઇએ. ભમરડો ખૂબ ફરે છે, અને તે એટલો કે જાણે તે ફરતોજ નથી, એવો -સ્થિર જેવો-દેખાય છે. આ ભમરડાને જોઇને છોકરાઓ ખૂબ આનંદમાં આવી જાય છે તાળીઓ ઉપર તાળીઓ પાડે છે. અને કહે છે કે ભમરડો સ્થિર થઈ ગયો છે; અને જરીએ હાલતો ચાલતો નથી. આ ગતિ તે પોતાના મધ્યબિંદુમાં ફરનારી ગતિ છે. એમાં ગતિ હોય છે, પણ તેના ભ્રમણનું મધ્યબિંદુ પોતાનામાંજ હોવાથી તે ગતિ ગમે તેટલી વેગવાળી હોવા છતાં બહારથી તે જણાતી નથી. ખનીજ પદાર્થોના જીવનની ગતિ એ ભમરડાની ગતિ જેવીજ હોય છે, અને તે આપણી કાઢેલી આકૃતિમાં જે છેક બિંદુ જેવું સૌથી નાનું વર્તુલ છે તે એ છે.

આ વિશ્વમાં દરેક ગતિ વર્તુલાકારમાં (ગોળાકારમાં) હોય છે, સીધી લીટીમાં હોતી નથી. સર્વ વિજ્ઞાનશાસ્ત્રો (Sciences) આ સિદ્ધ કરે છે. આજ કારણથી આપણે ગતિનું

સ્વરૂપ બતાવવા માટે વર્તુલનો ઉપયોગ કરીશું. ગણિતશાસ્ત્રમાં રેખાઓવડે ગતિ બતાવવામાં આવે છે, અને અહીં આપણો વિષય પ્રતિપાદન કરવામાં પણ ગોળ રેખાઓ ( વર્તુલો ) જ અનુકૂળ પડશે.

આથી આપણા ખનીજ પદાર્થોની ગતિ જેવા જીવનને ભમરડાની ગતિ જોડે સરખાવવામાં આવ્યું છે. આપણી સન્મુખ આ જે આકૃતિ કાઢવામાં આવી છે તેની અંદર સૂક્ષ્મબિંદુના જેવું જે સૂક્ષ્મ વર્તુલ છે તે ખનીજ પદાર્થોનું જીવન બરાબર બતાવે એમ છે. જેમની ગતિ ભમરડાના જેવી છે, જેમની પ્રવૃત્તિનો માર્ગ તે માત્ર એક સૂક્ષ્મબિંદુ જેવા સૂક્ષ્મ વર્તુલ સમાન છે; અર્થાત્ જેમનું જીવન ખનીજ પદાર્થોના જીવન સમાન છે; તેવા મનુષ્યો તે કયા છે ? થોડો વિચાર કરો એટલે તે તમને સમજાશે. તે એ મનુષ્યો છે કે જેઓની સર્વ પ્રવૃત્તિ એક સૂક્ષ્મબિંદુમાં, અનાત્મામાં, ત્રણ હાથની મર્યાદાવાળા દેહરૂપી એક નાના કૉરેન્ટાઈનમાં એકત્ર થાય છે. આ લોકો આ વિશ્વની અધમમાં અધમ સ્થિતિના લોકો છે. આ લોકો કેવળ વિષયસુખનો ભોગ કરવાનેજ પ્રવૃત્તિ કરી રહેલા હોય છે. આ લોકોની પ્રવૃત્તિ જો કે ભિન્ન ભિન્ન હોય છે; તેઓ જો કે ભિન્ન ભિન્ન માર્ગે પોતાનું જીવન ગાળે છે; તથાપિ એ સર્વેનો આ દુનિયાના સુખનો ઉપભોગ કરવાનોજ માત્ર ઉદ્દેશ હોય છે. આ એવા પ્રકારના લોકો છે કે જેઓનાં સ્ત્રીપુત્રાદિક ભૂખે મરે તોપણ જેમને જરાએ કાળજી હોતી નથી. તેઓ એવા પ્રકારના હોય છે કે જેઓના અડોશીપડોશી મરે કે જીવે, ગમે તે થાય, તોપણ તેમની એમને જરા પણ લાગણી હોતી નથી. બીજાનું ગમે તેમ થાય પરંતુ તેમને ખાવા પીવા જોઇએજ, તેમને મોજમજા મારવા જોઇએજ. તેઓએ પોતાની ક્ષુદ્ર વૃત્તિઓને તાબે થવુંજ જોઇએ, તેમની અધર્મ્ય વાસનાઓ પૂરી થવીજ જોઇએ. પછી તે ઇચ્છાઓ પૂરી કરવા માટે પોતાના કુટુંબના હિતનો અને પોતાની આખી જાતિના હિતનો ભોગ આપવો પડે તેની જરીએ તેમને લાગણી હોતી નથી. તેમની સર્વ પ્રવૃત્તિઓનું કેન્દ્ર, તેમનું મધ્યબિંદુ કે જેની આસપાસ તેઓ ફરે છે; તેમનો સૂર્ય કે જેની આસપાસ ચક્રાકારમાં તેઓ ભ્રમણ કરે છે; તેમની કક્ષાનું કેન્દ્ર તે માત્ર તેમનો ક્ષુદ્ર દેહજ હોય છે. તેમની પ્રવૃત્તિ અથવા ગતિ તે માત્ર મૃત ગતિજ છે. મનુષ્ય જીવનમાં ખનીજ જીવન તે આ છે. જગતના ઇતિહાસમાં મનુષ્યના સ્વરૂપમાં રહેલા આવા ઘણા સુંદર ખનીજ પદાર્થો આપણને મળી આવે છે. તમે જાણો છો કે હીરા, માણેક, મોતી વગેરે સર્વ પ્રકારનાં કિંમતી જવાહિરનો ખનીજ પદાર્થવર્ગમાં સમાવેશ થાય છે.

રોમના ઇતિહાસમાં એક સમય એવો હતો કે જ્યારે નીરો, ટિબેરીઅસ અને બીજા સીઝરો રાજ્ય કરતા હતા. આ પુરૂષોનાં નામ લેવાં એ પણ તમારા કાનને અપવિત્ર કરવા સમાન છે. આ મોટા મોટા રાજાઓ અને શહેનશાહો કીમતી ખનીજ પદાર્થો ખરા, પણ તે કેવળ ખનીજજ, મનુષ્ય નહિ. આ રાજાઓ અને બાદશાહો તેમના વખતમાં જણાયલી સર્વ પૃથ્વી ઉપર સામ્રાજ્ય કરતા હતા, છતાં પોતાની પ્રજાના હિતની તેઓ લવલેશ પણ કાળજી રાખતા નહિ; તેમજ તેમને પોતાના મિત્રો અને સંબંધીઓને માટે પણ વિચાર આવતો નહિ. પોતાની રૈયત, પોતાની રાણીઓ, પોતાનાં સગાંવ્હાલાં, પોતાના મિત્રો, વગેરેનું ગમે તે થાય તેની તેમને પરવા નહોતી. માત્ર તેમને પરવા પોતાની પશુના જેવી કામનાઓ તૃપ્ત કરવાનીજ હતી. આવા રાજાઓ અને બાદશાહોના સંબંધમાં તમે શું ધારશો ? તેઓ કેવા હતા, તેમનાં અમાનુષી કૃત્યો કેવાં હતાં તે તમારા જાણવામાં હશેજ. તેમાંનો એક

તો આખો દિવસ સ્વાદિષ્ટ પકવાનો ખાખા કરવાની વૃત્તિનોજ ભોગ થઈ પડયો હતો. જ્યારે તે સ્વાદિષ્ટ પકવાન ખાવા બેસતો ત્યારે છેક ઓકારી આવે ત્યાં સુધી તે ખાખા કરતો અને પછી ઔષધની મદદથી તે સર્વે ઓકી કાઢતો. વળી આવી રીતે તેનું પેટ જ્યાં ખાલી થયું કે તરતજ તે પાછો તેનો તે પદાર્થ ખાવા બેસી જતો. દિવસમાં આવી રીતે અનેકવાર કરવામાં આવતું. તેમાંનો વળી એક તો એવી રાક્ષસી પ્રકૃતિનો રાજા હતો કે જેણે માત્ર પ્રલયાગ્નિ સમાન મોટી આગ જોવાને ખાતર તેના વખતની સર્વ પૃથ્વીની રાજ્યધાનીને બાળીને ખાખ કરી નાખી હતી! આને તમે શું કહેશો? આ બધાં કીમતી હીરા માણેક વગેરે જવાહિર ખરાં, પરંતુ તેઓ મનુષ્ય તો નહિજ.

## બીજું વર્તુલ-કુટુંબસ્વાર્થી-વનસ્પતિ મનુષ્યો.

હવે આપણે મનુષ્ય વર્ગમાં જે વનસ્પતિ વર્ગનું જીવન ગાળે છે તેમના તરફ આવીએ. ખનીજ પદાર્થના જેવું જીવન ગાળનારા મનુષ્યોના તદ્દન સ્વાર્થપરાયણ સૂક્ષ્મ વર્તુલ કરતાં આ વર્તુલ કંઈક મોટું છે. આ વર્તુલના લોકો ખનીજ મનુષ્યો કરતાં ચઢીઆતા છે, તેમની પ્રવૃત્તિને સરતના ઘોડાની ગતિ સાથે સરખાવી શકાય. સરતના ઘોડાનું વર્તુલ ભમરડાના વર્તુલ કરતાં મોટું હોય છે. આ કાઢેલી આકૃતિમાં ब મધ્યબિંદુવાળું જે બીજું વર્તુલ છે, તે તેમનું જ વર્તુલ છે. આ મનુષ્યો તે કયા? આ મનુષ્યો સૌના હિતના ભોગે પોતાનીજ લાલસા તૃપ્ત કરવાને ખાતર જીવન ગાળતા નથી; પરંતુ પોતાની આસપાસનાં સંબંધીના સુખને પણ ધ્યાનમાં લે છે. આ પુરૂષો પોતાનાં સ્ત્રી પુત્રાદિકમાં જ આસક્ત રહે છે. તેઓ પોતાના કુટુંબરૂપી વર્તુલનીજ આસપાસ ફર્યા કરે છે. તેઓ ખનીજવર્ગના કેવળ સ્વાર્થપરાયણ મનુષ્યો કરતાં ચઢીઆતા છે, કારણ કે તેઓ માત્ર પોતાની જાતના સુખનેજ સાધે છે એમ નથી; પરંતુ પોતાના કુટુંબના સુખને પણ સાધે છે. આ બીજા વર્તુલની અંદર જેમ બીજાં અનેક નાનાં વર્તુલો સમાઈ શકે છે તેમ આવા મનુષ્યો પોતાની જાત સિવાય બીજા પણ ઘણાઓનું હિત કરી શકે છે. પણ તેથી શું તેમને આપણે નિઃસ્વાર્થી કહી શકીશું? ના, ના, કદિ નહિ. આ વર્ગના મનુષ્યોના સંબંધમાં માત્ર એટલુંજ કહી શકાય છે કે તેમનો આત્મા જરા વધારે વિકાસ પામેલો છે. ખનીજ મનુષ્યોનો આત્મા માત્ર પોતાના નાના સરખા દેહની અંદરજ મર્યાદિત થએલો હોય છે; જ્યારે આ મનુષ્યોનો આત્મા સ્ત્રી પુત્રાદિક કૌટુંબિક વર્તુલમાં વિસ્તાર પામેલો હોય છે. ખરૂં જોતાં આ પણ એક જાતનો સ્વાર્થજ છે, પરંતુ આ સ્વાર્થ કાંઈક ઉચ્ચ પ્રકારનો છે. તેઓ પહેલા વર્ગનાં મનુષ્યો કરતાં ઘણાં સારાં મનુષ્યો હોય છે. હવે આ બીજા વર્ગનાં મનુષ્યોને બતાવનાર વર્તુલ તરફ આપણે જોઇએ. આ વર્તુલ પોતાની અંદરના સર્વ સાથે અંતર્ગોળ (Concave) હોય છે. એ અંતર્ગોળપણું તે શું? એ અંતર્ગોળપણું તે પ્રેમના હસ્તોથી આલિંગન પામવું તે છે. આપણે આપણા હાથ લાંબા કરીને એક વર્તુલ બનાવીએ. આ વર્તુલ તે અંતર્ગોળપણું છે. આ વર્તુલ તેની અંદર રહેલા સર્વે બિંદુઓ અર્થાત્ કુટુંબના સર્વ મનુષ્યોપ્રતિ વળેલું હોય છે; પરંતુ તે સિવાયનું તેની બહારનું જે સમસ્ત વિશ્વ છે, તેના પ્રતિ તો તેને વિરોધજ હોય છે. એક કુટુંબનું હિત બીજા કુટુંબના હિત સાથે ઘર્ષણ પામતાં તરતજ બીજા વર્તુલની અંદરના વનસ્પતિ વર્ગના મનુષ્યોની સ્વાર્થી વૃત્તિ જણાઇ આવે છે, અને તેથી બન્ને કુટુંબોનાં માણસો વચ્ચે વિરોધ અને કલેશ થાય છે.

## ત્રીજું વર્તુલ–જાતિસ્વાર્થી મનુષ્યો.

હવે આપણે ત્રીજું વર્તુલ લઇએ. આ વર્ગના મનુષ્યો મનુષ્ય રૂપમાં પશુઓ છે. ક મધ્ય બિંદુવાળું આ ત્રીજું વર્તુલ, પહેલાં બે વર્તુલો કરતાં મોટું છે. આ વર્તુલને ચોમાસાના પવન સાથે–ઈશાન કોણના વાયુ સાથે સરખાવી શકાય. આ વર્તુલ એ બતાવે છે કે આ વર્ગના લોકોને પોતાના દેહ અને કુટુંબ કરતાં કોઈ ઉચ્ચ વસ્તુમાં મમત્વ બંધાયલું હોય છે. આ લોકોનો આત્મા પોતાની ન્યાત, જાત અને પોતાના રાજ્ય સુધી વિકાસ પામેલો હોય છે; તેના મમત્વની મર્યાદા ત્યાં સુધી વિસ્તાર પામેલી હોય છે. આ વર્ગના મનુષ્યો ઘણા સારા, ઉપયોગી અને વનસ્પતિ વર્ગના મનુષ્યો કરતાં ઘણાજ કામના હોય છે. તેઓનું મધ્યબિંદુ આ નાના સરખા દેહની પેલીપાર અને વનસ્પતિ વર્ગનાં મનુષ્યો કરતાં ઘણાજ ઉચ્ચ તેમજ વિશાળ વિસ્તારમાં આવેલું હોય છે. તેઓના પરિભ્રમણનો ઘેરાવો ઘણા વિસ્તારવાળો હોય છે. આ વર્ગના મનુષ્યોની ઘણી જરૂર છે, કારણ કે તેઓ અનેક કુટુંબો અને અનેક જનોને ઉપયોગી થઈ પડે છે. જેમને તેઓ પોતાના પ્રેમના હસ્તોથી આલિંગે છે તેમને તેઓ ઘણા ઉપયોગી થાય છે. જે લોકોની તરફ તેમનું વર્તન અંતર્ગોળ વર્તુલના જેવું હોય છે તે લોકોને તેઓ ઘણાજ કામના હોય છે. આ લોકો કેવળ પોતાના અલ્પ દેહનું અથવા કુટુંબનુંજ હિત સાધતા નથી, પરંતુ જેમને તેમણે પોતાના માન્યા હોય છે તે આખી ન્યાત, જાત અને શહેરનું પણ તેઓ હિત સાધે છે. આ પ્રમાણે તેઓ ઘણા ઉપયોગી છતાં તેમને પણ સ્વાર્થી કહી શકાય કે? હા, તેઓ પણ સ્વાર્થીજ છે. અન્ય ન્યાત, જાત અને સ્થળને ભોગે જે ન્યાત, જાત અને સ્થળને તેમણે પોતાનું માની લીધેલું હોય છે તેઓનું તેઓ કલ્યાણ સાધનારા હોય છે. તેઓમાં શો દોષ છે એ જો તમારે જાણવાની ઈચ્છા હોય તો તેઓના વર્તુલની બહારના મનુષ્યો તરફ તેઓની કેવી વર્તણુંક છે તે તમારે જોવાની જરૂર છે. પોતાના વર્તુલની બહારના લોકો તરફ તેઓ સદા દુર્લક્ષ કરે છે. તેઓનું ન્યાત, જાત વગેરેનું અભિમાન બરાબર દૃઢ થતાં તેઓ એવા તો સંકુચિત દૃષ્ટિના થઈ જાય છે કે તેઓના સિદ્ધાંતવિરૂદ્ધ જો કોઈ પણ બોલ્યું તો તેના ભોગજ મળ્યા. આવા બે પક્ષો કદાચ એકઠા થયા તો તેઓ બન્ને જૂદા જૂદા વર્તુલના હોવાથી તેમના વચ્ચે જોવા જેવી જામે છે. મતલબ કે તેઓ કેટલાકનું કલ્યાણ કરે છે ખરા, પરંતુ અન્ય પક્ષો સાથે વિરોધ કરીને તેઓ તેમનું વધારે નહિ તો તેટલુંજ નુકસાન પણ કરે છે. આ પ્રમાણે લોકો સામસામા પક્ષોમાં ભળી કલેશ અને કલહ કરે તો તેનાથી જનસમાજમાં કેટલો બધો અસંતોષ ફેલાય? તે છતાં આ લોકો વનસ્પતિ વર્ગના લોકો કરતાં ઘણાજ પસંદ કરવા લાયક છે.

સૃષ્ટિનો નિયમજ એવો છે કે તમે એકજ સ્થિતિમાં સ્થિર રહી શકશો નહિ. તમારે ચાલવુંજ જોઇએ. આગળને આગળ તમારે વધવુંજ જોઇએ. તમે જડતાને,–સ્થિરતાને અવકાશ આપશો જ નહિ. ફેરફાર અને પ્રગતિના પ્રયત્ન કરવાને તમે કંટાળશો નહિ. હાલમાં જે મનુષ્યો ખનીજ વર્ગની સ્થિતિમાં છે તેઓ ત્યાર પછીની વનસ્પતિ વર્ગની સ્થિતિ ધારણ કરવાના, અને જે મનુષ્યો વનસ્પતિ વર્ગના છે તેઓ ત્યાર પછીની પ્રાણીવર્ગની સ્થિતિ ધારણ કરવાના. આ પ્રમાણે મનુષ્ય જો આગળ ને આગળ વૃદ્ધિ કરે અને પ્રગતિ કરી પ્રાણીવર્ગમાંથી પસાર થઈ જાય તો તો કાંઈ હરકત નથી; સૃષ્ટિ નિયમાનુસાર પ્રાણી વર્ગની સ્થિતિમાંથી પસાર થવામાં કોઇ જાતની હાનિ કે નુકસાન નથી; પરંતુ જ્યારે આપણે એકજ ધર્મ, સં-

પ્રદાય અથવા પંથમાં બંધાઈ જઈ, આપણી સ્વતંત્રતાનો નાશ કરી, આગળ ગતિ ન કરતાં એકજ સ્થળમાં સ્થિર થઈ જઈએ છીએ ત્યારે વસ્તુસ્થિતિ પલટાઈ જઈ મોટામાં મોટી ભૂલ અને ગોટાળો થાય છે. **એકની એક સ્થિતિ સદા રહે એવો પ્રયત્ન કરવો, એ નુકસાનકારક અને દુઃખકારક** છે. મનુષ્ય જ્યારે અમુકજ નામ કે કામનો દાસ બને છે ત્યારે તેનું અધઃપતન થવા લાગે છે. એવી એક વાત છે કે દુરાચારી સોડોમ અને ગોમોરાના શહેરને બાળીને ખાખ કરવા પહેલાં પ્રભુએ તે શહેરમાં રહેતા પોતાના ભક્ત લૉટને તેના પરિવારસહ શહેરમાંથી નીકળી જવાનું કહ્યું હતું. વિશેષમાં તેમને ખાસ જણાવ્યું હતું કે તમારે શહેર છોડીને નીકળ્યા પછી પાછું વાળીને શહેર તરફ જરા પણ જોવું નહિ. લૉટની સ્ત્રી પણ પોતાના પતિ અને કુટુંબ સાથે શહેરની બહાર નીકળી તો ખરી; પરંતુ તેણીનું મન તેણીના ઘરમાં અને શહેરમાં ભરાઇ રહ્યું હતું, તે તેણીને પાછું ખેંચતું હતું. તેણીને તો શહેરમાં અને ઘરમાંજ રહેવાની તીવ્ર ઇચ્છા હતી, તેથી તેણીનાથી શહેર તરફ પાછું વાળીને જોયા સિવાય રહી શકાયું નહિ. પણ તેમ કરવાથી તેણી તેની તેજ જગ્યાએ એક મીઠાનો થાંભલો બની ગઈ! જે લોકો પ્રગતિના માર્ગમાં હોવા છતાં જૂનું છોડી આગળ વધવા ઇચ્છતા નથી તેમની પણ એવી દશા થાય છે. એકની એક સ્થિતિમાં રહેવું એ તેમને માટે કદાચ સારૂં હશે; પરંતુ જે ક્ષણે લોકોની પાછા હઠવાની વૃત્તિ થાય છે અને આગળ પ્રગતિ કરતા અટકે છે, તેમજ જે ક્ષણે પોતાની જાતને નામ અને રૂપને વેચે છે, તેજ ક્ષણે તેઓ મીઠાના થાંભલા બની જાય છે. સ્થિરતા (પ્રગતિનો અભાવ) અથવા ધર્માંધપણું (Fanaticism) એ અનેક દુઃખો અને આપત્તિનું કારણ છે. માટે આ પ્રાણીવર્ગના લોકોએ એકને એક સ્થળે સ્થિર ન રહેતાં સદા આગળને આગળજ વધવું જોઈએ.

## ચોથું વર્તુલ-સ્વદેશસ્વાર્થી મનુષ્યો.

હવે આપણે ૪ મધ્ય બિંદુવાળું ચોથું વર્તુલ લઈએ. આ વર્તુલમાં મનુષ્ય એ મનુષ્યસ્વરૂપમાંજ છે; પોતાની યથાર્થ સ્થિતિમાંજ છે. આ વર્તુલને ચંદ્રના વર્તુલ સાથે સરખાવી શકાય છે-તે ગોળ નહિ પણ અંડાકૃતિ સમાન લંબગોળ છે. આ વર્તુલના મનુષ્ય કેવા હોય છે? આ વર્તુલનો પરિઘ ઘણોજ મોટો છે. આ વર્તુલની અંદરના મનુષ્યો કવચિત્ સુખી પણ હોય છે. આ વર્ગના મનુષ્યો સમસ્ત રાષ્ટ્રને પોતાનુંજ માને છે. એમનો આત્મા સમસ્ત રાષ્ટ્રમાં વિસ્તાર પામેલો હોય છે. આ વર્ગના મનુષ્યોને તમે સ્વદેશાભિમાની મનુષ્યો કહી શકશો. તેનું વર્તુલ ઘણું વિશાળ હોય છે. જે સ્વદેશબંધુઓને માટે તેઓ કામ કરે છે તેમાં ધર્મ, જાતિ, વર્ણ, એવા કશા ભેદો તરફ તેઓ ધ્યાન આપતા નથી. દેશની અંદર રહેનારા સર્વે બાંધવોનું હિત કરવાને તેઓ સદા યત્ન કર્યા કરે છે. આ વર્ગના મનુષ્યોને ઘણા સારા કહી શકાય. તેઓ સન્માનને પાત્ર છે. આવા મનુષ્યોની સર્વે સ્થળે ઘણી જરૂર છે. છતાં તે માત્ર મનુષ્યજ છે. તમે જાણો છો કે ચંદ્રને લઈને સમુદ્રમાં ફેરફારો થાય છે, તેને લઈને તેમાં ભરતી અને ઓટ થયા કરે છે, તે ઉપરાંત તમને ખબર હશે કે માંદા માણસ ઉપર પણ ચંદ્રની અસર થાય છે. આ વર્તુલના લોકો સારા ખરા, પરંતુ જ્યારે આ લોકો પોતાની એકની એક સ્થિતિને દૃઢ કરે છે; જ્યારે તેઓ પોતાની એકની એક સ્થિતિનેજ વળગી રહે છે; જ્યારે એમનો સ્વાર્થ મર્યાદિત થાય છે; (અહીં સ્વાર્થનો અર્થ દેશાભિમાન ગણવો.) ત્યારે તેનું શું પરિણામ આવે છે? એને લઈને મોટી મોટી ઉથલપાથલ થઈ અનર્થ થાય છે.

દેશમાં જ્યાં ત્યાં ઉન્માદ ફેલાય છે. એનાથી રાષ્ટ્ર રાષ્ટ્રમાં વિરોધ થાય છે. જ્યાં ત્યાં યુદ્ધ મચી રક્તપાત થાય છે. હજારો તો શું પણ લાખો મનુષ્યોની કતલ થઈ જ્યાં ત્યાં લોહીની નદીઓ વહે છે અને આ સુંદર પૃથ્વીનું રમણીય વદન રક્તમય બની જાય છે. જેઓને તેઓ પોતાના વર્તુલમાં ગણે છે, અર્થાત્ જેઓને તેઓ સ્વદેશાભિમાનથી પોતાના માને છે તેઓને માટે તો તેઓ ઘણાજ સારા છે; પરંતુ જેઓને તેઓ પોતાના વર્તુલમાં ગણતા નથી, તેઓ પ્રતિ તેઓનું કેવું વર્તન હોય છે તે તમે જુઓ. અમેરિકાના વતનીઓ માટે વૉશિંગ્ટન ઘણો સારો છે, પરંતુ તેને માટે અંગ્રેજોનો અભિપ્રાય પૂછો. એજ પ્રમાણે ઇંગ્લાંડના સ્વદેશાભિમાની પુરૂષો પોતાની માતૃભૂમિ માટે ઘણા સારા છે, પરંતુ તેમના દેશાભિમાનથી જેમનાં રક્ત ચૂસાયાં છે, તેમનો તેમને માટે શો અભિપ્રાય છે તે જુઓ.

## પાંચમું વર્તુલ–આત્મપ્રાપ્ત દેવમનુષ્યો.

હવે છેલ્લે આપણે પાંચમું વર્તુલ લઈએ. આ વર્તુલનું મધ્યબિંદુ અનંત અંતરે પહોંચેલું છે. તેની ત્રિજ્યા ( વર્તુલના મધ્યબિંદુથી તે વર્તુલના ઘેરાવા સુધી કાઢેલી રેખા ) અનંત થઈ ગઈ છે. તેનું વર્તુલ કેવું છે ? જ્યારે વર્તુલની ત્રિજ્યા અનંત થાય છે, ત્યારે તેનું વર્તુલ સીધી લીટીજ થઈ જવી જોઈએ; તેની વક્રતા જતી રહે છે. તે સીધી લીટી એક સરખી રીતે બરાબર સીધી ને સીધીજ ચાલી જાય છે. એ કોઈ પણ ભાગમાં અંતર્વૃત કે બહિર્વૃત હોતી નથી, કારણ કે તેમાં ક્યાંએ વાંક હોતો નથી. આ વર્તુલ તે વર્તુલ નહિ પણ સીધી લીટીજ બની જાય છે. આની અંદર રહેલા લોક તે દેવલોક છે. આ વર્તુલને સૂર્યના વર્તુલ સાથે સરખાવી શકાય. સૂર્ય સીધી લીટીમાંજ ગતિ કરે છે અને તેના વર્તુલની ત્રિજ્યા અનંત છે તે તમે જાણો છો. આ એવું એક વર્તુલ છે કે જેનું મધ્યબિંદુ સર્વત્ર છે, પરંતુ જેનો ઘેરાવો ( પરિઘ ) ક્યાંએ નથી. આ દેવવર્ગનું વર્તુલ છે, અને એની અંદર રહેલા લોકો તે મુક્ત પુરૂષો છે. સર્વ પ્રકારના શોક, ભય, દુઃખ, વાસના અને સ્વાર્થ એ બધાથી તેઓ મુક્ત થઈ જાય છે. આ સીધી લીટીમાં ક્યાંએ આપણને સ્વાર્થ નહિ જણાય. સીધી લીટી એ સીધી લીટીજ છે, તેમાં ક્યાંએ બદ્ધ કરે એવું, દાસ બનાવે એવું મધ્યબિંદુ હોતુંજ નથી. તે લીટી એક સરખી રીતે બરાબર સીધી ને સીધીજ ચાલી જાય છે. તેની અંદર કોઈ પણ સ્વાર્થી ક્ષુદ્ર મધ્યબિંદુ હોતું નથી કે જેની આસપાસ તે વર્તુલના રૂપમાં ફરી વળે. ત્યાં વર્તુલ થવા જેવું કશુંજ હોતું નથી. અહીં સંકુચિત વૃત્તિ અને સ્વાર્થનો નાશ થઈ ગએલો હોય છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો અહીં પોતાના સત્ય સ્વરૂપ આત્માની પ્રાપ્તિ થઈ ગએલી હોય છે. હવે તમે જુઓ કે પ્રથમ એક નાનું સૂક્ષ્મબિંદુ સમાન વર્તુલ, કેવળ નિજ ઉદરભરી–સ્વાર્થીપણું હતું, તે વર્તુલ ક્રમે ક્રમે વધતું વધતું, વિસ્તાર અને વિકાસ પામતું પામતું અંતે એક સીધી લીટી થઈ જાય છે. આ સીધી લીટીની દશામાં આવેલાં મનુષ્યો તે ઈશ્વરસ્વરૂપ મનુષ્યો છે. આ મનુષ્યો એવી કોટીનાં હોય છે કે જેઓને ન્યાત, જાત, વર્ણ, પંથ, ધર્મ કે દેશના ભેદ, એ કશું હોતું નથી. તેઓને મન અખિલ વિશ્વ પોતાનું ઘર બને છે. તમે ભલે અંગ્રેજ હો, અમેરિકન હો, મુસલમાન હો, બૌદ્ધ હો, કે હિંદુ હો, ગમે તે હો, તોપણ તમે બધા 'રામ'ના આત્માજ છો. તમે બધા 'રામ'ને પરમાત્મારૂપ છો. અહીં આત્માનું સંકુચિતપણું અદ્ભૂત રીતે વિકાસ પામે છે. આ એક વિલક્ષણ પ્રકારનો સ્વાર્થ છે. આ વિશાળ વિશ્વ તે

મારૂં નિજ શરીર છે. આ આખું વિશ્વ, તેની અંદરનાં ક્ષુદ્ર જંતુઓ, ખનીજ પદાર્થ, વનસ્પતિ પદાર્થ વગેરે સર્વનો આત્મા તે આ મનુષ્યનો આત્મા છે.

પરમમુક્ત દશાને પામેલા આવા એક મહાત્મા હતા. કોઈ એક પુરૂષ તે મહાત્માનો શિષ્ય થઈને તેમના ચરણકમળમાં એકાદું વર્ષ રહ્યો. ત્યાર પછી જ્યારે તે શિષ્ય ત્યાંથી વિદાય થવાને માટે પોતાના ગુરૂની આજ્ઞા લેવા ગયો, ત્યારે તે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પોતાના ગુરૂના ચરણકમળને વળગી પડયો. ગુરૂએ મંદ મંદ હાસ્ય કરતાં શિષ્યને ઉઠાડીને કહ્યું કે, "પ્રિય વત્સ ! તારે જે શીખવું જોઈએ તે તું હજી શીખ્યો નથી. હજુ તારે શીખવાનું ઘણું બાકી છે તેથી તું અહીં થોડો વધારે વખત રહે." ગુરૂની આજ્ઞા માની તે શિષ્ય બીજા કેટલાક દિવસ પોતાના ગુરૂના સહવાસમાં રહ્યો; અને દિનપ્રતિદિન તેને આત્મસ્ફુરણ થતું ગયું. તેનું હૃદય પરમાત્મામાં મગ્ન થતું ગયું. તે પૂર્ણપણે પવિત્રાત્મા થઈ ગયો. ગુરૂ અને શિષ્ય એવું ભેદનું ભાન જ્યારે તેને ન રહ્યું તે અરસામાં તેણે પોતાના ગુરૂનો વાસ છોડી આગળ વિચરવા માંડયું. આ સમસ્ત વિશ્વ પોતાનો આત્મા છે એવો સાક્ષાત્કાર કરતો તે ત્યાંથી ચાલી નીકળ્યો; અને આખું વિશ્વ એ એનો પોતાનો આત્મા હોવાથી તેને–આત્માને ક્યાં જવાનું હોઈ શકે ? જ્યારે આત્મા દરેક અણુ પરમાણુમાં વ્યાપ્ત અને ભરપૂર છે ત્યારે તેને ક્યાં લઇ જવા લાવવાનું હોઇ શકે ? તેને મન જવા આવવાનો ખ્યાલ એ કેવળ અર્થવગરનો થઇ જાય છે. જે સ્થળે જવાની તમારી ઈચ્છા છે, તે સ્થળે તમે જો ન હો, તોજ તમારે તે સ્થળે જવાનું હોઇ શકે; પરંતુ તેણે તો પોતાને સર્વત્ર જોયો છે, તેણે પોતાના સત્ય સ્વરૂપનું, અંતરાત્મા–પ્રભુનું, સર્વવ્યાપક પ્રભુનું, સર્વત્ર દર્શન કરેલું છે, તો પછી તેને જવાનો કે આવવાનો વિચારજ ક્યાંથી આવી શકે ? તે આત્મા સાક્ષાત્કારની સ્થિતિમાં હતો. શરીરની ગતિ એ એને એક જાતની પ્રતિક્રિયા હતી. તે પોતે પોતાનામાં હતો; તેને માટે જવું, આવવું, એ કાંઇએ નહોતું. શિષ્યને આવી સ્થિતિ પ્રાપ્ત થતાં તેના ગુરૂને સંતોષ થયો. ગુરૂએ પોતાના શિષ્યની પરિક્ષા કરી અને શિષ્ય ગુરૂની પરિક્ષામાં ફતેહમંદ થઇ પાર ઉતર્યો. આવી પરમ સ્થિતિ પ્રાપ્ત થઇ. તોએ શિષ્યે પોતાના ગુરૂનો ઉપકાર માન્યો નહિ, તેમજ કોઈ જાતની તેમના તરફ પૂજ્યબુદ્ધિ બતાવી નહિ. તે એવો તો એકતાની સ્થિતિમાં સ્થિત થયો કે તે કોઇ પણ જાતની આભારની વૃત્તિથી પર થઇ ગયો. શિષ્યની આવી પરમ સ્થિતિ જોઈ ગુરૂને ખાત્રી થઈ કે શિષ્ય પોતાના ઉપદેશનો બરાબર લક્ષ્યાર્થ સમજ્યો છે. આ પરમ સ્થિતિ છે. આવી પરમ સ્થિતિમાં જો તમે ગુરૂને માન આપો તો તે તમને કહેશે કે, "તમે મને અલ્પ બનાવો છો, મર્યાદિત કરો છો, હું કાંઇ આ શરીરમાં પુરાયલો નથી, હું આ નાનું સરખું શરીરજ નથી; પણ હું આ સમસ્ત વિશ્વરૂપ છું. તમે તે પણ હું છું અને તમેજ તમારા સ્વરૂપમાં મને માન આપો છો." મનુષ્યની આ એક એવી સ્થિતિ છે કે જ્યાં કોઇ માણસ કોઇને કાંઇ સ્થુલ ભાવો આપતો નથી. મનુષ્યની આ એક એવી સ્થિતિ છે કે જ્યાં શરીરને અર્થે માન અને અપમાન કેવળ નિરર્થક છે. જ્યાં કીર્તિ અને અપકીર્તિ, એ કાંઇએ નથી.

હિંદુસ્તાનમાં કોઈ એક મહાત્મા સાધુ પુરૂષની પાસે કોઈ એક રાજા એક દિવસ દર્શનાર્થે આવ્યો, અને તે તેના ચરણકમળમાં દંડવત્ પ્રણામ કરી ઉભો રહ્યો. તે સંતે તે રાજાને આવી રીતે પૂજ્યભાવ બતાવવાનું કારણ પૂછયું. રાજાએ તેના કારણમાં ઉત્તર આપ્યોઃ–" હે ગુરૂ ! હે પવિત્ર પુરૂષ ! આપ સંત પુરૂષ છો, તેમજ આપ એક વખત રાજા હોઈ

રાજ્ય કરતા હતા, તે રાજ્યપાટ સર્વ ત્યાગ કરી આપે આ સ્થિતિ સ્વીકારી છે. આપ પરમ ત્યાગી પુરૂષ છો, તેથી હું આપને ઈશ્વિર સમાન માનું છું અને આપ પ્રતિ પૂજ્યભાવ બતાવું છું." તમે જાણો છો કે હિંદુસ્તાનમાં લોકો ત્યાગી પુરૂષને જેટલું માન આપે છે તેટલું માન ધનવાન પુરૂષને પણ આપતા નથી. હિંદુસ્તાનમાં મનુષ્યમાં જેટલા પ્રમાણમાં ત્યાગ હોય છે તેટલા પ્રમાણમાં તેને માન આપવામાં આવે છે. આ સિદ્ધાંત અહીંના અમેરિકાના માન આપવાના સિદ્ધાંતથી તદ્દન જૂદી જાતનો છે. ત્યાં દ્રવ્ય કરતાં સર્વ શક્તિમાન પ્રભુમાં વિશેષ વિશ્વાસ રાખવામાં આવે છે. આ રાજા ત્યાગી પુરૂષને માન આપતો હતો. એ સંત પુરૂષે પાછું રાજાને કહ્યું:–"તમે મને માન આપો છો તેનું કારણ જો આજ હોય, તો મારે તમારા ચરણ ધોઈ તમારા ચરણકમળમાં નમવું જોઇએ; કારણ કે હે રાજન! દુનિયાના સર્વ ત્યાગી પુરૂષો કરતાં પણ તમે ચઢી જાઓ એમ છે." રાજાએ કહ્યું:–આ ઘણું આશ્ચર્યકારક છે. આ કેવી રીતે બની શકે ? આનો ખુલાસો તે મહાત્માએ આપવા માંડયો: "ધારો કે અહીં એક માણુસ છે, તેની પાસે એક ભવ્ય મહેલ છે. એ માણુસ તે મહેલમાંથી માત્ર ધૂળ અને કચરોજ બહાર ફેંકી દે છે; ધૂળ અને કચરાનોજ તે માત્ર ત્યાગ કરે છે. આ માણુસને ત્યાગ કરનારો કહી શકાય ખરો ?" રાજાએ જવાબ આપ્યો:–"ના, કદિ નહિ." પાછું તે સંત પુરૂષે પોતાનું કહેવું આગળ ચલાવ્યું. "અહીં એક બીજો એવો માણુસ છે કે જે કચરો ધૂળ વગેરે પોતા પાસે ભેગું થવા દે છે અને આખી પોતાની રહેવાની ઉત્તમ હવેલીજ બીજાને આપી દે છે. આ માણુસને તમે કેવો કહેશો?" રાજાએ કહ્યું:–"જે માણુસ ધૂળ અને કચરો રહેવા દઇને ઘર બીજાને અર્પણ કરી દે છે, તેજ માણુસ ખરો ત્યાગી પુરૂષ છે." પાછા સંત પુરૂષ બોલ્યા:–"હે રાજન્! ત્યારે આવી રીતે તો તમેજ ખરેખરા ત્યાગી પુરૂષ છો, કારણ કે સત્ય સ્વરૂપ આત્મા–ઈશ્વિર કે જે મહાન મહેલ, આપણું સાચું ઘર, નંદનવન અને સ્વર્ગનું પણ સ્વર્ગ છે, તેનો તો તમે ત્યાગ કર્યો છે, અને માત્ર એ મહાન્ મહેલનો ધૂળ અને કચરો કે જે તમારૂં શરીર અને તમારો અલ્પ સ્વાર્થ છે, તેને તો તમે જેમનો તેમ રહેવા દીધો છે. મેં તો કશાનો પણ ત્યાગ કર્યો નથી અને હું તો દેવોનો પણ દેવ અને અખિલ બ્રહ્માંડનો માલિક છું."

કેટલીક વખત લોકો જીવનક્રમમાં આવા પરમપદને પામેલા જીવન્મુક્ત મહાત્માઓની અવગણના કરે છે, અને તેઓ તેમને દિવાના કહે છે; પરંતુ એ મહાત્માઓને તમે પૂછી જુઓ કે "આ વિશ્વની સર્વ રિદ્ધિ, સિદ્ધિ અને સંપત્તિ તમને આપીએ અને તેના બદલામાં આત્માના દિવ્ય નિશામાંથી મળતું દિવ્ય સુખ અને પરમ આનંદ તમે અમને આપશો ખરા"? 'કદિ નહિ, કદિ નહિ.' ઉલટી આ મહાત્માઓને આ દુનિયાના કહેવાતા ધનાઢયો કે જે વિષય સુખને અર્થે આ દુનિયામાં ઘેરઘેર માગતા ફરે છે; તેમની માગણવૃત્તિનીજ દયા આવે છે. ખરૂં સુખ તો તમારી અંદરજ છે. અને જો તેમજ છે તો શા માટે તમે માગણનો પાઠ ભજવો છો અને કંગાળ તથા શોચનીય સ્થિતિમાં ઘેરઘેર ભટકો છો ? તેમજ એક દયાપાત્ર જંતુ સમાન થઈ વર્તો છો ? **આવો, તમે તમારો સત્ય સ્વરૂપનો–સર્વ શક્તિ માન ઈશ્વિરનો સાક્ષાત્કાર કરો** અને આનંદના ઉછાળામાં તમારા હૃદયમાં નીચેનું ગીત જોસભેર સ્ફુરવા દો.

રવિ–બિંબમાં ડાઘા રૂપે ને ચંડ રવિ થઇ હું તપું,<br>
ઝીણો ધ્વનિ હું પર્ણનો, તોફાની દરિયો થઈ કુદું;

'વિરમો અહીં' પરમાણુઓને હું કહું છું કર્ણમાં,
ફરમાવું હું ગોળા તમોને વિચરતા રહો ગગનમાં.
લાલી હું પ્રાતઃકાળની વાયુ-લહર હું સાંજની,
આશકની ઇશ્કી અર્જ હું ભીતિજ હું માશુકની;
યોદ્ધા હું ને તરવાર હું જેથી થતો ઘાએલ હું,
યોદ્ધાની જનનીના હૃદયમાં ભય સ્ફુરતો તેય હું.
ગુલાબ, ને તેનો કવિ બુલબુલ, તેનું ગાન હું,
ચકમક સ્ફુલિંગો, જ્યોતિ હું, ઉડતા પતંગો તેય હું;
નીશોચ હું, મદિરાય હું, આ દ્રાક્ષ ને ભઠ્ઠીજ હું,
યજમાન, અતિથિ, ને મુસાફિર, પ્યાલો મઝાનો હુંજ હું.

**અહો! તમારા આત્માનો મહિમા અને પ્રતાપ આ ભૂમંડળના રાજાઓના દમામને હસી કાઢે છે.**

**આવું અદ્‌ભૂત સ્વર્ગ તમે છો, સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ તમે છો.**

ૐ ૐ ૐ





# ૧૩–अद्वैत अने द्वैतनुं सम्मिलन.*

દ્વૈત અને અદ્વૈત રૂપ સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

આજના વિવેચનનો વિષય ઘણો ગહન અને અઘરો છે. જેઓ તત્ત્વજ્ઞાનથી કાંઇક અંશે પણ પરિચિત હશે તેઓજ આ વિષય સમજી શકશે. છતાં તે ન સમજાયાથી તમે બધાંઓ શ્રમિત થઇ કંટાળીને ચાલ્યાં જાઓ અથવા તો આખું જગત તે સાંભળીને સમજે તેનો 'રામ'ને હર્ષ કે શોક નથી. "**સત્ય" લોકપ્રિયતાની તમામ તૃષ્ણાઓથી પર છે.** વિજ્ઞાનશાસ્ત્રના નિયમોને લોકો સમજે અગર ન સમજે, અથવા તો તે લોકપ્રિય થાય કે ન થાય; તોપણ તે નિયમો આખી સૃષ્ટિનું તંત્ર ચલાવતા હતા, ચલાવે છે અને ચલાવ્યા કરશેજ. ગુરૂત્વાકર્ષણનો નિયમ સર આઇઝેક ન્યૂટને શોધી કહાડયો તે પહેલાં પણ તે નિયમ તેવોજ હતો, હજી તેવોજ છે ને ભવિષ્યમાં પણ તેવોજ રહેશે. આ પ્રમાણે વિશ્વમાં કેટલાક એવા મહાન અને અચળ નિયમો છે કે જેને લોકો શોધી કે સમજી શકે નહિ, તોપણ જગતનું તંત્ર તે નિયમો પ્રમાણેજ ચાલતું આવ્યું છે અને ચાલ્યા કરવાનું. એકાદ પ્રકાશમાન હીરો ખાણમાં પડી રહેલો હોય ત્યાં જઇને કોઇ માણસ તેને લે નહિ તોપણ તે હીરો તો તેવો ને તેવોજ પોતાના પ્રકાશથી પ્રકાશ્યા કરવાનો. લોકો તેને લઇને પોતાના શિર ઉપર મૂકે અથવા તો તેના ઉપર જરાએ ધ્યાન ન આપે તેથી હીરામાં તો કશોજ ફેર પડનાર નથી.

આ વિષય ઘણો કઠિન છે. તમે એક ચિત્તથી અને ધ્યાનપૂર્વક લક્ષ આપશો તોજ તેને સમજી શકશો. "આવા ગૂઢ, માનસિક અને તાત્વિક વિષય ઉપર વિવેચન કરવાથી શો ફાયદો છે? અમારે તેની જરૂર નથી. અમારે તો રોકડ નાણાંની જરૂર છે, અમારે તો કાંઈક વ્યાવહારિક પદાર્થો જોઇએ છે." એમ કહેવાની તમારે જરૂર નથી. રામ વ્યાવહારિક વિષયો ઉપર વિવેચન કરે છે, પણ તેની સાથે તાત્વિક અને માનસિક વિષયોની પણ જરૂર છે. સિદ્ધાન્તની મદદ વગર કોઇ પણ સત્ય સમજાવી શકાય નહિ. તમે જાણો છો કે તમારો બધો વ્યવહાર પણ માત્ર તમારા સ્વીકારેલા સિદ્ધાન્તોનું, ક્રિયામાં રૂપાન્તર હોયા સિવાય બીજું કશુંજ નથી. તમારે કાંઈ લખવાનું હોય છે ત્યારે તમારી કલમ તે કાર્ય શરૂ કરે તે પહેલાં તમારા મનમાં તે આખો વિષય સિદ્ધાન્ત રૂપે ખડો થએલો હોવો જોઇએ. હમ્મેશાં સિદ્ધાન્ત ક્રિયાથી પહેલાં જણાય છે. જ્યારે તમારે કોઇ જગ્યાએ જવું હોય ત્યારે ચાલવાની ક્રિયાની તમને ગમે તેટલી ટેવ પડી ગએલી હોવા છતાં તમારા મનમાં તમારા સ્નાયુ અને ગતિ ઉપર સત્તા ચલાવવાનો વિચાર આવ્યા સિવાય એક પગલું પણ તમારાથી આગળ ભરી શકાશે નહિ. કોઇ પણ વિદ્યાર્થીના મનમાં પ્રથમ પાઠશાળાનો ખ્યાલ આવ્યા સિવાય અને ત્યાં તેને જે વિષયનું શિક્ષણ પ્રાપ્ત કરવાનું છે તેનું જ્ઞાન મેળવ્યા સિવાય

* તારીખ ૧૩ જાન્યુઆરી ૧૯૦૩ ના રોજ ગોલ્ડન ગેટ હૉલમાં આપેલું ભાષણ.

તે પાઠશાળામાં જતો નથી. ચોર જ્યારે પોતાના અમુક પડોશીની સંપત્તિ અને ધન વિષે વારંવાર સાંભળે છે અને તે સંબંધી વારંવાર ખબરો મેળવે છે ત્યારેજ તેવા હમ્મેશના વિચારોથી દોરાઇને તેનું મન ક્રિયામાં બદલાય છે; અને તે ધનવાન પાડોશીના ઘરમાં ચોરી કરવાની તે ચોરના મનમાં હિમ્મત આવે છે. અર્થાત્ જે કામ કરવાનું હોય તે કરવા પહેલાં તે સંબંધી જ્ઞાન અને માનસિક ક્રિયા થયા સિવાય તે થઇ શકતું નથી.

ઉપલા દેખીતા વ્યાવહારિક નિયમને અનુસરીનેજ 'રામ' તમારા પોતાના ઈશ્વિરત્વનો તમારા કાનમાં દુંદુભિનાદ કરવા અને તે નાદને શ્રોતાઓનાં હૃદયમાં ઉતારવા પ્રયત્ન કરે છે. દિનપ્રતિદિન તે નાદને તમારા હૃદયમાં ઉંડો ઉતરવા દો. કલાકે કલાકે તે નાદને તમારા હૃદયમાં પ્રવેશવા દો. શાસ્ત્રનિયમાનુસાર આ ક્રિયા કે જે હાલ તુર્ત તમને મિથ્યા કલ્પના જેવી લાગે છે, તેજ કલ્પનાને ઉપલા તમારાજ વ્યાવહારિક નિયમને અનુસરીને ઘણીજ ઉમદા ક્રિયારૂપે પરિણામ પામેલી તમે જોશો. અર્થાત્ આ જ્ઞાનનેજ તમારા સુખ અને શાન્તિના રૂપમાં ફેરવાઈ ગએલું તમે જોશો.

"વેદાન્તની દૃષ્ટિથી અદ્વૈત અને દ્વૈતનું સમ્મિલન" એ આજનો વિષય છે. બીજા શબ્દોમાં કહીએ તો એનું નામ "વેદાન્તનો જ્ઞાનશક્તિનો સિદ્ધાંત વાદ" એવું છે. આ વિષય તત્ત્વજ્ઞાનીઓ માટે ઘણો મહત્વનો છે. ટુંકામાં દ્વૈત એટલે આ જગત આપણને માત્ર દેખાવ રૂપે જેવું જણાય છે તે ખરેખર તેવુંજ હોવાની માન્યતા અગર સિદ્ધાંત; અને અદ્વૈત એટલે જગત આપણને જેવું જણાય છે તેવું તે નથી એવી માન્યતા. અદ્વૈતમત પ્રમાણે જગત આપણને જેવું દેખાય છે તેવું નથી; અને દ્વૈત મત પ્રમાણે જે વસ્તુઓ આપણને જેવી જણાય છે તે તેમના ખરા સ્વરૂપમાં તેવીજ છે. અદ્વૈતની ઘણી શાખાઓ છે. માનસિક અદ્વૈત તે બર્કલી અને ફીએનું અદ્વૈત; ઇંદ્રિયગોચર અદ્વૈત તે પ્લેટો અને કાન્ટનું અદ્વૈત; કૈવલ્ય અદ્વૈત તે હેગલ અને શેલીનું અદ્વૈત; અને આવી જાતની બીજી ઘણી શાખાઓ છે. દ્વૈતને ઘણા તત્ત્વવેત્તાઓએ-બેઈન અને મિલ જેવાઓએ-પુષ્ટિ આપેલી છે. અદ્વૈત અને દ્વૈતની આ જૂદી જૂદી શાખાઓનું આપણે વર્ણન કરીશું નહિ. આજના વિવેચનમાં બર્કલીના માનસિક અદ્વૈત, અથવા પ્લેટો અને કાન્ટના ઇંદ્રિયગોચર અદ્વૈત, અગર હેગલ અને શેલીના કૈવલ્ય અદ્વૈત ઉપર આપણે ટીકા કરીશું નહિ. આ વિષયને આપણે એવી રીતે ચર્ચીશું કે જેથી આ વિષયનો વેદાન્તનો સિદ્ધાંત દરેક માણસથી અને બધાથી સહેલાઇથી સમજી શકાય.

વિષયની શરૂઆત કરતાં પહેલાં "જ્ઞાતા" અને "જ્ઞેય" એ બે શબ્દો સમજાવવાની જરૂર છે. તમે જાણો છો કે તત્ત્વજ્ઞાનની ભાષામાં આ શબ્દોનો ખાસ અર્થ છે. તત્ત્વજ્ઞાનની ભાષામાં "જ્ઞાતા" શબ્દનો અર્થ જાણનારો થાય છે અને "જ્ઞેય" શબ્દનો અર્થ જાણવાની વસ્તુ થાય છે. તમે જ્યારે આ પેન્સિલ જુઓ છો ત્યારે પેન્સિલ એ "જ્ઞેય" છે અને પેન્સિલને જોનાર તમે "જ્ઞાતા" છો. જોનાર "જ્ઞાતા" કહેવાય છે અને જોવાની વસ્તુ "જ્ઞેય" કહેવાય છે. સાધારણ રીતે મન અથવા બુદ્ધિનેજ જ્ઞાતા અથવા જાણનાર તરીકે કહેવામાં આવે છે, પરન્તુ વેદાન્ત પ્રમાણે એ મન અથવા એ બુદ્ધિ "જ્ઞાતા" કહેવાવી જોઇએ નહિ, પણ એ તો માત્ર જાણવાનું સાધન અથવા જાણવાની ક્રિયાજ છે. તમે જાણો છો કે જે વસ્તુને જોઈ શકાય છે તેના કરતાં તેનો જોનારો જૂદોજ હોય છે. હવે બુદ્ધિને તો તમે જોઇ શકો છો; જાણી શકો છો; તેના વિષે વિચાર, દલીલ અને નિયમ કરી શકો

છો, અને તેથી કરીને બુદ્ધિ એ તો માત્ર જાણવાની ક્રિયા અથવા સાધનજ છે. એ કાંઈ "જ્ઞાતા" અથવા જાણનાર પોતે નથી. ખરા "જ્ઞાતા" ની તો ધારણ પણ થઈ શકે નહિ; ખરો જ્ઞાતા તો વિચારમાં પણ આવી શકે નહિ. જાણનારાને શી રીતે જાણી શકાય? તમે માનો છો કે ખરો "જ્ઞાતા" કાંતો જાણનારો અથવા તો જણાયલો હોવો જોઈએ; પરંતુ જે પળે તે જણાયલો થાય છે કે તરતજ તે "જ્ઞાન" અર્થાત્ જાણવાની ક્રિયા બની જાય છે. તે વધારે વખત "જ્ઞાતા" રહેતો નથી. જો કે સામાન્ય વાતચીતમાં "જ્ઞાતા" નો સમાવેશ મન, બુદ્ધિ અથવા અંતઃકરણ એવો થાય છે, પરંતુ વેદાન્ત પ્રમાણે તો ખરો "જ્ઞાતા" અગર ખરો જાણનાર સત્ય આત્માજ છે, કે જે અમાપ અને અનંત હોઈ સર્વ પ્રાણી પદાર્થોમાં એક રૂપેજ પ્રકાશે છે. આ સંબંધમાં એક સંસ્કૃત શબ્દ યાદ રાખવાની તમે મહેરબાની કરશો. સંસ્કૃતમાં 'જ્ઞાતા' શબ્દને 'દ્રષ્ટા' કહે છે અને જોવા–જાણવાની વસ્તુને 'દૃશ્ય' કહે છે. સંસ્કૃતમાં ખરો જ્ઞાતા બ્રહ્મ અથવા આત્મા છે. આત્મા શબ્દનો અર્થ અંગ્રેજીમાં શોપનહોરની ઇચ્છાશક્તિ (Will) અથવા હેગલની કઠિન ચિત–શક્તિ અથવા કૈવલ્ય ચેતનાશક્તિ થાય છે. તમે જાણો છો કે હેગલ અને શોપનહોર એક બીજાના પ્રતિસ્પર્ધી છે, તેઓ હમેશાં એક બીજા સામે દુશ્મનાવટ બતાવે છે, પણ વેદાન્ત તેમને એકત્ર કરે છે. વેદાન્ત કહે છે કે શોપનહોરની કૈવલ્ય ઇચ્છાશક્તિ (Will) ખરી રીતે હેગલની કૈવલ્ય ચિતશક્તિજ છે, અને તેથી આ કૈવલ્ય સ્વરૂપ માટે બ્રહ્મ શબ્દ છે. જેનો અર્થ કૈવલ્ય ઇચ્છાશક્તિ, કૈવલ્ય ચિત્ શક્તિ, કૈવલ્ય અસ્તિત્વ અને કૈવલ્ય આનન્દ થાય છે.

એ પ્રમાણે ખરો જ્ઞાતા તો સત્ય આત્માજ છે, અને વ્યાવહારિક જ્ઞાતા, કર્ત્તા અને ભોક્તા તે બુદ્ધિ એટલે અંતઃકરણમાં પ્રકાશતો આત્મા છે.

આ વિષયમાં દ્વૈતવાદીઓ પોતાના તરફથી કઈ દલીલો રજુ કરે છે અને અદ્વૈતવાદીઓ કઈ મુખ્ય દલીલો આગળ કરે છે, એ ઘણો લાંબો વિષય છે, પણ આપણે ટુંકાણમાં તેનું વિવેચન કરીશું. તમારા બર્કલી ઉપર ટીકા કરવાનો આપણને વખત નથી. બર્કલી એ અદ્વૈતવાદીઓમાંનો એક મુખ્ય છે. અરે, કેવી ચપળતાથી તે પોતાનું તત્ત્વજ્ઞાન શરૂ કરે છે; અને જ્યાં સુધી વેદાન્ત ફિલસુફી સાથે એકત્ર રહે છે ત્યાં સુધી તે કેવો ઉંચો ઉડે છે! પણ જે સમયે તે વેદાન્ત ફિલસુફીથી જૂદો પડે છે તે પળથીજ તે ગુંચવણવાળા અને વાંકાચુકા રસ્તામાં પડી જાય છે. ખરેખર આ એક ઘણોજ ચિત્તાકર્ષક વિષય છે. જો 'રામ' ને મહા-વિદ્યાલયના વિદ્યાર્થીઓ અગર અધ્યાપકો આગળ ભાષણ કરવાની તક મળે તો તે વિષય ચર્ચાવો જોઈએ. તેની ફિલસુફીનો છેવટનો ભાગ, તેની ફિલસુફીના મૂળ ભાગથી કેટલો વિરૂદ્ધ છે? તેને ઘણા જીવ માનવાની અને આ જગતને નિયમમાં રાખવાને માટે મૂર્તિમાન ઈશ્વર માનવાની ફરજ પડી છે. તેની ફિલસુફી પ્રમાણે આ દુનિયામાં જીવ (Spirit) સિવાય કોઈ જ્ઞાતા હયાતીમાં નથી; અને તેથી કરીને કેવી વિચિત્રતા તેને દાખલ કરવી પડી છે! વારૂ, એ વિષય આજ આપણે ચર્ચીશું નહિ. અદ્વૈતવાદીઓએ ઘણી દલીલો આગળ ધરી છે, તેમાંની નીચે પ્રમાણે બે ત્રણ મહત્ત્વની છે. પ્રથમ એ છે કે કોઈ પણ વસ્તુ તમે તમારી પોતાની ક્રિયાશક્તિ અર્થાત્ જ્ઞાનશક્તિ સિવાય જોઈ શકશો નહિ. માત્ર જ્ઞાતાની ક્રિયાશક્તિથીજ તમે આ દુનિયામાં હરકોઈ વસ્તુ અથવા બનાવ જોઈ શકો છો અને જાણી શકો છો. ધારો કે તમે કાંઈક લખો છો, તમારૂં મન કલમમાં છે, અને તેજ સમયે તમારી પાસે થઈને એક

સર્પ જાય છે. એ સર્પને તમે જ્યાં સુધી જોતા નથી ત્યાં સુધી તમારી માનસિક સૃષ્ટિમાં એ સર્પ તમારે માટે સર્પ નથી. આ દૃષ્ટાંતને અનુસરીને અદ્વૈતવાદીઓ કહે છે કે જો તમારામાં મનની અગર જ્ઞાતા-દ્રષ્ટાની દેખવાપણારૂપી ક્રિયાશક્તિ નથી હોતી ત્યાં સુધી કશીજ વસ્તુ દેખાતી કે જાણુમાં આવતી નથી. જ્યારે તમે ઉંઘી ગયા હો છો ત્યારે જ્ઞાતા જ્ઞાનમાં અથવા કર્ત્તા ક્રિયામાં હોતો નથી, જેથી તમારી આસપાસ જે અવાજો કરવામાં આવે છે તે તમે સાંભળતા નથી. કેટલાકો એવા છે કે ઉંઘમાં પણ તેમની આંખો ઉઘાડી રહે છે. હવે તેઓની આંખો આગળ બધા પદાર્થો હોય છે અને બધા પદાર્થોનું તેમની કીકી ઉપર પ્રતિબિંબ પણ પડે છે, તે છતાં તે પદાર્થોને તેઓ જોઇ કે જાણી શકતા નથી. અદ્વૈતવાદીઓ કહે છે કે એ સમયે તમારૂં મન ક્રિયા વગરનું છે. જ્ઞાતાનું જ્ઞાન-કર્ત્તાની ક્રિયા ચાલુ નહિ હોવાથી તમે તે પદાર્થો જોઇ શકતા નથી. આ દુનિયામાં કોઇ પણ પદાર્થ માનસિક ક્રિયા વગર તમે જોઈ શકો છો? નહિજ. મનની ક્રિયા વગર આ ટેબલને અગર પેલી ભીંતને હમણાં જોવાનો પ્રયત્ન કરો. 'રામ' ના શબ્દો સાંભળવાનો પ્રયત્ન કરો. કોઇ પણ પદાર્થ જોવાનો પ્રયત્ન કરો. તમે તેમ કરી શકશો? તમારા મનના ઉપયોગ અગર તમારા વિચાર વગર કોઈ પણ વસ્તુ તમે જોઇ શકશો નહિ. આ ઉપરથી અદ્વૈતવાદીઓ કહે છે કે આ જગત વિચાર વગર બીજું કાંઈજ નથી. આ બધું જગત માત્ર તમારા વિચારમાંથી સ્ફૂરેલો આકારજ છે. જગત અસ્તિત્વમાં છે એજ તમે શી રીતે જાણો છો? તમારી ઇન્દ્રિયોથી. પણ ઇન્દ્રિયો પોતે તો એકલી જોઈ શકતીજ નથી. જ્યારે મન ઇન્દ્રિયો સાથે જોડાય છે ત્યારેજ ઇન્દ્રિયો તેને જોઈ શકે છે. બીજા શબ્દોમાં કહીએ તો ઇન્દ્રિયો જોઈ શકતી નથી પણ ઇન્દ્રિયોદ્વારા મનજ જુએ છે. માટે મન અથવા બુદ્ધિજ કર્ત્તા છે એ ખૂબ યાદ રાખવું. મનની ક્રિયા વગર તમે કાંઈજ સાંભળી શકતા નથી, કાંઈજ જોઇ શકતા નથી, કાંઇજ કહી શકતા નથી અને કાંઇજ જાણી કે સમજી શકતા નથી. તેથી અદ્વૈતવાદીઓ કહે છે કે, હે લોકો! તમે કે જેઓ તમારા મનથી આ જગતને ખરૂં, અને આ પદાર્થોને ખરા પદાર્થો માનો છો, તેઓ અરે! તમે પોતાનેજ ભૂલી ન જાઓ. તમે કદિ પણ ભૂલો નહિ કે આ બધા પદાર્થો તમારાજ વિચારમાંથી ઉદ્ભવેલા છે; એટલે કે તમેજ આ પદાર્થોને બનાવનારા છો. અદ્વૈતવાદીઓ આવું કહે છે અને તે ઉપરથી અદ્વૈ-તવાદીઓ કાંઈક વેદાન્તી જેવા જણાય છે. પણ 'રામ' તમને કહે છે કે આ બધા અદ્વૈ-તવાદીઓ બર્કલી, પ્લેટો, હેગલ, કાન્ટ, ફીએ, શેલી અને શોપનહોરમાં વેદાન્તનાં મૂળ-તત્ત્વો છે ખરાં, પણ વેદાન્તની જ્ઞાનશક્તિનો સિદ્ધાન્ત તો આ બધાનીએ પેલે પાર આગળ વધે છે. આ લોકોને એક બીજાની સાથે લડાઇ છે, તેઓ વાક્ચાતુરી અને તકરાર કરે છે; પણ વેદાન્ત-ફિલસુફી આ દરેકનું અને બધાનું સમ્મિલન કરે છે. આ લોકો પોતાના અહંભાવને-હુંપદને મોટાઈ આપે છે અને તે વિષે ઘણું કહે છે; પણ વેદાન્ત તેને દેવ તરીકે ગણતું નથી અને મહાનપદ આપતું નથી. આપણે તો સત્યને તેની પોતાની ખાતરજ સ્વીકારવાનું છે.

અદ્વૈતવાદીઓ બીજી દલીલ એ કરે છે કે આ દુનિયા જેને લોકો સાધારણ રીતે ખરી કહે છે તેને તેવી ગણવી જોઈએ નહિ; કારણ કે દુનિયા માત્ર ઇન્દ્રિયોથીજ દેખાય છે અને તે આપણને જે રૂપે દેખાય છે તે રૂપે તેને ખરી કહેવામાં આપણે ઇન્દ્રિયો ઉપરજ આધાર રાખવો પડે છે. હવે ઇન્દ્રિયો એ કાંઇ ભરોસાપાત્ર પૂરાવો નથી, તેમ તે કાંઇ વિશ્વાસપાત્ર સાક્ષીઓ

તરીકે પણ નથી. આંખનોજ દાખલો દૃષ્ટાન્ત તરીકે લ્યો. કીડીની આંખો મનુષ્યની આંખો કરતાં જૂદીજ રીતે જુએ છે. વળી મનુષ્યની આંખે જે દેખાય છે તેના કરતાં હાથીની આંખે પદાર્થ ઘણો મોટો દેખાય છે. દેડકાની આંખે પાણીમાં વસ્તુઓ સાફ દેખાય છે અને હવામાંની આ બધી વસ્તુઓ અસ્પષ્ટ, ઝાંખી અને એક જાતના ધૂમસથી ઢંકાયલી જણાય છે. હવે કોની આંખો ઉપર આપણે ભરોસો રાખવો ? મનુષ્યની આંખ ઉપર કે કીડીની આંખ ઉપર ? જો બહુ મત પ્રમાણે નિર્ણય કરવામાં આવે તો કીડીઓ પણ કાંઈ થોડી સંખ્યામાં નથી; તેઓની સંખ્યા વધારે છે. વળી જો તમારી આંખોને સૂક્ષ્મદર્શક યંત્રના ધોરણ ઉપર બતાવવામાં આવે અને જો આંખની કીકીમાં પુતળીઓ જૂદી રીતે ગોઠવવામાં આવે તો તમને પણ આ દુનિયા છેક જૂદીજ દેખાય. જો આંખની કીકીઓ દૂરબીનના ધોરણ ઉપર ગોઠવવામાં આવે તોપણ બધી દુનિયા તદ્દન બદલાઈ જાય. 'લુક ઍન્ડ લાફ' અથવા "હાસ્યજનક કાચ" નામનું રમકડું કે જે બાહ્ય ગોળ કાચના બે કડકાનું બનેલું હોય છે તે તમે જોયુંજ હશે. જો તમે તેમાંથી જુઓ તો આ દુનિયાના બધા પદાર્થો રમુજી અને હાસ્યાસ્પદ દેખાશે. ઘણો સુન્દર ચ્હેરો પણ એ હાસ્યજનક કાચમાંથી જોયો હોય તો એટલો તો લાંબો થઈ ગએલો જણાશે કે હડપચી જમીનને અડકે અને માથું શનિના ગ્રહને અડકે! જો તમે બીજી રીતે એમાંથી જુઓ તો ચ્હેરાની લંબાઇ તેની તેજ રહેશે, પણ એક કાન ઇસ્ટ ઇન્ડિયા તરફ અને બીજો ચીન તરફ દેખાશે. હવે આ ધોરણ પ્રમાણે જો આંખો ગોઠવાયલી હોય તો દુનિયા હાલના કરતાં કેટલી બધી જૂદા પ્રકારની દેખાય ? અને એજ પ્રમાણે કાન અને બીજી ઇન્દ્રિયોનો દાખલો પણ છે. જો જ્ઞાનતંતુઓ અને સ્નાયુ બીજી રીતે ગોઠવાયલાં હોય તો આખી દુનિયા જૂદી અને બદલાયલી દેખાશે. કદાચ તમે કહેશો કે જ્ઞાનતંતુઓ અને બીજી ઇન્દ્રિયોના ફેરફારથી દેખાવમાં ભલે ફેર પડે, પણ દુનિયા પોતે તો જેવી છે તેવીજ રહેવાની ને ? પણ તેમ નથી. વિકાસનો નિયમ કહે છે કે તેમાં ફેરફાર થયાંજ કરે છે. જેથી અદ્વૈતવાદીઓ કહે છે કે દુનિયા અત્યારે આપણને દેખાય છે તેવી નથી. તેઓ કહે છે કે જે દુનિયા આપણને દેખાય છે તે ખોટી છે; મિથ્યા છે, ભ્રમણા છે, મૃગજળ જેવી છે. પોતાની તરફેણમાં તેઓની પાસે બીજી પણ ઘણી દલીલો છે, પણ જો આપણે તેની વિગતમાં ઉતરીએ તો ફક્ત અદ્વૈતવાદજ ઘણી રાત્રિઓ લે.

હવે આપણે દ્વૈતવાદ તરફ વળીશું. દ્વૈતવાદીઓ કહે છે કે અરે અદ્વૈતવાદીઓ ! તમે તદ્દન ખોટા છો. જો તમારૂં કહેવું ખરૂં હોય કે દરેક વસ્તુ જે આપણે જોઇએ છીએ, તે માત્ર આપણી પોતાની ધારણા–કલ્પનાજ હોય તો મહેરબાની કરીને જ્યાં ભીંત છે ત્યાં એ કલ્પનાવડે ઘોડો ઉત્પન્ન કરો; પેલી ભીંતને ઘોડોજ બનવા દો ! અરે અદ્વૈતવાદીઓ ! જો આ આખી દુનિયા માત્ર આ નાના સરખા કર્ત્તાની મનોકલ્પના રૂપજ હોય તો આ રૂમાલનો સિંહ બનાવી દો ! અગર આ પેન્સિલનું મોટું ઘર બનાવી દો !! તેઓ કહે છે કે અરે અદ્વૈતવાદીઓ ! તમે કદિ ખરા થઇ શકશોજ નહિ. આ દુનિયા સત્યજ છે. ભીંત એ ભીંતજ છે, અને તેથીજ તમારી ઇન્દ્રિયો ઉપર હમ્મેશાં ભીંતના સંસ્કાર પડે છે. ભીંતને બદલે આવતી કાલે તમને ઘોડો કદિ પણ દેખાશે નહિ.

દ્વૈતવાદીઓની આ દલીલોના જવાબ અદ્વૈતવાદીઓએ આપેલા છે. તેઓ કહે છે કે તમે તમારી કલ્પનાથી ગમે તે વસ્તુ બનાવી શકો છો. જ્યારે જીવ ( Spirit ) સંબંધી તમે વિચાર કરો છો, ત્યારે આપણને જીવજ દેખાય છે. જ્યારે આપણે કાંઈ ધારવું શરૂ કરીએ

છીએ ત્યારે તે ધારણા પાર પડે છે. શું આપણે સ્વપ્નમાં વસ્તુઓ નથી બનાવતા ? એ અવસ્થામાં આપણી ધારણા એ વસ્તુઓને ખરીજ ગણે છે. આ વિષય ઉપર દ્વૈતવાદીઓ તરફના જવાબો પણ છે, પરન્તુ આપણે આ સવાલ-જવાબની વિગતમાં ઉંડા ઉતરીશું નહિ.

વેદાન્ત જગતને આ પ્રમાણે જ્યારે પોતાની કલ્પના અથવા પોતાની રચના ગણે છે, ત્યારે તમે વેદાન્તને અદ્વૈતવાદ કહી શકતા નથી. ‘ રામ ’ના મુખમાંથી નીકળતા આ શબ્દો તમને ઘણા અજાયબ જેવા લાગશે, છતાં સમજાવવાને ખાતર એજ શબ્દો ફરી ફરીથી કહેવાશે. યૂરોપ અને અમેરિકામાં લોકો ધારે છે કે વેદાન્ત એ એક જાતનો અદ્વૈતવાદ છે. યૂરોપીઅનોના હાથે લખાએલા લગભગ તમામ ગ્રંથો જે ‘ રામ ’ ના વાંચવામાં આવ્યા છે તે બધા વેદાન્તને અદ્વૈતવાદ તરીકેજ બતાવે છે; પણ ‘ રામ ’ તમને કહે છે કે આ લોકો વેદાન્તને બરાબર સમજ્યાજ નથી. બર્કલી અને પ્લેટોના અદ્વૈતવાદના જેવો વેદાન્તનો અદ્વૈતવાદ નથી, પણ તે ઘણા ઉંચા પ્રકારનો અને શ્રેષ્ઠ છે.

અદ્વૈતવાદીઓ આવા મોટા જગતને નાના સરખા જીવરૂપ દ્રષ્ટા અથવા જ્ઞાતા ઉપર અથવા તો તે જીવની નાની સરખી જ્ઞાનશક્તિ કે દર્શનશક્તિના આધાર ઉપર રાખે છે; પણ વેદાન્તી જ્યારે એમ કહે છે કે “ આ જગત માત્ર મારીજ કલ્પના છે, ” ત્યારે તેનો અર્થ એમ નથી કે “ જગત ” એ નાના સરખા જીવ અથવા તેના નાના સરખા મનની કલ્પના છે. બર્કલીએ સ્વપ્ન નાના કર્ત્તાનું બનાવેલું છે એમ કહેવામાં ઘણી મોટી ભૂલ કરી છે. એ ભૂલ તે એ કે **સ્વપ્નના કર્ત્તા અથવા જ્ઞાતાને** જાગૃતના કર્ત્તા સાથે એકજ ગણ્યો. જ્યારે ખરૂં જોતાં સ્વપ્નનો કર્ત્તા તે જાગૃતના કર્ત્તા કરતાં જૂદોજ છે. સ્વપ્નનો કર્ત્તા સ્વપ્નની કલ્પના અથવા ક્રિયાશક્તિ જેવો છે અને જાગૃતનો કર્ત્તા જાગૃતની કલ્પના અથવા ક્રિયાશક્તિ જેવો છે. જેથી બર્કલીએ જાગૃતાવસ્થાના કર્ત્તાને સ્વપ્નાવસ્થાના કર્ત્તા જેવો ગણ્યો એ ભૂલ કરી છે. ખરી વાત એ છે કે જગત જાગૃતાવસ્થાના અથવા સ્વપ્નાવસ્થાના કર્ત્તાનું બનાવેલું નથી, પણ એ તો મારૂં પોતાનું-સાચા ઈશ્વરનું-સાચા આત્માનું બનાવેલું છે.

હવે આપણે વેદાન્ત પ્રમાણેના જ્ઞાનશક્તિના સિદ્ધાન્ત ઉપર આવીએ છીએ.

વેદાન્ત અદ્વૈતવાદીઓને કહે છે કે “અરે અદ્વૈતવાદીઓ ! આ જગતનાં બધાં નામ અને રૂપ, જગતના પદાર્થોની આ બધી ઉપાધિઓ અને ગુણો, કર્ત્તાની ક્રિયા વિના થઇ શકે નહિ, એમ કહેવામાં તમે ખરા છો. ” હું અહીં ફરીથી પણ કહીશ કે આ વિષય ઘણો ગહન છે, અને તમારે બારિકાઇથી તેને સમજવો જોઇએ. વેદાન્ત અદ્વૈતવાદીઓને કહે છે કે, “ કર્ત્તાની કૃતિ વગર આ દુનિયાનાં નામ અને રૂપો થતાં નથી, એમ કહેવામાં તમે ખરા છો.” પદાર્થોના ગુણ, ઉપાધિ અને પ્રકૃતિ એ બધું કર્ત્તાની ક્રિયાશક્તિ અથવા મન અને બુદ્ધિ ઉપરજ આધાર રાખે છે, એટલા સુધી તમે ખરા છો; પણ આ નાના કર્ત્તાની બહાર-આ નાના મનની બહાર-તેનાથી પર બીજું કાંઇ નથી, એમ કહેવામાં તમે ખરા નથી. દ્વૈતવાદીઓને વેદાન્ત કહે છે કે કોઇ પણ બહારના સત્યની ક્રિયા દ્રષ્ટિથી આ દ્રશ્ય-જગત દેખાતું નથી; એમ કહેવામાં તમે ખરાજ છો.

દ્વૈતવાદીઓ કહે છે કે “ આ દ્રશ્ય જગત આપણી ઇન્દ્રિઓ ઉપર કોઇ બહારની ક્રિયા થવાને લીધે દેખાય છે, અને એ દેખાતા **પદાર્થો** ઇન્દ્રિયો ઉપર સત્તા ચલાવે છે, તેથીજ આપણે તે પદાર્થો જોઇએ છીએ. ” વેદાન્ત કહે છે કે ખરેખર બહારની કોઇ પણ ક્રિયા વિના આપણે કોઇ વસ્તુ જોઇ શકતા નથી, એટલે સુધી દ્વૈતવાદ ખરો છે; પણ જ્યારે

વેદાન્ત એમ કહે છે કે આપણને દેખાતા સર્વ પદાર્થો કર્ત્તાની માત્ર બહારનીજ ક્રિયાથી દેખાય છે, ત્યારે વેદાન્ત પ્રમાણે દ્વૈતવાદ ખોટો છે. હવે એ વિષયનું વધારે સ્પષ્ટીકરણ કરાય છે. આ દુનિયામાંનો કોઇ પણ કર્ત્તા અગર કાર્ય લ્યો; આ પેન્સિલ લ્યોઃ આ પેન્સિલનો રંગ શાથી છે? તમે કહેશો કે તે કર્ત્તાની ક્રિયા સાથે બહારની પ્રતિક્રિયા મળીને થયો છે. જો તમારી આંખો રંગ દેખાય તેવી નહિ હશે તો પેન્સિલનો આ રંગ તમે જોઇ શકશો નહિ. પેન્સિલનો રંગ એ તેની ઉપરનો ગુણ અથવા ઉપાધિ છે, અને તે બદલાઇ શકે તેવો છે. વળી પેન્સિલના વજનની બાબત લેશો તો તે પણ બદલાઈ શકે તેવું છે. જો આપણી આંખોમાં કમળો થયો હોય તો પેન્સિલનો રંગ આપણે જૂદો દેખીએ છીએ; તેમજ જો આપણે પેન્સિલને અહીં ન જોખીએ, પણ આકાશમાં વધારે ઉંચાઇ ઉપર લઈ જઇને અથવા ચંદ્રની સમીપમાં કે કાંતો ઘણી નીચાઈએ લઇ જઈને જોખીએ, તો તેનું વજન જૂદુંજ માલૂમ પડશે. તમે જાણો છો કે હવાફેરને લીધે ઘણી વસ્તુઓના વજનમાં લંડન કરતાં હિન્દુસ્તાનમાં કેટલોક ફેર પડી જાય છે. આ પ્રમાણે વજન તેમ જ રંગ બન્ને બદલાય તેવાં છે.

તમે જાણો છો કે એનું એજ પાણી જ્યારે તમે શિયાળામાં તેને અડકો છો ત્યારે ગરમ જણાય છે, અને તેજ ઝરાનું તેજ પાણી ઉન્હાળામાં ઠંડુ જણાય છે. એમ શા માટે થાય છે? અવલોકન કરનાર અથવા જોનારના શરીરની ઉષ્ણતાનું પ્રમાણ ( temperature ) એ બંને સમયે જૂદું હોય છે. આ પ્રમાણે પાણીની ગરમી બન્ને સમયે એક સરખીજ હોય છે, છતાં આપણા હાથની ઉષ્ણતાના તફાવતને લીધેજ પાણીની ગરમીમાં ફેરફાર જણાય છે. એ પ્રમાણેજ જાણનારના પોતાના ગુણોમાં ફેરફાર થવાથી જાણવાની વસ્તુઓ–જ્ઞેય પદાર્થોના–ગુણોમાં ફેરફાર થયો હોય તેમ ભાસે છે.

હવે આ પેન્સિલ શાની બનેલી છે? બર્કલી અને બીજાઓના મત પ્રમાણે આ પેન્સિલ ઘણી ઉપાધિઓ અને ગુણોના સમૂહ સિવાય બીજું કશું નથી. આ ગુણો તેમાંથી લઈ લ્યો એટલે કશુંજ બાકી રહેશે નહિ. કાન્ટના મત પ્રમાણે વસ્તુ પોતેજ પોતાની પાછળ રહેલી છે. પ્લેટોના-મત પ્રમાણે જોવાની વસ્તુ એ જોનારના પોતાના વિચારરૂપજ છે, અને વસ્તુ અથવા વિચાર જોનારમાં પોતાનામાંજ રહે છે, અને જાણનારને પોતાના અંતઃકરણમાં રહેલી જાણવાની ક્રિયારૂપ વૃત્તિને લીધેજ પદાર્થોના ગુણો જણાય છે.

પરંતુ અમે કહીએ છીએ કે જાણનારની વૃત્તિરૂપ પ્રતિક્રિયાથી આ જે ગુણો પદાર્થમાં આરોપાયા તે પહેલાં પણ કંઇક સત્યતત્ત્વ તે પદાર્થમાં–જાણવાની વસ્તુમાં–હતું જ. હવે આ બાબત વધારે સ્પષ્ટ કરવામાં આવશે અને જો 'રામ'ને તમે ફરીથી પૂછશો તો તે ફરીથી પણ કહેશે. વેદાન્ત કહે છે કે આ બધા ગુણો પેન્સિલમાં તેના જાણનારની જાણવાની ક્રિયા અથવા વૃત્તિને લીધે જ છે એ ખરૂં છે, પણ એ **ક્રિયા અથવા વૃત્તિ** શાથી ગતિમાં મૂકાઈ? જ્ઞાતાની જાણવાની ક્રિયાને–વૃત્તિને કોણે ગતિમાં મૂકી ? આ એક સવાલ છે. જેનો ઉત્તર એ જ હોઇ શકે કે, એ ક્રિયાને ગતિ આપનારૂં બીજું કંઇક સત્યતત્ત્વ હોવું જ જોઇએ, કે જે તત્ત્વને લીધે જ્ઞાતા ઉપર અસર થઇ અને જ્ઞાતાની પ્રતિક્રિયા અથવા જાણવાની ક્રિયા ગતિમાં મૂકાઈ તથા એ પ્રમાણે જ્ઞાતાની જાણવાની ક્રિયા જ્યારે ગતિમાન થઈ ત્યારેજ આ ગુણો કે જે જાણનારમાં પ્રથમથીજ સૂક્ષ્મરૂપે એકત્ર રહેલા હતા તે ઉદ્‌ભવ્યા. આપણે એમ તો નજ કહી શકીએ કે જાણનારે જાણવાની ક્રિયા કરી તે પહેલાં આ ગુણો પોતેજ મન ઉપર અસર કરતા હતા અને તેથી અંતઃકરણની વૃત્તિરૂપ ક્રિયા અથવા પ્રતિક્રિયાને

ગતિ મળી. આપણે એમ કહી શકીએ નહિ કે આ ગુણો મનની ક્રિયા અથવા પ્રતિક્રિયા પછી દેખાયા.

આ પ્રમાણે જોતાં બહાર કાંઈક પદાર્થ હોવોજ જોઇયે. પેન્સિલમાં કાંઈક સત્ય વસ્તુ હોવીજ જોઇએ કે જેની અસર આપણી આંખને થઇ; જ્યારે અવાજ સંભળાયો ત્યારે તે વસ્તુની અસર આપણા કાનને થઇ; જ્યારે આપણી જીભને એ વસ્તુ અડી ત્યારે સ્વાદેંદ્રિય ઉપર અસર થઇ; અને જ્યારે તે વસ્તુ ત્વચાને અડી ત્યારે તેની અસર સ્પર્શેન્દ્રિયને થઇ. આ પ્રમાણે બહાર કાંઇક પદાર્થ હોવોજ જોઇએ કે જેની અસર આપણી આંખો, કાન અને નાક ઉપર થાય છે. આ પેન્સિલ તમે ખાશો તો તેથી તમારી તન્દુરસ્તી બગડશેજ, અને તેમ છે તો પછી તમે શી રીતે કહી શકો કે બહાર કાંઈજ સત્ય નથી? કાંઈક સત્ય બહાર પણ છે, અને જ્યારે આ સત્ય માણસની ઈંદ્રિયો ઉપર અસર કરે છે ત્યારે માણસના અંતઃકરણને ઇંદ્રિયો ખબર આપે છે, અને તેથી અંતઃકરણ પ્રતિક્રિયા કરે છે ત્યારે વસ્તુની ઉપાધિ અને ગુણો ઉદ્ભવીને દેખાય છે. એનું દૃષ્ટાંત આ પ્રમાણે છેઃ આ એક હાથ છે અને આ બીજો હાથ છે. આ એક હાથ એકલો ( તાળોટો વગાડી ) અવાજ કરી શકતો નથી. અવાજ તો બે હાથવડે થાય તોજ સંભળાય છે. અહીં એક બાજુ ક્રિયા હતી અને બીજી બાજુ પ્રતિક્રિયા હતી અને તેનું પરિણામ અવાજ હતો. આ સારંગીનો તાર છે. તેને તમે આંગળીથી અડકો તો તેમાંથી સૂર નિકળશે. તમારી આંગળીએ ક્રિયા કરી અને તેથી કરીને તારમાંથી પ્રતિક્રિયા થઇ; અથવા તો તમે એમ કહેશો કે પ્રથમ તારમાંથી ક્રિયા થઈ અને પછી તમારી આંગળીએ પ્રતિક્રિયા કરી અને ત્યારેજ સૂર સંભળાયો. જળાશયમાં એક મોજું એક બાજુથી આવ્યું અને બીજું મોજું બીજી બાજુથી આવ્યું; એ બન્ને મોજાં અથડાયાં. આ બન્ને મોજાંના અથડાવાથી ફીણ ઉત્પન્ન થયું. બન્નેની ક્રિયા અને પ્રતિક્રિયાએ મળીને ફીણને ઉત્પન્ન કર્યું. આ દીવાસળી છે અને આ તેને ઘસવાનો રેતીવાળો કાગળ છે. એ રેતીવાળા કાગળ ઉપર દીવાસળી ઘસો, અર્થાત્ બન્ને બાજુથી ક્રિયા અને પ્રતિક્રિયા થવા દો એટલે જ્યોતિ પ્રકટશે. આ વિજળીનો પૉઝિટિવ પોલ છે અને આ બીજો નૅગેટિવ પોલ છે. જો તે બન્ને એકઠા થાય તો બિજળીના તણખા ઉડતા આપણે જોઇએ છીએ. બન્ને બાજુની ક્રિયા અને પ્રતિક્રિયાથીજ દેખાવ નજરે પડે છે.

તેથી વેદાન્ત પ્રમાણે તમારી બુદ્ધિમાં એક સ્વતઃસિદ્ધ વસ્તુ રહેલી છે, જેને આપણે આત્મન્ અથવા હુંપણું-પોતાપણું કહેવું જોઇએ. આ ખરૂં હુંપણું તમારી બુદ્ધિમાં રહેલું છે. જગતના દરેક પ્રાણી પદાર્થમાં પણ વસ્તુતઃ તેના પોતાપણારૂપી સત્ય રહેલું છે. આ પેન્સિલમાં એ સત્ય વસ્તુ તેના પોતાપણારૂપે રહેલી છે; બધા ગુણ અથવા ઉપાધિઓથી પર એવી તે વસ્તુ-તે સત્ય દરેક પદાર્થમાં તેના પોતાપણારૂપે વ્યાપી રહેલું છે, અને તેજ સત્ય તમારી બુદ્ધિમાં પણ વ્યાપી રહેલું છે. પેન્સિલમાં રહેલું એ સત્ય અને જાણનાર "જ્ઞાતા" ની બુદ્ધિમાં રહેલું સત્ય, એ બંને સત્યો, એ બીજું કશુંજ નહિ પણ એકજ સર્વ વ્યાપક સત્યના બે હાથ જેવાંજ છે. બે હાથની પેઠે એમાંનું જે પણ એક સત્ય પ્રથમ ગતિમાન થાય છે તે બીજાની સાથે અથડાતાં પ્રત્યાઘાત થાય છે; અને તે વખતે પેન્સિલના સંસ્કાર અંતઃકરણમાં દૃઢ થઈ રહેલા હોવાથી જેમ સામાસામી બે મોજાં અથડાઇને ફીણ ઉત્પન્ન કરે છે તે પ્રમાણે પદાર્થો દેખાય છે, અને તેના ગુણ ઉત્પન્ન થાય છે. તમે એમ

કહી શકો કે પૉઝિટિવ પોલ બુદ્ધિદ્વારા અને નૅગેટિવ પોલ પેન્સિલદ્વારા એક બીજાની પાસે આવવાથી રૂપ ઉત્પન્ન થાય છે; તેજ પ્રમાણે આ જગતના દેખાવ, ઉપાધિ અને ગુણ આપણે જોઇએ છીએ. વેદાન્તની ભાષામાં દ્રષ્ટા અને દૃશ્ય જે પળે ભેગાં થાય છે તેજ પળે પદાર્થને આપણે જોઇએ છીએ. જેથી ખરૂં જોતાં પદાર્થોની પ્રતીતિ થવી એ માત્ર બે મોજાંના અથડાટથી ઉપજેલા ફીણ જેવી હોઈ વસ્તુતઃ સત્ય તો, એ દ્રષ્ટા અને દૃશ્યરૂપે એક અભિન્ન કૈવલ્ય સત્ય તત્ત્વજ છે. જેમ પેન્સિલમાં આત્મા અથવા સત્ય પોતાપણું છે તેમ બુદ્ધિમાં પણ આત્મા અથવા સત્ય પોતાપણું રહેલું છે, અને પ્રતીત થતું જગત અથવા તેના પદાર્થો તો એ બન્ને કહેવા માત્રનાં જૂદાં પોતાપણાંઓ વચ્ચેની ક્રિયા અને પ્રતિક્રિયાવડે ઉત્પન્ન થતાં કહેવા માત્રનાં રૂપોજ છે, જેમ ફીણ પણ માત્ર પાણીજ છે તેમ એ રૂપો પણ સત્ય તત્ત્વરૂપજ છે.

અદ્વૈતવાદીઓ જે કહે છે કે કર્ત્તાની ક્રિયા વગર કોઇ વસ્તુ દેખાતી નથી, એ વાત ઉપર પ્રમાણે જોતાં ખરી છે; પરંતુ માત્ર " કર્ત્તાની ક્રિયા પોતેજ રૂપને ઉત્પન્ન કરે છે " એમ કહેવામાંજ તેઓ ખોટા છે; કારણ કે તેમ કહેવામાં તેઓ વિજ્ઞાનશાસ્ત્રના એક ઘણા ગહન નિયમનો ભંગ કરે છે. વિજ્ઞાનશાસ્ત્રનો નિયમ એવો છે કે દરેક ક્રિયાને અથવા આઘાતને પોતાના બળ જેટલીજ પ્રતિક્રિયા અથવા પ્રત્યાઘાત હોવાં જોઈએ. કોઇ પણ કર્મ અને ક્રિયા તેના જેટલીજ પ્રતિક્રિયા વગર થઇ શકે નહિ. જ્યારે અદ્વૈતવાદીઓ કહે છે કે કર્ત્તાની ક્રિયાથીજ માત્ર આ બધું જગત ઉત્પન્ન થયું છે ત્યારે તેઓ એ સત્યની અવગણના કરે છે કે ક્રિયા જેટલીજ પ્રતિક્રિયા કોઈ જગ્યાએ થયા વગર કર્મ બની શકેજ નહિ. દ્વૈતવાદીઓ કહે છે એ પણ ખરી વાત છે કે આ જગતમાં પોતામાંજ સત્યતા રહેલી છે. છતાં આ જગત ફક્ત કર્ત્તાને આધારેજ છે એમ કહેવું જોઇએ નહિ. " આ જગતમાં પોતામાં કાંઇ સત્યતા છે, " અહીં સુધીજ દ્વૈતવાદીઓ ખરા છે, પણ જ્યારે તેઓ કહે છે કે જગતના દેખાવો પોતે પોતાવડેજ–સ્વતઃ સિદ્ધ સત્ય છે, અને તેનો આધાર ( અધિષ્ઠાન ) બીજું કંઇ નથી પણ તે પોતેજ પોતાના આધારરૂપ છે, ત્યારે તેઓ ખોટા છે. કારણ કે જગતનું રૂપ, જગતની વિચિત્રતા અને જગતના પદાર્થોના ગુણ એ સર્વ, કર્ત્તામાં રહેલા સત્ય ચૈતન્યની ક્રિયા ઉપર તેમજ પદાર્થમાં રહેલા સત્ય ચૈતન્યની પ્રતિક્રિયા ઉપર–બંને ઉપર એક સરખો આધાર રાખે છે.

અહીં એક મોટો વાંધો આવે છે. તમે ક્રિયા અને પ્રતિક્રિયાની વાત કરો છો પણ અનંતતામાં ક્રિયા અને પ્રતિક્રિયા શી રીતે થઈ શકે ? વારૂ, માત્ર એ ક્રિયા અને પ્રતિક્રિયાને સમજાવવાના હેતુથી જેમ બીજાઓ ભાષાનો ઉપયોગ કરે છે તેમ આપણે પણ કરીએ. બુદ્ધિ સાથે ઓતપ્રોત રહેલી તેમજ પદાર્થ સાથે ઓતપ્રોત રહેલી કૈવલ્ય ઇચ્છાશક્તિ અથવા કૈવલ્યશક્તિ વિષે જ્યારે આપણે વિવેચન કરીએ છીએ ત્યારે એ ક્રિયા અને પ્રતિક્રિયાનીજ આપણે વાત કરીએ છીએ એમ સમજવાનું છે. તે કૈવલ્ય અસ્તિત્વ આ પદાર્થમાં ઓતપ્રોત રહેલું છે. તે કૈવલ્ય અસ્તિત્વજ જ્ઞાતામાં રહેલા કૈવલ્ય અસ્તિત્વ સાથે ક્રિયા અગર પ્રતિક્રિયામાં આવે છે, અને શિર, મગજ તથા બુદ્ધિનું અનુયોગી–અર્થાત્ તે સર્વને સત્તાસ્ફુર્તિ આપનારૂં થાય છે. આ બાબત નીચલા દૃષ્ટાંતથી સમજાશે.

આ વાસણમાં આકાશ છે અને બીજા વાસણમાં પણ આકાશ છે. ખરી રીતે બન્નેમાં આકાશ તો એકજ છે, પણ તમે તે વાસણમાં દેખાનારા અને બીજા વાસણમાં દેખાનારા

આકાશને જૂદું જૂદુંજ કહેશો. છતાં પણ ખરી રીતે તો એ આકાશના ભાગ કે કકડા થયેલા હોતા નથીજ. એ આકાશ અવિભક્તજ રહે છે. આકાશ કંઇ એવી વસ્તુ નથી કે તમે આ રૂમાલ સાથે વર્તો છો તેમ તેની સાથે વર્તી શકો. આકાશ તો એક અવિભક્તજ વસ્તુ છે. એ આકાશમાં ભાગ પાડવાનો તર્ક પણ થઈ શકે એમ નથી. કૅન્ટના કહેવા પ્રમાણે આકાશ કર્ત્તા અને કર્મવાળું છે એટલે તેને ભાગી શકાય અથવા કાપી શકાય તેમ નથી. તેજ પ્રમાણે એ સત્ય આત્મા, સત્યતત્ત્વ અથવા કૈવલ્યઅનંતતત્ત્વના પણ ભાગ પડી શકતા નથી કે તેને કાપી શકાતું નથી. જ્યારે એ તત્ત્વને આ જગતમાં પદાર્થોની સાથે સંબંધવાળું ગણીએ ત્યારે બુદ્ધિ સાથે અથવા પદાર્થ સાથે તેનું સંમ્મિલન થએલું કહેવામાં પણ આપણે ખરાજ છીએ. હવે ક્રિયા અને પ્રતિક્રિયા તરીકે તેજ સત્યતત્ત્વ બુદ્ધિ અને પદાર્થ સાથે સમ્મિલિત થએલું છે. દાખલા તરીકે આ હાથને પેલી ખુરશીની સાથે સંબંધમાં લાવીએ તો હાથનું આકાશ તે એ વસ્તુના આકાશની પાસે આવે છે અને બન્ને આકાશ એકત્ર થઇ જાય છે. હવે હાથમાંનું આકાશ તે એ વસ્તુના આકાશના જેવુંજ થાય છે; જો કે મૂળમાં પણ તે એકજ હતું પણ હવે તમારી આંખવડે પણ હાથનું આકાશ વસ્તુના આકાશ જેવુંજ દેખાય છે.

આ પ્રમાણે વેદાન્ત કહે છે કે કૈવલ્ય સત્યતા કર્ત્તામાં રહેલી છે, અને જ્યારે તે કાર્યમાં રહેલી સત્યતાની સાથે એક થઈ જાય છે ત્યારે કર્ત્તા અને કાર્ય એકત્ર થાય છે.

એ ક્રિયા અને પ્રતિક્રિયા ખરૂં કહેતાં તો આત્મામાં થતી નથી, પણ જ્યારે મર્યાદિત રીતે કહીએ તો તે આત્મામાં થાય છે. જુઓ, એક બાજુથી પાણીનું એક મોજું આવે છે અને બીજી બાજુથી બીજું આવે છે. જેમ એક મોજું પાણીરૂપ છે તેવુંજ બીજું મોજું પણ પાણીરૂપજ છે અને વળી જ્યારે એ મોજાં અથડાય છે ત્યારે પણ તે પાણીરૂપજ રહે છે. તેમાં કાંઇ ફેરફાર થતો નથી, અને તોપણ મોજાં વચ્ચે ક્રિયા અને પ્રતિક્રિયા થાય છે. અહીં મોજાં તરીકે મર્યાદિત ગણેલું પાણી બીજા મોજાં તરીકે મર્યાદિત ગણેલા પાણી સાથે સંબંધમાં આવે છે અને અથડાય છે. આ અથડાવાથી ફીણરૂપ દેખાવ થાય છે. તેજ પ્રમાણે બુદ્ધિથી મર્યાદિત કરેલી કૈવલ્ય સત્યતા જ્યારે પદાર્થોથી મર્યાદિત કરેલી કૈવલ્ય સત્યતા સાથે અથડાય છે ત્યારે આ જગતની ઉપાધિ, પ્રકૃતિ અને ગુણના દેખાવ દેખાય છે. જે પ્રમાણે એક હાથ કે જેનામાં બીજા હાથ જેટલીજ શક્તિ છે તે બીજા હાથ જોડે અથડાય છે ત્યારેજ અવાજ ઉત્પન્ન થઇ સંભળાય છે, તેજ પ્રમાણે આ જગતરૂપી દૃશ્ય ઉત્પન્ન થઇ સંભળાય છે.

કૈવલ્ય સત્યતા તો જ્ઞાતાની બુદ્ધિમાં તેમજ જગતના પદાર્થમાં એકજ છે; પણ જ્યારે બુદ્ધિ અથવા કર્ત્તા, કાર્ય સાથે સંબંધમાં આવે છે, ત્યારે આત્મા કે જે તે બન્નેના અધિષ્ઠાન–આધારરૂપે રહેલો છે તે બન્નેમાં જૂદા જેવો દેખાય છે. એ બન્ને વસ્તુઓ દરેક મનુષ્યથી જોઇ શકાય તેવી અને પારદર્શક નથી; નહિ તો તરતજ સમજી શકાય કે આ જગતના બધા પદાર્થોની પાછળ–તેના આધારરૂપ એકજ અદ્વૈત શક્તિ રહેલી છે. આ કલમ છે: આ કલમ ઉપાધિ, ગુણ અને તેના આધારરૂપ અદ્વૈત શક્તિની બનેલી છે. તમે જાણો છો કે આ અન્દર રહેલી અદ્વૈત શક્તિની હયાતી માનવાને ઘણાં સારાં કારણો છે. કારણ કે બુદ્ધિ ઉપર ક્રિયા થઈને તેમાંથી પાછી પ્રતિક્રિયા થઇ ગુણ ઉત્પન્ન થયા સિવાય આ ગુણો પોતાની મેળે ઉત્પન્ન થઈ શકતા નથી. આ એક કલમ છે. તે અમુક ગુણની બનેલી છે. જેને આપણે કય

(Q) કહીશું અને તેનામાં રહેલી સત્યતાને આપણે ઍકસ (X) કહીશું. એ કલમ જે ગુણોની બનેલી છે તે ગુણોની બરાબરજ છે. પેલું એક ટેબલ છે. ટેબલને બનાવવાને જે ગુણોની જરૂર છે તેની બરાબરજ એ ટેબલ છે. ક્યૂ ટી+ઍકસ, કૈવલ્ય અદ્વૈત શક્તિ. અહીં તમે સવાલ કરશો કે પ્રથમ ઍકસના જેવોજ આ ઍકસને કેમ ધારો છો? સવાલ ઉત્પન્ન થાય છે કે આ કલમની અંદર રહેલા ગુણો ટેબલની અંદર રહેલા ગુણોથી કાંઈક જૂદા હશે. તમે જાણો છો કે સવાલ આવો છે કે કલમના ગુણો ઉદ્‌ભવ્યા તે પહેલાં કાંઇક સત્યતાએ આપણી ઇન્દ્રિયો ઉપર અસર કરી હશે; અને આ ટેબલ જેથી બન્યું છે તે ગુણો આપણા કર્ત્તાપણાથી ઉદ્‌ભવ્યા હશે. બીજી કોઇ સત્યતાએ આપણી ઇન્દ્રિયો ઉપર અસર કરી હશે જેને આપણે ઍકસ કહીશું. તમે જાણો છો કે આ ઍકસને બીજા ઍકસ જેવો ગણવાનો આપણને હક્ક નથી. આ પીઆનો નામનું વાજું છે. જેને પ્રથમના બધા એકસથી જૂદું ઓળખવાને આપણે ઍકસ ડૅશ (x') કહીશું. ટેબલમાં અગર કલમની અંદર જે વસ્તુ રહેલી હતી તેનાથી આ જૂદું હશે. અહીં એક માણસ છે જેને આપણે ઍકસ ટૂ ડૅશ (x'') કહીશું.

પ્લેટોએ જે ભૂલ કરી છે તે હવે ધ્યાનમાં રાખવાની છે. તે આ અંદર રહેલી સત્યતાને જૂદી ગણે છે. તે જૂદી ગણે છે અને તમારામાંના ઘણાએ પણ તેને જૂદી ગણી છે; પણ રૂપાન્તરની પદ્ધતિ પ્રમાણે આ દલીલમાં ભ્રમ છે. આપણે બતાવી શકીશું કે આ માન્યતા ખોટી છે. કલમની ઉપાધિ, રંગ, વજન, નરમાશ અને સર્વે ગુણો તમારી બુદ્ધિ અથવા મનની પ્રતિક્રિયાનાં પરિણામ છે. આ બધી ઉપાધિ અથવા ગુણો પ્રતિક્રિયાને અનુસરે છે. આપણે ધારેલું છે કે આ પેન્સિલની સત્યતા આ ગુણોની ઉપાધિ ઉદ્‌ભવ્યા પહેલાંની હતી. આ પ્રમાણે કૈવલ્ય સત્યતા સર્વ ઉપાધિ, સર્વ પ્રકૃતિ અથવા સર્વ ગુણોની પેલે પાર જાય છે. આ ઍકસ ડૅશ (x') પણ બધી ઉપાધિ અથવા ગુણની પેલે પાર જાય છે. ઍકસ ટૂ ડૅશ (x'') પણ બધી ઉપાધિ અને ગુણની પેલે પાર જાય છે. વગેરે.

ત્યારે એક બીજી વસ્તુઓ વચ્ચે તફાવત શાથી પડે છે? મહેરબાની કરીને જરા વિચાર કરો. આ દુનિયામાં બધા તફાવત ફક્ત ગુણને લીધેજ છે. તમે આ ચાકનો કકડો અને પેલી પેન્સિલ એ બે વચ્ચે તેના ગુણોની સરખામણી કર્યા સિવાય તફાવત પાડી શકશો? તમે શી રીતે જાણો છો કે આ ચાકનો કકડો પેલી પેન્સિલથી જૂદો છે? ફક્ત ગુણથીજ. તે ધોળો છે તે પણ ગુણ છે. આ ચાક ભાગી જાય તેવો છે એ પણ ગુણ છે. એ પ્રમાણે બધા તફાવતો ગુણને લીધેજ છે. તમે જો આ ઍકસને પહેલા ઍકસથી જૂદો કરો તો તમે ભેદ ઉત્પન્ન કરો છો, તમે જૂદાપણું ઉત્પન્ન કરો છો. બીજા શબ્દોમાં તમે કૈવલ્ય સત્યતાને ગુણ ઉપર આધાર રાખતી કરો છો. ભેદભાવ અને એક બીજાથી જૂદાપણાની માન્યતાને લીધે તમે તે બધાને ગુણો ઉપર આધાર રાખતા જુઓ છો. ત્યાંજ ભૂલ થાય છે. તમે તેમને ગુણોથી પર ગણીનેજ શરૂઆત કરી અને તેમને ગુણો સાથે ગણીનેજ તેનું છેવટ પણ લાવો છો; પરંતુ જો તમે તેમને જૂદા ગણશો અને એકબીજાથી જૂદા પાડશો તો તમે ભૂલ કરશો. ગુણોનું અતિક્રમણ કરવા તમે તેમને ગુણોથી પર ગણી શરૂઆત કરી અને ગુણો અને ઉપાધિની હદમાં તેમને લાવીને તમેજ તમારા સિદ્ધાન્તની વિરૂદ્ધમાં છેડો લાવો છો. એમાં એજ ભૂલ થઇ છે.

આ પેન્સિલમાં રહેલી સત્યતા, આ ચાકના કકડામાં રહેલી સત્યતા કરતાં જૂદી છે, એમ કહેવાનો તમને હક્ક નથી. મન, કર્ત્તા અથવા બુદ્ધિમાં રહેલી સત્યતા તે બળદ અથવા ગાયમાં રહેલી સત્યતા કરતાં જૂદી છે, એમ કહેવાનો તમને હક્ક નથી. જે આત્મા આ ટેબલની અંદર રહેલો છે, તે પેલા ટેબલના આત્માથી જૂદો છે, એમ કહેવાનો તમને હક્ક નથી. તે અદ્વિતિય છે-એકજ છે. તેજ અનન્ત શક્તિ છે; તેજ કૈવલ્ય છે; તેજ બદલાય નહિ તેવું ત્રિકાલાબાધ્ય સત્યતત્ત્વ છે.

દૃષ્ટાન્તથી એ વાત વધારે સ્પષ્ટ થશે. આ એક સુન્દર સફેદ ભીંત છે. તમે બધા અહીં બેઠા છો. તમારામાંનો એક મનુષ્ય ભીંત ઉપર સુન્દર આકૃતિઓ, ભૂમિતિના ત્રિકોણો, વર્તુળો, અંડાકૃતિઓ વગેરે સહિત ધારો કે એક મહાન લડાઇનું ચિત્ર કહાડે છે. તેજ ભીંત ઉપર બીજો માણસ પોતાની સ્ત્રી, મિત્ર અને સગાંનાં ચિત્રો આલેખે છે. ત્રીજો વળી અન્ય પ્રકારનાં ચિત્રો આલેખે છે. આ બધાં ચિત્રોની પાછળ આધારરૂપ એકજ સત્ય વસ્તુ ( ખરી ભીંતજ) રહેલી છે. તેજ પ્રમાણે આ જગતમાં પણ જે જે પદાર્થો તમે જુઓ છો તેની પાછળ તેના ખરા આધાર સ્વરૂપ એકજ સત્યતત્ત્વ રહેલું છે. ધારો કે અહીં તમે એક ઘોડો જુઓ છો, ત્યાં એક ગાય જુઓ છો, અહીં કૂતરો, બીજે હાથી અને ત્યાં માણસ જુઓ છો; આ બધાં ચિત્રો એકજ કૈવલ્ય ઍકસ (x) ઉપર-એકજ સફેદ ભીંત ઉપર આલેખાયલાં છે. એ પ્રમાણે એજ આત્મા, એક અનંત 'રામ' દરેક વસ્તુની અંદર છે; તેજ છે; તેજ છે; તેજ છે. તમારા સ્વપ્નામાં તમે બળદ, કૂતરો, માણસ અને પછી સ્ત્રી જુઓ છો, પણ તમે સમજો છો કે સ્વપ્નામાં એ બધી વસ્તુઓ એકજ કૈવલ્ય સત્યતત્ત્વ કે જે તમારો ખરો આત્મા છે તેના ઉપરજ આલેખાયલાં ચિત્રો છે. જ્યારે તમે જાગો છો ત્યારે ઘોડો, પર્વત અગર નદી જે તમે સ્વપ્નમાં જોયાં હતાં તે કોઇ પણ ઠેકાણે હોતાં નથી.

આપણને પ્રતીત થતું આ જગત જે જે ગુણોનું બનેલું છે, તે બધા ગુણો તે કૈવલ્યસત્યતત્ત્વનેજ આધારે ઉપજેલા છે અને રહેલા છે. આ એક માર્મિક વાત છે. તરતમાં તમે એ સમજી શકશો નહિ, માટે હમણાં તો તમે તે સાંભળો એજ વધારે સારૂં છે. આ પછીનાં બીજાં વ્યાખ્યાનોમાં તમે પરિપૂર્ણ રીતે સમજશો. આ બધા ગુણોની ઉત્પત્તિ અને સ્થિતિનો માત્ર એ કૈવલ્યસત્ય ઉપરજ આધાર હોવાથી એમ ઠરશે કે એવો આધાર આપવાનો ગુણ એ કૈવલ્ય સત્યમાં પણ રહેલો છે. અને તેવો એકાદ ગુણ પણ તેમનામાં રહેલો છે ત્યાં સુધી તેને કૈવલ્ય-અર્થાત્ નિર્ગુણતત્ત્વ કહેવાયજ નહિ. તે છતાં પણ આપણે એવું શા માટે કહીએ છીએ કે "કૈવલ્ય સત્ય તત્ત્વ તે કૈવલ્યજ છે?" જે પ્રમાણે તમે તમારા જાતિ અનુભવને આધારે "આ દુનિયા ખરી છે" એમ કહો છો, તેજ પ્રમાણે તમારાથી ઉંચા દરજ્જાના અને તેમનાથી પણ શ્રેષ્ઠ મનુષ્યોના જાતિ અનુભવને આધારે આપણે કહીએ છીએ કે જ્યારે કૈવલ્યસત્યતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે ત્યારે આ બધા ગુણો અને દેશ તથા કાળ નાશ પામે છે. આ પ્રમાણે કૈવલ્યસત્યતત્ત્વના લક્ષ્યબિન્દુથી જોતાં તો આ ગુણો ત્રણે કાળમાં છેજ નહિ; માત્ર ગુણોના લક્ષ્યબિન્દુને લઇનેજ એ ગુણો અધિષ્ઠાન એટલે કે કૈવલ્ય સત્ય ઉપર આધાર રાખે છે. ઉપર કહેલા વિરોધાભાસનો ખુલાસો એ પ્રમાણે છે. એ માત્ર ખુલાસોજ નથી પણ એક મહાન સિદ્ધાંત છે. કૈવલ્યસત્યતત્ત્વ એ તો કૈવલ્યજ છે, અને બધા ગુણોથી પર છે. આ ગુણો તો માત્ર પોતાના લક્ષ્યબિન્દુથીજ કૈવલ્ય સત્યની ઉપર

આધાર રાખનારા છે, કૈવલ્યના લક્ષ્યબિંદુથી તો એ ગુણો કે તેને આધાર આપવાપણું, એમાંનું કશુંજ નથી. આ એક મુખ્ય સિદ્ધાન્ત છે કે જેનો ખુલાસો આ જગતમાં બધી મુશ્કેલીઓને દૂર કરે છે.

આ કંઇ માત્ર કલ્પનાનાજ વિષયો કે માત્ર વાતોજ કરવાની બાબતો નથી. યૂરોપના ફિલ્સુફો આ વિષયોને કલ્પનાના વિષયો ગણે છે પણ હિન્દુ ફિલ્સુફો એમ ગણતા નથી. તેઓ તો કોઇ પણ સિદ્ધાંત તર્કથી સાબીત કરેલો હોય છતાં જો તે સિદ્ધાંતને આચારમાં મૂકીને અજમાવી જોયો ન હોય અર્થાત્ તે સિદ્ધાંતનો અનુભવ લઇ સાક્ષાત્કાર કર્યો ન હોય તો તે સિદ્ધાંતને માત્ર અર્ધો સિદ્ધ થએલો સિદ્ધાંતજ ગણે છે. જ્યારે બુદ્ધિદ્વારા આપણે આ વિષયમાં પ્રવેશ કરીએ છીએ ત્યારે તે ઘણોજ મધુર લાગે છે, પરંતુ આહા: જ્યારે એકવાર પણ આપણે તેનો સાક્ષાત્કાર કરીએ છીએ ત્યારે તો તે મધુરતાના પણ સત્વરૂપ અને અનુપમ પરમ આનન્દમયજ જણાય છે. તેનો સાક્ષાત્કાર કરવો એ બહુજ જરૂરનું છે. માટે તમે આ સિદ્ધાંતનું મનન અને ધ્યાન કરો કે, તમે એક એવા અનંત તત્ત્વરૂપ છો કે જે તત્ત્વ આ જગતના તમામ પદાર્થોની અંદર રહેલું છે. જો તમે તે કૈવલ્ય સત્ય તત્ત્વ સ્વરૂપ છો તો પછી તમે શરીરથી શ્રેષ્ઠ છો, મનથી પર છો. આ શરીર એ કંઈ કર્ત્તા નથી પણ એ તો માત્ર કાર્યજ છે, અને તેની હયાતી "પાણીનું એક મોજું બીજા મોજા સાથે અથડાવાથી ફીણ ઉત્પન્ન થાય" તેની પેઠેજ પ્રતીત થાય છે. એ ફીણરૂપી શરીર તે કાંઇ તમે નથી પણ તમે તો તે કૈવલ્યઅનંતસત્યસ્વરૂપ છો કે જે સત્યરૂપી મહાસાગરમાં આ બધું વિશ્વ–આ વિશ્વનાં તમામ રૂપો માત્ર મોજાં, વમળ અને ફીણરૂપજ છે. આવું મનન અને ધ્યાન કરીને તમે એ મહાસત્યનો સાક્ષાત્કાર–અનુભવ કરો અને આ શરીરાદિમાં અહંમમત્વ ધરાવવારૂપ દુઃખદાયક બંધનોથી મુક્ત થાઓ. કૈવલ્ય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરો. તમે તે સત્યસ્વરૂપજ–સત્યકૈવલ્યજ છો અને તે છતાં તેનો સાક્ષાત્કાર કરતા નથી તે શું સર્વ કૌતુકોમાંનું એક મોટું કૌતુક નથી? અરે, તેમ કરો! તેમ થાઓ! આહા: કેવા શુભ સમાચાર! કેવું સુખદાયી ધર્મશાસ્ત્ર! તમે તે કૈવલ્ય સત્યરૂપજ છો. તે સત્ય ઍક્સ (X) તમેજ છો. તેનો સાક્ષાત્કાર કરો અને મુક્ત થાઓ.





# ૧૪—वेदान्तना केटलाक प्रश्नोना उत्तर.*

આજે કોઈ ખાસ વિષય ઉપર વિવેચન થશે નહિ, પરંતુ ઘણા લોકો 'રામ'ની પાસે વિવિધ પ્રકારના પ્રશ્નો પૂછવા આવે છે, અને કેટલીક વખતે તે પ્રશ્નો વિલક્ષણ હોય છે, તેવા પ્રશ્નોમાંથી આજે કેટલાક ચર્ચવામાં આવશે; અને સંક્ષિપ્ત રીતે તેનો ઉત્તર આપવામાં આવશે. જો તમારામાંના કોઇને અથવા અમેરિકાના કોઈ વિભાગના કોઈ મનુષ્યને આ વિષય ઉપર કાંઈ પ્રશ્નો પૂછવા હોય તો તેણે પોતાના પ્રશ્નો કાગળ ઉપર લખીને 'રામ'ને પહોંચાડવા. જેથી આ હૉલમાં અગર કોઈ અન્ય સ્થળે કે જ્યાં 'રામ'ને બોલવાનો પ્રસંગ પ્રાપ્ત થશે ત્યાં એ પ્રશ્નોનું સવિસ્તર સમાધાન અપાશે.

આ પ્રશ્નોની શરૂઆત કરવા પહેલાં મનુષ્યના મનમાં ઉદ્ભવી શકતા સર્વ પ્રકારના પ્રશ્નો સંબંધી સ્પષ્ટીકરણ—સાર્વત્રિક સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. તમે જાણો છો કે યૂરોપના અથવા અમેરિકાના તત્ત્વજ્ઞાનીઓ કરતાં હિન્દુસ્તાનના તત્ત્વજ્ઞાનીઓની રીત તદ્દન જૂદી છે. જ્યારે હિન્દુ તત્ત્વજ્ઞાનીઓ અમુક વિષય હાથ ઉપર લે છે ત્યારે તેઓ પ્રથમ એ વિષયનું વિવરણ કરે છે; અને પછી કલ્પી શકાય તેમજ પૂછી શકાય તેવા હરેક પ્રકારના પ્રશ્નો તેઓ ચર્ચે છે. 'રામ'ને પોતાને આ બધી દશાઓનો અનુભવ છે. અન્ય કોઇ મનુષ્યને ઉદ્ભવી શકે તેવા તમામ પ્રશ્નો 'રામ'ને પણ ઉપસ્થિત થયા હતા. આ પ્રશ્નો અને વિવાદો એક મહાસાગરરૂપ છે. એમાંના કેટલાક પ્રશ્નો તો 'રામ' જ્યારે પાંચ વર્ષનો હતો ત્યારે તેના પોતાનાજ હતા. જે પ્રશ્નો તમે હાલ રજુ કરો છો તે 'રામ' જ્યારે ૧૫ વર્ષની વયનો હતો ત્યારે તેને પણ ગુંચવતા હતા, અરે બીજા પ્રશ્નો 'રામ' જ્યારે ૨૫ વર્ષની વયનો હતો ત્યારે તેનું ચિત્ત રોકતા હતા.

બીજી વાત એ છે કે આમાંના કેટલાક પ્રશ્નો તાત્વિક ઉન્નતિની ઘણીજ પ્રાથમિક દશા સંબંધી છે, કેટલાક ધાર્મિક ઉન્નતિની માધ્યમિક દશા સંબંધી છે, અને કેટલાક બીજી દશાઓ સંબંધી છે. એક મનુષ્ય તમારી પાસે આવે છે અને તમારી પાસેથી ભૂમિતિના પ્રથમ સ્કંધનો ૪૭ મો સિદ્ધાન્ત સમજવા ઇચ્છે છે. જો તમે આ સિદ્ધાન્ત તેને એકદમ સમજાવવા માંડો અને જો તે માણસને ૪૬, ૪૫ અગર ૧ લો સિદ્ધાન્ત પણ આવડતો ન હોય અને ભૂમિતિના સ્વીકૃતપક્ષ (Postulates) અથવા પ્રત્યક્ષપ્રમાણો (axioms) પણ તે જાણતો ન હોય તો, તમે તેને ૪૭ મો સિદ્ધાન્ત, તેને સંતોષ થાય તેવી રીતે સમજાવી શકશો કે? જો તમે તે કામ માથે લ્યો અને તેને સમજાવવું શરૂ કરો તો શરૂઆતમાંજ તમારે ૪૬ મો સિદ્ધાન્ત લાગુ કરવો પડશે. તમારે ચોરસ આકાર દોરવો પડશે, પણ તે

* તારીખ ૨૩ મી ડિસેમ્બર ૧૯૦૨ ના રોજ વિજ્ઞાનશાસ્ત્ર વિદ્યાલયમાં આપેલું ભાષણ.

મનુષ્ય એ સમજતો નથી. ત્યારે તમારે ૩૨ મો સિદ્ધાન્ત લાગુ કરવો પડશે, પરંતુ તે મનુષ્ય એ પણ સમજતો નથી. હવે તમારે ૪૬ મો અને ૩૨ મો સિદ્ધાન્ત સમજાવવાનું શરૂ કરવું પડે છે. આ સિદ્ધ કરવા માટે પણ તમારે પાછા ૧૬ મા, ૨૨ મા તેમજ બીજા સિદ્ધાન્તો ઉપર પાછા જવું પડશે. એમ કરતાં કરતાં છેવટ તમને તે ૧ લા સિદ્ધાન્ત ઉપરજ પાછા લઈ જશે. આ પ્રમાણે સ્વીકૃતપક્ષ અને પ્રત્યક્ષ પ્રમાણ ઉપર પણ તમારે જવું પડશે, જો તેમ ન કરો તો સર્વ બાબતો ગુંચવણમાં પડે છે અને કશુંજ સાબીત થતું નથી.

વિજ્ઞાનની ચર્ચા ગુંચવણવાળી સ્થિતિમાં થવી જોઇએ નહિ. તેની ચર્ચા પદ્ધતિપુરઃસર, નિયમપૂર્વક, અને ક્રમપૂર્વક થવી જોઇએ. આ વેદાન્ત તત્ત્વજ્ઞાન એ ધર્મ તેમજ વિજ્ઞાન બને છે. યૂરોપમાં ધર્મ અને તત્ત્વજ્ઞાન વચ્ચે ભેદ હોય છે, પણ ‘ રામ ’ જે શિક્ષણ તમારી આગળ રજુ કરે છે તે તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન અને ધર્મને એકત્ર કરે છે.

આ તત્ત્વજ્ઞાન એ વિજ્ઞાનનું પણ વિજ્ઞાન હોવાથી તેની પદ્ધતિપુરઃસર, નિયમપૂર્વક અને ક્રમપૂર્વક ચર્ચા થવી જોઇએ. જે થોડાં ભાષણો તમે સાંભળ્યાં છે તેમાં આ તત્ત્વજ્ઞાન સંબંધી ઇસારો પણ નહોતો. આવી રીતે વેદાન્ત તત્ત્વજ્ઞાન ઉપર એક પણ વ્યાખ્યાન અપાયું નથી. અત્યાર સુધીમાં તો માત્ર ઉપલક દલીલોજ વિચારી છે; અને પ્રાસ્તાવિક અથવા પ્રાવેશિક વ્યાખ્યાનોજ અપાયાં છે. જો ‘ **રામ** ’ને આ અદ્દભુત વિજ્ઞાન અને ધર્મનું સ્પષ્ટીકરણ કરવાનો અવકાશ મળશે તો તમારી સઘળી શંકાઓ અને પ્રશ્નો પોતાની મેળેજ શમી જશે.

કેટલાક લોકો પોતાના પ્રશ્નોના ઉત્તર સત્વર મેળવવા ચાહે છે, જેથી ભલે તેવાઓનાજ કેટલાક વિલક્ષણ પ્રશ્નો આપણે ચર્ચીશું.

ગઇ રાત્રે અગર ગઈ રાત્રિની આગલી રાત્રે એક મનુષ્ય આ સવાલ પૂછવા આવ્યો: “સાહેબ ! તમે શું શિખવો છો ? તમારે આત્મા છે ? તમે આત્માનું અસ્તિત્વ શિખવો છો ? તમે આત્માને માનો છો ?” **રામે** કહ્યું: “ના મારે આત્મા નથી.” તેને આથી નવાઇ લાગી અને તે આશ્ચર્યચકિત થયો કે આ તો શેતાનનો ધર્મ છે ! આને તો આત્માજ નથી !

હવે ‘ **રામ** ’ ના જવાબનો શો અર્થ છે તે જોઇએ. “ મારે આત્મા નથી ?” ધ્યાન આપો. અમેરિકા અને યૂરોપમાં ધર્મ શું છે ? તે દિવાનખાનામાં શણગારની વસ્તુ છે; તે દિવાનખાનાં અલંકૃત કરવાની વસ્તુ છે. આ મારી સ્ત્રી છે, આ મારાં છોકરાં છે, આ ભવ્ય અને વિશાળ મહેલ છે, આ મારી મિલ્કત છે, અને આટલા કરોડ ડાલર બેંકમાં જમે છે. મારે આ સર્વ છે, પણ તે છતાં અરે ! હું કાંઇક વધારે ઇચ્છું છું. હું કાંઇક વધારે ઇચ્છું છું. સંચય કરવાની આ વૃત્તિથી ઉશ્કેરાઇને સંપાદન કરવાના અને એકત્ર કરવાના વિચારથી દોરવાઇને તેઓ બીજી એક વધારે વસ્તુ સંચય કરવા અને સંપાદન કરવા ઇચ્છે છે. જેવી રીતે દિવાનખાનું સંબંધીઓની છબીઓ સિવાય ઉત્તમ રીતે અલંકૃત થતું નથી; તેવી રીતે થોડાક પણ ધર્મ સિવાય હું દ્રવ્યવાન મનુષ્ય તરીકે સંતુષ્ટ થઇ શકું નહિ. બીજી વસ્તુ સાથે ધર્મ પણ મારે પ્રાપ્ત કરવો જોઇએ; પણ બીજી વસ્તુઓ પહેલી પ્રાપ્ત થવી જોઇએ અને આ ( ધર્મ ) સૌથી છેલ્લે.

ઉપર પ્રમાણે કેટલાકને રૂચે નહિ તેવા શબ્દો ‘**રામ**’ ના મ્હોંમાંથી નીકળે તો તે માટે ‘**રામ**’ને ક્ષમા કરશો. મનુષ્યો કરતાં સત્યને ‘રામ’ વધારે માન આપે છે અને સત્યને માન

આપતાં તે તમનેજ ખરૂં માન આપે છે, કારણ કે 'રામ' ની માન્યતા પ્રમાણે તમે સત્ય સ્વરૂપજ છો અને નહિ કે આ મિથ્યા હુંપદ અથવા શરીરરૂપ છો. સત્ય આ પ્રમાણે કહેવાની 'રામ'ને ફરજ પાડે છે. આ દેશમાં (અમેરિકામાં) સાધારણ પ્રાર્થનામાં પરમેશ્વરનો શો ઉપયોગ થાય છે? લોકો પરમેશ્વરની કેવી રીતે પ્રાર્થના કરે છે? જ્યારે છોકરૂં માંદુ પડે છે; જ્યારે મિલ્કતને કાંઇ નુકસાન થવાનું હોય છે; જ્યારે શરીરમાં કોઇ વ્યાધિ થાય છે; ત્યારે તેઓ પરમેશ્વરને યાદ કરે છે. તેઓ આંખો ફેરવે છે, હાથ ઉંચા કરે છે, અને "હે પરમેશ્વર! તું સ્વર્ગમાં છે, હે પરમેશ્વર! તું આકાશમાં છે," એમ પ્રાર્થના કરે છે! પરમેશ્વર ઉપર પણ દયા લાવતા નથી કે જો તે વાદળાંની ઉપર રહેતો હોય તો તેને શરદી થાય. "ત્યાં છે તે હે પરમેશ્વર! મારા ઉપર દયા કરો અને મારી મિલકત બચાવો. મારા શરીરને આરોગ્ય કરો અને મારા છોકરાને તન્દુરસ્ત કરો." અરે! એ ધર્મ છે? એ ધર્મ છે? અહીં પરમેશ્વરને માત્ર પોતાના સ્વાર્થને માટેજ માનવામાં આવ્યો છે. જ્યારે ઘરમાં કાંઇ અવ્યવસ્થા થાય, જ્યારે ઘરમાં કચરો થાય, જ્યારે ઘર દુરસ્ત થઇ શકે તેવું ન રહે ત્યારે તે બિચારો નીચે આવે છે અને તમારા ઘરમાં ઝાડુ વાળે છે! શું પરમેશ્વરનો આવો ઉપયોગ નથી થતો? અહીં ધર્મ માત્ર એવા હેતુ માટેજ રાખેલો નથી? શું તે ધર્મ છે? અહીં પ્રધાન વસ્તુમાં શરીર, અહંભાવ, સ્ત્રી અને છોકરાં છે; જ્યારે પરમેશ્વરને તો માત્ર તેમની સેવા માટે- ઓરડાઓ વાળવા ઝૂડવા માટેજ રાખ્યો છે. શું ખરેખર આમ નથી?

હું કહીશ કે આ શિક્ષણ વેદાન્તના પ્રકાશવડે જોતાં જૂદું છે. ક્રાઇસ્ટનું આ શિક્ષણ કે જેના ઉપર લોકો પાકુંજ ધ્યાન આપે છે તે એ છે કે "સ્વર્ગનું રાજ્ય શોધો; એટલે બીજું બધું તમને આવી મળશે." આ શિક્ષણ ઘણા આગ્રહથી અને દૃઢ રીતે ઠસાવાય છે. આ શિક્ષણનો અર્થ એ છે કે શરીર, મન, સંબંધીઓ, મીલ્કત અને સંસાર, આ સર્વ વસ્તુઓ એક પ્રિયતમ પ્રભુના ચરણમાં અર્પણ કરી દેવી. આવા ત્યાગીને માટે સમગ્ર વિશ્વ તેનું ગૃહ અને શુભ કરવાની વૃત્તિ તેનો ધર્મ થાય છે. અહીં એક આવશ્યક વસ્તુ-એક અગત્યની વસ્તુ અહંતા અને મમતા અર્પણ કરવામાં આવે છે, અને બીજી સર્વ વસ્તુઓને ભ્રમમૂલક તથા વિજાતીય પ્રદેશની ગણવામાં આવે છે. એવા મનુષ્યોને ગૃહમાંજ પ્રભુનો સાક્ષાત્કાર થાય છે. તેમનું આ બહારનું ગૃહ તો તેમને મન ધર્મશાળા અથવા વીશી જેવુંજ હોય છે. આ લોકોને પણ પોતાનાં સ્ત્રી અને બાળકોની જરૂરીઆતો પૂરી પાડવી પડે છે; છતાં તે કાર્ય પણ તેઓ પોતાની દૈવીભાવના પ્રમાણેજ કરે છે.

હવે "તમારે આત્મા છે?" એ સવાલનો જવાબ જુઓ: આ એક પ્રાસંગિક પ્રશ્ન છે. મારે તો શરીર છે તે છતાં તે પૂછે છે કે "તમારે આત્મા છે?" રામ કહે છે કે "આત્મા તો હું પોતેજ છું. હું તેજ છું." "તમારે આત્મા છે?" એ કહેવું મૂર્ખાઇ ભરેલું છે; જાણે હું શરીર હોઉં અને આત્મા મારી મિલ્કત હોય નહિ! પણ હું તો આત્માજ છું. મારે શરીર છે, અને મારે આખું વિશ્વ છે.

બીજા એક માણસે 'રામ'ને એવો સવાલ પૂછયો હતો કે "તમે પરમેશ્વરને માનો છો?" 'રામ' કહે છે કે "હું પરમેશ્વરને ઓળખું છું! હું પરમેશ્વરને ઓળખું છું!" જે વસ્તુ આપણે જાણતા નથી તેનેજ આપણે માનીએ છીએ; જે વસ્તુ આપણા ઉપર પરાણે ઠસાવવામાં આવી હોય તેનેજ માની લેવાની આપણને જરૂર પડે છે; જે હોવા છતાં આપણને

જણાયું ન હોય તેનેજ આપણે માનીએ છીએ. ત્યારે પરમેશ્વરને વિષે તમે શું જાણો છો? "હું પરમેશ્વરને ઓળખું છું. હું તે છું, હું તેજ છું." તે પૂછે છે કે "પરમેશ્વર તમારામાં છે? પરમેશ્વર તમારામાં છે?" 'રામ' કહે છે કે "શરીર અને સંસાર તેનામાં છે. હું પરમેશ્વર છું." આથીજ બધો ભેદ જણાય છે. આ દેશ (અમેરિકા)ના લોકો મનુષ્ય મરી જાય છે ત્યારે કહે છે કે તેણે આત્મા તજી દીધો, ત્યારે હિંદુઓ કહે છે કે તેણે (આત્માએ) શરીર ત્યજી દીધું. આ બંને દૃષ્ટિઓ બે ભિન્ન ભિન્ન લક્ષ્યબિન્દુ બતાવે છે. તેણે આત્મા ત્યજી દીધો એનો અર્થ તો એજ થયો કે જાણે તેનું સત્ય સ્વરૂપ એ શરીરજ હોય અને આત્મા અગર જીવ એ તો તેને વળગેલી બહારની વસ્તુ હોય! જાણે શરીર એજ તેનું સ્વરૂપ હોય અને જીવ અગર આત્મા તો બીજો કોઈ વિજાતીય પદાર્થજ હોય! હિંદુઓ કહે છે કે 'હું તે છું અને મેં શરીર તજી દીધું.' જેવી રીતે હું કપડાં બદલું છું તેવી રીતે હું દેહ છોડી દઉં છું.

એક બીજો પ્રશ્ન છે: "જો પરમેશ્વર સર્વ શક્તિમાન હોય તો આ દુનિયામાં આટલો બધો કલેશ અને દુઃખ શા માટે હોવાં જોઈએ?" તમે જાણો છો કે વેદાન્ત કહે છે કે પરમેશ્વર સર્વસ્વ છે, પરમેશ્વર સર્વ શક્તિમાન છે, તમે એ પરમેશ્વર છો અને હું એ પરમેશ્વર છું. લોકો કહે છે કે તમે પરમેશ્વરના એક ભાગ છો? ના, ના. પરમેશ્વરના ભાગ પડી શકતાજ નથી. પરમેશ્વરને છેદી શકાતોજ નથી. પરમેશ્વરનો કકડો પણ થતો નથી. પરમેશ્વરને કાતરી શકાતો નથી. તમે પરમેશ્વરના ભાગ નથી. જો પરમેશ્વર અનન્ત છે, તો પછી તમે તેના ભાગરૂપે નહિ પણ આખાજ પરમેશ્વર હોવા જોઈએ. તમે પરમેશ્વરનો ભાગ હોઈ શકો નહિ. પરમેશ્વરના ભાગ પડી શકતા નથી.

હવે પ્રશ્ન એવો છે કે જો પરમેશ્વર સર્વ શક્તિમાન હોય તો તેણે પોતાને એક શરીરમાં સુખી સ્થિતિમાં અને બીજા શરીરમાં કંગાલ સ્થિતિમાં શા માટે મુકવો જોઈએ? તેણે હિંદુસ્તાનમાં બ્યુબૉનિક પ્લેગ અને ગરીબાઈ તથા અમેરિકામાં આરોગ્ય અને રાજકિય સ્વાતંત્ર્ય શા માટે લાવવાં જોઈએ? પરમેશ્વરે એક મનુષ્યને ચાર પાંચ અબજ રૂપિયાનો માલિક અને બીજાને નિર્ધન–ભૂખે મરતી સ્થિતિનો શા માટે કરવો જોઈએ? તેણે આમ શા માટે કરવું જોઈએ? તે કેવો અન્યાયી છે!

આ પ્રશ્નનું સમાધાન કરવાનો આ દેશમાં તેમજ હિંદુસ્તાનમાં પ્રયત્ન કરવામાં આવે છે, અને ઘણા લોકો કર્મના સંપ્રદાયને કાર્ય કારણનો સિદ્ધાન્ત આગળ ધરે છે. એવા સિદ્ધાન્તનો આશ્રય લેવાય છે કે "દરેક મનુષ્ય પોતાનાં આવરણ અને પરિસ્થતિ પોતાની ઇચ્છાથી ઉત્પન્ન કરે છે; અને તેથી પરમેશ્વર ન્યાયી છે. લોકો પોતેજ પોતાનું પ્રારબ્ધ રચે છે, પોતાનું નસીબ ઉત્પન્ન કરે છે. રામને કર્મના સિદ્ધાન્તમાં પ્રવેશવાની આવશ્યકતા નથી. કાર્ય–કારણનો સિદ્ધાન્ત હિંદુસ્તાનમાંથી આવે છે, અને વેદાન્ત તેનું સમર્થન કરે છે; પણ તે માત્ર સાંકેતિક વિશ્વને લાગુ પડે છે, તે માત્ર રૂપનેજ લાગુ પડે છે. તે પ્રશ્નના મૂળ સુધી પહોંચતું નથી. આ કર્મનો સિદ્ધાન્ત કે જે પુનર્જન્મનો અને તે સંબંધી સર્વ પ્રશ્નોનો ખુલાસો કરે છે તે સિદ્ધાન્ત પ્રમાણે તમે હાલ જે સ્થિતિમાં છો તે સ્થિતિ તમારીજ પૂર્વની વાંચ્છનાઓ અને કર્મનું પરિણામ છે. ગમે તેવી સ્થિતિ, ગમે તેવી પરિસ્થિતિ કે ગમે તેવા સંયોગોમાં હો તે સર્વ તમારી પૂર્વની વાંચ્છનાઓ, ઇચ્છાઓ, તૃષ્ણાઓ અને પૂર્વનાં કર્મોનું ફળ છે. જો તમે ધ્યાનપૂર્વક જોશો તો તમને સમજાશે કે આ સિદ્ધાન્ત તો માત્ર તમારી

મુશ્કેલીઓજ દૂર ખસેડે છે; પણ તે આ પ્રશ્નોનો સંપૂર્ણ ખુલાસો આપતો નથી. રામ આ સિદ્ધાન્તનો અસ્વીકાર કે ઉચ્છેદ કરવા ઇચ્છતો નથી, રામ તેને માન્ય કરે છે અને સમર્થન આપે છે, પણ તે આ પ્રશ્નની બીજી બાજુ અગર તેનું બીજું સ્વરૂપ બતાવવા ચાહે છે કે જે સ્વરૂપનો અમેરિકાના ઘણા લોકોએ અસ્વીકાર કર્યો છે, અથવા તદ્દન અસ્વીકાર કર્યો નથી તો તેને વિસારે નાખ્યું છે.

આ સિદ્ધાન્ત પ્રમાણે પૂર્વનાં કર્મોએજ તમારી હાલની એક બીજાની સ્થિતિમાં ભેદ કર્યો છે. ત્યારે આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે તમારા પૂર્વજન્મમાં તમારાં કર્મ, તૃષ્ણા, ઇચ્છા અને તરંગોમાં ભેદ હતો. કેટલાંક માંદા હતા, કેટલાક નિર્ધન હતા, અને કેટલાક ધનવાન હતા. હવે પ્રશ્ન એ છે કે તમારા પૂર્વજન્મમાં એવા ભેદ શા કારણને લીધે હતા? જવાબ એ છે કે તમારી પૂર્વજન્મની સ્થિતિના ભેદ તે તેની અગાઉના પૂર્વજન્મના આવાજ ભેદોને પરિણામે હતા. હવે ત્રીજા જન્મમાં ભેદ હોવાનું શું કારણ હતું? એમ પૂછે તો તેનીએ પૂર્વના જન્મના ભેદોથી તે હતા એમ કહેવું પડશે. આ પ્રમાણે આ સિદ્ધાન્ત ઉલટો કરોડોગણો ગુંચવાડો ઉત્પન્ન કરે છે, કારણ કે આ સિદ્ધાન્તાનુસાર આપણે જોઇએ છીએ કે તમારા બધા પૂર્વના જન્મો, અનન્તતા સુધીના પણ અને જો આદિ હોય તો આદિ સુધીના પણ, તેની પૂર્વના જન્મોના ભેદના પરિણામ રૂપે હતા. આ પ્રમાણે ઠેઠ સુધી ભિન્નતા અને વિરોધ છે. આમ પ્રશ્નનો ઉત્તર તો અપાયો નહિ ને ઉલટો તે વધારે ગુંચવણવાળો, અનેકગણા બળવાળો થયો. ફરીથી યાદ કરી જતાં એ પ્રશ્ન આવો છે કે પરમેશ્વરે આદિથી આ ભેદ શા માટે રાખ્યો હશે? પરમેશ્વરે એક ઠેકાણે પોતાને ધનવાન અને બીજે ઠેકાણે નિર્ધન શા માટે બનાવ્યો હશે? તેણે એક ઠેકાણે પોતાને રોગી અને બીજે ઠેકાણે સંપૂર્ણ તન્દુરસ્ત શા માટે રાખ્યો હશે? આ કેટલું અવિચારી છે? આ ભેદ વાજબી છે એમ શી રીતે બતાવાય છે? વેદાન્ત કહે છે કે આ પ્રશ્ન તો વેદાન્તે ઉલટો તમને કરવાનો છે; વેદાન્તને તમારે કરવાનો નથી. આ પ્રશ્નનો જવાબ તો તમારે આપવાનો હતો; તેની જવાબદારી વેદાન્ત ઉપર નથી. વેદાન્ત તો ઐક્ય અને અભેદ સ્વીકારે છે, અને તેની સાથેજ આ ભેદનો–આ દેખીતી ભિન્નતાનો ખુલાસો આપે છે લક્ષ આપો.

ધારો કે એક જુલ્મી માણસ છે, અને તેની પાસે પાંચ બીજા માણસો છે. આ માણસો તેનાથી જૂદા હોય, અર્થાત્ તે મનુષ્ય પરમેશ્વરની સ્થિતિમાં હોય અને આ બીજા માણસો તેના બનાવેલા પ્રાણી, નોકર અને ગુલામ હોય. જો આ મનુષ્ય પોતાના એક નોકર અગર પ્રાણીને કારાગૃહમાં નાંખે, બીજા નોકરને સુન્દર ઉપવનમાં રાખે, બીજા નોકરને સુન્દર મહેલમાં રાખે, બીજાને શણગાર સજવાના ઓરડામાં રાખે અને વળી બીજાના ઉપર આખો વખત ભારે દુઃખનો બોજો અને મહાન હિમાલયને તેની છાતી ઉપર સઘળો વખત રાખી મૂકે; તો આવા શેઠ વિષે તમે શું ધારશો? ઘાતકી! અન્યાયી સ્વામી! અન્યાયી સ્વામી! જો પરમેશ્વર પોતાનાં બનાવેલાં પ્રાણીઓથી ભિન્ન હોય અને એક પ્રજાને ઘણી સુખદ અને બીજી પ્રજાને ઘણી દુઃખદ સ્થિતિમાં મૂકે; જો તે એક મનુષ્યને ઘણો ધનવાન અને બીજાને ઘણો નિર્ધન બનાવે; તો આવા સ્વામી વિષે તમે શું ધારશો? ઘાતકી! ઘાતકી! અન્યાયી! અન્યાયી! દયા વગરનો! દયા વગરનો! અને ન્યાયની છાંટ પણ વિનાનો! જે લોકો પરમેશ્વરને મનુષ્યથી ભિન્ન ગણે છે તેમણેજ આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાનો છે. વેદાન્ત તો પરમેશ્વર દૂર હોય એમ માનતુંજ નથી. મનુષ્યે પોતાની અન્તરજ પરમેશ્વરને જોવાનો છે.

હવે લક્ષ આપો: એક શેઠ એક વખતે ઉપવનમાં જાય છે, બીજી વખતે મહેલમાં જાય છે; બીજી વખતે કારાગૃહમાં જાય છે; બીજી વખતે શણગાર સજવાના ઓરડામાં જાય છે, વળી રસોડામાં પણ જાય છે, અને પોતાની ઈચ્છાથી બોજા નીચે પણ કચરાય છે. તમે તેને માટે શું કહેશો ? તે અન્યાયી છે ? ના, ના, જે મનુષ્યોને તે કારાગૃહમાં, ઉપવનમાં, મહેલમાં અથવા પોશાક બદલવાના ઓરડામાં રાખે છે તેમનાથી તે ભિન્ન હોય તોજ તે અન્યાયી ગણાય; પણ જે પોશાક બદલવાના ઓરડામાં જાય છે અને બીજાં સ્થળોમાં પણ જાય છે તે જો એ પોતેજ હોય, જો આ બધી ક્રિયાઓ કરે છે તે એ પોતેજ હોય, તો તે અન્યાયી નથી, તે સઘળા દોષથી મુક્ત છે.

આ ઉપરથી વેદાન્ત કહે છે કે જે લોકો દુઃખ સહન કરે છે અને જે લોકો ધનવાન અને નિર્ધન છે તેમનાથી જો પરમેશ્વર જૂદો હોય તોજ આ મિથ્યાભિન્નતા, આ મિથ્યા વિરોધ, વગેરે પ્રભુના નામને કલંકીત કરે; પરન્તુ તે પ્રભુનું પોતાનુંજ સ્વરૂપ છે; તે રામનું પોતાનુંજ સ્વરૂપ છે. હું પોતેજ ધનવાન છું, હું પોતેજ કારાગૃહમાં છું, હું પોતેજ સુન્દર છું, અને હું પોતેજ વિકૃત છું. તમે હવે કોને ઠપકો આપશો ? અરે, ઠપકો આપનાર પણ હું પોતેજ છું.

આની સાથે એક બીજી પણ વાત કહેવાની છે: આ દેશમાં જ્યાં "હું" શબ્દને શરીર અગર મનના અર્થમાં વાપરવામાં આવે છે ત્યાં વેદાન્તનો ઉપદેશ કરવો એ ઘણું મુશ્કેલ છે. આ દેશમાં લોકોને એવું કહેવાની ટેવ પડી ગઇ છે કે હું આત્મા છું; પણ "હું" શબ્દથી તેઓ શરીર, મન, બુદ્ધિ, જન્મેલો જીવ, અથવા પુનર્જનિત જીવનેજ સમજે છે; જ્યારે વેદાન્તનો સાક્ષાત્કાર કરેલો મનુષ્ય "હું" શબ્દથી શરીર, મન, અગર પુનર્જનિત આત્માને કદાપિ સમજતો નથી. હું પણ કાંઇ એવો 'હું' નથી. જો હું કાંઇ પણ હોઉં તો પરમેશ્વરજ છું.

હું નૃપ છું, અશ્વાધિપતિ છું, સ્વામી છું, અમેરિકન છું, હિંદુ છું, એવી એક ઉક્તિ છે. આ કથન હું પરમેશ્વર છું, એ કથનથી જૂદા પ્રકારનું છે. એ ભેદ તમે ધ્યાનમાં રાખો. 'હું નૃપ છું, એ ઉક્તિમાં 'નૃપ' શબ્દ ઉપાધિ જેવો છે. 'હું અશ્વાધિપતિ છું,' માં 'અશ્વાધિપતિ' ની ઉપાધિ ધારણ કરેલા ઝભ્ભા જેવી છે. જ્યારે આપણે 'હું નિર્ધન છું' એમ કહીએ છીએ ત્યારે નિર્ધનતા એ એક વસ્તુ છે અને હું પોતે કોઇ બીજી વસ્તુ છું; નિર્ધનતા ધારણ કરેલા ઝભ્ભા જેવી છે. હિન્દુઓ 'હું પરમેશ્વર છું' એમ કહે છે, તે વખતે ખાસ ધ્યાનમાં રાખો કે 'પરમેશ્વર' એ કાંઇ ઉપાધિ કે ગુણના અર્થમાં કહેવાતો નથી, અથવા તમારૂં મિથ્યા હુંપદ તેવું ને તેવુંજ કાયમ રાખીને એકાદ ઝભ્ભાની માફક તેને પહેરી શકો એવા ઝભ્ભારૂપે તે નથી. એક જ્ઞાની હિંદુ જ્યારે "अहंब्रह्मास्मि"–હું બ્રહ્મ છું, એમ કહે છે ત્યારે જેમ કોઇ કલ્પીત સર્પથી બીધેલાને કહે કે "આ સર્પ તો રજ્જુ છે," એના જેવુંજ તેનું કહેવું છે. એક માણસ જમીન ઉપર ગુંચળું વળેલું દોરડું પડયું હતું તેને સર્પ ધારીને બીન્યો અને પડી ગયો. ત્યાં કોઇ આવીને તેને કહે છે: "બન્ધુ, બન્ધુ, એ તમારો સર્પ તો રજ્જુ છે! એ સર્પ તો રજ્જુ છે!" તેના આવા કહેવાનો અર્થ એજ કે જેને તમે ભૂલથી સર્પ ધાર્યો હતો તે ખરી રીતે સર્પ નથી, તેતો રજ્જુ છે. ધ્યાન આપો કે તમારો સર્પ રજ્જુ છે એ ઉક્તિ કાંઇ "હું નૃપ છું" અથવા "હું શહેનશાહ છુ" એમ વિશેષણ દર્શાવનારી નથી. અહીં 'સર્પ'

શબ્દ એ કંઇ રજ્જુ શબ્દના વિશેષણ તરીકે નથી કે 'રજ્જુ' શબ્દ એ કંઇ સર્પ શબ્દના વિશેષણ રૂપે નથી. હા, જો " આ સર્પ કાળો છે " એમ કહ્યું હોત તો ત્યાં " કાળો " શબ્દ " સર્પ " શબ્દનું વિશેષણ થાત; પણ જ્યારે તમે "સર્પ એ રજ્જુ છે" એમ કહો છો ત્યારે "રજ્જુ" એ કંઇ વિશેષણ નથી. મહેરબાની કરીને લક્ષમાં રાખો: આ સમજવું જરા મુશ્કેલ છે, પણ એક વખત સમજો, એટલે પછી તમને સંશય ઉઠશે નહિ.

આ વાત બરાબર લક્ષમાં રાખો કે " સર્પ કાળો છે " એ એક પ્રકારની ઉક્તિ છે, અને " સર્પ રજ્જુ છે " એ તદ્દન જૂદા પ્રકારની ઉક્તિ છે. તેજ પ્રમાણે જ્યારે લોકો કહે છે કે " હું દેવ છું, " " હું ફિરિસ્તો છું " એ એક પ્રકારની ઉક્તિ છે; અને જ્યારે હિન્દુઓ કહે છે કે "હું બ્રહ્મ છું" ત્યારે તે બીજા પ્રકારની ઉક્તિ છે. જ્યારે તે " હું બ્રહ્મ છું " એમ કહે છે ત્યારે તેનો અર્થ એ છે કે તમે મને જે શરીર સમજો છો તે શરીર હું નથી, તમે ભૂલથી મને રૂધિર, સ્નાયુઓ અને હાડ સમજો છો, પણ તેમ નથી. હું સાડાત્રણ હાથનું પુતળું નથી. હું મન કે બુદ્ધિ પણ નથી; પણ હું તો આદિકારણ છું. હું સત્યશક્તિ છું; હું સત્યના પણ સત્ય સ્વરૂપ છું; સત્ય પરમેશ્વર, સત્ય શક્તિ, એજ માત્ર હું છું.

વળી જેને પોતાના ન્યાયાસન આગળ લાવી શકાય, ઠપકો આપી શકાય, પોતા આગળ ઉભો કરી શકાય અને છોડી શકાય. એવા એકાદ પ્રાણીની પેઠે લોકો પરમેશ્વરને " આમ કર ને તેમ કર, " એમ કહેવા ઇચ્છે છે. જાણે કે તે માત્ર એકાદ સામાન્ય મનુષ્ય હોયને ! આ બાબત એક દૃષ્ટાન્તથી ઠીક સમજાવી શકાશે.

હિન્દુસ્તાનમાં એક ઘાંચી રહેતો હતો, તેણે પોતાને ત્યાં એક સુંદર પોપટ પાળ્યો હતો. એક દિવસ આ ઘાંચી કોઇ કારણસર પોતાની દુકાન છોડીને બહાર ગયો. તેનો નોકર પણ એક સંદેશો પહોંચાડવા ગયો હતો. પોપટ દુકાનમાં હતો. ઘાંચીની ગેરહાજરીમાં એક મોટી બિલાડી આવી. બિલાડીને જોઇ પોપટ જોકે પાંજરામાં હતો તોપણ બીન્યો અને કૂદવા લાગ્યો. પોતાની પાંખો ફફડાવી તે આમતેમ કૂદવા લાગ્યો તેથી ભીંત ઉપર લટકતું પાંજરૂં સરી પડયું અને ઘણા કિંમતી તેલની બરણી ઉપર પડયું. બરણી ભાંગી ગઇ અને બધું તેલ ઢળી ગયું. થોડીવાર પછી ઘાંચી આવ્યો. તે ઘણો ગુસ્સે થયો અને પોતાનું કિંમતી તેલ ઢોળાયલું જોઇ તેનો મિજાજ તપી ગયો. તેને બેહદ ગુસ્સો ચડયો અને તે દાબમાં રાખી શકયો નહિ. તેના સમજવા પ્રમાણે પોપટેજ પાંજરૂં બરણી ઉપર પાડી નાંખ્યું હતું અને આસરે ૨૫ રૂપિયાનું નુકસાન કર્યું હતું. તેણે પાંજરાનું બારણું ઉઘાડયું અને પોપટના માથા ઉપરનાં બધાં પીંછાં પીંખી નાંખ્યાં. પોપટને ટાલવાળો કરી નાંખ્યો અને તેના માથા ઉપર એક પણ પીછું રાખ્યું નહિ. પોપટના માથામાંથી લોહી નિકળવા લાગ્યું અને તે બે અઠવાડીઆં સુધી બોલ્યો નહિ. પોપટે પોતાના શેઠનું સ્વાગત કર્યું નહિ. પરિણામે શેઠ પોતાના કૃત્ય માટે ઘણો દિલગીર થયો. બે અઠવાડીઆ પછી ઘાંચીની દુકાને એક ગ્રાહક આવ્યો. આ ગ્રાહક ઉઘાડે માથે હતો અને વળી તે ટાલવાળો પણ હતો. પોપટ એને જોઇને ખૂબ હસ્યો; અને પોતાનો બીજો સાથી જોઇને ઘણો સુખી થયો. શેઠે પોપટને આટલી ખુશાલી અને આનંદ થવાનું કારણ પૂછયું: ત્યારે પોપટે કહ્યું કે, " અરે ! હું પરમેશ્વરનો ઉપકાર માનું છું કે હું એકલોજ ઘાંચીનો નોકર નથી, આ માણસ પણ ઘાંચીનો નોકર હોવો જોઇએ; કારણ કે જો તે ઘાંચીનો નોકર ન હોત તો તેણે પોતાના માથાના વાળ ગુમાવ્યા હોત નહિ અને ટાલવાળો થયો હોત નહિ."

કેટલાક લોકો બરાબર આવીજ ભૂલ ભરેલી સમજણ ધરાવે છે. તેઓ પોતે જે કંઈ કરે છે તે કાંઈ પણ સ્વાર્થ, યોજના અથવા એવા કોઈ પણ હેતુસરજ કરે છે, અને તેથી ઈશ્વર પણ તેમજ કરતો હશે, એમ માની લઈને તેઓ કહે છે કે પરમેશ્વરે જગત બનાવ્યું તે પણ કંઈક હેતુપૂર્વક બનાવ્યું હશે. કાંઈક તૃષ્ણા, પૂર્વની યોજના અગર તેવા બીજા હેતુસરજ બનાવ્યું હોવું જોઈએ. ખરેખર વિચાર કરવાની આ ભૂલ ભરેલીજ રીત છે. આથી પરમેશ્વરને મર્યાદિત કરાય છે. એક વાર તમે તેને અનન્ત શક્તિવાળો કહો છો અને વળી તેને સામાન્ય મનુષ્યની સ્થિતિમાં ગણવા ઇચ્છો છો. પણ તે ચાલશે નહિ–તેમ બની શકશે નહિ.

બીજા એક માણસે 'રામ'ને એક બીજો પ્રશ્ન કર્યો હતો કે જો હું સર્વસ્વ છું તો મારે દુઃખ શા માટે સહન કરવું જોઈએ ? 'રામ' તમને માત્ર એટલુંજ પૂછે છે કે, "તમારા સ્વપ્નમાં તમારી આસપાસ જે વસ્તુઓ છે તે શું તમારાથી ભિન્ન છે ? એ વસ્તુઓ તે શું તમે પોતેજ નથી ?" તે સર્વ તમેજ છો. તમારા સ્વપ્નમાં દેખાતા પર્વતો, જંગલો, નદીઓ અને રેતીનાં રણો એ સર્વ તમારીજ કૃતિ છે. એ સર્વ તમારૂં પોતાનુંજ બનાવેલું–તમારા પોતામાંથીજ બનાવેલું–ઉપજાવેલું અને તમારી પોતાનીજ કારીગરી છે; અને તોપણ તમારા સ્વપ્નમાં એક સિંહ આવીને તમને ખાઈ જવા માંડે છે, કે સર્પ આવીને તમને કરડે છે, કે કાંઇક હાઉ જેવું આવે છે, અને તમને બીવરાવે છે, એ ખરૂં કે નહિ ? અને તે છતાં પણ એ હાઉ, એ સિંહ, એ વાઘ અને એ સર્પ તમેજ છો કે નહિ ?

એક બીજો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. તમે જાણો છો કે 'રામ' તમને ઉપદેશ કરે છે કે તમે પરમેશ્વર, પરમેશ્વર, પરમેશ્વર છો. આથી કોઈ પૂછે છે કે, "જો હું પરમેશ્વર છું તો હું સર્વજ્ઞ કેમ નથી ?" 'રામ' પૂછે છે કે બન્ધુ ! "તમે પરમેશ્વર નથી ત્યારે શું છો તે મને જણાવો." તે કહે છે કેઃ "હું આ શરીર છું." હવે 'રામ' પૂછે છે કે, તમે આ શરીરજ છો; તો તમારા માથા ઉપર કેટલા વાળ છે તે મને કહો. શું માથું કાંઈ તમારૂં નથી ? તેણે કહ્યુંઃ "છે." જો માથું તમારૂં છે તો કૃપા કરીને તમારા માથા ઉપર કેટલા વાળ છે તેની સંખ્યા મને કહો. (જો માણસ શરીરશાસ્ત્ર ન જાણતો હોય તો) વારૂ, તમારા શરીરમાં કેટલાં હાડકાં છે તે મને કહો. તમારે કેટલા સ્નાયુ છે ? આજ સવારે તમે ભોજન કર્યું હતુંજ, ત્યારે મને કહો કે તે ખોરાક હવે ક્યાં છે ? આંતરડામાં છે, પેટમાં છે, હોજરીમાં છે કે ફેફસામાં છે ? તે માણસ જવાબ આપી શકતો નથી; ત્યારે 'રામ' કહે છે કે તમે તમારા માથાના વાળ ગણી શકતા નથી તોપણ વાળ તમારાજ છે; તમારાં હાડકાં અને સ્નાયુની સંખ્યા તમે કહી શકો નહિ તોપણ તે તમારાંજ છે; જમ્યા હતા તે ખોરાક ક્યાં છે તે કહી શકો નહિ તોપણ શરીર તમારૂંજ છે; તેજ પ્રમાણે આકાશમાં કેટલા તારા છે તે તમારી બુદ્ધિ કહી શકે નહિ તોપણ એ બધા તારા તમારાજ છે. તમારી બુદ્ધિ આ વખતે ઈંગ્લૅન્ડમાં શું થાય છે તે કહી શકે કે ન કહી શકે તોપણ ઈંગ્લૅન્ડ તમારૂંજ છે. બુધના ગ્રહમાં આ વખતે શું થાય છે તે તમે કહી શકો કે ન કહી શકો તોપણ બુધનો ગ્રહ તમારોજ છે. તમે આ વસ્તુઓ કહી શકો નહિ તેથી કાંઈ એમ સિદ્ધ થતું નથી કે તે વસ્તુઓ તમારી નથી. આ વસ્તુઓનું વર્ણન કરવું એ અનન્ત શક્તિવાળાનું કામ છે. (ભીંત ઉપરની છબિ બતાવીને) તમે આ છબી કોની છે તે કહી શકશો, કારણ કે તમે જાણો છો કે તે અમુકની છે. હવે "તમે" એ શબ્દને જો તેની મિથ્યા

ભાવનામાં લઇએ તો તમે પોતે કંઈ તે છબી નથી. કર્ત્તા અને કર્મ જૂદાં છે તેમ તે છબી તમારાથી જૂદી છે. પણ જો તમે તે છબી હો, જો તમે સર્વસ્વ હો, જો તમારા સિવાય બીજું કાંઈ ન હોય, જો તમે અનન્ત હો, જો તમને મર્યાદિત કરે તેવું કાંઈ ન હોય, તો તમે કોણ છો એ કોણ કહેશે? આ પ્રમાણે મૂળ સત્ય ઉપર આવતાં વર્ણન અને દર્શન અટકે છે. તે ત્યાં પહોંચી શકતાંજ નથી. વાણી અને મનની ત્યાં ગતિજ નથી.

બીજા એક માણુસે એવો પ્રશ્ન પૂછયો હતો કે, “તમે કયા પંથના છો? શું તમે હિન્દુ છો? બ્રાહ્મણ છો?” મેં કહ્યું: “ના.” “તમે ક્રિશ્ચિયન છો? યાહુદી છો? અથવા શું છો? કયા ધર્મના અને કઇ શાખાના છો?” એનું સમાધાન એ છે કે જો કોઈ પણ વસ્તુ કોઈની હોય તો તે તેની મિલકત છે. નિર્જીવ વસ્તુઓ અને એવા બીજા પદાર્થો કોઇ માણુસની મિલ્કત હોય છે; પણ ‘રામ’ કાંઈ એવી જડ વસ્તુ નથી. ‘રામ’ કાંઇ એવી મિલ્કત નથી કે તે કોઇની માલિકીના હોઇ શકે. તે કોઈની માલકીનો શા માટે હોય? આ જગત, આ વિશાળ વિશ્વ ‘રામ’નું છે. અમેરિકા ‘રામ’નું છે. ‘રામ’ તમારૂં પોતાનું સ્વરૂપ છે. અમેરિકા મારો છે. ઍડવર્ડ રાજા મારો છે. તમે બધા મારા છો. હિન્દુસ્તાન પણ મારો છે. ખ્રીસ્ત ધર્મ, મુસલમાની ધર્મ, યાહુદી ધર્મ, હિંદુ ધર્મ, વેદાન્ત એ બધા મારાજ છે; અને ચરાચર વિશ્વ તેમજ બીજું કાંઇ પણ હોય તો તે સર્વ મારૂંજ છે.

અજ્ઞાની જીવો પોતાનું સ્વાતંત્ર્ય વેચે એ જૂદી વાત છે, પણ તમારે તે કદાપિ વેચવું જોઇએ નહિ.

આ દેશમાં-અમેરિકામાં લોકો કહે છે કે તેઓ સ્વતંત્ર છે. રાજકીય સ્વાતંત્ર્ય તેમને હશે, પણ અરે! ધર્મની પરતંત્રતા, સામાજિક પરતંત્રતાની તો હદજ છે!! ‘રામ’ તમને વિચાર સ્વાતંત્ર્ય અને આચાર સ્વાતંત્ર્ય આપે છે. જે ધર્મ ‘રામ’ ઉપદેશે છે તેને કેટલાક વેદાન્ત એવું નામ આપે છે. પણ અરે! તેને કશુંજ નામ આપવાની જરૂર નથી. સત્ય વેદાન્ત માત્ર વેદમાંજ રહેલું નથી, તે તમારા હૃદયમાં પણ છે. ‘રામ’ હમેશને માટે તમને જણાવવા ચાહે છે કે ‘રામ’ માત્ર હિંદુજ નથી; ‘રામ’ અમેરિકન અને ક્રિશ્ચિયન પણ છે. ‘રામ’ ને અમુક પંથ કે શાખાનો ગુલામ ન ગણુશો. ‘રામ’ તમારૂં પોતાનું સ્વરૂપ, સ્વતંત્રતા પોતેજ છે.

બીજા એક માણુસે કહ્યું: “તમે પરમેશ્વર જેવા હો-તમે ક્રાઈસ્ટ જેવા હો તો ક્રાઈસ્ટે તો અમુક અમુક ચમત્કાર કર્યા છે. કૃપા કરીને એવા ચમત્કાર અમારે માટે તમે પણ કરો, એટલે અમે તમને માનીશું.” ‘રામ’ કહે છે કે, “બન્ધુ, બન્ધુ! ક્રાઇસ્ટે ચમત્કાર કર્યા તોપણ તમે તેને ક્યારે માન્યો છે? ક્રાઈસ્ટે ચમત્કાર કર્યા છે તોપણ તેનામાં તમને આસ્થા ઉત્પન્ન થઈ નથી. તેને તો ઉલટો ત્રાસ આપવામાં આવ્યો હતો. તેને વધસ્તંભ ઉપર ખીલાથી જડયો હતો. કહો ત્યારે શું ચમત્કાર તમારામાં શ્રદ્ધા લાવશે? બિલકુલ નહિ.”

વળી ચમત્કાર એટલે શું? એ બધું શું છે? જો આ શરીર દુનિયાના બધાય ચમત્કાર કરે તોપણ તેથી મારા ઈશ્વરત્વમાં એક બિન્દુ પણ ઉમેરાઇ શકશે નહિ. હું આ શરીર નથી, હું તમારૂં પોતાનું સ્વરૂપ છું. જો આ શરીર ચમત્કાર કરે તો તેથીએ શું? શરીર ચમત્કાર કરતું નથી તોપણ તે હુંજ છું. તે હુંજ છું. જો આ શરીર ચમત્કાર કરે ને એને તમે પરમેશ્વર માનો તો એ તો ઉલટું વધારે ખરાબ. ચમત્કારથી તમે આ શરીરને પરમેશ્વર

માનો ખરા, પણ તમારે એમ કરવું જોઇએ નહિ. 'રામ' તો તમને પોતાનેજ પરમેશ્વર બનાવવા ઈચ્છે છે; આ શરીરને નહિ. 'રામ' ચમત્કાર કરીને તમારૂં સ્વાતંત્ર્ય લઇ લેવા અને આ અમુક વ્યક્તિત્વનું ઉપરીપણું તમારા ઉપર ઠસાવવા ઇચ્છતો નથી. આગળના પેગમ્બરોએ કર્યું છે તેમ 'રામ' તમને પરતંત્ર કરવા અને તમારૂં સ્વાતંત્ર્ય લઈ લેવા ઈચ્છતો નથી.

તમે આ શરીર ચમત્કાર કરે એમ ઈચ્છો છો પણ એ શરીર હું નથી. જે પરમેશ્વરે આ જગતરૂપી અનુપમ મહા ચમત્કાર કર્યો છે તે પરમેશ્વરજ હું છું. હું તેજ છું. આ વિશાળ વિશ્વજ મારો ચમત્કાર છે. આ આખું વિશ્વ જેની કારીગરીનો નમુનો છે તે કારીગરજ હું છું.

હિન્દુસ્તાનમાં જે ઘરમાં આ શરીર રહેતું હતું તે ઘરમાં એક છોકરો નોકરી કરતો હતો. તે છોકરો બધો વખત 'રામ'ના સહવાસમાં રહેતો હતો. એક દિવસ તે છોકરો એ ઉંચા મહેલના શિખર ઉપર ચાલતો હતો અને મોટેથી બૂમ પાડતો હતો કે, "હું પરમેશ્વર છું! હું પરમેશ્વર છું! હું પરમેશ્વર છું!" જે ઘરની ટોચ ઉપરથી તે છોકરો બૂમ પાડતો હતો તે ઘરની જોડેના ઘરોમાં બીજા લોકો હતા. તે લોકોએ તેને કહ્યું: "તું શું લવરી કરે છે? તું શું બકે છે? શું તું પરમેશ્વર છે એમ તું કહે છે? જો તું પરમેશ્વર હોય તો છાપરા ઉપરથી ભૂસકો માર; પછી અમે જોઈએ છીએ કે તને વાગે છે કે નહિ! જો તને નહિ વાગે તો અમે તને પરમેશ્વર માનીશું; જો તને વાગશે તો અમે તને મારી નાખીશું. અમે તને ત્રાસ આપીશું. તું આમ શા માટે બોલે છે? આવી નાસ્તિક ભાષા બોલવાનો તને હક્ક નથી."

છોકરો દૈવી ઉન્મત્તતાથી ભરપૂર હતો. તે બોલ્યો: હે મારાં સ્વરૂપો! હું કૂદવાને માટે તૈયાર છું; તમે બતાવો તે હરકોઇ ઉંડી ખીણમાં કે હરકોઈ સમુદ્રમાં કુદી પડવા તૈયાર છું. પણ અરે! કૃપા કરીને મને એવી એક પણ જગ્યા બતાવો કે જ્યાં હું ન હોઉં? કારણ કે કૂદી પડવા માટે કૂદી પડવાની કોઇ પણ જગ્યા તો જોઇએજ. મારા સિવાયની એક પણ જગ્યા તો બતાવો કે જ્યાં મારી હાજરી ન હોય? હું ઈશ્વરનો પણ ઈશ્વર છું. મને એક પણ એવી જગ્યા બતાવો કે જ્યાં હું ન હોઉં એટલે ત્યાં કૂદવા હું તૈયાર છું. જે સર્વમાં વ્યાપ્ત છે તે શી રીતે કૂદી શકે? જે મર્યાદિત હોય, જે અહીં હોય અને ત્યાં ન હોય તેજ માત્ર કૂદી શકે. તેનેજ કૂદવાનું રહે છે.

જે સદ્‌ગૃહસ્થે તેને કૂદવાનું કહ્યું હતું તે બોલ્યો: "અરે તું તે પરમેશ્વર છો કે તું તે શરીર છો?" છોકરાએ કહ્યું: "આ શરીર તમારી પોતાની ધારણાથી બનેલું છે, હું આ શરીર નથી. તમારા પ્રશ્નો અને વાંધા મને પહોંચી શકતા નથી. તે માત્ર તમારી ધારણામાંજ રહે છે. તેજ પ્રમાણે જે સર્વવ્યાપી છે તે કેવી રીતે કૂદી શકે? એવી એક પણ જગ્યા નથી કે જ્યાં તે કદિ પણ ન હોય. તેજ હું છું. તેજ હું છું. માત્ર આ શરીરમાંજ હું હોઉં અને પેલા શરીરમાં ન હોઉં તો અલબત્ત આ શરીરદ્વારા ઈશ્વરત્વનો દાવો દૃઢ કરવાને માટે મારે ચમત્કાર કરવાજ જોઈએ; પણ આ તો બધાંજ શરીર મારાં છે—મારા પોતાનાથીજ ઉત્પન્ન થએલાં છે. મારે માત્ર તેમનું સ્વામિત્વ લેવાનું છે. મારે કાંઇજ કરવાનું નથી. બધું મેંજ કરેલું છે.

અન્ય એક માણસે સવાલ પૂછયો છે કે, "વેદ તરફ તમારૂં કેવું વલણ છે? વેદ

વિષે તમે શું ધારો છો?" 'રામ' કહે છે કે "જે પ્રમાણે આપણે વિજ્ઞાનશાસ્ત્રને અનુભવી શકીએ છીએ, તે પ્રમાણે આપણે વેદને પણ અનુભવી શકીએ છીએ." પ્રશ્ન—વેદને તમે માનો છો? 'રામ' કહે છે કે "વેદને હું જાણું છું. હું વેદની તમને ભલામણ કરૂં છું." પ્રશ્ન–જે પ્રમાણે આપણે બાઇબલને સ્વીકારીએ છીએ તેજ પ્રમાણે વેદોને સ્વીકારીશું? 'રામ' કહે છે કે: "તમે બાઈબલનો ઉંધો અર્થ કરો છો, તેવો વેદનો અર્થ કરશો નહિ. ખગોળશાસ્ત્ર અથવા રસાયનશાસ્ત્રનો જેમ અભ્યાસ કરો છો તેજ પ્રમાણે વેદનો પણ અભ્યાસ કરો. જે પ્રમાણે કેટલાક હિંદુઓ વેદને માને છે, તે પ્રમાણે અન્ધશ્રદ્ધાથી કે ભોળપણથી કોઇ પણ વસ્તુને સ્વીકારશો નહિ. જે પ્રમાણે તમે રસાયનશાસ્ત્રનો એક ગ્રંથ હાથમાં લ્યો અને તેમાં જણાવેલા સિદ્ધાંતો અમુક વિદ્વાને લખેલા હોય તેને ખાતરજ કશું સમજ્યા વિના એમને એમ તેને તમે સ્વીકારવાના નથી; તેજ પ્રમાણે આ વિષયમાં પણ માત્ર વાકય ઉપરથીજ વગર સમજે કશું સ્વીકારશો નહિ. એવી શ્રદ્ધા એ શ્રદ્ધાજ નથી. પ્રયોગો તમે જાતેજ અનુભવ સિદ્ધ કરો, તમે જાતેજ તેનું સત્ય શોધો અને સાચા વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે તમારી સ્વતંત્રતા ન વેચતાં તમારૂં સ્વાતંત્ર્ય સાચવીનેજ તેનો અભ્યાસ કરો; તોજ તમે વેદના રહસ્યમાં પ્રવેશી શકશો. તેમ નહિ કરો તો હમ્મેશાં ભૂલજ કરશો. વેદના શિક્ષણને કોઇની ટીકાની બ્હીક નથી. તેને કોઇ પણ શંકા અથવા પ્રશ્નોની બ્હીક નથી. તમારાં પશ્ચિમનાં બધાં શાસ્ત્રોથી તેને તપાસો; તમારા પાશ્ચાત્યજ્ઞાનના પ્રકાશ (ધ્યાનમાં રાખો કે પ્રકાશ હમ્મેશાં પૂર્વમાંથીજ આવે છે, પણ ધારો કે પશ્ચિમનો પ્રકાશ) નાં પ્રકાશમાન કિરણોથી આ જ્ઞાનનું –શ્રુતિનું સુન્દર મૂળ–ભલે ધુઓ. શ્રુતિના સુન્દર મુખારવિન્દ ઉપર એક પણ કાળો ડાઘ કે તલ કદિએ દેખાવાનોજ નથી. વેદો વિજ્ઞાનશાસ્ત્રથી પ્રતિકુળ નથી. તમારી અર્વાચીન શોધખોળો તો માત્ર એ શ્રુતિ મહારાણીનું પાદપ્રક્ષાલનજ છે. તે શોધખોળો તો ઉલટી વેદાન્તની વધારે ને વધારે સેવાજ કરતી જાય છે.

જે લોકોએ વેદોનો નિસ્પૃહ રીતે અભ્યાસ કર્યો છે તેમણે તેને ધન્યવાદજ આપ્યો છે. શૉપનહૉર, જેને કોઈ પણ તત્ત્વજ્ઞાનનું વખાણ કરવાનું મન થયું નથી અને જેણે પોતાના સિવાય બીજા બધા તત્ત્વજ્ઞાન ઉપર ગાળોનો વરસાદ વર્ષાવ્યો છે, તે પણ વેદ સંબંધી બોલતી વખતે કહે છે કે, "**ઉપનિષદ્ (વેદો)ના અભ્યાસ જેવો ઉત્કર્ષક અને હિતાવહ બીજો કોઈ અભ્યાસ આખા જગતમાં નથી, તે મારા જીવનનું પણ આશ્વાસન નિવડયું છે અને મારા મૃત્યુનું પણ આશ્વાસન નિવડશે.**"

શૉપનહૉરના આ કથન ઉપર ટીકા કરતાં મૅકસમુલર કહે છે કે, "**આવા સ્વતંત્ર તત્ત્વચિન્તકના શબ્દોને જો કાંઇ અનુમોદનની અપેક્ષા હોય તો યૂરોપના અને આખા જગતના બધા ધર્મના તત્ત્વજ્ઞાનની સર્વ રીતોના મારા જીંદગીપર્યંતના અભ્યાસથી શૉપનહૉરના અનુભવને નિરભિમાનપણે અનુમોદન આપવાને હું તૈયાર છું.**"

"**જો તત્ત્વજ્ઞાન સુખદાયી મૃત્યુની તૈયારી માટે હોય તો વેદાન્ત તત્ત્વજ્ઞાન કરતાં બીજી એક પણ સારી તૈયારી હું જાણતો નથી.**"

બીજા એક માણસે એવો પ્રશ્ન પૂછયો છે કે "તમારૂં વેદાન્ત હિન્દુસ્તાનની મર્યાદાવાળી હદમાંજ કેમ અટકી રહેલું છે?" જે પ્રશ્નો હવે ચર્ચવાના છે તે ઘણા અગત્યના અને રસવાળા છે. તે કહે છે કે, "ક્રિશ્ચિયાનિટી આખા જગત ઉપર પ્રસરેલી છે; ત્યારે તમારૂં

વેદાન્ત તો માત્ર હિન્દુસ્તાનની મર્યાદાવાળી હદમાંજ પ્રસરેલું છે ! વળી તે માત્ર કેળવાયલા વર્ગનોજ ધર્મ છે, સર્વ સામાન્ય જનસમુદાયનો નથી." 'રામ' કહે છે કે, "ક્રિશ્ચિયાનિટી જો પ્રજા ઉપર ખરેખરૂં રાજ્ય ચલાવતી હોત તો ઘણું વધારે સારૂં થાત. જો ખરી ક્રિશ્ચિયાનિટી યૂરોપમાં પ્રવર્ત્તતી હોત તો તે 'રામ'ને માટે ઘણાજ આનન્દની વાત હતી. પરંતુ યૂરોપ કે અમેરિકામાં ક્રિશ્ચિયાનિટી પ્રવર્ત્તતી નથી, પણ ચર્ચાનિટીજ પ્રવર્ત્તે છે. તે ક્રિશ્ચિયાનિટી નથી પણ ચર્ચાનિટીજ છે."

જો તમે ધારતા હો કે ખરી ક્રિશ્ચિયાનિટી જનસમુદાયમાં પ્રસરેલી છે તો બન્ધુ ! એવી ભૂલ કરશો નહિ. જનસમુદાયમાં ક્રિશ્ચિયાનિટી કરતાં શેતાનના ધર્મને અનુસરનારા લોકોજ વધારે છે. તમે જાણો છો કે દુર્ગુણ, ભૂંડી તૃષ્ણાઓ, વૈમનસ્ય, ધિક્કાર, મનોવિકાર અને વિષયાસક્તિ એ શેતાનનો જ ધર્મ છે; અને એવો શેતાનનો ધર્મજ ક્રિશ્ચિયાનિટી કરતાં લોકોમાં વધારે પ્રવર્ત્તે છે.

પાર્લામૅન્ટની સભાના એક મહાન વક્તાને લંડનની પાર્લામૅન્ટની સભામાંથી ધૂતકારી કહાડવામાં આવ્યો હતો. તે પછી તે શા શબ્દો બોલ્યો હતો તે તમે જાણો છો ? તેણે કહ્યું: "તમારા પક્ષમાં અધિક મત હોય તોપણ શું થયું ?" સામા પક્ષકારોને તેણે કહ્યું કે, "**અભિપ્રાયની તો તુલના કરવી જોઇએ; તેની કાંઇ ગણત્રી કરવી જોઇએ નહિ." મતની અધિકતા એ કાંઇ સત્યની સાબીતી નથી.**

એક વખત એવો પણ હતો કે જ્યારે ગેલીલીઑએ કૉપરનિકસના સિદ્ધાન્તો રદ કર્યા અને કહ્યું કે પૃથ્વી પરિભ્રમણ કરે છે, નહિ કે સૂર્ય. તેના પક્ષમાં મતની ઘણીજ ન્યૂનતા હતી. તે એકલોજ હતો અને આખું જગત તેની વિરૂદ્ધ હતું, મતની અધિકતા તેની વિરૂદ્ધ હતી, પણ સત્ય શું છે ? સત્ય શું કાંઇ મતની ન્યૂનતા કે અધિકતામાંજ રહેલું છે ? એવી અધિકતા કે ન્યૂનતા એ કાંઇજ નથી. એક વખત એવો હતો કે જ્યારે રોમન કૅથૉલિક મતની અધિકતા હતી. પછી વળી એવો વખત આવ્યો કે એ અધિકતા બીજી તરફ ઢળી પડી. એક વખત એવો પણ હતો કે જ્યારે ક્રિશ્ચિયાનિટી માત્ર અગીઆર શિષ્યોની ન્યૂન સંખ્યામાંજ પ્રવર્ત્તતી હતી. પછી વળી એવો પણ વખત આવ્યો કે જ્યારે આ ક્રિશ્ચિયાનિટી કે ચર્ચાનિટીની તરફેણમાં મતની અધિકતા આવી. માટે ખરી રીતે મતની અધિકતા અને ન્યૂનતા એ કાંઇજ નથી. આપણે સત્યના ખડક ઉપર ઉભા હોઇએ તો સત્ય બહાર આવવુંજ જોઇએ.

બીજા એક માણસે પૂછ્યું છે કે, "જગતમાંની બધી પ્રજાઓમાં માત્ર ક્રિશ્ચિયન પ્રજાઓજ સુધારામાં અને પ્રગતિમાં શામાટે આગળ છે ?" રામ કહે છે કે "બન્ધુ ! યૂરોપ અને અમેરિકા, હિન્દુસ્તાન, ચીન અને જાપાન કરતાં રાજકીય અને સામાજિક વિષયોમાં આગળ પડતાં હોય તો તે ક્રિશ્ચિયાનિટીને લીધે નથી. વૃથા એવો ઉંધો વિચાર ન બાંધો. જો વિજ્ઞાનની તમામ ઉન્નતિ અને સુધારો ક્રિશ્ચિયાનિટીનેજ પ્રતાપે થયો હોય તો મહેરબાની કરીને કહો કે આ ગેલીલીઑએ જ્યારે પેલી નાની શોધ કરી હતી ત્યારે ક્રિશ્ચિયનો તેની તરફ શી રીતે વર્ત્યા હતા અને તેની કેવી દશા કરી હતી ? બ્રુનોને બાળી મૂકયો હતો, તે કોણે બાળ્યો હતો ? ક્રિશ્ચિયાનિટીએજ. હકસ્લી, સ્પૅન્સર અને ડાર્વિનની શોધો તથા પ્રગતિ અને જુસ્સાનું સ્વાતંત્ર્ય, એ કાંઇ ક્રિશ્ચિયાનિટીથી ઉદ્ભવેલાં અને પોષાયલાં નથી. ક્રિશ્ચિયાનિટીની હરેક રીતે દાબી દે એવી સત્તા છતાં પણ તેઓ ટકી રહ્યા છે. સ્થાપનહારની કેવી

દશા હતી ? તેને કેવી રીતે જીવન ગાળવું પડતું હતું તે તમે જાણો છો ? શૉપનહૉરને પણ ક્રાઈસ્ટના જેટલોજ મહાન ભોગ આપવો પડયો હતો. ક્રાઈસ્ટને પોતાના સિદ્ધાન્તો માટે મરવું પડયું હતું, જ્યારે શૉપનહારને પોતાના સિદ્ધાન્તો માટે જીવવું પડયું હતું. તમે જાણો છો કે **પોતાના સિદ્ધાન્તોને માટે જીવવા કરતાં મરવું એ વધારે સહેલું છે.** શૉપનહૉરના સ્વતંત્ર મનોવેગને કોણે દાબ્યો તે તમે જાણો છો ? તેના શરૂઆતના લખાણમાં જે જુસ્સો અને શક્તિની છોળ ઉડતી હતી તે તેના પાછળના ગ્રંથોમાં તેણે ગુમાવ્યાં હતાં. હેગલ અને કાન્ટના તત્ત્વજ્ઞાનમાં જે દુર્બળતા અને નબળાઈ હતી તે ક્રિશ્ચિયાનિટીની અસરને લીધેજ હતી. ફીએને પોતાનું અધ્યાપકપણું કેમ છોડવું પડયું હતું અને પોતાના દેશમાંથી તેને શામાટે કહાડી મૂકયો હતો તે તમે જાણો છો ? તે ક્રિશ્ચિયાનિટીને લીધેજ હતું. શરૂઆતથીજ તમામ પ્રગતિ ક્રિશ્ચિયાનિટીને લીધે નહિ પણ તેના વિરોધ વચ્ચેજ થએલી છે. વસ્તુસ્થિતિનો ઉંધો અર્થ ન કરો.

હિંદુસ્તાનનો એક અઁગ્લો ઇન્ડિયન જે કેટલોક વખત હિંદુસ્તાનમાં રહ્યો હતો તે જ્યારે ઇંગ્લૅન્ડ પાછો ગયો ત્યારે પોતાની બહાદુરી, બળ અને હિમ્મત માટે પોતાની સ્ત્રી આગળ બડાશ મારતો હતો. તેઓ પોતાના ગામડાના ઘરમાં રહેતાં હતાં, ત્યાં એક વખત રીંછ આવ્યું ત્યારે તે કૂદીને પાસેના ઝાડની ડાળી ઉપર જતો રહ્યો અને તેની સ્ત્રીએ હથિયાર પકડીને રીંછને માર્યું ત્યારેજ તે નીચે ઉતર્યો. એટલામાં ત્યાં કેટલાક લોક આવ્યા અને પૂછયું કે, “ રીંછ કોણે માર્યું ? ” તેણે કહ્યું: “ મેં અને મારી સ્ત્રીએ રીંછને માર્યું. ” તેજ પ્રમાણે જ્યારે કાંઇ કામ થયું હોય ત્યારે તે મેં કર્યું છે, તે કરવામાં હું પણ હતો, એમ કહી મિથ્યા બડાઇ હાંકવી એના જેવુંજ ક્રિશ્ચિયાનિટીથી ઉન્નતિ થયાનું કથન સમજવું.

યૂરોપ અને અમેરિકામાં વિજ્ઞાનની અને તત્ત્વજ્ઞાનની તમામ પ્રગતિ અને આ સર્વ શોધખોળો ખરા વેદાન્તને આચારમાં મૂકવાથીજ થઇ છે. વેદાન્ત એટલે સ્વાતંત્ર્ય-સ્વાશ્રય છે; અને તે સ્વાશ્રય તથા સ્વતંત્રતા સ્થૂલ હાજતોથી પર રહેવાના આવેશને લીધેજ ઉપજે છે. આ બધી પ્રગતિ તેને લીધેજ છે, અને તે વેદાન્તને અજાણપણે આચારમાં મૂકવાથીજ છે. તમે ખરા વેદાન્તને ખરી ક્રિશ્ચિયાનિટી પણ કહી શકો. ખરી ક્રિશ્ચિયાનિટીને જો તમે બરાબર સમજો તો તે વેદાન્તથી જૂદી નથી. તેઓ કહે છે કે પૃથ્વીની સપાટી ઉપરથી ગુલામગીરી અમે કહાડી નાંખી અને ઘણા સુધારા કર્યા છે; પણ ‘રામ’ કહે છે કે “ બન્ધુઓ ! શું ગુલામગીરી રદ કરી છે ? અરે ! ગુલામગીરી કહાડી નંખાય એવું ‘રામ’ કેટલું બધું ઇચ્છે છે ? ધારો કે ગુલામગીરી કહાડી નાંખી છે એવું આપણે માન્ય કરીએ, તોપણ તે કંઈ ક્રિશ્ચિયાનિટીને લીધે થએલું નથી. જો ક્રિશ્ચિયાનિટીમાં ગુલામગીરી દૂર થાય એવું કાંઇ હોય તો ક્રિશ્ચિયાનિટીએ ઠેઠ ૧૭૦૦ વર્ષ સુધી ગુલામગીરી શા માટે રદ ન કરી ? પણ તેને રદ કરવાનું કારણ તો કંઈક બીજુંજ હતું, એ સમયે લોકો અમેરિકામાં વસ્યા હતા, યૂરોપીઅન પ્રજાઓ એક સ્થળેથી બીજે સ્થળે જતી હતી ને બીજી પ્રજાઓના સહવાસમાં આવતી હતી-ત્યાં તે કેળવણી લેતી હતી અને ઉદાર મનની થતી હતી. અને એમ થવું એનું નામજ આચારમાં મૂકેલું વેદાન્ત છે. આ પ્રમાણે ગુલામગીરી રદ કરવાનું કારણ એ વેદાન્તજ હતું; નહિ કે ક્રિશ્ચિયાનિટી. રાજકીય અને સામાજિક સંયોગોએજ લોકોનાં હૃદય અને આત્માને ઉશ્કેર્યાં હતાં. જો આ શુભ વસ્તુઓ ક્રિશ્ચિયાનિટીને લીધેજ બનેલી હોય તો પછી ડાકણોને બાળી નાખવી, ગરદન મારવાના સાંચા અને “ ધર્મ વિચારિણી સભા ” એ સર્વ શાને લીધે

હતાં ? તમે જાણો છો કે એ ધર્મ વિચારિણી સભાનો એક સમયે સાનફ્રાન્સિસ્કોમાં પૂરદમામ હતો–અરે ! ભયંકર ! ભયંકર કૃત્યો ! છાતીમાંથી લોહી કહાડવું ઇ૦ તેનાં કૃત્યો હતાં ! 'રામ' બીજી બધી બાબતોમાં ઉંડો ઉતરતો નથી. આ બધું શાને લીધે હતું ?

"રામ" ઘણા પ્રશ્નો અને પ્રત્યુત્તરો મૂકી દે છે. આપણે તે બીજે પ્રસંગે જોઇશું.

કેટલાકો તરફથી એક વિશેષ પ્રશ્ન એવો કરવામાં આવે છે કે, "હિંદુસ્તાન રાજકીય સ્થિતિમાં આવું ઉતરતું કેમ છે ?" તેઓ કહે છે કે હિન્દુસ્તાનની આ અધમ સ્થિતિનું કારણ વેદાન્ત છે; પણ ખરી વાત કે જે તેથી તદ્દન ઉલટી છે, તે એ છે કે–હિન્દુસ્તાનની અધોગતિનું કારણ વેદાન્તનો અભાવ જ છે. તમે જાણો છો કે 'રામે' તમને કહ્યું હતું કે તે દરેક દેશનો છે. 'રામ' કાંઇ હિન્દુસ્તાનનો રહીશ, હિન્દુ અને વેદાન્તી તરીકેજ અહીં આવતો નથી, પણ તે તો 'રામ' અને 'રામ' એટલે સર્વવ્યાપક તરીકે આવે છે. 'રામ' તમારાં અગર હિન્દુઓનાં વખાણ કરવા ઇચ્છતો નથી. 'રામ' હિન્દુસ્તાન, અમેરિકા અગર બીજા કોઈ દેશ ઉપર આધાર રાખતો નથી. 'રામ' સત્ય, તદ્દન સત્ય અને સત્ય સિવાય બીજા કશાજ ઉપર આધાર રાખતો નથી, અને એ લક્ષ્યબિન્દુથીજ જે કહેવાનું હોય છે તે તે કહે છે. તે સત્ય એ છે કે જ્યાં સુધી હિન્દુસ્તાનના જનસમુદાયમાં વેદાન્ત પ્રવર્તમાન હતું; ત્યાં સુધી હિન્દુસ્તાન તેની કીર્તિના ઉચ્ચ શિખરેજ વિરાજમાન હતું, સર્વોપરિપણું ભોગવતું હતું, અને આબાદ હતું. પણ તે પછી એક એવો સમય આવ્યો કે જ્યારે આ વેદાન્ત અમુક પ્રકારના લોકનાજ હાથમાં રહ્યું અને હિન્દુસ્તાનના સામાન્ય જનસમુદાયના હાથમાં તે જવા ન પામ્યું. ત્યારથીજ હિન્દુસ્તાનનો અસ્તકાળ શરૂ થયો. સત્ય વેદાન્ત અને જનસમુદાયને છેટું પડયું ત્યારથી જ હિન્દુસ્તાનનો જનસમુદાય, હે પરમેશ્વર ! હું દાસ છું, હું તારો ગુલામ છું, એવો ધર્મ માનવા લાગ્યો. આ ધર્મ યૂરોપમાંથી જ હિંદુસ્તાનમાં આવ્યો. આ કથન હાલના કહેવાતા ઇતિહાસકારો અને ફિલ્સુફોને કદાચ અચંબો પમાડશે, અને યૂરોપીઅન લોકોને પણ અચંબો પમાડશે; પણ 'રામ' આ કથન વગર વિચાર્યે કહેતો નથી. તે કથન ગણિતશાસ્ત્ર પ્રમાણે સિદ્ધ કરી શકાશે. જે ધર્મ પોતાની જાતને હલકી જોવાને, ધિક્કારવાને તથા પોતાને કીડા, જંતુઓ, નીચ, ગુલામ અને પાપી મનાવે છે; તે ધર્મ હિંદુસ્તાનમાં બહારથી જ દાખલ થયો અને તે ત્યાંના જનસમુદાયનો ધર્મ થયો. જ્યારથી જનસમુદાયે તેને સ્વીકાર્યો ત્યારથી જ હિંદુસ્તાનનો અસ્ત શરૂ થયો. પરંતુ કોઈ કહેશે કે એવી માન્યતાથીજ એમ બનતું હોય તો યૂરોપીઅનો પણ ગુલામગીરીની માન્યતા સ્વીકારે છેજ કે, "હે પરમેશ્વર ! અમે તારા ગુલામ છીએ." તો પછી રાજકીય અને સામાજિક સ્થિતિમાં હિંદુસ્તાનના લોકોએ જે અધમતા સહન કરી તેવીજ અધમતા તેમણે શા માટે ન અનુભવી ? એક દૃષ્ટાન્ત કે જે સ્વભાવવાદીઓ અને વિકાસવાદીઓ ઘણીવાર આપે છે તે આ ઠેકાણે આપવાથી આ બાબત સારી રીતે સમજાશે. તેઓ કહે છે કે "કેટલીક વખતે નબળાપણું એજ જીવવાનું કારણ થાય છે ! કેટલીક વખત જેઓ જીવે છે તેઓ મરનારના જેટલા લાયક હોતા નથી !" ૐ આ બાબતની સ્પષ્ટતા માટે નીચલું દૃષ્ટાન્ત બસ થશે.

એક સમયે તીડની મોટી સંખ્યા અમુક દિશામાં ઉડતી હતી. તેમાંનાં કેટલાંક તીડોની પાંખો ખરી પડી અને તે નીચે પડી ગયાં. બાકીનાં તન્દુરસ્ત તીડ આગળ વધ્યાં; પણ જ્યારે તેઓ એક ડુંગર ઉપર પહોંચ્યાં ત્યારે તે ડુંગર ઉપર દવ બળતો હતો તેથી

તેના ધૂમાડાથી મુંઝાઈ દવમાં પડીને તે બધાં નાશ પામ્યાં. જૂઓ, અહીં નબળાં જીવ્યાં અને સબળ મરી ગયાં !

હિંદુસ્તાનના લોકો ધર્મને પોતાનું સર્વસ્વ ગણે છે; અને તેથી જ્યારે તેઓ "હે પરમેશ્વર! હું તારો અધમ દાસ છું, હે પરમેશ્વર હું પાપી છું," એમ પ્રાર્થના કરે છે ત્યારે જેવા તેઓ બહાર હોય છે તેવાજ અન્દર હોય છે. જ્યારે હિંદુસ્તાનના લોકો આ પ્રમાણે પ્રાર્થના કરતા ત્યારે તેઓ તે અંતઃકરણપૂર્વકજ કરતા હતા, અને તેથી કર્મના સિદ્ધાન્ત પ્રમાણે તેઓને પોતાની તે ભાવનાઓ ફળીભૂત થવીજ જોઇતી હતી. પરિણામે તેમજ થયું. પરિણામે તેઓ ગુલામજ થયા. તમે કહેશો કે શું તેઓ પરમેશ્વરના ગુલામ થયા ? સમાધાન એ છે કે પરમેશ્વરને કાંઈ આકાર કે રૂપ નથી કે જે રૂપવડે તે આવીને તેમના ઉપર રાજ્ય કરી શકે; પણ તે છતાં એ પરમેશ્વર આવ્યો તો ખરોજ. તમે પૂછશો કે તે કયો પરમેશ્વર અને તે કેવે પ્રકારે આવ્યો ? ઉત્તર એ કે તે શ્વેત પરમેશ્વર, અને તે અંગ્રેજોની શ્વેત ત્વચામાં આવ્યો અને તેમને પોતાના આધીન બનાવ્યા ! આ પ્રમાણે તેઓ પરાધીન–દાસ થયા. આ પ્રમાણે ભૂલભરેલી ક્રિશ્ચિયાનિટીએ અગર ભૂલભરેલી ચર્ચાનિટીએજ હિંદુસ્તાનને આધીન સ્થિતિમાં આણ્યું.

ત્યાં જાઓ અને હિન્દુસ્તાનની સ્થિતિ જુઓ તો 'રામ' ના કહેવાની યથાર્થતા તમને સમજાશે. હિન્દુસ્તાનના બીજા સ્વામીઓ અથવા સાધુઓ તમને જે કંઇ કહે તે જો માનશો તો તમે ભૂલ કરશો. હિન્દુસ્તાનની અધોગતિનું કારણ વેદાન્તનો અભાવ છે.

હવે આ ગુલામગીરીની ભાવનાએ યૂરોપમાં ગુલામગીરી કેમ ન આણી ! એનું સમાધાન એ છે કે યૂરોપીઅન લોકો ધર્મ કરતાં ધનને વધારે ચાહે છે. તેઓ પોતાની પ્રાર્થનામાં અને પોતાની ધાર્મિક બાબતોમાં આગળ તમને કહ્યું હતું તેમ પરમેશ્વરને વધારાનો માને છે. તેના પરમેશ્વરને તેમના ઓરડાઓ વાળવા ઝાડવાનુંજ કામ છે. ધર્મને તો તેઓએ માત્ર ઓરડા શણગારવા માટેની પ્રતિમાઓ અને ચિત્રો જેવોજ ગણેલો છે. તેમના હૃદયમાંથી–તેમના ખરા આત્મામાંથી જે પ્રાર્થના નીકળી તે કાંઈ ગુલામગીરી માટેની નહોતી; પણ ધન, આબાદી અને દુનિયાના લાભો મેળવવા માટેનીજ હતી. અને તે પ્રમાણે તેમની ઉન્નતિ પણ થઇ છેજ. આ પ્રમાણે આ સર્વ કર્મના નિયમ પ્રમાણેજ બન્યું છે. ઇતિહાસથી જણાય છે કે જ્યાં સુધી વેદાન્ત હિન્દુસ્તાનમાં જનસમુદાયમાં પ્રચલિત હતું ત્યાં સુધી હિન્દુસ્તાન પણ સમૃદ્ધ હતો.

ફીનીશીઅન લોક એકવાર ઘણી સત્તાવાળા હતા, છતાં પણ તેઓ હિન્દુસ્તાન ઉપર ચહડી આવી તેને જીતી શકયા નહિ. ઇજીપ્શીઅન લોક પણ એક સમયે ઘણા શ્રેષ્ઠ હતા, છતાં તેઓ પણ હિન્દુસ્તાનમાં રાજ્ય ચલાવી શકયા નહિ. ઈરાનનું રાજ્ય એક સમયે સર્વોપરિ સત્તાવાળું હતું છતાં તે પણ હિંદુસ્તાન સામે નેત્રનો કટાક્ષ નાંખવા પણ શક્તિમાન થયું નહિ. રોમન લોક કે જેમનો ગરૂડ આખી દુનિયા ઉપર ઉડી રહ્યો હતો અને તે વખતે જણાએલી લગભગ બધી દુનિયા જેમના અમલ નીચે હતી ત્યાંના બાદશાહો પણ હિન્દુસ્તાનને પોતાને સ્વાધીન કરવાની હિમ્મત ધરી શકયા નહોતા. ગ્રીકલોક સત્તાધારી થયા ત્યારે પણ શતકો ને શતકો સુધી તેઓ હિંદ સામે વાંકી દૃષ્ટિથી જોઈ શકયા નહિ. ઍલેકઝૅન્ડર કરીને એક

મનુષ્ય કે જેને ભૂલથી લોકો મહાન સીકંદર કહેતા તે હિંદુસ્તાનમાં આવ્યો તે વખતે પણ વેદાન્તનો જુસ્સો જનસમુદાયમાં પ્રચલિત હતો. હિંદુસ્તાન પહોંચી જવા પહેલાં સીકંદરે તે વખતની જણાએલી તમામ દુનિયા જીતી લીધેલી હતી. મહાન સીકંદરની મદદમાં ઈરાનનું અને ઈજીપ્તનું બધુંજ લશ્કર હતું, તોપણ સીકંદરને હિંદુસ્તાનના નાના રાજા પોરસે બ્હીવરાવ્યો હતો અને હરાવ્યો હતો. હિંદુસ્તાનના નાના રાજાએ મહાન સીકંદરને નીચો નમાવ્યો હતો. સીકંદરને તેના બધા લશ્કર સાથે નાસી જવું પડયું હતું; તેનું બધું લશ્કર ખરાબખસ્ત થઈ જઈ તેને પાછા ફરવાની ફરજ પડી હતી. આનું કારણ શું હતું ? આ દિવસોમાં હિન્દુસ્તાનના જનસમુદાયમાં વેદાન્ત પ્રવર્ત્તેલું હતું અને જનસમુદાય વેદાન્તી હતો. આ વાતની સાબીતીની તમારે જરૂર છે ? આની સાબીતી માટે તે વખતના ગ્રીક લોકોએ હિન્દુસ્તાનનો જે ઇતિહાસ લખ્યો છે તે વાંચો. તે વખતના ગ્રીક લોકોએ અને સીકંદરના સોબતીઓએ હિન્દુસ્તાન માટે શું લખ્યું છે તે વાંચો.

તમે જોશો કે એ સમય સુધી આચારમાં મૂકેલું વેદાન્ત, હિંદના જનસમુદાયમાં પ્રવર્ત્તેલું હતું અને લોકો બળવાન હતા, જેથી મહાન સીકંદરને પાછું ફરવું પડયું હતું.

પણ પછી એવો સમય આવ્યો કે મહમ્મદ ગઝનવી કરીને એક સાધારણ સરદારે સત્તરવાર હિન્દુસ્તાન લૂટયું અને સત્તરવાર હાથમાં આવ્યું તેટલું ધન તે હિન્દુસ્તાનમાંથી લઈ ગયો ! તે સમયનો ઇતિહાસ વાંચો અને તમે જોશો કે તે સમયે જનસમુદાયનો ધર્મ વેદાન્તથી તદ્દન ઉલટો થઈ ગએલો હતો, વેદાન્ત પ્રવર્ત્તમાન હતું પણ તે અમુક ગણ્યા ગાંઠયા મનુષ્યોમાંજ હતું. સામાન્ય જનસમુદાયે તેને ત્યજી દીધું હતું અને તેથી હિન્દુસ્તાન અધમ સ્થિતિમાં આવ્યું.

તેઓ કહે છે કે તમે વૈરાગ્યનો બોધ કરો છો, અને વૈરાગ્યથી આપણે નિર્ધન થઈએ છીએ. પણ અરે ભાઈ ! એમ નથી. સત્ય છે કે વેદાન્ત શિખવાને માટે તમારે હિમાલયના જંગલના ઘાડા પ્રદેશમાં જઈને એકાન્ત રહેવું પડે છે; પણ વેદાન્ત એમ કદાપિ કહેતું નથી, કે તમારે સદા ત્યાગીનુંજ જીવન ગાળવું જોઈએ. કદાપિ નહિ ! કદાપિ નહિ ! જંગલમાં એકાન્ત રહેવું તે તો માત્ર વિદ્યાર્થીને પાઠશાળામાં જવા જેવું છે. કોઈ પણ લૌકિક જ્ઞાન, વિજ્ઞાન અથવા તો તત્ત્વજ્ઞાન શિખવા માટે તમારે એકાન્તમાં રહેવું જોઈએ; તમારી આસપાસ વિક્ષેપકારક સંયોગો ન હોય તેવે સ્થળે જ રહેવું જોઈએ. આ શું ખરૂં નથી ? જ્યાં તમારો અભ્યાસ તમે શાન્તિથી અને ઉપાધિ-રહિત રીતે કરી શકો એવી જગ્યાએજ તમારે રહેવું જોઈએ. આ પ્રમાણે જો કોઈ હિંદુ જંગલમાં એકાન્તમાં રહેવા જાય તો તે વિજ્ઞાનના પણ વિજ્ઞાનનો પૂર્ણ રીતે અભ્યાસ કરવા સારૂ અને વેદાન્તના સત્ય સિદ્ધાન્તોનો પરિપૂર્ણ રીતે સાક્ષાત્કાર કરવા સારૂજ જાય છે. તમે જાણો છો કે વેદાન્ત એ રસાયનશાસ્ત્રની પેઠે અનુભવનું શાસ્ત્ર છે. જેમ રસાયનશાસ્ત્રમાં પ્રયોગો કર્યા વગર તમે આગળ વધી શકતા નથી તેજ પ્રમાણે જે મનુષ્ય તેને જે માનસિક કેળવણી મળે છે, તેનાપર આધ્યાત્મિક પ્રયોગો કરતો નથી તે વેદાન્તને શી રીતે સમજી શકશે ? આ પ્રમાણે આધ્યાત્મિક પ્રયોગો કરીને માનસિક જ્ઞાન મેળવવા સારૂજ લોકોને જંગલમાં જવું પડે છે. જંગલ એ તો માત્ર વિશ્વવિદ્યાલયો અને પાઠશાળાઓ જેવુંજ છે. જ્ઞાન સંપાદન કર્યા પછી તે પાછો લોકોમાં આવે છે, ઉપદેશ આપે છે, અને દરરોજના જીવનમાં તેને અજમાવે છે, તથા તત્ત્વજ્ઞાનને કેવી રીતે આચારમાં મૂકવું તે લોકોને

સમજાવે છે. તેઓ શિખવવા માટેજ નીચે આવે છે. તમે જાણો છો કે દરેક બ્રાહ્મણ અગર હિન્દુને જીવનની શરૂઆતમાંજ—બ્રહ્મચર્ય અવસ્થામાંજ કેટલાંક વર્ષ જંગલમાં જઈને આ જ્ઞાન સંપાદન કરવું પડતું અને સંપાદન કર્યા પછી જગતમાં આવીને આચારમાં મૂકવું પડતું; એટલુંજ નહિ પણ તેમાંના કેટલાકોને સામાન્ય વ્યવહારનાં કામ પણ કરવાં પડતાં. જ્ઞાન સંપાદન કરીને દરેકને કાંઇ ત્યાગી થવું પડતું નથી. જે પ્રમાણે કેટલાક વિદ્યાર્થી એમ. એ. થયા પછી અને કેટલાક ડૉકટર થયા પછી તેઓ બધાજ કાંઈ પ્રૉફેસર થતા નથી, પણ તેમાંના કેટલાક મૅજીસ્ટ્રેટ થાય છે, કેટલાક મોટા વ્હેપારી થાય છે અને કેટલાક પ્રૉફેસર પણ થાય છે, તેના જેવુંજ એમાં પણ છે.

તેજ પ્રમાણે વેદાન્તનું જ્ઞાન સંપાદન કરવાથી અને તેનો સપ્રયોગ સંપૂર્ણ સાક્ષાત્કાર કરવાથી તમે એવી સ્થિતિમાં આવશો કે જ્યાંથી તમને આખું જગત સ્વર્ગવાટિકા સમાન જણાશે; જ્યાંથી આખું વિશ્વ સ્વર્ગતુલ્ય દેખાશે અને જીંદગી જીવવા જેવી લાગશે. જે લોકો એમ કહે છે કે વેદાન્ત દરેક માણસને ત્યાગી થવાનું કહે છે; તેઓ વેદાન્તને છે તેથી ઉલટુંજ સમજાવે છે. ના, ના, ત્યાગીની બાહ્ય પ્રણાલિકા તો વિજ્ઞાનની પરીક્ષામાં ડૉકટર થયા પછી પ્રૉફેસરનો ધંધો કરવા જેવીજ છે.

આપણે જોઇએ છીએ કે સંસારી જીવનમાં મચી રહેલા લોકોએ પણ વેદાન્તનો ઉપદેશ કર્યો છે. વેદાન્ત એ કાંઈ નિર્વેદવાદ નથી. બંધુઓ! આ ધર્મ નિર્વેદવાદ છે એમ જેઓ સમજાવે છે તેઓ તેનો ઉલટોજ અર્થ કરે છે. ખરી વાત એમ નથી. વેદાન્ત તો અનિર્વેદવાદનું જ ઉચ્ચતમ શિખર છે.

વેદાન્ત તમને કહે છે કે તમારૂં જીવનરૂપી નાવ જો સંસાર સમુદ્રમાં સુકાન વગર, ધ્રુવ-યંત્ર વગર, અને હલેસાં, શઢ, વરાળ કે વિજળી વગરજ ઝોકાવશો તો જરૂરજ તે નાવ ખડક ઉપરજ અથડાશે. તમે તમારી જાતને દરેક જાતના પવન અને તોફાનને આધીન કરશો. વેદાન્ત કહે છે કે અજ્ઞાનતાને લીધેજ આ દુનિયા દુઃખ અને કલેશથી ભરેલી છે. અજ્ઞાન એજ પાપ છે. તમારા બધા કલેશનું મૂળ એ અજ્ઞાનજ છે. જ્યાં સુધી તમે અજ્ઞાની છો ત્યાં સુધીજ તમે દુઃખી છો. વેદાન્ત કહે છે કે જો તમે આ અજ્ઞાનને દૂર કરો, સંપૂર્ણ જ્ઞાન મેળવો, અને સત્ય આત્માને ઓળખો તો તમારે માટે બધાંય કારાગૃહો સ્વર્ગરૂપ બની જશે; જીન્દગી જીવવા જેવી લાગશે; ભ્રમણા કે ઉપાધિ કાંઇજ તમને જણાશે નહિ; તમારી સમ-બુદ્ધિનો નાશ થશે નહિ; સંયોગોને આધિન થઇને તમે બુદ્ધિને ગુમાવશો નહિ અને નિરાશ થઈ ગમગીન ચ્હેરો રાખશો નહિ. શું એ ઇચ્છવા જેવું નથી? વેદાન્ત કહે છે કે **"હે વિશ્વના લોકો! તમેજ સંસારને ખરેખરૂં નરક બનાવ્યો છો. જ્ઞાન સંપાદન કરો. જ્ઞાન સંપાદન કરો."** વેદાન્તની એ સ્થિતિ છે. નિર્વેદ-વૈરાગ્ય-વાદ એમાં જરાએ નથી.

તમે જાણો છો કે જે લોકો દુનિયામાં રહેનારા છે તેમણેજ આ વેદાન્તનો ઉપદેશ કર્યો છે અને તોપણ તેઓ ત્યાગીજ હતા.

હિન્દુસ્તાનનો એક મહાન રાજા સંસારની સર્વ ફરજો તજી દઈ જંગલમાં એકાન્તમાં જવાની તૈયારી કરતો હતો, તે સમયે તેનો ગુરૂ કે જે આ શરીરનો પૂર્વજ થાય છે તેણે તેને યથાર્થ વેદાન્તનો ઉપદેશ કર્યો અને તેથી તે વૈરાગ્યનું ખરૂં રહસ્ય સમજીને સાચો ત્યાગી બન્યા છતાં એક મહાન શહેનશાહ તરીકે જગતમાં રહેતો હતો.*

* શ્રી રામચંદ્ર અને મહર્ષિ વસિષ્ઠ વિષેજ આ કથન હશે.

મહાન યોદ્ધો અર્જુન કે જે કુરૂક્ષેત્રની લડાઈમાં મહારથી હતો, અને જે પોતાની ફરજ યુદ્ધ કરવાની હોવા છતાં દુનિયાનાં કર્મ છોડી દઇ એકાન્તમાં રહી ત્યાગી થવાની ઈચ્છા કરતો હતો, તેને શ્રીકૃષ્ણે યથાર્થ વેદાન્તનો ઉપદેશ કર્યો, અને આ વેદાન્ત ખરેખરૂં સમજાયા પછી તેનામાં હિમ્મત, જુસ્સો અને શક્તિનો આવિર્ભાવ થઇને મહાન સિંહની પેઠે તે ઉઠયો અને મહારથી થયો.

વેદાન્તથી તમારામાં જુસ્સો અને બળ આવે છે પણ નિર્બળતા આવતી નથી. વેદાન્તમાં એક વાકય એવું છે કે "**नाऽयमात्मा बलहीनेन लभ्यः**" "આ આત્માને-આ સત્યને, નિર્બળ મનુષ્ય પ્રાપ્ત કરી શકતો નથી." અર્થાત્ તે નિર્બળ માટે નથી. મંદ હૃદયવાળો, નિર્બળ શરીરવાળો, તથા નિર્માલ્ય જુસ્સાવાળો તેને કદાપિ પ્રાપ્ત કરી શકતો નથી.

એક મોટો રાજા પોતાનું રાજ્ય તજી દઈ જંગલમાં-એકાન્તમાં ગયો. તેણે જંગલમાં સત્ય જ્ઞાન પ્રાપ્ત કર્યું અને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પાછો આવી પોતાની ગાદી સંભાળી લીધી. આ પ્રમાણે પરિપૂર્ણ જ્ઞાન સંપાદન કર્યા પછી તેની ગાદી તેની હાજરીથી દેદીપ્યમાન થઈ, તે પહેલાં તેવી નહોતી.

ત્યારે વૈરાગ્યનો અર્થ જો "ત્યાગ" એવો ન હોય તો પછી તેનો શો અર્થ છે? આ ઘણો ગૂઢ પ્રશ્ન છે. તે બીજી વખતે ચર્ચવામાં આવશે.

કેટલાક લોકો કહે છે કે હિંદુઓ માંસ ખાતા નથી, કારણ કે તેઓ એમ માને છે કે પરમેશ્વર દરેક જગ્યાએ છે. હિંદુઓ માંસ ખાતા નથી, વેદાન્તીઓ માંસ ખાતા નથી, એ સત્ય છે, પણ તેનું કારણ એ નથી. તેનું કારણ કાંઇ બીજુંજ છે. તેમાં પ્રવેશવાને આપણને હાલ વખત નથી. અન્ય વખતે થઇ રહેશે.





# ૧૫—माया अथवा जगत क्यारे अने शा माटे?*

ૐ

માયાના શાસક, અધિષ્ઠાતા, નિયામકના રૂપમાં વિરાજમાન સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો!

આજ રાત્રિના વિવેચનનો વિષય માયા છે. આ વિષયને ઉપલક દૃષ્ટિના વિવેચકો વેદાન્ત–ફિલ્સુફીમાંનો સૌથી નબળો વિષય ગણે છે. આજે આપણે તેમનો માનેલો આ સૌથી નબળો વિષયજ ચર્ચીશું. જેમણે વેદાન્ત ફિલ્સુફીનો અભ્યાસ કર્યો છે, તે બધા ફિલ્સુફો અને વિચારકો એક મતે કહે છે કે જો આ માયાને રદ કરવામાં આવે તો વેદાન્તમાંનું બીજું બધુંજ ગ્રહણ કરવા યોગ્ય છે; કારણ કે વેદાન્તની બીજી બધી બાબતો ઘણીજ કુદરતી, સરળ, સ્પષ્ટ, લાભદાયક અને ઉપયોગી છે. વેદાન્તના અભ્યાસકોના રસ્તામાં આ એક મોટો ઠોકર ખવરાવનારો પથ્થર અને વિઘ્ન છે. આ ઘણો મોટો વિષય છે. આ વિષયને પરિપૂર્ણ રીતે ચર્ચવાને માટે ફક્ત માયાના વિષય ઉપરજ આશરે દશ ભાષણો આપવાં જોઈએ; અને તોજ આ વિષયને એટલો સ્પષ્ટ અને શુદ્ધ સિદ્ધાન્તવાળો કરી શકાય કે જેથી તેનાવડે સમાધાન ન થઈ શકે એવો એક પણ પ્રશ્ન આ પૃથ્વીના તળ ઉપર કે સૂર્ય-મંડળમાં પણ હોઇ શકે નહિ. તેનાવડે બધુંજ સ્પષ્ટ કરી શકાય, પણ તેમાટે સમયની જરૂર છે. ઉતાવળીઆ શ્રોતાઓ તેને પરિપૂર્ણ રીતે સમજી શકે એવી આશા રાખી શકાય નહિ.

સવાલ એ છે કે 'આ જગત શા માટે અને ક્યાંથી થયું?' અગર વેદાન્તની ભાષામાં પૂછીએ તો 'વિશ્વમાં આ અજ્ઞાન શા માટે?' તમે જાણો છો કે વેદાન્ત ઉપદેશ કરે છે કે આ જગત મિથ્યા છે, ફક્ત દેખાવરૂપ છે. અજ્ઞાન અનન્ત નથી. આ બધાં રૂપ પણ સાચાં અને અનન્ત નથી. તો સવાલ એ થાય છે કે આ માયા અથવા અજ્ઞાન કે જે આ દ્રશ્ય જગતનું અથવા માયાનું મૂળ કારણ છે અને આ બધું 'મારૂં તારૂં' આ બધા ભેદ તથા મતભેદનું મૂળ છે; તે અજ્ઞાન, મનુષ્યના સત્યસ્વરૂપ આત્માને કેમ કરીને હઠાવી દે છે? આ માયા અગર અજ્ઞાન આત્મા અને પરમેશ્વર કરતાં શા માટે વધારે શક્તિવાળું હોવું જોઇએ?

સાધારણ ભાષામાં, બીજા ફિલ્સુફો અને બ્રહ્મજ્ઞાનીઓની ભાષામાં કહીએ તો આ સવાલ એવો છે કે, "આ વિશ્વજ શા માટે અસ્તિત્વમાં છે? પરમેશ્વરે જગતને શા માટે બનાવ્યું હશે?"

વેદાન્ત કહે છે કે "નહિ, બન્ધુ નહિ! તે સવાલ પૂછવાનો તમને હક્કજ નથી." વેદાન્ત ખુલ્લી રીતે કહે છે કે આ સવાલનો જવાબજ નથી; અને અમે પ્રયોગથી તે નિર્ણીત કરી તમને બતાવી શકીશું કે જ્યારે તમે સત્યના સાક્ષાત્કારમાં ઉંચ ભૂમિકા ઉપર પહોંચશો

* ૧૯૦૩ ના જાન્યુઆરીમાં, સૅનફ્રાન્સીસ્કોમાંના ગૉલ્ડન ગેઇટ હૉલમાં આપેલ ભાષણ.

ત્યારે આ જગત તમારે માટે અદૃશ્ય થશે. આમ હોવાથી આ જગત શા માટે અસ્તિત્વમાં છે? એ સવાલનો જવાબ આપવો અમે છોડી દઈએ છીએ. જેમ એ સવાલ પૂછવાનો તમને હક્ક નથી તેમ એ સવાલનો જવાબ આપવાની પોતાનામાં શક્તિ નથી એ વાત વેદાન્ત ખુલ્લી રીતે કબૂલ કરે છે. આ સ્થળે બીજા બધા બ્રહ્મજ્ઞાનીઓ તથા સ્વમતાગ્રહીઓ અને બધા ઉપહાસકીઆ ફિલસુફો આગળ પડીને કહે છે કે "અરે ! અરે ! વેદાન્ત ફિલસુફી અપૂર્ણ છે, અપૂર્ણ છે, અપૂર્ણ છે. જગત શા માટે અને ક્યાંથી થયું તેનો ખુલાસો તો તે આપી શકતું નથી !" પણ વેદાન્ત તેમને કહે છે કે "બન્ધુ, આ સવાલના જે જવાબો તમે પોતે આપો તે બધા તમારી મેળેજ ઘણી કાળજીપૂર્વક તપાસો. તેમ કરવાથી તમને જણાશે કે તમારા જવાબો એ બિલકુલ જવાબોજ નથી. તે સવાલ ઉપર વિચાર કરવો એ ફક્ત વખત અને મહેનતનો દુરૂપયોગજ કરવા જેવું છે. એક ઝાડીમાં બીજા બે પક્ષી શોધવા જવાને ખાતર હાથમાંના એક પક્ષીને છોડી દેવા જેવુંજ તે છે. પરિણામે પેલા બે પક્ષીઓ પાસે પહોંચો તે પહેલાં તેઓ પણ ઉડી જશે અને તમારા હાથમાંનું પક્ષી પણ તમે ખોશો. વેદાન્ત કહે છે કે બધી ફિલસુફીઓએ અને બધાં વિજ્ઞાનોએ અનુભવથી અનુભવમાં આગળ વધવું જોઈએ. ઘોડાની આગલી બાજુએ ગાડીને રાખશો નહિ. બિનઅનુભવેલી વાતોથી શરૂઆત કરીને અનુભવેલી વાત ઉપર આવી શકશો નહિ.

એક વહેતી નદીના કિનારા ઉપર કેટલાક લોકો ઉભા હતા; અને નદીના મૂળ સંબંધી તર્ક કરતા હતા. તેમાંના એકે કહ્યુ: "ડુંગરના પથ્થરોમાંથી પ્રવાહના રૂપમાં પાણી વહે છે અને તેજ આ નદીનું કારણ છે." બીજા માણસે કહ્યું: "અરે નહિ, એ વાત અસંભવિત છે. પથ્થર તો બહુ સખ્ત ને મજબૂત વસ્તુ છે અને પાણી તો પ્રવાહી ને નિર્મળ છે. સખ્ત પથ્થરમાંથી તે નિર્મળ પાણી શી રીતે વહે? જો પથ્થરમાંથી પાણી નીકળતુંજ હોય તો આ પથ્થરનો કકડો લઈને તેને નીચોવવા દો. આમાંથી પાણી વહેતું નથી. તે જોતાં આ નદી પેલા પર્વતમાંથી વહે છે એમ કહેવું એ વિચિત્રજ છે. સાંભળો, એના સમાધાનમાં મારી પાસે ઘણી સારી કલ્પના છે; અને તે એ કે કોઇ મોટા રાક્ષસના પરસેવામાંથી આ નદી વહે છે ! એ બાબતનું પ્રમાણ જોઇતું હોય તો આપણે દરરોજ જોઈએ છીએ કે જ્યારે મનુષ્યને પરસેવો થાય છે ત્યારે તેના શરીરમાંથી પાણી છુટે છે. માટે અહીં જે આ પાણી વહે છે તે કોઇ પણ શરીર જેને પરસેવો થતો હોય તેમાંથી વહેતું હોવું જોઇએ. જુઓ, આ પ્રમાણ કેવું બંધબેસ્તું છે? આપણી બુદ્ધિ એ પ્રમાણને ગ્રહણ કરી શકે છે. તે પ્રશંસનીય લાગે છે, અને તે તદ્દન ખરૂં છે."

એટલામાં વળી ત્રીજા માણસે કહ્યું કે "નહિ, નહિ, કોઇ માણસ કોઇ ઠેકાણે ઉભો રહેલો છે અને તે થુંકે છે તેનું આ થુંક છે!" બીજા એક માણસે કહ્યું કે "નહિ, નહિ, કોઇ માણસ ત્યાં પેસાબ કરે છે અને તેજ આ નદીનું કારણ છે !"

હવે એ લોકો કે જેમણે પોતાની એવી કલ્પનાઓનેજ વાસ્તવિક અને વ્યવહારૂ માની લીધી હોય છે તેમના આગળ ડુંગરના પથ્થરોમાંથી નદી નીકળતી હોવાની વાત કહેવામાં આવે તો તે વાત ગમે તેટલી સત્ય હોવા છતાં એવા સાધારણ બુદ્ધિના મનુષ્યો કે જેઓ કદિપણ ડુંગરપર આવેલા નદીના મૂળ સુધી ગયા નથી અને પથ્થરમાંથી પાણી નીકળતું સાક્ષાત્ જોયું નથી, તેઓ કદિ પણ કબૂલ કરશે નહિ. અસ્તુ. તેઓ તે વાત કબૂલ કરે કે ન કરે, પરંતુ તેથી કરીને ડુંગરમાંથી નદી નીકળે છે, એ સત્ય ઘટનામાં કશોજ ફેર પડતો નથી. તેમના નાકબૂલ કરવાથી

કાંઇ તે સત્ય ઘટના બનવી બંધ પડી જતી નથી. તેતો ત્રણે કાળમાં એકસરખી રીતે ચાલુજ રહે છે.

તેજ પ્રમાણે આ જગતના પ્રવાહનું મૂળ અને આ જીંદગીની નદીનું મૂળ ક્યાં અને શા માટે છે તે પ્રકરણ જૂદા જૂદા લોકોએ જૂદી જૂદી રીતે વર્ણવેલું છે. નદીનું મૂળ, થુંકથી કે પરસેવાથી છે એમ માનનારની પેઠે તેઓ પોતાની આસપાસ હમ્મેશાં જેવું જૂએ છે તેના જેવુંજ જગતનું મૂળ પણ ધારી લે છે. તેઓ કહે છે કે " એક માણસ બૂટ બનાવે છે પણ કાંઈ કલ્પના અથવા નમુના સિવાય તે બૂટ બનાવી શકાય નહિ. એક માણસ ઘડિયાળ બનાવે છે, પણ તે ઘડિયાળ બનાવવાની ધારણા, આકૃતિ અગર નમુના સિવાય બની શકે નહિ. એક ઘર, ઘર વિષેની કલ્પના અથવા નમુના સિવાય બની શકેજ નહિ. તેઓ હમેશાં તેવુંજ જૂએ છે તેથી કહે છે કે, આ જગત પણ બૂટ બનાવનાર કે ઘર બાંધનારના જેવા કોઈ માણસ વગર થાય નહિ; જગત બનાવનાર તેવો કોઈ હોવોજ જોઇએ. અને આ ઉપરથી તેઓ કહે છે કે આકાશમાં વાદળાં ઉપર તેવો મૂર્તિમાન ઈશ્વર છે." તેઓ એ બિચારાની એટલી પણ દયા આણતા નથી કે વાદળાંપર તેને સ્થાન આપવાથી શરદી થઇ જંશે !

વેદાન્ત આ પ્રકારની કોઇ પણ કલ્પના રજુ કરતું નથી. તેતો એમજ કહે છે કે મારૂં કહેવું સાંભળો; તે પ્રમાણે અવલોકન કરો; પ્રયોગ કરો અને સાક્ષાત્કાર કરો; એટલે તમને તરતજ સમજાશે કે જેમ નદીનું મૂળ પરસેવાથી કે થુંકથી માનનારાની કલ્પનાઓ મિથ્યા હતી તેજ પ્રમાણે આ જગતનું મૂળ તમે જેવું ધારો છો તેવું નથી. વેદાન્ત કહે છે કે શબ્દોથી તો હું તમને એટલુંજ કહી શકીશ કે પથ્થરમાંથી પાણી નીકળે છે. પથ્થરમાંથી પાણી કેવી રીતે નીકળે છે તે હું તમને કહી શકું અથવા ન પણ કહી શકું, પણ હું જાણું છું કે પથ્થરમાંથીજ પાણી નીકળે છે. પાકી ખાત્રી કરવાને માટે તે મૂળની જગ્યા સુધી મારી પાછળ આવો એટલે તમે પથ્થરમાંથી પાણી નીકળતું સાક્ષાત્ જોશો. પથ્થરમાંથી પાણી કેમ નીકળે છે તે હું તમને કહી ન શકું તો તે માટે તમે મને ઠપકો આપશો નહિ. ઠપકો આપવો હોય તો પાણીને આપો કારણ કે પથ્થરમાંથી તેજ પાણી નીકળે છે. અર્થાત્ પથ્થરમાંથી પાણી કેમ નીકળે છે તે તમને કહેવાને હું અશક્ત છું, પણ તે એક પૂર્ણ સત્ય હકીકત છે અને તમે જાતે તેની ખાત્રી કરી શકો તેમ છે.

એજ દ્રષ્ટાંત પ્રમાણે સિદ્ધાંતમાં વેદાન્ત કહે છે કે, માયા અગર અજ્ઞાન શા માટે છે અને શા માટે થયું તે કહેવાને હું શક્તિમાન નથી. વેદાંતનું વલણ ફક્ત પ્રયોગ ઉપર છે, તેની રીત વૈજ્ઞાનિક છે. તે કોઇ સિદ્ધાન્ત સ્થાપિત કરતું નથી, તે કોઇ શાસ્ત્રનું પ્રમાણ આગળ કરતું નથી, તે દુનિયાના મૂળનો ખુલાસો આપવાની શક્તિનો હક્ક પણ ધરાવતું નથી, કેમકે બુદ્ધિ અગર સમજ શક્તિનો મર્યાદા બહારની એ બાબત છે. વેદાન્તની આ સ્થિતિ છે. જગત શા માટે દેખાય છે? વેદાન્ત કહે છે કે તમે જુઓ છો તેથી. શા માટે દુનિયા છે? વેદાન્ત માત્ર એજ કહે છે કે તમે જૂઓ છો તેથી. જો તમે ન જૂઓ તો દુનિયા નથી. તમારી આંખો બંધ કરો એટલે દુનિયાનો એક પંચમાંશ ભાગ જે તમે આંખોવડે જૂઓ છો તે હવે દેખાતો નથી. તમારા કાન બંધ કરો એટલે પાછો બીજો પંચમાંશ ભાગ ગુમ થયો. તમારૂં નાક બંધ કરો એટલે વધુ એક પંચમાંશ ભાગ ગુમ થયો. તમારી ઇન્દ્રિયોના એક પણ ભાગને ગતિમાં ન મૂકો તો દુનિયા નથી. તમેજ દુનિયાને જુઓ છો અને તેથી દુનિયા શા માટે છે તે તમારેજ સમજાવવું

જોઇએ. તમે જ તેને બનાવો છો, એટલે તમારે જ તમારી જાતને જવાબ આપવો જોઇએ. મને શા માટે પૂછો છો ? દુનિયા બનાવો છો તો તમેજ !

એક છોકરૂં હતું. તે નાના છોકરાએ એક નાના છોકરાની આકૃતિ–પોતાનું જ પ્રતિબિંબ દર્પણમાં જોયું. પ્રથમ કોઇ બહારના માણસે તેને કહ્યું કે, "જો, જો, આ દર્પણમાં કોઈ એક રૂપાળું અને પ્યારૂં નાનું બાળક છે." બાળકે એ ઉપરથી દર્પણમાં જોયું તો તેમાં એક પ્યારૂં નાનું છોકરૂં તેને જણાયું. એ બિચારાને તો ખ્યાલ પણ ક્યાંથી આવે કે દર્પણમાં તો તેનું પોતાનું જ પ્રતિબિમ્બ દેખાય છે ! તે બાળકે તો "દર્પણમાં બહારનું કોઇ અજાણ્યું છોકરૂં છે" એમજ માની લીધું. એ પછી તે છોકરાની મા તેને ઘણુંએ સમજાવવા લાગી કે "દર્પણમાંનો છોકરો એતો તારૂં જ પ્રતિબિમ્બ છે, તે કાંઈ બીજું ખરૂં છોકરૂં નથી," પણ છોકરો તે સત્ય વાત સમજી શકયો નહિ. પછી તેની માએ એક બીજું છેટેનુ દર્પણ બતાવીને કહ્યું કે, "જો, ભાઇ અહીં આ દર્પણ છે તેમાં કોઈ છોકરૂં નથી." ત્યારે તે છોકરાએ ખાત્રી કરવા માટે તે દર્પણની પાસે આવીને જોયું અને તરતજ તેણે કહ્યું કે, "મા, મા, જો અહીં પણ છોકરૂં છે !" આ પ્રમાણે જ્યારે પણ બાળક દર્પણ પાસે જઇને ખાત્રી કરવા માગતું કે તરતજ બોલી ઉઠતું કે 'છોકરૂં અહીં છે ?' ખાત્રી કરવાને માટે દર્પણ પાસે જતાંની સાથેજ આ પ્રમાણે દર્પણમાં તે પોતાનું પ્રતિબિમ્બ નાખતું હતું. એની તે બિચારા અજ્ઞાન બચ્ચાને શી ખબર હોય ? તેની માએ દર્પણમાં ખરૂં છોકરૂં નથી એમ સમજાવવાને ઘણીએ માથાફોડ કરી; પણ દર વખતે છોકરાએ તે વાત દર્પણમાં જાતે જોઈનેજ ખાત્રી કરવા માગી અને એવી ખાત્રી કરવાની ક્રિયામાંજ છોકરો પેલા છોકરાને (પોતાના પ્રતિબિમ્બનેજ) દર્પણમાં જોતો હતો.

તેજ પ્રમાણે તમે કહો છો કે આ દુનિયા શાં માટે, ક્યાંથી અને કેવી રીતે છે ? જે પળે દુનિયાનું મૂળ અને શા માટે તથા કયાંથી ? એ તમે શરૂ કરો છો તેજ પળે તમે દુનિયાને ત્યાં મૂકો છો. ત્યાંજ તમે દુનિયા ઉત્પન્ન કરો છો. તેથી દુનિયાનું મૂળ અને તે ક્યાંથી ? એ તમે શી રીતે જાણી શકશો ? આપણે તેનું મૂળ શી રીતે જાણી શકીશું ? આપણે દુનિયાથી પર એવા તેના મૂળને કેવી રીતે જાણી શકીશું ? આપણે દુનિયાની પેલે પાર કેવી રીતે જઇ શકીશું ? કેટલાક કહે છે કે આ જગતના પરમેશ્વરે દુનિયા બનાવી અને તે કર્ત્તા બીજે કોઇ ઠેકાણે છે. તેઓ પોતાનું ઘર જૂએ છે તો જેમ સમજી જાય છે કે તેને કોઇએ બનાવ્યું હતું, તે જ પ્રમાણે તેઓ કહે છે કે આ જગત પણ કોઇએ બનાવ્યું છે. હવે સવાલ એ રહે છે કે આ કર્ત્તા દુનિયા બનાવવા માટે કોઈ ઠેકાણે ઉભો રહેલો હોવો જોઇએ. તે ક્યાં ઉભો રહ્યો હશે ? જો તે કોઈ પણ ઠેકાણે ઉભો રહ્યો હોય તો, જો તેને ઉભા રહેવાની જગ્યા હોય તો, પછી તે ઠેકાણે જગત હોવુંજ જોઇએ, અને તે જોતાં તો તેણે જગત બનાવ્યું તે પહેલાં પણ તે ક્યારનુંએ હતું જ, કારણ કે તે ઉભા રહેવાની જગ્યા પણ જગતમાંજ કોઇ ઠેકાણે હોવી જોઇએ. તમે જાણો છો કે જ્યારે તેણે જગત બનાવ્યું ત્યારે તે કોઇ ઠેકાણે ઉભો હતો; અને જ્યાં તે ઉભો રહે છે એ આરામની જગ્યા તે પણ જગત અથવા જગતનોજ ભાગ છે; અને તેથી જગતને તેણે બનાવ્યું તે પહેલાં પણ તે અસ્તિત્વમાં તો હતુંજ. જગત ક્યારથી શરૂ થયું એ તપાસવાનું તમે શરૂ કરો છો ત્યારે, ક્યારે, કયાંથી અને શા માટેનો વિચાર એક બાજુએ, અને બીજી બાજુએ જગત હોવાનો વિચાર, એ પ્રમાણે

બે વિચાર જૂદા પાડવાની ઇચ્છા કરો છો. તો શા માટે, ક્યાંથી અને ક્યારે એ શબ્દો અને કાળ, દેશ, કારણનો વિચાર, એ બધું પણ શું જગતનોજ એક ભાગ નથી? શું તે વસ્તુઓ પણ જગતમાંનીજ નથી? ખરેખર તે જગતમાંનીજ છે. હવે ધ્યાન આપો કે આખું જગત શાથી અને ક્યાંથી ઉત્પન્ન થયું એ વાત જાણવાની તમારી મરજી છે. શાથી, ક્યારે અને ક્યાંથી, એ આ સવાલનું મધ્યબિંદુ છે. તે વાત પણ ધ્યાનમાં રાખો. આ કાળ, સ્થિતિ અને કારણ, એ બધા જ આ જગતમાંનાંજ છે. તમે જાણો છો કે તે કાંઇ આ જગતની બહારની વસ્તુઓ નથી. જે પળે જગત ક્યારે શરૂ થયું તે પૂછવાનું તમે શરૂ કરો છો તે જ પળે એક બાજુએ જગતનો અને બીજી બાજુએ ક્યારેનો વિચાર ખડો થાય છે. ત્યાં તમે જગતને જગત જ પહેલાંથી રાખો છો. આ સમજવાનું ઘણું ગૂઢ અને અઘરૂં છે જેથી તમે કૃપા કરી લક્ષપૂર્વક ઘણી જ બારિકીથી ધ્યાન આપજો.

જગત ક્યારે શરૂ થયું? એ પ્રશ્ન કરીને તમે જગતને જગતથી લઇ લેવા માગો છો. ક્યારે શરૂ થયું? એ વિચાર પણ જગતમાંની જ એક વસ્તુ હોવા છતાં તેને તમે જગતથી જૂદી પાડવા માગો છો. ક્યારે અને શા માટે, એ પ્રશ્નવડે તમે જગતનો અંદાજ કહાડવા માગો છો. પણ તમે જાણો છો કે, "ક્યારે અને શા માટે" એ શબ્દો જાતે જ જગત છે. એ પ્રશ્નવડે તમે જે વખતે જગતની પેલે પાર કૂદી જવા ઇચ્છો છો તેજ વખતે તમે જગતને મૂકો છો.

દૃષ્ટાંત તરીકે એક પરીક્ષક નિશાળમાં આવ્યો, અને તેણે છોકરાંઓને એવો સવાલ પૂછયો કે "જો એક ચાકના કડકાને હવામાં પડવા દેવામાં આવે તો તે પૃથ્વી ઉપર ક્યારે પહોંચશે?" એક છોકરે જવાબ આપ્યો: "આટલી સેકન્ડમાં." "જો એક પત્થરના કડકાને અમુક ઉંચાઇથી પડવા દેવામાં આવે તો તે કેટલા વખતમાં નીચે પડશે?" છોકરે જવાબ દીધો: "આટલા વખતમાં." પછી પરિક્ષકે એક આંટીવાળો સવાલ પૂછયો કે "જો આ જગત પડે તો કેટલા વખતમાં પડશે? તેને પડતાં કેટલી વાર લાગશે?" બધા છોકરા આ પ્રશ્નથી ગુંચવાયા. અંતે એક ચાલાક છોકરે જવાબ આપ્યો કે "જગત ક્યાં પડશે? પહેલાં મને એ બતાવો કે જગત ક્યાં પડશે?"

તેજ પ્રમાણે આપણે પણ સવાલ પૂછીએ કે "આ દીવો ક્યારે સળગાવ્યો હતો? ઘર ક્યારે બાંધ્યું હતું? આ માળ ક્યારે જડયો હતો?" વગેરે. પણ જ્યારે આપણે એવો સવાલ પૂછીએ કે "જગત ક્યારે બનાવ્યું હતું? સૃષ્ટિ ક્યારે બનાવી હતી?" ત્યારે "જગત ક્યારે પડશે?" એના જેવોજ આંટીવાળો એ સવાલ બને છે. શા માટે, ક્યારે અને ક્યાંથી એ સવાલો પોતેજ આ જગતના ભાગ છે; અને જ્યારે પણ આપણે જગત શા માટે, ક્યાંથી અને ક્યારે, એ વિષે બોલીએ છીએ, ત્યારે તર્કાભાસ અને કુંડાળા જેવીજ દલીલ કરીએ છીએ. તમે તમારા પોતાનામાંથી બહાર કૂદી પડી શકશો? ના. તેજ પ્રમાણે શા માટે, ક્યાં અને ક્યાંથી, એ શબ્દો પણ આ જગત અથવા જગતનો ભાગ જ હોવાથી તેનાવડે જગતનો અથવા વિશ્વનો ખુલાસો કદિ પણ થઇ શકશે નહિ. વેદાન્ત પણ તેજ કહે છે.

હવે એ વાત બીજી રીતે સમજાવાશે.

અહીં એક માણસ ઉંઘેલો છે, અને ઉંઘમાં બધી જાતના પદાર્થ જૂએ છે. જો કે એમાં સ્વપ્નનો કર્ત્તા,–મને કહેવા દો કે સ્વપ્નનો ભ્રમિત કર્ત્તા અને જંગલો, નદીઓ, પર્વતો તેમજ સ્વપ્નની બીજી વસ્તુઓરૂપી કાર્ય ગઈ રાત્રે તમને સમજાવ્યું હતું તે પ્રમાણે તે પોતેજ છે.

દર્પણમાં દેખાતા પેલા બાળકની પેઠે કર્ત્તા અને કાર્ય બન્ને એકી સમયેજ દેખાવ આપે છે. હવે એ સ્વપ્નનો કર્ત્તા–સ્વપ્નમાં મુસાફરી કરનાર મનુષ્ય કહી શકશે કે આ નદીઓ, પર્વતો સરોવરો અને બીજા દેખાતા દેખાવો ક્યારે અસ્તિત્વમાં આવ્યા ? જ્યાં સુધી તમે સ્વપ્નમાં છો ત્યાં સુધી તમે કહી શકશો કે આ પદાર્થો ક્યારે થયા ? નહિ, કદાપિ નહિ. નદીઓ, ખીણો, પર્વતો અને જમીનના બીજા દેખાવો જ્યાં સુધી તમે સ્વપ્નમાં છો ત્યાં સુધી કાયમના કાયમ જ દેખાશે. આ બધું તમને કુદરતીજ હોય, જાણે તે આદિથીજ અસ્તિત્વમાં હોય એમજ જણાશે. સ્વપ્નના કર્ત્તા પોતેજ હોવા છતાં તમે કદિ પણ કલ્પી નહિ શકો કે અમુક વખતે અને અમુક સ્થળેજ તમે સ્વપ્ન શરૂ કર્યું હતું. તમે તેને ખરૂંજ જાણશો, અને આ બધી ખીણો નદીઓ, જમીનના દેખાવો, અનાદિ કાળથી છે એમજ તમને જણાશે. તેનું ખરૂં મૂળ સ્વપ્નનીજ અવસ્થામાં રહીને શોધવાથી તમે કદી જાણી શકશો નહિ. જ્યાં સુધી તમે સ્વપ્નાવસ્થામાં છો ત્યાં સુધી સ્વપ્ન શા માટે, ક્યારે અને ક્યાંથી થયું એ કદિ પણ જાણી શકશો નહિ. પણ હા, એ જાણવાનો ઉપાય–ખરામાં ખરો, એકનો એક ઉપાય છે ખરો, અને તે એ જ કે સ્વપ્નમાંથી જાગૃત થવું. તમે જાગૃત થશો કે એ બધુંજ જતું રહેશે–બધુંજ નાશ પામશે. સ્વપ્નનું કાર્ય, કર્ત્તા, કે ક્યાંથી, ક્યારે ને કેમ, એ પ્રશ્નોમાંનું કશુંજ રહેશે નહિ.

એ સ્વપ્નનીજ પેઠે આ જગતના સર્વ પદાર્થ તમે જૂઓ છો, જે તમને ખરા જણાય છે અને સ્વપ્નમાં જેમ અંત જણાતો નથી તેમ આનો પણ તમને અંત નહિ જણાય. એ જગતરૂપ સ્વપ્ન ક્યારે શરૂ થયું તે તમે જાણી શકશો નહિ. નહિ અને નહિજ. શું તમે કહી શકશો કે કાળ ક્યારે શરૂ થયો ? આ પરસ્પર વિરોધ કાન્ટે પણ બતાવ્યો છે. જ્યારે તમે અમુક વખતે કાળ શરૂ થયો એમ કહો છો તે જ વખતે કાળ શરૂ થયો. તે જ વખતે તમે કાળ મૂકો છો. આ સવાલ જ અશક્ય–નિરર્થક છે. આકાશ કયે ઠેકાણેથી શરૂ થયું ? એ સવાલ પણ એવો જ અશક્ય છે. જે જગ્યાથી આકાશ શરૂ થયું તમે કલ્પશો તેની પેલેપાર પણ તમે આકાશ હોવાનું માનશો તો જ તમે એવી કલ્પના મનમાં આણી શકશો. અમુક ઠેકાણે આકાશ નહોતું ત્યાંથી તેની શરૂઆત થઈ એમ વિચારવા જતાં જ એ નહિ હોવાના ઠેકાણાને તમે આકાશ બનાવી દો છો. ઠેકાણું પોતે પણ આકાશમાંજ હોઈ શકે–આકાશ પોતે જ છે એ તમે જાણો છો. માટે આ સવાલ જ અસંભવિત છે. એજ પ્રમાણે કારણની સંકલના ક્યાંથી–શું કારણથી શરૂ થઈ ? એ સવાલ પણ અસંભવિત છે. અરે ! જો તમે કારણની સંકલનાની કોઇ શરૂઆત બતાવશો તો તેમાં પણ તમે જોશો કે શા માટેનો વિચાર પોતે જ કારણરૂપ છે, તે તમારી પેલે પાર જાય છે, અને તેથી જવાબ ન આપી શકાય તેવોજ એ સવાલ પણ છે. આ બાજુ કે પેલી બાજુના કોઇ પણ સમયે કાળનો અંત–છેડોજ નથી; આ કે પેલી બાજુએ કોઇ પણ સ્થળે આકાશનો પણ છેડો જ નથી; અને આ કે પેલી બાજુના કોઇ પણ કારણસર કારણનો પણ અંત નથી. શૉપનહોર આ વાત સિદ્ધ કરે છે. હર્બર્ટ આ વાત સિદ્ધ કરે છે. દરેક વિચાર તમને એજ વાત કહી શકશે કે એનો અન્ત નથી ! અન્ત નથી ! અન્ત નથી ! જ્યાં સુધી તમે સ્વપ્નમાં પડ્યા પડ્યા જૂઓ છો ત્યાં સુધી સ્વપ્નની શરૂઆત, અંત, સ્થળ કે કારણનો–એજ અવસ્થામાં–કદિ પણ છેડોજ નથી.

એજ પ્રમાણે જાગૃતાવસ્થામાં પણ છે. જે લોકો આ સવાલનો જવાબ ઉપલક રીતે આપે છે તેઓ પોતાનો માર્ગ ભૂલે છે. તેઓ પોતે છેડા વિનાના ગોળ કુંડાળામાં હોવા છતાં એ કુંડા-

ળામાંથીજ કુંડાળાનો છેડો શોધવા મથે છે અને પછી તે બિચારાઓ પોતાની મેળેજ ગુંચવાઈ પડેછે!! આ પ્રમાણે આવા પ્રશ્નોના બીજા જે કંઇ ઉત્તરો અપાતા હોય તે બધા પણ પેલા નદીનું મૂળ, થુંક અને પરસેવામાંથી બતાવનારા મહા બુદ્ધિશાળી (!) ફિલ્સુફોના ઉત્તરો જેવાજ અશક્ય અને અસત્ય છે. બસ માત્ર જ્યારે એ સ્વપ્નાવસ્થાનો કર્ત્તા પોતે જાગે છે ત્યારેજ ખરો સિદ્ધાન્ત સિદ્ધ થાય છે. સ્વપ્નાવસ્થાનો કર્ત્તા ત્યારે કહે છે કે 'અરે, આ સ્વપ્ન કે તેમાંનો દેશકાળ કે પદાર્થ એમાંનું કશુંજ નહોતું! અત્યાર સુધી તે બધું સાચું લાગતું હતું એ સાચું લાગવાપણુંજ મિથ્યા–ખોટું જ હતું! એજ પ્રમાણે વેદાન્ત પણ દરેકને કહે છે કે તે પરિપૂર્ણ મોક્ષની સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી–તે સત્યના સાક્ષાત્કારરૂપી જાગૃતિમાં આવ્યા પછીજ તમે જોશો કે આ બધું જગત માત્ર ફારસ–ભ્રમણાજ હતી. બીજું કાંઇજ નહોતું.

માયાનો આ સવાલ આ પ્રમાણે પણ મૂકાય છે: " જો માણસ પરમેશ્વર હોય તો તે પોતાનો ખરો–મૂળ સ્વભાવ શા માટે ભૂલી ગએલો હોવો જોઇએ ?" વેદાન્ત એનો જવાબ દે છે કે " તમારામાંનો સત્ય ઈશ્વર તેનું ખરૂં સ્વરૂપ કદિ પણ ભૂલ્યોજ નથી. જો તમારામાંનો સત્ય ઈશ્વર તેનો ખરો સ્વભાવ ભૂલી ગયો હોત તો તે આટલા વખત સુધી આ વિશ્વને નિયમમાં રાખતો નહોત, તેનાપર સત્તા ચલાવતો–રાજ્ય કરતો ન જ હોત. સત્ય ઈશ્વર પોતાને કદિ પણ, જરા પણ ભૂલી ગયો નથી. હજુએ તે આ વિશ્વ ઉપર સત્તા ચલાવે છે, તેને નિયમમાં રાખે છે અને તેનાપર રાજ્ય કરે છે. પણ ત્યારે પૂછવામાં આવશે કે કોણ ભૂલી ગયું છે ? ઉત્તર એજ કે કોઇ નહિ. કોઇએ ભૂલી ગયું નથી. બધું સ્વપ્ન જેવુંજ છે. સ્વપ્નમાં જ્યારે તમે જૂદી જૂદી જાતના પદાર્થો જૂઓ છો ત્યારે ખરૂં જોતાં તે પદાર્થો તમે જોતાજ નથી. એ પદાર્થોના જોનાર તમે પોતે નહિ પણ સ્વપ્નાવસ્થાનો કર્ત્તાજ તેને જુએ છે. એ કર્ત્તા પોતે પણ સ્વપ્નાવસ્થાના બીજા પદાર્થોની સાથેજ ઉત્પન્ન થએલો છે, અને તેનેજ એ બધું જણાય છે! તેનેજ આ બધા દેખાવો દેખાય છે! સ્વપ્નની એ ખીણો, એ પર્વતો અને એ નદીઓમાં એ સ્વપ્નવાળો કર્ત્તાજ રહે છે, જાગૃતવાળો નહિજ. એ પ્રમાણે ખરૂં સ્વરૂપ, ખરો આત્મા, ખરો પરમેશ્વર કદિએ કશું પણ ભૂલ્યોજ નથી. મિથ્યા સ્વપણુ ( ego ) નો વિચાર એ તો માત્ર માયાનીજ બનાવટ છે; અને સ્વપ્નના મિથ્યા પદાર્થો અને તેના મિથ્યા જોનારની પેઠેજ આ જાગૃતાવસ્થાનું જગત અને તેનો જોનાર, એ બધું આ એક જાતની ભ્રમણાજ છે. ખરૂં સ્વરૂપ તો પોતાને ભૂલ્યુંજ નથી. તમે કહો છો કે " શા માટે, પરમેશ્વર પોતે પોતાના સ્વરૂપને મનુષ્યના રૂપમાં, નાના અભિમાની જીવના સ્વરૂપમાં ભૂલ્યો ? " ત્યારે વેદાન્ત કહે છે કે જેમ તર્કવાદીઓ કુંડાળામાંથી તેનો છેડો મેળવવાની બાબતને વિરોધાભાસ (circulus in Probnndo) કહે છે, અશક્ય કહે છે, મૂર્ખતાભરી કહે છે તેવોજ આ તમારો સવાલ છે. ભલા એટલું તો કહો કે આ સવાલ તમે કોને પૂછો છો ? તમે આ સવાલ સ્વપ્નાવસ્થાના કર્ત્તાને કે જાગૃતાવસ્થાના કર્ત્તાને પૂછો છો ? સ્વપ્નાવસ્થાના કર્ત્તાને તો તમારે આ સવાલ પૂછવોજ ન જોઇએ; કારણ કે સ્વપ્નાવસ્થાનો કર્ત્તા પણ ભૂલ્યો નથી. તે તો બિચારો સ્વપ્નના પદાર્થોની પેઠેજ, તે પદાર્થોની સાથેજ ઉત્પન્ન થએલો હોઇ તે પદાર્થોના જેવોજ–તે પદાર્થોરૂપજ છે! એજ પ્રમાણે જાગૃતાવસ્થાના ખરા કર્ત્તાને પણ એ સવાલ તમે પૂછી શકો નહિ. કોણ સવાલ પૂછશે ? તમે જાણો છો કે સ્વપ્નાવસ્થામાં સવાલ પૂછનાર પણ સ્વપ્નમાંનો જ હોવો જોઈએ. જ્યારે સ્વપ્નાવસ્થાનો કર્ત્તા ખસી ગયો ત્યારે પછી એ સવાલ કોણ

અને કોને પૂછશે ? સવાલ અને જવાબરૂપી દ્વૈતનો વ્યવહાર તો એ માયીક સ્વપ્ન જ્યાં સુધી પહોંચે છે ત્યાં સુધીજ શકય છે; અને તેથી ફક્ત સ્વપ્નાવસ્થાના કર્ત્તાનેજ તમે આ સવાલ પૂછી શકો. જાગૃતાવસ્થાનો કર્ત્તા તેને માટે જવાબદાર ઠરતો નથી. સ્વપ્નાવસ્થાના કર્ત્તાને દૂર કરવા દો, અને બધો દેખાવ–હું કહું છું કે 'આખું સ્વપ્ન જગત નાશ પામશે' અને સવાલ પૂછનાર પણ કોઈ રહેશે નહિ. પછી કોણ કોને અને શું પૂછશે ?

નદીમાં એક માણુસ હોડી હાંકી રહ્યો છે એવું આ એક ચિત્ર છે તે તમે જુઓ. હવે એ ચિત્રમાં આલેખેલી હોડીને જ્યાં સુધી ખરી માનવામાં આવે ત્યાં સુધીજ એ હોડીનો હાંકનાર માણુસ ખરો કહી શકાશે. હોડી જે ભાવમાં હોડી છે તેજ ભાવમાં તેનો માલિક એ માલિક છે. પણ ખરૂં જોતાં તો એ સ્થળે હોડી પણ ખરી નથી ને તેનો માલિક પણ ખરો નથી. બન્નેજ મિથ્યા છે. જ્યારે આપણે બાળકને બતાવીએ છીએ કે " અહીં આવ, અહીં આવ, જો આ હોડીનો માલિક કેવો સુંદર છે." ત્યારે હોડી કરતાં હોડીનો માલિક વધારે સાચો છે એમ કહેવાનો આપણુને હક્ક નથી. બન્ને એક સરખાજ છે.

એવીજ રીતે વેદાન્ત પ્રમાણે હોડીરૂપી આ જગત અને તેનો કર્ત્તા તથા નિયમમાં રાખનાર પરમેશ્વર, એ બન્ને વચ્ચેનો સંબંધ છે; અર્થાત્ હોડી અને હોડીના હાંકનાર વચ્ચે જેવો સંબંધ અને સમાનતા છે તેવોજ સંબંધ અને સમાનતા આ વિશ્વ અને તેના સ્વામી ઈશ્વર વચ્ચે છે. જ્યાં સુધી હોડી છે ત્યાં સુધીજ હોડી હાંકનાર પણ છે. જે સમયે હોડીના મિથ્યાપણાનો તમે સાક્ષાત્કાર કરો છો, તેજ સમયે હોડીવાળો પણ મિથ્યા બને છે.

એજ પ્રમાણે આ જગતને નિયમમાં રાખનાર અને બનાવનારની કલ્પના પણ જ્યાં સુધી જગત તમને ખરૂં દેખાય છે ત્યાં સુધીજ ખરી છે. જગતનો વિચાર જવા દેશો તો તેની સાથે તેના કર્ત્તાની કલ્પના પણ નાશ પામશે. પેદા કરનારનો વિચારજ શા માટે, કયારે અને ક્યાંથી, એ પ્રશ્નોની ઉત્પત્તિ કરે છે. ધ્યાનમાં રાખો કે જગત શા માટે કયારે અને કયાંથી થયું ? એ સવાલ પણ હોડી અને હોડી હાંકનારના જેવોજ મિથ્યા છે. હોડી, તેનો હાંકનાર અને તે હોડીની રચનાનું કારણુ તથા સમય જાણવા ઇચ્છનારો સવાલ એ સર્વ એકજ પ્રકારનાં અને એકજ કિંમતનાં છે. એ સર્વ ભ્રમણાજ છે. શા માટે, કયારે અને કયાંથી, એ સવાલજ આ જગત પોતે છે; અને જગતરૂપ હોડીનો હાંકનાર પણ તે સવાલજ છે. જ્યારે તમે આ જાગૃતરૂપી દીર્ઘ સ્વપ્નમાંથી તમારા આત્મસ્વરૂપની સત્ય અવસ્થામાં જાગૃત થાઓ છો; જ્યારે તમને એ અવસ્થાનો સાક્ષાત્કાર થાય છે; ત્યારે આ આખું જગત પડદા ઉપરના હોડીના ચિત્ર જેવુંજ જણાય છે; અને શા માટે, કયારે અને કયાંથી ? એ સવાલ કે જે સવાલ પોતેજ હોડીનો હાંકનાર અથવા હોડીવાળો હતો; તે પણ નાશ પામે છે. ખરી રીતે તો હોડી કે હાંકનાર કશુંજ નહિ હોવાથી તે શા માટે, કયારે અને કયાંથી, એ સવાલ પણ છેજ નહિ. વસ્તુતઃ જે કંઇ છે તે તો આ કાળ, આકાશ અને કારણુની પેલે પારજ છે. લોકો કહે છે કે જગત એક મૂર્તિમાન કર્ત્તાને આધારે છે. વેદાન્ત કહે છે કે નેતિ, નેતિ. આ સવાલજ અશકય છે અને તેથી આ સવાલનો જવાબજ નથી.

બીજો એક માણુસ કહે છે કે " પરમેશ્વરે પોતે પોતાના મોહમાં પડીને દર્પણના ઘર જેવું આ જગત બનાવ્યું; અને આ બધાં રૂપોમાં તેણે પોતાનું સ્વરૂપ જોવા ઇચ્છયું તેથી તેણે આ જગત બનાવ્યું." વેદાન્ત કહે છે કે 'નેતિ'. આવો સિદ્ધાન્ત અહીં મૂકવાનો તમને હક્ક નથી.

બીજો એક માણસ આવે છે અને કહે છે કે "જગત આટલાં વર્ષો ઉપર બનાવ્યું હતું." વેદાન્ત કહે છે કે 'નેતિ'. 'માયા'નો ખરો અર્થજ એ છે કે 'મા' એટલે 'નહિ' અને 'યા' એટલે 'જે' અર્થાત્ જે વસ્તુ ખરી રીતે હોય નહિ તે છતાં હોય એમ ભાસે એનું નામજ 'માયા' છે. એ એક એવી બાબત છે કે જેનું તમે વર્ણનજ કરી શકો નહિ. હવે સવાલ એ છે કે જગત ખરૂં છે ? વેદાન્ત કહે છે નેતિ. માયા. તમે તેને ખરૂં કહી શકશો નહિ. કારણ કે જે વધ્યા ઘટયા વિના ભૂતકાળમાં, વર્તમાનકાળમાં અને ભવિષ્યકાળમાં એક રસ રહે છે તેનુંજ નામ "સત્ય" છે. જગત શું સર્વ કાળમાં એકરસ રહે છે ? નહિં જ; અને તેથી તે સત્યની વ્યાખ્યામાં આવતું નથી. સુષુપ્તિ અવસ્થામાં તે દેખાતું નથી; તેમ તમારી સાક્ષાત્કારની સ્થિતિમાં, પરિપૂર્ણ સ્થિતિમાં અથવા મોક્ષમાં પણ તે દેખાતું નથી અને તેથી તે સર્વકાળમાં નથી; અને તેથી તે સત્ય છે એમ કહેવાનો તમને હક્ક નથી. પણ હવે પાછો પ્રશ્ન થશે કે શું ત્યારે આ જગત અસત્ય છે ? વેદાન્ત કહે છે કે નેતિ. માયા. અહીં પણ તમને એમજ લાગશે કે આ કહેવું તો બહુજ વિચિત્ર છે ! શું આ જગત અસત્ય પણ નથી ? વેદાન્ત કહે છે કે "ના, તે અસત્ય પણ નથી." કારણ કે "અસત્ય એટલે જે કોઇ પણ કાળમાં ન હોય તે." દાખલા તરીકે "મનુષ્ય-શૃંગ" અથવા "વંઝાપુત્ર." શું તમે માણસને કદિ પશુના જેવાં શિંગડાં જોયાં છે ? અથવા શું પુત્રવાળી વંઝા સ્ત્રી હોઈ શકે ? કદિજ નહિ. આ પ્રમાણે જે વસ્તુ કોઇ પણ સમયે દેખાય નહિ તેનેજ વેદાન્તમાં "અસત્ય" કહે છે. તે નિયમ પ્રમાણે જગત અસત્ય નથી, કેમકે તે તમને હાલ જણાય છે, તેથી તેને અસત્ય કહેવાનો તમને હક્ક નથી. ત્યારે જગત થોડું સત્ય છે અને થોડું અસત્ય છે ? વેદાન્ત કહે છે માયા, નેતિ. તેમ પણ નહિ. અસત્ય અને સત્ય ભેગાં રહી શકેજ નહિ. આ સવાલો અને જવાબોને "વેદાન્તનો માયાવાદ" કહે છે. એ વાદને "અનિર્વચનીયવાદ" અને "મિથ્યાવાદ" એ નામથી પણ કહે છે. એ શબ્દો તમારા 'Mythology' શબ્દના જેવા છે. તેનો અર્થ જેને આપણે સત્ય પણ ન કહી શકીએ અને અસત્ય પણ ન કહી શકીએ એવું 'કંઇક' એવો છે.

નાસ્તિકો કહે છે કે પરમેશ્વર છેજ નહિ. વેદાન્ત કહે છે કે નેતિ, માયા, તમે ખોટા છો. પરમેશ્વર નથી એમ કહેવાને પણ તમારી પાસે દલીલ નથી.

કેટલાકો કહે છે કે મુર્તિમાન પરમેશ્વર છે. વેદાન્ત કહે છે નેતિ, તેમ પણ નહિ. વેદાન્ત કહે છે કે આ એક એવો પ્રદેશ છે જેમાં તમારે પેસવું જોઇએજ નહિ. આ એક એવો પ્રદેશ છે કે જેમાં તમે તમારી બુદ્ધિ ચલાવી શકો નહિ. તમારી બુદ્ધિને આ જગતમાં બીજું પુષ્કળ કામ કરવાનું છે, તેને ત્યાંજ કામ કરવા દો. "સીઝરને કરવા યોગ્ય હોય તે સીઝરને સોંપો અને પરમેશ્વરને કરવા યોગ્ય હોય તે પરમેશ્વરને સોંપો." સ્થૂલ ભૂમિમાં, પ્રત્યક્ષ દુનિયામાં તમારી બુદ્ધિને માટે પુરતું કામ છે. આધ્યાત્મિક જગતમાં તો તમારે એક રસ્તે-માત્ર એકજ રસ્તે થઇને આવવાનું છે. તે રસ્તો સાક્ષાત્કારનો છે. તે રસ્તો કાંઈ સ્નેહનો, લાગણીઓનો કે શ્રદ્ધાનો નહિ પણ સાક્ષાત જ્ઞાનનો છે. એ આશ્ચર્યકારક જ્ઞાનરૂપી-એ વિચિત્ર ઈશ્વરી જ્ઞાનરૂપી ખરે રસ્તે થઇને જ્યારે તમે આ પ્રદેશમાં પ્રવેશો ત્યારેજ બધા સવાલ બંધ થાય છે; બધા સિદ્ધાન્ત સિદ્ધ થાય છે. સામવેદના કેન ઉપનિષદ્‌માં એક પેરેગ્રાફ છે જેનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

"હું કહી શકતો નથી કે તે હું જાણું છું, તેમ હું એમ પણ કહી શકતો નથી કે તે હું જાણતો નથી. તે જાણવા અને ન જાણવાથી પર છે." હાલના વિચારકો કહે છે તે પણ બરાબર આવુંજ છે. હર્બર્ટ સ્પેન્સર પોતાના પ્રથમ સિદ્ધાન્તમાં આવાજ નિર્ણય ઉપર આવ્યો છે. "ન જાણી શકાય તેવો" એવા પ્રથમ સિદ્ધાન્તના પહેલા ભાગમાં તે વેદાન્તના જેવાજ નિર્ણય ઉપર આવે છે. તેણે જે કહ્યું છે તે બધુંજ તમારી પાસે વાંચવાની જરૂર નથી, એક નાનો ફકરોજ વાંચીશું. "કોઈ એવો સિદ્ધાન્ત હોવો જોઇએ કે જે સિદ્ધાંત પોતેજ સર્વ વિજ્ઞાનનો પાયો હોવાથી વિજ્ઞાનથી તે સિદ્ધ થઇ શકે નહિ. બધાજ દલીલવાળા નિર્ણયો–પછી તે ગમે તે વિષયના હોય તોપણ પ્રત્યક્ષ પ્રમાણ ઉપરજ તે આધાર રાખતા હોવા જોઇએ. છતાં એક જગ્યા એવી હોવી જોઇએ કે જ્યાં આપણે પહોંચી શકીએ નહિ. જ્યાં પહોંચવાને બુદ્ધિ ખ્યાલ પણ ધરી શકે નહિ."

આ મુદ્દા ઉપર બધા ફિલસુફોને આને આજ મતલબનું કાંઈક કહેવાનું હોય છે. હવે લક્ષ આપો. જ્યારે લોકો પરમેશ્વરમાં હેતુનું આરોપણ કરે છે; જ્યારે તેઓ કહે છે કે 'પરમેશ્વરે આ જગત બનાવેલું હોવું જોઇએ; પરમેશ્વરને દયા હોવી જોઇએ; પરમેશ્વરને પ્રેમ હોવો જોઇએ; પરમેશ્વરને ભલાઈ હોવી જોઇએ;' ત્યારે તેઓ કેવો તર્કાભાસ કરે છે ? ધ્યાન આપો, તમે એકજ વખતે પરમેશ્વરને અનન્ત અને અનન્તવાળો કહો છો. એક વખતે તમે કહો છો કે તે અનન્ત છે અને બીજી વખતે તમે કહો છો કે "અરે, તેનામાં આ ગુણ છે અને પેલો ગુણ છે." પણ જ્યારે તમે કહો છો કે તે ભલો છે અને ભુંડો નથી, ત્યારે ઉલટો તે મર્યાદિત થાય છે. જ્યારે તમે કહો છો કે તે સ્રષ્ટા છે, સૃષ્ટી નથી; ત્યારે પણ તમે તેની મર્યાદા બાંધો છો. ત્યાં તમે એવી એક જગ્યા બતાવો છો કે જ્યાં તે નથી; અને વળી જ્યારે તમે કહો છો કે પરમેશ્વરે દુનિયાને આ અને પેલા હેતુ માટે બનાવી, ત્યારે તમે કોઇ માણસ ન્યાયાધીશ આગળ આવીને પોતાના કામનો હિસાબ બતાવતો હોય તે માણસના જેવું પરમેશ્વરને રૂપ આપો છો. એ પ્રમાણે જ્યારે તમે પરમેશ્વરની ઉપર અમુક હેતુ, કલ્પના અને રચનાનું આરોપણ કરો છો; ત્યારે જાણે તમે પોતે પોતાને ન્યાયાધીશ અથવા જજ્જ બનાવો છો; અને પરમેશ્વરને તમારી પાસે પોતાનાં કામનો હિસાબ આપવા આવ્યો હોય તેવો બનાવો છો. તમે તેની મર્યાદા બાંધો છો. વેદાન્ત કહે છે કે પરમેશ્વરને તમારી ન્યાયસભા આગળ લાવવાનો તમને કશો હક્ક નથી; અને તેમ તમે કદિ પણ કરી શકનારજ નથી. માટે આ સવાલ છોડી દો. આ સવાલ ગેરકાયદેસર છે.

"વેદાન્ત" એ શબ્દનો અર્થ કંઇ "અમુક વ્યક્તિએ કહેલો ધર્મ" એવો નથી. મોહોમેદન શબ્દ મહમ્મદના નામ ઉપર આધાર રાખે છે. મહમ્મદે જે જે કર્યું હોય અગર કહ્યું હોય તે બધું મોહોમેદને માનવુંજ જોઇએ. ક્રિશ્ચિયાનિટી શબ્દનો અર્થ ક્રાઇસ્ટની ગુલામી છે; અને બુદ્ધિઝમ શબ્દ બુદ્ધની ગુલામી છે. વેદાન્ત શબ્દ એ પ્રમાણે કોઇ અમુક વ્યક્તિ અગર વ્યક્તિની ગુલામીના અર્થવાળો નથી. વેદાન્ત શબ્દનો અર્થ તો "જ્ઞાનનો અન્ત, છેડો, પરાકાષ્ટા અથવા લક્ષ" એવો છે. વેદાન્ત શબ્દનો અર્થ સત્ય છે; અને તેથી તેમાં બિલકુલ મતાંધપણું નથી. તે સાર્વજનિક છે. તે નામ તમને અપરિચિત છે તેથી તેને માટે કાંઈ પણ વ્હેમ રાખશો નહિ. હિંદુઓએ જે પ્રમાણે તેનો પ્રત્યક્ષ અનુભવ લીધો છે અને ઉપદેશ કર્યો છે તે પ્રમાણે તમે પણ કરી શકશો. તમે જાણો છો કે તે બધાં સત્યો, પછી તે જર્મની

કે અમેરિકામાં કે જ્યાં પણ શોધાય, ત્યાં એકજ નિર્ણય ઉપર આવે છે. મનુષ્ય કોઈ પણ સ્થળે ઉભો રહીને સૂર્ય સામું જુએ છે ત્યાંથી તેને તે તેજસ્વી અને પ્રકાશમાનજ દેખાય છે. એજ પ્રમાણે જે કોઈ મનુષ્ય પોતાના વહેમરૂપી પડદાઓને દૂર મૂકી સ્વતંત્રપણે તેના તરફ જોશે તે ગમે તે દેશ કે જાતિનો હોવા છતાં એકસરખોજ તેનો પ્રકાશ મેળવીને તેના નિર્ણયો સાથે મળતો આવશે. જો તમે બધી શંકાઓ, અનુરાગો અને અગમચેતીઓ દૂર કરી સ્વતંત્રરીતે અને ખુલ્લીરીતે આ સવાલને તપાસો તો આ સર્વ નિર્ણયો—વેદાન્તના આ સર્વ સિદ્ધાંતો, દલીલો અને પરિણામો એ સર્વ તમારાં પોતાનાંજ બનશે. પોતાનાંજ છે એમ અનુભવાશે.

હવે 'રામ' હિંદુઓની રીત પ્રમાણે માયાનો સિદ્ધાંત તમને સમજાવશે. હિંદુઓએ તેનું કેવી રીતે વર્ણન કરેલું છે ? હિંદુઓનાં પ્રાચીન શાસ્ત્રોમાં તેનો કેવી રીતે ખુલાસો કરેલો છે ? તેઓ તેનો ખુલાસો અનુભવથી અને પ્રયોગથી કરે છે. તેઓ આ માયાને **અનિર્વચનીય** કહે છે. જેનો મર્યાદિત અર્થ "ભ્રાન્તિ" છે. જેને સત્ય પણ કહી શકાય નહિ; તેમ અસત્ય પણ કહી શકાય નહિ; તેમ જે સત્ય અને અસત્યના મિશ્રણરૂપ પણ નથી; એવી એ માયા અગર ભ્રાન્તિ છે. આ ભ્રાન્તિ બે પ્રકારની છે. આપણે તેને "બાહ્ય ભ્રાન્તિ" અને "આન્તર ભ્રાંતિ" કહીશું.

ધારો કે તમે અંધારામાં એક સાપ જૂઓ છો. તમને તેનો મરણતુલ્ય ભય લાગે છે, અને તેથી નાસવા જતાં ભાન ન રહેવાથી તમે પડી જાઓ છો, તમારા હોંશ ઉડી જાય છે; તમને વાગે છે અને પીડા પણ થાય છે. પાછળથી તમને ખરી હકીકત માલૂમ પડે છે કે ત્યાં સાપ નથી, પણ તે તો એક દોરડીનું ગુંછળુંજ પડેલું હતું. હવે જે સાપથી તમને આટલી પીડા થઇ તે સાપ શું તે સમયે અસત્ય હતો ? વેદાન્ત કહે છે. 'ના, ના.' સાપને અસત્ય કહેવાનો તમને હક્ક નથી. જો સાપ ખોટો હોત તો તમને જે ઇજા થઈ તે થાત નહિ. સાપ એ માયા—ભ્રાન્તિ છે; અને એ ભ્રાન્તિ જેમ સત્ય નથી તેમ તે અસત્ય પણ નથી; કારણ કે જે અસત્ય વસ્તુ હોય તે કદાપિ હયાતીમાં હોતી નથી. સૂક્ષ્મ બિંદુરૂપે ઉડતા જળના એકાદ ફૂવારા પાસે ઉભા રહેવાથી તમે રંગબેરંગી મેઘધનુષ્ય જુઓ છો, તે મેઘધનુષ્ય સાચું છે ? નહિજ. કારણ કે તે જે સ્થળે પ્રતીત થાય છે ત્યાંથી સમીપ જઇને જોઇએ છીએ ત્યારે તે જણાતું નથી. જો આપણે દિશા ફેરવીએ છીએ તો એ મેઘધનુષ્યની દિશા પણ ફરેલી જણાય છે. ત્યારે શું તે ખોટું છે ? ના, કારણ કે ત્યાં તે હોય એમજ જણાય છે; અને તેની કાંઇક અસર આપણા ઉપર થાય છે. જેથી તે અસત્ય પણ નથી. તે માત્ર એક ભ્રાન્તિજ છે—ભ્રમ છે.

તમે દર્પણમાં તમારી છબિ જૂઓ છો, તે ખોટી છે ? વેદાન્ત કહે છે કે ના, તે ખોટી નથી. કારણ કે તેનાથી તમારા ઉપર અસર થાય છે. ત્યારે તે સાચી છે ? ના, તે સાચી પણ નથી. કેમકે તમે તમારૂં મ્હોં બીજી બાજુ ફેરવો છો કે તરતજ તે નાશ પામે છે. માટે તે ભ્રાન્તિ છે.

હવે આ ભ્રાન્તિ ઉપર જણાવ્યું તેમ બે પ્રકારની છે. આન્તર ભ્રાન્તિ અને બાહ્ય ભ્રાંતિ. રજ્જુમાં દેખાતા સર્પની બાબતમાં આન્તર ભ્રાન્તિ છે. તેની વિચિત્રતા એ છે કે જ્યારે ભ્રાન્તિવાળો પદાર્થ દેખાતો હોય ત્યારે ખરો પદાર્થ દેખાતો નથી, અને ખરો પદાર્થ દેખાય છે

ત્યારે ભ્રાંતિવાળો પદાર્થ દેખાતો નથી. જો સાપ હોય તો રજ્જુ હોતું નથી અને રજ્જુ હોય તો સાપ હોતો નથી. બાહ્ય ભ્રમણામાં બન્ને સાથે રહે છે. ખરી વસ્તુ તેમજ ભ્રમણાવાળી વસ્તુ બન્ને દર્પણમાં સાથે દેખાય છે. દર્પણમાં પ્રતીત થતી આકૃતિ અથવા પ્રતિબિંબ એ અસત્ય છે. અથવા વૈજ્ઞાનિકોના શબ્દોમાં કહીએ તો તે પ્રતિબિંબ એ સર્વ વ્યાપક, અસત્ય અને ભ્રાન્તિમય આકૃતિ છે; અને મૂળ આકૃતિ એ સત્ય પદાર્થ છે. વળી બાહ્ય ભ્રાન્તિમાં આપણે એક બીજી વસ્તુ પણ જોઇએ છીએ, એને આપણે દ્વાર અગર સાધન કહીએ છીએ. આ સાધન તે દર્પણ છે. ભ્રમણામાં દેખાતી વસ્તુ એ પ્રતિબિંબ છે; અને ખરો મૂળ પદાર્થ બિંબ છે. બાહ્ય ભ્રમણામાં એ ત્રણે વસ્તુઓ દેખાય છે; અને તેમાંની એકજ વસ્તુ ભ્રમણારૂપ હોય છે.

વેદાન્તીઓના પ્રયોગો અભેદ અને આખા વિશ્વની એકતા સિદ્ધ કરે છે. તે જે પ્રકારના છે તે તમને બતાવવામાં આવશે. તેઓના પ્રયોગો, અનુભવો, ધર્મ સંબંધી કેળવણી અને સત્યનો સાક્ષાત્કાર એવું સિદ્ધ કરે છે કે આ વિશ્વ 'બાહ્ય' અને 'આન્તર' બન્ને પ્રકારની ભ્રમણાઓનું બનેલું છે. જ્યારે મનુષ્ય પોતાનામાં પ્રભુતાનો સાક્ષાત્કાર કરે છે ત્યારે તે ફક્ત બહારની ભ્રમણા ઉપર જ વિજય મેળવે છે. આ વિશ્વ ઉપર પ્રવર્તતા તમામ ધર્મો, ક્રિશ્ચિયાનિટી, મુસલમાની ધર્મ, બૌદ્ધ ધર્મ, ઝોરોસ્ટ્રીઅન ધર્મ, આ બધા ધર્મોએ—એક વેદાન્ત સિવાય આ બધા ધર્મોએ—માત્ર બહારની ભ્રમણા ઉપરજ વિજય મેળવવાને ઘણુંજ કર્યું છે; અને એ પ્રકારે બહારની ભ્રમણાઓ ઉપર તેમણે જેટલે અંશે વિજય મેળવ્યો છે તેટલે અંશે તેઓ ખરા છે એમજ વેદાન્ત કહે છે. પણ તે પછી વેદાન્ત એક પગલું આગળ વધીને આન્તર ભ્રમણા ઉપર પણ વિજય મેળવે છે; જ્યારે બીજા ધર્મો એ વિષયમાં અટકી પડે છે. તેઓ કહે છે કે વેદાન્ત અમારાથી પ્રતિકૂળ છે. પણ ના, તે પ્રતિકૂળ નથી, તેતો ફક્ત જે તેઓએ શરૂ કર્યું છે તેનો છેડો લાવે છે, અને તેમાં ઉમેરો કરે છે. તે તેમની વિરૂદ્ધ નથી.

હવે જે ઘણું ગૂઢ છે તે તમને કહેવામાં આવે છે. તેના ઉપર તમે બહુ એકાગ્રતાથી લક્ષ આપો. રજ્જુમાં જે સાપ દેખાયો તે કઇ જાતની ભ્રમણાને લીધે દેખાયો ? આન્તર ભ્રમણાને લીધેજ. તમે જાણો છો કે જો ત્યાં સાપ હોય છે તો રજ્જુ હોતું નથી અને જો રજ્જુ હોય છે તો સાપ હોતો નથી. જે તે એકજ વસ્તુ એકજ સમયમાં દેખાય છે. ફરીથી ધ્યાન આપો. નાગ અગર સાપ જે ભ્રમણાવાળા પદાર્થમાં દેખાયો તેનું અસ્તિત્વ આન્તર ભ્રમણાને લીધેજ જુઓ છો. બિંબનું પ્રતિબિંબ જણાવામાં જેમ દર્પણ એ સાધનરૂપ છે તેજ પ્રમાણે દોરડું એ સાપ જણાવામાં સાધનરૂપ છે. આ સાધનોદ્વારાજ ભ્રાન્તિજન્ય પ્રતિબિંબ અને સર્પ આપણને જણાય છે.

એક છોકરો તમારી પાસે આવે છે અને કહે છે કે "બાપા ! બાપા ! હું અહીંઉં છું ! પણે સાપ છે." આપણે છોકરાને પૂછીએ છીએ કે સાપ કેટલો લાંબો હતો ? છોકરો કહે છે કે આશરે બે વાર. વારૂ તે કેટલો જાડો હતો ? છોકરો કહે છે કે ઘણો જાડો હતો. સૅન્ફ્રાન્સીસ્કો જતા વહાણમાં તે દિવસે મ્હેં એક દોરડું જોયું હતું તેવો તે જાડો હતો. આપણે પૂછીએ: વારૂ, સાપ શું કરતો હતો ? તેણે કહ્યું: સાપ ગુંચળું વળી ગોળ પડેલો હતો. પાછળથી તેના કહેવામાં વહેમ પડયો અને પરિણામે તમે જાણો છો કે ત્યાં સાપ નથી. સાપ ખોટો હતો. ફક્ત દોરડુંજ ત્યાં પડેલું હતું. એ સૅન્ફ્રાન્સીસ્કો જતા વહાણનું દોરડું કે જે લાંબું

અને જાડું હતું; તે દોરડાની જાડાઈ, લંબાઈ અને અસ્તિત્વના ગુણજ ભ્રમણામાં દેખાતા સાપમાં દર્પણની પેઠે આરોપાયલા હતા. સાપ ત્યાં નહોતો પણ ફક્ત દોરડામાંજ સાપ આરોપાયલો હતો તેથી મૂળમાં–આંતર ભ્રમણામાં પરિણામે સાપ હતો; અને પછી તરતજ સાપમાં બીજી જાતની ભ્રમણા ઉત્પન્ન થઇ, જેને આપણે બાહ્ય ભ્રમણા કહીએ છીએ.

આ ભ્રમણાઓ દૂર કરવા માટે કઈ પદ્ધતિ અનુસરવાની છે? આપણે પ્રથમ એક ભ્રમણા દૂર કરીશું અને પછી બીજી. બહારની ભ્રમણા પ્રથમ દૂર કરવી પડશે અને પછી આન્તર ભ્રમણા.

વેદાન્ત મત પ્રમાણે આ આખું વિશ્વ, આ આખું જગત ખરી રીતે એક નહિ જાણી શકાય તેવા અને વર્ણન ન કરી શકાય તેવા સત્ય સિવાય બીજું કાંઇજ નથી, કે જે સત્ય મનથી, વાણીથી તથા કાળ, આકાશ, કારણ અને દરેક વસ્તુથી પર છે. આ ખરા દોરડામાં, અંદર રહેલા પડમાં, પદાર્થમાં અથવા તમારી મરજીમાં આવે તે કહો તેમાં જે નામ, રૂપ અને ભેદ અથવા તો શક્તિ, ક્રિયા, આન્દોલન દેખાય છે, તે આ સાપના જેવાંજ છે. તેમાં આપણે જોઇએ છીએ કે પ્રથમ આન્તર ભ્રમણા થયા પછી બહારની ભ્રમણા થાય છે અને એ બહારની ભ્રમણાને લીધે આ નામ અને રૂપમાં–આ વ્યકિત અને વ્યષ્ટિપણામાં જાણે ખરૂં સત્ય હોય અને તે પોતાને આધારે પોતાની મેળેજ રહેલું હોય અને જાણે તે પોતેજ સત્ય હોય તેમ દેખાય છે.

હવે જગતના ધર્મોએ શું કર્યું છે? વ્હાલી ક્રિશ્ચિયાનિટી, વ્હાલો મુસલમાની ધર્મ, બધા ધર્મની મર્યાદાને ખાતર આપણે કહીશું કે તેઓએ બાહ્ય ભ્રમણા દૂર કરવામાં ઘણુંજ કર્યું છે. તેઓએ મનુષ્ય જાતને બતાવ્યું છે કે જો તેઓ પવિત્ર જીવન ગાળે, જો આશા, શ્રદ્ધા અને પરોપકારમય જીવન ગાળે, તો તેને પરિણામે તેને બધી દિશાઓમાં આનન્દના ઓઘ, દિવ્યતા અને દરેક વસ્તુમાં પરમેશ્વર જણાશે. હવે ધ્યાન આપો. સાચો સંત અગર મહાત્મા, ખ્રિસ્તના નામમાં પણ ઈશ્વિર સમજે છે. તે દુશ્મનને ધિક્કારતો નથી, પણ ચાહે છે. “ અરે, તમે તમારા દુશ્મનને તમારી પેઠે ચાહો. ” જીસસનું આ સુબોધપૂર્ણ વચન છે. પુષ્પોમાં પણ તે તેજ પરમેશ્વરને જુએ છે. તમે તે સ્થિતિનો કદિ સાક્ષાત્કાર કર્યો છે? ખરા ધર્મનિષ્ઠ લોકોએ તે કરેલો છે. પુષ્પો તેમની સાથે વાત કરે છે, પથ્થરમાં પણ તેમને ઉપદેશ જણાય છે, વહેતા ઝરાઓમાં તેમને ગ્રન્થો જણાય છે, તારાઓ તેમની સાથે વાતો કરે છે. મનુષ્યના મુખારવિન્દદ્વારા પ્રભુતા તેના સામું જુએ છે. આ પ્રભુતા માટે બુદ્ધિને સમજાય તેવી સાબીતીની તેને જરૂર નથી. તેની સાબીતી તેની પોતાની સાથેજ હોય છે. તે એવી સાબીતી ઉપર આધાર રાખે છે કે જે આખી દુનિયાના તર્ક અને પદાર્થજ્ઞાનથી પર છે. તે મનુષ્ય દરેક સ્થળે પરમેશ્વર જુએ છે, તેમાંજ રહે છે, તેમાંજ હરે ફરે છે અને પોતાનું અસ્તિત્વ તેમાંજ ગણે છે. આવા પ્રકારનું ધાર્મિક જીવન અભ્યાસ અને પ્રયોગદ્વારા બાહ્ય ભ્રમણાને જીતે છે.

તમે કહો છો કે પરમેશ્વર આ સર્વ રૂપો અને ભેદોમાં રહેલો છે; પણ એ કહેવું દોરડીમાં સર્પ જાણવા જેવું છે. જ્યારે તમે દરેક વસ્તુની પાછળ ઈશ્વરને જુઓ છો અને ખરા ધાર્મિક જીવનનો સાક્ષાત્કાર કરો છો ત્યારે તમે દોસ્ત અગર દુશ્મનમાં હેતુઓ આરોપણ કરતા નથી, પણ તેમનામાં ઇશ્વિરત્વ જુઓ છો. તમે તેમની પાછળ પરમેશ્વરનીજ કૃતિ જુઓ છો; અને તમે કહો છો કે એક સર્વવ્યાપક ઇશ્વિરજ બધું કરી રહેલો છે. આ પ્રમાણે બાહ્ય

ભ્રમણા ઉપર તમે વિજય મેળવો છો. એ વિજય તમારી ઉન્નતિમાં એક પગથીયું આગળ વધવા બરાબર છે. પણ વેદાન્ત તેથી પણ આગળ વધે છે, અને તમને કહે છે કે બન્ધુ, બન્ધુ, તમે કહો છો કે બધામાં જ પરમેશ્વર છે તે સત્ય નથી. તેની પેલે પાર જાઓ–તેની પેલે પાર જાઓ. આ બધાં રૂપ અને ભેદ, આ બધી જૂદી જૂદી ભ્રમણાઓ અને રૂપો રજ્જુમાં દેખાતા સર્પના જેવાંજ ખોટાં છે. તેથી પર જાઓ અને તમે આ બધા વિચારોથી તથા શબ્દોથી પર એવી જે અનુપમ સ્થિતિ છે ત્યાં પહોંચશો. હવે તમે જોશો કે વેદાન્ત બધા જ ધર્મોને પરિપૂર્ણ કરનાર છે. આ દુનિયાના કોઈ પણ ધર્મથી તે પ્રતિકૂળ નથી.

આ દુનિયા આ અથવા પેલા કોઈ પરમેશ્વરે બનાવેલી હોવી જોઇએ એમ કહેવાની જરૂર નથી, એ હવે બતાવાશે.

આ બે ત્રિકોણ અને એક કાટખૂણુ ચોખૂણુ છે.




આ બંને ત્રિકોણની ઉપલી તથા નીચલી બંને બાજુઓ સરખી છે. એ બંને બાજુઓને ૩ નું ચિહ્ન કર્યું છે અને ત્રીજી લાંબી બાજુ ઉપર ૫ નું નિશાન કર્યું છે. ધારો કે આ આકારો કાગળમાંથી અગર જાડા પૂંઠામાંથી કાપી કહાડયા છે. તેને તમે એવી રીતે ગોઠવો કે તેનો એકજ આકાર બને અથવા ત્રિકોણનો પાયો કાટખૂણુ ચોખૂણની બાજુ સાથે બંધબેસ્તો આવે. આમ કરવાથી આપણે એક છ બાજુવાળી આકૃતિ બનેલી જોઇશું કે જેની બધી બાજુઓ ૩ નિશાનવાળી બાજુના માપની આવશે. તમે જાણો છો કે આમ કરવાથી ૫ નિશાનવાળી બાજુઓ આ નવી આકૃતિની અંદરના ભાગમાં આવી ગઈ છે; અને હવે તે બાજુઓ તરીકે પણ ગણાતી નથી. ઉપર તેનો આકાર પણ આપ્યો છે તે જોવાથી સમજાશે. આ છ બાજુવાળી આકૃતિ શી રીતે બની ? ત્રિકોણ અને કાટખૂણુ ચોખૂણની જૂદી રીતની મેળવણીથી અથવા જૂદી સ્થિતિથી આ આકાર બન્યો. આ જૂદી જૂદી આકૃતિઓના ગુણ નવી બનેલી આકૃતિના ગુણ કરતાં તદ્દન જૂદા છે. નાની આકૃતિઓના ખૂણા કાટખૂણાથી નાના હતા. પણ નવી બનાવેલી આકૃતિમાં એકે ખૂણો કાટખૂણાથી નાનો નથી. ચોખૂણ આકૃતિમાં કાટખૂણા છે, પણ નવી બનાવેલી આકૃતિઓમાં એકે કાટખૂણો નથી. પ્રથમની ત્રણે આકૃતિઓ લંબાઇમાં ૫ નિશાનવાળી બાજુ બરાબર હતી પણ નવી બનાવેલી આકૃતિને આટલી લંબાઇની એકે બાજુ નથી. પ્રથમની આકૃતિઓમાંની એક પણ આકૃતિ સમબાજુ નહોતી પણ નવી બનાવેલી આકૃતિ સમબાજુ છે. નવી બનાવેલી આકૃતિના બધા ખૂણા વિષમ છે પણ પ્રથમની કોઇ પણ આકૃતિના ખૂણા વિષમ નહોતા. અહીં આપણે એક એવી બનાવટ જોઇએ છીએ કે જેમાં દેખાતા ગુણો પહેલાંની આકૃતિઓમાં બિલકુલ હતા નહિ. હવે આ તદ્દન નવા ગુણો ક્યાંથી આવ્યા ? હવે ધ્યાન આપો. આ તદ્દન નવા ગુણો કોઇ કર્તાએ બનાવેલા નથી તે વાત પણ ધ્યાનમાં રાખો. આ તદ્દન નવા ગુણો નવી આકૃતિનુંજ પરિણામ છે. તે નવી સ્થિતિનુંજ પરિણામ છે. તે વેદાન્ત જેને માયા કહે છે તેનુંજ પરિણામ છે. માયા એટલે નામ અને રૂપ. તે ગુણો નામ અને રૂપનુંજ પરિણામ છે.

ફરીથી જુઓ. આ ત્રિકોણને હ એટલે હાઈડ્રોજન કહો. આ ચોખૂણુને ર એટલે ઑક્સીજન કહો.= આનું પરિણામ હ+ર=ઓ એટલે કે પાણી (નવી આકૃતિમાં) આવે છે. આ મૂળતત્ત્વો યા હાઈડ્રોજન અને આકિસજનને પોતપોતાના ગુણ હતા અને તેની મેળવણીના પરિણામે નવી વસ્તુ (પાણી) ઉત્પન્ન થઇ છે. આ પ્રમાણે હાઈડ્રોજન અને ઑકિસજન મળીને આપણને પાણી આપે છે. એમાં હાઈડ્રોજન બળી શકે એવો પદાર્થ છે, પણ પાણી તેવું નથી. પાણીમાં હાઈડ્રોજન કરતાં વિલક્ષણજ ગુણ છે. ઑકિસજન બાળવામાં મદદ કરે છે પણ પાણી કરતું નથી. તેનો પોતાનો નવોજ ગુણ છે. વળી હાઈડ્રોજન ઘણો હલકો છે પણ ઑકિસજન તેટલો હલકો નથી. હાઈડ્રોજન બલૂનમાં ભરાય છે અને તે ઉંચે આકાશમાં લઈ જાય છે, પણ પાણી તેમ કરતું નથી. પાણીમિશ્રિત હાઈડ્રોજનનું પરિણામ એમ કરતું નથી. આ પ્રમાણે મિશ્રિત પદાર્થોના ગુણો પરિણામિક પદાર્થના ગુણોથી તદ્દન જૂદા છે. પરિણામિક પદાર્થમાં આ નવા ગુણ ક્યાંથી આવ્યા ? પોતાના કર્ત્તામાંથી તેણે આ ગુણો મેળવ્યા અથવા જે મિશ્રિત તત્ત્વોનું તે બનેલું છે તેમાંથી લીધા ? ના, આ ગુણો નવી આકૃતિ, નવી સ્થિતિમાંથીજ આવ્યા છે. વેદાન્ત પણ કહે છે કે દુનિયામાં જે તમે જૂઓ છો તે માત્ર નામ અને રૂપનું જ પરિણામ છે. તમારે આ અને તે વસ્તુને માટે કર્ત્તાનું અસ્તિત્વ મૂકવાની જરૂર નથી. તે માત્ર નામ અને રૂપનુંજ પરિણામ છે.

અહીં તમારી પાસે એક કોયલાનો કકડો છે અને પણે એક તેજસ્વી-આંખને આંજી નાખે તેવો હીરો છે. આ હીરામાં કોયલાના કકડા કરતાં તદ્દન નવા ગુણ છે. હીરો એવો સખત છે કે લોઢાને પણ કાપી શકે છે, અને કોયલો એવો નરમ છે કે કાગળના કકડા ઉપર પણ ઘસાય છે. હીરો ઘણો તેજસ્વી અને કિમ્મતી છે, અને કોયલો ઘણોજ કાળો, સોંઘો અને બેડોળ છે. બન્નેનો વિરોધ આવો મોટો છે, અને તોપણ તેઓ ખરી રીતે એકજ વસ્તુ છે. વિજ્ઞાન તે વાત સાબીત કરે છે. કદાચ તમે કહેશો કે મારી બુદ્ધિ તે વાત ગ્રહણ કરતી નથી. પરંતુ તમે ગ્રહણ કરો કે ન કરો પણ આ એક સત્યજ વાત છે. તેજ પ્રમાણે વેદાન્ત તમને કહે છે કે અહીં તમે જેને ખરાબ વસ્તુ અને જેને સારી વસ્તુ કહો છે; જેને તમે દોસ્તો કહો છો તે અને તમે જેને દુશ્મન કહો છો તે સર્વમાં જેમ કોયલા અને હીરામાં કાર્બન રહેલો છે તેમ એકજ ખરી વસ્તુ રહેલીછે. વૈજ્ઞાનિકો તમને કહે છે કે કોયલામાં જે કાર્બનનાં પરમાણુઓ છે તેજ પરમાણુઓ હીરામાં પણ છે. માત્ર તેમાં તે જૂદી રીતે ગોઠવાયલાં છે એજ ફરક છે. હીરા અને કોયલામાં ભેદ માત્ર તેના નામ અને રૂપને લીધેજ છે.

તેજ પ્રમાણે સારા અને નઠારા વચ્ચેનો ભેદ માત્ર માયાને લીધે એટલે કે નામ અને રૂપને લીધેજ છે, કે જે નામ અને રૂપ બંને મિથ્યા છે. કારણ કે એક વખત આપણે તેમને જેવાં જોઈએ છીએ તેવાં તે સદાકાળ રહી શકતાં નથી. આ જગતનો ભાસ એ નામ અને રૂપ સિવાય બીજું કાંઈજ નથી. જૂદાં જૂદાં નામ, રચના અને દેખાવોના સમ્મેલન સિવાય બીજું કાંઈજ નથી. આ જૂદી જૂદી ભિન્નતા અને સમ્મેલન શાને લીધે છે ? તે આંતર ભ્રમણાને લીધે છે. પરંતુ આ નામ અને રૂપ જે આંતર ભ્રમણાને લીધે છે તેમાં પણ એક દિવ્યતા ઝળહળી રહી છે. આ નામ અને રૂપમાં પણ પરમેશ્વર પોતેજ પ્રકાશી રહ્યો છે. આ નામ અને રૂપની ભ્રમણાને વટાવી પેલે પાર જાઓ, એટલે તમેજ સર્વસ્વ છો. આ પ્રમાણે જે બધામાં સમભાવે જૂએ છે તેજ ખરેખર જૂએ છે, જે બધામાં એક સરખી રીતે પ્રભુતા જૂએ છે તેજ ચક્ષુવાળો છે.

હવે સંસ્કૃત ગ્રંથના ભાષાન્તરની થોડીક પંક્તિઓ તમને વાંચી સંભળાવાશેઃ—

"હું બલિ છું, હું ઋચા છું, આ અનંત બ્રહ્માંડનો પિતા, માતા, પૂર્વજ અને પ્રભુ હું છું. જ્ઞાનનો અંત હું છું. તેજોમય જળનું શુદ્ધ સત્વ હું છું. હું ૐ છું. હું ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ છું. માર્ગ, પોષણકર્ત્તા, પ્રભુ, ન્યાયાધીશ, સાક્ષી, રહેવાનું સ્થળ, વિશ્રામસ્થાન, મિત્રો, જીવનનો નિર્ઝર અને સમુદ્ર, જેમાંથી બી અને બી વાવનાર ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, જ્યાંથી અનંત પદાર્થો ઉત્પન્ન થાય છે તે હું છું. સૂર્યની ઉષ્મા મારી છે. સ્વર્ગીય વૃષ્ટિ વરસાવવી અને બંધ રાખવી એ મારા હાથમાં છે. હું મૃત્યુ છું; અને અમરત્વ પણ હું છું."

ગંગાનું મધુર સંગીત, હાલતાં વૃક્ષોનું મધુર ગાન, સમુદ્રના નાદનો પડઘો, ગાયોનું આરેડવું, ઓસનાં પ્રવાહી ટીપાં, ગર્જતાં વાદળાંનો ગંભીર નાદ, નાજુક પગનો ખડખડાટ, જનસમુદાયનું હાસ્ય, સૂર્યનાં સુવર્ણ રશ્મિ, શાન્ત તારાનો ચળકાટ, રૂપેરી ચંદ્રનો દૂર અને નજીક પ્રસરતો આછો પ્રકાશ, ચમકતી તરવારનો ચળકાટ, તેજસ્વી જવાહીરનું તેજ, અંધારી અને ધૂમ્મસવાળી રાત્રિમાં દીવાદાંડીના દીવાનો પ્રકાશ, ગુપ્ત ધન સંચય કરનારી પૃથ્વી અને સ્વર્ગનો અખૂટ ભંડાર, અનહદ નાદ, અનાદિ પ્રકાશ, અનાદિ અંધકાર, અનાદિ ગતિ, માનસ સૃષ્ટિથી પર વિચાર, આન્તર દૃષ્ટિ, મનોમય વૈખરી, ઇન્દ્રિયથી પર સબળ ગ્રહણ શક્તિ, એ બધું હું છું, હું છું, હુંજ છું.

ૐ ૐ ૐ





# ૧૬–आत्मसाक्षात्कार संबंधी सूचना.

૧

ઈશ્વરનું આપણે હવે એક બીજું વર્ણનાત્મક સ્વરૂપ જોઈએ. પુરાણનું આ એક સુંદર વર્ણન છે. દૂધના એક અતિ વિશાળ મહાસાગરમાં–એ ક્ષીરસાગરની મધ્યમાં એક અતિ સુંદર રમણીય ચક્રાકાર સર્પની–શેષનાગની શય્યા બનેલી છે. છત્ર માટે એ શેષનાગની સહસ્ર ફેણુ છે. આવા ક્ષીરસાગરમાં ઈશ્વરની એક સહચારિણી રમણી–લક્ષ્મીદેવીનો નિવાસ છે. તેનું શરીર અતિ સુંદર, સુકુમાર અને દેદીપ્યમાન છે. અર્ધમિલિત નેત્રોથી તે તેના વિભુપ્રતિ નિરખે છે. તેના હોઠમાં મંદ મંદ હાસ્ય સ્ફૂરી રહ્યું છે. એ લક્ષ્મીદેવી વિષ્ણુ ભગવાનના ચરણકમળ તળાંસી રહી છે. એ રમણીય મૂર્ત્તિ એક સુકોમળ વિશાળ કમળની પાંખડીપર વિરાજમાન છે. ત્યાં વિરાજતી એ પોતાના વલ્લભ વિષ્ણુ ભગવાનના ચરણની સેવા કરે છે. પરસ્પર નેત્રવિહારમાં અન્યોન્ય દૃષ્ટિ સમ્મેલનની ક્રિડા જામી રહી છે.

આ દેવીનું ચિત્ર શું પ્રતિપાદન કરે છે ? એ દેવી–લક્ષ્મીજી સચ્ચિદાનંદની સંજ્ઞા માત્ર છે. એ પ્રભુતા છે, જ્ઞાન છે, સુખ છે, આનંદ છે. એ સચ્ચિદાનંદ સ્વરૂપની શોભા છે–વિજયશ્રી છે. એનો ભાવાર્થ એવો થાય છે કે મુક્ત પુરૂષ સાક્ષાત વિષ્ણુ નિરન્તર પોતાની વિજયશ્રી–શોભા–આત્માનંદ–લક્ષ્મીદેવી પ્રતિ અનિમિષ નિરખી રહ્યા છે. જગતનો તેમની દૃષ્ટિમાં પ્રલય થયો હોય છે અને તેને તે પોતાનુંજ આસ્તિત્વ–છાયા માની નિજાનંદ અનુભવે છે. મુક્ત અવસ્થાની એ પરાકાષ્ઠા છે. સર્વ સંબંધ, સંસર્ગથી વિમુખ અને પર એ મુક્ત પુરૂષને આ જગતના વ્યવહાર કે વ્યાપાર સાથે કાંઇજ સંબંધ નથી.

સાગરની સંજ્ઞા અનન્તતા સૂચવે છે. વળી એ સાગરને ક્ષીરસાગર નામ એટલા માટે આપેલું છે કે દૂધમાં ત્રણ ગુણ રહેલા છે. (૧) પ્રકાશ, (૨) શ્વેતવર્ણ એટલે આનંદ અને (૩) બળવર્ધક પૌષ્ટિક ગુણ એટલે શક્તિ. આવી રીતે ક્ષીરસાગરની સંજ્ઞાથી પરમ પ્રકાશ અથવા જ્ઞાન, પરમાનંદ અને પરમશક્તિ, એમ સૂચન થાય છે. એ ક્ષીરસાગરમાં એ બન્નેનો નિવાસ છે. શેષનાગની સંજ્ઞા લેવાનું કારણ એ છે કે પ્રત્યેક પ્રાણીનું આયુષ્ય અતિ દીર્ઘ હોય છે. પ્રાણીના દેહનો નાશ થતાં એ આયુષરૂપી સર્પજ પાછળ અવશેષ રહે છે. શેષ એટલે અવશેષ રહેનાર તત્ત્વ; અને તેથીજ તે શેષનાગ કહેવાય છે. સર્પિણી સેંકડો ઇંડાં મૂકે છે અને એ સર્વને એક પછી એક ખાતી જાય છે; છતાં પણ તેમાંથી કોઇ કોઈ ઇંડું અવશ્ય બચી જાય છે. આવી રીતે અનન્તતાની સંજ્ઞાદર્શક "શેષ"ની શય્યાપર સચ્ચિદાનન્દરૂપી ક્ષીરસાગરમાં એ અજરામર પરમાત્માનો નિવાસ છે. બન્ને પોતાના આત્માનંદમાં સંપૂર્ણ નિમગ્ન અને સુખી છે. શાંત અને પરમ ગંભીર છે. ૐ.

'રામ' હવે એ અગત્યના વિષયપર તમારૂં ધ્યાન ખેંચે છે.

૧—ક્ષુદ્ર અહંકારનો ત્યાગ.

૨—આત્મભાવનાનો નિશ્ચય.

**પહેલું**:—વેદાન્તના દૃષ્ટિબિંદુથી જોતાં તો સંપૂર્ણ વિશ્રાંતિ, મુક્તિ, વિરામ અને સંન્યાસનેજ ક્ષુદ્ર અહંકારનો ત્યાગ કહે છે. જ્યારે જ્યારે તમને અવકાશ મળે ત્યારે ત્યારે ખુરશીપર કે અન્ય કોઈ આસનપર સ્થિર ચિત્તથી બેસી શરીર છેજ નહિ અને એનો ભાર કે વેઠ તમારે ઉપાડવાનાંજ નથી એવી ભાવના દૃઢ કરો. જગતના બીજા પદાર્થોની પેઠે એ પણ એક ભિન્ન પદાર્થ છે અને અન્ય પદાર્થોની પેઠે એ પણ તમારાથી દૂર છે એમ માનો. થોડીવાર શરીરને શબવત્ રાખી મૂકો. એ સમયે શરીર સંબંધી કોઈ પણ વિચાર મનમાં ન લાવો. શારીરિક મોહ અને દેહવાસનાનો ત્યાગ કરો. દેહ સંબંધી તમામ પ્રકારની ચિંતા અને આકાંક્ષાને દૂર કરો. આશા, લોભ કે મોહ વગેરેને નિર્મૂળ કરો. આવા પ્રકારની દૃઢ ભાવનાવાળી અવસ્થાનું નામજ અહંકારનો ત્યાગ અને પૂર્ણ વિશ્રાંતિ છે.

**બીજું**:—ઈશ્વરત્વ. ઈશ્વરની ઈચ્છા એજ તમારી ઈચ્છા છે એમ માનો. સુખ–દુઃખના વાવાઝોડામાં પણ ઈશ્વરના હેતુનેજ તમારો હેતુ બનાવો. શરીર અને તેના સંબંધો, મન અને તેની વૃત્તિઓ, તેમજ લાભાલાભ કે જયાજયની શંકાથી પર રહો. તમે પોતેજ સર્વવ્યાપક સત્તા છો એમ અનુભવો. તમે સૂર્યોના સૂર્ય, કાર્યકારણથી રહિત, માયાથી પર, આ સમસ્ત ચમત્કારિક વિશ્વમંડળમાં એકમેવાદ્વિતીય, સચ્ચિદાનંદ સ્વરૂપ, મુક્ત 'રામ' છો. સ્વાભાવિક રીતે જે કોઇ ધ્વનિથી ગાઈ શકો એ ધ્વનિથી પ્રણવમંત્રની ધૂન મચાવો. તમે પોતેજ સચ્ચિદાનંદ, આત્યંતિક સુખ છો એમ ભાવના કરો. આમ કરવાથી આધિવ્યાધિનાં કારણો સ્વતઃજ નિર્મૂળ થશે.

આ દૃશ્યમાન થતું જગત અને તેમાં આવી મળતા વસ્તુસ્થિતિના પ્રસંગો એ સર્વ તમારી ભાવનાને લીધેજ ઉત્પન્ન થએલા છે. માટે એ જગતનો ભાર હૃદયપરથી ઉતારી નાખો. જગત, સમાજ, સમાજના અભિપ્રાય અને મતમતાંતર એ સર્વ તમારા માની લીધેલા વિચાર કે કલ્પનામાત્રજ છે; એ પરમ સત્યનું મનન કર્યા કરો. તમેજ તે પરમશક્તિ છો. આ જગત તો તમારો નિશ્વાસ માત્ર છે–માત્ર તમારો પડછાયો છે; છતાં તમે તમારા સમીપસ્થ અંતરાત્માપર શ્રદ્ધા ન રાખતાં **બહારના એ અસ્થિર ચિત્તવાળા જનસમૂહના અભિપ્રાયપર વિશ્વાસ રાખો છો; એ સમાજથી ભય પામી, તેમના ઉતાવળીઆ ન્યાયપર નમ્રતા અને વિવેક દર્શાવી તેને માન આપી, તમારૂં જીવન એવું તો કંગાલ બનાવો છો કે જેથી તમારા જીવનનો પરમ ઉદ્દેશ તમે પાર પાડી શકતા નથી!** 'રામ' કહે છે કે **જગતના અભિપ્રાયપર લક્ષ ન આપતાં તમે તમારી સ્વમતિ અનુસાર વર્તન રાખો;** સ્વતંત્ર બનો; એ એકમેવાદ્વિતીય, પરમપ્રિયતમ, સચ્ચિદાનંદ, અંતર્યામી, વિભુ, આત્મદેવનેજ સંતોષવા પ્રયત્ન કરો. આ અનેક મનુષ્યોને, **અને નાનાવિધ મતિના જનસમૂહને તમે કોઇ પણ રીતે સંતોષ આપી શકશો નહિ. એ વિલક્ષણ વૃત્તિવાળા સમાજના તમે કોઇ પણ રીતે જરાએ ઋણમાં નથી.** તમારે અને સમાજને શું લેવાદેવા છે? તમારે તેમનું કયું દેવું પતાવવાનું છે? કંઈ નહિ; જરાએ નહિ.

તમે પોતેજ તમારા પ્રારબ્ધને ઉત્પન્ન કરનાર છો, તમારા આનંદના તમે પોતેજ ભોક્તા છો, એવા ભાવપૂર્વક પ્રણવધ્વનિ વખતે તમારી આસપાસ બીજું કોઇ છેજ નહિ એમ મોટેથી ઘોષ કરો. જ્યારે એ આનંદથી તમે પોતે એટલે તમારો પોતાનો આત્મા

**સંતુષ્ટ-તૃપ્ત થશે, ત્યારે સમાજ અને સમસ્ત જગત પણ અવશ્યજ સંતોષ પામશે. એ એક મહા નિયમ છે. બીજાઓને માટેજ તમારે અમાનુષી જીવન જીવવાની શું આવશ્યકતા છે ?**

એક રાજકુમાર બીજાં છોકરાંઓની સાથે સંતાકુકડીની રમત રમતો હતો, સંતાએલાં છોકરાંને શોધી કાઢવામાં તેને બહુ મહેનત અને દોડધામ કરવી પડતી હતી. એ જોઇને એક રમત જોનારાએ કહ્યું: “ અરે ! તું તો રાજકુમાર છે. કેવળ હુકમથીજ તું ધારે તો સૌ છોકરાંને એકઠાં કરી શકે તેમ છે, તોપછી આમ દોડી દોડીને હેરાન શા માટે થાય છે ? ” એ પ્રશ્નનો ઉત્તર અહીં એટલોજ આપી શકાય કે એમ કરવાથી રમતમાં જરાએ મઝા રહે નહિ. રમવામાં કશીએ ગમ્મત પડે નહિ. ‘રામ’ની દૃષ્ટિમાં તમે પણ એવીજ રીતે પરમસત્તાધીશ, સર્વવ્યાપક અને સર્વજ્ઞ છો. પરન્તુ તમે આ અનેક પ્રકારની વિચારરૂપી રમત માંડી છે; અને તાનમય વિષયોની જંજાળ ફેલાવી છે. તમે આ જગતરૂપી જંજાળને સંતાકુકડીની રમત બનાવી છે તેથીજ એ વિવિધ વિચારમાળાનો ત્યાગ કરીને એ સર્વ રમતને બંધ કરવાનું તમને ગમતું નથી. પરંતુ હે શાણા સજ્જનો ! જે દશાને પ્રાપ્ત કરવાથી આ વિશ્વમંડળ ભૂત, ભવિષ્ય અને વર્તમાન તમારૂં બને છે; આ સૂર્યમાળા ને તારકગણ તમારૂંજ આત્મરૂપ પ્રતીત થાય છે; અને સર્વ દૃશ્ય પદાર્થો આત્મોદધિના ભરતીઓટ સમાનજ માલુમ પડે છે; તો પછી તમારે કાયદાની પરીક્ષા પાસ કરવાની કે સાંસારિક ઉન્નતિની શી પરવા છે ? જો તમારે એ દિવ્ય દશા જોઇતી હોય તો ઇંદ્રિયોમાં જે સુખ શોધો છો તે સુખની વાસનાથી તમારે પર થવું જોઇએ.

એક ઠેકાણે માછલીઓ પકડવાને માટે એક જણે જાળ નાંખી હતી તેમાં એક એવી તો જબરજસ્ત માછલી આવી કે જે એ જાળનેજ ખેંચીને લઇ ગઇ. ઈશ્વિરે કેમ વર્તન રાખવું જોઇએ એવો ઉપદેશ આપવાની આવશ્યકતા નથી. એ તમારૂં કામજ નથી. ક્ષુદ્ર અહંકારનો ત્યાગ કરી મિથ્યા વાસનાઓના ટુકડા કરી સર્વ એ પ્રભુનેજ અર્પણ કરો, પરમાત્મામાં સ્વાર્પણ કરો. આમ કરવાથીજ મન અને શરીર જ્ઞાનમય પ્રકાશથી તેજોમય તથા પરમ પ્રભુતાની દેદીપ્યમાન મૂર્તિ બનશે.

પ્રત્યેક પ્રકારનું જ્ઞાન અને કેળવણી અંતરમાં ઉદ્દભવે છે. માત્ર બાહ્ય સાધનોથી કશુંજ પ્રાપ્ત થતું નથી. જગતના બુદ્ધિમાન પુરૂષો, અદ્દભુત શોધકો અને નિપુણ તત્ત્વવેત્તાઓ પણ જ્યારે સ્વાર્થાશમાંથી મુક્ત થઈ વ્યક્તિગત અને મનોગત ભાવનામાંથી વિમુખ રહી, ઇંદ્રિયસુખની આશા તૃષ્ણાઓને દૂર ફેંકી વિચાર સૃષ્ટિમાં ઓતપ્રોત થયા હતા ત્યારેજ તેઓ અદ્દભુત શોધોનો ભંડાર પામી શકયા હતા. માત્ર હૃદયરૂપ દર્પણમાંથીજ તેઓને અતિ ચમત્કારિક રીતે જ્ઞાન પ્રકાશ મળતો. પુસ્તકો અને પુસ્તકશાળાઓમાં તેઓ જ્ઞાન રેડતા; તેમનાથી જ્ઞાનપુંજનો અંબાર ફુટતો હતો. પુસ્તકો કે પુસ્તકશાળાઓમાંથી તેમને કશુંએ મળ્યું નહોતું. આનું નામ તે કાર્ય કહેવાય. એજ પરમ ધર્મરૂપી કર્મ કહેવાય. ‘રામ’ કહે છે કે વેઠે કરાવેલી મજૂરીનું નામ કર્મ નથી. એ તો મિથ્યા મહેનત છે.

ચિદાત્માની સાથે એકતાલમાં રહેવું અને સમસ્ત વિશ્વની સાથે એકતા અનુભવવી એનેજ વેદાન્તમાં કર્મ કહે છે. વેદાન્તની દૃષ્ટિમાં તો પરમ સત્ય સાથે નિઃસ્વાર્થ અભેદ અનુભવવો એજ પરમ કર્મ છે; અજ્ઞાની તેમજ મૂર્ખ લોકો એ મહાન ચૈતન્યયુક્ત કર્મને ઘણીવાર આળસ કે નિષ્ક્રિયતા કહીને નિંદે છે; પણ કૃપા કરી તમે “ ઉત્કર્ષનું રહસ્ય ” એ વ્યાખ્યાનનો પુનઃ

અભ્યાસ કરો. વળી વેદાન્ત પ્રમાણે જગતનું કોઇ પણ કાર્ય વેઠ કે ભારરૂપ નથી. એક દૃષ્ટિબિન્દુથી જેને અતિ ઉચ્ચતમ કાર્ય કહીએ છીએ એનેજ વેદાન્તની દૃષ્ટિમાં નિષ્ક્રિયતા ગણવામાં આવે છે.

હિંદુઓનાં પુરાણોમાં એટલે કે કથાવિભાગમાં ઈશ્વરનાં બે સ્વરૂપો પ્રસિદ્ધ છે. દરેક ધર્મમાં મુખ્યત્વે ત્રણ વિભાગ હોય છે. જ્ઞાન વિભાગ, કર્મ વિભાગ અને પુરાણ એટલે કથા વિભાગ. તત્ત્વજ્ઞાન ઉચ્ચ કોટિના મનુષ્યોને માટે છે; કર્મકાંડ સાધારણ સમાજને માટે છે; અને મધ્યકોટિ, બાળકો અથવા અન્ય અધિકારીઓ માટે પુરાણ વિભાગ છે. એ ત્રણે વિભાગ અન્યોન્ય સંકલિત હોઇને એનો પરસ્પર સંબંધ અત્યંત આવશ્યક છે. જે ધર્મમાં એ ત્રણમાંના એકમાં પણ ન્યૂનતા રહે તે ધર્મ સંપૂર્ણ અને સંસ્કૃત કહેવાય નહિ. એ ત્રણે વિભાગની એકતા અને સમાનતાને લીધેજ હિંદુધર્મ સનાતન ધર્મ કહેવાય છે, અને ૨૦ કરોડ લોકો એ ધર્મના અનુયાયી છે. જે ધર્મમાં આમાંનો એક પણ વિભાગ ન હોય તે ધર્મ ધર્મજ કહેવાય નહિ. હિંદુ ધર્મના પુરાણ–શાસ્ત્રમાંથી ‘ રામ ’ તમને પ્રભુતાના સ્વરૂપનું એકજ વર્ણન કહી બતાવશે. એ વર્ણન નિરંતર મનમાં ચિરસ્થાયી રાખવાનું છે.

હિંદુ શાસ્ત્રોમાં ઈશ્વરનાં બે સ્વરૂપોનું વર્ણન કરેલું છે. તેમાંનું એક હિમાલયનાં ઉન્નત, રમણિય શિખરોપર, ધવલ, ગંભીર, ભવ્ય, સુંદર, ગુલામત્ત, વિજયશાલી, ધ્યાનસ્થ, બહારના વિશ્વથી વિરક્ત, એવા અજ્ઞાનના સંહારક શિવનું મંગલ સ્વરૂપ છે. એ સમાધિનુંજ સ્વરૂપ છે. સર્વ પ્રકારની ચિન્તા અને ઉપાધિથી અતીત અવસ્થામાં એ ઉન્મત રહે છે. એમની દૃષ્ટિમાં જગતનું અસ્તિત્વજ હોતું નથી. ઈશ્વરનું આ એક મૂર્તિમાન સ્વરૂપ છે, એ મૂર્ત્તિમાન સ્વરૂપ ધ્યાનની પ્રતિમા છે. એ મુક્ત–શાંત પ્રભુ છે. ધવલ વર્ણ એ હિમાલયની સંજ્ઞા છે; અને ત્યાં મન નિરન્તર અનંત શાન્તિમાં નિમગ્ન રહે છે.

એ પ્રભુમૂર્ત્તિના સામીપ્યમાં એની દિવ્ય સહચારિણી, સર્વાંગે સુવર્ણમય કાંતિમતી, પાર્વતી બિરાજે છે. એ પાર્વતી શિવજીના વામ ઉરૂસ્તંભપર બેઠાં બેઠાં અનેક લતાઓનો રસ કહાડીને પ્રિયતમ પરમાત્માને તેનું પાન કરાવી ઉન્મત્ત રાખે છે. શિવજીની આંખ ઉઘડતાંજ પાર્વતી, તૈયાર રાખેલું માદક રસનું પાત્ર તેમના મુખ આગળ ધરે છે; અને એવી જાગ્રત થએલી સ્થિતિમાંથી પાછા પુનઃ એ સચ્ચિદાનંદ, જ્ઞાનમય આત્માનંદનો ઉન્માદ ભોગવવા સમાધિગ્રસ્ત થાય છે. કોઇ કોઇવાર એ ઉન્મત્ત સ્થિતિમાં ધર્મના નાનાવિધ પ્રશ્નો તે તેને પૂછે છે; અને એ પ્રશ્નોનાં ગૂઢ રહસ્યો, સમસ્ત વિશ્વના કલ્યાણ માટે શિવજી તેને સમજાવે છે. પુરાણોનો ઘણો ખરો કથા વિભાગ આમ બનેલો કહેવાય છે.

પાર્વતી એ એક મહાન રાજાધિરાજની પુત્રી છે, છતાં પતિની સાથે અભેદાનંદ અનુભવવા તેણે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે. એ ઈશ્વર તે મંગલમય, અજ્ઞાનતિમિરના સંહારનાર શિવજી છે, અને દેવી તે ગિરિજા છે.

ૐ ૐ ૐ

( ૨ )

તમારી શારીરિક અને માનસિક શક્તિઓને તમારા જીવનની આવશ્યકતાઓ હમ્મેશાં

ખેંચતાણમાં અને પરિશ્રમમાં રાખે છે, પરંતુ તમારી પરિસ્થિતિની અસર તમારા જીવનપર આમ નિત્ય નિરંતર પડવા દેશો તો તમે પોતેજ તમારે માટે કબર બનાવશો. મતલબ કે તમે મૃત્યુનેજ આવાહન કરો છો.

તેને દૂર કરવા માટે અથવા તો એમાંથી વિશ્રાંતિ લેવા માટે કાર્યમાંથી વિમુખ રહેવાની કે તેનો ત્યાગ કરવાની ભલામણ 'રામ' તમને કરતો નથી. ' રામ ' એવી સલાહ કદિ આપેજ નહિ. પરંતુ એ અવિરત–દુઃસહ પરિશ્રમમાંથી મુક્ત અને વિશ્રાંત રહી શકવાના સ્વભાવનો અભ્યાસ પાડવાની અતિ ઉપયોગી સૂચના 'રામ' તમને શીખવે છે. એ સૂચના તે વેદાન્ત વિદ્યાનો **સંન્યાસ** છે. તમારે અહર્નિશ સંન્યાસની ભાવનામાં નિમગ્ન રહેતાં શીખવું જોઈએ. એ ઉત્કૃષ્ટ ભાવનામાં દૃઢતાપૂર્વક નિમગ્ન રહેવાથી અને તમારા સન્મુખ જે નિયત કર્મ આવી પડે તેમાં સંપૂર્ણપણે એકતા અનુભવી દેહાધ્યાસને ભૂલી જવાથી, તમને કદિ કોઈ પણ જાતનો પરિશ્રમ લાગશે જ નહિ. તમે પોતેજ એ કાર્યરૂપ બની જશો.

જરા વધારે વિવેચન કરીએ. તમે જ્યારે કામમાં હો અને તેમાંથી ક્ષણ બે ક્ષણનો પણ અવકાશ મળતો હોય તે સમયે શરીર છે જ નહિ અને છે તોપણ તમારે તેની સાથે લેશ-માત્ર પણ સંબંધ નથી એવી ભાવના અંતરમાં દૃઢ કરતા રહો. તમે તો સાક્ષી માત્ર છો; કાર્યના ફળ સાથે કે પરિસ્થિતિ સાથે તમારે જરાએ લેવાદેવા નથી. આ ભાવનાનું મનન કરતા હો તે સમયે નેત્રોને બંધ રાખજો; અવયવોને પૂર્ણ શિથિલ કરજો; શરીરનું અસ્તિત્વજ નથી એમ માનજો; કોઈ પણ જાતના વિચારને મનમાં સ્થાન ન આપતાં શરીર અને મનને સંપૂર્ણપણે સ્વસ્થ રાખજો. શિરપરથી કામનો ભાર જેટલા પ્રમાણમાં ઓછો માનવામાં તમે વિજયી થતા જશો તેટલા પ્રમાણમાં તમે અધિકાધિક શક્તિ અનુભવતા જશો.

શરીરની શક્તિને મજ્જાતંતુથી પોષણ મળે છે અને વિચારને પણ એ મજ્જાતંતુઓનુંજ અવલંબન છે. વળી પચનક્રિયા, રક્તવહન ક્રિયા, કેશવર્ધન ક્રિયા અને સર્વ પ્રકારની શારિરીક ક્રિયાઓનો આધાર પણ મજ્જાતંતુઓપરજ રહેલો છે. જ્યારે તમારા વિચારમાં ભ્રમણા માલૂમ પડે અને એવા ભ્રમિત વિચારોથી જ્યારે ચિત્તમાં વિક્ષેપ ઉત્પન્ન થાય ત્યારે પરિણામે મજ્જાતંતુ અતિશય શ્રમિત બની જાય છે. આવી રીતે અવિરત વિચારભ્રમણાના રૂપમાં મજ્જાતંતુનું કાર્ય જેટલું લાભકારક છે તેટલુંજ હાનિકારક છે; અને તેથીજ શરીરના મર્મભાગો નિર્બળ બની જાય છે. એક ઘોડાપર બે મોટાં ભારનાં પોટલાં લટકાવ્યા જેવું તે છે. એક પોટલામાં ભાર વધારે હોય તો બીજા પોટલામાંથી પણ વજન ઓછું કરવુંજ પડશે; અને તેમ કર્યું એટલે પછી ઘોડો માલને નુકસાન કર્યા વિના પૂરવેગમાં ચાલવા માંડશે. એજ પ્રમાણે જો તમે પણ તમારી શક્તિ નિભાવી રાખવા ધારતા હો, તમારૂં આરોગ્ય સંભાળી રાખવા ઇચ્છતા હો અને મજ્જા-તંતુરૂપી અશ્વપર લાદેલો જીવનભાર હલકો કરવા ધારતા હો, તો વિચારભ્રમણાનો ભાર તમારે ઓછો કરવોજ જોઇએ. **ભ્રાંતિજનક વિચારો અને ક્લેશોત્પાદક તરંગોને તમારો જીવનરસ ચૂસી જવા દેશો નહિ.** મનને અહર્નિશ વિશુદ્ધ રાખવું, આનંદમાં નિમગ્ન રહેવું, ચિત્તમાં સ્થિરતા અને શાન્તિ અનુભવવાં તથા કોઇ પણ પ્રકારની ચિન્તા કે ઉપાધિને અંતઃકરણમાં સ્થાન ન આપવું, એજ સંપૂર્ણ આરોગ્ય અને સોત્સાહ કર્મપરાયણતા ભોગવવાનું પરમ ગૂઢ રહસ્ય છે.

આવી રીતે આત્મામાં-ઈશ્વરમાં નિરંતર નિમગ્ન રહી, ઈશ્વરી ભાવનાને મનમાં દૃઢ રાખી સર્વ પ્રકારની આધિ, ઉપાધિ, ચિન્તા, ક્લેશ, ચપળતા અને વિક્ષેપ દૂર કરવાં એજ વેદાન્તનો સંન્યાસ અને ત્યાગ છે. તમારા શિરપર કોઈ પણ જાતનું કર્ત્તવ્ય-ફરજ નથી; તમે કોઈના જવાબદાર નથી. તમારે કોઈના ઋણમાંથી મુક્ત થવાનું નથી. સમસ્ત વિશ્વમાં માત્ર તમે એકજ વ્યક્તિરૂપે જીવંત છો એમ પ્રતિપાદન કર્યા કરો. વેદાન્તનું એજ શિક્ષણ છે. સમાજ, આચાર, વિચાર, સ્મૃતિ અને તેનો નિયમધર્મ, **જગતના લોકોની ટીકા, સમાજના અભિપ્રાય કે મતમતાંતર તમારા સચ્ચિદાનંદ સ્વરૂપને લેશ માત્ર પણ બાધ કે સ્પર્શ કરી શકનાર નથી.** આ ભાવના દૃઢ કરો; ચિન્તાને દૂર કરો; ત્યાગ-સંન્યાસ વૃત્તિમાં ઉન્મત્ત બનો; પ્રણવના ઉચ્ચારમાં-ૐ ના ધ્વનિમાં એનું રહસ્ય ઉતારો અને વિશ્રાંતિ લેતા હો તે સમયે પ્રણવજપ કર્યા કરો.

ૐ ૐ ૐ



# १७–गृहस्थाश्रम अने आत्मसाक्षात्कार.*



વેદાન્તના શિક્ષણ સંબંધે 'રામ'ની પાસે કેટલાએક આક્ષેપ આવેલા છે. એક દિવસે તો કોઇએ એમ કહ્યું કે હિંદુઓનું આવું તત્ત્વજ્ઞાનજ હિંદુસ્તાનની રાજકીય અધોગતિનું મૂળ કારણ હોવું જોઇએ. વળી બીજા કોઇએ એવી શંકા કરી છે કે જો હિંદુસ્તાનનું તત્ત્વજ્ઞાન, ધર્મરહસ્ય અને વેદાન્ત સમસ્ત જગતના ધર્મો કરતાં ઉચ્ચગ્રાહી અને ઉન્નત છે તો પછી ખૂદ હિંદુસ્તાનમાંજ આટલો બધો અંધકાર અને અજ્ઞાન શા માટે છે? વળી બીજી ખ્રિસ્તી ધર્મ માનતી પ્રજાઓ પ્રગતિમાં શા માટે છે?

અત્યારે એ પ્રશ્નોને હાથમાં લઇએ તો ધારેલો વિષય રહી જાય. એ પ્રશ્નોનો વિચાર અન્ય પ્રસંગે કરવામાં આવશે. જ્યારે એ પ્રશ્નોનું સમાધાન થશે ત્યારે જે લોકો વેદાન્તને હિંદુસ્તાનની અધોગતિનું કારણ સમજે છે તેઓ ખરેખર વિસ્મય પામશે. જે કોઇએ વેદાન્તનું શિક્ષણ લીધું છે તેઓને અધીરા બની ઉતાવળીઆ અભિપ્રાય ન બાંધવાની અને ધૈર્ય રાખી વક્તાને અંત સુધી સાંભળવાની 'રામ' પ્રાર્થના કરે છે.

મુસલમાન લોકોના ધર્મપુસ્તક કુરાનમાં એક ફકરો છે કે, "**અસત્ય વદો, દુર્ગુણ આચરો, મદ્યપાન કરો, વ્યભિચારી બનો; એટલે તમે પોતેજ તમારો વિનાશ કરશો, તમેજ તમારા સંહારક બનશો.**"

એક મુસલમાન ગૃહસ્થ અત્યંત મદ્યપાન કરતો હતો તેમજ વિષયભોગમાં અંધ બની નિરંતર શારીરિક સુખના મોહમાંજ આનંદ માનતો હતો. એક ફકીરે તેને કહ્યું કે "ભાઈ! આ તું શું કરે છે? આથી તો તું પેગમ્બર સાહેબનું ફરમાન તોડે છે." પણ એ દારૂડીએ તો એ ફકરાનો અર્ધો ભાગ એકદમ કહી સંભળાવ્યો. તેણે કહ્યું: કુરાનેશરીફમાં લખેલું છે કે "**મદ્ય પીઓ, વ્યભિચાર કરો. ઇત્યાદિ.**" તેણે કહ્યું કે "આપણા કુરાનેશરીફનાજ આ શબ્દો છે; તો પછી તેમાં પાપ શાનું?"

ભલા ફકીરે કહ્યું: "ભાઇ, તું આ શું જુલમ કરે છે? તું એના પછીનો ભાગ તો વાંચી જો!" આગળ તો એમ લખેલું છે કે "એમ કરશો તો તમેજ તમારા સંહારક બનશો." દારૂડીઆએ કહ્યું: "બધું વાંચવાની શી આવશ્યકતા છે?" કુરાનેશરીફનો અક્ષરે અક્ષર સમજીને તે પ્રમાણે વર્તન રાખે એવો તો દુનિઆમાં કોઇ પણ માણસ છેજ નહિ. મારે માટે તો અર્ધું વાક્યજ બસ છે. આખું કોણ વાંચવાને સમજવા જાય? અર્ધો ભાગ એક માણસ સમજે તો અર્ધો ભાગ વળી બીજો સમજે ને પાળે.

---

* તારિખ ૨૮–૧૨–૧૯૦૨ને રોજ આપેલું વ્યાખ્યાન. આ વિષયનું મથાળું અંગ્રેજીમાં–Problem of Sin–પાપનો સિદ્ધાંત અથવા પાપની મીમાંસા એવું છે પણ વ્યાખ્યાનનો વિષય સમજતાં ગૃહસ્થાશ્રમનું સેવન કરતાં આત્મસાક્ષાત્કાર થઇ શકે કે કેમ એ પ્રશ્નનું નિરાકરણ કરેલું માલૂમ પડે છે; અને તેથી વિષયપરત્વે એ જ મથાળું રાખ્યું છે.

ભાષાન્તરકાર.

'રામ' પણ તમને એમજ કહે છે કે એ દારૂડીઆ મુસલમાનની તર્કશક્તિ અથવા તત્ત્વજ્ઞાનનો ઉપયોગ તમે કરશો નહિ. આખું વાક્ય વાંચવું જોઇએ. બન્ને બાજુ તપાસવી જોઇએ. એમ કર્યા પછીજ આપણે આખરના નિર્ણયપર આવી શકીએ. તે વિના સાચો અભિપ્રાય બાંધી શકાયજ નહિ.

'રામ' ની પાસે એકવાર એક સુવર્ણનું ઘડીઆળ હતું. એ ઘડીઆળના છેડાએ એક ધ્રુવ કાંટો લટકાવેલો હતો. ખરૂં જોતાં તો એ નાનું નકલી ઘડીઆળજ હતું. તે ચાલતું નહોતું પણ તેના કાંટા અમુક રીતે રાખવાથી તેમાં હમ્મેશાં એક વાગતો હતો. કદિ બે ત્રણ કે ચાર વાગતાજ નહોતા. તમે પણ તેવાજ એક અદ્વિતીય–આબાધિત છો. સ્થળ, કાળ અને કારણથી અતીત–પર રહો. તે તમારાપર સામ્રાજ્ય કર્ત્તા નથી પણ તમેજ તેનાપર શાસન ચલાવનારા છો. તે સર્વ તમારા મનોબળના સેવક છે. બે, ત્રણ કે ચાર એ સર્વ અસત્ય છે, અને એ એક અદ્વૈત તો સ્થળ–કાળથી મુક્ત છે.

**પ્રશ્ન:**—ગૃહસ્થાશ્રમમાં આત્મસાક્ષાત્કાર થઇ શકે?

**ઉત્તર:**—આ પ્રશ્નનો ઉત્તર હમણાં ન આપતાં હાથમાં લીધેલો વિષય પૂરો કરવાની સૂચનાના ઉત્તરમાં એટલુંજ કહેવાનું છે કે પ્રત્યેક વિષય 'રામ'ને તો સમાન છે. આ વિષયને પણ જો પૂરેપૂરી રીતે તપાસીએ તો તે પણ તમને અત્યંત લાભકારકજ નિવડશે. ઉત્તર સાંભળતાં તમે અત્યંત વિસ્મય પામશો. માટે તમારે તે સાંભળવોજ જોઇએ. કદાચિત્ આ દેશના વિચારો તેની વિરૂદ્ધમાં જશે, છતાં 'રામ'ને તેની પરવા નથી. 'રામ' તો તમને–તમારા મૂળ સ્વરૂપનેજ માન આપે છે.

આ પ્રશ્નનો ઉત્તર વેદાન્ત એમ આપે છે કે, "હા, ખરેખર ઔષધી આજારીનેજ આપવામાં આવે છે; નિરોગીને નહિ." જેઓ સંસારમાં આસક્ત છે અને ત્રિવિધ તાપથી પીડિત થએલા છે, તેઓને એ શિક્ષણની વિશેષ આવશ્યક્તા છે. સદ્ધર્મથી આચરણ કરનાર ગૃહસ્થને જેટલી સુગમતાથી આત્મસાક્ષાત્કાર થઈ શકે છે; તેટલી સુગમતાથી અવિવાહિત પુરૂષને થઇ શકતો નથી. પણ વિવાહિત પુરૂષે સદાચારપૂર્વક ગૃહસ્થાશ્રમ ચલાવવો જોઇએ. અનાચારથી રહેતાં ઇશ્વિરદર્શનની વાત તો બાજુપર રહી, પણ ઉલટી અધોગતિજ થાય છે. પતિ-પત્નીના વાસ્તવિક સંબંધના અજ્ઞાનને લીધેજ ગૃહસ્થાશ્રમમાં દુઃખ અને ઉપાધિ આવી પડે છે. આવા અતિ ઉપયોગી અને નિકટવર્તી વિષયને શા માટે છોડી દેવો જોઇએ? આ પ્રશ્નના લગ્નવિષયક વિભાગને આપણે અત્યારે નહિ છેડીએ. એ મહાન વિષય છે તેથી કોઇ અન્ય સમયે તેનાપર વ્યાખ્યાન અપાશે.

'રામ' પોતાના લગ્ન પછી બે વર્ષ સુધી બ્રહ્મચારી રહ્યો હતો. આ કંઈ કહેવા માત્ર નથી, પણ ખરી બનેલી બીના છે.

લગ્ન જરાએ હાનિકારક નથી, પણ વિવાહિત અવસ્થામાં જે કેટલાંએક દૂષણોને સ્થાન આપવામાં આવે છે એજ નુકસાનકારક છે. ચિન્તા, સાંસારિક પદાર્થોમાં આસક્તિ, નામરૂપમાં મોહ, "હું આ શરીર છું, તે મારૂં સહચારી પાત્ર પણ દેહમાત્ર છે." એ વિચારનું દઢીકરણ, માલમિલ્કત સંબંધી આશાતૃષ્ણા, એ સર્વ કારણોજ અધોગતિનાં મૂળતત્ત્વો છે. જો લગ્ન સંબંધ અને ગૃહસ્થાશ્રમનું આવા પ્રકારનું પાલન થતું હોય તો વિવાહિત મનુષ્ય એવી સ્થિતિમાં કદિ પણ આત્મસાક્ષાત્કાર કરી શકે નહિ.

*પેનીલોપી એટલે કે વીંટીને પાછું ઉકેલતા રહેવાનું કામ કેવી રીતે પૂરૂં થાય? જે માણસ પ્રાપ્ત કરેલા ધર્મનો અધર્માચરણથી વિનાશ કરે એની પ્રગતિ કેવી રીતે થાય ? વેદાંત નિર્ભયતાથી કહે છે કે અતિ અધમ અને પાપમિશ્રિત અર્થમાં મોહરૂપે વપરાતા પ્રેમની ભાવનામાંથી તેમજ દેહાધ્યાસથી પર બનીને અતિ ઉન્નત અને વિશુદ્ધ પ્રેમમાં પ્રજ્વલિત બનવું જોઇએ; અદ્ભુત શક્તિથી પ્રોત્સાહિત બનવું જોઇએ. એનું નામજ કાંતવું કહેવાય. સ્ત્રી કે પુરૂષમાં શરીરરૂપનું દર્શન કરવાથીજ અધોગતિ થાય છે. લગ્નની ભાવના તો કાંઈ જૂદીજ છે. વેદાન્તનું શિક્ષણ એટલા માટેજ આવશ્યક છે. તમારે એ શિક્ષણનું રહસ્ય સમજવું જોઇએ. એ સમજવાથી લગ્નને પણ તમે તમારી ઉન્નતિનું સાધન બનાવી શકશો. તે તમને એક અદ્વિતિય--મહાન સહાયરૂપ થઇ પડશે. જે અત્યારે સ્ખલનનું કારણ છે તેજ ઉન્નતિનું સાધન બની જશે. પરંતુ જો એ લગ્નવડે કામવિકારનું દાસત્વજ સ્વીકારતા જતા હો અને કામવાસનામાંજ સંતોષ અને તૃપ્તિ અનુભવતા હો, તો માનજો કે એ દાસત્વ–ગુલામગિરીના તમે વધુ ને વધુ ગુલામ બનતા જાઓ છો અને નીચે અને નીચે પડતા જાઓ છો.

સ્ત્રી તો નરકનું દ્વાર છે એમ કહીને જેઓ સર્વાંશે તેની વિરૂદ્ધ બોલે છે તેમાં 'રામ' સંમત નથી. માર્ગમાં ચાલતા એક મનુષ્યે પોતાના ગજવામાંથી દારૂની શીશી બહાર કહાડી કોઈ સાધુને પૂછ્યું કે "કેદખાનાનો રસ્તો કઈ તરફ છે? મારે ત્યાં જવું છે." સાધુએ પોતાના હાથની લાકડીવતી એ શીશી બતાવીને કહ્યું: "ભાઈ એજ; આ દારૂજ ત્યાં જવાનો ટૂંકો માર્ગ છે."

સ્ત્રીના સંબંધમાં પણ મહાત્માઓએ આવુંજ કહ્યું છે. અલબત્ત, અર્વાચીન લગ્નવ્યવસ્થા અને ગૃહસ્થાશ્રમ તો કારાગૃહજ છે–નરકનુંજ દ્વારજ છે. પુરૂષ અને સ્ત્રી ખરેખર જો અન્યોઅન્યની અધોગતિનાંજ કારણ હોય તો જે ઈશ્વરે બાયબલ લખ્યું તેજ ઈશ્વિર પુરૂષમાં સ્ત્રી સહવાસની અને સ્ત્રીમાં પુરૂષ સહવાસની ઇચ્છાજ શા માટે ઉત્પન્ન કરે? આ એક વિરોધાભાસ છે. પરન્તુ આમાં ગૂઢ રહસ્ય સમાએલું છે. માત્ર **અજ્ઞાનને લીધેજ એ ગૃહસ્થાશ્રમ નરકનિવાસ બને છે. ગૃહસ્થાશ્રમ કે લગ્ન નહિ કિન્તુ એ અજ્ઞાનજ નિન્દનીય છે.** એ અજ્ઞાન કેમ દૂર કરવું એજ માત્ર પ્રશ્ન છે. દૃષ્ટાંત તરિકે આ એક મીંડું છે. તેને જો દશાંશ ચિહ્નની જમણી બાજૂએ મૂકીએ તો કિંમત ઘટે છે અને ડાબી બાજૂએ મૂકીએ તો વધે છે. આમાં એ મીંડાની તો જરાએ કિંમત નથી, પણ તેને ડાબા જમણા મૂકવામાં એટલે કે તેની સ્થિતિ અને સંબંધ ગોઠવવામાં તેની કિંમત રહેલી છે. એવીજ રીતે અહીં પણ તમારી સ્થિતિમાંથીજ તમારા સંબંધનો નિર્ણય કરી શકાય છે; માત્ર તમારૂં વલણ અને વૃત્તિજ તપાસવાં જોઇએ.

પુરૂષને પોતાને સ્ત્રી સહવાસમાં કેમ આનંદ પ્રાપ્ત થાય છે? આ પ્રશ્નનું સમાધાન કરવું જોઇએ. નહિ તો શંકાઓ અને મુશીબતો દૂર નહિ થાય. એ સહવાસમાં જે આનંદ મળે છે

* ગ્રીક કવિ હોમરના "ઓડેસી" નામના ગ્રંથમાંના વીરનર યુલેસીઝની એ પત્ની હતી. પોતાના પતિની લાંબા સમયની ગેરહાજરીમાં બીજા અનેક આશકો તેના હાથની માગણી કરી તેને તંગ કરતા હતા. પણ એ ચતુર સ્ત્રી તે સર્વને અતિ અદ્ભુત રીતે છેતરી પતિવ્રતા રહી હતી. પોતાના સસરાની કબરપર ઓઢાડવા માટે તેણે એક ચાદર બનાવવાનું સૂતર કાંતવું શરૂ કર્યું હતું. પોતાના દરેક આશકને તે કહેતી હતી કે આ ચાદર પૂરી થએ હું તમારી સાથે પરણીશ. પરંતુ એમાં યુક્તિ એ હતી કે દિવસે કાંતેલા સૂતરનું કોકડું તે રાત્રિએ ઉકેલી નાંખતી; અને એવી રીતે પતિની લાંબા સમયની ગેરહાજરીમાં અનેક આશકોની મુશીબતોમાંથી તે સહીસલામત રહી હતી.

તેજ પુરૂષોને ગુલામ બનાવે છે. ટ્રોયનું યુદ્ધ તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. એક કન્યા વીરાંગના બને છે અને બીજી નથી બનતી તેનું એજ કારણ છે. સ્ત્રીમાંથી એટલે કે સ્ત્રીના શરીરમાંથી એ આનંદ પ્રાપ્ત થાય છે એમ કહેવું તે તદ્દન અવાસ્તવિક છે. આ ભ્રમણાનો આપણે વિચાર કરવો જોઇએ. સ્ત્રીમાં કે સ્ત્રીના શરીરમાં જરાએ આનંદ નથી.

પ્રેમપાત્રમાં–પદાર્થમાં કોઈ પણ જાતનો આનંદ નથી. જ્યારે પ્રેમપાત્રમાં આનંદ નથી તો પછી પતિ કે પત્ની અન્યોઅન્ય અંત સુધી સુખનું સાધન કેવીરીતે બની રહેશે ? ભોગ ભોગવ્યા પછી તમારી કેવા પ્રકારની સ્થિતિ થાય છે ? જરાએ આનંદ કે સુખ રહેતાં જ નથી. વળી તમે કદાપિ નપુંસક હો તો સ્ત્રી શું સુખદાતા છે ? વળી જ્યારે તમારી સહચારિણી રોગગ્રસ્ત કે વિશ્વાસઘાતી નીવડે છે અથવા તો તમે પોતેજ વ્યાધિગ્રસ્ત બનો છો ત્યારે પણ તેનામાં કશું સુખ રહેતું નથી. અહીંજ બે નિરાળાં સત્વોનો આભાસ થાય છે અને એજ દ્વૈતાભાસ છે. જ્યારે એ દ્વૈતભાવના નિર્મૂળ થાય છે ત્યારે માત્ર શરીરની તો શું પણ મન અને આત્માની પણ એ દશા અનુભવાય છે. એ સમયે એવી અવસ્થા પ્રાપ્ત થાય છે કે જેનું વર્ણન કરવું અશક્ય થઈ પડે છે. શરીર રહેતું નથી; જગત રહેતું નથી; કેવળ અભેદ–અદ્વૈત–સ્વર્ગ–મુક્તિ–નિર્ભયપદની પ્રાપ્તિ થાય છે. ત્યાં દ્વૈતાભાસ કે સત્તા માત્ર રહેતાં નથી. સંસાર અને શરીરની સત્તાનો સંપૂર્ણપણે નાશ થાય છે. માયાનો પડદો ઉડી જાય છે. હું કે મારી સ્ત્રી શરીર માત્ર નથી, એવી ભાવનામાં–શરીર, મન, સંસાર, એ સર્વથી પર–સ્વર્ગની પુનઃ પ્રાપ્તિ થાય છે. (Paradise regained) ઉદ્દેશ પાર પડે છે અને સ્થિતિ માત્રનો અભાવ થઈ જાય છે. આ ઉપરથી એમ ફલિતાર્થ સિદ્ધ થાય છે કે કોઇ અમુક પદાર્થ સનાતન અસ્તિત્વ ભોગવે છે. વેદાન્ત કહે છે કે તમને તે સ્થિતિમાં પૂર્ણ સત્તા અને સુખ છે; તમે સચ્ચિદાનન્દરૂપ છો. તમારો આત્મા તે તેજ છે; **તત્ત્વમસિ**–તમે તે છો. આ અતિ આશ્ચર્યકારક સત્ય છે. (વિજળીમાં) ધનધ્રુવ અને ઋણધ્રુવના સમ્મેલનથી વર્તુલ પૂરો થાય છે. વિજળીના દીપકની પેઠે અંતર પ્રકાશ ઉત્પન્ન થાય છે; અને જ્યારે તમારા શરીરમાં એ વિદ્યુત્યંત્ર ગતિમાન થાય છે–એ બન્ને ધ્રુવનું જ્યારે સમ્મેલન થાય છે ત્યારે જ નિયમિત મૂળ સ્થિતિની પુનઃ પ્રાપ્તિ થાય છે. એ જ આદિ ભૂત આત્મા છે; અને એ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે જ આપણે એમ કહી શકીએ કે "આ મનુષ્ય પ્રભુનો પુત્ર છે." ત્યારે પુરૂષ અને સ્ત્રીની વ્યક્તિભાવનાનો મૂળ તત્ત્વમાં લય થાય છે; ત્યારે દ્વૈતભાવના ગળી જાય છે; ત્યારે આભાસ માત્ર નાશ પામે છે, તથા વર્ણ ભેદ, જ્ઞાતિ ભેદ, આશ્રમ ભેદ, વ્યક્તિ ભેદ, જાતિ ભેદ ઇત્યાદિ સર્વ ભેદ ભાવનાનો અંત આવે છે અને મૃત્યુ પણ આનંદદાયક બને છે. આત્મા આ સર્વ ભેદનો સંહાર કરે છે. કારણ એજ માત્ર સનાતન શેષ છે.

વળી વેદાન્ત પ્રમાણે આપણે એમ પણ જોઇએ છીએ કે અજ્ઞાની મનુષ્યો માત્ર બાહ્ય રૂપમાં એટલે કે અસત્ય પદાર્થો સાથેજ પ્રેમ કરે છે; અને એ બહારના મોહમાં ફસીનેજ પોતાના આત્માની અવગણના કરે છે.

જંગલમાં રહેલા કોઇ મનુષ્યે પહેલાં જમીનપર પડેલું એક પુસ્તક જોયું. તે પછી વિજળીનો પ્રકાશ દીઠો. એ બે પદાર્થ સિવાય ત્રીજું કાંઈ પણ ત્યાં તેના જોવામાં ન આવ્યું. ત્યારે તેણે કલ્પના કરી કે એ વિજળીનો પ્રકાશ પુસ્તકમાંથી ઉત્પન્ન થયો. તેને ગમે તેવી રીતે સમજાવીએ પણ એના મનમાં એ વાત એવી સજ્જડ બેસી ગઇ હોય છે કે તે

માનતોજ નથી. તેવીજ રીતે મનુષ્ય પણ એ સુખ-સંભોગનો આનંદ સ્ત્રીના શરીરમાંથી ઉત્પન્ન થાય છે એમ માને છે; પણ વાસ્તવિક રીતે એ આનંદનું મૂળ કારણ તો ઈશ્વરજ છે, આત્માજ છે.

તાત્પર્ય એ છે કે જ્યારે તમે જડ વસ્તુ અને કામવાસનામાંથી મનને મુક્ત કરો છો અને પરમસુખ કે જે પરમ શક્તિમય સચ્ચિદાનન્દ આત્માજ છે તેનું ચિન્તવન કરો છો ત્યારે અવનત સ્થિતિમાં ઉતરવાની આવશ્યકતા રહેતી નથી. એ દિવ્ય સત્તાજ આ સૂર્ય-ચંદ્ર, અનંત શક્તિ દિક્કાલાતીત આત્મા છે. મહાન મહાસાગરમાં આ સર્વ પદાર્થો લહરિ કે મોજાં માત્રજ છે; એક મૂળતત્ત્વનાં રૂપાન્તરજ માત્ર છે. મોજાંરૂપે એ નાના પ્રકારે ભાસે છે પણ વસ્તુત: એ જળજ છે. બાહ્ય પદાર્થ માત્રમાં ભાસતું સુખ એ વાસ્તવિક દૃષ્ટિએ આત્માનુંજ સુખ છે.

નદીને કિનારે બેઠેલા એક બાળકે એક પુરૂષને કહ્યું: "ભાઇ, જો કેવડી મોટી લાટ (મોજું) આવે છે." વસ્તુત: અહીં પાણીજ છે, પણ લાટને-દૃશ્ય પદાર્થને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. તેની દૃષ્ટિ લાટમાં છે, પાણીમાં નથી; અને તેથીજ તે તેને પાણી નહિ પણ લાટ દેખાડું છું એમ કહે છે. એવીજ રીતે એમાં પણ એકજ અદ્વિતીય ઈશ્વર છે. સૂર્ય, ચંદ્ર, તારા આદિ પદાર્થો એ અમારા માનસ સમુદ્રની લહરિઓ છે. "મારૂં તારૂં" રૂપી દ્વૈતભાવના એ ભ્રમણા માત્ર છે. એ સર્વ દ્વૈતાભાસજ છે. પદાર્થો અને શરીરોનોજ સંયોગ વિયોગ થાય છે; લહરિઓજ એક બીજા સાથે અફળાય છે. સુખ પદાર્થના સંયોગમાંથી આવે છે એમ માનવું ભૂલ ભરેલું છે. સુખ તો આત્મામાંથીજ ઉદ્ભવે છે. પદાર્થો તો માત્ર સમુદ્રનાં મોજાંની પેઠે માયાની ભ્રમણા છે. બાળકને 'સોનું' કેવું છે તે સમજાવવા માટે એક વીંટી લઇને વેદાન્તી કહેશે કે "આ સોનું છે." બાળક પ્રશ્ન કરશે કે "શું ગોળ વીંટી તે સોનું છે?" વળી સમજાવવું પડશે કે "ના." ફરી બાળક પૂછશે કે "ત્યારે શું આ પીળો રંગ એ સોનું છે?" "નહિ." "શું આ વજન એ સોનું છે?" "નહિ." "આ ચળકાટ એ સોનું છે?" "નહિ" ત્યારે સોનું શું છે તે કેવી રીતે સમજાવવું? સોનાનો એક બીજો પદાર્થ લાવીને દેખાડશો એટલે તરતજ તેની બુદ્ધિ ગ્રહણ કરી શકશે કે સોનું શું છે. એવીજ રીતે પદાર્થના ગુણ-ધર્મ સમજીને આચરણમાં મૂકો.

એક વાર બાદશાહે બીરબલને પૂછ્યું કે દુનિયામાં આંધળા માણસોની સંખ્યા વધારે છે કે દેખતાની? બન્ને વચ્ચે વાદવિવાદ થયા પછી પ્રત્યક્ષ દૃષ્ટાંતથી સિદ્ધ કરવાનું નક્કી થયું. બીરબલે એક કપડું લાવી પોતાના શિરપર વીંટાળીને લોકોને પૂછ્યું કે "આ શું?" લોકોએ ઉત્તર આપ્યો કે "પાઘડી." પછી તેણે તેજ લુગડાને હાથપર વીંટાળીને પૂછ્યું કે "આ શું છે?" લોકોએ જવાબ આપ્યો કે "શાલ." વળી તેણે તેને કમ્મરપર બાંધીને પૂછ્યું ત્યારે જવાબ મળ્યો કે "કમ્મરબંધી." ત્યારે તેણે કહ્યું કે "તમે બધા આંધળા છો. એ તો કપડું છે. માત્ર ઉપયોગ ઉપરથી તમે તેને પાઘડી, શાલ વગેરે કહ્યું."

આત્માનો સાક્ષાત્કાર કરો. સોનું જોવાને માટે તમારે આભુષણને તોડવાની જરૂર નથી. જ્યારે તમે પુરૂષ, સ્ત્રી, લહરિ, લાટ, કપડું કે સોનું વગેરેનો વિચાર કરો છો, ત્યારે એ વસ્તુગત રહેલી આત્મસત્તાની વિસ્મૃતિજ કરો છો.

ગૃહસ્થાશ્રમ-લગ્ન એ ધર્મથી વિરૂદ્ધ છે એમ ન માનો. સત્ય સુખ શેમાંથી મળે છે, પોતાનો સત્ય આત્મા શું છે, એનો વિચાર કરો. જિજ્ઞાસુએ તો સચ્ચિદાનંદ સ્વરૂપનુંજ

ધ્યાન ધરવું જોઇએ. એ પરમ સત્યનુંજ લક્ષ્ય રાખવું જોઇએ. જ્યારે તમે આત્મતત્ત્વનું વિસ્મરણ કરો છો ત્યારે જગતના પદાર્થો સ્ત્રી, પુરૂષ, શાલ, પાઘડી, સોનું ઇત્યાદિરૂપે પ્રતીત થાય છે; માટે એ બંધનરૂપ દ્વૈતભાવને દૂર કરી આત્મનિધિમાં ડૂબકી મારો.

હું "ૐ" પ્રણવ છું એવું ધ્યાન-મનન કરો. "મારૂં ખરૂં સ્વરૂપ શું પ્રણવજ છે?-શું હું એ આત્મસત્તાજ છું?" એવા પ્રશ્નો તો શંકા માત્ર છે. હું પ્રણવ ૐ છું ને આ જગત તો મારી લહરિ માત્ર છે. શા માટે હું માયાની જાળમાં ફસું ને ભ્રમમાં ભટકું? દેહાત્મભાવના, કામવાસના, ઈચ્છા-સંશય-વિપર્યય એ સઘળું આત્મદૃષ્ટિની ભાવનાથીજ વિલોકો અને આત્મસત્તાનેજ ચક્રમાળનું આધારભૂત કેન્દ્ર સમજો. આત્મભાવનાની ઇચ્છા શક્તિનો વેગ પ્રબળ થશે એટલે આત્મજ્યોતિનો જ્વલંત પ્રદીપ પ્રકટતાં એ અજ્ઞાન દૂર થશે. વાસનાનો સ્વતઃ ક્ષય થશે. આમ ક્રમશઃ સાધના કરતાં કરતાં સર્વ તિમિરાભાસ અને દુઃખ માત્ર વિનાશ પામશે. કારણ કે પ્રકાશિત સૂર્યરશ્મિમાં વિદ્યુતનો જરા પણ આભાસ થતો નથી. માત્ર અંધારામાંજ એ વિદ્યુત્ પ્રકાશ આપે છે. એવીજ રીતે આત્મસૂર્યનો પ્રકાશ પડવા માંડશે એટલે એ અજ્ઞાન--તિમિર-દુઃખ--પાપ સૌ દૂર થશે. કામવાસનાનું અંધારૂં નિર્મૂળ થશે. સંસાર, વિવાહ કે ગૃહસ્થાશ્રમ, ધર્મસાધનામાં બાધક છે એમ કહેવું એ અવાસ્તવિક છે. તેનાથી તમારે પર થવાની આવશ્યકતા છે. એનો ત્યાગ કે નિન્દા કરવાની નથી. એ સૌ સાધન માત્ર છે. માટે બન્ધુ! એનો સાધન તરીકે ઉપયોગ કરી, એ સર્વ દ્વૈતાભાસથી પર એવા સચ્ચિદાનંદમાં પહોંચો.

જગત એ એક મહાન ચમત્કાર છે; ત્યાં અન્ય કયા ચમત્કારની જરૂર રહે છે? આત્માનો સાક્ષાત્કાર કરી, સર્વ પાપનું મૂળ અજ્ઞાન છે તેનાથી દૂર રહો અને ભીતિ--વ્યર્થ ભયનો એ જ્ઞાનાસ્ત્રથી સંહાર કરો.

આવે ન આવ કયમ કે મુજમાં રહે તું,
પાસે રહે, દૂર રહે, ભમતો ફરે તું;
'હું' માં વસે 'તું' મુજમાં "તું" વિહાર પામે;
રે! 'હું' 'તું' 'છે' સુખ સમુદ્રમાં વીચિ વિરામે.

સ્વામી થા અર્પવા સૌને, ના દાસ કશું યાચવા;
ભોગી થા આત્મસત્તાનો, સુખી થા અતિ સર્વથા.

હિંદુસ્તાનમાં શાસ્ત્રીય, સ્વાભાવિક અને ધર્મ પુરઃસર ગૃહસ્થાશ્રમ એવો છે કે ત્યાં પત્ની સહચારિણી છે; પતિના ધર્મપંથમાં વિઘ્નકર્ત્તા નથી. પરસ્પર બન્ને આધ્યાત્મિક ઉન્નતિમાં સાહાય્યકારક પાત્રો છે.

આત્માનુભવ થયા પછી પણ 'રામ' પૂરાં બે વર્ષ સુધી ગૃહસ્થાશ્રમમાં રહ્યા હતા; અને ધર્મપત્નીને વેદાન્તનું શિક્ષણ આપ્યું હતું. તે ફૂલો લાવતી, ધૂપદીપ કરતી અને આત્માનંદમાં નિમગ્ન રહેતી. પૂજા-પ્રાર્થના સમાપ્ત કરીને તે 'રામ'ના પ્રતિ એકાકાર દૃષ્ટિ કરીને ધ્યાનમાં બેસતી; અને એવી રીતે ૐ નો ધ્વનિ કરતાં કરતાં 'રામ' માં આત્મદર્શન પામતી-પોતાના આત્મામાંજ 'રામ'નો-ઈશ્વરનો અનુભવ કરતી. પરસ્પર એજ વિચારોનો વિનિમય થતો; ઉભય એક બીજામાં આત્મદર્શન પામતાં; અને માત્ર સહધર્મ અને સદાચારની સાધનામાંથી આત્મસાક્ષાત્કાર થતો. 'રામે' તેને ઉન્નત સ્થિતિમાં મૂકી હતી. થોડા સમય સૂધી આ

સ્થિતિ ચાલુ રહી. મહિનાઓ વિતી ગયા, કામવાસના અને અધમ વિચારો કે દેહની પૂર્ણ વિસ્મૃતિ થઇ ગઇ; અને અમે બન્ને મુક્ત બન્યાં. પતિ પત્નીના સંબંધનો વિચાર માત્ર પણ નહોતો રહ્યો; ત્યાં તે બંધનનો તો આભાસ પણ ક્યાંથી થાય ? તે 'રામ'ને પોતાનો પતિ નહોતી સમજતી, તેમ 'રામ' તેને પોતાની પત્ની નહોતો ધારતો. જ્યારે દેહાધ્યાસ અને દેહાત્મભાવના હોય છે ત્યારેજ બંધન પ્રતીત થાય છે.

ક્ષુદ્ર અને સ્વાર્થી વિચારોને લીધેજ ગૃહકલહો ઉત્પન્ન થાય છે; અને તેમાંથી સ્વાર્થ-સાધનમાં વિરોધ ઉત્પન્ન થઇને આખરે વિવાહ બંધનરૂપ બને છે. માટે વેદાન્ત સંપૂર્ણ રીતે સમજો અને મુક્ત બનો. બંધનરૂપે પ્રતીત થતાં કારણો તો નામ માત્ર છે, સત્ય નથી; માટે તેને ટાળી શકાય તેમ છે; અને તેથી તે ટાળીને પ્રત્યેકે મુક્ત થવું જોઇએ. તમારાં બાળકોને સંપૂર્ણ સ્વતંત્ર–મુક્ત થવા દો; એનાથી મનુષ્ય કદિ પણ ખરાબ થતો નથી. આ સમસ્ત વિશ્વ એ સ્વર્ગ છે અને ઈશ્વર કદિ પણ છેતર્યો છેતરાશે નહિ.

ૐ ૐ ૐ





# १८–तमारां कुटुम्ब शी रीते सुखी करवां ?*

મારા પોતાના આત્મારૂપ સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

આજે આપણી પાસે આટલા બધા કાગળો છે. જ્યારે એક વકીલ કૉર્ટમાં આવે છે ત્યારે તે ઘણું કરીને પોતાની સાથે આટલી સંખ્યામાં કાગળો લાવે છે. પરન્તુ એ બધાની સુનાવણી થતી નથી. આ કાગળો પૈકીની મોટી સંખ્યા આજે સુનાવણી થયા વિનાજ પડી રહેશે. આ કાગળોમાંના ઘણાખરા આપણે શા માટે ચર્ચીશું નહિ તેનું એક બીજું પણ કારણ છે. તેમાંના ઘણાખરા આધ્યાત્મિક સૃષ્ટિના સંબંધમાં છે. હાલ તમે આ સૃષ્ટિમાં છો અને તેથી જે વિષય સાથે તમને હમણાં સંબંધ ન હોય તે વિષયને ચર્ચવા કરતાં જે વિષય તમારા ઉદ્યોગને અને તમારા મનને વધારે રૂચે એવો હોય તે વિષયપરજ થોડી વાત કરવી એ વધારે ઉચિત છે.

ગઇ રાત્રે ચર્ચેલો વિષયજ આપણે શરૂ રાખીશું. તે ઘણા મહત્વનો છે. "લગ્ન કરેલો મનુષ્ય વાસ્તવિક રીતે સાક્ષાત્કાર કરવાની અભિલાષા રાખી શકે ?" આ વિષય ઘણો લાંબો છે અને આજ રાત્રિના વ્યાખ્યાનમાં તે સમાપ્ત થઇ શકે તેમ નથી. આજ રાત્રે આપણે આ વિષય વિષે કેટલું જાણી શકીએ છીએ તે આપણે જોઇએ.

એક ઘણો ક્રૂર અને ગમ્મતી શેઠ હતો. તે તેના નોકરને ઘણી રમુજી રીતે દુઃખ દેતો હતો. એક વખતે નોકરે તેના શેઠ માટે ઘણું સ્વાદિષ્ટ પકવાન બનાવ્યું. નોકર આ પકવાનમાં ભાગ પડાવે એ શેઠને ગમ્યું નહિ. તે પકવાન રાત્રે બનાવ્યું હતું. શેઠે કહ્યું: "હમણાં આપણે ઉંઘી લઇએ અને સવારમાં આપણે તે ખાઇશું." રાત્રે કાંઈ પણ ન ખાવાથી કકડીને ભૂખ લાગે અને તેથી સવારમાં તે પોતે બધુંજ ખાઈ શકે અને નોકરને માટે કાંઈ પણ બચે નહિ, એવો એ શેઠનો વિચાર હતો. નોકરે તો રોટલાના ટુકડાજ ખાવા જોઇએ એમ તેની મરજી હતી, પણ તેનો વિચાર તે ખુલ્લી રીતે નોકરને કહી શકતો નહિ, તેથી તેણે નોકરને એ પ્રમાણે કહ્યું હતું. વળી વિશેષમાં કહ્યું કે "રાત્રે આપણા બેમાંથી જેને સૌથી મધુર અને સુંદર સ્વપ્ન આવશે તે પકવાન ખાશે અને બીજાએ રોટલાના ટુકડાઓ ઉપર સંતોષ માનવો પડશે."

હવે સવાર થયું અને શેઠ તથા નોકર એક બીજાની સામા બેઠા. શેઠે નોકરને તેનું સ્વપ્ન કહી સંભળાવવા ફરમાવ્યું. ત્યારે નોકરે કહ્યું: "સાહેબ, આપ શેઠ છો અને આપનો પ્રથમ હક્ક હોવો જોઇએ. આપનું સ્વપ્ન આપે પહેલું કહી સંભળાવવું જોઇએ અને પછી હું મારૂં કહીશ." શેઠે પોતાના મનમાં ધાર્યું કે આ પામર અજ્ઞાન નોકર ઘણું સરસ સ્વપ્ન ઉપજાવી શકશે નહિ. તેણે કહેવા માંડયું: "મારા સ્વપ્નમાં હું હિન્દુસ્તાનનો શાહેનશાહ હતો.

---

* ૧૯૦૨ ના ડિસેમ્બરની ૩૦ મી તારિખે "એકેડેમી ઑફ સાયન્સીઝ" માં આપેલું ભાષણ.

મારા સ્વપ્નમાં મેં જોયું કે યૂરોપ અને અમેરિકાનાં બધાં રાજ્યો હિન્દુસ્તાનના તાજ નીચે આવ્યાં હતાં, અને તેથી હિન્દુસ્તાનના શહેનશાહ તરીકે હું બધી દુનિયા ઉપર રાજ્ય કરતો હતો." અહીં યાદ રાખવાનું છે કે એક ક્રૂર શેઠનુંજ આ સ્વપ્ન હતું. કાંઈ ખરા હિંદુઓ માંસના પૂતળારૂપી રાજાઓને લક્ષ્યરૂપે રાખીને તેમને પૂજવાની બાળકોની રીત પસંદ કરતા નથી. વારૂ, તેણે પોતાને હિન્દુસ્તાનની ગાદી ઉપર બેઠેલો અને આખી દુનિયાનું સામ્રાજ્ય ચલાવતો માન્યો અને ત્યાં તેણે બધા દેશોના રાજાઓને પોતાની આગળ ઉભેલા અને નમન કરતા જોયા. આ ઉપરાન્ત તેના સ્વપ્નમાં તેણે બધા દેવો અને ઋષિઓને પણ પોતાના દરબારમાં આવેલા અને પોતાની આસપાસ બેઠેલા જોયા. એ રીતે પોતાનું સ્વપ્ન કહી સંભળાવ્યા પછી તેણે નોકરને તેનું સ્વપ્ન કહી સંભળાવવાનું કહ્યું.

ગરીબ બિચારા નોકરે પગથી માથા સુધી ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું: "આપને જેવું સ્વપ્નું આવ્યું તેવું કોઈ સ્વપ્ન મને આવ્યું નથી." શેઠ આ સાંભળી ઘણો ફૂલાઇ ગયો અને સુખી થયો. તેણે ધાર્યું કે સર્વ સ્વાદિષ્ટ પકવાન હવે પોતાનાજ ભાગમાં આવશે. પણ નોકરે કહેવા માંડયું કે "પોતાના સ્વપ્નમાં તેણે એક મોટો રાક્ષસ-ઘણો વિરૂપ ભયંકર દૈત્ય હાથમાં ચકચકતી તલવાર લઇને તેના તરફ આવતો જોયો. તે રાક્ષસ મારી પાછળ દોડયો અને મને મારી નાખવાની તૈયારીમાં હતો." શેઠ હસ્યો કે તે આશાજનક ચિહ્ન હતું. "તેણે મને મારી નાખવા માંડયો-તે મને કાપી નાખવા લાગ્યો." શેઠે કહ્યું: "અને તેં શું કર્યું? તને મારી નાંખવામાં તેનો શો હેતુ હતો?" નોકરે કહ્યું: "સાહેબ, તેની ઈચ્છા મને પેલું સ્વાદિષ્ટ પકવાન ખવડાવવાની અથવા તો જીવથી મારી નાંખવાની હતી." અર્થાત્ તે પકવાન જો હું તેજ સમયે ન ખાઈ જાઉં તો મને જીવથી મારી નાખવાનું તેણે કહ્યું: "ત્યારે તેં શું કર્યું?" તેણે કહ્યું: "પછી હું માત્ર રસોડામાં ગયો અને બધું ખાઇ ગયો." શેઠે કહ્યું: "તેં મને જગાડયો કેમ નહિ?" નોકરે જવાબ આપ્યો: "સાહેબ, આપ બધી દુનિયાના શહેનશાહ હતા. આપના દરબારમાં મહાન ભવ્ય સભા મળી હતી અને ત્યાં ઉઘાડી તલવારે માણસો ફરતા હતા તથા તોપો ડરાવી રહી હતી. જો મેં આપ નામદારની પાસે આવવાનો પ્રયત્ન કર્યો હોત તો ચોકીદારો તરતજ મને મારી નાંખત. જેથી હું કેવી ભયંકર દુર્દશામાં હતો તે આપની પાસે આવીને જણાવી શકયો નહિ, અને તેથી તે મિષ્ટ પકવાન ખાઇ જવાની તથા મારે પોતે એકલાનેજ તેનો ઉપભોગ કરવાની મને ફરજ પડી."

'રામ' કહે છે કે તમને ભવિષ્યના કૈલાસ, ભવિષ્યના સ્વર્ગ અથવા ભવિષ્યમાં આવવાની દુનિયાનાં સ્વપ્ન આવે છે. આ મિષ્ટ અને મધુર સ્વપ્નાં છે. આ સ્વપ્નોમાં તમે હવામાં કિલ્લા બાંધો છો અને ધારો છો કે તમારે આ કરવું જોઈએ અને પેલું કરવું જોઇએ. તમારે શેતાન અને પ્રભુ બન્નેથી બ્હીવું જોઇએ. નહિ તો ફલાણો દેવદૂત તમને પાપ નિવારણની જગ્યામાંથી સ્વર્ગમાં જવા દેશે નહિ. તમને આ વિષેનાં સ્વપ્ન આવે છે; પણ 'રામ' તમને કહે છે કે જે નોકર રાક્ષસથી બ્હીન્યો હતો અને સ્વાદિષ્ટ પકવાન ખાઇ ગયો હતો તેવા થવું તે પસન્દ કરવા જેવું છે. કેમકે તેજ ચાલતા કામને અનુસરતું હતું. જે આપણા હૃદયમાં તરતજ સ્ફુરે, જે તમારા ધંધા અને મન સાથે સંબંધ ધરાવતું હોય, તેનેજ અનુસરવું એ વધારે સલાહ ભરેલું છે. બીજી સૃષ્ટિ પોતાની સંભાળ પોતેજ રાખશે. દાન ઘરથીજ શરૂ થાય છે. પોતાના ઘરથીજ પ્રથમ શરૂઆત કરો.

હવે જે વિષય સાથે તમો સર્વને હાલ સંબંધ રહેલો છે તે વિષય ઉપર 'રામ' આવે

છે. તે વિષય એ છે કે, " લગ્ન થયેલાં દંપતીએ પોતાનું લગ્ન કલેશ, ચિન્તા, દુઃખ અને શોકમાં પરિણમે નહિ તે માટે કેવી રીતે જીવન ગાળવું જોઈએ ? " તેઓ કહે છે કે " હે પ્રભુ ! અમારાં દુઃખો દૂર કર. હે ક્રાઇસ્ટ ! મારાં દુઃખ દૂર કર. હે કૃષ્ણ અને બુદ્ધ ! મારાં દુઃખ દૂર કરો. " રામ તમને કહે છે કે મૃત્યુ પછી તેઓ તમારાં દુઃખનું નિવારણ કરે કે કદાચ ન પણ કરે; પણ આ જીન્દગીમાં પતિએજ પોતાની પત્નીના તારક ( ક્રાઈસ્ટ ) થવું જોઈએ, અને પત્નીએ પોતાના પતિના તારક ( ક્રાઇસ્ટ ) થવું જોઈએ. પણ તેને બદલે હમણાં જે સ્થિતિ છે તે પ્રમાણે તો ઉલટી દરેક પત્ની પોતાના પતિની જ્યુડાસ ઈસ્કૅરિયોટ ( Judas Iscoriot ) છે અને દરેક પતિ પોતાની પત્નીનો જ્યુડાસ ઈસ્કૅરિયોટ (Judas Iscariot) છે. આનો ઉપાય શું ? ઉપાય એજ છે કે પ્રત્યેક પત્ની અને પતિએ ત્યાગ ગ્રહણ કરવો પડશે. તમે જાણો છો કે ક્રિશ્ચિયન ધર્મ પ્રમાણે ક્રાઇસ્ટ ત્યાગનીજ સાક્ષાત મૂર્તિ છે, અને તેજ પ્રમાણે **જો પ્રત્યેક પત્ની ત્યાગની મૂર્તિ થાય તોજ તે પોતાના પતિને ઉદ્ધારી શકે.** ત્યાગ શબ્દ દરેકને કડવો લાગે છે—દરેકના મનને ધ્રૂજાવે અને કંપાવે છે. છતાં એ **ત્યાગ સિવાય તમારા કુટુમ્બમાં લગારે સ્વર્ગીયતા આવવાનો સંભવ નથી.** ત્યાગ શબ્દ સમજવામાં મોટી ગેરસમજ થાય છે. આ શબ્દ આગળના વ્યાખ્યાનોમાં એટલી બધી વાર વપરાયો છે કે તેનો ખરો મર્મ સમજાવવો એ પિષ્ટપેષણ કરવા જેવું છે. ત્યાગ તમને હિમાલયના અરણ્યમાં નિવાસ કરવાની ફરજ પાડતો નથી. ત્યાગ તમને તમારાં સર્વ વસ્ત્રોથી વિયોગ કરાવતો નથી. ત્યાગ તમને ઉઘાડે પગે અને ઉઘાડે માથે ફરવાની ફરજ પાડતો નથી. તે ત્યાગ નથી. જો ત્યાગનો એજ અર્થ હોય તો લગ્ન કરેલું યુગલ ત્યાગીજ શી રીતે થઈ શકે ? તેઓ પતિ પત્ની તરીકે રહે છે, તેઓને ઘરબાર હોય છે, તેઓને સંપત્તિ હોય છે. તેઓ ત્યાગી શી રીતે થઈ શકે ? હિન્દુ શાસ્ત્રમાં પોતાની આસપાસ પોતાના કુટુંબ સાથે બેઠેલા પ્રભુ શિવ અને દેવી પાર્વતીને ત્યાગની મૂર્તિ ગણેલાં છે. પતિ પત્ની પોતાના કુટુંબ સાથે, પોતાનાં કર્ત્તવ્યો બજાવતાં સાથેજ રહે છે, છતાં પણ હિન્દુ ધર્મશાસ્ત્રમાં તેમને ત્યાગની મૂર્તિજ ગણેલાં છે. લોકો એમ સમજે છે કે હિન્દુઓ ત્યાગ શબ્દથી અરણ્યમાં નિવાસ કરવાનું, સમાજનો ત્યાગ કરવાનું, દરેક વસ્તુ તજી દેવાનું અને સર્વ વસ્તુઓને ધિક્કારવાનું માને છે. હિન્દુઓની માન્યતા પ્રમાણે ત્યાગ શબ્દનો આ અર્થ નથી. હિન્દુઓને તેમના **સંસારી જીવનમાં પણ ત્યાગનું પાલન કરવુંજ પડે છે.** જો આ વેદાન્ત, જો આ તત્ત્વજ્ઞાન અથવા સત્ય જે થોડા લોકો અરણ્યમાં નિવાસ કરે તે નાની સંખ્યાને માટેજ માત્ર હોય તો તેની શી અગત્ય છે ? આપણે તેની જરૂર નથી. તેને ગંગામાં પધરાવી દ્યો. આ ત્યાગ કે જેનો હિન્દુઓ ઉપદેશ કરે છે તેની તો દરેકને જરૂર છે. હિન્દુઓનો ઉપદેશેલો આ પ્રકારનો ત્યાગ એજ વિજયની ગુહ્ય કુંચી છે. **કોઇ પણ વીર પુરૂષ જો તે ત્યાગી ન હોય તો પ્રખ્યાત થઈ શકે નહિ. કોઇ પણ કવિ જો તે ત્યાગી ન હોય તો તમને એક પણ કાવ્ય આપી શકે નહિ.** તમે બાયરન કે જેને, તે અનીતિમાન હતો એમ માનીને ઇંગ્લંડમાંથી કહાડી મૂકયો હતો તેનો દાખલો આપશો; પણ વેદાન્ત કહે છે કે **બાયરન પણ તેની બુદ્ધિ માટે ત્યાગનેજ આભારી છે.** રામ જે તમને સમજાવવા ઈચ્છે છે તે ત્યાગની ભાવના બહુ વિલક્ષણ છે. વૉશિંગ્ટન ત્યાગી પુરૂષ હતો. જો

તે ત્યાગી ન હોત તો લડાઇમાં વિજયી થાત નહિ. આ બહુ વિચિત્ર વાત છે. તમે જોતા નથી કે પ્રત્યેક વીર પુરૂષ, નેપોલિયન બોનાપાર્ટ, વૉશિંગ્ટન, વેલિંગ્ટન, ઍલેકઝાન્ડર, સીઝર અગર હરકોઇ યોદ્ધાને વિજયી થવાને, પ્રજાઓના સ્વામી થવાને અને સર્વ લશ્કરોને નિયમમાં રાખવાને માટે પોતાની જાતે દુનિયાથી અને સર્વ મોહથી પરજ રહેવું પડે છે? તેનું મન અવિકળ શાન્ત અને સ્વસ્થ રહેવુંજ જોઇએ અને એક કેન્દ્રમાં તેની સર્વ શક્તિઓનું એકીકરણ થવુંજ જોઇએ. બીજા સંયોગોથી તેને ક્ષોભ થવો જોઇએ નહિજ. અને એનો અર્થ શો? એનો અર્થ બીજા સર્વ પદાર્થોનો ત્યાગ એજ છે. મનુષ્યમાં જેટલી ત્યાગવૃત્તિ વધારે હોય તેટલોજ તે ઉત્તમ છે. નેપોલિયન સમરાંગણમાં આવે છે અને “હૉલ્ટ” (થોભો) એટલા એક શબ્દથી તેને જીતવા આવેલા હજારો માણસોને અટકાવે છે. આ શી રીતે થાય છે? આ બધી શક્તિ ક્યાંથી આવે છે? આ શક્તિ નેપોલિયનને તેના પોતાનામાં રહેલા સત્ય દિવ્ય આત્મામાં નિમગ્ન થવાથીજ પ્રાપ્ત થાય છે. આ શક્તિ ક્યાંથી આવે છે તેની તેને પોતાને ખબર હોય અથવા ન હોય, પરંતુ તે શક્તિનું સ્થળ શરીર, મન અને સર્વ વસ્તુઓથી પર હોય છે; અને એ સ્થળમાં જગત એ જગતરૂપે રહી શકતું નથી.

એજ પ્રમાણે સર આઇઝૅક ન્યુટન જેવા મહાન બુદ્ધિમાન પુરૂષોને પણ દુનિયાને પોતાના તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનથી સમૃદ્ધ કરવા માટે આ ત્યાગનોજ પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરવો પડયો છે. જે મનુષ્ય શરીરથી, મનથી અને પદાર્થથી પર થાય છે, તે ઘરમાં બેઠો હોય છે તોપણ ઘર એ તેના મનથી ઘર નથી. મિત્રો તેના મનથી મિત્રો નથી. વિરક્તિની આ કેવી સ્થિતિ! લોકો કહે છે કે તે કશું કરતો નથી; પણ જ્યારે તમે કહો છો કે તે કશું કરતો નથી ત્યારેજ તે તેના સર્વોત્તમ સ્વરૂપમાં હોય છે. જો કે દેખીતી રીતે તે શાન્ત હોય છે; તેણે સર્વનો ત્યાગ કર્યો છે; પણ તે તેના સર્વોત્તમ સ્વરૂપમાંજ હોય છે. આ લોકો, આ વીર પુરૂષો, આ મહાન બુદ્ધિમાન પુરૂષો અજાણતાં પણ ત્યાગ સાથે જોડાય છે, અને એ સત્ય ત્યાગને તેઓ અજાણતાં પણ આચારમાં મૂકે છે, તેથીજ તેમની ઉન્નતિ અને પ્રખ્યાતી થાય છે. તે ત્યાગનું સ્વરૂપ પદ્ધતિપૂર્વક તમારી આગળ રજુ કરવાનો હિન્દુ તત્ત્વજ્ઞાનનો હેતુ છે. હિન્દુ તત્ત્વજ્ઞાનનો હેતુ બરાબર રીતે તમને ત્યાં લઇ જવાનો, તેનું શાસ્ત્ર બતાવવાનો અને જે નિયમો, સિદ્ધાન્તો અને માર્ગો તમને ત્યાં લઇ જાય છે તે સર્વ સમજાવવાનો છે.

આ ત્યાગને હિન્દુઓએ જ્ઞાન તરીકે વર્ણવ્યો છે; એટલે કે ત્યાગ અને જ્ઞાન એ એકજ વસ્તુ છે. પણ આ પ્રતિપાદિત જ્ઞાન, સ્થૂલ પદાર્થોનું જ્ઞાન નથી. હા, એ જ્ઞાન પણ તમને મદદ કરવા ઘણું કરે છે, છતાં પણ એ કાંઈ ખરૂં જ્ઞાન નથી. એ જ્ઞાન તમને કદાપિ શાન્તિ આપી શકે નહિ. જે જ્ઞાન ત્યાગનો પર્યાય શબ્દ છે તે જ્ઞાન તો સત્યનું જ્ઞાન છે, સત્ય આત્માનું જ્ઞાન છે, તમે જે વસ્તુરૂપ છો તે વસ્તુનું જ્ઞાન છે. હવે તમે જે છો તેનું જ્ઞાન તમને બુદ્ધિથી આપી શકાય એ પુરતું થશે? કેટલેક અંશે થશે ખરૂં, પણ સંપૂર્ણ અંશે તો નહિજ. તમારે જ્ઞાની થવા માટે, ઉદ્ધાર થવા માટે, તમે આ જીંદગીમાં હો ત્યારે પણ આ વિશાળ જગત તમારે માટે સ્વર્ગરૂપ થાય તેટલા માટે, તમારે આ જ્ઞાન—“ તમે પોતે પ્રભુ છો, તમે પોતે દૈવી તત્ત્વ, અવ્યક્ત શ્રેષ્ઠ સત્તા અથવા બળ કે જે નામ આપવું તમને પસન્દ પડે તે તમે પોતેજ છો.”

આ શ્રેષ્ઠ સત્યનો તમારે સાક્ષાત્કાર કરવો પડશે. આ સાક્ષાત્કાર એટલે કાંઈ માત્ર બુદ્ધિદ્વારા સંપાદન કરેલું જ્ઞાન નહિ પણ આ જ્ઞાન તમારા આચારમાં મૂકાયલું હોવું જોઇએ. તમારા લોહીમાં-તમારી નસોમાં તે વ્હેતું હોવું જોઇએ. તમારી નાડીઓમાં ધડકતું હોવું જોઇએ અને તમારા અણુએ અણુમાં આવિર્ભુત થયેલું અને રમી રહેલું હોવું જોઈએ. આવું જ્ઞાનજ જીવન્મુક્ત કરે છે. આ જ્ઞાનનું નામજ ત્યાગ છે. **આ જ્ઞાન પ્રાપ્ત કરો એટલે તમે ત્યાગી થશો.**

" અરણ્યનિવાસ " એ તો માત્ર લક્ષ્યને સિદ્ધ કરવાનું સાધનજ છે, એ તો માત્ર વિશ્વવિદ્યાલયમાં શીખવાને જવા જેવુંજ છે. વિશ્વવિદ્યાલયમાં આપણે જ્ઞાન સંપાદન કરીએ છીએ એ ઉપરથી એમ કદાપિ માનવામાં આવતું નથી કે આપણે હમ્મેશને માટે ત્યાંજ રહેવું જોઇએ. તેજ પ્રમાણે આ જ્ઞાન સંપાદન કરવા માટે પણ થોડા સમય માટે તમે સુખેથી અરણ્યવાસ કરો, પણ વેદાન્ત તત્ત્વજ્ઞાન એમ તો કદાપિ શીખવતું નથી કે સદાનો અરણ્યવાસ એજ ત્યાગ છે. ખરેખરા ત્યાગને તમારા સ્થળ, સ્થિતિ અથવા શરીરના કામ સાથે કશોજ સંબંધ નથી. આ ખરો ત્યાગ તો તમને ઉલટો શ્રેષ્ઠ સ્થિતિમાં મૂકે છે, તમને શ્રેષ્ઠ પદમાં સ્થિત કરે છે. આ ત્યાગ તો તમારામાં બીજરૂપે રહેલા બળને બહાર લાવે છે; શક્તિઓને ગુણે છે; ગતિને દૃઢ કરે છે; તમારો સઘળો શોક દૂર કરે છે; તમારી સર્વ ચિન્તાઓ અને બ્હીક દૂર કરે છે; તમને નિર્ભય અને સુખી અવસ્થામાં રાખે છે અને તમને ઈશ્વરસ્વરૂપ બનાવે છે.

લગ્ન કરેલા મનુષ્યો આ ત્યાગનો સાક્ષાત્કાર શી રીતે કરી શકે ? જો પતિપત્ની એક બીજાને સુખી કરવા સમ્મત થાય તો એ વાતનો આજેજ નિર્ણય થઈ જાય. જ્યાં સુધી પતિ પત્ની એક બીજાનાં તારક અથવા ક્રાઇસ્ટ થાય નહિ ત્યાં સુધી બધાં ધર્મશાસ્ત્રો બહુજ થોડું હિત સાધી શકે તેમ છે. લક્ષ આપો. જ્યારે લોકો ધાર્મિક વ્યાખ્યાનો સાંભળવા આવે છે ત્યારે તેમને સર્વનો ત્યાગ કરવાનું, તેમની સંપત્તિ અને શરીર પ્રભુનાં ગણવાનું અને તેઓ પોતે આ શરીર નહિ પણ દિવ્યતત્ત્વ રૂપે છે એમ સ્વીકારવાનું કહેવામાં આવે છે. તેમને આવો ઉપદેશ આપવામાં આવે છે અને અહીં તેઓ થોડું જ્ઞાન મેળવે છે; પણ તેઓ ઘેર જાય છે ત્યારે શું બને છે ? તેની પત્ની આવે છે અને કહે છે: " મી. ફલાણા ફલાણા, મારે એક ભારે સાડી જોઇએ છે, " અને પેલો કહે છે કે મારી પાસે નાણાં નથી. એનો શો અર્થ ? તેનું બાળક આવે છે અને કહે છે: " બાપા ! ઓ વ્હાલા બાપા ! અંદર આવો. " તેના ઉત્તરમાં મારા પુત્ર, મારી પત્ની, મારી પુત્રી, એ પ્રમાણે આ માણસ તેમને સંબોધે છે.

આનાં આજ પુત્રી, ભગિની, સંપત્તિ, ગૃહ અને કુટુબ, કે જે સર્વને દેવળની અંદર પ્રભુને સમર્પણ કરેલાં હતાં, તે જ્યાં ઘેર પહોંચ્યા કે તરતજ પ્રભુ પાસેથી અકબંધ પાછાં લેવાય છે ! હવે તે સર્વને " મારૂં " " મારાં " બનાવી દેવાય છે ! હવે તે પ્રભુનાં મનાતાં નથી ! " **હે પ્રભુ, હું તારો** છું, હું તારો છું. સર્વસ્વ તારૂં છે. હું તને સમર્પણ કરૂં છું. " આવી ક્ષણિક લાગણીથી દેવળમાં જે મન વ્યાપ્ત થયું હતું તે લાગણીઓ ઘેર આવીને પત્ની અને બાળકોનાં મુખ જોતાંનીવારમાંજ ક્ષણમાત્રમાં વિલુપ્ત થઈ જાય છે ! આ ઉપરથી તમે જોઇ શકો છો કે આધ્યાત્મિક જીવન અને કૌટુંબિક જીવન એક બીજાથી વિરૂદ્ધ જાય છે—એક બીજાથી પ્રતિકૂલ છે. જે કાર્ય દેવળમાં કરવામાં આવે છે તેને ઘરમાં આવીને રદ્દ કરવામાં આવે છે. કદાચ રદ્દ કરવાથી પણ વધારે ખોટું થાય છે, કેમકે સમય વૃથા

થાય છે. પેલી 'પેનીલોપીસ' ના જેવું થાય છે. તે આખો દિવસ ફરકી ઉપર સુતર વીંટયા કરતી હતી; પરન્તુ રાત્રિ પડતી એટલે પાછું વીંટેલું હોય તેટલું ઉકેલી નાખતી. તમે બધા પણ એવુંજ કરો છો. દેવળમાં જઈને તમારી આધ્યાત્મિક ઉન્નતિને પ્રાર્થનાઓ અને સ્તોત્રોમાં વીંટાળો છો, પણ ઘેર આવીને પાછું બધુંજ ઉકેલી નાંખો છો-રદ્દ કરો છો! અને એમ બેઉ પ્રકારે વૃથા સમય ખુઓ છો. જો વસ્તુસ્થિતિ આ પ્રમાણેજ ચાલ્યા કરશે તો તમારે માટે બિલકુલ આશા નથી. **જો તમારે પરમેશ્વરની મશ્કરી કરવી ન હોય અને જો તમારે તમારી પ્રાર્થનાઓ હાસ્યાસ્પદ ન કરવી હોય તો આ વિષયનો તમારે વાસ્તવિક રીતે અમલ કરવો પડશે.** તમારી આધ્યાત્મિક ઉન્નતિની આડે જે કારણ આવે છે તે તમારે દૂર કરવું પડશે. પ્રત્યેક **પત્નીને તેના પતિના તારક થવું પડશે** અને પ્રત્યેક **પતિને પોતાની પત્નીના તારક થવું પડશે.**

સ્ત્રીપુરૂષ પરસ્પર કહે છે કે "અરે હું તમને ચાહું છું. હું તમને ચાહું છું." આ કેવો ઢોંગ! જો તમે તમારી પત્ની અથવા પતિને ખરી રીતે ચ્હાતા હો તો તમારે તેને માટે કાંઈ પણ ભોગ આપવોજ જોઈએ. જો તમે ખરી રીતે તેને ચ્હાતા હો તો તમારે તેને માટે કાંઈ પણ ત્યાગ વેઠવોજ જોઈએ. પણ તમે તેમ કરો છો? ના, ના. સ્ત્રી પોતાના પતિને વશ રાખવા ઇચ્છે છે અને પતિ તેની પત્નીને જાણે તે એક તેની માલિકીનો જડ પદાર્થ હોય એમ સમજે છે. એક બીજાને પોતાનાં આશ્રિત કરવા ઇચ્છે છે. જો તમે ખરી રીતે પરસ્પર ચ્હાતાં હો તો પ્રત્યેકના હિતની ઉન્નતિ કરવા તમારે પ્રયત્ન કરવોજ જોઈએ. શું ખરી રીતે તમે એ પ્રમાણે કરો છો? તમે એમ માનતા હશો કે તમે તેમ કરો છો, પણ તમારી એ પ્રકારની માન્યતામાં તમે ભૂલ ખાઓ છો. બન્ધુ! પત્ની અથવા પતિની કામવાસના પૂર્ણ કરવી એ કાંઈ તેને ખરા સુખનો અનુભવ કરાવવા જેવું નથી, બિલકુલ નહિ. જો સુખ પ્રાપ્ત કરવાનો એજ માર્ગ હોય તો સર્વ કુટુંબો સુખીજ બની ચૂકયાં હોત; પણ શું એમ બન્યું છે? કુટુંબો સુખી છે? હજારોમાં એક પણ નહિ. તેઓ શા માટે સુખી થતાં નથી? કારણ કે એક બીજાના સુખની શી રીતે વૃદ્ધિ કરવી અને એક બીજાનું હિત શી રીતે વધારવું તેની તેમને ખબરજ નથી. તેઓ એ બાબત જાણતાંજ નથી. તેઓ એટલુંજ સમજ્યાં હોય છે કે માત્ર પશુવૃત્તિને તૃપ્ત કરવી એનું નામજ સુખપ્રાપ્તિ છે. પણ એમ એક બીજાના વિકારોનું ક્ષણિક પોષણ કરવું એ કાંઈ ખરૂં હિત કરવા જેવું નથી. કોઈએ કહ્યું છે કે: "સ્નેહજ દુઃખનું મૂળ છે." અને ઘણાખરા નવલકથાકારો, ઇતિહાસકારો તથા આ દુનિયાના લોકોનો એવોજ અનુભવ છે કે "સ્નેહ એજ દુઃખનું મૂળ છે." પણ એમ શાથી બનવું જોઈએ? શું સ્નેહમાં કોઈ પ્રકારની ભૂલ થાય છે કે જેથી પરિણામે શોક થાય છે? ના એમ નથી. તમે **સ્નેહનો જે ઉપયોગ કરો છો તેમાંજ કાંઈક ભૂલ હોય છે કે જેથી કરીને શોકનાં ગાડેગાડાં તમને પ્રાપ્ત થાય છે.**

હિન્દુસ્તાનના એક શાસ્ત્રમાં એક એવી કથા છે કે હિન્દુસ્તાનના પ્રસિદ્ધ તારક પ્રભુ-હિન્દુસ્તાનના ક્રાઈસ્ટ શ્રીકૃષ્ણને એક રાક્ષસ ગળી જવાની તૈયારીમાં હતો. તેમણે પોતાના હાથમાં કટાર લીધી. તેમનો કોળીઓ કરી ગળી જવામાં આવ્યા. રાક્ષસના પેટમાં ગયા પછી તેમણે રાક્ષસનું પેટ વિંધી નાખ્યું. તેનું પેટ ચીરાઈ ગયું, લોહી વહ્યું અને પ્રભુ શ્રીકૃષ્ણ બહાર નિકળ્યા. આ દૃષ્ટાન્ત આબેહુબ છે! સ્નેહ શું છે? **સ્નેહ એ કૃષ્ણસ્વરૂપ છે; એટલે કે સ્નેહ એ પ્રભુ છે.** તેનો હૃદયમાં પ્રવેશ થાય છે તે કામાસક્તિવાળા મનુષ્યના

હૃદયના આન્તરમાં પ્રવેશ કરે છે. અને જ્યારે તેને હૃદયના મર્મ ભાગમાં સ્થાન પ્રાપ્ત થાય છે ત્યારે તે ઘા કરે છે. અને પરિણામ શું આવે છે? હૃદય તૂટે છે-હૃદય ભગ્ન થાય છે. દુઃખ અને શોક એ તેનાં પરિણામ આવે છે. જગતના સર્વ સ્નેહોમાંથી જૂદાઈ, નાશ, દુઃખ અને દ્વેષરૂપીજ પરિણામો આવે છે? આ પ્રકારે આ સ્નેહથી જે કાંઈ બને છે તે આ પ્રમાણે છે.

આ એક નિયમજ છે કે હરકોઈ સંસારના પદાર્થ ઉપર સ્નેહ લગાડો, હરકોઈ સંસારના પદાર્થને તેની પોતાની ખાતર ચ્હાવાનું શરૂ કરો, એટલે પ્રભુ **શ્રીકૃષ્ણ** તમારી અન્દર પ્રવેશે છે અને તમને જખમ કરે છે. હૃદય વિંધાઈ જાય છે. તમે શોકાન્વિત થાઓ છો અને તમે બબડો છો. તમે બૂમ મારો છો કે "અરે! આ સ્નેહ ઘણો નિર્દય છે, તેણે મને મહા દુઃખી કરી નાખ્યો છે."

આ એક દૃઢ નિયમજ છે કે **હરકોઇ મનુષ્ય આ સંસારમાંની અમુક વ્યક્તિ અથવા અન્ય પદાર્થ ઉપર મોહ રાખે છે તો પરિણામે તેને દુઃખ થશેજ.** કાં તો તે મિત્ર અથવા પદાર્થ તેની પાસેથી લઇ લેવામાં આવશે, અથવા તો તે બેમાંથી એક મૃત્યુવશ થશે કે તે બન્નેની વચ્ચે અણબનાવ થશે. આ એક અનિવાર્ય નિયમ છે. બરાબર લક્ષ રાખી શ્રવણ કરો અને આ દૃઢ નિયમને તમારા હૃદયમાં ઉંડો ઉતરવા દ્યો. તેને તમારા મનમાં પ્રવેશવા દ્યો. પુનઃ શ્રવણ કરો કે જ્યારે મનુષ્ય સંસારના પદાર્થો ઉપર મોહ રાખે છે, જ્યારે તે અમુક પદાર્થને તેની પોતાની ખાતર ચ્હાવું શરૂ કરે છે, **જ્યારે મનુષ્ય તે બાહ્ય પદાર્થમાંથી સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે ત્યારે તે છેતરાશેજ.** તે માત્ર ઇંદ્રિયોમાં પોતાને અન્ધ થયેલો જોશે. **સંસારના પદાર્થો ઉપર મોહ રાખીને તમે સુખ પ્રાપ્ત કરી શકો નહિ.** આ એક નિયમ છે. તમારા **સંસારના હરકોઇ મોહનું પરિણામ હૃદય ભગ્ન થવામાંજ આવશે.** બીજું કાંઈ નથી. **કરોડાધિપતિમાં શ્રદ્ધા રાખશો નહિ, પ્રભુમાંજ આસ્થા રાખો.** આ અને પેલા પદાર્થમાં શ્રદ્ધા રાખશો નહિ; **પ્રભુમાંજ**-તમારા નિજાત્મામાંજ-સ્વસ્વરૂપમાંજ શ્રદ્ધા રાખો. **સંસારના મોહરૂપી એન્જીનની પાછળ દુઃખનાં ગાડેગાડાં સંકળાયલાં છે.** જ્યાં એ મોહને પ્રવેશવા દીધો કે એ બધાંજ વેગનો તે ઠેકાણે ઠલવાઈ પડશે. **દુનિયાનો મોહ એ મૂર્તિપૂજા છે.** જેમ ધાતુ ઈત્યાદિની સુંદર મૂર્તિઓ, ચિત્રો વગેરે હોય છે તેમ આ શરીરો પણ ચિત્રો અને મૂર્તિઓજ છે. તમે અમુક ચિત્રને તેની પોતાની ખાતર ચ્હાવાનું શિખો છો ખરા, પણ જેનું તે ચિત્ર છે તેની તો અવગણના કરો છો? ત્યારે કહો કે તમે માત્ર મૂર્તિનીજ પૂજા કરતા નથી?

ધારો કે તમારી પાસે તમારા એક મિત્રની છબિ છે. તમે તે છબિને તમારી પાસે રાખો છો, તમે તે ચિત્રને ચાહો છો, લાડનો વર્ષાદ વર્ષાવો છો, તેની ઉપર સર્વ પ્રેમ અર્પણ કરો છો, અને એટલો બધો પ્રેમ કરો છો તોપણ જ્યારે તે જેની છબિ છે તે મનુષ્યજ ખૂદ તમારે ત્યાં આવે છે ત્યારે તો તમે તેની કશીજ પર્વા કરતા નથી! અરે! ઉલટા તમે તેનું અપમાન કરો છો? શું એ વાસ્તવિક છે? શું એ મિત્ર પોતાની છબિ તમારી પાસે રહેવા દેશે? ના, ના, તમે તેનું સ્મરણ કરો તે માટેજ તેણે તો પોતાની છબિ તમને આપી હતી. તમને તેનું વિસ્મરણ થાય અને ખુદ તેની પોતાની અવગણના કરો તે માટે તેણે પોતાની છબિ તમને આપી ન હતી. ખુદ તેની પોતાની અવગણના થઈને

તેની છબિ માત્રનીજ પૂજા થવી જોઇએ નહિ. છબિને માત્ર છબિને ખાતરજ ચ્હાવી એનું નામ મૂર્તિપૂજા છે. તમારે તો પ્રભુને, તે છબિના સ્વામીનેજ-માલીકનેજ ચ્હાવાનું હતું. **અને તેજ પ્રમાણે આ દુનિયાના સર્વ પદાર્થો, એ બીજું કશુંજ નહિ પણ એ પ્રભુનાંજ ચિત્રો અને ચિહ્નો છે.** પતિ અને પત્નીઓ આ ચિત્રોનાંજ ભોગ થાય છે. તેઓ મૂર્તિપૂજાનાંજ ગુલામ થઈ જાય છે. તમારૂં બાઇબલ ( ધર્મશાસ્ત્ર ) કહે છે કે તમારે પ્રભુની પ્રતિમા અથવા છબિને સ્વીકારવી જોઇએ નહિ. તમારે મૂર્તિપૂજા કરવી જોઇએ નહિ. 'મૂર્તિપૂજા' ના આ નિષેધથી એમ કહેવામાં આવ્યું નહોતું કે તમારે આ મૂર્તિઓની પૂજા કરવી નહિ, પણ તેનો અર્થ એ હતો કે આ સ્થૂલ મૂર્તિઓ પોતેજ મૂળ વસ્તુ છે એવું સમજી લઈ તેને પૂજવી નહિ.

હિન્દુસ્તાનમાં એક કબ્રસ્તાનમાં રામે એક કબર ઉપર નીચેનો સ્મરણોલ્લેખ વાંચ્યો:—

"અહીં એક બાળક કે જે મારા હૃદયની મૂર્તિ હતું તે સૂતું છે. જો વિવેકી પ્રભુએ આમ ન્યાયપૂર્વક કર્યું છે તો અમારે વિખુટાં થવું એ આવશ્યકજ હતું."

આ એક સ્ત્રીએ લખ્યું હતું. તે સ્ત્રી આ બાળકની મૂર્તિપૂજાજ કરતી હતી. કેમકે બાળકનું જે મૂળ સત્ય સ્વરૂપ હતું તેના કરતાં તે બાળકનું શરીર કે જે ખરી રીતે તેનું ચિત્રજ હતું તેને વધારે અગત્ય આપતી હતી. તે બાળક લઈ લેવાવું જોઇએ, એ નિયમજ છે-એ કાયદો છે. જો તમે એવાં ચિત્રોનો ખરો ઉપયોગ કરશો તોજ તે તમારી પાસે રહેશે; અને તેનો દુરૂપયોગ કરશો તો ક્લેશ, શોક, ચિન્તા અને ત્રાસજ થશે. જો આપણે મૂળ સ્વરૂપને તેની છબિ કરતાં વધારે ચાહીએ તોજ આપણે તેની છબિને આપણી પાસે રાખી શકીએ અને નહિ તો કદાપિ નહિ. એ ઈશ્વરી નિયમ છે.

દરેક કુટુંબમાં ત્યાગનો અનુભવ કરવાનો આજ માર્ગ છે.

હવે એ વધારે વિસ્તારથી સમજાવાશે. ધારો કે તમે એક મનુષ્ય, સ્ત્રી, ગૃહસ્થ અથવા સન્નારી, દેવ અથવા દેવી છો, અને તમારા સ્નેહનું એક પાત્ર છે. તમને તે પાત્ર તરફ કઇ વસ્તુથી મોહ, લાલચ અને આકર્ષણ થાય છે? તે આકર્ષણ તેનું શરીર, તેની ત્વચા, તેનાં નેત્રો, નાસિકા, કર્ણ વગેરે પ્રત્યે છે? ના, ના, બિલકુલ નહિ. એવી નશ્વર સ્થૂલ વસ્તુના ગુણ ગાયા કરવાનું પેલા કવિઓ પાસેજ રહેવા દઇ તેમના કરતાં તમે જરા વધુ વિવેકી અને સમજુ થાઓ. તમે એ બાહ્ય અંગોથી આકર્ષાતા નહિ. જો સ્નેહનો વિષય એજ હોય, જો એ અંગોમાંજ ખરી મોહકતા હોય, તો જ્યારે શરીર પ્રાણરહિત થાય છે ત્યારે પણ તેઓ આકર્ષક રહેવાંજ જોઇએ; અને એ સ્થિતિમાં પણ તમે તેના તરફ આકર્ષાવા જોઇએ. પણ તેમ બનતું જણાતું નથી. ત્યારે હવે એ મોહકતા શામાં છે? આ મોહ અને આકર્ષણ શાથી થયું? એનું કારણ એ શરીરમાં રહેલો તે જીવ, તે આન્તર જીવન, તે આન્તર શક્તિ અથવા તે અન્તરાત્માજ છે, બીજું કાંઇ નથી. દરેકનાં નેત્રોદ્વારા તમારી સાથે જે વાત કરે છે તે એ અન્તરાત્માજ છે. **એ અન્તરાત્માની પ્રતિમા, ચિત્ર અને પોશાક દાખલજ આ સ્થૂલ શરીર છે.** તે પોશાકને જે પહેરે છે તે પહેરનાર અન્દર રહેલા સત્ય આત્મા કરતાં તે પોશાકને વધારે ચ્હાશે નહિ. હવે મનન કરો એટલે તમે સમજશો.

કેટલાક લોકો બીજાઓ કરતાં વધારે આકર્ષક હોય છે અને તેમનામાં વધારે પ્રતિભા-શક્તિ હોય છે. જે વિષય વિષે વાત કરવાની રીતિ નથી તે વિષયને 'રામ' ચર્ચે તો તેને

ક્ષમા કરશો. જે વિષય આપણા હૃદયના પણ હૃદયમાં હોય છે અને જે આપણને અત્યંત રસિક લાગે છે તે પ્રત્યે તો આપણે લક્ષજ આપતા નથી. એ નવાઈ જેવું છે. આ વિષય ઘણોજ અગત્યનો અને ખરી રીતે તમારી સાથે સંબંધવાળો છે તેથી, તેમજ બીજા લોકો એ વિષયને ચર્ચતા નથી તેથીજ 'રામ' તેની ચર્ચા કરે છે.

વારૂ, એ પ્રતિભાશક્તિ ક્યાંથી આવે છે ? એ પ્રતિભા, એ મનોવૃત્તિ અને એ ચંચલતા તે શું છે ? શાથી છે ? શું તે નેત્ર, કર્ણ કે નાસિકાથી છે ? ના, નેત્ર કર્ણ વગેરેમાં તો તે માત્ર દૃશ્ય થાય છે એટલુંજ. ક્લીઓપેટ્રા, પેલી ઇજીપ્તની છોકરી ક્લીઓપેટ્રા, પેલી આફ્રીકાની હબસી છોકરી કે જેણે પેલા શહેનશાહ માર્ક ઍન્ટીનીને લલચાવીને મોહવશ કર્યો હતો; તે એ પ્રતિભાને લીધેજ હતું. એ પ્રતિભા તમારી અન્દર રહેલી દિવ્યતામાંથીજ આવે છે. બીજા કશામાંથી આવતી નથી. તે સ્ફૂર્તિ, બળ અથવા ગતિ શાથી છે ? લક્ષ આપો. તમે ડુંગરા ઉપર ચ્હડી શકો છો, તમે ઉભા પર્વતો ઉપર ચ્હડી શકો છો, તમે એક સ્થળથી બીજા સ્થળે જ્યાં ઈચ્છો ત્યાં જઈ શકો છો, પણ જ્યારે શરીર મૃત્યુ પામે છે ત્યારે તેનું શું થાય છે ? ત્યારે તે ગતિ, તમારો તે અન્તરાત્મા કે જે તમને આટલી ઉંચાઇએ લઇ જતો હતો તે હવે તે પ્રથમની પેઠે તેમ કરતો નથી. જે સ્નાયુઓને ગતિ આપે છે, વાળ ઉગાડે છે અને તમારી રક્તવાહીની નસોમાં લોહી વહાવે છે એવું આ શરીરમાં કોણ છે ? શરીરના અવયવોને સ્ફૂર્તિ, ગતિ અને બળ આપે છે તે શું છે ? તે એક સર્વવ્યાપક શક્તિ, એક સર્વવ્યાપક દિવ્યતા અથવા સર્વવ્યાપક પ્રભુજ છે, અને તે તમે પોતેજ છો. વસ્તુતઃ તમેજ તે સર્વવ્યાપક શક્તિ, સર્વવ્યાપક પ્રભુતા અને તે આત્મા છો. જ્યારે કોઇ મનુષ્ય મરી જાય છે ત્યારે કેટલાક માણસોને તેને સ્મશાનમાં અથવા કબ્રસ્તાનમાં ઉંચકી લઈ જવો પડે છે; પણ જ્યારે તે જીવતો હતો ત્યારે ઘણા પોંડનું તેનું ભારે શરીર ઘણે ઉંચે, ઉંચા પર્વતો ઉપર કોણ લઈ જતું હતું ? એ જે કોઇ અદૃશ્ય અને અવર્ણનીય વસ્તુ છે તે તમારી અન્દર રહેલી દિવ્યતાજ છે, તેજ સર્વમાં રહેલો પ્રભુ છે. સર્વ વસ્તુઓને ગતિ અને શક્તિ તેજ આપે છે. તે પ્રભુને લીધેજ પ્રત્યેક મનુષ્યની ગતિમાં પ્રતિભાશક્તિ હોય છે. જ્યારે એક મનુષ્ય નિદ્રાવશ હોય ત્યારે તેના નેત્ર જોતાં નથી અને કર્ણ સાંભળતાં નથી. એમ શા માટે ? કારણ કે તે દિવ્યતા અથવા આત્મા જેવી રીતે પ્રથમ સત્તાસ્ફૂર્તિ આપતો હતો તે પ્રમાણે હવે આપતો નથી. નેત્રદ્વારા જે જુએ છે તે એ અન્તરાત્માજ છે. જેનાવડે શ્રોત્ર સાંભળે છે તે એ અન્તરાત્માજ છે. જેનાવડે નાસિકા વાસ લે છે તે એ અન્તરાત્માજ છે; અને સ્નાયુઓને જે બળ આપે છે તે પણ એ અન્તરાત્માજ છે. સર્વ દૃશ્ય પ્રતિમાઓનો સાર અથવા રહસ્ય એ અન્તરાત્માજ છે. એ સ્મરણમાં રાખો. એ લક્ષમાં રાખો. જ્યારે તમે કોઇ મનુષ્યના સામું જુઓ છો ત્યારે તે પણ તમારા સામું જુએ છે. એ કોણ છે ? તે અન્તરાત્માજ છે. બહારનાં નેત્રો, ત્વચા, કર્ણ વગેરે તો માત્ર તેનાં આચ્છાદનજ છે, એ તો માત્ર તેનો બહારનો પોષાકજ છે, બીજું કાંઇજ નથી.

હવે જ્યારે આ જગતના લોકો પદાર્થોની તૃષ્ણા અને સ્નેહ કરે છે ત્યારે તેઓ ખરો અન્તરાત્મા કે જે શરીરરૂપી પોષાક અને આચ્છાદનદ્વારા પ્રકાશે છે તેના કરતાં પોષાક અથવા આચ્છાદનનેજ વધારે ચ્હાય છે. આ પ્રમાણે તેઓ અન્દરના સત્ય અથવા મૂળ વસ્તુ કરતાં તેની મૂર્તિ અથવા આચ્છાદનનીજ વધારે પૂજા કરે છે તેથીજ તે લોકો આ પાપનું ખરાબ

પરિણામ ભોગવે છે. આ પ્રમાણે હોવાથી એ મૂર્તિ—આચ્છાદનથી પર થાઓ, તેથી પર થાઓ અને પ્રત્યેક પતિ પત્ની એક બીજામાં પ્રભુતા અનુભવવાનો પ્રયત્ન કરો. એક બીજામાં રહેલા એ અન્તરાત્માને જુઓ અને એ અન્તરાત્માનીજ પૂજા કરો.

આમ કરવાથી પ્રત્યેક વસ્તુ તમને દૈવીજ લાગવી જોઇએ. પત્ની નરકના દ્વારને બદલે પતિને પ્રભુનો સાક્ષાત્કાર કરવાના દર્પણરૂપજ થઇ પડવી જોઇએ. પતિ પણ નરકના દ્વારને બદલે પત્નીને પરમાત્મદર્શન કરવાના દર્પણરૂપજ થઇ પડવો જોઇએ.

પરંતુ આ પતિ અથવા પત્ની પોતાના સાથીને આ સાક્ષાત્કાર-આ દિવ્યતા શી રીતે પ્રાપ્ત કરાવી શકે ?

જો સ્ત્રીને પોતાના પતિના તારક થવું હોય તો પહેલાં તેણે તેને સર્વ ભ્રષ્ટતામાંથી ઉદ્ધારવો જોઇએ. જો તેનું લગ્ન થયું ન હોય તો દરેક પ્રકારનાં પ્રલોભનોનું બલિદાન થવાને તે પાત્ર હોય છે. સુકાન વિનાના મછવાને જેમ પવન અને તોફાન ગમે તે દિશામાં ખેંચી જાય છે તેમ જ્યાં સુધી મનુષ્ય કુંવારો હોય છે ત્યાં સુધી તે અસ્થિર હોઇ દરેક જાતનાં કલંકો તેને સહન કરવાં પડે છે. સૌથી પ્રથમ તેની સ્ત્રીજ બધાં પ્રલોભનોમાંથી તેને બચાવે તેમ હોય છે; પણ સામાન્ય સ્ત્રીઓ પોતાના પતિને આવાં પ્રલોભનોમાંથી બચાવવાને બદલે ઉલટી તેઓ પોતેજ પ્રલોભન કરાવનારી થઇ પડે છે. કોઇ એક મનુષ્ય પોતાનું બધું દ્રવ્ય આપી દઇને તે બધા દ્રવ્યની એક નોટ ખરીદે તેના જેવુંજ આ પણ છે, કેમકે આવો મનુષ્ય બીજાં પ્રલોભનોમાંથી મુક્ત થાય છે; પણ હવે આ એક પરતંત્રતા તો આગળની બીજી બધીજ નામોશીઓ કરતાં વધારે હોય છે. પહેલાંનાં અનેક પ્રલોભનોનો તે ભોગ થતો નથી, પણ આ એક પ્રલોભન અથવા નામોશીજ તેને માટે ભારે થઈ પડે છે.

આ તો એક ઘોડો એક મનુષ્ય પાસે પોતાનું રક્ષણ કરાવા આવ્યો હતો તેના જેવું છે. તમે જાણો છો કે પ્રથમ એક સમય એવો હતો કે મનુષ્યો પણ અરણ્યમાં વસતાં હતાં અને ઘોડા પણ અરણ્યમાં વસતા હતા. જેમ હાલ રહે છે તે પ્રમાણે સાબરો અને હરણો પણ જંગલમાંજ વસતાં હતાં. એક વખતે એક સાબરની સાથે લડાઇમાં એક ઘોડો હાર્યો. સાબરે તેના સાબરશિંગાવડે તેને જખમી કર્યો. ઘોડો મનુષ્ય પાસે મદદ માગવા આવ્યો. મનુષ્યે કહ્યું: “ ઠીક છે, હું તમને મદદ કરીશ, મારા હાથમાં બાણ છે. તમે મને તમારી પીઠ ઉપર લઇ જાઓ, એટલે હું તમારી સાથે આવીશ અને તમારા દુશ્મનનો નાશ કરીશ.” પછી તે મનુષ્ય ઘોડાની પીઠ ઉપર સ્વારી કરીને અરણ્યમાં ગયો અને સાબરને મારી નાંખ્યું. તેઓ વિજયી થઇને ઘેર આવ્યા. હવે ઘોડાને જવાની ઇચ્છા થઇ. ઘોડાએ મનુષ્યનો ઉપકાર માન્યો અને કહ્યું: “ વ્હાલા સાહેબ ! હું તમારો ઉપકાર માનું છું. હવે મારે તમને છોડવા પડશે. ” મનુષ્ય તેની નજીક ગયો અને કહ્યું: “ અરે ઘોડા, ઘોડા, તમારે ક્યાં જવું છે ? તમે કેટલા ઉપયોગી છો તે હવેજ મને સમજાયું છે, અને તેથી હવે હું તમને જવા દઇશ નહિ. તમારે મારા નોકર—મારા ગુલામ થવું પડશે. ” ઘોડો આ પ્રમાણે હરણ, સાબર અને જંગલનાં બીજાં પ્રાણીઓથી રક્ષિત થયો ખરો, પણ તેણે પોતાની સ્વતન્ત્રતા તો ગુમાવીજ. જે ગુલામી તેના વિજયના પરિણામ તરીકે મળી તે તેને થયેલા લાભ કરતાં વધુ નુકસાનકારકજ થઇ પડી.

પરણેલા મનુષ્યનું પણ આજ પ્રમાણે થાય છે. લગ્ન પછી જો કે ઘણાં પ્રલોભનોમાંથી તે બચે છે, પણ પોતાની સ્ત્રી તરફથી જે ગુલામી અથવા પરતન્ત્રતા તેને પ્રાપ્ત થાય છે તેનું

પ્રલોભન પેલા મનુષ્યે ઘોડાના કરેલા સ્વાગત જેવુંજ નિવડે છે.

હવે સ્ત્રી મનુષ્યની તારક શી રીતે થઇ શકે? તે વિષયપર આવીએ. તે કેટલીક લાલચોમાંથી તેને બચાવે છે. આટલે સુધી તો બધું બરાબરજ છે. પણ બીજી વાત એ છે કે તેણે મનુષ્યને ગુલામ બનાવવો જોઇએ નહિ. (અમેરિકનો કહે છે કે તેઓએ ફીલીપાઇન્સ જીત્યું છે, પણ જો તેઓ સાવધ નહિ રહે તો તેઓ ગુલામ બનશે.) આમ શી રીતે બને? પત્નીએ પોતાના પતિને ગુલામ બનાવવો જોઇએ નહિ અને તેના પતિએ તેને આશ્રિત બનાવવી જોઇએ નહિ. હવે આ બીજું પગથીઉં છે. જો આ પ્રમાણે બને તોજ સર્વ પ્રકારની આશાઓ રાખવાની છે અને નહિ તો એકે આશા નથી. આ વાત તમારા લક્ષમાં ભાગ્યેજ લાવવામાં આવતી હશે અથવા કદાપિ લાવવામાં આવતી નથી, પણ તે સત્ય છે. તમે જાણો છો કે ક્રાઇસ્ટને મનુષ્ય જાતનો ત્રાતા સ્વીકારવામાં આવ્યો હતો અને એમ મનાતું હતું કે તે આખા વિશ્વને તારશે, તે બધાં પાપ ધોઈ નાખીને પૃથ્વી ઉપર સ્વર્ગનું રાજ્ય લાવશે, પણ તમારાં બધાં બાયબલ અને વેદો હોવા છતાં પણ જગત પ્રથમના જેવુંજ અધાર્મિક આપણને જણાય છે. આનું શું કારણ? કારણ એજ કે હજી અસત્યનું કારણ નાશ પામ્યું નથી. ખરી અડચણ તમારી સાંસારિક ભૂમિકામાંજ છે. જ્યાં સુધી પત્ની પતિનું ખરૂં શુભ ઇચ્છવાનું અને પતિ પત્નીનું શુભ વધારવાનું માથે લે નહિ ત્યાં સુધી ધર્મની ઉન્નતિ કદાપિ થઇ શકે નહિ.

તમે જાણો છો કે આ જમાનો વરાળ અને વિદ્યુતનો છે. જેથી અસલી બેલગાડી જેવા ધર્મોએ હવે ગાંસડા પોટલાં બાંધીને વિદાયજ થવું જોઇએ. અરે ક્રિશ્ચિયનો! અરે હિન્દુઓ! અરે મુસલમાનો! જો તમે જગતના કલેશો ખરેખર નાબૂદ કરવાજ ઇચ્છતા હો, જો તમે મનુષ્ય જાતનાં દુઃખોનું નિવારણજ કરવા ઇચ્છતા હો તો તમારે આ બધા ઉપર ધ્યાન આપવું જોઇએ. તમારે લગ્નના સંબંધોનું રહસ્ય બરાબર રીતે પ્રતિપાદન કરવું જોઇએ. તમારે પ્રત્યેક સન્નારી અને સદ્‌ગૃહસ્થના મનમાં અવશ્ય ઉતારવું જોઇએ કે "પોતાના પતિ અથવા પત્નીના તારક થવાનું મુખ્ય કર્ત્તવ્ય તેઓ દરેકને શિર રહેલું છે. આ કર્ત્તવ્ય બજાવવાને દરેક સ્ત્રી પુરૂષ બંધાયલાં છે." આ આપણું અનિવાર્ય કર્ત્તવ્ય છે. આ કાર્ય કેવી રીતે થઇ શકે? જો સ્ત્રી પોતાના પતિને ગુલામ બનાવા ન ચ્હાય અને પતિ પોતાની સ્ત્રીને તાબેદાર કરવા ન ચ્હાય તોજ એ કાર્ય બની શકે. તમે સર્વ રીતે સ્વતંત્ર થાઓ, એટલે તમે મુક્ત થશો. આ નિયમ છે. "આઘાત અને પ્રત્યાઘાત સરખા અને સામસામા હોય છે." તેને (સ્ત્રીને) તમારે આધીન કરો, તમારી ગુલામ કરો અને તેમ કરવા જતાં તમે પણ તેના ગુલામ બનશોજ. અરે! આ ઘણુ કડવું વ્યાખ્યાન છે. આ વાત હમેશાં અરૂચિકર અને ત્રાસદાયક જ લાગે છે. ક્રાઇસ્ટે આ ત્રાસદાયક સત્યનો ઉપદેશ કર્યો તેથી તેને દુઃખ દેવામાં આવ્યું હતું અને તેને વધસ્તંભ ઉપર ચડાવ્યો હતો. સૉક્રેટીસ બહાર આવ્યો અને તેને પણ ઝેર આપવામાં આવ્યું. લોકોએ સત્યનો કદાપિ આનન્દથી સત્કાર કર્યોજ નથી. આ ઉકિત દુઃખદાયક લાગે છે પણ ખરી રીતે એમજ છે. એ બરાબર લક્ષમાં રાખો.

એક મનુષ્યના હાથમાં બળદની ડોકે બાંધેલા દોરડાનો છેડો છે. તે એમ માને છે કે બળદ તેનો નોકર–ગુલામ છે; પણ જેટલા અંશે તે બળદ તેનો ગુલામ છે તેટલોજ તે મનુષ્ય પણ બળદનો ગુલામજ છે. તે બળદનો માલીક છે એમ કહેવાનો તેને શો હક્ક છે? એજ કે બળદ તેની પાસેથી જઇ શકતો નથી. હવે જરા ધ્યાન આપો. બળદ તેની પાસેથી જઇ

શકતો નથી એજ કારણ એમ માનવામાં હોય તો, અમે કહીએ છીએ કે તે મનુષ્ય પણ બળદને મૂકીને જઇ શકતો નથી! બળદ તેની પાસેથી જતો નથી તેનું કારણ એજ કે તે બળદને તજતો નથી. જો તે પોતે છૂટો હોત તો તે બળદ પણ તેનો ગુલામ ન થાત! આ નિયમ છે.

તમે જુઓ છો કે યૂરોપ, અમેરિકા, જાપાન, હિન્દુસ્તાન અથવા બીજા દેશોમાં ઘણું ખરૂં બધાંજ કુટુમ્બો દુઃખી છે. શું એ સાચું નથી? તેઓ કહે છે ખરા કે "સુખી કુટુમ્બ! સુખી કુટુમ્બ!" પરંતુ કેવો ઢોંગ! તેમનું એ સુખ તે માત્ર નામનું, કહેવાનું અને સ્વપ્ન જેવુંજ છે. આ લોકો અને કુટુમ્બો શાથી દુઃખી છે? શું આ કુટુંબો સુખી થાય એવું તમે તમારા અંતઃકરણપૂર્વક ઇચ્છતા નથી? જો તમે સુખની આશા રાખતા હો તો તે માટે તમારે ઉત્સુક પણ થવું જોઇએ. તમારા ગૃહને એક મોટા ફારસરૂપ બનવા દો નહિ. કારણ શોધી કહાડવા પ્રયત્ન કરો. તીવ્ર અને સાચી ઉત્સુકતા રાખો, કારણની તપાસ કરો. નિરીક્ષણ કરો એટલે તમને જણાશે કે કુટુમ્બના ક્લેશનું અને ઐક્યની ખામીનું કારણ માત્ર એકજ છે. તે એજ કે "કુદરતના નિયમોનું અજ્ઞાન." મનુષ્યો અજ્ઞાનરૂપી અસુરથી ઘેરાયેલા છે. કુદરતની શી સંકલના છે અને વિકાસની ગતિ કઇ દિશાએ જાય છે તે તેઓ જાણતા નથી. તેની તેમને ખબર નથી. 'રામ' તમને કહે છે કે વિકાસની ગતિ અને કુદરતનું કામ એ છે કે સર્વ મનુષ્યોએ પગથીએ પગથીએ ધીમે ધીમે ઉપર ચડવું જોઇએ, અને અન્તરાત્માના સાક્ષાત્કારની નજીક પહોંચવું જોઇએ. જગતની બધી દેખાતી વસ્તુઓ ગતિમાન છે. તેમનો માર્ગ-તેમની ગતિ તે તરફજ છે. પ્રત્યેક મનુષ્યે પોતાના અંતરાત્માનો સાક્ષાત્કાર કરવો જોઇએ, અને સાક્ષાત્કાર કરીને પૂર્ણાત્મારૂપ-પૂર્ણ અનન્તતારૂપ બનવું જોઇએ. લોકો આનો સાક્ષાત્કાર કરતા નથી તેથીજ અસ્તિત્વ (જીવન) માટે આ બધાં તરફડીયાં તેમને મારવાં પડે છે અને સુખીને બદલે દુઃખી જીવન તેમને ગાળવું પડે છે.

તમારા પતિ અથવા પત્નીની સાથે તમારો સંબંધ એવો રાખો કે તમારી ઉન્નતિ તે સત્યના માર્ગ તરફ થાય અને તમે કુદરતના ધોરણ સાથે અનુકૂળ રહી શકો. કુદરતનું ધોરણ અને પરિણામ માત્ર મુક્તિ, મુક્તિ અને મુક્તિજ છે. તમારી પત્નીને તમારી તાબેદારીમાંથી સ્વતંત્ર બનાવો અને તમે પોતે પણ સ્વતંત્ર થશો. પણ ત્યારે શું એનો અર્થ એ છે કે બધા સંબંધો એકદમ તોડી નાખવા જોઇએ, અને પ્રત્યેક સ્ત્રી પુરૂષે એક બીજાથી છુટા પડી જઇ સ્વતંત્ર થવું જોઇએ? ના, એમ બિલકુલ નથી. એ રીતે સ્વતંત્રતા મળી શકતી નથી. એમ કરવું એ તો ઉલટું બંધનરૂપ છે. તમારા સાથીને "મુક્ત" કરવાનો અર્થ એજ છે કે તમારે તેને તમારા શરીર પ્રત્યે આધાર અને આસ્થા રાખવાને બદલે, તેના અંતરથી અંતરના પ્રદેશમાં રહેલા અન્તરાત્મા ઉપર આધાર અને આસ્થા રાખતાં શિખવવું જોઇએ. જ્યારે તમે તેને અથવા એ તમને ચ્હાય છે ત્યારે તે અથવા તમે પરસ્પરમાં રહેલા તે અન્તરાત્માનેજ ચાહો છો; એવી સમજણપૂર્વકજ તે ચાહના હોવી જોઇએ. સર્વ કહે છે કે તેઓ જીસસ ક્રાઇસ્ટને અથવા શિવ, વિષ્ણુ, મહમ્મદ કે જરથોસ્તને માને છે, પણ 'રામ' કહે છે કે તમારે તમારી પત્નીને અને પત્નીએ પતિને માનવાં જોઇએ. 'રામ' કહે છે કે તમારા સાથીના એ માંસના દેહમાં શ્રદ્ધા રાખશો નહિ, પણ તેની અંદરના અન્તરાત્મામાં શ્રદ્ધા રાખો. તમારે આ બાહ્ય માંસ અને ત્વચાને તો માત્ર પડદા તરીકે માનવો જોઇએ કે જે પડદો કંઇક પારદર્શક હોવાથી તે દ્વારા તેના અંતર

પ્રદેશમાં રહેલા અંતરાત્માને આ બહારની ખુબસુરતી અને પ્રતિભારૂપે તમે જુઓ છો અને મોહિત થાઓ છો.

તમારા મનને કલ્પના કરવા દો કે એકાદ પક્ષી એક ઝૂલતી ડાળ ઉપર બેસે છે તે ડાળીને તે નમી જતી-ઝોલા ખાતી અનુભવે છે, છતાં પણ જરાએ ભય આણ્યા સિવાય તે આનંદથી કલ્લોલ કર્યા કરે છે. એ શાથી? તે સમજે છે કે તેની પાસે ઉડવાની પાંખો તૈયારજ છે; અને તેથીજ ડાળી આમ તેમ ઝૂલ્યા કરવા છતાં પણ તે પક્ષી બીતું નથી. બહારથી જો કે તે ડાળ ઉપર બેઠેલું હોય છે અને જણાય છે ખરૂં, પણ તેના મનથી-ખરી રીતે તો તે પોતાની પાંખ ઉપરજ બેઠેલું હોય છે. તેનો આધાર-તેની શ્રદ્ધા તે ડાળ ઉપર નહિ, પણ પોતાની પાંખો ઉપરજ છે.

એજ પ્રમાણે જ્યાં તમે હો ત્યાં તમારાં **સ્ત્રી પુત્રાદિ ઉપર તમને ગમે તેટલો સ્નેહ હોય તોપણ તેમનાં શરીરોપર આધાર રાખશો નહિ.** તમારાં હૃદય ત્યાંજ ચોંટાડશો નહિ. **તમારૂં હૃદય તેમના અન્તરાત્મા ઉપરજ રહે તેટલા માટે તેને તે આત્મામાં-પ્રભુમાંજ પરોવો.** તમે **પોતે આ પ્રમાણે વર્તો અને તમારાં સ્ત્રી પુત્રાદિને પણ એજ પ્રમાણે વર્તાવો. આમ કરવાથીજ તેઓ તમારાથી સ્વતંત્ર થશે અને તમે તેમનાથી સ્વતંત્ર થશો.** આમાં કોઇને પરાધીનતા રહેતી નથી. દરેકને પૂર્ણ સ્વતંત્રતા-મુક્તિ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે પ્રત્યેક **અમેરિકન** અથવા હરકોઇ મનુષ્ય મુક્ત થઇ શકે તેમ છે.

વ્યાખ્યાનનો ખરો રસવાળો ભાગ હવેજ આવે છે. એક સ્થળે એક ઘણી સુંદર છબિ જોવામાં આવી. તે છબિ અગર પ્રતિકૃતિમાં એક સુંદર કૉચ હતો અને તે કૉચ ઉપર ભવ્ય બાદશાહી ગાદી તકીઆ પડેલા હતા. તે કૉચ ઉપર એક સુંદર મનોહર રાણી સૂતેલી હતી. કૉચની એક બાજુએ બાળકો બેઠાં હતાં અને રાજા ખુરસીપર બેઠેલો હતો. આ એક ઘણુંજ સુંદર, આકર્ષક અને ભવ્ય ચિત્ર હતું. રાણી ઘણી માંદી-મરણ પથારીએ હતી. તેનો પતિ-રાજા અશ્રુ ટપકાવતો હતો અને તેનાં પુત્ર પુત્રી સર્વે રોદન કરતાં હતાં. આવું સુંદર ચિત્ર પાસે રાખવાની તમને ઇચ્છા થાય છે? અરે! ખરેખર તમારામાંના દરેકને ઇચ્છા થાય તેવુંજ તે હતું. તે એવું તો મઝાનું હતું-એમાં એવી તો ખુબી હતી કે તેને જોયું હોય તો તમે ખરીદોજ. હવે આ પ્રમાણે તે ચિત્રને ખરીદવાનું તમને બહુજ ગમશે ખરૂં, પણ તેમાં ચિતર્યા પ્રમાણેની મૃત્યુ પામતી રાણી થવાની તમને ઇચ્છા થશે?-જવાબ આપો કે તે રાણી થવાનું તમને ગમશે? તે રાણી બહુજ ધનવાન અને ઉત્તમ વસ્ત્રાભૂષણો તથા અમૂલ્ય પલંગ અને મહેલો ધરાવતી હતી ખરી, પણ તે આખરના વ્યાધિને વશ હતી. વળી તમને પેલો રોદન કરતો રાજા અથવા આક્રન્દ કરતાં બાળકો થવું પણ ગમશે ખરૂં? નહિજ, જરાએ નહિ. એ ચિત્રને મેળવવાનું તમને બહુ ગમશે, પણ એમાંના કોઇ પણ દુઃખી પાત્રના જેવા જાતે બનવાનું જરાએ નહિજ ગમે.

એજ પ્રમાણે વેદાન્ત પણ તમને તમારા કુટુમ્બમાં-તમારા ગૃહમાં પ્રભુની પેઠે સાક્ષી તરીકેજ રહેવાનું-અવ્યક્ત પ્રભુની પેઠે મોહરહિત અને કોઇ પણ પ્રકારની આસક્તિ અથવા મુઝવણ વિનાના થઇને રહેવાનું કહે છે. તમારા મનને હમ્મેશાં શાન્ત અને આસક્તિરહિત રાખો, તમારાં હૃદય અને બુદ્ધિને હમ્મેશાં અન્તરાત્મામાં સ્થિર કરો અને એ ચિત્રને જેવું

માનતા હતા તેજ પ્રમાણે તમારા કુટુમ્બની દરેક બાબતોને માનો. તમે જાણો છો કે જ્યારે **તમે પોતાને અને દરેક વસ્તુને સાક્ષીરૂપે જુઓ છો ત્યારે એથી તમને આનંદજ થાય છે; અને જ્યારે તમે તેમાં આસક્ત થાઓ છો ત્યારે તે દુઃખનુંજ કારણ થાય છે.** જો આપણે આ જગતના કોઈ પણ પદાર્થના બાહ્ય રૂપમાં લપટાયા તો આપણી દુર્દશાજ છે. પણ જો આપણે તેને અવ્યક્ત લક્ષ્ય-સાક્ષી તરીકે જોઇએ તો તેમાં આનંદ આવે છે અને તે રમણીય લાગે છે. માટે એ પ્રમાણે અન્તરાત્માનો સાક્ષાત્કાર કરો. **'રામ'**નાં બધાં વ્યાખ્યાનો સાંભળો અને તેથી ક્રમશઃ ઉન્નતિ થવાનીજ; એવી તમારી ખાત્રી થશે. **'રામ' ગેરન્ટી-જામિનગીરી આપે છે કે આ દુનિયામાં જે કોઇ 'રામ'નાં સર્વ વ્યાખ્યાનો સાંભળશે તેની સર્વ શંકાઓ દૂર થશે; અને તે પોતાના પરમાત્મ સ્વરૂપનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર અનુભવશે.**

પ્રથમ તો તમે તમારી દિવ્યતા અથવા પ્રભુતામાં દૃઢ શ્રદ્ધા રાખો. તેને પ્રાપ્ત કરો અને તમને જે ક્રિયા કરવાનું બતાવવામાં આવે અને તે જે રીતે કરવાનું તમને કહેવામાં આવે તે પ્રમાણે વર્તીને **તે અનન્તતામાં સ્થિત થાઓ. તે ઈશ્વરનો તમે સાક્ષાત્કાર કરો, અમર થાઓ અને સર્વ શક્તિવાન થાઓ.** તદેવાऽહમ્ **"તેજ હું છું, તેજ હું છું,"** આ મહા સિદ્ધાન્ત-આ મહા વાક્યનો સાક્ષાત્કાર કરો, અને તમારા કુટુમ્બના બધા સંબંધો અને બીજી બાબતો એ સર્વ જાણે કે પેલા ચિત્રરૂપ હોય અને જાણે તમે બિલકુલ તેની સાથે સંબંધરહિત હો એજ પ્રમાણે વર્તો.

આમ કરવું-આવા બનવું એ તમને બિરોધાભાસ જેવું જણાય છે. લોકો કહે છે કે જો તેઓ આ જગતના પદાર્થોમાં હાલની પેઠે આસ્થા રાખીને તેની પ્રાપ્તિ અને રક્ષા કરવા પાછળ ગુંથાય નહિ તો તેઓ ઉન્નત થઈ શકે નહિ. અરે લોકો ! તમે ખોટા છો. જે ક્ષણે તમે તેમાં ગુંચવાયા કે તેજ ક્ષણે તમે આગળ વધતા બંધ થયા. જ્યારે તમે લખતા હો છો ત્યારે લખવાની ક્રિયા સ્વાભાવિક રીતેજ થાય છે. તે વખતે તમારૂં અહં-તમારૂં નાનું સ્વરૂપ-તમારૂં ખોટું જીવ સ્વરૂપ બિલકુલ હોતું નથી. કાર્ય પોતે પોતાની મેળેજ એક સ્વાધીન યંત્રની પેઠે થયાં કરે છે. તે એક પ્રકારની પ્રતિક્રિયાજ છે. હાથ પોતાની મેળે લખ્યે જાય છે. શા માટે ? કારણ કે તમે એ સમયે તે કાર્યમાં તમારૂં પોતાનું નાનું સ્વરૂપ-તમારૂં સ્વાર્થી અહં તેમાં દાખલ કરતા નથી. જે ક્ષણે તમારામાં વિચાર આવ્યો કે "અરે ! મેં ઘણુંજ લખ્યું, મેં ઘણું આશ્ચર્યભરેલું કાર્ય કર્યું." તેજ ક્ષણે તમે ભૂલ કરશો.

આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે માત્ર આપણા સ્વાર્થી અલ્પ અહંને દૂર કરવાથીજ કામ થાય છે, અને જે ક્ષણે સ્વાર્થી અહંને દાખલ કરીએ છીએ તે ક્ષણે કામ બગડે છે. જગતમાંનાં સર્વ મહાન કાર્યો અવ્યક્ત અહંભાવરહિત સ્થિતિવડેજ થએલાં હોય છે.

**ત્યાગનો અર્થ પણ એજ છે કે પોતાનું અલ્પ-સ્થૂલ-સ્વાર્થી અહંસ્વરૂપ દૂર કરવું અર્થાત્ સ્વરૂપની ખોટી કલ્પનાને દૂર કરવી.** સૂર્ય પ્રકાશે છે ખરો, પણ તેને વિચાર આવતો નથી કે હું પ્રકાશું છું. આ પ્રમાણે સૂર્ય કર્તૃત્વભાવથી રહિત છે તેટલોજ તે મોહક, આકર્ષક અને ઉપકારક છે. નદીના વહનમાં અલ્પ અહંભાવ-વ્યક્તપણું નથી છતાં પણ કાર્ય થયાં જાય છે. દીવો બળે છે પણ તેનામાં વ્યક્ત અહંભાવ નથી. "હું મહાન છું, હું બળું છું, હું પ્રકાશ આપું છું." એવો ભાવ નથી; અને તેથી તે પ્રકાશે છે.

પુષ્પો ખીલે છે અને દરેક દિશામાં મધુર સુવાસ પ્રસરાવે છે, પણ તે ઘણાં મધુર છે, તે ઘણાં ઉત્તમ ને આનંદપ્રદ છે, એવી એમને કલ્પના પણ નથી.

તેજ પ્રમાણે તમારૂં કામ પણ અવ્યક્ત સ્થિતિપૂર્વકજ થવા દો, તમારૂં કામ તુચ્છ સ્વાર્થી અહંભાવના કલંકથી રહિત થવા દો, તમારૂં કામ તારાઓ અને સૂર્યની પેઠેજ થવા દો, તમારૂં કામ ચંદ્રની પેઠેજ થવા દો. ત્યારેજ તમારૂં કાર્ય સફળ થશે. ત્યારેજ ખરી રીતે તમે આ દુનિયામાં કંઈક અસામાન્ય અને આશ્ચર્યકારક કાર્ય કરી શકશો. બધાજ વીર પુરૂષોનું અને બધાજ બુદ્ધિમાન પુરૂષોનું ગુપ્તમાં ગુપ્ત રહસ્ય–રહસ્યોનું રહસ્ય આજ હતું. તેઓ પોતે સ્વલ્પ અહંભાવથી–ઉપાધિભાવથી રહિત થતા તેથીજ તેમનાં કાર્યો આવાં સફળ થતાં. આ એક મહાન નિયમ છે. **“ તમે અમુક વિષયમાં આસક્ત થાઓ નહિ ત્યાં સુધી તમે સફળ થશો નહિ. ” એ ભ્રમાત્મક વિચારને દૂર કરો.** એમાં તમારી ભૂલ છે.

નિયમ એવો છે કે મનુષ્યે પોતે સ્વસ્થ, શાન્ત, અક્ષુબ્ધ રહેવું જોઈએ અને તેનું શરીર હમ્મેશાં ગતિમાન રહેવું જોઈએ. મને સ્થિતિશાસ્ત્રના નિયમને અને શરીરે ગતિશાસ્ત્રના નિયમને અનુસરવું જોઈએ. **શરીર હમેશાં કામમાં અને અન્તરાત્મા હમેશાં સ્વસ્થ રહેવો જોઈએ.** આ નિયમ છે. તેને અનુસરો અને મુક્ત થાઓ.

જેવી રીતે દૃષ્ટિ સમીપનો એકાદ સુંદર પ્રદેશ નેત્રોવડે સ્પષ્ટ અને સંપૂર્ણ રીતે જોવામાં આવે છે, છતાં તે જોવાની ક્રિયા નેત્રને બોજારૂપ કે દુઃખરૂપ ન થઈ પડતાં ઉલટી આનંદદાયક જ થઈ પડે છે, અને નેત્ર સ્વતંત્ર તથા ઉપાધિરહિતજ રહે છે, તેજ પ્રમાણે તમારા ગૃહનાં કાર્યોમાં અને તમારી વ્યાવહારિક જીંદગીમાં પણ તમારી સ્થિતિ થવા દો. તમે એવીજ રીતે સંસારમાંનાં આ બધાં રૂપોને આસક્તિ રહિત, સ્વતંત્રપણે જુઓ અને તેનાથી મુકત–નિર્લેપ રહો. આ મુક્તિ–આ પૂર્ણ સત્યનો સાક્ષાત્કાર, વેદાન્તદ્વારા સત્ય આત્માના જ્ઞાનવડેજ પ્રાપ્ત કરી શકાય છે. આ **સત્ય અનંત તત્ત્વનો સાક્ષાત્કાર કરો અને બધાજ તારા અને ગૃહો તમારી આજ્ઞામાં રહેશે.**

સૂર્ય ચંદ્ર ને ગ્રહગણ સર્વે, ભ્રમણ કાર્યમાં રમણ કરો.
પરમ જ્યોતિ ઓ અદ્‌ભુત જ્યોતિ ! અલ્પ દિસે ગ્રહગણ બ્રહ્માંડે;
સૂર્ય તણા ઓ સૂર્ય રમણ કરો મુજ હૃદયે, રમણ કરીને ભ્રમણ કરો–સૂર્ય ચંદ્ર૦
ગ્રહગણ સર્વે કોણ વિશાત, ગંભીર ઘુઘવતી સમુદ્ર છોળો સાથ;
ભલે નાચો, કુદો, ભ્રમણ કરો ને રમણ કરો.–સૂર્ય ચંદ્ર ને ગ્રહગણ સર્વે.
ગ્રહગણને બ્રહ્માંડો સર્વે, ભ્રમણથી હોહાલી દેહ દેખાડો;
જીવન જ્યોત મહીં નાચી રહો, સૂર્ય ચંદ્ર ને ગ્રહગણ સર્વે.
સૂર્ય ચંદ્ર વા પૃથ્વી સમુદ્રો, જુજવાં કરો મુજ સ્વપ્ન સ્વરૂપો,
જન્મ મરણના ફેરા ફરતાં, માનવ આવતાં ને જાતાં.
કાર્ય ને કારણ હું છું સર્વે, નહીં નિવૃત્તિ પ્રવૃતિ કદિ હું;
વાચા વિરમે મુજ સ્વરૂપ ગાતાં, સૂર્ય ચંદ્ર સહુ રમણ કરો.

ચમક ચમક ઓ નાજુક તારા, ચમકી, ઠમકી મુજને બોલાવો;
તારક વ્હાલા પ્રશ્ન તણો ઉત્તર દીયો, સૂર્ય ચંદ્ર સાથે રમણ કરો.
દેશ કીયે મુજને બોલાવો, હું જ્યોતિ તુજ આંખલડીનો;
જીવન જેહ રહ્યું તુજ માંહી, પ્રભાવ તે સઉ મુજ મોટો.

આ તમારૂં સત્યસ્વરૂપ છે. તમે જે છો તે આ છે. તેનો સાક્ષાત્કાર કરો અને મુક્ત થાઓ. તેનો સાક્ષાત્કાર કરો અને તમે વિશ્વના માલીક છો. તેનો સાક્ષાત્કાર કરો અને તમને જણાશે કે તમારાં બધાં કામો પોતાની મેળેજ–સ્વતઃજ–ઘણીજ ઇચ્છવા જેવી રીતે થશે. તમને જણાશે કે અન્તરાત્માનો આ સાક્ષાત્કાર સર્વ વિશ્વને તમારૂં દાસ બનાવે છે, દુનિયાના દરેક પદાર્થને તમારે આધીન કરે છે. તમને જણાશે કે વિજય અને સંપત્તિ તમારી શોધ કરે છે અને તમારે તેમને શોધવાં પડશે નહિ.

"જો મહમ્મદ પાસે પર્વત આવશે નહિ તો મહમ્મદ પર્વતની પાસે જશે." જે ક્ષણે તમે દુનિયાના પદાર્થોની તૃષ્ણા કરતા બંધ થઇ તેમાંથી મુક્ત થશો અને તમારી અંદરની દિવ્યતાનો સાક્ષાત્કાર કરશો તેજ ક્ષણે તમારે મહમ્મદ પાસે જવાની આવશ્યકતા રહેતી નથી; મહમ્મદજ તમારી પાસે આવશે. આ અબાધિત નિયમ છે. વિશ્વપર પોતાની મહાન સત્તા ચલાવનારૂં આ ગુહ્ય સત્ય છે. તમેજ તે નિયમ છો. તમે તેનો સાક્ષાત્કાર કરો અને તમારાં સ્ત્રી બાળકોને તેનો સાક્ષાત્કાર કરાવો. તમે પોતે મુક્ત થાઓ અને તેમને મુક્ત કરો. એ પ્રમાણે તમે ઘોર નરકને બદલીને સ્વર્ગ બનાવો છો; તમારા ગૃહમાંજ તમે સ્વર્ગ રચો છો; તમે તમારાં અતિશય ક્લેશયુક્ત ગૃહોને સુખી બનાવો છો. આમ કરવાનો બીજો માર્ગજ નથી; ઉપલા માર્ગ સિવાય આ અનિવાર્ય કઠોર નિયમમાંથી છૂટવાની બારીજ નથી. આ એકજ માર્ગ છે, આ એકજ તાવિજ છે, **દુનિયાના બધા ખજાનાઓ ઉઘાડવાની આ એકજ બંધબેસ્તી કુંચી છે.** તમે તમારા અંતરમાં રહેલી દિવ્યતાનો સાક્ષાત્કાર કરીને મુક્ત બનો અને બીજાઓને તેવા સાક્ષાત્કાર કરવામાં સહાય કરો.

ૐ ૐ ૐ





# ૧૯–વૈવાહિક જીવન અને મોક્ષ.*

શું એક વૈવાહિક પુરુષ આત્મસાક્ષાત્કાર કરી શકે ખરો કે? એવો એક પ્રશ્ન થોડા સમય પહેલાં 'રામ'ને પૂછવામાં આવ્યો હતો, અને એનો ઉત્તર પણ તેજ સમયે બહુ ખુલાસાથી અપાયો હતો.

એ ઉત્તરમાં વાસનાઓના પ્રકાર સંબંધે વિવેચન થયું હતું. વાસના એ શું છે, મનુષ્યની પ્રકૃતિમાં વિચારોની શું અસર થાય છે, અને વાસનાઓ તૃપ્ત થવાથી કેવી રીતે સુખનો આભાસ થાય છે, એ વિષયની તે સમયે ચર્ચા થઈ હતી. આ બહુ મહાન અને ગહન પ્રશ્ન છે, અને વળી એવો પ્રશ્ન છે કે જેના ઉપર 'રામે' બહુ સૂક્ષ્મ વિચાર કર્યો છે; 'રામ'નાં એ શોધનોને "synamis of mind" "માનસિક વિકાસજ્ઞાન" નામના પુસ્તકના આકારમાં બહાર પાડવામાં આવશે.

અત્યારે તો નીચે પ્રમાણે પ્રશ્ન આપણી સન્મુખ છે કે પોતાનાં પુત્ર કલત્ર અને સ્નેહી સંબંધીઓની વચમાં રહેનારો એટલે કે સંસારનો એક સાધારણ મનુષ્ય સત્યનો–સચ્ચિદાનન્દ આત્માનો સાક્ષાત્કાર કરી શકે ખરો?

આપણે પહેલાં આ પ્રશ્નની એકજ બાજુ તપાસીએ. વેદાન્ત તો માત્ર આટલુંજ પૂછે છે કે "શું તલવાર તમારા શત્રુઓને મારી શકશે?" આ પ્રશ્નનો આપણે હકારમાં ઉત્તર આપી શકીએ તો પછી એક સંસારી મનુષ્ય સત્યનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરી શકશે કે નહિ એનો પણ હકારમાં "ઉત્તર આપી શકાય એમ છે." તલવારનો અને **કુટુમ્બનાં બંધનોનો આપણે કેવી રીતે ઉપયોગ કરીએ છીએ એના ઉપરજ એનો બધો આધાર રહેલો છે.** તલવારથી આપણે આપણો પોતાનો વધ પણ કરી શકીએ છીએ અને શત્રુઓના હુમલામાંથી પોતાનું રક્ષણ પણ કરી શકીએ છીએ. એવીજ રીતે કુટુમ્બનાં બંધનો અને સંબંધોનો દુરુપયોગ કરવાથી મનુષ્ય પોતાનો વિનાશ કરે છે, અથવા પોતાના ઉન્નતિના વિકાસક્રમમાં અવરોધ નાખે છે, અને જો એજ **બંધનોનો સદુપયોગ કરે તો તેવડે તે પોતાની ઉન્નતિ સાધે છે**, અને અન્તરમાં આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. આ પ્રમાણે સાક્ષાત્કારનો પ્રશ્ન પણ તલવારના પ્રશ્ન જેવોજ છે, અને ઉત્તર પણ તેના સમાનજ છે.

એવીજ રીતે આપણા નિત્યના આહાર–વિહાર અને કાર્યક્રમનો પણ જો આપણે યોગ્ય ઉપયોગ કરીએ તો તે સર્વ આપણે માટે આરોગ્ય અને સુખના સાધનરૂપ થઈ પડે છે, અને જો તેનો દુરુપયોગ કરીએ તો એજ આહાર–વિહારથી પરિશ્રમ, ઉપાધિ તથા વ્યાધિ ઉત્પન્ન થાય છે.

એજ પ્રમાણે કુટુમ્બના સંબંધો પણ આપણને ઉન્નતિના તેમજ અધોગતિના પણ સાધનરૂપ થઈ પડે છે.

---

* તારીખ ૧–૨–૧૯૦૩ રવિવારના મધ્યાહ્ન પછી આપેલું વ્યાખ્યાન.

એક ભલા માણુસને ત્યાં એક બહુ લુચ્ચો અને દુષ્ટ નોકર હતો. એ નોકર બધાં કામ અવળી રીતેજ કરતો. પોતાના શેઠની આજ્ઞાનો તે બહુ અજાયબરીતે અમલ કરતો. એની કામકાજ કરવાની રીતભાત એવી હતી કે ગંભીરમાં ગંભીર માણુસને પણુ ક્રોધ આવ્યા વિના રહે નહિ. આ ભલા શેઠને તો એના કામથી કદી પણુ ગુસ્સો નહોતો ચઢતો; ઉલટો એ તો એ નોકરની સાથે બહુ સભ્યતાભરી વર્તણુક રાખતો હતો.

એ શેઠને ત્યાં એક વાર એક મહેમાન આવ્યો. એક દિવસે એ અતિથિને એના કામકાજથી બહુ કંટાળો આવ્યો અને તેથી નારાજ થઇને એણે શેઠને તેને બરતરફ કરવાની સલાહ આપી. પણુ પેલા શેઠે ઉત્તર આપ્યોઃ—“ હું સમજું છું કે આપ મારૂં હિત ચાહો છો; છતાં પણુ મારે કહેવું જોઇએ કે હું એ વિષયમાં વધારે સમજું છું. મારૂં કામકાજ ખરાબ થાય છે, અને મારા વેપારમાં નુકસાન પહોંચે છે એ બધું સારી પેઠે મારા ધ્યાનમાં છે; પણુ એ પાપી, દુષ્ટ અને નિમકહરામ છે એટલા માટેજ એનાપર મને પ્રીતિ ઉત્પન્ન થાય છે. ” શેઠે વળી એમ પણુ કહ્યું કે “ મારા સહવાસમાં આવેલા મનુષ્યોમાંથી આ એકજ મનુષ્ય એવો છે કે જે મારી આજ્ઞાનું પાલન નથી કરતો, બધાં કામકાજ અધૂરાં મૂકે છે, અને બહુજ હલકી તથા નુકસાનકારક રીતે બજાવે છે. બાકી જે બીજાં બધાંની સાથે હું પરિચયમાં આવું છું તેઓ એટલાં તો ભલાં અને પ્રેમી છે કે મને કદી પણુ ગુસ્સે કરી શકતાં નથી. આ માણુસ મારા આધ્યાત્મિક વિકાસનું એક ઉત્તમ સાધન છે. જેવી રીતે ઘણા લોકો પોતાનું શારીરિક બળ વધારવાને માટે મુગદળ, પાવડી વગેરે સાધનોનો ઉપયોગ કરે છે, તેવીજ રીતે આ મનુષ્ય મારે માટે મુગદળનું કામ કરે છે, અને એનાથી મારૂં આધ્યાત્મિક શરીર પ્રબળ થાય છે. એ નોકરદ્વારા હું આધ્યાત્મિક બળ પ્રાપ્ત કરૂં છું. આ નોકર સાથે એક પ્રકારની મારે કુસ્તી ખેલવી પડે છે અને એનાથી મને શક્તિ મળે છે. આધ્યાત્મવિદ્યાના ઉચ્ચ ગુણો મારામાં કેટલા ખીલ્યા ને કેટલા અધૂરા છે, તેનું ભાન એનાવડે કરવાનું બની શકે છે, અને એ ભાનને લીધે એ ન્યૂનતા પૂરવાની મને ચાનક રહ્યા કરે છે. ”

‘રામ’ તમારૂં એ વિષયપર ધ્યાન ખેંચે છે કે તમને તમારાં કુટુંબનાં બંધનો અવરોધરૂપ લાગે તો પણુ જો એ રસ્તે તમારે મોક્ષ મેળવવોજ હોય તો એનાથી કંટાળી જઇ ગુસ્સે ન થશો; પણુ પેલા ભલા શેઠના દૃષ્ટાંતનું અનુકરણ કરજો. **વિઘ્નો અને ઉપાધિઓનો માનસિક શક્તિ અને સત્તા ખીલવવાનાં સાધનોમાં ઉમેરો કરી લેજો.**

ગ્રીસ દેશમાં સોક્રેટીસ નામનો એક મહાન તત્ત્વવેત્તા થઇ ગયો છે. એને એની સ્ત્રી અત્યંત ત્રાસરૂપ હતી. એક દિવસે એ કાંઇ તત્ત્વચિન્તન કરતો હતો, ત્યારે તેની હંમેશની ટેવ પ્રમાણે એ આવી અને બહુજ અઘટિત શબ્દોમાં મરજીમાં આવે તેમ બોલવા લાગી. તે ગુસ્સે થઇ ,ગાળો ભાંડવા માંડી અને આમ કરો ને તેમ કરો કહીને બહુજ પજવવા માંડી. ‘મારૂં કહેવું તો સાંભળતા નથી,’ ઇત્યાદિ કહીને બિચારા એ તત્ત્વજ્ઞાનીને તેણે ખૂબ પજવ્યો; પણુ સોક્રેટીસ તો પોતાના ચિન્તવનમાંજ મસ્ત બેસી રહ્યો. કોઇ પણુ પ્રશ્નનું જ્યાંસુધી નિરાકરણુ ન થયું હોય ત્યાંસુધી તેને છોડી દેવો નહિ એ એનો સિદ્ધાંત હતો. તેની સ્ત્રીએ તો બરાડા પાડવા માંડયા ને તોફાન મચાવ્યું; પણુ પેલા ભાઇ સાંભળેજ શા માટે ? છેવટે એ શંખણીએ એક મેલા પાણીનું વાસણુ લાવીને એના માથા ઉપર ઉંધું વાળ્યું ! પણુ સોક્રેટિસને શું આથી ક્રોધ આવ્યો હશે કે ? નહિ; જરાએ નહિ. એણે તો ખડખડાટ હસીને ઉત્તર આપ્યો: “ વાહ ! વાહ ! આટલો બધો ગડગડાટ થયો ત્યારે વરસાદ પણુ જરૂર થવોજ જોઇએ.”

એ સ્ત્રીનો વાણીરૂપી ગડગડાટ તો નિત્ય થતો હતો, પણ આજે તો એમાંથી વરસાદ પણ વરસ્યો; આવા મેણાના શબ્દો સંભળાવી સોક્રેટિસે તો પાછું પોતાનું તત્ત્વચિન્તવન ચાલું કર્યું.

આ ઉદાહરણમાંથી એ ઉપદેશ લેવાનો છે કે લોકોએ પોતાના સ્વભાવપર કાબુ મેળવવાની શક્તિ વિષે નિરાશ ન થવું જોઇએ. સોક્રેટિસ જેવા એક મનુષ્યે એ શક્તિ પ્રાપ્ત કરી તો પછી બીજા મનુષ્યો પણ એ શક્તિ પ્રાપ્ત કરી શકે. શું આજકાલ પણ એવા મનુષ્યો નથી કે જેઓનો પોતાના સ્વભાવ અને ટેવોપર સંપૂર્ણ સંયમ હોય? અલબત્ત, એવા ઘણા મનુષ્યો છે, અને તમે પણ અભ્યાસ તથા પ્રયત્નથી એવા થઇ શકશો. છેટે ક્યાં જવાનું છે? વ્યાવહારિક બાબતોમાં અત્યંત સહનશીલ એવા કંઇએક માણસો જગતમાં પડેલા છે. પણ ત્યાં આગળ ખામી એટલીજ છે કે સમજણની ન્યૂનતાને લીધે તેમની આસક્તિ બાહ્યપદાર્થોમાંજ દૃઢ થઇ ગયેલી હોય છે અને તેથી સત્યોન્નતિ તેઓ મેળવી શકતા નથી. સદ્‌ગુણરૂપી રૂપીઓ આપીને આધ્યાત્મિક સત્યોન્નતિરૂપી હીરો મળે છે તે લેવાને બદલે અજ્ઞાનને લીધે એ બિચારાઓ કાચના ટુકડા મેળવવામાંજ મચી રહ્યા છે!

જો તમે પણ ધારો તો તમારા કુટુંબનાં બંધનોની સાહાય્યથી સત્યનો સાક્ષાત્કાર કરવાનો, પરમાત્માની સાથે એકતા અનુભવવાનો, સર્વની સાથે ઐક્ય માણવાનો, સમસ્ત જગત સાથે અભેદાનંદ ભોગવવાનો અને આત્માનો દૈવી સાક્ષાત્કાર કરવાનો માર્ગ વિશેષ સરલ કરી શકો તેમ છે.

જગતનાં પ્રત્યેક સ્ત્રી પુરુષના જીવનનો મુખ્ય ઉદ્દેશ–વિકાસક્રમનો અંતિમ હેતુ એજ છે કે અંતર્યામીનો સાક્ષાત્કાર અનુભવવો. ઈશ્વર સાથે અભેદ અનુભવવો. પ્રભુમાં પૂર્ણ તન્મય થવું. આત્મસાક્ષાત્કાર કરવો.

સામાન્ય મનુષ્યોને પોતાનાં પુત્ર કલત્ર વિઘ્નરૂપ થઈ પડતાં હશે, પણ 'રામ' કહે છે કે તમને તો તે સાહાય્યરૂપ થવાં જોઇએ.

પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. એ પૃથ્વીએ એમ ફરવુંજ જોઇએ. ચંદ્ર એ આ પૃથ્વીનો ઉપગ્રહ છે તેથી એણે પૃથ્વીને વળગી રહેવું જોઇએ; પણ પૃથ્વી તો ચંદ્રને અને બીજા ઉપગ્રહોને સાથે લઇને સૂર્યની આસપાસ પ્રદક્ષિણા કર્યાજ કરે છે.

સજ્જનો અને સન્નારીઓ! જો તમે પણ સૂર્યોના સૂર્ય–જ્યોતિના જ્યોતિપ્રતિ જવાનો માર્ગ ગ્રહણ કર્યો હોય તો જેવી રીતે પૃથ્વી પોતાના ઉપગ્રહને સાથે રાખે છે તેવી રીતે તમારા ચંદ્રસમા સહવાસીને સાથે રાખી શકશો. આ તમારા એકજ શરીરને પરમાત્મ સૂર્યના પ્રકાશ, પ્રભાવ અને જ્ઞાનનો લાભ આપવા કરતાં તમારા સહચારીને પણ તેનો લાભ લેવા દેજો. એમ કરવાથી બન્ને આત્માની ઉન્નતિના તમે સાધનરૂપ થઇ પડો છો. એક શરીરદ્વારા કામ કરવા કરતાં અનેક શરીરદ્વારા કામ કરવામાં તમને સરલતા મળશે. જેમ તમારૂં શરીર ઈશ્વરનું છે તેમ એ બધાં શરીર પણ ઈશ્વરનાંજ છે. જ્યારે કોઇ મનુષ્ય કોઇ ઠેકાણે જાય છે ત્યારે પોતાના હાથ, પગ, માથું, આંખ, કાન કે નાકને કાંઈ પાછળ નથી મૂકી જતો. એવીજ રીતે વેદાન્તનો એ ઉપદેશ છે કે જ્યારે તમે સ્વર્ગીય જ્ઞાન પ્રાપ્ત કરવા જાઓ છો ત્યારે માત્ર તમારા શરીરનેજ એ સ્વર્ગીય જ્ઞાનનો લાભ મળે તેવું ન કરતાં તમારાં પુત્રકલત્રને પણ તમારાં શિર, હાથ, પગ ને આંખ કાનની પેઠે સાથે લઇજ જવાં જોઇએ. તે પરમાત્મા સાથે એકતા અને અભેદનો સાક્ષાત્કાર કરતાં પહેલાં, તમારાં પત્ની અને ગૃહસંસારનાં મનુષ્યો સાથે એકતા અનુભવતાં શીખો.

જે મનુષ્યે પોતાનાં પુત્રકલત્ર સાથે અભેદાનંદ નથી માણ્યો તે સર્વની સાથે-"वसुधैव कुटुम्बकम्" નો આનંદ કેવી રીતે અનુભવી શકે ?*

વેદાન્તના દૃષ્ટિબિન્દુથી સ્વાભાવિક અને સરલ માર્ગ તો એજ છે કે જેઓની સાથે તમારો સંબંધ જોડાયો છે તેઓની સાથેજ એકતા અનુભવવાનો તમારે પ્રારંભ કરવો જોઇએ. તમારાં જે નજદીકનાં સંબંધી અને હૃદયનાં પ્રિયતમ હોય એમાંજ તમારા આત્માનો એકાકાર કરો. તમારા સ્વાર્થોનો એમના સ્વાર્થમાં સમાવેશ કરો. સર્વનો એકજ પ્રવાહ થાય અને એકજ પ્રકારનો આનંદ અનુભવાય એમ કરો અને એવી રીતે ક્રમશઃ ઉન્નતિ પામતાં સર્વ કુટુંબોને તમારાં શરીર અને કુટુંબની પેઠેજ સમજી લ્યો. જ્યારે તમે સર્વ શરીરોને તમારાં પોતાનાંજ અનુભવશો ત્યારે તમે તેઓ સર્વને તમારી સાથે ઉન્નત કરી શકશો.

ખ્રિસ્તી લોકોના ધર્મપુસ્તક બાયબલમાં આપણે એવું વાંચીએ છીએ કે ઈસુખ્રિસ્ત પોતાના જોન નામના શિષ્યને બહુ ચ્હાતો હતો. ઈસુ તો સમસ્ત જગતને ચ્હાતો હતો, માટે એ વાક્યને આપણે જરા સામાન્ય અર્થસૂચક રીતિમાં ગોઠવીએ તો અર્થ એવો થશે કે શિષ્ય જોનની ઈસુ પ્રતિ અત્યંત ભક્તિ હતી. ઈસુદ્વારા મળતા મોક્ષમાર્ગના રહસ્યનું ગૌરવ આથીજ ઠીક સમજી શકાય છે. ક્રિયા, પ્રતિક્રિયા, આઘાત અને પ્રત્યાઘાત એ સદા સમાન અને વિરુદ્ધ હોય છે. જોનની જો ઈસુ તરફ ભક્તિ ન હોત તો ઈસુનો એના પ્રતિ પ્રેમ પણ નહોત. ઈસુ સાક્ષાત્કાર પામેલ મનુષ્ય હતો અને પિતા એટલે સર્વ સાથે એ અભેદ પામી ચૂક્યો હતો. એ એક એવી વ્યક્તિ હતી કે જેનાં મન, બુદ્ધિ, અહંકાર અને સ્વાર્થનો પરમાત્મામાં લય-સન્યાસ થઈ ગયો હતો.

જોન, પિટર, પોલ અથવા બીજો હરકોઈ શિષ્ય કે જેનું જીવન ઈસુના જીવન સાથે ઈસુપ્રતિની ભક્તિદ્વારા સંકલિત થયું છે એને ઈસુની પ્રભુતાનો આનંદ અનુભવવાનો સ્વાભાવિકજ લાભ પ્રાપ્ત થયો છે. કારણ કે પ્રેમ કે સ્નેહ વિના સંબંધ થતોજ નથી.

---

* રામસ્વામીના પોતાના સ્ત્રી, પુત્ર, ધનાદિનાં ત્યાગ અને એકાંતપ્રિયજીવન સાથે સરખાવતાં તેમનું આ કથન ઉલટા પ્રકારનું લાગે તેમ છે. છતાં સાધારણરીતે દરેક માણસ પોતે જ્યાં ઉભો હોય ત્યાંથીજ સીધો ઉંચે ચઢવાનું વધારે પસંદ કરતો હોવાથી તેને તેવોજ સીધેસીધો માર્ગ દર્શાવવો, એ વધુ યોગ્ય હોવાથી અને આ વ્યાખ્યાનના શ્રોતાઓ ગૃહસ્થાશ્રમીઓજ હોવાથી તેમને માટે આ ઉપદેશ યોગ્યજ છે. બુદ્ધ અને રામતીર્થ ઇત્યાદિ જેવા દિવ્ય કોટીવાળાઓ તો જગતમાં અપવાદરૂપ જ હોઇને તેવાઓનો ત્યાગ કેવી અસામાન્ય યોગ્યતા અને હેતુ તથા સિદ્ધાંતો ઉપર યોજાયલો હોય છે, તે વાત તેમના જેટલી યોગ્યતાએ પહોંચ્યા વિના અન્ય માણસોથી સમજી શકાવી અશક્ય છે. એટલું જ નહિ પણ જે ગૃહસ્થકોટીવાળાઓને રામે ઉપલો ઉપદેશ આપ્યો છે, તે કોટિવાળાઓ તો ઘણીવાર તેમના એ ત્યાગ કાર્યને તત્કાળમાં 'મૂર્ખતા' કે'કાયરતા' ગણવા જેટલીજ યોગ્યતા ધરાવતા હોય છે. કાળે કરીને તેમના ત્યાગનાં અસામાન્ય પરિણામો જણાતાં એજ વર્ગ પાછો તેના પગની ધૂળ માથે ચડાવી તેના નામપર આફરીન પણ થઇ જાય છે. તેટલા માટેજ સમાન્ય જનસમાજનો એ સ્તુતિ અને નિંદાને **स्तुति निंदा जगतकी दोनोंके शिर धुल** એવી ઉપમા તેવોઓએ આપેલી છે. એવી દિવ્ય કોટિવાળો માણસ પોતાના અતિ ઉચ્ચ સિદ્ધાંતો અને આચરણપૂર્વક પોતાના ગૃહકુટુંબીઓ વચ્ચે રહે તો તેની પોતાની જાત ઉપરાંત વ્યવહારપ્રિય કુટુંબીજનો માટે પણ બોજારૂપ અને દુઃખદાયક થઇ પડે એમ હોય છે, અને તેથી એટલી હદ સુધીનો અનુભવ કરવા-કરાવવાની જરૂર તેની દીર્ઘદર્શી બુદ્ધિને હોતી નથી.

ધારો કે અહીં એક એવો પદાર્થ પડયો છે કે જેમાં વિજળીની અસર છે. હવે એની પાસે કોઇ બીજો પદાર્થ રાખીશું તો તે એ વિજળીવાળા પદાર્થમાંથી વિજળીની અસર એ નવા પદાર્થમાં સહજ ઉતરી પડશે. એવીજ રીતે એ સમયના ઇસુના શિષ્યોને ઇસુ તરફના પ્રેમને લીધે ઇસુની પ્રકૃતિનો લાભ મળેલો હોવોજ જોઇએ અને ઇસુએ પોતાનો ઉદ્ધાર કર્યો છે તો આવી રીતે બીજાઓનો એના પ્રતિના પ્રેમને લીધે ઉદ્ધાર થવોજ જોઇએ.

વેદાન્તના નિયમ પ્રમાણે તો જ્યાં સુધી જીવભાવ નથી શમી જતો–જ્યાં સુધી વિશ્વવ્યાપી પ્રેમ સ્વરૂપ નથી બની જવાતું, ત્યાં સુધી સાક્ષાત્કાર થઇજ શકતો નથી. એણે સમસ્ત વિશ્વને પોતાનોજ દેહ સમજવો જોઇએ. સત્ય અથવા આત્માનો સાક્ષાત્કાર કરવાની આ પ્રથમ પાયરી છે. એનો અર્થ એ છે કે આપણે સમસ્ત વિશ્વ બનવાનું છે. એનાથી પર થવું એ ત્યાર પછીની બીજી પાયરી છે.

તમને યાદ હશે કે એક દિવસના વ્યાખ્યાનમાં બે પ્રકારના ભ્રમનું વર્ણન કર્યું હતું: એક અંતર્ગત અને બીજો બાહ્ય. અંતર્ગત ભ્રમને લીધે મનુષ્યમાં નાનાવિધ વ્યક્તિ ભેદની ભાવના અને પ્રત્યેક વ્યક્તિમાં ઇશ્વરનું દર્શન ન કરી શકવાની અંધતા ઉત્પન્ન થાય છે. આ માનસિક વ્યાધિને લીધે આપણે વિશ્વના સમસ્ત પદાર્થો અને વ્યક્તિઓ સાથે એકતાનો સાક્ષાત્કાર કરી શકતા નથી. બાહ્યભ્રમ એટલે બહારની ભિન્નતા અથવા નામ રૂપનો ભેદભાવ.

સંસારી મનુષ્યના આ બન્ને પ્રકારના ભ્રમ દૂર થવા જોઇએ. પ્રથમ પગથીયું એ છે કે સર્વ શરીરોમાં એકતા અનુભવતાં શીખવું જોઇએ. જે મનુષ્યને આ બન્ને પ્રકારના ભેદભ્રમ ભાગી પાડવા છે તેને પહેલાં તો પ્રત્યેકના આત્મા બની સમસ્ત વિશ્વ સાથે અભેદ અનુભવવો પડે છે. સમસ્ત જગતના પ્રાણી પદાર્થ, મનુષ્યવર્ગ, કીટક અને પર્વત કે સરિતા કે સમુદ્રના આત્મારૂપે એણે પોતાના આત્માનો અનુભવ કરવો જોઇએ. જેણે પોતાનાં પુત્ર કલત્ર સાથે એકતા અનુભવી છે અને એમાંથી જે સાહાચ્ય મેળવી ચૂકયો છે તે પ્રથમ ભૂમિકામાં પહોંચી ગયો છે. જ્યારે સર્વ બાહ્ય નામરૂપનો નાશ થાય છે, જ્યારે આ માયાનો નિતાન્ત અભાવ થાય છે, અને આ આ સમસ્ત જગત કે જેને પોતાના શરીરરૂપે માનતો હતો એનો નામરૂપાત્મક ભાવ નિર્મૂળ થાય છે, ત્યારે એ નિજાત્મામાં સ્થિત થાય છે. આ બીજી ભૂમિકા છે.

પહેલાં આપણે સમસ્ત જગતનો પોતાના શરીર સાથે અભેદ અનુભવવાનો છે; ત્યાર પછી એ એક શરીરના રૂપનો–સમસ્ત જગતનો સહજે આભાવ થાય છે; સત્યમાં–પરમાત્મામાં–નિજાત્મામાં તેનો વિન્યાસ થાય છે.

સાક્ષાત્કાર પામનાર મનુષ્ય પહેલાં સમસ્ત જગત બને છે; અને પછી એ જગતનો ઉદ્ધાર કરે છે. આવી રીતે એ સમસ્ત વિશ્વનો ઉદ્ધારક બને છે. તમે પોતેજ તમારા ઉદ્ધારક છો એમ વેદાન્ત કહે છે.

"ઇસુદ્વારા અમે ઈશ્વરનો સાક્ષાત્કાર કરીએ છીએ." એ વાકયનો અર્થ એવો થાય છે કે આવી સર્વની સાથે અભેદ અનુભવવાની ઇસુની સ્થિતિદ્વારાજ મોક્ષ મેળવવો. એ અક્ષર, અવર્ણનીય, અગોચર આત્મનિધિમાં તમે ઇસુની સમાધિસ્થ સ્થિતિદ્વારાજ મુક્તિ પામો છો. આવી રીતે સત્યનો સાક્ષાત્કાર કર્યા પહેલાં, એ અક્ષર આત્માનો અભેદ અનુભવવા પહેલાં, કે જે અનુભવથી એ અનિર્વચનીય–અવર્ણનીય, વાણી અને શબ્દોથી પર સ્થિતિ કે જ્યાં નામરૂપના ભેદો શમી જાય છે તે સ્થિતિએ પહોંચ્યા પહેલાં તમારે એક એવી સ્થિતિએ પહોંચવું જોઇએ કે

જ્યારે તમે તમારા આત્માને સર્વ નામરૂપ પદાર્થોમાં વ્યાપ્ત હોવાનું અનુભવતાં શીખો. આવી રીતે ઇસુની દ્વારા તમે પરમાત્મા પાસે પહોંચો છો, અને એની સાથે સર્વને ક્રમશઃ એકતા અનુભવતાં અનુભવતાં એ પરમ અવસ્થા પ્રાપ્ત થાય છે.

આ વિચારને આચારમાં મૂકવાના જે પ્રાથમિક બોધ પાઠો છે તેની શરૂઆત આવી રીતે થાય છે કે પહેલાં તમારે તમારાં માતા, પિતા, પત્ની, બાળકો અને સ્નેહીઓ સાથે અભેદ અનુભવવો જોઇએ; ત્યાર પછી ધીમે ધીમે તમારે સમગ્ર દેશ સાથે ને ત્યાર પછી સમસ્ત જગત અને વિશ્વ સાથે ઉત્તરોત્તર એકતા અનુભવતાં શીખવી જોઇએ. આ કદાચિત મુશ્કેલ લાગતું હશે, પણ તે તમે ધારો છો એટલું મુશ્કેલ નથી. કદાપિ પ્રારંભ કરવો એ મુશ્કેલ લાગશે, પણ પાછળથી તો અભ્યાસ બહુ વેગભર થવા માંડશે. જ્યારે એક માણસ માત્ર એકજવાર કોઈ બીજા પુરુષ સાથે અભેદ અનુભવે છે, અને પોતાના દેહને ભૂલી જઇ અન્યમાં વિન્યાસ પામે છે, ત્યારે તે સહજ સર્વની સાથે એકતા અનુભવી શકે છે.

અનુભવી મહાત્માઓનાં કથન છે કે પ્રકૃતિના અટલ નિયમાનુસાર જગતપરનો સર્વ પ્રકારનો પ્રેમ આપણને એક એવી સ્થિતિએ પહોંચાડે છે કે જે સમયે આપણું પ્રેમપાત્ર બાહ્ય જગતમાંથી લોપ પામે છે; જ્યારે એ પાત્રનાં રૂપ, વર્ણ, આકૃતિ કે ચિહ્ન પણ ન રહેતાં, સર્વના આધારભૂત પરમ સત્તામાં અંતઃકરણ વિશેષ અને વિશેષ લીન થાય છે.

આ વિધાનની સત્યતાના વિષયમાં સર્વનો અનુભવ સાક્ષી પૂરશે. જ્યારે આપણે વયોવૃદ્ધ થઇએ છીએ ત્યારે આપણને અનુભવ થાય છે કે આપણું પ્રેમપાત્ર-આપણા પ્રેમનું કેન્દ્ર ઉત્તરોત્તર વિશેષ સરલ, સૂક્ષ્મ અને શુદ્ધ થતું જાય છે.

સર્વ મનુષ્યોને થોડા કે વધારે પ્રમાણમાં આ રહસ્યનો અનુભવ થયોજ હશે. એમ થતાં થતાં એક સમય એવો આવે છે કે જ્યારે આપણા પ્રેમપાત્રમાં ચ્હેરાની કુરૂપતા, ચાઠાં, ચામઠાં વગેરે બહારનાં ચિહ્નો પ્રતિ જરાએ આપણું લક્ષ્ય રહેતું નથી. આપણે તો માત્ર તેના અન્તર્ગત આત્માને-પ્રેમને-હૃદયને-અંતરની પવિત્રતાનેજ ચાહીએ છીએ. શું બધાંને એવો અનુભવ નથી થયો કે આપણે આપણાં પ્રેમપાત્રોના બાહ્ય દોષો કે શરીરની ખોડ-ખાંપણનો વિચાર નહિ કરતાં માત્ર સૌંદર્યજ નિહાળીએ છીએ. જો એ વ્યક્તિમાં-એ પ્રેમપાત્રમાં જો સહૃદય પ્રેમ હશે તો આપણું હૃદય સ્વાભાવિકજ દ્રવવા માંડશે. આમ હૃદય હૃદયને આકર્ષવા લાગે છે. ત્યાર પછી એક સમય એવો આવે છે કે જ્યારે આપણા પ્રેમનું કેન્દ્ર વિશેષ સૂક્ષ્મ એટલે કે સ્થૂલ નામ, વર્ણ અને આકાર કરતાં અધિકતર વિશુદ્ધ બની જાય છે. વળી એના કરતાં પણ એક પાયરી જરા આગળ પહોંચવાનું છે. તે સમયે તમે બાહ્ય સ્થૂલ જગતમાંથી વિશુદ્ધ વૃત્તિના પ્રદેશમાં પહોંચી જાઓ છો.

ત્યાર પછી એના કરતાં પણ ઉચ્ચતમ સ્થિતિ એવી છે કે જેમાં આપણો પ્રેમ, લાગણી વૃત્તિ, મનની પવિત્રતા એ સર્વ માત્ર પ્રેમપાત્રના દર્શનમાંજ ન રહેતાં, આપણે પરમાત્મામાં-આંતર પ્રભુત્વમાં એ પ્રેમ દર્શન પામીએ છીએ, અંતરાત્માનું દર્શન કરતાં શીખીએ છીએ.

જ્યારે એ સ્થિતિ પ્રાપ્ત થાય છે; જ્યારે જગતના પદાર્થોનો માત્ર ચિત્રરૂપેજ આભાસ થાય છે; જ્યારે વસ્તુમાંથી વસ્તુની ભાવના શમી જઈ આપણે અક્ષર આત્માને એ સર્વ વસ્તુમાં જોઇ શકીએ છીએ; જ્યારે એક પદાર્થપરથી બીજા પદાર્થપર મોહિત થવાની ટેવવાળાં આપણાં નેત્રો એ બધા પદાર્થોમાંથી વસ્તુપણાની ભાવના ભૂલી જઇને આપણાં હૃદયોને સર્વ પદાર્થોની

પાછળ અદૃષ્ટ રહેલી પ્રભુતાનું દર્શન કરાવી ઉન્નત બનાવે છે ત્યારે સમસ્ત વિશ્વ સાથે અભેદ અનુભવવો બહુ સહજ થઈ પડે છે. એજ ઇસુની સ્થિતિ છે. આ ઇસુની ભૂમિકામાં થોડો સમય રહ્યા પછી એક એવી ઉત્તમ સ્થિતિ આવશે કે જ્યારે તમે પ્રભુતામાં પરિપૂર્ણ લીન થઇ જશો. આ દૈવી સ્થિતિમાં આપણું પરમાત્માની સાથે પૂર્ણ ઐક્ય-તાદાત્મ્ય થઇ જાય છે. આ સ્થિતિને નિર્વાણ તથા સમાધિની સ્થિતિ કહે છે. આ સ્થિતિમાં અંતઃકરણમાં કોઇ પણ જાતનો માનસિક વિરોધ કે વિરૂપતા રહેતાંજ નથી.

એ સ્થિતિ ઉત્તરોત્તર પ્રાપ્ત કરવામાં આપણે આપણાં કુટુંબજનો અને સાંસારિક સંબંધીઓની સાહાય્ય કેવી રીતે પ્રાપ્ત કરી શકીએ એનો વિચાર હવે કરીએ.

જેવી રીતે રોમન કેથોલિક ઈશ્વિરની પૂજા કરે છે તેવીજ રીતે હિંદુસ્તાનમાં પણ અનેક સંપ્રદાયના લોકો ઇશ્વિરની પ્રતિમા પૂજે છે. રામ અને કૃષ્ણની પ્રતિમાનું વિશેષતઃ પૂજન કરાય છે. રામ અને કૃષ્ણ હિંદુસ્તાનના ઇસુખ્રિસ્ત છે.

એકવાર એક વૃદ્ધ સ્ત્રીએ એક સાધુ પાસે જઇને પૂછ્યું કે "હું મારા ગૃહસંસારનો ત્યાગ કરીને શ્રીકૃષ્ણની જન્મભૂમિ વૃંદાવનમાં જઈને નિવાસ કરૂં તો યોગ્ય ગણાય કે નહિ?" પોતાનાં સર્વ કુટુંબબંધનો તોડી નાખી, સર્વની સાથેના વ્યવહારનો અંત લાવી, હિંદુસ્તાનના જેરૂસેલમ-વૃન્દાવનમાં જઇને ભક્ત બનવું એ શું ઉચિત હતું?

એ સ્ત્રીની સાથે એ વખતે એનો એક બાળક પૌત્ર હતો. સાધુએ પ્રશ્ન પૂછ્યોઃ-"માતા, જુઓ તો, આ નાના બાળકનાં નેત્રોમાં તમને શું જણાય છે? આ બાળકના દેહના પ્રત્યેક અવયવમાંથી તમારા પ્રતિ કેટલી શક્તિ, કેટલું ચૈતન્ય, કેવી પ્રભુતા ઝરે છે? એ શું હશે?"

સ્ત્રીએ ઉત્તર આપ્યોઃ—"એ પ્રભુજ હોવા જોઇએ. આ વ્હાલા નાના બાળકના ચિત્તમાં મોહ કે વિકારનો તો લેશ માત્ર અંશ નથી. આ બાળક તો નિર્દોષ અને પવિત્ર છે. તે રડે છે ત્યારે પણ એના રોદન અને વિલાપમાં પ્રભુના સ્વર સિવાય અન્ય સંભળાતું નથી."

વળી પાછું સાધુએ પૂછ્યુંઃ—"તમે જ્યારે વૃન્દાવન જશો ત્યારે તમારે કૃષ્ણની એકજ મૂર્તિ સાથે સંબંધ રાખવો પડશે. તમારે મૂર્તિમાં પણ પ્રભુતાનુંજ પૂજન કરવું પડશે. શું વૃન્દાવનમાં તમે જે કૃષ્ણની પ્રતિમાની પૂજા કરશો તે પ્રતિમાના જેવીજ આ બાળકના દેહની પ્રતિમા મનોહર, રમણીય અને વિશુદ્ધ નથી?"

સ્ત્રીને આથી બહુ આશ્ચર્ય થયું અને થોડો વિચાર તથા મનન કર્યાં પછી, તે એવા નિશ્ચયપર આવી કે તે હવે આ બાળકનેજ કૃષ્ણનો અવતાર માનીને, એના શરીરને કૃષ્ણનું શરીર-પ્રતિમા સમજીને પૂજન કરશે, કારણ કે ઈશ્વિરજ એ બાળકને શક્તિ અને સામર્થ્ય આપનાર છે. ઈશ્વિરજ એ બાળકના કર્ણદ્વારા કાર્ય કરે છે; એ પરમાત્માજ એ બાળકના બાળની વૃદ્ધિ કરે છે; ઈશ્વિરજ એના પ્રત્યેક અવયવદ્વારા વ્યાપાર કરે છે.

એ મહાત્માના ઉપદેશ પ્રમાણે એણે એ બાળકને પૌત્ર નહિ સમજતાં ઈશ્વિરજ સમજવા જોઇએ. એણે તેની સાથેના સર્વ પ્રકારના શારીરિક સંબંધનું વિસ્મરણ કરવું જોઇએ, તેમજ સંસારનો સર્વ સંબંધ ભૂલી જવો જોઇએ, અને તેની સાથે જે સાક્ષાત્ બંધન હોય તે કેવળ ઈશ્વિરત્વનુંજ હોવું જોઈએ. આજ વાસ્તવિક ત્યાગનું સ્વરૂપ અને માર્ગ છે.

ત્યાગનો અર્થ સંન્યાસજ નથી થતો. ત્યાગ એટલે વસ્તુમાત્રને પવિત્ર બનાવવી. બાળકનો ત્યાગ કરવો એટલે એમ નહિ કે એની સાથેનો સર્વ સંબંધ તોડી નાખવો, પરંતુ એ બાલને ઈશ્વિરજ માનવો એ ત્યાગ છે. સર્વમાંથી નામરૂપ જોવાપણું ત્યજી દઇને પ્રભુતાનો

સાક્ષાત્કાર કરવો એજ વેદાન્ત દૃષ્ટિએ તો ત્યાગ છે. વેદાન્ત તમને તમારાં પત્ની, પતિ અને બીજા સંબંધોનો ત્યાગ એવી રીતેજ કરવાનો ઉપદેશ કરે છે. વેદાન્ત એવું સમજાવે છે કે તમે તમારી પત્નીમાંથી પત્નીભાવ કાઢી નાખો; શત્રુમાં શત્રુતાનો ભાવ ન રાખો; મિત્રને મિત્રની દૃષ્ટિથી ન જુઓ; પણ એ બધાંમાં પરમાત્માનાં અલૌકિક દિવ્ય દર્શન પામો. સ્વાર્થી અંગતબંધનોનો ત્યાગ કરો; પ્રત્યેક પ્રાણી પદાર્થમાં પ્રભુને અનુભવો. પ્રત્યેક દંપતીને હિંદુશાસ્ત્રોની આજ સર્વોત્તમ આજ્ઞા છે. ધર્મશાસ્ત્રોના એ અલૌકિક નિયમોને રામે પોતાના ગૃહસ્થાશ્રમમાં આચારમાં મૂકયા હતા. પત્ની નિત્ય પ્રાતઃકાળ પહેલાં જાગ્રત થતી. જ્યારે 'રામ' સમાધિસ્થ હોય-પ્રભુતામાં લીન થઈ ગયો હોય-ઇશ્વરમાં તન્મયતા પામી ચૂકયો હોય; જ્યારે એ અમૃતનો આસ્વાદ અનુભવતો હોય ત્યારે એ ધીમે ધીમે તેની સમીપ આવતી અને પોતાના દેહની વિસ્મૃતિ કરી એ 'રામ'ની સાથે એકતા અનુભવવા સ્થિર ચિત્તથી સંમુખ બેસી જતી. એ સમયે 'રામ'ને તો શરીરની વિસ્મૃતિજ હોઇને પોતે ઈશ્વિરમાં તાદાત્મ્ય અનુભવતો હતો, એટલે પત્નીને પણ 'રામ'ના શરીરમાં ઈશ્વિરદર્શનજ થતું.

'રામ'ના કપાળ તરફ દૃષ્ટિ ટકાવી એ થોડે દૂર બેસી રહેતી. જો કે એ વિશેષ સંસ્કારી નહોતી તેથી અધિક ઉત્તમ પાયરીની સાધના તો ન કરી શકે; પણ તે પ્રણવનો જપ કરતી અને એવી રીતે તેના અંતઃકરણમાં રામની પ્રતિમાને પધરાવી એટલી તો ધ્યાનસ્થ થઇ જતી કે એના અન્ય સર્વ વિચારો નિર્મૂળ થતા. ઘણી વાર તો એ પોતાના દેહનું ભાન પણ ભૂલી જતી. એના શરીરનો રામના શરીરમાં સમાવેશ થઇ જાય છે તેવો એ અનુભવ કરતી. એ સમયે તેને એવો સાક્ષાત્કાર થતો કે રામનો આત્મા એજ તેનો આત્મા છે. એ એમ અનુભવતી કે 'રામ' સમાધિસ્થ નથી પણ હુંજ ઈશ્વિર સાક્ષાત્કારમાં નિમગ્ન બેઠી છું. 'રામ'નું ધ્યાન એજ એનું ધ્યાન હતું. આવી રીતે એ સમસ્ત વિશ્વ સાથે તાદાત્મ્ય અનુભવતી અને સમસ્ત જગતમાં એકત્વ નિહાળવાનાં શક્તિ અને સાધન પ્રાપ્ત કરી લેતી. એ વિધિથી 'રામ'ને તે સહાયક નિવડી હતી; અને 'રામ' તેનો સહાયક હતો. પત્ની પતિને કેવી રીતે સાહાય્ય કરી શકે ? જ્યારે પત્ની પોતાના પતિને ઈશ્વિરજ સમજે છે અને આવા પ્રકારના વિચારો અને આંદોલનોથી એને પોતાના પતિમાં ઈશ્વિરત્વનું દર્શન થતું હોય છે; તો પછી શું એની માનસિક શક્તિથી-પતિ સાક્ષાત પરમેશ્વર શા માટે ન થઇ જાય ? શું પતિને પણ આવા પ્રકારનો ગૃહસ્થાશ્રમ સહાયક નથી નિવડતો ? અલબત્ત આ પ્રકારનાં પતિપત્ની પરસ્પર સહાયકજ છે.

એક સ્ત્રી પોતાના પતિને 'પરમેશ્વરજ સમજે છે ત્યારે તે વિચાર-એ આંદોલન પતિને સાક્ષાત્કાર કરવામાં સાહાયક થઈ પડે છે; અને જ્યારે પતિ ઈશ્વિરનો સાક્ષાત્કાર કરે છે ત્યારે પત્નિને પણ સાહાય્યજ મળે છે. અહા ! આ કેવુ આધ્યાત્મિક લગ્ન છે ! આ કેવું મહાન્ ઐકય છે ! બન્ને એક બીજાને સાહાય્ય કરે છે અને સાહાય્ય પામે છે.

આવા આધ્યાત્મિક અભેદ દર્શનપર આધાર રાખતું લગ્ન અને એવો પ્રેમજ જગતમાં સૌથી વધુ સુખી છે. ચ્હેરાની રમણીયતા કે શારીરિક મોહના પ્રભાવને લીધે થએલા સ્નેહમાંથી ઉદ્ભવેલાં લગ્નો અને સંબંધો પરિણામે વિનાશકારકજ નિવડે છે. તેવા સંબંધો અત્યંત દુઃખકર હોય છે. આવાં લગ્નોમાંથી હૃદયની નિરાશા, ચિન્તા અને વ્યર્થ ઉપાધિજ ઉત્પન્ન થાય છે.

જે લગ્નમાં મુખાકૃતિ કે શરીરના વર્ણનું સૌંદર્ય લક્ષમાં ન લેતાં કેવળ અંતર્ગત પ્રભુનું દર્શન પમાય છે, એ લગ્નજ આધ્યાત્મિક લગ્ન છે. એ લગ્નજ સત્ય એકીકરણ કરનારૂં લગ્ન છે. એ લગ્નથીજ આનંદ અને સુખ મળી શકે છે.

એક વાર એક સ્ત્રીએ એક મહાત્મા પાસે આવીને પ્રશ્ન પૂછયો કે "મારા પતિ થોડા મહીના પહેલાં વિદેહ થયા છે, માટે એના નિમિત્તે શું કરવું જોઇએ ?" એક બીજા સજ્જને આવીને કહ્યું કે "મારૂં એકનું એક બાળક મરણ પામ્યું છે અને મારાથી વિરહદુઃખ સહી શકાતું નથી તેથી હું આપઘાત કરવા જાઉં છું." વળી એક ત્રીજા પુરુષે કહ્યું કે "મારી સ્ત્રી મરણ પામી છે તેથી હવે જીવવું નકામું છે."

સ્ત્રીને પોતાના પતિના બહુ વિચાર આવ્યા કરતા હતા; તેથી સાધુએ તેને ઉત્તર આપ્યોઃ-

"હા, તમારે તમારા પતિને માટે કાંઇક તો કરવું જોઇએ. તમારે નિરાશ ન થતાં મારા ઉપદેશ પ્રમાણે વર્તવું. જ્યારે જ્યારે તમે નિરાશ થઇ જતાં હો અથવા જ્યારે તમારા અંતઃકરણમાં તમારા પતિસંબંધી વિચારો આવવા માંડે, તેજ વખતે તમારે એકાંતમાં બેસી નેત્રો બંધ કરવાં; અને અંતઃકરણ સંમુખ તમારા પતિના શરીરની આકૃતિની કલ્પના લાવવી. મનુષ્ય પોતાના પ્રેમપાત્રની કલ્પના બહુ જલદી કરી શકે છે. જ્યારે એ મૂર્ત્તિનો તમારા અંતઃકરણમાં બહુ સારી રીતે આભાસ થવા માંડે ત્યારે જરાએ ચિન્તા કે શોકગ્રસ્ત ન થશો કે રડશો કકળશો નહિ. રોદન કરીને આંસુ ખેરવવાથી તો તમે તમારા પતિને આ જગતપર પાછો ખેંચી લાવો છો. તમે આ પૃથ્વી સાથે એનો સંબંધ જોડો છો અને એમ કરીને એને અધોગત બનાવો છો. વળી તમારી તેને મદદ કરવાની ધારણા પણ નિષ્ફળ થાય છે. નેત્રો બંધ કરીને બેસવાથી જે મૂર્તિનો આભાસ થાય એ આ જગતની પાર્થિવ મૂર્તિ નથી એમ તો તમે સહજ સમજી શકશો. એ મૂર્તિને ચૈતન્યમય માની લઇને ઈશ્વરજ સમજી લેવી. તેની સાથે વાર્ત્તાલાપ કરો; તેને કંઇ ઉપદેશ આપો; અને એને એવાજ વિચારોની સદ્બોધમાળા અર્પો કે તમે ઈશ્વર છો; તમેજ પ્રભુ છો; આ તમારા શરીરરૂપે જે તમે મારી પાસે ઉપસ્થિત થયા છો તે પરમાત્મા પોતેજ છો."

"જ્યારે આપણે ટેલીફોનના યંત્ર આગળ જઇને કાન દઇએ છીએ ત્યારે કાંઇ સાંભળીએ છીએ, પરન્તુ આપણે સારી પેઠે સમજીએ છીએ કે તેમાંથી આવતો ધ્વની એ યંત્રનો નથી પણ આપણા કોઈ સ્નેહી સંબંધીએ મોકલેલો છે. એવીજ રીતે જ્યારે તમારા પતિનું ચિત્ર જુઓ ત્યારે તમારે સમજવું જોઇએ કે એ ચિત્રમાં અંતર્ગત પ્રભુજ ભરેલો છે, અને તેથી એજ સમયે એને પણ એ સંબોધન કરવું જોઇએ કે 'તમે પ્રભુ છો; પરમેશ્વર છો.' તમારા સદ્ગત પતિને સાહાય્ય કરવાનો આજ ઉત્તમ માર્ગ છે."

આવી રીતે જો આપણે આપણાં મરણ પામેલાં સંબંધીઓનો પણ ઉદ્ધાર કરી શકીએ છીએ, તો પછી આ જીવતાં સંબંધીઓમાં આપણે પરસ્પર સહાયક થઇએ એમાં જરાએ શક નથી.

જ્યારે પતિ અને પત્ની આવા પ્રકારનું ઉચ્ચ જીવન ગાળે છે ત્યારે એ લગ્ન આધ્યાત્મિક ઉન્નતિની સાધનારૂપ અને પરસ્પર સુખરૂપજ નિવડે છે. તમે કહો છો કે સર્વ સ્થળે પતિ પોતાની પત્નીના સુખની વૃદ્ધિ કરવાની ઇચ્છા રાખતો હોય છે, અને એ હરકોઈ પ્રકારે સુખી રહે એવા ઉપાયો યોજ્યા કરે છે. અજ્ઞાનને લીધે લોકો માની લે છે કે તેઓએ યોજેલો માર્ગ વિહિત છે. તેઓ માત્ર એવુંજ સમજે છે કે પરસ્પરની ઇચ્છાઓ પૂરી પાડીને રાજી થવું એજ ઉત્તમ માર્ગ છે. પણ આ તેમની ભૂલ છે. એમ કરવાથી તો તમે તમારી જાતને તેમ બીજાને પણ અધોગત બનાવો છો. પ્રકૃતિનો એ નિયમ છે કે જે ધોરણ એકને સુખી બનાવે છે તો તે ધોરણે તમને સર્વને પણ સુખ આવવુંજ જોઇએ. જે એકને માટે ઇષ્ટ છે તે તમારે માટે પણ ઇષ્ટ હોવુંજ જોઇએ. વળી જો હું આગળ વધતો હોઉં છું તો તમે પણ આગળજ

વધો છો. મારી પ્રગતિ સાથે તમારી પણ પ્રગતિજ થાય છે. આ જગત માંદું ન પડે ત્યાં સુધી હું પણ માંદો થઇજ શકતો નથી; અને મારૂં શરીર નિરોગ રાખવાથી હું સમસ્ત વિશ્વને નિરોગ રાખી શકું છું. આઘાત અને પ્રત્યાઘાત સમાન અને પરસ્પર વિરૂદ્ધ છે.

જો હું તમને ખરેખર સુખી કરતો હોઉં તો હું પણ સુખીજ છું. એક બીજાની ઇચ્છાઓ અને વાસનાઓ તૃપ્ત કરવાથી પરસ્પર વ્યક્તિને સુખ પ્રાપ્ત થાય છે એવી જે લોકોની માન્યતા છે તે તદ્દન અવાસ્તવિક છે. એથી તો તિરસ્કાર અને હૃદયભંગજ નિવડે છે.

આવાં કાર્યોથી પતિ અને પત્ની બન્ને દુઃખી થાય છે. બન્નેને એમ લાગે છે કે અમે દુઃખી છીએ અને અમારા હૃદયમાં નિરાશા ભરી છે. એમનાં હૃદય ચિન્તા અને ભયથીજ ભરેલાં રહે છે.

પરસ્પરને સુખી કરવાના આ અજ્ઞાનભર્યા માર્ગને લીધેજ ભય, વિઘ્નો અને ચિન્તાઓ ઉત્પન્ન થાય છે. જો તમારે ખરેખર સુખી થવું હોય તો સ્વાર્થી જીવને ઉન્નત બનાવવો જોઈએ. તમારે તમારા મિત્રના સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો જોઇએ. અપ્રતિમ શક્તિ તમારે તમારી પત્નીને અર્પવી જોઇએ. અદ્‌ભુત બળનું એમાં પ્રતિબિંબ પાડવું જોઇએ. પરસ્પર જ્ઞાનનો વિનમય કરવો જોઇએ. જો તમે અન્યોન્યનાં શુભેચ્છક હો તો તમારે એકબીજાને સુખનાં સાધન આપવાં જોઇએ. એ સાધનો તે જ્ઞાન અને આધ્યાત્મિક સ્વતંત્રતા છે. તમારાં સહચારીઓને એ ઉત્તમ સાધનોજ આપજો.

પ્રત્યેકનો એ ધર્મ છે કે એણે પોતાની પત્નિને ધર્મશિક્ષણ આપવું. જે પુરૂષ પોતાની સ્રીનો અધ્યાપક કે આચાર્ય નથી અથવા જે સ્રીદ્વારા એનો પતિ ઉચ્ચ શિક્ષણ પામી ઉન્નત નથી બનતો, તે દમ્પતી જીવનમાં સુખી થતાં નથી. એથી વિરુદ્ધ વર્ત્તન કરનારી સ્રી પાપી છે. જે પુરુષ પોતાની સ્રીને માટે પોતાના ગૃહને વિશ્વવિદ્યાલય નથી બનાવતો તે પણ પાપીજ છે. એક બીજાને સુખી કરવાનો આજ સત્યમાર્ગ છે.

ઈસુખ્રિસ્તના અપૌરુષેય જન્મવિષે 'રામ'નું વિવેચન આવું છેઃ–ઈસુની માતા મેરી બહુ શુદ્ધ, પવિત્ર અને ઇશ્વિરભક્ત હતી. એ એક એવી સ્રી હતી કે જે ઇશ્વિરદર્શનની–સાક્ષાત્કારની અમુક ભૂમિકાએ પહોંચી ચૂકી હતી. પ્રભુત્વ સાથે એ એકમેક હતી. ઇસુનો પિતા જોસફ પણ બહુજ પવિત્ર પુરુષ હતો; તેણે પણ થોડે અંશે ઇશ્વિર સાક્ષાત્કાર કર્યો હતો. બન્ને યુવાન છતાં પ્રૌઢ હતાં. વસ્તુતઃ એવું બન્યું છે કે એક સમયે જ્યારે બન્ને આત્મનિમગ્ન થયાં હતાં ત્યારે એ પ્રસંગે મેરીને ગર્ભાધાન થયું અને એણે ગર્ભ ધારણ કર્યો હતો તે વાત પાછળથી તદ્દન વિસારે પડી.

આપણે ઘણી વાર એવું જોઇએ છીએ કે બાળકને રાત્રે જગાડીને દૂધ અથવા સાકર ખાવાને માટે આપીએ છીએ તો તે ખાઈ લે છે, પણ જ્યારે બીજે દિવસે સવારે પૂછીએ છીએ ત્યારે કહે છે કે, "વાહ, દૂધ સાકર કેવાં? કોણે ખાધાંજ છે? તમે મને તો આપ્યાંજ નથી. બ્હેનને આપ્યાં હશે." બાળકે દૂધ સાકર ખાધાં છે એ તો વાત સાચીજ છે, પણ તે બીજે દિવસે સવારે તદ્દન ભૂલી ગયો છે. વસ્તુતઃ વાત એવી હોય છે કે જ્યારે રાત્રિએ બાળક તે ખાય છે તે વખતે બાળકને દેહનું ભાન હોતું નથી. જેવી રીતે ઉંઘમાં ચાલનારાઓ ઉઠીઉઠીને ચાલતા ફરે છે, અનેક પ્રકારનાં કામ કરે છે, પણ જ્યારે સવારે જાગે છે ત્યારે તેમને તેમાંની કશી પણ ખબર હોતી નથી. એવીજ રીતે "રામ" નું કહેવું એમ છે કે જ્યારે જોસેફ અને મેરી બન્ને તુર્યાવસ્થામાં–દિવ્ય આત્મસત્તામાં નિમગ્ન હતાં, ત્યારેજ મેરીને ગર્ભ ધારણ થયો હતો. એ ઉત્તમ આત્મનિમગ્ન અવસ્થા એવી હોય છે કે જે વખતે શરીરનું જરાએ ભાન નથી રહેતું. પરમાત્મા સાથે તે વખતે તેમનું તાદાત્મ્ય હતું. એવીજ સ્થિતિમાં મેરીને ગર્ભ રહ્યો હતો અને જ્યારે

એ દેહભાનમાં આવી ત્યારે કારણ પૂછતાં કશુંએ નહોતી કહી શકી. ખ્રિસ્તીઓ એમ કહે છે કે એનામાં પવિત્ર આત્માએ ગર્ભધારણ કર્યો છે; એટલે કે ઇશ્વરજ્ઞાનથી એ એટલી તો પરિપૂર્ણ થઈ હતી કે એ જ્ઞાનેજ એના ગર્ભમાં નિવાસ કર્યો. આવી રીતે ઇસુ પવિત્ર આત્મા–પરમાત્માનો પુત્ર હતો. પ્રકૃતિના નિયમો તો જેવા અત્યારે છે તેવાજ તે સમયે હતા; છતાં પણ આવી રીતે આપણે કહીએ છીએ કે ઇસુ પવિત્ર આત્માનો પુત્ર હતો.

આ ઉપરથી 'રામ' કહે છે કે દરેકે એવું આચરણ કરવું જોઇએ કે જેથી પ્રત્યેક વ્યક્તિ ઇસુખ્રિસ્ત બની જાય. તમારાં અંતઃકરણને શુદ્ધ કરો. જો તમે તમારી પ્રજામાં મિલ્ટન, શેકસપિયર, ખ્રિસ્ત જેવા મહાન્ પુરુષો ઉત્પન્ન કરવા ચાહતા હો, જો તમે તમારી પ્રજાને તમારા કુટુંબની અને તમારા દેશની ઉદ્ધારક બનાવવા ઇચ્છતા હો તો તેમને અધોગત ન બનાવો. 'રામ' કહે છે કે તમે તમારાં પુત્રકલત્ર સાથે એવા પ્રકારનું જીવન ગાળો કે જેથી તમે આ ક્ષુદ્ર સ્વાર્થી ભાવનાઓથી પર એવું જીવન ગાળી શકો, અને જે જીવન હમેશાં તમને ઇશ્વરમાં મગ્ન રાખે, પ્રભુમાં તન્મય કરે. પરમાત્મામાં લીન કરે તેજ જીવન ખરૂં છે. પત્ની અને પતિ બન્ને જો પવિત્ર વિચારોનું, ઉત્તમ શક્તિ અને ઉદાર વૃત્તિઓનું સેવન કરે તો આવાં માતા–પિતાનાં સંતાનો ખ્રિસ્તજ બને. તમે ધારો તો અત્યારના જમાનામાં પણ ખ્રિસ્ત પેદા કરી શકશો.

તમારૂં ગૃહકુટુંબ સ્નેહની પરિમિત સ્થિતિથી મર્યાદિત ન થતાં સર્વત્ર વ્યાપક પ્રેમનું કેન્દ્ર બનવું જોઇએ. લોકો ગૃહને મર્યાદિત સ્નેહસંબંધોમાંજ રાખે છે તેથીજ તે સ્નેહ કે પ્રેમ બહાર વિસ્તરી શકતો નથી. ગૃહ અને પુત્રકલત્રદ્વારા પ્રેમપ્રકાશનાં કિરણો સર્વ દિશામાં વિસ્તાર પામે તે સારૂ તમારો પ્રેમ ત્યાંજ સંકુચિત ન થવો જોઇએ. તમારા પ્રેમ અને સ્નેહની સીમા તમારી પત્ની સુધીજ ન રહેવી જોઇએ. તમારા સ્વાર્થી વિચારોથી તમે તે પત્નીને પણ નીચે ઉતારી પાડો છો; અને તમે પણ સાથેજ અધોગત થઇ બન્નેનો વિનાશ કરો છો. પત્ની તમને પ્રેમ કરતાં શીખવે છે, અને તમારે એ પ્રેમને વિશુદ્ધ બનાવીને સમસ્ત જગતનું સ્વરૂપ આપવું જોઇએ. નામરૂપ અને વર્ણભેદમાંથી એ પ્રેમને ઉંડો, ઉન્નત અને વિશુદ્ધ બનાવી તેને પરાત્પર પરમાત્મા પ્રત્યેના પ્રેમનું સ્વરૂપ આપવું જોઇએ. પછી જ્યારે તમે જેને જેને એ પ્રેમભર્યા હૃદયે મળશો ત્યાં પ્રેમનુંજ દર્શન થશે, અને એજ મુખાકૃતિમાંથી ઘાસ, પુષ્પ, નંદી, શંખ, પર્વતો અને ગુહાઓમાં પ્રેમદર્શન થશે એટલે સમસ્ત જગત સાથે અભેદ પામશો.

પત્ની તમને સમસ્ત જગત સાથે એકતા કેમ અનુભવવી એ શીખવશે. પત્ની જગતની સાથેનો તાર તોડી પાડવા માટે નથી, પણ પ્રેમ સંબંધથી જગતસાથે સંયુક્ત થવાનું સાધન છે.

ગાડી હાંકનારને જો રસ્તાની માહિતી ન હોય તો રસ્તામાં ખાડાખડિયામાં ગાડી અથડાય કુટાય છે, પણ જો તેને રસ્તાની ખબર હોય તો સાવધાન રહીને ગાડી ચલાવે છે. તેવીજ રીતે તમારા સાંસારિક વ્યવહારમાં વિઘ્નો આવે છે; સંકટ, દુઃખ, અપયશ, અપઘાત પણ જરૂર આવે છે; પણ જો તમને તે સંબંધે સૂચના આપી હોય તો તમે સાવધ રહી શકો છો. ત્યારે હવે આ નિરાશા, પરાજય, આપત્તિ અને નિઃશ્વાસ ક્યારે ઉત્પન્ન થાય છે? 'રામ' તમને તે સમજાવશે એટલે તમારો ગભરાટ દૂર થશે. ઉપાય બહુ સરલ છે અને તમે તેનો સહજ રીતેજ ઉપયોગ કરી શકશો. ગણિતશાસ્ત્રના સિદ્ધાંત જેવોજ એ નિયમ પણ શાસ્ત્રીય છે. જ્યારે કોઇ પણ સ્ત્રી કે પુરુષ બાહ્ય આકાર, પદાર્થ કે જડ વસ્તુપર પ્રેમ રાખવા માંડે છે ત્યારે એને આધ્યાત્મિક નિયમ પહેલાં તો એમ કરવા દેવાની છુટ આપે છે; થોડા સમય સુધી એ જડ પદાર્થનો ઉપભોગ તે સહેલાઇથી કરી શકે છે; પણ જેવી તે જડ વસ્તુ તેના અંતઃકરણમાં

સ્થાન ભોગવવા માંડે છે–જ્યારે એ તેમાં તન્મય થઇ જાય છે, કે તરતજ એ વસ્તુ એની પાસેથી ખેંચી લેવામાં આવે છે. આ એક અચલ નિયમ છે અને એનાથી કોઇ બચવા પામતું નથી. એ વિજયી નિયમની સત્તા આગળ બીજી કોઇ પણ શક્તિ કે સત્તા નકામાં છે. અત્યંત પ્રાચીન સમયથી આજ પર્યંત આ નિયમના બંધારણ અને આચારમાં એક પણ અપવાદ થયોજ નથી.

કોઇ પણ બાહ્ય વસ્તુપર આસક્તિ રાખો; કોઈ નામ કે વ્યક્તિને વળગી રહો; કોઈ મહાન પુરુષનોજ આશ્રય રાખીને બેસી રહો; એનાપરજ તમારો બધો ભાર મૂકી રાખો; એટલે ઉપર્યુક્ત નિયમાનુસાર તમારો આધાર પાડી નાંખવામાં આવશે અને તમને અત્યંત દુઃખ થશે. તમે કોઈ એક ટેબલને અઢેલીને બેઠા હો ત્યારે ટેબલ ખસેડી લઇએ એટલે તમે પડી જશો. આ ઉપરથી આપણને એ બોધ મળે છે કે આપણે આ જડ પદાર્થોપર આસક્તિ રાખવાની નથી. આ જડ પદાર્થોજ આપણાં પ્રેમપાત્રો ન હોવાં જોઇએ. છતાં શરૂમાં આપણે આ જડ પદાર્થો વિના આપણા અંતઃકરણના પ્રેમને પોષણ આપી શકતા નથી; આ જડ પદાર્થદ્વારાજ આપણે પ્રેમ કરતાં શીખીએ છીએ; પણ જ્યારે આપણે એક વાર એ પ્રેમનો પાઠ ભણી લીધો એટલે પછી તો પ્રકૃતિ આપણને ઉપદેશ આપે છે કે એ પ્રેમને એ જડ પદાર્થપરજ ન રાખવો જોઇએ. એ પ્રેમને વિશુદ્ધ બનાવીને, પ્રબળ બનાવીને વસ્તુની અંતર્ગત રહેલા પ્રભુત્વપર પહોંચાડવો જોઇએ. **પત્નીની પાસેથી શીખેલા પ્રેમને જે પત્નીની અંદર રહેલા આત્મામાં નથી સમર્પતો તે મનુષ્યને ધિક્કાર છે.** એમ નહિ કરો તો તમે દુઃખી થશો. પતિ અને પત્ની બન્નેએ સાથેજ ઉન્નત થવું જોઇએ અને જ્યારે પત્ની આપણને પ્રેમ કરતાં શીખવે છે ત્યારે એ પ્રેમને પદાર્થમાંજ–શરીરમાંજ ન સમજી લેતાં સમસ્ત વિશ્વ–પ્રત્યેક પ્રાણી પદાર્થમાં એનું દર્શન પામતાં શીખવું જોઇએ.

પાર્થિવ ઉપભોગમાં વાવેલા પ્રેમબીજમાંથી આધ્યાત્મિક ઉન્નતિ થતી નથી; પતિ અથવા પત્નીના શરીરમાં આરોપિત પ્રેમનો તો ખારી જમીનમાં વાવેલા બીજની પેઠે વિનાશ થાય છે. જેવી રીતે બીજનું વૃક્ષ બનીને ફળ આપે છે તેવી રીતે એ પ્રેમબીજના અંકુરમાંથી ફળ ઉત્પન્ન થાય ત્યારેજ એ પ્રેમનું સાફલ્ય થયું ગણાય છે. તમે પણ એવીજ રીતે પતિ અથવા પત્નીમાં પ્રેમનું બીજ વાવો; પણ એ પતિ, પત્ની કે કોઈ જડ પદાર્થમાં વાવેલા પ્રેમબીજમાંથી ફળ અવશ્યમેવ મળવું જોઇએ. જ્યાંસુધી સંસારના પદાર્થોમાં મોહ હશે ત્યાંસુધી હંમેશાં નિરાશાજ પ્રાપ્ત થવાની. પ્રકૃતિના નિયમાનુસાર પાર્થિવપ્રેમમાંથી ઇશ્વરપ્રેમ ઉત્પન્ન થવાને થોડો સમય લાગે છે; પણ જે માણસનો કોઈ પણ વ્યક્તિ પ્રતિ પ્રેમ નથી તે ઇશ્વર પ્રતિ પણ કદી પ્રેમ કરી શકશેજ નહિ.

સામાન્ય રીતે કહેવામાં આવે છે કે ધર્મને પાર્થિવપ્રેમ સાથે કશું લેવા દેવા નથી; પણ **'રામ'** તો કહે છે કે એ બન્નેને બહુ સારો સંબંધ છે. પાર્થિવપ્રેમનો સદુપયોગ કરવાથી ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે અને એનો ઐહિક સુખમાં દુરુપયોગ કરીએ તો તેમાંથી દુઃખ ઉત્પન્ન થાય છે. વસ્તુતઃ શુદ્ધ પ્રેમથીજ ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. શુદ્ધ પવિત્ર પ્રેમ એ ઇશ્વરનુંજ નામ છે; ઇશ્વરનું સ્વરૂપજ છે.

પતિનો ઉદ્દેશ દ્રવ્ય કમાવાનો કે કુટુંબના સંબંધીઓનો દુરુપયોગ કરવાનો નહિ, પણ લગ્નસંબંધને ઉન્નત કરવાનો હોવો જોઇએ અને નહિ તો જે પદાર્થો પહેલાં ઐહિક સુખનાં સાધનરૂપ હતાં તેજ પદાર્થો અંતે દુઃખના મૂળરૂપ થઇ પડે છે. માટે એ પદાર્થોનેજ–સાધનોનેજ

સાધ્ય ન બનાવો. દ્રવ્ય તો માત્ર શીતોષ્ણથી બચવાનું, ક્ષુધાતૃષ્ણાને તૃપ્ત કરવાનું અને નિર્વિઘ્ન રહી શકાય એવું એકાન્ત સ્થળ પ્રાપ્ત કરવાનું સાધનજ છે. હવે તમે તપાસી જુઓ કે શરીરનું રક્ષણ કરવા માટે ખાવા–પીવામાં અને પહેરવા–ઓઢવામાં આપણને કેટલા દ્રવ્યની આવશ્યકતા છે ?

લોકો કહે છે કે અમને શરદી લાગી, પણ વસ્તુતઃ શરદી અમને નથી લાગતી પણ અમે શરદીને લાગીએ છીએ. રોગ તમને નથી વળગતો પણ તમે રોગને શોધી શોધી નિમંત્રણ કરીને પકડી પાડો છો. શરદી–ગરમીમાંથી બચવા માટે તમારે કપડાં પહેરવાં જોઇએ; પણ સ્મરણમાં રાખજો કે એ કપડાં શરદી–ગરમીમાંથી શરીરના રક્ષણ માટે છે. એ કપડાં સસ્તાં, જાડાં અને ટકાઉ હોવાં જોઇએ. બહુ કીમતી કપડાં પહેરવાં જોઇએ નહિ. વિલાસમય બંગલાઓને બદલે આપણે નાનાં નાનાં સુઘડ ઘરોમાં રહી શકીએ તેમ છીએ. અન્યલોકોની ઉપાધિ અને જંગલી પ્રાણીઓના હુમલામાંથી બચવા માટે અલબત્ત આપણે માટે મકાન તો જોઇએ; પણ આવાં મોહક સુંદર ભવનોની આપણને જરાએ આવશ્યકતા નથી.

મનુષ્યોએ તો પોતાનાં મકાનોની ભવ્યતા અને રમણીયતા એજ એક જીવનનો આદર્શ માની લીધો છે. પહેરવા–ઓઢવાનાં કપડાંનો પણ એવોજ હેતુ માન્યો છે. આહાર અને ખાનપાનના વિષયમાં પણ એવોજ મુખ્ય આશય સમજી બેઠાં છે. પણ વસ્તુતઃ તેમ નથી. આ બધા પદાર્થો ઇતિકર્ત્તવ્ય કે ઇષ્ટ પદાર્થો નથી; પણ સાધ્ય પ્રાપ્ત કરવાનાં સાધનજ માત્ર છે. જગતના ઇતિહાસ તરફ દૃષ્ટિ નાખતાં જણાય છે કે કેટલાક લોકો નાનાં ઝુંપડાંમાં ને મકાનોમાંજ રહેતા હતા. સાદાં લૂગડાં પહેરતા અને સાદો ખોરાક ખાતા. છતાં આવા લોકો જગતમાં મહાન પુરૂષો નિવડયા છે. તમે પ્લેટોના વિષે તો કદાચિત્ જાણતા હશો. “ પ્લેટો ” શબ્દનો અર્થ પીપ અથવા પેટી એવો થાય છે. પ્લેટોનું ઘર પણ પીપ અથવા પેટી જેવુંજ હતું. અદ્ભુત રહસ્યોનું ચિન્તવન કરવા માટે તે એ મકાનમાંજ બેસતો. મહાન પુરૂષો આવાં નાનાં મકાનોમાંજ રહેતા હતા.

એવન નદીપર સ્ટ્રેફર્ડ ગામમાં આવેલું શેકસપિયરનું મકાન જરાએ ભવ્ય નથી. એની શરૂઆતનાં જીવનમાં એ બહુજ ગરીબ હતો અને પાછળના ભાગમાં દ્રવ્યવાન થયો હતો. શરૂઆતમાં તો નાટક જોવા આવતા પ્રેક્ષકોનો સત્કાર કરીને તે દ્રવ્ય કમાતો; પણ પાછળથી એ પોતેજ મહાન નાટકકાર બન્યો હતો.

ન્યૂટન પણ બહુજ ગરીબ માણસ હતો. પુસ્તક ખરીદવા માટે કે કોઇ ગરીબને દાન આપવા માટે જ્યારે તેની પાસે દ્રવ્ય નહોતું ત્યારે એ બહુજ દિલગીર થતો ખરો, પરંતુ પોતાની નિર્ધન અવસ્થા માટે તે કદીએ શોક કે ખેદ કરતો નહિ. તમે આ ઉપરથી જોઇ શકશો કે ગરીબાઈમાં ઉછરેલા મનુષ્યો જગતમાં કેવા મહાન નિવડયા છે. હિંદુસ્તાનના આર્ય-ઋષિઓ માત્ર ફલાહાર કરીનેજ રહેતા હતા. એ ઋષિઓએજ જગતને આવું ઉત્તમ તત્ત્વજ્ઞાન–વેદાન્ત, મોક્ષ અને પ્રેમનું જ્ઞાન આપ્યું છે.

તમે પણ ભલા અને મહાન થવાનો પ્રયત્ન કરો; ભવ્ય રમણીય પ્રાસાદો બાંધવામાં તમારી શક્તિઓનો દુરુપયોગ ન કરશો. તમારાં ઘણાં મકાનો ભવ્ય અને સુંદર છે; પણ તેમાં વસ-નારાં મનુષ્યો મનુષ્ય તરીકે પામર અને નાનાં છે. હિંદુસ્તાનમાં ઘણીએ મોટી કબરો છે, પણ એથી શું થયું ? એમાં તો સડી ગયેલાં મુર્દાં, કીડા અને સાપજ ભમતા હોય છે.

મોટાં મોટાં ભવ્ય મકાનો બાંધીને અને તેમાં ઉત્તમ ઉત્તમ ફરનીચર વસાવીનેજ તમારી

કે તમારાં પત્નીની મહત્તા દેખાડવાનો પ્રયત્ન ન કરશો. તમે આ સંબંધે વિચાર કરજો. એનો વાસ્તવિક અર્થ સમજજો અને માનીજ લેજો કે જીવનનાં આદર્શ અને ઉદ્દેશ, દ્રવ્ય સંચય કરવામાં શક્તિનો દુરુપયોગ કરવો એ નહિ પણ આંતરિક શક્તિઓનો વિકાસ કરવો અને આત્મસાક્ષાત્કાર કરી મોક્ષ મેળવવો એજ છે. તમે એ સત્ય સમજીને એ દિશામાંજ તમારી શક્તિઓનો સદુપયોગ કરશો એટલે કુટુંબનાં બંધન કોઇ પણ રીતે તમને વિઘ્નરૂપ નહિ થાય.

કેટલાએક લોકો એમ બ્હાનાં કાઢે છે કે, “ અમે પોતે તો સાદાઇથી રહી શકીએ, પણ અમારે ત્યાં મ્હેમાન આવે તેનું શું ? અમારી સાદી રીતભાત, સાદું ભોજન અને જાડાં કપડાં જોઇને તેઓ શું સમજશે ? ”

**‘રામ’** આવા આક્ષેપોનો ઉત્તર આપે છે કે અરે વ્હાલાંઓ ! તમે તમારે માટે જીવો છો કે અન્યને માટે ? તમારા પોતાને માટેજ જીવતાં શીખો. તમારાં જીવનની રહેણી-કરણીમાં માથું મારવાનો એમને કે બીજાંઓને કશોએ હક્ક નથી. તમારા શરીરને માટે ખોરાક તમે પોતે ખાઓ છો કે તેઓ ખાય છે ? વળી એ ખોરાકને તમે પચાવો છો કે તેઓ પચાવવા આવે છે ? તમે તે તમારાં નેત્રોથી જુઓ છો કે તેમનાં નેત્રોથી ? તમે પોતેજ તમારૂં પોતાનું આધારકેન્દ્ર-ગુરુત્વ મધ્યબિન્દુ બનો, સ્વાશ્રયી બનો, સ્વમાન રાખતાં શીખો. **તમારા મોજ-શોખના ચાહનારા અતિથિઓના અભિપ્રાયની જરાએ પરવા ન કરો.**

**ભપકાદાર મોટાં મકાન અને સ્વાદિષ્ટ મિષ્ટાન્ન તથા નરમ નરમ પલંગ બિછાનાંનેજ તમારાં સ્વાગતનાં સાધન ન બનાવો.** લોકો એમ ડરે છે કે અમે જો અમારા અતિથિઓને સ્વાદિષ્ટ પકવાન્ન અને સુંદર પલંગ નહિ આપીએ તો અમારૂં ખોટું કહેવાશે. આથી કરીને ઘરનો માલીક પણ ઘરનું એક ઉપાંગ-સાધનજ બને છે. કૃપા કરીને આવી રીતે તમે તમારી મિલ્કતના ગુલામ ન બનો, પણ મિલ્કતને તમારે અધીન સમજી રાખો. તમારી શક્તિનો સાક્ષાત્કાર કરો.

તમારો અતિથિ આવીને પાછો જાય, ત્યારે તે તમારે ઘેરથી સુશીલ, સુસંસ્કૃત અને ઉન્નત થઇને જાય એમ કરો. એ આવ્યો હોય તેના કરતાં જાય ત્યારે વિશેષ ડાહ્યો બનીને જાય એવી યોજના કરો. તમારાં સ્વજનો પ્રતિ તમારો આજ ધર્મ છે. તમારો ગૃહસંસાર સુખી કરવાનો આજ માર્ગ છે. આવી રીતે ગૃહસંસારને સુખી બનાવવાથી કોઈ પણ ગૃહસ્થને પોતાના કુટુંબમાં વિઘ્ન આવશેજ નહિ. તમારો અતિથિ શાણો બનીને જતો હોય તો ભોજન શયન સંબંધી પરવા ન કરશો. ખાવા-પીવાના પદાર્થો કરતાં તેને કંઇ ઉચ્ચ વસ્તુઓ પ્રાપ્ત કરાવો. એને જ્ઞાન અને ડહાપણ આપો. એને તમારા પ્રેમનો આસ્વાદ લેવા દેજો. યાદ રાખજો કે હું તમને એક દમડી પણ આપતો નથી; તમારા શરીરની જરાએ સેવા કરી શકતો નથી; છતાં મારૂં એક સહૃદય, સપ્રેમ, સોત્સાહ સ્મિત તમને ઉન્નત અને ઉત્સાહી બનાવે છે. આજ ઉત્તમ પ્રકારની સેવા છે. મનુષ્યની દ્રવ્યથી સેવા કરવી એતો નજીવી સેવા છે. એ તો પત્નીને દ્રવ્ય આપીને તેની સાથે છૂટાછેડા કરવા જેવું છે. પણ પત્નીને દ્રવ્ય નહિ પણ પ્રેમની આવશ્યકતા છે. એક મનુષ્યને દ્રવ્યનીજ સાહાય્ય આપવી એ તો પાપી બનવા જેવું છે; એમ કરીને તમે તેની સાથે કપટભાવ રમો છો. તેને પ્રેમ અને જ્ઞાન આપો; તેને પ્રકાશમાં લાવો; તેને ઉન્નત કરો; આજ મહાન તથા ઉત્તમ સ્વાગત છે અને એજ તમારે કરવું જોઇએ. તમારાં પુત્રકલત્રમાં તમારે આવાજ પ્રેમનું પોષણ કરવું જોઇએ.

---



# २०—आरण्यक.

## ૧–ગ્રીસેલ્ડાની વાર્તા.

એક તરુણ, વિદ્વાન અને ઉદાર રાજપુત્ર એક દેશમાં તાજોજ ગાદીનશીન થયો હતો. ઘણા વર્ષો ચાલ્યાં ગયાં, પણ તેણે લગ્ન ન કર્યું. ગાદીનો કોઇ પણ વારસ નહોતો તેથી તે લગ્ન કરે એવી પ્રજાની પ્રબળ ઇચ્છા હતી. પ્રજાએ જ્યારે અત્યંત આગ્રહ કર્યો ત્યારે તેણે લગ્ન કરવાનું કબૂલ કર્યું, પણ કન્યાની પસંદગી પોતે જાતેજ કરવાનું રાખ્યું. એ દેશમાં પ્રેમ અને લગ્નના વિષયમાં કોઈને સ્વતંત્રતા નહોતી મળતી, રુઢિને લીધે સ્વયંવરની કે ઇચ્છાલગ્નની ભાવના લોકોમાં સમજાય તેવી નહોતી, છતાં રાજાની તો સ્વતંત્ર લગ્ન કરવાની ઈચ્છા હતી. "આપણે જો હઠ કરીને રાજાને ઈચ્છાલગ્ન નહિ કરવા દઈએ તો તે પોતાનું આયુષ્ય બ્રહ્મચર્યમાં ગાળશે" એવા ડરથી પ્રજાએ તેને તેની ઇચ્છા પ્રમાણે લગ્ન કરવાની રજા આપી. રાજાએ પોતાના અમલદારોને એક મહાન લગ્નપ્રસંગ માટે તૈયારી કરવાની આજ્ઞા આપી. ઠરાવેલા દિવસે સૈન્ય પણ તૈયાર થયું. મોટા મોટા જાગીરદાર અને અમીર ઉમરાવો પણ બહુ ઠાઠમાઠથી સાથે થયા. કીમતી પોશાકો પહેરીને રાજગાડી અને રથનાં વાહનમાં સ્વારી ઉપડી. રાજા હાથીપર બેઠો હતો. સૈન્ય અર્ધું એક તરફ અને અર્ધું બીજી તરફ એમ વ્હેંચાઈ ગયું હતું. જે રસ્તે રાજા લઇ જાય તે રસ્તે એના હુકમ પ્રમાણે સર્વેએ ચાલવા માંડયું. અતિ ઘીચ અગોચર અરણ્યનો રાજાએ રસ્તો લીધો. "આ રાજા સરોવર, વૃક્ષ કે પહાડ સાથે લગ્ન કરશે કે શું?" એમ લોકો અંદર અંદર હસતા હતા. એટલામાં તેઓ અરણ્યના એક એવા પ્રદેશમાં આવ્યા કે જ્યાં એક નાની ઝુંપડી હતી અને તેની પાસે એક સ્ફટિકમણિ જેવું નિર્મળ જળનું સુંદર સરોવર હતું. એના કાંઠાપર નૈસર્ગિક ઉપવન હતું અને એક વૃક્ષની શાખાપર લટકતા હીંચકા ઉપર એક વૃદ્ધ વિશ્રાંતિ લેતો હતો. "આ વૃદ્ધની સાથે રાજા લગ્ન કરશે કે શું?" એવી પણ કોઇને ઠઠ્ઠા કરવાની ઈચ્છા થઇ આવી. એ ઝુંપડી પાસે હાથી પહોંચ્યો એટલે રાજાએ ત્યાંજ ઉભા રહેવાની આજ્ઞા કરી. એટલામાંજ એક સુંદર તરુણ કુમારિકાએ આવીને વિશ્રાંતિ લેતા વૃદ્ધ મનુષ્યના હીંચકાને હીંચકવા માંડયો.

ગાદીનશીન થયા પહેલાં રાજા આ અરણ્યમાં અનેકવાર આવી ગયો હતો અને આ કુમારિકા પોતાના કાર્યમાં અતિ કુશળ અને દક્ષ છે તેમ તે જોઈ ગયો હતો. પોતાના પિતાની તે અત્યંત કાળજીપૂર્વક સેવા કરતી હતી. પાણી લાવીને તેને સ્નાન કરાવતી ને રાંધીને પ્રીતિપૂર્વક જમાડતી. ઝુંપડીને વાળીઝુડીને અને વાસણને માંજીને સાફસુફ રાખવાનું કામ એ પોતે બહુ સફાઇથી કરતી હતી. ઉપરાંત કામ કરતી હોય તે વેળા મધુર સ્વરથી ગાતાં બુલબુલની પેઠે સદાય આનંદી–ઉલ્લાસી અને તેજસ્વી જણાતી હતી. તેના આ આનંદી સ્વભાવની રાજાના મનપર એટલી પ્રબળ અસર થઈ હતી કે લગ્ન કરવાં તો આ કન્યા સાથેજ કરવાં એવો તેણે

સંકલ્પ કરી રાખ્યો હતો. આ પ્રચંડ સેનાને જોઇને એ કુમારિકાને અતિ આશ્ચર્ય થયું. અનેકવાર ઝુંપડી પાસેથી ઘોડાપર બેસીને નીકળતો મનુષ્ય તેજ આ રાજા હશે, એ કલ્પના એના મનમાં નહોતી ઉતરતી. આ ધાંધલ શું છે એમ તેણે પોતાના પિતાને પૂછતાં તેણે કહ્યું:–"લગ્ન માટે રાજકુમારી શોધવા સારૂ એક રાજા પરદેશમાં પોતાની સવારી સહિત જાય છે." એટલામાં તો એ રાજા હાથી ઉપરથી ઉતરીને પેલા વૃદ્ધપુરુષ પાસે આવ્યો, અને શિષ્ટાચાર પ્રમાણે પ્રણામ કર્યા. વૃદ્ધ પુરુષે પૂછ્યું: "બેટા, તારે શું જોઇએ છીએ?" રાજાનો ચ્હેરો આ પ્રશ્ન સાંભળીને પ્રફુલ્લિત થયો અને તે બોલી ઉઠયો:–"આપ મને આપનો જમાઇ કરો એવી મારી ઈચ્છા છે."

વૃદ્ધના આનંદની તો સીમાજ ન રહી. તેણે કહ્યું:–"રાજા, તું ભૂલ કરે છે; મારા જેવા એક ગરીબ–ભિખારીની કન્યાને રાણી બનાવવાની તું શા માટે ઈચ્છા કરે છે? અમે તો અત્યંત ગરીબ અને અત્યંત દરિદ્ર છઇએ."

રાજાએ ઉત્તર વાળ્યો:—"આ કુમારિકાપર મારો જેટલો પ્રેમ છે તેટલો અન્ય કોઇનાપર નથી."

"એમજ હોય તો પછી કન્યા તમારીજ છે." વૃદ્ધે સંતોષ દર્શાવ્યો.

આ વૃદ્ધ મનુષ્ય એક ઉત્તમ વેદાન્તી હતો, અને તેણે પોતાની પુત્રીને ઉત્તમ જ્ઞાન આપ્યું હતું. તેણે રાજાને કહ્યું:–"આ કન્યાને આપવાની પહેરામણીમાં મારી પાસે કશુંએ નથી; હું તો માત્ર આશીર્વાદ આપીનેજ રાજી થઈશ."

રાજાએ પોતાની સ્ત્રીને અનેક પ્રકારનાં વસ્ત્રાભૂષણ આપ્યાં, અને એ બધાંને અંગ ઉપર ધારણ કરવા કહ્યું. પિતાએ પહેરામણી ન આપી તોપણ તે કન્યા તે રાજાની સાથે ખાલી હાથે ગઇ ન હતી. તેણે પોતાની સાથે શું પહેરામણી લીધી હશે તેની તમને કલ્પના થાય છે? રત્નાલંકાર રાખવાની જે પેટી રાજાએ તેને આપી હતી તે પેટીમાં તેણે પોતાના પિતાના ઘરમાં પહેરવાના જુનાં ફાટેલાં કપડાં નાખી લીધાં અને એ પેટી પોતાની સાથે લઇ લીધી. રાજા પોતાની રાણીને લઇને ચાલી નીકળ્યો. વૃદ્ધ પુરુષ અરણ્યમાં એકલો રહ્યો, એની સેવા કરવા માટે રાજાએ ત્યાં એક નોકર રાખી આપ્યો. એ સિવાય એને રાજાની પાસેથી અન્ય કંઇ પણ લેવાની અપેક્ષા નહોતી. રાજાએ પોતાની સ્ત્રીને રાજ્યમહેલમાં આણી. તે કન્યા ગરીબકુળની હતી તેથી અધિકારી વર્ગને આ વાત ન ગમી. રાજાએ તો રાજાઓની કન્યાઓનેજ પરણવી જોઇએ એમ તેઓ સમજતા હતા. છતાં આમ ગરીબ ઘરની કન્યા રાણી બની બેઠી એટલે તેઓ તેની બહુજ ઇર્ષ્યા કરવા લાગ્યા. આવી ગરીબ કન્યાને આપણે નમન કેવી રીતે કરવું; એવા વિચારો એમને આવવા માંડયા. પણ રાણીએ પોતાના મધુર સ્વભાવ, નમ્ર રહેણીકરણી, અને પ્રેમાળ વર્તનવડે તે સર્વને એવા મોહિત કરી નાખ્યા કે ધીમે ધીમે એ બધા દરબારીઓની એના પ્રતિ પ્રીતિ વધતી ગઈ. ગમે તેવી પરિસ્થિતિ હોય તો પણ રાણી નિરંતર શાંત અને ગંભીર રહેતી. કોઇ પણ પ્રસંગે પોતાના મનની સમતા તે ગુમાવતી નહોતી.

થોડા વર્ષ પછી રાણીને એક પુત્રી અવતરી. રાજા અને રાણીને આ સુંદર કોમળ બાળક જોઇને અત્યંત આનંદ થયો. કન્યા સુમારે ત્રણ ચાર વર્ષની થઇ એટલે રાજા રાણી પાસે આવ્યો અને કહ્યું–"રાજ્યમાં બંડ ઉભું થાય તેમ છે અને એ બંડ અત્યંત અનિષ્ટકારક છે."

રાણીએ એનું કારણ પૂછયું એટલે રાજાએ કહ્યું:–"મેં જ્યારે તમારી સાથે લગ્ન કર્યું ત્યારે અમલદાર અને અમીર-ઉમરાવના મનમાં એમ લાગ્યું હતું કે હવે આ ગરીબકુળની કન્યાની કુખે ઉત્પન્ન થનાર પુત્રને રાજગાદી મળશે. આ વિચાર તેમને બહુ દુ:ખી કરતો હતો. રાજ્યપદ તો ઉત્તમ કુળમાં જન્મ પામેલનેજ મળવું જોઈએ; અને એટલા માટે હું મુખ્ય પ્રધાનના પુત્રને દત્તક લઉં એવી તેમની ઈચ્છા હતી. આપણી કન્યા મોટી થાય અને તેની સાથે સર્વના આગ્રહ પ્રમાણે આપણે તેમના પુત્રને દત્તક લેવો પડે તો પરસ્પર ઈર્ષ્યાનું બીજ રોપાય. એ ઈર્ષ્યાના કારણને કેવી રીતે દૂર કરવું, એનો જ્યારે બહુ બહુ વિચાર કર્યો ત્યારે અંતે એજ નિર્ણયપર આવી શક્યો છું કે આ કન્યાને મારી નાખ્યા વિના બીજો ઉપાય નથી." ગ્રીસેલ્ડા રાણીએ જવાબ આપ્યો: "આપના સહવાસમાં રાજ્યપદનો ઉપભોગ ભોગવવો એવી મારી પહેલેથીજ ઇચ્છા નહોતી. મારી ઈચ્છાને મેં આપનીજ બનાવી રાખી છે. મારૂં વ્યક્તિત્વ–મારાપણું એ આપનામાં પીગળી ગયું છે, અને જે થોડું ઘણું હુંપણું અવશેષ રહ્યું છે તે પણ આપની ઇચ્છા વિરુદ્ધ વર્ત્તન કરે તેવું નથી; એને આપની સેવા માટેજ રાખી મૂકયું છે. કન્યાને મારી નાખવાની આપની ઇચ્છા હોય તો તે કન્યા આપનીજ છે, આપ ચાહે તે કરો. સાચું કહેવરાવતા હો તો કન્યા મારી છે એવો વિચારજ કદી મેં મારા અંતઃકરણમાં દાખલ નથી થવા દીધો."

પોતાના પતિ તરફ રાણીની કેટલી ભક્તિ હતી અને પોતે કેવી કર્ત્તવ્યપરાયણ હતી તે તેનો ઉત્તરજ સાક્ષી પૂરે છે.

બીજે દિવસે મધ્યરાત્રિએ કન્યાને ઉપાડી ગયા અને મારાને હવાલે સોંપી દીધી. રાજાએ એ સમાચાર રાણીને કહી સંભળાવ્યા; પણ રાણી હમેશાંની પેઠે તદન શાંત, આનંદી, ઉલ્લાસિત હતી; અને કશુંએ બન્યુંજ નથી એમ સુખીજ ભાસતી હતી. ગમે તેવી પરિસ્થિતિથી તે ચળવિચળ થઈ જતી ન હતી. આનું નામ વેદાન્ત.

રાજાને એમ લાગ્યું કે હવે પ્રત્યેક જણ ખુશી થશે. પછી એક બે વર્ષ પછી રાજાને ત્યાં એક પુત્રનો જન્મ થયો. એ પુત્ર પ્રતિ તો સર્વનો પ્રેમ હતો. પણ એ પાંચ છ વર્ષનો થયો એટલે વળી પાછી રાજ્યમાં ગરબડ શરૂ થઈ.

રાજાએ રાણી પાસે આવીને કહ્યું: "અત્યારે પણ પરિસ્થિતિ પહેલાંના જેવીજ છે. પુત્ર જીવતો રહેશે તો રાજ્યમાં મોટું યુદ્ધ થશે. સુલેહ સાચવી રાખવા માટે આ પુત્રને પણ મારી નાખવો પડશે."

રાણીએ પોતાના હંમેશના આનંદી ચ્હેરે હસીને ઉત્તર દીધો:–"મારૂં પોતાનું કશુંએ છેજ નહિ. સૂર્યની પેઠે હું તો હમેશાં દાતાજ બનવાને ઇચ્છું છું. સૂર્યની પેઠે હું કશું લેતી નથી પણ આપ્યાજ કરૂં છું." જ્યારે આપણામાં કાંઈ પણ ઈચ્છા ન હોય, કોઈ પણ પદાર્થની આસક્તિ ન હોય, તો પછી આપણા આનંદમાં શાની ખોટ રહે ? સૂર્યની પેઠે આપણે તો કેવળ દાતા અને પ્રકાશિત છીએ. તે પુત્રને પણ લઇ જવામાં આવ્યો. થોડાં વર્ષ પછી રાણીને ત્રીજું બાળક ઉત્પન્ન થયું. તે બે ત્રણ વર્ષનું થયું એટલે એની પણ એજ ગતિ થઇ.

રાણી પોતાની આનંદિત સ્થિતિ કેવી રીતે ટકાવી રાખતી હતી ? રાજ દરબારમાં આવી ત્યારથી જે ઓરડામાં પોતાનાં જૂનાં ફાટેલાં કપડાંની પેટી રાખી મૂકી હતી ત્યાં નિત્ય પ્રતિ

તે જતી અને એ કપડાં પહેરી એકાન્તમાં બેસી હું પોતે કોણ છું એનો વિચાર કર્યા કરતી હતી. તે આધ્યાત્મિક દૃષ્ટિએ એ આત્મ નિરિક્ષણ કરતી અને મૂળ સ્થિતિનો સાક્ષાત્કાર અનુભવતી. શેકસપિયર કહે છે કે " uneasy lies the head that wears a crown " "મુકુટધારી મસ્તક ચિન્તાગ્રસ્તજ રહે છે." સરોવર તટપર ગાન વિહાર કરનાર પક્ષીના જેવી પોતે તો અરણ્ય કન્યા છે એનું તે વિસ્મરણ ન થવા દેતી. રાજ દરબારના ભવ્ય મહેલમાં તેને ગોંધાઈ રહેવું પડયું હતું, અને તેની સ્વતંત્રતા હણાઈ ગઇ હતી, છતાં એ પરિસ્થતિની એના મનપર જરાએ માઠી અસર નહોતી થઈ; આ વ્યવહારો તેના હૃદયને જરા પણ બંધનકર્ત્તા નહોતા થઇ પડયા. કોઈ પણ વસ્તુમાં તેણે આસક્તિ નહોતી રાખી. પોતાના સ્વતઃસિદ્ધ આત્માને આસપાસના સંયોગોમાં તેણે અલિપ્ત રાખ્યો હતો. ઇશ્વર ચિંતનમાં તે સદૈવ નિમગ્ન રહેતી હતી. એવી રીતે સર્વ વાસના–આસક્તિને દૂર રાખીને તેણે પોતાની આત્મોન્નતિ સાધી હતી. કર્ત્તવ્ય જેવું એને કશુંએ હતું નહિ. ઋણનાં બંધનોમાંથી તે સર્વથા મુક્ત થઇ હતી.

ઉદાસીન કે ખિન્ન થવાનો જ્યારે તમારાપર પ્રસંગ આવી પડે ત્યારે સર્વ આસક્તિ, સંબંધ, ઇચ્છા, ગરજને દૂર ફેંકી દેજો. એથીજ તમે મુક્ત થઇ શકશો. આવીજ રીતે એ રાણી રાજાના ભવ્ય પ્રાસાદમાં રહ્યા છતાં પણ નિત્ય ઉલ્લાસિત વૃત્તિ રાખી શકી હતી.

એક રાત્રિએ રાજાએ તેની પાસે આવીને કહ્યું, કે " આપણે આમ સંતતિને મારી નાખ્યાજ કરવું તે કેમ ચાલશે ? વળી દત્તક લેવાનો વિચાર પણ મને પસંદ નથી. મેં બહુ બહુ વિચાર કરી જોયા. છેવટે મારે બીજું લગ્ન કર્યા વિના છૂટકોજ નથી અને તે વિના શાંતિ નહિ થાય એમ નિર્ણય કરવો પડયો છે."

રાણીએ એ વાતમાં બહુ ખુશીથી સંમતિ આપી; કારણ કે તેનું સુખ રાજાપર અવલંબિત નહોતું પણ તે હંમેશાં આત્મામાંથી સુખ પ્રાપ્ત કરતી હતી. પતિ, પિતા, માતા એવાં બહારનાં સંબંધીઓમાંથી સુખ નથી મળતું એમ તે સમજતી હતી; અને તેથી પોતાના અંતર્યામી–આત્માનેજ સુખનું મૂળ સમજતી હતી. એની આવી સમાધાનવૃત્તિ જોઇને રાજાને બહુ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેણે રાણીને પૂછયું: " પછી તું શું કરીશ ? "

રાણીએ ઉત્તર આપ્યો: " આપની ઇચ્છા તેજ મારી ઇચ્છા."

રાજાએ કહ્યું: " તું અહીં રહીશ તો વળી કુટુંબમાં કલહ થશે, એના કરતાં તો તું અરણ્યમાંજ પાછી ચાલી જાય તો ઠીક થઇ પડશે."

તરતજ તેણે પોતાના કીંમતી વસ્ત્રાલંકારો કાઢી નાખ્યા, અને પોતાનાં ગરીબીનાં જૂનાં ફાટેલાં વસ્ત્ર પહેરી લઇને અરણ્યનો રસ્તો લીધો. અત્યંત આનંદથી અને ઉત્સાહ સાથે તે પોતાના પિતાને ઘેર ગઇ. પિતા પણ તેના જેટલોજ પહેલાંના પ્રમાણે આનંદિત હતો. તે ત્યાં ગઇ એટલે રાજાએ તેને માટે જે નોકર રાખ્યો હતો તે પાછો ગયો.

ફરતાં ફરતાં રાજા એક દિવસે તે ઝુંપડી પાસેથી નીકળ્યો. એ વખતે તેના મનમાં એવી ઇચ્છા ઉત્પન્ન થઇ કે એ ગરીબ સ્ત્રીને જઇને થોડું સાંત્વન આપું. એમ વિચાર કરી તે ત્યાં ગયો અને જુએ છે તો સ્ત્રી તો આનંદમાં હસતી બેઠી હતી. તેને તો કોઇ પણ જાતના સાંત્વનની આવશ્યકતાજ નહોતી. " રાજયદરબારમાં આવીને નવીન રાજપત્નીને તમે સ્વાગત

આપશો ?" આવો જ્યારે રાજાએ પ્રશ્ન કર્યો, ત્યારે તેણે ખુશીથી તે માગણીનો સ્વીકાર કર્યો. બીજા લગ્નની સર્વ વ્યવસ્થા એનેજ સુપ્રત કરવામાં આવી અને તે એણે એટલી તો સુઘટ અને ઉત્તમ રીતે કરી કે સર્વ પ્રજાવર્ગ તેનાથી બહુજ પ્રસન્ન થયો. નવીન પત્ની પહેરામણીમાં અત્યંત દ્રવ્ય અને રત્નાલંકાર લઇને આવનાર હતી. અત્યંત વૈભવપૂર્વક વાજતે ગાજતે તે રાણી આવી અને ગ્રીસેલ્ડા તથા અન્ય સ્ત્રીવર્ગે તેનું અતિ પ્રેમપૂર્વક સ્વાગત કર્યું. ગ્રીસેલ્ડા અને નવી રાજપત્નીનું જ્યારે સંમેલન થયું ત્યારે ગ્રીસેલ્ડાએ એક માતાની પેઠે તેને ચુંબન કર્યું, અને આલિંગન કરી પોતાની કન્યા પ્રમાણે તેનાપર પ્રેમ પ્રદર્શિત કર્યો. ભાવી રાણીનું સૌંદર્ય જોઇને સર્વ સ્ત્રીઓ મોહિત થઇ ગઇ; પણ જૂની રાણીનું નૈતિક સૌન્દર્ય, મનની સમતા આદિ જોઇને તો સર્વને અત્યંત આશ્ચર્ય થયું. નવીન રાણી પોતાની સાથે પોતાના બે ભાઇને લેતી આવી હતી. એ દેશની રુઢિ પ્રમાણે લગ્નપ્રીતિને માટે સર્વ લોકોને એક મોટી મીજબાની આપવાની હતી. ગ્રીસેલ્ડાએ એ મીજબાનીની સર્વ વ્યવસ્થા કરી હતી. ગ્રીસેલ્ડાનો શાંત, ઉલ્લાસિત ચ્હેરો જોઇને સર્વનાં અંતઃકરણ દ્રવીભૂત થયાં, અને સર્વનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. લગ્ન સમારંભ પૂરો થયા પછી એને પાછું અરણ્યમાં જવાનું હતું; એ કલ્પના લોકોના મનમાં અસહ્ય થઇ પડી. જેમ જેમ લોકમંડળી ભોજન કરવા માંડી તેમ તેમ ગ્રીસેલ્ડા સંબંધી વિચારો વિશેષ શાંત થવા લાગ્યા; પણ મીજબાની પૂરી થયા પછી ગ્રીસેલ્ડાનો જ્યારે વિયોગ થવાનો સમય આવ્યો, અને જ્યારે તેણે રાજા પાસે જવાની આજ્ઞા માગીને કહ્યું કે "ભવિષ્યમાં પણ કદી જરૂર જણાય ત્યારે હું અત્યંત ખુશીથી આવીશ અને આપની આજ્ઞા પાળીશ." ત્યારે સર્વ સ્ત્રીઓનાં હૃદય વિદીર્ણ થઈ ગયાં, અને નેત્રોમાંથી દડદડ આંસુ ગળવા માંડયાં. તેઓને પોતાના નિષ્ઠુરપણા માટે હવે પશ્ચાતાપ થવા લાગ્યો. સ્ત્રીવર્ગે ગદ્‌ગદિત કંઠે કહ્યું:–"માતા ! તમે કોઇ ભિખારીની કન્યા નથી પણ દેવકન્યા છો." પછી તેઓએ આ જૂનાં રાણીએ રાજ્યની શાંતિ સાચવી રાખવા માટે પોતાની સંતતિને મારી નાખવાની કેવી ધૈર્યથી રજા આપી હતી તે વાત કહી સંભળાવી, એટલે નવી રાણીને પણ રડવું આવ્યું. નવી રાણીએ કહ્યું: "તમારાં પુત્રી અને પુત્રોને મારી નાખવામાં આવ્યાં છે, અને મને તો લોહીની નદીમાં થઇને અહીં લાવવામાં આવી છે." ત્યાર પછી બધાં રાજાને ઠપકો આપવા લાગ્યાં. રાજાએ ઉભા થઇને કહ્યું: "કુલીન સ્ત્રીઓ, અમલદારો અને રાજ્યાધિકારીઓ ! ગ્રીસેલ્ડા સિવાય તમો બધાં અહીં રડવા માંડયાં છો. દુઃખની લાગણીઓથી તમને રડવું આવે છે. પ્રજાજનો ! પણ તમને દોષ નથી દેતો. તમે મારાં બાળકો છો. હું કહું છું કે મારાં નેત્રો પણ અશ્રુથી ભરાઇ ગયાં છે; પણ એ અશ્રુ શોકનાં નહિ પણ પ્રેમ અને હર્ષનાં છે. તમારાં અશ્રુને પણ એવાંજ થવા દો."

ત્યાર પછી ગ્રીસેલ્ડા તરફ વળીને તેણે કહ્યું: "સર્વ રાજ્યમાં માત્ર તું એકલીજ સુખી છે. તું તેવીજ સુખી અને આનંદી રહેજે."

હવે લોકોને બધી વાતનો ખુલાસો કરવામાં આવ્યો. નવી રાણી તેના એક નજદીકના ભાયાત રાજાની દત્તક લીધેલી કન્યા હતી. ગ્રીસેલ્ડાનાં બાળકોને હત્યા માટે મારાના હાથમાં સોંપવામાં આવ્યાં હતાં, પણ તેઓનું સૌંદર્ય અને તેજ જોઇને મારાઓ તેને મારી શકયા નહોતા. તેઓએ એ બાળકોને નજદીકના બીજા રાજાને સોંપી દીધાં હતાં. એ રાજાને સંતતિ નહોતી તેથી આવાં સુંદર બાળકો સાંપડયાં એટલે તેને અતિ લાડપાનથી પોતાનાં સમજીને

પાળી-પોષી મોટાં કર્યાં. એમાં જે એક કન્યા હતી તેજ ઉપલા રાજાને બીજીવારના લગ્નમાં પરણાવવામાં આવી હતી. મતલબકે એ કન્યા એ રાજાની અને ગ્રીસેલ્ડાની પોતાનીજ પુત્રી હતી. બધાંને આ ખુલાસો સાંભળી બહુ આનંદ થયો. પોતાની કન્યા પોતેજ પરણે એવું તો કદી બનીજ શકે નહિ, તેથી છેવટે ગ્રીસેલ્ડાજ રાણી રહિ અને તેના બાળક-પુત્રનેજ રાજ્ય પ્રાપ્ત થયું. આ ઉદાહરણથી તમે જોઈ શકશો કે ઈશ્વર હમેશાં ઉદાર છે અને તે પોતાના ઋણ (નિષ્કામ કર્મ) ને વ્યાજ સાથે પાછું આપે છે.

આ પ્રમાણે પ્રત્યેક વિવાહિત સ્ત્રીએ અને પુરુષે પ્રેમ કરવા સમયે સર્વ સંગનો પરિત્યાગ કરવો જોઇએ. એનેજ પતિવ્રત અથવા પત્નીવ્રત કહેવાય છે. એનો અર્થ એ છે કે પત્નીએ પતિમાં અને પતિએ પત્નીમાંજ નિવાસ કરવો-જીવન જીવવું. સ્ત્રીએ પોતાના પતિને ઇશ્વર માનવો અને પોતાનો દેહ તથા મન પતિને સમર્પણ કરવાં; અને પતિએ પત્નીમાં નિવાસિત ઈશ્વિરનું દર્શન કરવું. આમાં કશુંએ સ્વાર્થી કે વ્યક્તિવિષયક નથી. હિંદુસ્તાનમાં લગ્નસમારંભની યોજનાઓ અનેક પ્રદેશમાં તો નદીતટપર ખુલ્લા મેદાનમાં કરવામાં આવે છે. રમ્ય વાયુલહરિ વાય છે, અને પ્રકાશિત સૂર્ય શિરપરથી પ્રકાશ રેડે છે. પાણિગ્રહણમાં મુખ્ય કલ્પના એ છે કે પત્ની જ્યારે પોતાનો હાથ પતિના હાથમાં મૂકે છે, ત્યારે પતિ બન્ને હાથ પરમેશ્વરને અર્પણ કરે છે. ગ્રીસેલ્ડાની પેઠે સ્ત્રીઓએ અસંગ-નિરાસક્ત રહીને પોતાની જાતને ઈશ્વિરને-આત્માને અર્પણ કરવી જોઇએ.

પુરુષોએ પણ તેમજ કરવું જોઇએ. પતિ પત્નીમાં અને પત્ની પતિમાં એમ બન્ને પરસ્પર લીન થઇ જાય-પૂર્ણપણે મિશ્રિત રહે; તો વૈવાહિક સ્થિતિમાં સુખ પ્રાપ્ત થયા વિના રહેજ નહિ. પ્રેમ અને સુખાવહ આયુષ્યનું ગુહ્ય રહસ્ય એજ છે કે પોતાનું વ્યક્તિત્વ વિસરી જવું અને તાદાત્મ્ય અનુભવવું.

---

## ૨-રામ આનંદમગ્ન.

આત્માને જન્મ નથી; સૂક્ષ્મ શરીરનોજ જન્મ થાય છે. પરમેશ્વર જન્માતીત છે. વિશ્વ મારો દેહ છે; સર્વ વાયુઓ મારો શ્વાસ છે; વૃક્ષો મારા કેશ છે; નદીઓ મારી ધમનીઓ છે; પર્વતો મારાં અસ્થિ છે.

કોઇ કોઈ સ્થળે સંધ્યાકાળની લાલી લાંબો સમય રહે છે તો કોઇ સ્થળે સૂર્ય બહુ જલદી આવી ચડે છે. તમે પણ તમારી મરજીમાં આવે તે પ્રમાણે મધ્ય સ્થળે રહો કે ગમે ત્યાં વિચરો. ઇચ્છા એક શક્તિ છે. પ્રકાશ, ઉષ્ણતા, વિદ્યુત અને ધ્વનિ એ શક્તિનાં ભિન્ન ભિન્નરૂપ છે. જડ વસ્તુ પણ ચૈતન્યજ છે. લાયબનિઝ કહે છે કે પરમાણુઓ શક્તિનાં કેન્દ્ર છે. જડ પદાર્થ મારી ઇચ્છાશક્તિ છે. હિમ પણ જળ છે અને જળ પણ જળ છે; તે પ્રમાણે હુંજ આકાર છું, અને આકારમાં રહેનાર પણ હુંજ છું. તમે જ સર્વસ્વ છો. એવી ભાવના જાગૃત કરો. યોગ અને જ્ઞાન તમને શોધતું આવવું જોઇએ. પ્રત્યેક વસ્તુએ તમારી પાસે આવવું જોઈએ. લોકોની સુષુમ્ણા નાડીના સંબંધમાં બહુ ગેરસમજણ છે. મુખ્ય માર્ગ છોડીને તેઓ આડે માર્ગે ચાલ્યા જાય છે. અંગ્રેજી આઠના આંકડાને ∞ એકની ઉપર બીજો એમ ગોઠવશો

તો મીડાંના યોગથી એ માર્ગ તૈયાર થશે. આ માર્ગ ઉપરથી ઈડા અને પિંગલા એ બન્ને નાડીઓની કલ્પના સહજ થઈ શકે તેમ છે. આ નાડીઓને કેવી રીતે ઉઘાડવી એના વિષયમાં ગ્રંથોમાં પુષ્કળ વિવેચન કરવામાં આવ્યું છે. આ વિષયમાં બાર વર્ષ સુધી યોગનો અભ્યાસ કરેલા એક પુરુષને 'રામે' એનું રહસ્ય સમજાવ્યું; ત્યારે બીજેજ દિવસે તેણે આવીને કહ્યું કે "આટલા થોડા સમયમાં મને બહુ સાધ્ય થયું; અને પહેલાંના કરતાં ધ્યેયની સમીપ હું વિશેષ પહોંચી ગયો છું." સુષુમ્ણા નાડી કેમ ઉઘાડવી એવા વિચારોમાં જે લોક પોતાનો કાલક્ષેપ કરે છે તેઓ આડે માર્ગેજ ચાલ્યા જાય છે. અન્ન ઉદરમાં જાય છે; પ્રાણવાયુ અને જઠરરસનો સંયોગ થાય છે, અને છેવટે અન્ન માર્ગમાં જઈને સર્વ શરીરનું પોષણ કરે છે. આ સર્વ ક્રિયા કેવી રીતે થાય છે એ સમજવાની આવશ્યકતા નથી. અન્ન જેવી રીતે પોતેજ પોતાના કાર્યની સંભાળ રાખે છે, અને જેમ પાચનક્રિયામાં અમારે કોઈ જાતની ફિકર કરવા જેવું કે સંભાળ અને ખટપટ કરવા જેવું નથી હોતું; તેવીજ રીતે જ્યારે સાક્ષાત્કારની તીવ્ર ઈચ્છા થાય છે, ત્યારે હઠયોગમાંથી તમને કાંઈ પણ લાભ થવાનો નથી. તમે યોગ્ય દિશામાં પ્રયત્ન કરો; એટલે સર્વ માર્ગ ખુલ્લા–સ્પષ્ટ થઈ જશે. શ્વાસના નિરોધ જેવા નિરર્થક વિષયમાં સમય ન ગાળો. આવો વિધિ આવશ્યક નથી. પ્રાણનો નિરોધ થયો એટલે મનનો સંયમ થયો એમ નથી. એકલો એજ માર્ગ ગ્રહણ કરીને કોઈએ પોતાનું મન એકાગ્ર કર્યું નથી. માત્ર શ્વાસનોજ નિરોધ કરવાથી મન તાબે થશે એમ સમજવું એ ભૂલ છે;–એ ખોટું તર્કશાસ્ત્ર (Logic) છે. માત્ર શ્વાસનો–પ્રાણનો નિરોધ કરવાથીજ મનનો નિરોધ થાય છે એમ માનીને તે પ્રમાણે કરવા ઘણાઓ પ્રયત્ન કરે છે, પરંતુ પહેલાં મનનો નિરોધ કરો એટલે પ્રાણનો નિરોધ આપોઆપજ થઈ જશે.

'રામે' તો બીજી રીતેજ શરૂઆત કરી હતી. લોકોની સૂચનાને ન ગણકારતાં લોકવિરુદ્ધ માર્ગે તેણે પ્રયત્ન કર્યો હતો. તેણે આ વિષયનો અભ્યાસ પ્રચલિત પ્રણાલિકા પ્રમાણે નથી કર્યો. પહેલાં તેણે મનનો નિરોધ કર્યો એટલે પ્રાણનો નિરોધ એની મેળેજ થઈ ગયો. 'રામે' એક દહાડો એક તળાવમાં ન્હાતાં ન્હાતાં ડૂબકી મારી. બીજા મિત્રોએ પણ તેમજ કર્યું. થોડી વારમાં તે બધા બહાર નીકળી આવ્યા અને જુએ છે તો 'રામ' મળે નહિ. તેઓને લાગ્યું કે 'રામ' ડુબી ગયો હશે અથવા તો તેને કોઈ મગર ગળી ગયો હશે. તેઓ બહુ ભયભીત થઈ ગયા. પણ થોડીવારમાં 'રામ' પાણીની સપાટી ઉપર આવ્યો અને ઈચ્છાશક્તિ પ્રમાણે શ્વાસનો નિરોધ કરી શકાય છે એમ સિદ્ધ કરી આપ્યું. અંતઃકરણની એકાગ્રતાવડેજ સાક્ષાત્કાર કરવાનો–ઈશ્વરનું તાદાત્મ્ય સાધ્ય કરવાનો પ્રયત્ન કરો. શ્વાસ અથવા પ્રાણ તો તમારો નોકર છે. સમસ્ત વિશ્વના પ્રાણ તમારી અધીનતા ભોગવે છે. "મારો કીકો" "મારો બચુ" એમ કહીને મા બાપ પોતાના બાળકને નાનું બાળકજ બનાવી (દેહાત્મભાવનામાં) રાખે છે, પણ તમે એવા સ્વપ્ન–ભ્રમમાંથી જાગ્રત થાઓ.

હું ઈશ્વર છું, એ ભાવના જાગૃત કરો. વિશ્વના સ્વામી! બ્રહ્માંડના નાયક! એ મુખ્ય સત્યનોજ તમારે અનુભવ કરવો જોઈએ. સૂર્યોનો સૂર્ય, પ્રકાશોનો પ્રકાશ; તેજ હું છું; એ સત્યને અનુભવો. શું તમે નરનારી કે રાયરંક કે શ્રીમંત કે ગરીબ છો કાં? તમારી એવી ભાવના થઈ એટલેજ તમે તેવા બન્યા છો અને "હું ઈશ્વર છું" એવી ભાવના કરો એટલે ઈશ્વરજ થઈ જશો. મકાનને ચણવામાં બહુ વાર લાગે છે પણ તોડી પાડવામાં તો થોડોજ સમય લાગે

છે. દેહભાવરૂપી તુરંગ બાંધવામાં તમે બહુજ વખત લીધો છે, પણ હવે એને તોડી પાડો. તમે તો દેવોના દેવ છો. ખરા દેવનો–આત્માનો–તમારા સ્વરૂપનો હવે અનુભવ કરો. પ્રકાશોના પ્રકાશરૂપ તમારા સ્વરૂપને અનુભવો. જુઓ તમારી સમક્ષ અનેક બ્રહ્માંડો પાથરી મૂકયાં છે. ઉગતો સૂર્ય ક્ષિતિજપર આવ્યો હોય તે પહેલાં પર્વતનો દેખાવ મનને બહુજ પ્રસન્ન અને ઉન્નત કરે તેવો હોય છે. એટલે મન ત્યાં ચડ્યા પછી એ આનંદગિરિના ઉચ્ચ શિખરપરથી નીચે ઉતરશેજ નહિ. ગિલ્લીને જેમ આપણે દંડાવતી એકવાર ઉછાળીએ છીએ, અને પછી નીચે આવવા માંડતાં બીજો ઘા મારીને ઉંચે પાછી ઉછાળી દઇએ છીએ; તેવીજ રીતે મનને થોડું ઉન્નત કરીને આધ્યાત્મિક વાતાવરણમાં ફેંકી દો; એટલે તે ઇશ્વર પાસેજ પહોંચી જશે. પક્ષીઓનું મંજુલ સંગીત, વાયુની શીતલલહરિ, ઉલ્લાસકારક હવા, ઝરણનું ખળખળ વહેવું એની સાહાય્યથી મન સ્વાભાવિકપણેજ ઉન્નત થઇને પ્રસન્નતા પામે છે. એ પ્રસન્નતાની ઉન્નતિ પામ્યા પછી અંતઃકરણપૂર્વક પ્રણવમંત્રના ઉચ્ચારણથી–એ ગાનથી મનને એ પ્રસન્ન વાતાવરણમાં–ઇશ્વરમાં–આત્મામાં પહોંચાડી દો.

આયનામાં–આત્મરવિમાં દ્વૈતદૃષ્ટિથી નહિ પણ પૂર્ણ અદ્વૈત દૃષ્ટિથી જુઓ કે હુંજ પરમાત્મા છું; આત્માજ પરમાત્મા છે; હું તેજ છું. હિંદુસ્તાનના અમુક પ્રદેશમાં સ્ત્રીઓ પોતાના અંગુઠામાં નાનીશી આરસી રાખે છે અને જ્યારે મોટો આયનો પાસે નથી હોતો ત્યારે ઘડી ઘડી એ નાની અંગુઠી–આરસીમાં પોતાનું મુખકમળ જુએ છે. પોતાનો ચ્હેરો તો પોતામાંજ છે અને બહાર આરસીમાં જુએ છે તે પણ પોતાનોજ ચ્હેરો છે, અને તે પોતાનો ચ્હેરો પોતાની પાસેજ છે એમ યાદ રાખે છે. તેવીજ રીતે સૂર્ય આપણો આત્મા છે; હું સૂર્યોનો સૂર્ય છું; સૂર્ય મારો આત્મા છે; સૂર્ય મારી છાયા છે; હુંજ પ્રણવનો અર્થ છું. વાણી, હોઠ, ભાવના, કાન એ બધાં આરસીની પેઠે સાધન હોઇ આપણા નિજસ્વરૂપનેજ દર્શાવે છે.

“ બેટા, અહીં આવ ” તમારા આવા સાદા શબ્દોમાં તો શક્તિજ નથી; પણ થોડો કાળ દૂર રહેલું અને જેને મળવાને તમે આતુર થઇ રહ્યા હો એવું બાળક તમારી દૃષ્ટિએ પડતાં તો “ અરે બેટા, અહીં આવ ” આવા શબ્દો તમારી નસેનસમાંથી, રોમેરોમમાંથી નીકળી પડે છે. તમે દોડીને તેની પાસે જાઓ છો; અને પકડીને ભેટી પડો છો. આજ તમારા અંતઃકરણની ભાવનાની ચાવી છે; ખરૂં ઓળખાણ આમાંથી જોઈ શકાય છે. શરીરના રોમેરોમમાં ॐનું ગાન કરો. પ્રથમ સાવકાશ શરૂ કરો. પહેલાં ધ્વનિ કંઠમાંથી ઉત્પન્ન થાય છે; પછી હૃદયમાંથી અને ધીમે ધીમે કરતાં મેરૂદંડનાં પૃષ્ટ ભાગમાંથી ઉચ્ચારણ કરવા માંડો. પછી ત્યાં વિદ્યુત શક્તિનો આઘાત થવાથી સુષુમ્ણા (?) એની મેળેજ જાગૃત થઇ જશે. શ્વાસોચ્છ્વાસ તાલબધ્ધ થઈ જાય છે અને રોગનાં બીજ ભસ્મીભૂત થાય છે. ચંદ્રનો જેવો સૂર્યની સાથે સંબંધ છે, તેવોજ સૂર્યનો તમારી સાથે–આત્મા સાથે સંબંધ છે, એમ વેદાન્ત કહે છે. ચંદ્ર તરફ જોતાં બાહ્યદૃષ્ટિએ તેનો પોતાનો પ્રકાશ જણાય છે; પણ વસ્તુતઃ ચંદ્રનો પ્રકાશ સૂર્યમાંથીજ આવે છે. તેવીજ રીતે સૂર્યમાં પણ તેનો પોતાનો પ્રકાશ જણાય છે; પરન્તુ તે પ્રકાશ અને વૈભવ એ સર્વ તમારા પોતાનામાંથીજ તેનામાં આવે છે.

સ્વપ્નમાં તમે અનેક પદાર્થો જુઓ છો. હવે સાધારણ રીતે પ્રકાશવિના કશુંજ દેખાતું નથી; અને સ્વપ્નમાં કોઈ પણ જાતનો પ્રકાશ નથી; ત્યારે સ્વપ્નમાં હીરો દેખાડનાર પ્રકાશ ક્યાંથી આવે છે? તે પ્રકાશ શેનો ?–એજ આત્માનો પ્રકાશ. સ્વપ્નમાં દેખાતો સૂર્યનો પ્રકાશ જેમ

તમારો છે, તેમ તમારા પ્રકાશવડેજ સૂર્યનો પ્રકાશ દૃષ્ટિગોચર થાય છે. આ પ્રમાણે વેદાન્તની ભાવના છે. આ જડ સૃષ્ટિમાં સૂર્ય પ્રકાશનો-જ્ઞાનનો દ્યોતક છે. એટલે કે સૂર્યપ્રતિ દૃષ્ટિ કરવાથી, હું પ્રકાશોનો-જ્ઞાનનો પ્રકાશ છું; એમ લાગે છે. સૂર્ય રાત્રિનો પણ દ્યોતક છે. તે સર્વ ગ્રહોને પોતાની આસપાસ ફેરવે છે અને સર્વને જીવન આપે છે.

પ્રણવનો સાક્ષાત્કાર કરવાની બીજી રીત.

ૐ { अ = નિત્ય, ત્રિકાલાબાધ્ય સત્તા ( સત્ )
उ = પ્રકાશ, જ્ઞાન, ચૈતન્ય ( ચિત્ )
म् = આનંદ, સુખ ( આનંદ ) } સચ્ચિદાનંદ.

એ સંકેતલિપિ પ્રમાણે જોઇએ તો પ્રણવ (ૐ) સૂર્યમાં સુવર્ણ અક્ષરે લખેલ છે. આ પ્રણવ (ૐ) અને સૂર્ય એ જડ દ્યોતકરૂપે લખેલા અક્ષરની પેઠે મારી પ્રતિમા છે.

સૂર્ય સૌંદર્યનો પણ દ્યોતક છે; સર્વ ગ્રહોને તે પોતાના ભણી આકર્ષે છે. તે કેવો તેજ-પુંજ અને પ્રકાશમાન છે! એ આનંદનો પણ દ્યોતક છે.

હું સત્ય, વૈભવ, આનંદ છું; એનો અનુભવ કરો. સર્વ ગુણ ધર્મ મારામાંજ છે. તે હુંજ છું; સચ્ચિદાનંદ હુંજ છું; સૂર્ય તો મારી વાંકી ચૂંકી પ્રતિમા છે. હું પ્રણવની ઉપાસના નથી કરતો; પ્રણવજ મારૂં ભજન કરે છે. હું તો કુટસ્થ અને સનાતન છું, પોતાના સર્વ ભાગ વિભાગ દેખાડવા માટે અને પોતાનું સર્વસ્વ વ્યક્ત કરવા માટે આ સમસ્ત વિશ્વ મારી આસ-પાસ ફર્યા કરે છે. સૂર્ય મારા માટેજ મારી સમક્ષ પ્રકાશે છે. ખ્રિસ્તનું અંતઃકરણ, શેકસ-પિયરનું ભેજું અને પ્લેટોનું મન એ સર્વ મારા વૈભવમાંથીજ પોષણ મેળવે છે અને મારા પ્રકાશનુંજ પ્રાશન કરે છે. લોકો એમ સમજે છે કે સૂર્યને લીધે સર્વ સ્નાયુ હાલે ચાલે છે અને સર્વ કાર્ય થાય છે, પણ એ સૂર્ય તમારી દિવ્ય સત્તામાંથીજ બધું બળ મેળવે છે.

સૂર્યોના સૂર્ય-પ્રકાશોનો પ્રકાશ આત્મામાંજ નિવાસ કરો. મારા સત્તાસાગરમાંથીજ સર્વ લહરિઓ ઉત્પન્ન થાય છે. હું બાદશાહોનો બાદશાહ-શહેનશાહ છું. સર્વ ભૂપાલોના રૂપમાં, પુષ્પોના રૂપમાં હુંજ પ્રકટ થાઉં છું. સૂર્યકિરણમાં હુંજ સ્મિત કરૂં છું, વીરોના સ્નાયુમાં હુંજ વ્યાપાર કરૂં છું. સર્વત્ર મારી ઇચ્છાજ પરિપૂર્ણ થાય છે. મારા સામ્રાજ્ય અને વૈભવ-માંથીજ પ્રત્યેક પ્રાણીને અન્ન મળે છે, અને પૃથ્વી પણ તેવડેજ સૂર્યની આસપાસ ફરે છે.

કુવિચાર અને ઐહિક વાસનાને મારી પાસે આવવાનો કશો હક્ક નથી. ક્રોધ, લોભ ઇત્યાદિ ક્ષુદ્ર મનોવિકારને મારા પવિત્ર સાન્નિધ્યમાં આવવાનો અધિકારજ નથી. ઉચ્ચ અને નીચ સર્વમાં હું વ્યાપ્ત છું. પ્રેક્ષક, નટ તેમજ સૂત્રધાર હુંજ છું. ઈસુમાં છુંજ છું. અત્યંત નીચમાં પણ હુંજ છું. હું સર્વસ્વ છું. તમારો વાસના વિષય પણ હુંજ છું. ઘનગર્જનામાં પણ હુંજ ધ્વનિ કરૂં છું. સમુદ્રમાં હુંજ તાંડવ કરૂં છું. ફ્રાંકિલન, ન્યૂટન, કેલ્વરીન, ઇત્યાદિ પ્રેષિતપ્રાણોનાં હૃદયો હુંજ છું. ઉપવન અને દૃશ્યોનુ ઉદ્‌ગમસ્થાન મારા સિવાય બીજું કોઈ નથી. આવા પ્રકારની ભાવનાથી ૐકારનો-પ્રણવનો-અર્થ ઉપર પ્રમાણે સમજી લેજો. ક્રમ સાદોજ છે. પ્રણવનું ગાન કરો; અર્થને આચરણમાં મૂકો અને ઈશ્વર પ્રમાણે વર્ત્તન કરો. ક્ષુદ્ર વાસ-નાને આધીન થઈ જવું એતો શૂન્યતાની નિશાની છે. આત્મવૈભવ અને વિજયશ્રીમાં આવો.

ઐહિક વાસનાને લીધે જ્યારે તમે ક્ષુદ્ર અને વ્યગ્ર થઇ જાઓ છો ત્યારે પ્રણવગાન નથી થઇ શકતું એ નક્કી છે.

સુષુમ્ણા, સહસ્રદલ કમળ ઉઘાડવું, ઈત્યાદિ વાતોમાં સમય ન ગુમાવશો. તમને સર્વ પ્રાપ્ત થશે. તમારી પ્રગતિ બહુ વિલક્ષણ થશે. ચિંતા, ભય, અને અસ્વસ્થતાથી પર પહોંચો. સર્વ જ્ઞાન તમને પ્રાપ્ત થશે. સર્વ વિશ્વ તમારી પાસે સ્વતઃ આવવા માંડશે. પ્રત્યેક પદાર્થ તમારે શરણે આવશે. વાંકાચૂકા અને આડાઅવળા માર્ગને ગ્રહણ ન કરશો; તેમ કરવાથી તમને પશ્ચાત્તાપ થશે.

ૐ ૐ ૐ





# २१–जगतनो प्रारंभकाळ कयो ?*

સદ્‌ગૃહસ્થો અને સ્ત્રીઓરૂપ એ પ્રેમ સ્વરૂપ પરમેશ્વર !

ઘણી વખતે 'જગતનો પ્રારંભકાળ કયો ?' એવો પ્રશ્ન વિચારવામાં આવે છે. આ પ્રશ્નનો ખુલ્લો અર્થ એજ છે કે જગતની શરૂઆત કયે વખતે થઈ ? સૂક્ષ્મ વિચાર કરતાં તો આ પ્રશ્ન પોતેજ હાસ્યાસ્પદ ઠરે છે. જગત કયાંથી પેદા થયું ? આકાશની–દિશાઓની–શરૂઆત કયાંથી થઈ ? આ પ્રશ્નોના ઉત્તર આપવાનો યત્ન કરવો હોય તો ભલે બીજા ચતુર મનુષ્યો કરે અને તેજ પ્રમાણે જગત કેવી રીતે નિર્માણ થયું એ પ્રશ્નનો નિર્ણય કરવાની જેને જરૂર હોય તે ભલે કરે. મારે તો એવા સવાલ જવાબો માટે કાંઈ કરવાનું છેજ નહિ. હું તેના વિચારોની માથાકુટ કરવા બેસતો નથી. ઘણાએ લોક એવા પ્રશ્નોની માથાફોડ કરવામાં વખત ગાળે છે, પણ તેમાંથી ફળ શું થવાનું ? વિચારતાં વિચારતાં એ પ્રશ્નો સુધી પહોંચ્યા એટલે એવી શંકાઓ અને પ્રશ્નોના પૂછનારની અવસ્થા, જાણે કે દુર્ભેદ્ય પથ્થરની દિવાલ પોતાની સામે આવીને ઉભી હોય અને અટકી જવું પડે, તેવીજ થાય છે.

ધારો કે મારા હાથમાં આ એક ચીમટો છે. એ ચીમટાથી આ કે પેલી ચીજ પકડી શકાય છે, પણ તે ચીમટો પોતાને ઝાલનારા હાથની તરફ વળીને તે હાથને પકડી શકે એમ તો નથી જ. એજ ન્યાયે કાળ, દેશ અને નિમિત્ત એ ત્રણે પદાર્થવડે આ નામ–રૂપાત્મક જગતના પદાર્થો જાણી શકાશે ખરા, પરંતુ જગતથી પર એવો જે આત્મા છે તે તો નામ અને રૂપથી રહિત હોવાથી એ સાધનોવડે જાણી શકાય તેમ નથી.+

### અતીન્દ્રિય જ્ઞાન જ્ઞાનેન્દ્રિયોને શી રીતે થાય ?

એક વખતે એક ઔષધશાળામાં ચાર મનુષ્ય આવ્યાં. તેમની આંખમાં જન્મથીજ મોતીઆ પડયા હતા. શસ્ત્રપ્રયોગથી તેઓને તે કઢાવવાના હતા. તેઓને બિલકુલ સૂઝતું નહોતું. તેઓને નસીબે માત્ર બાકીની ચાર ઇંદ્રિયોથીજ સર્વ કામકાજ કરવાનું સૂજાયલું હતું. એક સમયે તે મનુષ્યો વચ્ચે બારીના કાચના રંગ બાબત તકરાર પડી. એક કહે મારો દીકરો કૉલેજમાં શીખે છે, તે અહીંઆં આવ્યો હતો, તે આ કાચનો રંગ પીળો કહેતો હતો, તેથી હું કહું છું કે એ કાચનો રંગ પીળોજ હોવો જોઇએ. બીજો બોલ્યો: મારા ભાઈ શહેર સુધરાઈ ખાતાના પ્રમુખ છે, તેઓ પરમ દિવસે મારે ત્યાં આવ્યા હતા, એમણે બારીના કાચને લાલ રંગનો કહ્યો હતો. તેઓ ઘણા કાબેલ અને માહિતીવાળા છે. ત્રીજો બોલ્યો: મારો ભત્રીજો કૉલેજમાં અધ્યાપકનું કામ કરે છે, તે મને મળવા આવ્યો ત્યારે એ કાચને લીલા રંગનો કહેતો હતો. એવો મોટો માણસ કદિ ખોટું બોલેજ નહિ. ચોથા માણસે પોતાના કોઈ ઓળખિતાનું પ્રમાણ આપી કાચને જાંબુડીઆ રંગનો કહ્યો. આ પ્રમાણે મતભેદ પડવાથી તે કાચના રંગની તપાસ તે બધાઓએ જાતિ અનુભવથીજ કરવા માંડી.

---

* બુધવાર, તારિખ ૬ ઠ્ઠી એપ્રિલ સને ૧૯૦૪ ને રોજ આપેલું ભાષણ.

+ " निर्विकल्पमनन्तं च हेतु दृष्टान्त वर्जितम् ॥ " श्रुति.

પ્રથમ તો તેઓએ એ કાચને જીભથી ચાટી જોયો, પણ જીભે તો સ્વાદ જણાય, કાંઈ રંગ જોવાય નહિ. પછી તેઓએ એ કાચને ખખડાવી જોયો, પરંતુ ખખડાવાથી તો કાનવડે અવાજ જણાય; કાંઈ રંગ જોઈ શકાય નહિ. તે પછી તેઓએ તે કાચને સુંઘ્યો; પણ નાકથી તો ગંધ માલૂમ પડે, રંગ જોવાય નહિ. રંગ તો ચક્ષુવડેજ દેખાય, પણ એકે જણને ચક્ષુ હતું નહિ, એટલે જીભ, નાક, કાન અને ચામડી, આ ચાર જ્ઞાનેન્દ્રિયોથી કાચનો રંગ શી રીતે પરખી શકાય ? ઇંદ્રિયોવડે આ જગતના કારણરૂપ બ્રહ્મને જાણવાનો આપણો યત્ન પણ એવીજ જાતનો છે. ઇંદ્રિયોવડે સર્વ વ્યાપક અને અનન્ત બ્રહ્મનું જ્ઞાન મેળવવું એ કેટલું અસંભવિત છે ? તેમ થાય તો બ્રહ્મને પોતાનું અનંતપણું છોડી દઇ જ્ઞાનેન્દ્રિયોનો વિષય થવું પડે. પણ એમ થવું એ ત્રણે કાળમાં અસંભવિત જ છે. અદ્વૈત આત્મજ્ઞાન એટલે કે પરમાત્મ-સાક્ષાત્કાર થયા સિવાય બ્રહ્મના અનંતપણાનું જ્ઞાન થઇ શકતુંજ નથી.

જુઓ, આ મારા હાથમાં એક દીવાસળી લઉં. હાથ સાથે સરખાવતાં તે બહુજ નાની અને જડ છે; અને તેથી તે પોતાને પકડનાર હાથને જાણી શકશે નહિ. એજ પ્રમાણે જગતથી પર અને અમાપ એવું જે પરમાત્મતત્ત્વ કે જે ઇંદ્રિયોનો વિષય નથી-જે ઇંદ્રિયોથી પર છે, તેને ઇંદ્રિયો કદિ પહોંચી શકનાર નથી. ઉપરના દૃષ્ટાન્તમાં વિના ચક્ષુએ કાચનો રંગ જોવાના યત્ન જેવોજ ઇંદ્રિયોવડે આત્માને જાણવાનો પ્રયત્ન છે. એ આંધળાઓની પાસે રંગ જોવાનું સાધન જે આંખો જોઇએ તે તો હતી જ નહિ, એટલે દરેક જણ ગમે તેનું પ્રમાણ આપી પોતાનું મત મજબૂત કરતો હતો.

“ બે ભાગ હાઇડ્રોજન વાયુ સાથે એક ભાગ પ્રાણવાયુના સંયોગથી પાણી તૈયાર થાય છે ” આ વાત મને કહેવામાં આવી, તેથી મેં તે જાણી. પણ અમુક વાત સાંભળવા માત્રથી જ તે વાતનું ખરૂં-અનુભવસિદ્ધ જ્ઞાન થયું એમ શી રીતે કહી શકાય ? બધા રસાયનશાસ્ત્ર જાણનારાઓ એ વાત કહે છે, પણ મારી જાતે પ્રયોગશાળામાં જઇ પ્રત્યક્ષ પ્રયોગ કરી જોઉં નહિ ત્યાં સુધી મને એ સિદ્ધાન્ત ઉપયોગમાં આવે નહિ. બધી બાબતોમાં આપણો જાતિ અનુભવ એ જ ખરૂં પ્રમાણ છે. શ્રીકૃષ્ણ, ઇસુ કે બુદ્ધના આપ્તવાક્યમાં માત્ર અંધશ્રદ્ધા રાખવાથી જ મારૂં કામ થનાર નથી. મોટા પુરૂષોનાં વચન પ્રમાણે અનુભવ ન કરી જોતાં માત્ર તેને ખરાં માનીનેજ બેસી રહેવાથી કાંઈ અમારા મનનું સમાધાન થનાર નથી. “ જાતિઅનુભવ ” એજ સત્યની ખરી કસોટી છે. એક માણસ કહેતો હતો કે તેના બાપનો જઠરાગ્નિ બહુ તેજ છે, અને મારૂં ખાધેલું અન્ન તે પચવી આપશે; પણ એમ તો થતુંજ નથી. દીકરાનું અન્ન દીકરે જાતેજ પચવવું જોઈએ. જગતમાં અવતરેલા મોટી મોટી બિભૂતિવાળા મહાત્માઓને મારા નમસ્કાર છે, પણ મારૂં અન્ન જેમ તેઓ મને પચવી આપી શકનાર નથી; તેવી રીતે ઈશ્વરની સાથે મારી એકરૂપતા મારા યત્ન વિના તેઓથી કરાવી આપી શકાશે નહિ. એ એકરૂપતા તો મારે જાતેજ સાધ્ય કરવી જોઈએ આ વિષયનું વધારે વિવેચન આગળ ઉપર કરાશે.

નાસ્તિક અને પ્રત્યક્ષવાદીઓ કહે છે કે, ‘જગતના તાત્પર્યની-ગૂઢ તત્ત્વની ચોકસી અમે અમારી જાતેજ કરી લઇશું ’ પણ તેમની નજર કેટલે સુધી પહોંચી શકે છે, તે આપણે તપાસીએ. તેમને આપણે દીવાસળી આપીએ અને કહીએ કે તે દીવાસળીમાં અગ્નિ છે; પણ તેને દીવાસળીમાં અગ્નિનો પ્રકાશ દેખાતો નથી. તેને ક્યાં શોધવો ? પછી તે દીવાસળીના

નાના નાના ટૂકડા કરી નાંખે છે અને તપાસે છે, પણ પ્રકાશનો પત્તો મળતો નથી. વળી તે સળીનો ઝીણો ભૂકો કરી તપાસે તોપણ અગ્નિ-પ્રકાશ જડતો નથી. આવીજ રીતે આત્માને શોધવાને માટે કોઈ શરીરના ટુકડે ટુકડા કરીને તપાસે તોપણ ચૈતન્યનો પત્તો લાગશે નહિ. હાડકાંનો બારિક ભૂકો કરી જુઓ, પણ જીવનનું મૂળતત્ત્વ તેમાંથી જડી શકશે નહિ. આટલી મહેનત કર્યા પછી તે સ્વાભાવિકજ બોલી ઉઠે છે કે, "હુંપણું" અર્થાત્ આત્મ તત્ત્વ-રૂપી સદ્‌વસ્તુ હોવી તો જોઈએજ, પણ તે વસ્તુ જાણી શકાય એવી નથી. નાસ્તિકવાદીનું આ વચન તેની દૃષ્ટિથી બરોબરજ છે. તેની બુદ્ધિના પ્રમાણમાં તે બરોબરજ છે. તેને વ્યષ્ટિજ્ઞાન-વ્યાવહારિક જ્ઞાન ઉત્પન્ન થએલું છે ખરૂં, પણ વ્યાપક સમષ્ટિજ્ઞાન-બ્રહ્મજ્ઞાન થએલું નથી. પોતાની અહંવૃત્તિના વ્યષ્ટિજ્ઞાનવડેજ જગતમાં વ્યાપેલું અવિનાશી અનંત તત્ત્વ કેવું છે તે સમજવાને તે પ્રયત્ન કરે છે; પણ એ તો ખુલ્લુંજ છે કે તે તેનાથી જાણી શકાવાનું નથી. વ્યાવહારિક સારાસાર વિચારશક્તિની એવીજ સ્થિતિ થાય છે. આ જગતમાં વ્યાપ્ત એવું કોઈ અવ્યય અને અવિનાશી તત્ત્વ છે, એટલુંજ માત્ર એ વિચારશક્તિથી સમજાય છે; પણ તે તત્ત્વ પોતે શું છે એ વાત વ્યાવહારિક વિચારબળથી સમજી શકાતી નથી. જેમ કોઈ પાછળથી આવી મારી આંખે પાટો બાંધે તો હું જાણું કે તે કોઈ માણસજ હશે અને તે સ્નેહીજ હોવો જોઈએ, કારણ કે કોઈ અજાણ્યું-પરજન આવી ચેષ્ટા કરી શકે નહિ. અનુમાનથી તો માત્ર એટલુંજ જ્ઞાન થઈ શકે, પણ તે કોણ હશે અને કેવું હશે? તેનું પ્રત્યક્ષ જ્ઞાન થાય નહિ. જેમ કોઈ માણસ ભીંતમાં દડો મારે તો તે ભીંતમાં પેસીને તેની પાર જઈ શકતો નથી, પણ અફળાઈને પાછોજ પડે છે એવીજ ગતિ વ્યાવહારિક વિચારશકિતની થાય છે. બરાબર એવીજ સ્થિતિ વિચારશક્તિની થાય છે. આપણી મર્યાદિત-સંકુચિત વિચારશક્તિ અનંત બ્રહ્મમાં પ્રવેશ કરવાને અસમર્થ થાય છે. એ અસમર્થપણું તેજ સર્વથા યથાર્થ છે, કારણ કે જો બ્રહ્મનું જ્ઞાન આપણને થઈ શકે તો તેનું '**एकमेवाद्वितीयम्**' એવું જે વર્ણન છે તેને બાધ આવે, અને બ્રહ્મ અને તેને જાણનાર આપણે બંને બ્રહ્મ નહિ એમ ઠરે, તથા અદ્વૈતભાવ ટળી તત્કાળજ દ્વૈતભાવ થાય. કેવળ સર્વાત્મજ્ઞાનથીજ વ્યાપક અનંત બ્રહ્મ સિદ્ધ થઈ શકે છે.

## સત્સંગનો મહિમા.

હવે ઈશ્વરનો સાક્ષાત્કાર-આત્માનુભવ શી રીતે થાય છે તેનો આપણે વિચાર કરીએ. એ વિચારતાં પહેલાં એકાદ નાના બાળક વિષે થોડો વિચાર કરી લઈએ. નાના બાળકને 'હુ' 'મારૂં' 'તારૂં' કે આ જગત એવી કશી વૃત્તિ થતી નથી, તેમ તેનું ભાન પણ તેને હોતું નથી. તેને પોતાના વિષેનું-વ્યષ્ટિ જ્ઞાનજ નથી, તો સમષ્ટિ જ્ઞાનની તો વાતજ શી ? ધારો કે આપણી પાસે એવું કોઈ એક બાળક છે. હવે "એ બાળકને સમજણ નથી તે આવવા દો, પછીજ હું તેની સાથે બોલચાલ કરીશ," એવો વિચાર આપણે કરીશું ખરા ? નહિજ. તેને પોતાની આજુબાજુની વસ્તુઓનાં નામ આવડે, તેનું ઓળખાણ થાય, તે પછીજ આપણે તે વસ્તુઓની સમજણ તેને પાડીશું, એવી ધારણા આપણે કરીએ છીએ ? નહિજ. બાળક નાનું હોય છે ત્યારથીજ આપણે તેનું નામ પાડીએ છીએ. તેને 'ગોવિંદ' 'રમેશ' આદિ નામથી બોલાવીએ છીએ. ઘરનાં મોટેરાં પણ તેને તેજ નામથી બોલાવે છે, ઓળખે છે, અને તેની સાથે જૂદી જૂદી ચીજો અને નવાં નવાં માણસોની વાતચીતો કરે છે. આ ચીજ સારી છે અને આ વસ્તુ મીઠી છે એમ તેને કહે છે. અમારૂં બાળક કેવું હોંશીઆર, ચાલાક,

આવડતવાળું અને સમજણું છે? આવું આવું કહીને તેને બોલ બેટા, 'મા' 'બાપા' બોલ, એમ બોલીને આપણે તેને બોલતાં શીખવાડીએ છીએ. થોડોક વખત જતાં બાળક મોટું થતું જાય છે; અને તેને તોતડું, કાલું. કાલું બોલતાં આવડે છે. આમ તેમ રમતાં, ફરતાં તેને આવડે છે. 'મા' 'બાપા' શબ્દો તેને કાને વારંવાર પડતા હોવાથી, તે શબ્દોનું અનુકરણ કરી તે બોલવા યત્ન કરે છે. દીકરો 'બાપા' બોલવા લાગે છે. એટલે બાપ દીકરાને 'અહીં આવ' કહે છે. આ બાપનું 'અહીં આવ' બોલેલું બાળક થોડું સમજે છે ? પણ બાપ પોતાના હાથ લાંબા કરી હસતે મ્હોંએ, મોટા ઉમંગે તે બાળક તરફ જોતો હોય છે, તે જોઈને બાપા પોતાને બોલાવે છે, એવું તે બાળકને સમજાય છે; અને તેથી તે તેની પાસે જાય છે. એ પ્રમાણે જેમનામાં વ્યષ્ટિજ્ઞાન જાગૃત થયું છે એવા વડીલોના સહવાસ-પરિચયથી બાળકનું સામાન્ય વ્યવહારજ્ઞાન વિકાસ પામતું આપણા જોવામાં આવે છે. એજ ન્યાયે વિશ્વમાં જે સર્વ ભૂત માત્રને આત્મામાં જુએ છે યાને જેમને આત્મસાક્ષાત્કાર થયો છે, એવા સત્પુરૂષોના સહવાસથીજ આત્માના સત્ય વ્યાપક સ્વરૂપનો સાક્ષાત્કાર-અનુભવ થઇ શકે છે.* સહવાસ વા સંગનું કેવું બળવાન પરિણામ આવે છે એ તો આપણા અનુભવની વાત છે. કોઇ ક્લેશી અને દુઃખીની સોબતમાં રહેવાથી આપણને પણ ઉદ્વેગજ થાય છે અને કોઇ ગમ્મતી, ઉલ્લાસીના સહવાસ અને સંગથી આપણને પણ ઉલ્લાસ અને આનંદ થાય છે. એજ પ્રમાણે સત્સંગનું ફળ પણ સમજવું. કોઈ તત્ત્વદર્શી મહાનુભાવના ગ્રંથો વાંચવાથી, તેમની સાથેની પ્રત્યક્ષ વાતચીતથી, કિંવા વિશ્વની અલૌકિકતા તથા સૃષ્ટિસૌન્દર્ય જોવાથી પણ આત્માનુભવ જાગ્રત થાય છે. બાપ દીકરાને 'ગોવિંદ' 'ગોવિંદ' કે 'રમેશ' કહી બોલાવે છે; અને તે ગોવિંદ વા રમેશ થાય છે. તેને 'રામ' કહી બોલાવીએ તો તે રામ થાય છે. શું એમ થતું નથી ? તેજ મુજબ ઓરડામાં છોકરાં જ્યાં ઉંઘી ગયાં હોય ત્યાં જઇ, 'ગોવિંદ' કહી હાંક મારીએ તો ગોવિંદજ જાગીને જવાબ આપે છે. 'રામ' જવાબ આપતો નથી. 'રામ' તો ઉંઘ્યાજ કરે છે.

## ચમત્કારમાં શું આવી ગયું ?

આત્મજ્ઞાનીને અથવા સમ્યગજ્ઞાનીને કેટલીક વખતે એમ કહેવામાં આવે છે કે " અહો મહાત્મન્ ! આપને ઈશ્વરસાક્ષાત્કાર થયાનું આપ કહો છો ત્યારે તો આપ અમોને કાંઇ ચમત્કાર કરી બતાવો. આ આખું વિશ્વ ઈશ્વરે સરજ્યું, પણ તમારાથી તો એક તરખલુંએ પેદા થતું નથી. આપને જ્યારે ઈશ્વરપણાનું અભિમાન છે ત્યારે આપનામાં તેવી કોઇ આવડત વા દિવ્ય-શક્તિ હોય તો તે પ્રત્યક્ષ કરી બતાવો." પણ આવું કહેવું એ મૂર્ખાઇભરેલું છે. ઇસુ ખ્રિસ્તને પણ આમ લાલચમાં લપેટવાનો પ્રયત્ન નહોતો કરવામાં આવ્યો ? સેતાને તેમને પર્વત ઉપરથી પડતું મૂકવાનાં વચનો કહીને શું લલચાવ્યા નહિ હતા ? જીસસે તેનાં મેંણાં ટોંણાની પરવા નહિ કરતાં એટલોજ ઉત્તર આપ્યો હતો કે, 'જા અહીંથી, તુંજ પડતું મૂક'. ઇસુ પોતે શક્તિમાન હતા, પણ તે શક્તિ શું એક શ્રદ્ધા વિનાના નાસ્તિક આગળ નિષ્ફળ વાપરી બતાવે એવા હતા ? નાસ્તિકો આગળ ગમે તેટલા ચમત્કારો કરી બતાવો, પણ તેઓ થોડાજ પલળવાના કે વળવાના ? તેમને પોતાને આત્મસાક્ષાત્કાર થયા વિના સર્વ ફોકટજ છે. આપણે કહીએ

---

* तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् । समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ मुण्डकोपनिषद् खं. २-१२
तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ गीता. अ. ४-३४

કે 'હું ઈશ્વર છું' પણ આનો અર્થ શું? શું આ જડ શરીર ઈશ્વર છે? નહિજ. ત્યારે આ મન ઈશ્વર છે? તે પણ નહિ. મન ઈશ્વર શી રીતે થાય? આનો આશય નીચે મુજબ છે.

કલ્પના કરો કે, કોઈ એક મનુષ્ય એમ. એ. ની પદ્વી ધરાવે છે અને કોઇ એક માણસ રાજા છે તેને રાજાની પદ્વી મળેલી છે. આ બંને દાખલામાં એમ. એ. અને રાજાની પદ્વીઓ તો તેમનામાં માત્ર આરોપાયલીજ હોઇને તે માત્ર બહારની વ્યાવહારિક કે સાંસારિક ઉપાધિઓ જ છે. તેજ પ્રમાણે "આ સાપ કાળો છે." આમ હું બોલું, તેમાં કાળાપણું એ તો માત્ર સાપના શરીરનોજ રંગ છે. એમાં કાળાપણાના રંગનું સાપમાં આરોપણજ કર્યું કહેવાય. પણ હું જ્યારે સાપને રજ્જુ (દોરડું) કહું ત્યારે તો 'સાપ' અને 'દોરડા'નો સંબંધ, 'કાળાપણું' અને 'સાપ' ના સંબંધના કરતાં જૂદીજ તરેહનો થયો. "હું રાજા છું" એમાં "રાજા" એ તો માત્ર ઇલકાબ અને અધિકારનુંજ નામ છે, એ રાજા તો માત્ર પદવીનુંજ નામ છે, પણ 'હું ઈશ્વર છું' એનો અર્થ કંઈ આ મારો ક્ષુદ્ર દેહ, મન કે અહંકાર એજ ઈશ્વર, એવો થતો નથી. જેમ દોરડામાં સાપની તો માત્ર ભ્રમણા અથવા ભાસજ છે, અને ખરેખર તો તે દોરડુંજ છે; તેમ આ શરીર, મન, અને અન્ય ભાસમાન થતા નશ્વર પદાર્થોમાં જીવે કલ્પી લીધેલી અહંતા અને મમતા પણ અસત્ય જ છે. અવિદ્યાથી થએલો ભાસ યાને ભ્રમણાજ છે, જંજાલ છે, મૃગજળ છે. માત્ર ઈશ્વરજ સત્ય છે. હું કેવળ તેજ ઈશ્વર છું. કેવળ ઈશ્વર, અનન્ત, સચ્ચિદાનંદ एकमेवाद्वितीयम् બ્રહ્મ જ ખરેખર છું.

આ સિદ્ધાન્તને વધારે ખુલાસા સાથે સમજાવવા માટે આપણે સમુદ્રનાં બે મોજાંનો દાખલો લઇએ. આ બે મોજાંનાં પાણી શું જૂદાં જૂદાં છે? બંને મોજાંમાં અને આખા સમુદ્રમાં પાણી તો એકજ છે. મોજાંમાં જે જૂદાપણું જણાય છે તે તો માત્ર આકારનુંજ જૂદાપણું છે. તેમજ આ શરીરમાં, પેલા શરીરમાં અને સર્વ શરીરોમાં એકજ આત્મા રમી રહ્યો છે. સર્વ શરીરો અને આકારો તે એકજ આત્માના છે કે જે આત્મા एकमेवाद्वितीयम् છે. તેમ હોવાથી એ સર્વ શરીરો મારાંજ છે, કારણકે હું આત્મા છું. ભેદ છેજ નહિ. જૂદી જૂદી ભાષામાં અજવાળાનાં જૂદાં જૂદાં નામ હોય છે. અંગ્રેજીમાં અજવાળાને 'લાઇટ' કહે છે અને જર્મન ભાષામાં તેને 'લિપટ' કહે છે. તેને ગમે તે નામથી ઓળખાવો, પણ અજવાળું તો ઈંગ્લાંડ અને જર્મની તેમ બધા દેશોમાં એકજ છે. એવીજ રીતે વસ્તુઓનાં જૂદાં જૂદાં નામ અને રૂપ અસત્ય હોઈ માત્ર ઈશ્વરજ સત્ય છે. નામ જૂદાં હોવા છતાં આત્મામાં જૂદાપણું છેજ નહિ; કારણકે આત્મા સર્વવ્યાપી છે, નિત્ય છે, શુદ્ધ છે, શાશ્વત છે.

## હું પોતે સર્વવ્યાપી થાઉં.

આપણા આ શરીરના બધા અવયવો એક બીજા ઉપર આધાર રાખી રહેલા છે, અને છતાં હાથ કહે કે આખા શરીરનું પોષણ હું કરૂં છું અને બીજા અવયવો શાનું ખાય? આવા વિચારથી જો મ્હોં અન્ન આવવાનું, પેટ તેને પચાવવાનું અને પચવવાથી થએલું પોષક દ્રવ્ય બીજા અવયવોને વહેંચી આપવાનું બંધ કરે અને આપણે તે અન્નને શસ્ત્રક્રિયાથી હાથમાં ઘલાવીએ તો તે રીત હસવા જેવી થયા વિના રહેશે? સર્વ અવયવો મળીનેજ એક શરીરરૂપી યંત્ર થયું છે. હાથ પણ એ અવયવોમાંનોજ એક અવયવ હોઇને પેટ અન્ન પાચન કરે છે ત્યારેજ એને એના ભાગનું પોષણ મળે છે. નહિ તો એની શી વલે થાય? આવી દૃષ્ટિથી

વિચારતાં એમ નિષ્પન્ન થાય છે કે સમષ્ટિથી વ્યક્તિ–વ્યષ્ટિ અલગ થઇ શકે નહિ. સંકુચિત અહંતા–મમતા છોડીને એકરસ, અભેદ, સ્વરૂપાનુભવ મેળવ્યા સિવાય આપણાં દુઃખોનું નિવારણ છેજ નહિ. તે સિવાય બીજી ગતિજ નથી. જ્યારે એ પરમાત્મસ્વરૂપ વિલસે છે, અભેદ સાક્ષાત્કાર થાય છે, એકરૂપતા અનુભવાય છે, વૃત્તિ બ્રહ્માકાર થઇ જાય છે, ત્યારેજ ભેદના સર્વથા અભાવનો આપણને નિશ્ચય થાય છે.

એક સમયે એક સંન્યાસીએ એક સોનીને ત્યાં જઇને કહ્યું કે, 'તમારી પાસેની વીંટીઓમાંથી સરસમાં સરસ વીંટી લાવી પ્રભુની આંગળીએ પહેરાવો.' પછી તે સંન્યાસી મોચીને ત્યાં ગયો અને કહ્યું કે "સારામાં સારા જોડા લાવી પ્રભુને પગે પહેરાવો." પછી તેણે દરજીને ત્યાં જઇને કહ્યું કે 'સીવીને તૈયાર કરેલો ઉંચામાં ઉંચો પોષાક પ્રભુના શરીરને પહેરાવો!' 'પ્રભુના અંગ ઉપર' આ શબ્દો બોલવામાં સંન્યાસીનો આશય 'તેના પોતાના અંગ ઉપર' એવો હતો. તેથી લોકોએ જ્યારે આ બધી વાતો સાંભળી ત્યારે તેમને નિશ્ચય થયો કે આ કોઈ ધૂતારો અને ઢોંગી છે. લોકોએ તેને વગર ભાડાની કોટડીમાં મોકલવાનો ઠરાવ કર્યો. 'ભલે મને વગર ભાડાની કોટડીમાં લઇ જાઓ, પણ તે પહેલાં મારી હકિકત સાંભળો' એમ સંન્યાસીએ વિનંતિ કરી. લોકોને પૂછયું કે આ જગતનું નિર્માણ કોણે કર્યું? લોકોએ કહ્યુંઃ 'ઈશ્વરે.' આકાશમાંના સૂર્ય અને તારા કોણે સર્જ્યા? 'ઈશ્વરે.' આ ખેતરો અને તેમાંનું ધાન્ય કોણે બનાવ્યું? 'પ્રભુએ.' સઘળા પ્રશ્નોના ઉત્તરમાં 'ઈશ્વરે' 'પ્રભુએ' એટલોજ ખુલાસો મળ્યો. ઠીક ત્યારે તમારી આ શ્રદ્ધા અડગ–અવિચલ છે? લોકોએ કહ્યુંઃ 'હા, છેજ. એમાં સંશય શાનો?' તે પછી સંન્યાસી બોલ્યાઃ આ મારો દેહ કોનો છે? તેઓએ કહ્યુંઃ 'ઈશ્વરનો.' આ પગ, આ હાથ કોના? આ બધા પ્રશ્નોનો એકજ ઉત્તર–'ઈશ્વરનો' એવો મળ્યો. આ રીતે આ બધી માયા ઈશ્વરનીજ છે. આ પ્રમાણે તેમને પોતાને મ્હોંડેથીજ વિવેક કરાવી–નિકાલ આણી પોતાના સિદ્ધાન્તની સત્યતા તેમને તે સંન્યાસીએ સમજાવી. કારણકે લોકો અજ્ઞાન હતા અને સંન્યાસી તો ઉંડા જ્ઞાનવાળા હતા.

હિન્દુસ્તાનમાં કોઈ માણસનું મરણ થાય છે ત્યારે તેણે પોતાનો દેહ છોડયો એમ બોલવાનો રિવાજ છે. તમારામાં તેણે પોતાનો આત્મા આપ્યો તેવું કહેવાનો રિવાજ છે. મરણની કલ્પના જણાવવાની તમારી આ પદ્ધતિ કરતાં હિન્દુસ્તાનની પદ્ધતિ વધારે સયુક્તિક છે. આત્મા અને શરીર જૂદાંજ છે, આ તત્ત્વ–આ અર્થ હિંદુસ્તાનની પદ્ધતિએ વધારે સ્પષ્ટ રીતે બતાવી શકાય છે. મરણની કલ્પના જણાવવા સારૂ હિન્દુસ્તાનમાં "તેના શરીરમાંથી પ્રાણ ગયા" એમ બોલવાની રૂઢી છે.

એક વખતે એમ બન્યું કે, ત્રણ જણા એક ઠેકાણે બેસી મનમાનતો દારૂ પીતા હતા. તેઓ નિશાના ખૂબ પૂરમાં ચઢયા, એટલે તેમનામાંથી એક જણ બોલ્યો કે આપણે જરા નાસ્તો કરીએ. આમ બોલીને એક જણને તેણે નાસ્તાની ચીજો લેવાને મોકલ્યો. થોડી વાર પછી એકે બીજાને કહ્યુંઃ 'ભાઈ, પ્રાણ નીકળી જાય છે, ચુંથારો થાય છે, કાંઇક થઈ આવ્યું.' આ શબ્દો સાંભળી બીજા જણે તેનું નાક બંધ કરી રાખ્યું. એટલે પેલો બોલ્યોઃ જા, જા, ભાઈ આમ કાંઇ નીકળી જતા પ્રાણ રોકાતા હશે? આ પ્રમાણે નાક દાબી દેવાનું પરિણામ તો ઉલટું પ્રાણ જવામાંજ આવે.

એક મોટા સમારંભમાં શ્રીકૃષ્ણે અમીર, ઉમરાવ અને બીજા મોટા મોટા લોકને નિમંત્રણ

કર્યું, પણ પોતાની પ્રિયતમા રાધાને તેડયાં નહોતાં. મુખ્ય પ્રધાને રાધાને તેડાવવાનો પુષ્કળ આગ્રહ કર્યો, પણ તેના બોલવા ઉપર શ્રીકૃષ્ણ ભગવાને લક્ષજ આપ્યું નહિ. આથી પ્રધાને રાધા પાસે જઇ બધી હકિકત નિવેદન કરી. ત્યારે રાધાએ એટલોજ ઉત્તર આપ્યો કે, આપણે ઘેર જ્યારે કોઇ ઉત્સવ વા ઉજાણી હોય છે ત્યારે આપણે આપણા ઈષ્ટમિત્રો, સ્નેહીઓ, સોબતીઓને તેડીએ છીએ; પણ આપણને પોતાને તેડું કરવાનો રિવાજ ક્યાં હોય છે? ઉજાણી છે તે હું પૂર્વેથીજ જાણું છું, કારણ કે શ્રી કૃષ્ણ અને હું એકજરૂપ છીએ.

એક વખતે મજનૂની *પ્રિયાનું ચિત્ત કોઈ કારણથી અસ્વસ્થ થયું. ગમે તેટલા અને ગમે તેવા ઈલાજ કરવા છતાં પણ તેને કરાર થયો નહિ. છેવટે વૈદ્યને તેડી આણ્યા. વૈદ્યે લૈલીના હાથમાંથી લોહી કહાડવા પ્રયત્ન કર્યો, પણ લોહીનું એક ટીપું સરખુંએ નીકળ્યું નહિ; અને મજનૂના હાથમાંથી લોહીની ધાર નીકળી. આ મોટા ચમત્કારની વાત થઇ. તે બંનેનો પ્રેમ એટલો બધો અભેદમય હતો.



* 'ફરહંગ અસાફિયા' નામના એક ફારસી ગ્રંથમાં એમ જણાવેલું છે કે લયલી અને મજનૂન અરબસ્તાનના નેજજી શહેરમાં બે કુલીન કુટુંબોમાં થઇ ગયાં. તેમનાં ઘર છેક એક બીજાની પાડોશમાં હતાં. નાનપણમાં તેમનામાં એકમેક વચ્ચે ગાઢ પ્રેમ થયો. પણ લયલીના બાપને એ પસંદ નહિ આવવાથી તેમણે તેનો લગ્ન સંબંધ બીજા કોઇ એક તરૂણ સાથે કર્યો. આ જાણી મજનૂન કેવળ દીવાનો થઇ ગયો. લયલીને પણ આ ગમ્યું નહિ, તેથી તે નિરાશ થઈ થોડા દિવસમાંજ મરણ પામી. લયલીના દેવલોક થયાની વાત સાંભળતાંજ બહુ પ્રેમના પરિણામે મજનૂનને તત્કાળ મૂર્છા આવી. તે અચેત થઇ ધરણીપર ઢળ્યો અને પછી ઉઠયોજ નહિ. લયલી અને મજનૂનની બેસુમાર મહોબ્બતના અનેક કીસ્સા મશહુર છે. મજનૂનનું મૂળ નામ કૈસ હતું, પણ લયલીના પ્યારમાં દીવાનો થયા પછી તેનું નામ મજનૂન એટલે પ્રેમઘેલો પડયું હતું. 'જનૂન' શબ્દની વ્યુત્પત્તિ 'જીનૂન' ( ગાંડપણ ) શબ્દમાંથી થએલી છે.

# ૨૨–પ્રશ્નોત્તર.*

પ્રશ્નઃ—" આપણે મુક્ત થઇશું " એવા તમારા કહેવાનો શો અર્થ છે ?

ઉત્તરઃ—"આપણે મુક્ત થઇશું" એ વાકય એક રીતે કહેતાં ખરેખર ભૂલભરેલું છે. આપણે મુક્ત થવાનું નથી; કારણ કે આપણે આ પળેજ મુક્ત છીએ; શરૂઆતથીજ મુક્ત છીએ; આપણે કદી પણ ગુલામી કે દાસત્વમાં નહોતા; માટે "આપણે મુક્ત થઇશું" એ બોલવુંજ ભૂલભરેલું છે. એમ છતાં સામાન્ય વાતચીતમાં આનો અર્થ "જ્ઞાન સંપાદન કરવું" એમ દર્શાવવાનો છે. જેવી રીતે કેટલાકો જગતમાં પરતંત્ર હોય છે તેવી પરતંત્રતા કાંઈ આમાં નથી. આ તો માત્ર અજ્ઞાન અને ઉંધા આચારવિચારનુંજ પરિણામ છે. ખરેખરી ગુલામગીરી કે દાસત્વ આમાં છેજ નહિ. સત્ય જ્ઞાનની પ્રાપ્તિ યાને સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર તમને એકદમ મુક્ત–સદાકાળને માટે મુક્ત કરે છે. આ મુક્તતા ખરી રીતે ગુમાવેલી હોતીજ નથી, તેથી આ મુક્તિ પણ ભવિષ્યમાં પ્રાપ્ત થશે એમ તમારે ધારવાનું નથી. એ તો હમ્મેશાં તમારીજ છે. એ મુક્તિ તો તમારો પોતાનો સ્વભાવજ છે.

એક મનુષ્યના ગળામાં એક લાંબી કિંમતી માળા હતી. એક સમયે આ માળા ડોકની પાછલી બાજુ તરફ લટકી પડી, તેથી પોતાની છાતીપર તેને ન જોવાથી તેને ખોવાઇ ગઇ માનીને તે મનુષ્ય ઘણો દિલગીર થયો. તે તેની શોધ કરવા લાગ્યો; પણ તેને તે જડી નહિ. એવામાં એક જણે તેને કહ્યું કે તે માળા તેના ગળામાંજ પીઠ તરફ લટકી રહેલી છે. જે જાણીને તે ઘણો સુખી થયો. હવે શબ્દના બરાબર અર્થમાં જોઇએ તો માળા કાંઇ જડી નથી, કારણ કે ખરી રીતે બધોજ વખત તે ત્યાંની ત્યાંજ હતી, તે ખોવાઈ નહોતી, પણ તેનું વિસ્મરણજ થયું હતું. તેજ પ્રમાણે તમારો ખરો આત્મા, " अहं " તે કાલે, આજે અને હમ્મેશાં તેનો તેજ છે; માત્ર તેના વિષે મન અને બુદ્ધિમાં રહેલું અજ્ઞાનજ જીતવાનું છે. મન જેમ માને છે કે કિંમતી માળા જડી છે, તેજ અર્થમાં આપણે કહીએ છીએ કે આપણે મુક્તિ મેળવીએ છીએ. ખરી રીતે તમારી મનહર માળા કદિ પણ ગુમજ થઇ નહોતી કે જેથી તે તમને પ્રાપ્ત થાય; અને તેજ પ્રમાણે મુક્તિ પણ ટળી ગઇ નહોતી કે જેથી તે નવેસરથી મેળવવાની હોય.

પ્રશ્નઃ—આપણું વ્યક્તિત્વ આપણે ચાલુ રાખી શકીએ છીએ ?

ઉત્તરઃ—આનો પ્રત્યુતર " જીવ " શબ્દના અર્થ ઉપર આધાર રાખશે. " જીવ " ને આત્માના અર્થમાં લેતાં તો તે કદાપિ જન્મ્યો પણ નથી અને મરતો પણ નથી. તેને જન્મ કે મરણ છેજ નહિ. જો તમે " જીવ " નો અર્થ જન્મ–મરણ પામતું શરીર સમજો તો તો જીવન અને મરણ તેને છેજ.

* ગોલ્ડન ગેઇટ હૉલમાં ગુરૂવાર તારીખ ૨૨–૧–૧૯૦૩ ના બપોરે આપેલું ભાષણ.

મહર્ષિ યાજ્ઞવલ્કયને બે સ્ત્રીઓ હતી. મૈત્રેયી અને કાત્યાયની. તેઓ ઘણા ધનવાન હતા. તેઓ હિંદુસ્તાનના એક અત્યંત શ્રીમાન રાજાના ગુરૂ હતા. એક વખતે પોતાની બે સ્ત્રીઓ વચ્ચે પોતપોતાની મિલકત વહેંચીને અરણ્યમાં એકાન્ત જીવન ગાળવાની તેમની વૃત્તિ થઈ. મૈત્રેયીએ પોતાનો ભાગ લેવાની ના પાડી, તે એવું વિચારીને કે જો એથી અમરત્વ પ્રાપ્ત થતું હોત તો તેનો પતિ પોતેજ એનો ત્યાગ કરત નહિ.

આ સમયે મૈત્રેયીના હૃદયમાં એવો વિચાર ઉદ્‌ભવ્યો હતો કે પોતાનો પ્રિય પતિ કે જે આખા હિંદુસ્તાનમાં વધારે ધનવાન હતો તે પોતેજ પોતાની બધી દોલત તજી દેવાને અને એક બીજાજ પ્રકારનું જીવન ધારણ કરવાને શામાટે તત્પર થયો હતો? જુના જીવન કરતાં નવા જીવનમાં વધારે આનન્દ અને સુખ ન હોય તો કોઇ પણ મનુષ્ય એક પ્રકારનું જીવન તજી દઈ બીજા પ્રકારનું જીવન ધારણ કરતો નથી. તેને લાગ્યું કે તેનો પતિ જે પ્રકારનું જીવન તે વખતે ગાળતો હતો તેના કરતાં તે ધારણ કરવા ઇચ્છતો હતો તે જીવન વધારે આનન્દજનક અને સુખપ્રદ હોવું જોઇએ. આમ વિચાર કરીને તેણે પોતાના પતિને પૂછયું:—

"આધ્યાત્મિક સંપત્તિમાં સાંસારિક સંપત્તિ કરતાં વધારે સુખ છે કે ઓછું?"

યાજ્ઞવલ્કયે જવાબ આપ્યો: "ધનવાન મનુષ્યોના જેવુંજ મારૂં સાંસારિક જીવન છે; પરંતુ આવા જીવનમાં ખરો આનન્દ, ખરૂં સુખ અને ખરી સ્વતંત્રતા નથી."

મૈત્રેયીએ કહ્યું: "એના કરતાં એવું કયું ઉચ્ચ જીવન છે કે જેની પ્રાપ્તિ તમને વિશેષ મુક્ત કરે અને જે તમને સાંસારિક મોહ અને તૃષ્ણાથી મુક્ત કરે? મને તે સમજાવો, મારે પણ તેજ જોઇએ છે."

એ પછી યાજ્ઞવલ્કયની સર્વ બહારની દોલત કાત્યાયનીને આપી દેવામાં આવી અને આ પત્ની-મૈત્રેયીને તેની આધ્યાત્મિક સંપત્તિ મળી. આ આધ્યાત્મિક સંપત્તિ શું હતી?

**न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पतिः प्रियो भवति।**
**न वा अरे जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति ॥***

આ શ્લોકના ઘણા અર્થ છે. મેકસમૂલરે એક રીતે તેનો અર્થ કર્યો છે; અને ઘણા હિંદુઓએ બીજી રીતે કર્યો છે. બન્ને અર્થ યથાર્થ છે.

એક અર્થ પ્રમાણે "પતિ વહાલો હોવાનું કારણ તેનામાં કાંઇ સારા ગુણ છે અથવા તેનામાં કાંઈ ખાસ વહાલ ઉત્પન્ન કરે તેવું છે એમ નથી, પણ તે એટલા માટે વહાલો છે કે તે સ્ત્રીને દર્પણ જેવો છે. જે પ્રમાણે આપણે પોતાનું સ્વરૂપ દર્પણમાં પ્રતિબિંબિત થએલું જોઇએ છીએ તેજ પ્રમાણે પોતાના પતિરૂપી દર્પણમાં સ્ત્રી પોતાનું સ્વરૂપ જૂએ છે, અને તેથીજ પોતાના પતિને તે ચાહે છે. તેનો પતિ શા માટે તેને વહાલો છે તેનું કારણ એજ છે."

બીજો અર્થ એવો છે કે "સ્ત્રી પોતાના પતિને પતિ હોવા માટે ચહાતી નથી, પણ તેણે પોતાના પતિમાં શાશ્વતતા, પ્રભુતા અને દિવ્યતા માની લીધી છે તેટલા માટે ચહાય છે."

* આ અને તેના પછીના મંત્રો 'બૃહદારણ્યક-ઉપનિષદ્' ના ચોથા અધ્યાયના પાંચમા બ્રાહ્મણમાં આવેલા યાજ્ઞવલ્ક્ય-મૈત્રેયી 'સંવાદ'માંના છે.

આ વાતો પૂર્ણ સત્યજ છે કે પરસ્પર માટે સુખબુદ્ધિ ન હોય તો કોઇ કોઇને ચાહે નહિ. આ ઉપરથી જણાય છે કે આપણે બીજામાં પ્રતિબિંબિત થએલા આપણા સ્વરૂપનેજ ચાહીએ છીએ. આપણે સુખના રૂપમાં પોતાના સત્યસ્વરૂપને, અન્તરાત્માને જોવો છે તેથીજ દરેક વસ્તુને ચાહીએ છીએ. આપણે કોઈ પણ વસ્તુને તે વસ્તુની ખાતર ચહાતા નથી.

આ કલ્પનાને તપાસો-બારિકીથી અવલોકો અને તમને સમજાશે કે બહારની વસ્તુઓ વહાલી લાગવાનું કારણ માત્ર તે સત્ય આત્માજ છે. બધી મીઠાશ તમારી અંદર રહેલા સત્ય આત્મામાંજ છે. આ લાગણીઓનો ખોટો ઉપયોગ કરશો નહિ. જે નિસરણી તમારી ઉન્નતિ માટે નિર્માયલી છે તેને તમારી અવનતિનું અથવા અજ્ઞાન અને દુઃખનું કારણ થવા દેશો નહિ. આનું અવલોકન કરો અને ખરી મીઠાશ-ખરો આનન્દ-ખરૂં સુખ ક્યાં છે તે તમને યથાર્થ રૂપમાં જણાશે. તમને જણાશે કે તે સુખ તમારા પોતાના સ્વરૂપમાં-સત્ય આત્મામાંજ છે. તે સુખને તમે પ્રાપ્ત કરો અને સંસારની સર્વ તૃષ્ણાઓથી પર થાઓ. આ ક્ષુદ્ર તૃષ્ણાઓથી તમારી જાતને ઉન્નત કરો. દિવ્યતા સાથે એક થાઓ.

**न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्त्यात्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति।**

"ખરી રીતે પુત્રો પુત્ર હોવાના કારણથી વહાલાં નથી, પણ આત્માને લીધેજ પુત્રો વહાલા છે."

"પુત્રો સત્ય સ્વરૂપ-સુખ સ્વરૂપ-સત્ય આત્માને લીધેજ વ્હાલા છે." જ્યારે તમારા પુત્રો તમારા સામા થાય છે ત્યારે તમને દુઃખ થાય છે, તમે તેમને તમારાથી દૂર કરો છો. એપરથીજ તમે સમજી શકો તેમ છો કે પુત્રો શા માટે વ્હાલા છે ?

દાખલા તરીકે તમારે તમારા પુત્ર માટે થોડાં કપડાં જોઇએ છીએ. તે કપડાં તમને ઘણાં વહાલાં છે, પણ તે કપડાં કપડાંની પોતાની ખાતર નહિ પણ માત્ર પુત્રની ખાતરજ વ્હાલાં છે, કપડાં કરતાં એ પુત્રજ વધારે વ્હાલો છે; અને એજ પ્રમાણે આપણે સમજી શકીએ તેમ છીએ કે પુત્ર તેના અન્ય સ્વરૂપ આત્માને લીધેજ વ્હાલો લાગે છે. આમ હોવાથી આપણુ આત્મામાં-સત્ય સ્વરૂપમાં પુત્ર કરતાં વધારે સુખ અને શાન્તિ હોવાં જોઇએ.

**न वा अरे वित्तस्य कामाय वित्तं प्रियं भवत्यात्मनस्तु कामाय वित्तं प्रियं भवति॥**

"ખરી રીતે મિલકત મિલકતની પોતાની ખાતર વ્હાલી નથી, પણ મિલકત સ્વસ્વરૂપને લીધેજ વ્હાલી છે."

તમે આ દેવની અને પેલા દેવની પ્રાર્થના કરો છો, અને કહો છો કે, "હે પ્રભુ! તું એવો આનન્દસ્વરૂપ, તું એવો સ્નેહસ્વરૂપ અને કૃપાળુ તથા સ્નેહાળ છે કે તુંજ દરેક કાર્ય કરે છે. વગેરે." તમે આમ શા માટે કહો છો? કારણકે પરમેશ્વર તમારી જરૂરીઆતોની સંભાળ રાખે છે; તમારા સ્વરૂપની-તમારી અન્દર રહેલા સત્ય સ્વરૂપની સેવા કરે છે. તમારા સત્ય સ્વરૂપને લીધેજ પરમેશ્વર તમને વ્હાલો છે; તેની પોતાની ખાતર નહિ ? આ વાત તમે સંપૂર્ણ લક્ષમાં રાખો. સત્ય સ્વરૂપ એજ સર્વ સુખ અને શાન્તિનો ઝરો છે. એ ઝરામાંથીજ સર્વ સુખોની ઉત્પત્તિ છે; માટે તેનો સાક્ષાત્કાર કરો-તેનું જ્ઞાન પ્રાપ્ત કરો.

હિન્દુસ્તાનમાં દેખાડાતા પુતળાંના નાચમાં એક માણસ પડદા પાછળ ઉભો રહે છે; અને પુતળાંનાં સ્થૂલ શરીર સાથે સંધાડેલા ઝીણા તાર પોતાના હાથમાં રાખે છે. પુતળાંનો નાચ જોવા આવનાર લોકો આ ઝીણા તારને અને પડદા પાછળ ઉભેલા આ તાર ખેંચનારને જોઈ શકતા નથી, પણ માત્ર પુતળાંઓના નાચનેજ જોઇ શકે છે. તેજ પ્રમાણે આ દુનિયામાં આ બધાં સ્થૂલ શરીરો સ્થૂલ પૂતળાં જેવાં છે. સામાન્ય લોકો અજાણપણાને લીધે આ સ્થૂલ શરીરોનેજ ખરેખરાં કાર્ય કરનાર, સ્વતંત્ર કાર્ય કરનાર અને શક્તિવાન કર્ત્તા ગણે છે. સ્વરૂપની તેમાં રહેલી પૂર્ણ સત્તાસ્ફૂર્તિની ખબર ન હોવાથીજ તેઓ શરીરને સ્વતંત્ર ક્રિયા શક્તિ તરીકે ગણે છે. જો તેમના સગા અથવા મિત્રો તેમની સારી રીતે સેવા કરે છે તો તેઓ તેમનાપર પ્રસન્ન થાય છે; અને જો તેઓ પ્રતિકુળ વર્તન કરે તો દુઃખ, ધિક્કાર અને નિરાશા ઉદ્‌ભવે છે. આથી ઉંચી પંક્તિના લોકો ઝીણા તારને–દોરાનેજ કાર્ય કરતા તરીકે સમજી લઇને વધારે મહત્વ આપે છે. આ લોકો પ્રથમના લોકો કરતાં વધારે બુદ્ધિમાન, વધારે તાત્વિક અને વધારે આધ્યાત્મિક હોય છે. તેઓ સત્ય કારણને એ દોરા તરીકે આકૃતિરહિત છુટું દ્રવ્ય અથવા ચેતન ગણે છે, અને તે ચેતનને સ્થૂલ દેહ સાથે સંબંધ ધરાવતું ચેતન સમજે છે.

અહીં સુધી આ લોકો ખરા છે. તેઓ કારણ અને કાર્યને જોઇ શકે છે. તેઓ ઝીણા તારને અને તેની સ્થૂલ શરીર ઉપર થતી અસરને જુએ છે; પણ આપણે જોઇએ છીએ છે કે મનુષ્યની અંતરમાં રહેલી શક્તિ અથવા પડદા પાછળ રહેલું સત્ય તત્ત્વજ, આ ઝીણા તાર અથવા દોરાને ખેંચે છે. તે મૂળ શક્તિ કે જે ખરી રીતે કારણ, દેશ અને કાળથી મર્યાદિત થતી નથી–તે અનિર્વચનીય શક્તિરૂપ આત્મા કે જેનાથી શક્તિ અનુભવનારાં બધાંજ રૂપો નિયમમાં રખાય છે, તે આત્માજ ખરૂં અમરપણું–ખરૂં સુખ–ખરા આનન્દરૂપ છે. તેજ સર્વ છે.

લોકોના આ સાંસારિક સ્નેહ અને સંબન્ધ મનુષ્ય જાતને શિક્ષણરૂપ છે. તે જનસમુદાયને માટે એક પ્રકારની કેળવણી છે. બીજી એક મોટી ઉત્તમ ભૂમિકા કે જે તરફ તમારા દુનિયાના સ્નેહ અને સંબંધ તમને લલચાવીને લઇ જાય છે તે ભૂમિકાનું દર્શન–અનુભવ થવો એજ એ સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર છે. અને તે ભૂમિકા એજ તાર ખેંચનાર, રંગભૂમિની પાછળ રહેલો તમારો દરેકનો આત્મા છે. આ બધા બહારના જગતના સંબંધો અને અંતરાયો દૂરથી આંગળી કરીને તમને બતાવે છે કે તમારે આત્મસાક્ષાત્કાર કરવો જોઇએ. તમારે તે સત્ય સ્વરૂપનું અસ્તિત્વ જાણવું જોઇએ કે જે બધાની અન્દર વ્યાપી રહેલું છે અને જે મનુષ્યના મન અને શરીરને નિયમમાં રાખે છે તથા ચલાવે છે. લોકોનાં મન અને શરીર, આ ઉત્તમ શક્તિરૂપી સત્ય સ્નેહ અને શ્રેષ્ઠ સત્યનાજ આધારે અને તેમનાજ નિયમનમાં રહેલાં છે.

આ પ્રમાણે જ્યારે તમે મિત્રને જુઓ છો ત્યારે તમે તેની અન્દર રહેલા સ્વરૂપનેજ જુઓ છો એમ તમારે જાણવું જોઇએ. જ્યારે તમે તેને વાત કરતાં સાંભળો છો ત્યારે આ સાંભળવાપણું અન્દર રહેલા તે સત્ય સ્વરૂપથીજ નિયમમાં રહે છે. જ્યારે તમે મિત્રની ગતિ ઉપર ધ્યાન આપો છો ત્યારે અન્દર રહેલી અનન્ત શક્તિ ઉપરજ ધ્યાન આપો છો. જ્યારે તમે આ શક્તિમાં નિમગ્ન રહો છો ત્યારેજ તમે છેતરાતા નથી, દુઃખી થતા નથી અને ક્ષોભ પામતા નથી.

જ્યારે લોકો પૂતળાંને ચલાવનાર અને દોરીને ગતિ આપનાર પડદામાં રહેલા મનુષ્યને જુએ છે ત્યારેજ ખરૂં રહસ્ય સમજે છે. તે પ્રમાણે જેઓ પોતાના સત્ય સ્વરૂપને જાણે છે તેઓ સમજે છે કે સત્ય સ્વરૂપ એ બધાની પાછળ રહેલી શક્તિ છે.

હે સજ્જનો ! કર્મની અન્દર રહેલી એ શક્તિનું મૂળ જુઓ; તેનો સાક્ષાત્કાર કરો અને તમે તેજ છો એમ જાણો.

ब्रह्म तं परादाद् योऽन्यत्रात्मनो ब्रह्म वेद ।
क्षत्रं तं परादाद् योऽन्यत्रात्मनः क्षत्रं वेद ।
लोकास्तं परादुर्योऽन्यत्रात्मनो लोकान् वेद ।
देवास्तं परादुर्योऽन्यत्रात्मनो देवान् वेद ।
भूतानि तं परादुर्योऽन्यत्रात्मनो भूतानि वेद ।
सर्वं तं परादाद् योऽन्यत्रात्मनः सर्वं वेद ।
इदं ब्रह्म इदं क्षत्र इमे लोका इमे देवा ।
इमानि भूतानि इदं सर्व्वं यदेयमात्मा ॥ ७ ॥

" જેણે સ્વરૂપ સિવાય બીજામાં બ્રહ્મને શોધ્યો તે બ્રહ્મથી તજી દેવાયો. જેણે સ્વરૂપ સિવાય બીજામાં ક્ષત્રને શોધ્યો તે ક્ષત્રથી તજાયો. જેણે સ્વરૂપ સિવાય બીજામાં જગતને શોધ્યું તે જગતથી તજાયો. જેણે સ્વરૂપ સિવાય બીજામાં દેવને શોધ્યો તે દેવથી તજાયો. જેણે સ્વરૂપ સિવાય બીજામાં પ્રાણીઓને શોધ્યાં તે પ્રાણીઓથી તજાયો. જેણે સ્વરૂપ સિવાય બીજામાં કોઈ પણ વસ્તુ શોધી તે સર્વ વસ્તુઓથી તજાયો. આ બ્રહ્મ, ક્ષત્ર, જગત, દેવ, પ્રાણીઓ અને આ બધીજ વસ્તુઓ આ સર્વ સ્વરૂપ છે. "

અહીં અનન્ત શક્તિને સ્પષ્ટ અને તાદૃશ્ય ભાષામાં સમજાવી છે.

એ સમજણને તમારા હૃદયમાં ઉતરવા દો અને તમને સાક્ષાત્કાર થશે કે તમે મુક્ત છો. તમે તમારો જન્મ સિદ્ધ હક્ક પ્રાપ્ત કરશો.

" આ બ્રહ્મ, વેદ, સર્વ સ્વરૂપ છે. "

આ દૈવી સૂત્ર છે. જો તમે સ્થૂલ પદાર્થ માટે સ્થૂલ પદાર્થ ઉપર વિશ્વાસ અથવા આધાર રાખશો તો સૂત્ર અને વેદ કહે છે કે તમારે નિષ્ફળ થવું જોઇએ. સર્વ વિષયોની તૃષ્ણાથી તમારે પર થવું જોઇએ. આ એક નિયમ છે. જ્યારે તમે કોઇ મહાન પુરૂષ અથવા મહાન રાજ્યકર્ત્તા પાસે જાઓ છો અને જ્યારે તમે તેના સ્થૂલ શરીરપર–વ્યક્તિત્વ ઉપર આધાર રાખવાનું શરૂ કરો છો; ત્યારે વેદ કહે છે કે તમે ઘણા કાચા મલોખડાનો ટેકો લ્યો છો અને તેથી તમે જરૂર ત્યાંથી પડશો. તમે આવી રીતે તેના સ્થૂલ શરીરને તેના સત્ય સ્વરૂપ અથવા અનન્ત શક્તિ કરતાં વધારે મહત્વ આપો છો તે પાપ જ કરો છો. તમે સત્યને બદલે અસત્ય રૂપો અને મંડળોનું સ્થાપન કરો છો અને અન્દર રહેલી અનંત શક્તિને ઉથાપો છો, સત્યને જુઠાપણું આપો છો અને માત્ર શરીરના આકારને પૂજો છો. અર્થાત્ તમારી પૂજા એ મૂર્તિપૂજાજ છે, તે કાંઈ અનન્ત શક્તિ અથવા પરમેશ્વરની પૂજા નથી. અને તેથી તેનું સ્વાભાવિક પરિણામ પણ એજ આવે છે કે તમારે દુઃખ અને સંકટ વેઠવાંજ જોઇએ; એમ થવું એ એક નિયમરૂપજ છે. વેદાંત કહે છે કે જ્યારે તમે તમારાં સંસારનાં કાર્યો કરો ત્યારે પણ અન્દર રહેલી અનન્ત શક્તિ અને આત્માને જુઓ. સંસારનાં કાર્યોને ગૌણ અને સ્વપ્નવત્ ગણવાં જોઇએ, અને અન્દર રહેલા સત્ય સ્વરૂપ જેટલું મહત્વ તેને આપવું જોઇએ નહિ. વ્યક્તિત્વ

**કરતાં સ્વરૂપ વધારે છે એમ તમે અનુભવો.** મિત્રની છબિને આપણે કિંમતી અથવા પ્રિય ગણીએ છીએ તેનું કારણ તે છબિ નથી, પણ તે જેની છબિ છે તે મિત્રજ તેનું કારણ છે. પ્રતિકૃતિ કરતાં મિત્રજ વધારે વ્હાલો છે. વસ્તુ કરતાં તેની અંદર રહેલા સ્વરૂપનોજ વધારે પ્રેમ અને પરિચય કરવો જોઇએ. ત્યારેજ સંસારનો સ્નેહ અને જગતનાં કાર્યો, શુદ્ધ સરળ તથા વિઘ્ન વગરનાં થશે. બીજી રીતે કરવાથી તે વાંકાં, કલેશમય અને વિઘ્નવાળાંજ થશે. એ પણ એક નિયમજ છે.

આ સંબંધમાં એક વાત કહીશું. એક ગામડામાં એક અનાડી સ્ત્રી રહેતી હતી. તેની પાસે એક કૂકડો હતો. ગામના લોકો તે સ્ત્રીને ચીડવતા હતા; તેનાં નામ પાડતા હતા અને તેને ઘણો કલેશ તથા ઉદ્વેગ કરાવતા હતા. જેથી તે સ્ત્રીએ તે ગામના લોકોને કહ્યું કે "તમે મને ચીડવો છો અને કંટાળો આપો છો, માટે હવે યાદ રાખજો કે હું પણ તેનું વૈર લઇશ." આ કહેવાની લોકોએ કાંઇ દરકાર કરી નહિ. તેથી ફરી તેણે કહ્યું: "જાગૃત થાઓ, હે ગામડીઆઓ ! જાગૃત થાઓ, હું તમારા તરફ ઘણી સખ્ત થઇશ." લોકોએ પૂછ્યું: તું શું કરીશ ? તેણે કહ્યું: "હું આ ગામડામાં સૂર્યને ઉગવા નહિ દઉં." તેઓએ તે સ્ત્રી સૂર્યને શી રીતે ઉગવા દેશે નહિ એમ પૂછ્યું ત્યારે તેણે કહ્યું: "જ્યારે મારો કૂકડો કૂકડેકૂક કરે છે ત્યારેજ સૂર્ય ઉગે છે ને ? જો તમે મને આ પ્રમાણે દુઃખ આપ્યા કરશો તો હું મારો કૂકડો લઇને બીજે ગામ ચાલી જઇશ અને આ ગામમાં સૂર્ય ઉગશેજ નહિ."

એ ખરૂં છે કે જ્યારે કૂકડો, કૂકડેકૂક કરતો તે વખતે સૂર્ય પણ ઉગતો, પણ તેથી કાંઇ કૂકડાનું કૂકડેકૂક કરવું, એજ સૂર્ય ઉગવાનું કારણ નહતું. પછી એ બીજે ગામ ગઈ, અને ત્યાં કૂકડે અવાજ કર્યો અને સૂર્ય ઉગ્યો. છતાં જે ગામ તેણે તજી દીધું હતું ત્યાં પણ સૂર્ય તો ઉગ્યોજ હતો ! તમારી તૃષ્ણાઓ એ "કૂકડાના કૂકડેકૂક" જેવી છે અને તૃષ્ણાવાળા પદાર્થની પ્રાપ્તિ થવી તે એ સૂર્યના ઉગવા જેવી છે. પદાર્થની અભિલાષા અને ઉત્કંઠાઓ તમારૂં સ્વસ્વરૂપ કે જે અનન્ત શક્તિવાન છે તેનાથીજ વ્યવસ્થામાં અને નિયમમાં રખાય છે અને ભળીભુત કરાય છે. વ્યવસ્થા કરનાર સત્યસ્વરૂપરૂપી સૂર્ય રાત્રિ દિવસ તે કાર્ય કર્યાજ કરે છે. સંસારનાં સર્વ વ્યાવહારિક કાર્યોની વ્યવસ્થા અને મર્યાદા સત્યસ્વરૂપ અનન્તશક્તિજ રાખે છે. તે શક્તિજ ઈન્દ્રિયોમાં આરપાર ઉતરી જાય છે. તાર ખેંચનારરૂપે તે આત્માજ–તે સૂર્યનો સૂર્યજ–તે પ્રકાશનો પ્રકાશજ સર્વ વ્યવસ્થા રાખે છે. એ સ્મરણમાં રાખો.

લોકો હંમેશાં ક્ષુદ્ર અભિલાષી તૃષ્ણાવાળા અને સ્વાર્થી એવા બાહ્ય સ્વરૂપનેજ સર્વ અર્પણ કરે છે. તમે આ ભૂલ કરશો નહિ. તેમાંથી મુક્ત થાઓ. જરા અવલોકન કરો. જે સૂર્યથી પ્રભાત થાય છે તેજ કૂકડાની આંખોમાં પ્રવેશી તેના ગળાને ઉઘાડે છે, અને કૂકડેકૂક બોલાવે છે. કૂકડાનું કૂકડેકૂક બોલવું અને પ્રભાતનું થવું, એ સર્વ સૂર્યનીજ સત્ય ઉષ્માને લીધે અને શક્તિને લીધે નિયમિતપણે થાય છે. એક તરફ આ સજીવ પદાર્થો અને બીજી તરફ તમારા પોતાના વિચારો આ સર્વ સૂર્યના પ્રકાશના પ્રકાશ–સત્યસ્વરૂપ આત્માથીજ મર્યાદામાં અને નિયમમાં રખાય છે. તે જાણો અને મુક્ત થાઓ. એકનું બીજામાં મિથ્યા આરોપણ કરશો નહિ, ઉંધો અર્થ કરશો નહિ. પદાર્થોને ખરા તરીકે જુઓ નહિ, પદાર્થોને આપણે ખરા તરીકે માનીએ છીએ એ માન્યતાજ ખોટી છે. એ માન્યતાજ સર્વ દુઃખ અને કલેશનું કારણ છે. આ સત્ય તમે સમજો, અનુભવો અને સર્વ વસ્તુઓને એક મોટા પ્રહસનરૂપ અગર એક મહાન નાટકના

ખેલ તરીકે જુઓ. એક જણ મૅકલેથ અથવા કલીઓપેટ્રાનો વેશ ભજવે છે, પણ તેથી કાંઈ ખરી રીતે તે આપઘાત કે ખૂન કરતો નથી. તે કાંઈ ખરેખરો રાજા કે રાણી પણ નથી. તે તો માત્ર નાટકનું એક પાત્રજ છે, અને ખરેખર તો અમુક સદ્‌ગૃહસ્થજ છે. તેજ પ્રમાણે તમે પણ કામ કરો, પરંતુ ભૂલશો નહિ કે ખરેખર તો તમે સત્યસ્વરૂપ છો. ખરી રીતે તમે અવિકૃત, આનન્દસ્વરૂપ, સુખસ્વરૂપ છો, આ વાત કદિએ ભૂલશો નહિ. તમારા એ સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરો અને મુક્ત થાઓ.

**स यथा दुन्दुभेर्हन्यमानस्य न बाह्याञ् शब्दाञ् शक्नुयाद् ग्रहणाय,**
**दुन्दुभेस्तु ग्रहणेन दुन्दुभ्याघातस्य वा शब्दो गृहीतः ॥ ८ ॥**

**ભાવાર્થ**—જેમ ઢોલ વગાડવામાં આવ્યા પછી બહારથી તેના અવાજને પકડી કે અટકાવી શકાતો નથી, પણ જ્યારે તે ઢોલને અથવા ઢોલના વગાડનારને પકડવામાં આવે છે ત્યારેજ તે અવાજને અટકાવી શકાય છે; તેમ તૃષ્ણાના વિચારો અને પદાર્થો તે જ્યાંથી ઉદ્‌ભવે છે અને જેને લીધે ઉદ્‌ભવે છે તે મૂળ ઠેકાણાને શોધીને અટકાવાય ત્યારેજ તે અટકે છે.

**स यथा शंखस्य ध्मायमानस्य न बाह्याञ् शब्दाञ् शक्नुयाद् ग्रहणाय,**
**शंखस्य तु ग्रहणेन शंखध्मस्य वा शब्दो गृहीतः ॥ ९ ॥**

**ભાવાર્થ**—શંખનો નાદ વગાડવામાં આવે છે ત્યારે બહારથી તેને કાંઈ પકડી શકાતો નથી, પણ જ્યારે શંખ અથવા શંખ ફૂંકનારને પકડવામાં આવે છે ત્યારેજ તે પકડાય છે. એજ પ્રમાણે જે બ્રહ્મ સાથે એક થાય છે તેનીજ બધી તૃષ્ણાઓ પૂર્ણ થાય છે. કોઇ પણ તેની કદાપિ વંચના કરી શકતું નથી. દુઃખ અથવા કલેશ તેને કદાપિ થતો નથી.

**स यथा सर्वासामपां समुद्र एकायनमेवं सर्वेषाम् स्पर्शानां त्वगेकायनम्, एवं सर्वेषां रसानां जिह्वैकायनम् एवं सर्वेषां रुपाणां चक्षुरेकायनम्, एवं सर्वेषां शब्दानां श्रोत्रमेकायनम्, एवं सर्वेषां सङ्कल्पानां मन एकायनम्, एवं सर्वासां विद्यानां हृदयमेकायनम्, एवं सर्वेषां कर्मणां हस्तावेकायनम्, एवं सर्वेषामानन्दानामुपस्थ एकायनम्, एवं सर्वेषां विसर्गाणां पायुरेकायनम्, एवं सर्वेषामध्वनां पादावेकायनम्, एवं सर्वेषां वेदानां वागेकायनम् ॥१२॥**

**ભાવાર્થ**—જે પ્રમાણે સર્વ પ્રાણીનું મધ્યબિન્દુ મૂળસ્થાન સમુદ્રમાં છે, સર્વ સ્પર્શનું મધ્યબિન્દુ ત્વચામાં છે, સર્વ રસનું રસનામાં છે, સર્વ સુગન્ધનું નાસિકામાં છે, સર્વ રૂપનું નેત્રમાં છે, સર્વ નાદનું શ્રોત્રમાં છે, સર્વ સંકલ્પનું મનમાં છે, સર્વ જ્ઞાનનું હૃદયમાં છે, સર્વ કર્મનું હસ્તમાં છે, સર્વ ગતિનું પાદમાં છે અને સર્વ વેદનું વાણીમાં છે; તે પ્રમાણે સર્વ જગત અને જગતના સર્વ પદાર્થોનું મધ્યબિન્દુ પોતાના સ્વરૂપમાં–સત્ય આત્મામાંજ છે. સર્વ નાદનું પોતાનું મધ્યબિન્દુ સ્વસ્વરૂપ અથવા આત્મામાંજ છે. સર્વ રંગનું મધ્યબિન્દુ પણ તેમાંજ છે. સર્વ નાદ, રંગ, સ્વાદ અને ઇન્દ્રિયોનું ચલનવલન એ સર્વનું મધ્યબિન્દુ પણ એક આત્મા અથવા સ્વસ્વરૂપમાંજ છે. તેમાંથીજ સર્વ ઉદ્‌ભવે છે.

**स यथा सैन्धवघनोऽनन्तरोऽबाह्यः कृत्स्नो रसघन एवैवं वा अरेऽयमात्माऽनन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन इव एतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्यवानुविनश्यति न प्रेत्य संज्ञाऽस्तीत्यरे ब्रवीमिति होवा च याज्ञवल्क्यः ॥ १३ ॥**

**ભાવાર્થ**—જેમ મીઠાનો ગાંગડો સમુદ્રમાં નાખવામાં આવતાં તે ઓગળી જાય છે અને ફરીથી હાથમાં આવી શકતો નથી પણ તે પાણી ચાખવામાં આવે છે ત્યારે ખારૂં લાગે છે; તેજ પ્રમાણે હે મૈત્રેયી ! આ મહાન જગતનું અસ્તિત્વ પણ અન્ત વગરનું-મર્યાદા વગરનું છે અને જગતમાં પણ તે આત્મસ્વરૂપ વિના બીજું કાંઇજ નથી. આ સર્વ તત્ત્વો તેમાંથીજ ઉત્પન્ન થાય છે અને ફરી તેમાંજ નાશ પામે છે. હે મૈત્રેયી ! જ્યારે તે તત્ત્વોમાંથી સ્વરૂપ જૂદું પડે છે ત્યારે વિશેષ ચૈતન્ય તેમાં રહેતું નથી એમ હું કહું છું. આ પ્રમાણે યાજ્ઞવલ્કય બોલ્યા.

મનુષ્ય જ્યારે આ સત્યનો સાક્ષાત્કાર કરે છે ત્યારે તેની સાથે એકરૂપ થાય છે અને નામ તથા રૂપથી જૂદો પડે છે.

**स होवाच मैत्रेयी अत्रैव मा भगवान् मूमुहत् न प्रेत्य संज्ञास्ति इति ।**

ત્યારે મૈત્રેયીએ કહ્યું: “ જ્યારે તમે એમ કહ્યું કે સ્થૂલ તત્ત્વોથી તે જૂદો પડે છે ત્યારે તેમાં વિશેષ ચૈતન્ય રહેતું નથી, એ વાકયથી હે ભગવાન ! તમે મને સંશયમાં નાંખી.”

મૈત્રેયીના મનમાં શંકા ઉત્પન્ન થઈ કે દરેક પ્રકારનાં દુઃખ પણ એ આત્મસ્વરૂપમાંથીજ ઉત્પન્ન થતાં હશે. જો તેમ હોય તો આત્મસ્વરૂપજ દુઃખો અને અંતરાયોનું કારણ પણ બને. વળી જો આત્મસાક્ષાત્કારથી મનનું વિશેષ ચૈતન્ય ન રહે તો આપણો નાશજ થઇ જાયકેઆપણા વ્યક્તિત્વનો લોપજ થાય. તેવું સમજીને તે કહે છે કે “ મારે નાશ જોઇતો નથી.” એવું નાશકારક સ્વરૂપ મારે જોઇતું નથી. જો તેની પ્રાપ્તિથી મારે સર્વસ્વ ખોવાનું છે, તો પછી તેની મને ઇચ્છા નથી.

**स होवाच न वा अरेऽहं मोहं ब्रवीम्यलं वा अर इदं विज्ञानाय ॥ १४ ॥**

**यत्र हि द्वैतमिव भवति, तदितर इतरं जिघ्रति, तदितर इतरं पश्यति, तदितर इतरं शृणोति, तदितर इतरमभिवदति, तदितर इतरं मनुते, तदितर इतरं विजानाति; यत्र त्वास्य सर्वमात्मैवाभूत, तत्केन कं जिघ्रेत्, तत् केन कं पश्येत्, तत्केन कं शृणुयात्, तत् केन कमभिवदेत्, तत् केन कं मन्वीत, तत् केन कं विजानीयात् ? येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् ? विज्ञातारमरे केन विजानीयात् ? ॥ १५ ॥**

**ભાવાર્થ**—યાજ્ઞવલ્કયે જવાબ આપ્યો કે “ હે મૈત્રેયી ! હું તને જે કહું છું તે શંકા કરવા જેવું નથી. હે પ્રિયે ! જડ ચૈતન્યના વિવેક માટે તે કહેવું ઠીક છે.”

“ કારણ કે જ્યારે દ્વૈત જેવો ભાવ હોય છે ત્યારે એક બીજાને જુએ છે, સુંઘે છે, સાંભળે છે, નમન કરે છે, નિહાળે છે અને ઓળખે છે; પણ જ્યારે માત્ર સ્વરૂપજ આ બધું છે એવું અદ્વૈતદર્શન થાય ત્યારે કોણ કોને સુંઘી, સાંભળી, નમન કરી, નિહાળી અને ઓળખી શકે ? જેને લીધેજ આ બધું જાણી શકાય છે તેને તે શી રીતે જાણી શકાય ? હે પ્રિયે ! જ્ઞાતા પોતાને તે કેવી રીતે જાણે ? ”

ન સાંભળવાનાં બે કારણો હોઈ શકે. એક તો તે બહેરો અને મુંગો હોય અને બીજું પોતાની બહાર કાંઇ પણ નાદજ હોય નહિ. ન જોવાનાં પણ બે કારણ છે. કાંતો આંધળો હોય અને કાંતો બહાર કાંઈ જોવાનુંજ ન હોય. વાસ નહિ લેવાનાં પણ બે કારણ છે. કાંતો ઘ્રાણશકિત ન હોય અને કાંતો પોતાની બહાર બીજું કાંઇ સુંઘવાનું ન હોય. મૈત્રેયીની

શંકા એજ હતી કે જો સ્વરૂપ–સત્ય સ્વરૂપવડેજ આપણે બહારનું સાંભળવાનું, જોવાનું, સુંઘવાનું અને સ્વાદ લેવાનું છે, તો શું તેથી રહિત થતાં આપણે ખરી રીતે બહેરાં, મુંગાં કે આંધળાં બનતાં નથી? આ શંકાનો જવાબ એવો અપાય છે કે સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થવાને લીધે આમ થતું નથી, પણ "અંત વગરના સ્વરૂપ સિવાય બીજું કાંઈ છેજ નહિ" એવા અનુભવને લીધેજ તેમ બને છે. શ્રવણશક્તિ નાશ પામવાથી સંભળાતું નથી એમ નથી, પણ સાંભળવાની બીજી વસ્તુજ નથી તેથી સંભળાતું નથી. સ્વસ્વરૂપમાં દ્વંદ્વભાવ નથી, હદ નથી અને કોઇ પણ દ્રશ્ય પદાર્થ નથી કે જેને તમે જુઓ. તમારી વિચારશક્તિ નાશ પામી છે તેથી તમારે કાંઈ વિચારવાનું નથી એમ નથી, પણ આત્મા સિવાય બીજો કોઇ પદાર્થજ નથી. તેથીજ એમ છે. દ્રષ્ટિમાં તેમજ બહારના પદાર્થોમાં પણ એ અનન્ત સ્વરૂપ સિવાય બીજું કાંઈજ નથી. તે અનન્તસ્વરૂપજ નાકને સુંઘવાનું અને કાનને સાંભળવાનું કારણ છે. સ્વરૂપની સત્તા–સ્ફૂર્તિથીજ નેત્ર જોઇ શકે છે. બધી ઇન્દ્રિયો અને તેવડે જણાતા પદાર્થોનું અસ્તિત્વ અને ભાસવાપણું તથા એક બીજા પ્રત્યેનું આકર્ષણ, એ બધું એક એ અનન્ત સ્વરૂપનેજ આભારી છે.

જ્યારે મન આ અનિર્વચનીય વિશ્વના વિચારમાં રમતું હોય છે ત્યારે તે આત્માનો સાક્ષાત્કાર કરી શકતું નથી. જે સ્વરૂપ વિચાર ઉપર આધિપત્ય ભોગવે છે તે સ્વરૂપને વિચાર શી રીતે કળી શકે?

ધારો કે આપણી પાસે એક ચીપીઓ છે. આ ચીપીઓ તમારી આંગળીઓના કબજામાં છે. તમારી આંગળીઓ આ ચીપીઆ ઉપર ચપસીને બેઠેલી છે, અને આ ચીપીઆથી તમારી મરજીમાં આવે તે વસ્તુ તમે પકડી શકો છો; પણ આ ચીપીઆને જેણે પકડેલો છે તે આંગળીઓને પાછો ફરીને પકડવાની તે ચીપીઆમાં શક્તિ છે? નહિજ.

તેજ પ્રમાણે તમારૂં વિજ્ઞાન, બુદ્ધિ, મન કે મગજ ચીપીઆ જેવું છે. આ ચીપીઓ વિચિત્ર પ્રકારનો છે. સામાન્ય રીતે ચીપીઆને બે પાંખાં હોય છે પણ આ ચીપીઆને ત્રણ પાંખાં અથવા પકડ છે. એક પકડ 'શા માટે' ની અથવા **કારણ**ની છે. બીજી 'ક્યારે' ની અથવા **કાળ**ની અને ત્રીજી 'કયાં' ની અથવા **દેશ**ની છે. એમ કારણ, કાળ અને દેશરૂપી ત્રણ પાંખડાંવાળી આ સાણસી છે.

હવે એક વસ્તુને પૂરેપૂરી સમજવી એટલે શું?

"વસ્તુને સંપૂર્ણ સમજવી" એટલે આ પકડ અથવા પાંખીઆંથી તેને મજબૂત પકડવી એ છે. જ્યારે તમે અમૂક વસ્તુનું "શા માટે, ક્યારે અને કયાં" સમજો છો ત્યારેજ તે વસ્તુ બરાબર સમજાય છે, અને લક્ષમાં આવે છે. એટલે કે તે 'છે', એમ તમારી બુદ્ધિ પ્રમાણે ત્યારેજ ઠરે છે. તમારી બુદ્ધિ તેમાં અને તે તમારી બુદ્ધિમાં ત્યારેજ રહે છે.

એ પ્રમાણે જો કે એ ત્રણ પાંખાંવાળા વિચિત્ર ચીપીઆરૂપી બુદ્ધિવડેજ આ જગતમાંની સર્વ વસ્તુઓ સમજી શકાય છે; પણ આ બુદ્ધિ અને મન, ચીપીઆનાં પાંખાંની પેઠે, સ્થિતિના વિચિત્ર નિયામકરૂપી આત્માના કબજામાંજ રહેલાં હોય છે. આ વિચિત્ર શક્તિથીજ સમજશક્તિને ચલાવાય અને દોરવાય છે.

તમારી બુદ્ધિ–મન સ્વતંત્ર છે? જો તેમ હોય તો આળસની સ્થિતિમાં અગર ઉંઘની સ્થિતિમાં પણ તેઓ શા માટે તેજ રૂપમાં હોતાં નથી? જો તે સ્વતન્ત્ર હોત તો દરેક અવ-

સ્થામાં તેઓ સરખાંજ રહેત. પણ તે સ્વતન્ત્ર નથી; મન-બુદ્ધિ કોઇ મહાન શક્તિના દબાણમાં છે. બુદ્ધિમાં પાછું ફરીને તે અનન્તશક્તિને-તે સત્ય સ્વરૂપને કે જેના કબજામાં તે છે તેને પકડવાની શક્તિ નથી. બુદ્ધિ સત્ય સ્વરૂપને-સત્ય આત્માને સવાલ પૂછી શકતી નથી; બુદ્ધિ આત્માને સમજી શકતી નથી; તેમજ ગ્રહણ પણ કરી શકતી નથી. કેમકે આત્મા તેનાથી પર છે અને પરથી પણ પર છે.

બુદ્ધિ આત્માને પકડી શકતી નથી. કેમકે જેવી રીતે સમુદ્રમાં પરપોટો લીન થઈ જાય છે તેવી રીતે આત્મામાં તે મળી જાય છે. પરપોટો સમુદ્રથી બહાર નીકળી શકતો નથી પણ તેમાંજ ફૂટી જઇને એકરૂપ થાય છે, તે પ્રમાણે બુદ્ધિ આત્માને સમજી શકતી નથી પણ તે આત્મામાં એકરૂપ થઈ જાય છે. ખરી રીતે આજ માયાનો ટૂંકામાં સાર છે. બુદ્ધિ આત્માને અથવા પરમેશ્વરને "આ જગત શા માટે, ક્યારે અને ક્યાં ઉત્પન્ન કર્યું?" એ સવાલ પૂછી શકતી નથી.

આ આત્માને-આ સત્યના સત્યરૂપી મહાન સમુદ્રને-આ નિયન્ત્રણ કરનાર અને નિયામક સ્વરૂપને તેની સાથે એકરૂપ થવા માટે જાણવો અને અનુભવવો જોઈએ. આ સત્ય સ્વરૂપ અથવા આત્મા अहं છે. આ સત્ય સ્વરૂપ-આ પરિપૂર્ણ अहं તે દેશ, કાળ અને કારણથી પર છે. આ સંપૂર્ણ સત્ય સ્વરૂપને ૐ થી દર્શાવાય છે. આ "ૐ" એટલે अहं ની ધૂન ગજાવતી વખતે તમારે બીજા કોઇને સંભળાવવાનું નથી. ૐ ની પ્રણવ-ધૂન ગજાવતી વખતે તમારી પોતાની બહાર બીજું કોઈ છે અને તેને બોલાવો છો એમ માનશો નહિ. ૐ ની ધૂન ગજાવતી વખતે આ સત્ય अहं સાથે તમારી અભિન્નતાનો અનુભવ તમારે કરવો જોઇએ. આ ઉત્કટ લાગણીથી મન સત્ય સાથે મળી જાય છે. આ દૃઢ માન્યતાથી-મનના આ પ્રત્યક્ષ જ્ઞાનથી મન એક પરપોટા જેવું થાય છે કે જે પરપોટો સત્યના મહાન સમુદ્રમાં ફૂટે છે. આજ સાક્ષાત્કારનો માર્ગ છે. તમારી જાતને મુક્ત કરવાને અને સત્ય સ્વરૂપને પ્રાપ્ત કરવાને તથા તમારા મિથ્યા સ્વરૂપના મોહનો નાશ કરવાને માટે તમારા મનમાં આ પ્રત્યક્ષ જ્ઞાનને દૃઢ કરવું, એજ એક માત્ર ખરો રસ્તો છે.

એ આત્મસ્વરૂપ-એ સત્ય अहंજ આ શરીર અને બધાં શરીરમાં ખરા આધારરૂપે દેખાય છે. એ સત્ય अहंજ નિયામક, શાસક, રાજ્યકર્ત્તા અને અનન્ત સ્વરૂપે આ નાના અણુથી લઇને મહાન સમુદ્ર સુધીમાં એકરસ વ્યાપી રહેલું છે. દેશ, કાળ અને કારણ સર્વમાં એ એકજ આત્મસ્વરૂપ રહેલું છે. સજ્જનો ! તેનો અનુભવ કરો. તમે તેજ સત્ય अहं છો એમ સાક્ષાત્કાર કરો. તમે તે અનન્ત-અનિર્વચનીય સ્વરૂપ છો એમ અનુભવો અને પછી તમારી સ્થિતિમાં કેવો મોટો ફેર અને રૂપાન્તર થાય છે તે જુઓ. તમે બધા દેશમાં પ્રવેશી શકો છો; તમે બધા કાળમાં છો; જે બધો દેશ ધારણ કરે છે તે સ્વરૂપ તમે છો; આ અનન્ત દેશ તમારાજ આધારથી છે-તમારાવડેજ છે. અનન્ત દેશ, અનન્ત કાળ, અનન્ત કારણ, અનન્ત બળ, અનન્ત શક્તિ-સત્તાઓ એ સર્વ તમેજ છો; હમેશાં તેજ તમારૂં સ્વરૂપ છે. આનો અભ્યાસ કરો અને તમે ઉન્નત થશો. તમે સર્વ સ્વાર્થની વૃત્તિઓથી મુક્ત થશો. એમાં આસ્થા રાખો એટલે તે સર્વ દુઃખ અને ચિન્તાઓ દૂર કરશે. સર્વ દ્વેષ, કંકાસ, કલેશ, ઉદ્વેગથી તમે પર થશો. તમે તે अहं છો એમ અનુભવો. તમે તેજ છો.

તમારી બુદ્ધિને તેનું કારણ પૂછવાનો અને કારણ સાથે એકરૂપ થવાનો અધિકાર-તાકાત નથી.

આ એક રેશમી કપડાનો કકડો લ્યો. તે બીજી કોઈ વસ્તુ સાથે મળતો આવે છે? તે માત્ર રેશમ સાથેજ મળતો આવવો જોઈએ કે જેનો તે બનેલો છે. રેશમને તે મળતો આવે છે ખરો, પણ તેને તેની લંબાઈ, પહોળાઈ અને જાડાઈ સાથે એકતા બનાવવાનો હક્ક નથી; તેજ પ્રમાણે બુદ્ધિ જ્યારે કોઇ વસ્તુ સાથે એકરૂપ થાય છે ત્યારે તે તે પદાર્થ અગર તેના સત્ય સ્વભાવનીજ સાથે એક થવી જોઇએ. તે પરપોટારૂપે થવી જોઇએ અને **અહં** રૂપી આત્માના મહાન સમુદ્રમાં એકરૂપ થવા માટે ફૂટી જવી જોઇએ. શરીર સાથે તેની એકતા થવી જોઇએ નહિ. શરીર એ તો ફક્ત પરિણામ અથવા ઉપરનું કપડુંજ છે અને તેથી બુદ્ધિને ક્ષુદ્ર શરીર સાથે એક થવાનો યોગ નથી.

અરે! સત્ય ઐશ્વર્યરૂપે, સત્ય આત્મરૂપ આ શ્રેષ્ઠ શક્તિને દુનિયાના સંબન્ધો અને કર્મો સાથે એકરૂપ ગણવાનો કોઇને કશોજ હક્ક નથી. તમેજ તે શ્રેષ્ઠ ઐશ્વર્ય–તે સત્ય સ્વરૂપ છો! બસ, **તેનેજ જાણો, તેનોજ વિચાર કરો, તેનોજ અનુભવ કરો અને સર્વ શોક દુઃખથી પર થાઓ.**

ૐ ૐ ૐ





# २३–प्राणायाम.*

જેઓએ ‘રામ’નાં આજ સુધીનાં વ્યાખ્યાનો સાંભળ્યાં છે તેઓને આજના વ્યાખ્યાનથી બહુ લાભ થશે. આપણે પ્રથમ પ્રાણાયામનો વિષય લઈશું. ‘પ્રાણાયામ’ શબ્દનો અક્ષરાર્થ પ્રાણ અથવા શ્વાસનો નિરોધ અથવા પ્રાણનું નિયમન[1] એવો છે. યમ, નિયમાદિ[2] યોગનાં આઠ અંગ છે, અને તેનું વર્ણન યોગશાસ્ત્રના ગ્રંથમાં કરેલું છે. આજે આ સર્વ અંગોનું વર્ણન કરવાનું કારણ નથી. એ આઠ અંગો પૈકી ‘પ્રાણાયામ’ એક અંગ છે, આ અંગ ઘણુંજ અગત્યનું છે. એથી આજ ‘રામ’ તમો સમક્ષ એ અંગ ઉપર વ્યાખ્યાન આપશે.

પ્રાણાયામ કરવાથી લાભ શું ? આ પ્રશ્ન તમો કરશો. ‘રામ’ આ પ્રશ્નનો એટલોજ ઉત્તર આપી શકે છે કે તમે પ્રાણાયામ કરવાની રીત શીખો અને તે રીતે જાતોજાત પ્રાણાયામનો અભ્યાસ કરી જુઓ; એટલે તે કેટલો ઉપકારક અને લાભકર્તા છે એ તમે તમારી મેળેજ અનુભવથી જાણી શકશો. માથું ભમતું હોય, ચકરી આવતી હોય, મનમાં બેચેની જણાતી હોય, ઉદાસી કે ખેદ[3] થતો હોય, આશા ભંગ થઈ હોય, કલેશ થયો હોય, ત્યારે બતાવેલી રીતિ મુજબ પ્રાણાયામ કરવાથી તમારા મનને તેજ સમયે શાંતિ મળશે;[4] અને પ્રાણાયામની આ રીતિનો ઉપયોગ તમારા સમજવામાં આવશે. જ્યારે તમારે કોઈ વિષય ઉપર નિબંધ લખવાનો કે વિચાર કરવાનો હોય અને તેમાં વ્યવસ્થાસર વિચાર ન આવતા હોય–મનની એકાગ્રતા થઈ શકતી ન હોય ત્યારે પ્રાણાયામ કરો અને પછી જુઓ કે કેવો ચમત્કાર થાય છે ! જે વિષયનો નિબંધ તમે લખતા હશો તે વિષયમાં તમે એવા તો તલ્લીન, તદ્રૂપ, તદાકાર થઈ જશો અને વિચારો એવા તો સંકલનામાં બરાબર ગોઠવાયલા, સુસંબદ્ધ આવશે કે તે જોઈને તમોને મોટો અચંબો લાગશે. પેટની પીડ, માથાનું કળતર, ફેફસાં અને હૃદયના રોગ તેમજ તેવાજ બીજા રોગો પણ પ્રાણાયામના અભ્યાસથી મટી જાય છે. હવે આપણે પ્રાણાયામના અભ્યાસની રીતિની તપાસ કરીશું. અમેરિકામાં પ્રાણાયામ કરવાની જૂદી જૂદી રીતો અને પદ્ધતિઓ ચાલે છે; પણ જે રીતિ અને પદ્ધતિનું વર્ણન આજે

---

* તારીખ ૮ માર્ચ સને ૧૯૦૩ ને રોજ આપેલું વ્યાખ્યાન.

૧ प्राण: स्वदेहजो वायुरायामस्तन्निरोधनम् ।

૨ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ.

૩ જ્યારે ચિત્ત ચંચળ થાય અથવા વિશેષ ક્રોધ થાય ત્યારે પ્રાણાયામ કરવો નહિ......અને વળી ચિત્તશાંતિ પ્રાણાયામ કરવાથીજ થાય છે, એવો સિદ્ધાન્ત છે. આ પરસ્પર વિરૂદ્ધ વચનોમાં સંશય ઉપજશે; પણ આ બંને વાત ખરી છે; તે એવી રીતે કે જ્યારે બેચેની કે ક્રોધ થાય ત્યારે ચિત્તશાંતિ કે ક્રોધશાંતિ માટે પ્રાણાયામ કરવો, પણ યોગનું ફળ મેળવવાનો પ્રાણાયામ તે વખતે કરવો નહિ.

(યોગ સોપાન—પૂર્વ ચતુષ્ક)

૪ चले वाते चलं चित्तं निश्चले निश्चलं भवेत् । योगी स्थाणुत्वमाप्नोति ततो वायुं निरोधयेत् ॥

'**રામ**' તમો આગળ કરનાર છે તે રીતિ અને તે પદ્ધતિ અનેક વર્ષોની કસોટીએ ચઢીને ઉત્તમ ઠરેલી છે. અમારા આર્યાવર્તના પ્રાચીન ઋષિ મહર્ષિઓ એજ રીતિ અને એજ પદ્ધતિથી પ્રાણાયામ કરતા હતા; અને આજે પણ આર્યાવર્તમાં એજ રીતિ અને પદ્ધતિથી પ્રાણાયામ કરવામાં આવે છે. જેમણે પ્રાણાયામનો અભ્યાસ એ રીતિ અને પદ્ધતિથી કર્યો છે તેમને બહુ લાભ મળ્યો છે.

## પૂરક, કુંભક અને રેચક.

પ્રાણાયામનો અભ્યાસ કરવા બેસવું હોય ત્યારે તમારે સુખરુપ સહજ અને સ્થિર આસનથી તથા એકાગ્ર મને બેસવું જોઇએ. જમણા પગને ડાબા પગની સાથળ ઉપર અને ડાબા પગને જમણા પગની સાથળ ઉપર—એમ ઉલટ સુલટ પગ ચઢાવીને બેસવું. આ આસન પ્રાણાયામના અભ્યાસકને બહુ સુખકારક છે. પણ એમ આસન વાળીને બેસવું તમોને તો પાલવે નહિ—કઠિન લાગે; એથી તમે લોક ( પાટલુન પહેરવાની અને ખુરશીએ બેસવાની ટેવવાળાઓ) આરામ ખુરસી ઉપર બેસસો તોપણ ચાલશે. શરીર, મસ્તક અને ડોકને નિશ્ચળ અને સીધાં રાખી, સ્થિર થઇ, આડું અવળું જોયા વિના ટટાર પોતાની નાસિકા સન્મુખ દૃષ્ટિ કરી દિશાઓ તરફ નજર નહિ કરતાં પ્રસન્ન ચિત્તથી આસનવાળી બેસવું જોઇએ.[1] આ રીતે તૈયાર થઇ પછી જમણા હાથના અંગુઠાવડે જમણું નસ્કોરૂં દાબીને બંધ કરવું; અને ડાબે નસ્કોરેથી શ્વાસને ધીરે ધીરે અંદર લેવો. આ શ્વાસ અંદર લેવાની ક્રિયાને પૂરક કહે છે. આ પૂરકની ક્રિયા મન શાંત અને સ્વસ્થ થાય ત્યાં લગી કર્યા જવી. આ ક્રિયા વખતે મનને શૂન્ય કે નકામું રાખવું નહિ. આ પૂરક ક્રિયા ચાલતી હોય ત્યારે ચિત્તને એકાગ્ર કરવું અને ચિન્તન કરવું કે સર્વજ્ઞ, સર્વ શક્તિમાન અને સર્વવ્યાપી બ્રહ્મતત્ત્વ કે જે આ ચરાચર જગતમાં વ્યાપી રહેલું છે તે સત્ તત્ત્વને હું મારા શરીરમાં લઉં છું—પૂરૂં છું. હું સમગ્ર વિશ્વ અને બ્રહ્માણ્ડરૂપ દિવ્ય જ્યોતિમય આદિકારણ અમૃતત્વનું પાન કરૂં છું. શ્વાસ પૂરેપૂરો માંહે લઇ રહ્યા એમ તમોને જણાય એટલે તમારે કનિષ્ઠિકા અને અનામિકા આંગળીઓવડે ડાબું નસ્કોરૂં દાબીને બંધ કરી લેવું.[2] આ પ્રમાણે શ્વાસ લઇને બંધ કર્યા પછી મ્હોંથી તેને નીકળવા દેવો નહિ. આને કુંભક ક્રિયા કહે છે. આમ માંહે લઇ બંધ કરેલા વાયુને ફેફસાં, પેટ અને હોજરી વગેરેમાં ભરી દેવો. શરીરની અંદરની સઘળી ખાલી જગ્યાઓ આ વાયુથી ભરી નાખવી. તે વખતે મનને પણ નકામું રહેવા દેવું નહિ, પણ 'હું બ્રહ્મ છું;' જે સર્વ શક્તિમાન પરમેશ્વર આ જગતના દરેક અણુ અણુમાં વ્યાપી રહ્યા છે—રમી રહ્યા છે, જે અખિલેશ્વર બ્રહ્મથી આ વિશ્વ આખું છવાઇ રહ્યું છે, તેજ હું છું; એવી ભાવનાનું એકાગ્ર મને ધ્યાન ધરવું. તમારી સર્વ શક્તિઓ અને તમારૂં સઘળું મનોબળ વાપરીને આ ભાવનાના ધ્યાનને સજ્જડ, મજબૂત અને અચળ કરવું. તમે સત્ છો; તમે દિવ્ય અલૌકિક તે સત્તા છો કે જેથી આ સમગ્ર વિશ્વ ભરપૂર છે; આવું પરમેશ્વરનું ધ્યાન તમારે ચાલુ રાખ્યા કરવું. પછી તમોને જણાય કે વાયુ—શ્વાસ બહુ વખત સુધી માંહે રાખી શકાય એમ નથી, એટલે ડાબું નસ્કોરૂં બંધ રાખી જમણું નસ્કોરૂં ઉઘાડી નાંખવું અને તે વાટે શ્વાસ હળવે હળવે બહાર કાઢવો. આને રેચક ક્રિયા કહે છે. આ રેચક ક્રિયા કરતી વેળાએ મનની વૃત્તિને બ્રહ્માકાર કરી નાંખવી

---

१ **समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः । गीता अ. ६,१३.**

२ **पूरकांते कुंभकांते धार्यं नासापुटद्वयम् । कनिष्ठानामिकांगुष्ठैस्तर्जनीमध्यमांविना ॥**

અને દૃઢ ભાવના કરવી કે આ બહાર જતા વાયુ સાથેજ મારા મનનો મેલ, સઘળી અશુદ્ધિઓ, કુવિચારો, અજ્ઞાનતા, દુષ્ટપણું અને પાપરૂપી મળ નીકળી જાય છે-ધોવાઈ જાય છે. એ બહાર જતા વાયુ સાથે નબળાઈ અને દુબળાઇ ચાલી જાય છે. એ પછી દુર્બળતા કે અજ્ઞાનતા રહેતી નથી, ભય કે કલેશ પણ રહેતા નથી, ખેદ, ઉદ્વેગ, ઉદાસી વગેરે પાપો પણ રહી શકતાં નથી. ઉપાધિ માત્ર--તાપ માત્ર નષ્ટ થઇ જાય છે. માંહે પૂરીને બંધ કરેલો વાયુ આમ નીકળી જાય એટલે બંને નસ્કોરાં ઉઘાડાં કરી દેવાં, પણ વાયુને-શ્વાસને અંદર લેવો નહિ. નાક ઉપરથી હાથ ઉઠાવી લેવો. તમારાથી બનતા બધા યત્નોથી વાયુને અંદર આવવા દેવો નહિ. શ્વાસને બહાર રાખવાની અને અંદર નહિ આવવા દેવાની આ ક્રિયા જ્યારે ચાલતી હોય ત્યારે પણ મનને નકામું રહેવા દેવું નહિ. એકાગ્રચિત્તથી. સંપૂર્ણ મનોબળ વાપરીને 'આ ઉપાધિરહિત કેવળ બ્રહ્મસ્વરૂપ હું પોતે છું.' એવા અવિચળ ધ્યાનમાં મગ્ન રહેવું. દેશ કાળનો મને બાધ નથી; મારૂં આત્મસ્વરૂપ દેશ, કાળ, કારણ અને પ્રકૃતિથી પર છે; જગતની કોઈ પણ ઉપાધિ અથવા જગતનું કોઇ પણ બંધન મને નડતર કરી શકે એમ છે નહિ; હું કેવળ સ્વતંત્ર છું; મને--બ્રહ્મસ્વરૂપને કાળ, માયા, પ્રકૃતિ કે જગતનો કોઈ પણ વ્યવહાર બાધ કરી શકતો નથી; કલ્પના અને વિચારથી પર, દિવ્ય તેજોમય, અવિનાશી, સર્વવ્યાપી, સર્વસાક્ષિભૂત, કુટસ્થ, પરાત્પર એવું જે પરમાત્મસ્વરૂપતત્ત્વ તે હું પોતે છું. આવા ધ્યાનમાં મગ્ન રહ્યા કરવું.

## પ્રાણાયામની શારીરિક અને માનસિક ક્રિયા.

અહીં સુધી વર્ણવેલી પ્રાણાયામ પદ્ધતિના ચાર ભાગ પાડેલા છે અને તે હરેક ભાગમાં શારીરિક અને માનસિક, એવા બે ભેદ છે, આ વાત તમારા લક્ષમાં આવીજ હશે. ડાબે નસ્કોરેથી પ્રાણને માંહે ખેંચી પૂરવો-પૂરક[1] કરવો એ પ્રાણાયામનો પ્રથમ ભાગ છે. આ ભાગમાં શ્વાસને માંહે લેવાની ક્રિયા તે શારીરિક ક્રિયા અને **सोऽहं** ઈશ્વિર ઈશ્વિર કહે છે તે હું પોતે, **'अहं ब्रह्मास्मि'** એ મનોભાવને ધ્યાનમાં શ્વાસક્રિયા સાથે સ્થિર કરવો તે માનસિક ક્રિયા થઇ. તે પછી માંહે ખેંચીને ભરેલા વાયુને કેટલાક વખત સુધી અંદર રાખી મૂકવાની અને તે ફેફસાં, પેટ, હોજરી આદિ પોકળમાં પૂરવાની ક્રિયાને કુંભક[2] કહે છે. આ કુંભક કરવામાં પણ શારીરિક અને માનસિક બંને પ્રકારની ક્રિયાઓ કરવી પડે છે. શ્વાસને પૂરી મૂકવો-શ્વાસનો નિરોધ કરવો એ બીજા ભાગનો શારીરિક ક્રિયાભેદ થયો અને એ વખતે "સર્વ ચરાચરમાં હું વ્યાપી રહેલો છું, આ અખિલ વિશ્વ હું છું," એવી સુદૃઢ મનોભાવનાનો નિદિધ્યાસ કરવો એ માનસિક ક્રિયા થઇ. જમણે નસ્કોરેથી શ્વાસને છોડી દેવાની ક્રિયાને રેચક[3] ક્રિયા કહે છે. આ ત્રીજા ભાગની શારીરિક ક્રિયા તે રેચક ક્રિયા થઇ અને શ્વાસ સાથે સર્વ દુર્બલતાને અંતઃકરણમાંથી હાંકી મૂકવાની ભાવના કરવી તથા સ્વરૂપમાં સ્થિર થવાનો અચલ અને અડગ નિશ્ચય કરવો; કુવાસના, કુતર્ક, કુશંકા અને એવી બીજી નબળાઇઓને નજીક ફરકવા પણ દેવી નહિ અને મોહનો નાશ કરવો; એ માનસિક ક્રિયા કહેવાય છે. શ્વાસને માંહે આવતો અટકાવી બહારનો બહાર રહેવા દેવાની ક્રિયા પ્રાણાયામના ચોથા ભાગમાં આવે છે. ચોથા ભાગની આ ક્રિયા સિદ્ધ થઇ જાય એટલે પ્રાણાયામનો અર્ધો ક્રમ થયો

---

१ बाह्यादापूरणं वायोरुदरे पूरको हि सः ।
२ सपूर्णकुंभवद्वायोर्धारणं कुंभको भवेत् ।
३ बाहिर्यद्रेचनं वायोरुदराद्रेचकः स्मृतः ।

સમજવો. આ સ્થળે જરૂર જણાય તો થોડીક વાર થોભવું, થોડીએક વિશ્રાન્તિ લેવી. આ વિશ્રાંતિ લેતી વખતે શ્વાસોચ્છાસ સ્વાભાવિક ગતિથી ચલાવવા. ઝડપથી લાંબી મજલ ચાલીને આવીએ છીએ તે સમયે જેમ ઉંડાણુથી શ્વાસ ચાલે છે તેમજ શ્વાસને ચલાવવો. આમ જોરથી ને ઉંડાણુથી ચાલતી શ્વાસની ક્રિયા પણુ પ્રાણુાયામ કહેવાય છે, સ્વાભાવિક પ્રાણુાયામ તે એનુંજ નામ છે.* આ રીતે થોડો વખત વિશ્રાન્તિ લીધા પછી અર્થાત્ શ્વાસને સ્વાભાવિક રીતે ચાલવા દીધા પછી પાછી શાસ્ત્રોક્ત પ્રાણુાયામની શરૂઆત કરવી જોઈએ. હવે ડાબાને બદલે જમણું નસકોરૂં લેઇને, માનસિક ક્રિયા પણુ પહેલાંની પેઠે કરવી. એ નસકોરેથી પૂરક કરવો. આ શારીરિક ક્રિયા ચાલતી હોય ત્યારે હું અમૃતત્ત્વ-ઇશ્વિરત્વ પૂરૂં છું, એવી દૃઢ મનોભાવના કરવી. શરીરમાં માઇ રહે તેટલો વાયુ લીધા પછી તેને શરીરમાં ધારણુ કરી રાખવો એટલે કે કુંભક કરવો અને આ સચરાચર વ્યાપેલું ચૈતન્યબ્રહ્મ હું છું, સકલ વિશ્વનું પ્રાણુત્વ હું છું, સર્વ જગતને પ્રકાશનાર તેજોરાશિ હું છું, જગતનાં પ્રાણુ અને ચૈતન્ય મારાં પોતાનાં છે, એવી દિવ્ય કલ્પનાનું મનમાં ધ્યાન કરવું. પછી ડાબે નસકોરેથી શ્વાસને બહાર કાઢવો. આ શ્વાસ બહાર કાઢવાની-એટલે રેચક--ક્રિયા ચાલતી હોય ત્યારે હું મનની નબળાઇઓ અને અવિદ્યા-અજ્ઞાનને બહાર ફેંકી દેઉં છું, સૂરજ ઉગતાંજ જેમ ઝાકળ ઠંડી, ધૂમસ, અંધકાર વગેરે જતાં રહે છે તેમ '**अहं ब्रह्मास्मि**' હું બ્રહ્મ છું, એવા જ્ઞાનનો-જ્ઞાનસૂર્યનો અન્તઃકરણુ દેશમાં ઉદય થવાથી માયા અને મોહથી થએલી સઘળી મિથ્યા ભ્રમણાનો અન્ધકાર આપોઆપ નષ્ટ થઈ જાય છે, એવી મનની મજબૂત ભાવના કરો. પછી બહારના વાયુને માંહે પેસવા દેવો નહિ, અર્થાત્ બાહ્ય કુંભક કરવો. આવી રીતે પ્રાણુાયામના એકંદરે આઠ ભાગ થાય છે. પહેલી ચાર ક્રિયામાં પ્રાણુાયામનો અર્ધો ક્રમ થાય છે, અને છેવટની ચાર ક્રિયામાં પ્રાણુાયામનો વિધિ પરિપૂર્ણુ થાય છે. દરેક ક્રિયાના અભ્યાસમાં વખતને હળવે હળવે વધારતા જવું; ઉતાવળ કરવી નહિ. પૂરક, કુંભક અને રેચકના વખતને ધીરે ધીરે અને ક્રમથી વધારવો. આમાંની દરેક ક્રિયા પ્રમાણુ સહિત અને યથાયોગ્ય રીતિથી કરવી જોઇએ. શ્વાસને સારી પેઠે માંહે ખેંચ્યા પછી એકદમ છોડી દેવો નહિ જોઇએ. દરેકે દરેક કામ તાલબદ્ધ-નિયમબદ્ધ કરવું જોઇએ. ઘડીઆળનું લોલક જેમ ઠરાવેલી-નક્કી કરેલી ગતિ પ્રમાણે આમથી તેમ અને તેમથી આમ હાલડોલ કરે છે તેમ આપણા શ્વાસ પણુ નિયમબદ્ધ-નક્કી કરેલાં તાલ માપથી ચલાવવાં જોઇએ. આ પદ્ધતિ પ્રમાણે તમે જો પ્રાણુાયામ શીખશો અને પ્રાણુાયામનો અભ્યાસ કરશો તો તમારામાં અપૂર્વ બલ આવશે, તમારા રોગ માત્ર દૂર થશે. લોહી બિગાડથી થતાં સઘળાં દર્દો તેમ રોગ માત્રનો રાજા ક્ષયરોગ પણુ પ્રાણુાયામના અભ્યાસથી નષ્ટ થઈ જશે.+

પ્રાણુાયામનો અભ્યાસ કરનાર કેટલાકોને મંદવાડ થાય છે એ 'રામ'ના જોવામાં આવ્યું છે.× આ મંદવાડ થવાનું કારણુ એટલુંજ જણાય છે કે અભ્યાસમાં તેઓ કુદરતનો નિયમ જાળવતા નથી; એકદમજ આટલી પળોમાં શ્વાસ લેવો અને આટલી પળોમાં શ્વાસને છોડવો જોઇએ, એવી તેઓની ખોટી હઠથી મંદવાડ થાય છે. પ્રાણુાયામની હરેક ક્રિયામાં કુદરતના નિયમને સંભાળથી પાળવો જોઇએ. દરેક ક્રિયા, દરેક ભાગ અને દરેક ભેદના વખતને વધારવાનો

---

* ભસ્ત્રા એનેજ કહે છે. યોગશાસ્ત્રમાં એનું નામ કપાલભાતિ છે. ભસ્ત્રિકા વિધિ તેજ આ.

+ **प्राणायामेन युक्तेन सर्वरोगक्षयो भवेत् ।**

× **अयुक्ताभ्यासयोगेन सर्वरोगसमुद्भवः ॥**

અવશ્ય યત્ન કરવો; પણ થાક લાગે અને કંટાળો ઉપજે એવું તો કદી કરવુંજ નહિ. એકદમ શ્વાસને ખેંચવાનો અથવા તેને માંહે ગોંધી રાખવાનો યત્ન કરવો નહિ. એમ કરવાથી તમોને થાક લાગી જશે. ધીરે ધીરે સ્વાભાવિક રીતેજ અભ્યાસ વધારવો.+ શ્વાસને માંહે લેવાની અને તેને ધારણ કરી રાખવાની–એ બે ક્રિયા કરવાથીજ તમોને થાક લાગેલો જણાય અને કંટાળો આવે તો તેજ વખતે તમારે આરામ લેવો. એકજ દિવસમાં આઠે ક્રિયા શીખી લેવાય અને આઠે અંગોનો અભ્યાસ કરી તેમને સાધી લેવાય એવી કાંઈ તમારામાં શક્તિ નથી. એ ક્રિયા કરવાથી જો પ્રથમ દિવસે થાકી જાઓ તો બીજે દિવસે પહેલાંના કરતાં વધારે હોંશીઆરી અને સાવધાની રાખવી. પહેલી બે ક્રિયા તમારે એવી ત્રેવડથી કરવી કે પાછળની બે ક્રિયા કરવાનો તમારામાં ઉત્સાહ રહે. બધી ક્રિયા યોગ્યવિધિથી અને પ્રમાણસરજ કરવી જોઇએ.*

## પ્રાણાયામમાં કાંઈ ગૂઢ નથી.

પ્રાણાયામ કરવાની આ પદ્ધતિ બહુ ઉપકારક છે. પ્રાણનો આયામ એટલે પ્રાણાયામ. પ્રાણની કસરત અથવા પ્રાણનો નિરોધ આ રીતે કરવાથી ઘણોજ લાભ થાય છે. શરીરશક્તિ વધારવાની એક જાતની પ્રાણની કસરતનું નામ પ્રાણાયામ છે. પ્રાણાયામમાં કોઈ ગુપ્ત રહસ્ય કે ભેદ કે કોઈ જાતની અજાયબી છે, એમ જો કોઇનું માનવું કે સમજવું હોય તો તે બહુ ભૂલભરેલું છે. પ્રાણાયામનો અર્થ બ્રહ્મજ્ઞાન કે ઈશ્વર સંબંધી જ્ઞાન એવો થતો નથી. પ્રાણાયામથી અધિક કલ્યાણકારક કશું છેજ નહિ અને આત્માનુભવનું શિખર પ્રાણાયામજ છે, એવી માન્યતા હોય તો તે તદ્દન જુઠી અને ભૂલભરેલી છે. આ તો જેવી શરીરની કસરત હોય છે તેવીજ પ્રાણની કસરત છે. આપણે મેદાનની ખુલ્લી હવામાં જઇને અંગો કેળવવાને અને મજબૂત કરવાને જેમ જૂદી જૂદી અંગ કસરતો કરીએ છીએ, તેવીજ રીતે ફેફસાં અને હૃદયને સાફ તેમજ મજબૂત રાખવાને તથા મનને સ્થિર કરવાને પ્રાણાયામ એ પણ પ્રાણની કસરતજ છે. પ્રાણાયામ એ આત્મજ્ઞાન પણ નથી. આત્મજ્ઞાન પામવામાં તે એક સહાયક સાધનજ છે. 'રામ' તમોને આ વારંવાર ઘોષ કરીને કહે છે.

પ્રાણાયામમાં એક વાત બહુજ ધ્યાનમાં રાખી મૂકવા જેવી છે કે જ્યારે તમે શ્વાસને બહાર કાઢો ત્યારે પેટને સંકોચી નાખો. આનાથી તમોને બહુ લાભ થશે. તેમજ વાયુ અંદર લેતી વખતે આખા પેટને તેનાથી ભરી નાંખવાનું ચૂકતા નહિ. પ્રાણવાયુ માત્ર છાતી સુધીજ

---

+ પૂરક, કુંભક અને રેચકના માપ બાબત જૂદા જૂદા મત છે, પરંતુ પૂરકથી ચોગણો વખત કુંભકનો અને બમણો વખત રેચકનો એ સર્વસંમત મત છે.

* 'युक्तं युक्तं त्यजेद्वायुं युक्तं युक्तं च पूरयेत्। युक्तं युक्तं च बध्नीयादेवं सिद्धिमवाप्नुयात्'॥

**સૂચના**–આ કથનનું સ્પષ્ટીકરણ એજ છે કે પૂરકની ક્રિયા એટલા જ પ્રમાણમાં કરવી કે જેથી તેનાથી બમણો સમય રેચકમાં અને ચાર ગણો સમય કુંભકમાં ગાળી શકાય અને તેમાં ઉતાવળ થઇ જાય નહિ. સમયનું આ પ્રમાણ એક કરતાં બીજાનું પુરેપુરૂં બમણું નહિ હોય ને ઓછું હશે તોયે ચાલશે, પણ એક કરતાં બીજાનું કંઇક પણ વધુ તો હોવુંજ જોઇએ. જો તેને બદલે કંઇક પણ ઓછું પ્રમાણ રહ્યું તો નુકસાનજ થવાનું. પૂર્ણ લાભ મળવાને ખાતર અભ્યાસ વધારતા જઇ એક બીજાથી બમણા પ્રમાણ સુધી પહોંચી જવું આવશ્યક છે. કુંભકરહિત સરખા માપના દીર્ઘશ્વાસ–પ્રશ્વાસ પણ ફાયદાકારકજ છે, પણ અધિક લાભ ઇચ્છનારે તો એકબીજાથી બમણા પ્રમાણયુક્ત પૂરક, રેચક અને કુંભક સિદ્ધ કરવાની જરૂર છે. મંત્રી. સ. સા.

જઈને અચકી જાય નહિ, પણ છેક પેટના તળીઆ સુધી તે પહોંચી જાય તેમ કરવું જોઇએ. પેટના સર્વ ભાગ વાયુથી ભરી નાંખવા જોઇએ. અહીં સુધીમાં પ્રાણાયામનો વિચાર સમાપ્ત થયો. કેવળ પ્રાણાયામનાજ અભ્યાસથી અનેક લાભ થાય છે. જેમને આધ્યાત્મિક કલ્યાણની ઈચ્છા છે, જેમને પરાત્પર પરમાત્માના ધ્યાનમાં મગ્ન રહેવાનો અભિલાષ છે, તેમને ધ્યાન ધારણાદિના અભ્યાસમાં પ્રાણાયામ બહુ હિતકર છે.

## ચિત્તની એકાગ્રતા.

હવે 'રામ' તમને મનને એકાગ્ર કરવાની એક પદ્ધતિનું વર્ણન કહી બતાવશે. તમારે 'બ્રહ્મજ્ઞાનનો માર્ગ' એ વિષયનો અભ્યાસ કરવાની હાલ જરૂર નથી. મનની એકાગ્રતાનો કેવી રીતે અભ્યાસ કરવો તેજ તમોને 'રામ' આજે શિખવશે. જેઓએ 'રામ'નાં આ પહેલાંનાં વ્યાખ્યાન સાંભળ્યાં હશે તેમને વાસ્તેજ આ વિષય છે. આજસુધીનાં 'રામ'નાં વ્યાખ્યાન નહિ સાંભળનારને આ વિષયમાં રસ પડશે નહિ, છતાં પણ આવી પદ્ધતિ ધ્યાનપૂર્વક સાંભળીને જે કોઇ સમજી લેશે તેમને કાંઇ ને કાંઈ લાભ તો અવશ્ય થશેજ. એ પદ્ધતિને તેઓ પોતાની પ્રાર્થનામાં યોજી-વાપરી શકશે. આ નિબંધને ઘેર લઈ જઇ કોરાણે નાંખી મૂકશો નહિ, પણ તેમાં યોજેલી પદ્ધતિને ધ્યાનમાં લઈ તમારી પ્રાર્થનામાં તેનો અમલ કરજો. આ નિબંધ લખાઇને તૈયાર થએલો છે, છપાઇને હજુ બહાર પાડવામાં આવ્યો નથી. આ નિબંધ તમોને ઉપયોગી જણાતો હોય તો તમો પૈકી કોઇ એક એને છપાવી કાઢજો.* આ નિબંધ પણ એક જાતની પ્રાર્થનાજ છે. પ્રાર્થના શબ્દનો જે અર્થ તમે સમજો છો, એવા અર્થવાળી પ્રાર્થનાનો આ નિબંધ નથી. આ પ્રાર્થનામાં કાંઇ "ઓ પ્રભુ! મને સ્ત્રી આપો, પુત્ર આપો, આ આપો, પેલું આપો," એવી રાંકડી ભીખ નથી; પણ આપણને પરમાત્મા સાથે એકરૂપ, એકાકાર થવાનું શિખવનારી અને આપણને અપરોક્ષ અનુભવ કરાવનારી અથવા આપણને આત્મસ્વરૂપ સમજવાને શકિતવાન કરનારી પ્રાર્થના છે. રામનું લખેલું 'આત્મસાક્ષાત્કાર'નું નાનું સરખું પુસ્તક તમારા પૈકી ઘણાએ જોયું હશે. આ નિબંધ પણ તેજ મૂળકમાં લખેલો છે. ' આ નિબંધને છેડે 'सोहं' મથાળાવાળો એક લેખ છે, તે તમારે તમારા ખીસ્સામાં રાખી મૂકવો અને જ્યારે જ્યારે તમે દુઃખી પ્રસંગોમાં ઘેરાઈ જાઓ, તમને અકળામણ આવે, કલેશ થાય, જીંદગી અકારી લાગે, રાંક થઇ જવાય, ખેદ, ઉદ્વેગ અને સંતાપ થાય, ત્યારે ત્યારે એકાંતમાં બેસીને 'રામ'ની આજે બતાવેલી પદ્ધતિ પ્રમાણે 'सोहं' ભાગનો અભ્યાસ કરવો, જેને તમારી કલેશજાળ કપાઈ જશે, ઉદ્વેગ અને ઉદાસી ગુમ થઇ જશે અને તમારી વૃત્તિ આનદ આનન્દરૂપ થઇ રહેશે.

## 'एकं सत्.'

'सोहं' ભાગનો પાઠ કરતી વખતે સુખ ઉપજે એવું આસન લગાવીને તમારે બેસવું. પ્રાણાયામમાં આસનનો જે નિયમ છે તેજ નિયમ 'सोहं'ના પાઠમાં પણ સમજવો. પ્રાર્થનામાં જે પ્રકારની તમારી વૃત્તિ હોય છે તેજ જાતની વૃત્તિ રાખીને, ભકિતપૂર્ણ અન્તઃકરણથી, આંખો બંધ કરીને અગર અર્ધી મીંચેલી રાખીને, એક એક વચનનો ઉચ્ચાર કરવા માંડવો. 'જગતમાં સદ્વસ્તુ એકજ છે, ॐ ! ॐ !! ॐ !!!' આટલાંજ વચનનો ઉચ્ચાર કરીને

---

* સ્વામીજીની ઇચ્છા મુજબ આ નિબંધ અમેરિકામાં છપાયો હતો. એમાં આત્મસાક્ષાત્કાર વિષે અમૂલ્ય સૂચના છે. ( સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લામાં એ વિષય આવી ગયો છે. )

મંત્રી. સ. સા.

કાગળને કોરાણે મૂકવો, અને ફરી 'જગતમાં સદ્વસ્તુ એકજ છે' એવું વચન ઉચ્ચારવું. 'રામ'નાં વ્યાખ્યાનો જેમણે પ્રેમપૂર્વક સાંભળ્યાં છે તેમને તો આ વચનની સત્યતા જાણવામાંજ છે. જેમને નિશ્ચય થયો નહિ હોય તેમણે આ ભાવનાને દૃઢાવવાનો અભ્યાસ કરવો. "જગતમાં સદ્વસ્તુ એકજ છે" આ ભાવનામાં તદ્રૂપ, તન્મય, એકરસ થઇ જાઓ. "જગતમાં સદ્વસ્તુ એકજ છે." આ વચન પછી ૐ ! ૐ ! ! ૐ ! ! ! એવું ત્રણ વખત લખેલું છે. આ ૐ નો એવો અર્થ છે કે 'જગતમાં સદ્વસ્તુ એકજ છે' એ ભાવના તમારા અન્તરમાં જડાઈ ગઇ, એ ભાવનાના રંગથી તમારૂં દિલ રંગાઇ ગયું, તમારૂં આખું અન્તઃકરણ એ ભાવનાથી રસબસ તરબોલ થઈ ગયું, તમારાં રોમેરોમ એ ભાવના ગાજી રહી, '**एकं सत्**' આ ભાવનામય તમે થઇ ગયા, એની તમોને લહે લાગી ગઇ. આમ થતાં 'પછી જગતમાં સદ્વસ્તુ એકજ છે,' એવું લાંબુ લચરક વચન ઉચ્ચારવાની તમોને જરૂર રહેતી નથી. કેવળ ૐ પ્રણવ મંત્રોચ્ચારથીજ તમારા મનના મનોરથો ફળશે. ૐ માં એ આખી ભાવનાનો સમાવેશ થએલો છે. બીજગણિતમાં જેમ **क्ष: ज्ञ: अ. ब.** ઈત્યાદિ સંકેત અક્ષરોથી મોટી મોટી સંખ્યાઓ બતાવાય છે, તેમ વેદાન્તના બીજગણિતનો સંકેતાક્ષર કે સંજ્ઞા ૐ છે. વેદાન્તના સિદ્ધાન્ત માત્રનો સમાવેશ ૐ એવા એક અક્ષરમાંજ થઇ રહે છે. ૐ એ બહુજ પવિત્ર બીજ છે–અક્ષર છે. પરમેશ્વરના સકલ ગુણને બતાવનાર મહામંત્ર તે પ્રણવમંત્ર ૐ છે. '**एकं सत्**' એ તત્ત્વે ધ્યાન બાંધીને આ અતિ પવિત્ર ૐકારનો ઉચ્ચાર કરો. આ પ્રણવ મંત્રનો ઉચ્ચાર ચલાવતાં 'જગતમાં સદ્વસ્તુ એકજ છે,' એવા સિદ્ધાન્ત–શિરોમણિનો અનુભવ કરી લ્યો. 'સદ્વસ્તુ એકજ છે,' આ શબ્દો સાંભળવા માત્રથી કાંઈ બોધ થનાર નથી, એ તો શબ્દજાળ છે એમ 'રામ'ને ખબરજ છે; પણ 'રામ'નાં પ્રથમનાં વ્યાખ્યાનો સાંભળીને જેઓએ તે ઉપર પાકો વિચાર કર્યો હશે, તેમને તો '**एकं सत्**' આ સિદ્ધાન્તના ખરાપણાની ખાત્રી થઇ ગઇ હશે જ. 'સદ્વસ્તુ એકજ છે,' એનો અર્થ એટલોજ કે આ બાહ્ય વિશ્વ–ઇંદ્રિયગોચર જગત્–પદે પદે ઉત્સાહભંગ કરનાર, કલેશ, ખેદ અને ઉદ્વેગ ઉપજાવનાર અતિ વિષમ પ્રપંચજાળ–એ માત્ર નામ રૂપાત્મક છે, મિથ્યા છે, ભ્રમ છે. 'જગતમાં સદ્વસ્તુ એકજ છે.' આ પરિસ્થિતિઓ, આ અનુકુલ અને પ્રતિકૂલ ફેરફારોવાળી પરિસ્થિતિઓ, એવું આ જગતની અગર વ્યવહારની ભાષામાં બોલાય છે; પણ વસ્તુત: એ બધી શબ્દજાળ છે, ભ્રમ છે, આભાસમાત્રજ છે; અજ્ઞાનને લીધેજ એમની હયાતી આપણા માનવામાં આવે છે; પણ ખરૂં જોતાં તો જગત ક્યાંએ નથી. 'જગતમાં સદ્વસ્તુ એકજ છે, અને તેજ પરાત્પર પરમાત્મા.' જેમણે આ દિવ્ય સિદ્ધાન્તનો અનુભવ લીધો નથી, જેઓ આ દિવ્ય સિદ્ધાંતનો સ્વીકાર કરતાં અચકાય છે–બીહે છે–શંકા કરે છે, **જેઓ આ દિવ્ય તત્ત્વનો અનુભવ કરવાનું મૂકીને, સંસારની મિથ્યા જાલમાં પોતાની શક્તિનો વ્યય કરી નાંખે છે, તેઓનેજ આ તત્ત્વ સમજાતું નથી.** એવા મૂર્ખ–મુકુટમણિ જગતનું મિથ્યાત્વ કબૂલ કરતા નથી; પણ **ब्रह्म सत्यं जगन्मिथ्या** નો આ સિદ્ધાન્ત અનુભવથી ખરો ઠરેલો છે–રસાયનશાસ્ત્રના સિદ્ધાન્તોની પેઠે અન્તરની પ્રયોગશાલામાં પ્રયોગ કરી ચોકસી કરતાં પ્રત્યક્ષ અનુભવથી ખરો ઠરેલો છે. '**एकं सत्**' આ ત્રણે કાલમાં અબાધિત અને દિવ્ય સિદ્ધાન્ત છે. એકવાર આ સિદ્ધાન્ત તમારા સમજવામાં આવ્યો–તમે તેનો અનુભવ કર્યો કે તમારો ક્ષુદ્ર અહંકાર ગયો; તમારી અહંતા મમતા ઓગળી ગઇ અને તમે પરમતત્ત્વમાં એક રૂપ–એકરસ–એકાકાર થઈ ગયા. આમ એક વખત આ ભાવનામાં સ્થિર થવાથી કેવું અદ્ભુત

મંગલમય પરિણામ નિપજી આવે છે? તમારી આત્મશ્રદ્ધા–આત્મવિશ્વાસ–આત્મનિષ્ઠા વધવા માંડશે.

શ્રદ્ધા તથા ભાવનાનું બલ અને મહત્તા કેટલી છે, એ વિષે ઈસુખ્રિસ્તે એક ઠેકાણે કહ્યું છે, કે 'જો તમારામાં રાઈના એક દાણા જેટલી પણ શ્રદ્ધા હશે અને તમે પર્વતને કુદીને સમુદ્રમાં પડવાની આજ્ઞા કરશો તો તે પર્વત તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કદી કરી શકનાર નથી. તેને તે આજ્ઞા પાળવીજ પડશે,* ઈસુના આ શબ્દો ઉપર ધ્યાન રાખો. '**ब्रह्म सत्यं जगन्मिथ्या**' આ સત્ય–આ તત્ત્વ એક વખત તમારી બુદ્ધિમાં આવશે અને મન, વચન અને કાયાથી તમે એ તત્ત્વને કામકાજમાં ઉતારવા લાગશો–વ્યવહારમાં વણી લેવા માંડશો–તમારાં દરરોજનાં હરેક કામમાં આ તત્ત્વનું તેજ ઝલકવા માંડશે, એટલે તમોને આખું જગત પલટાઈ ગએલું લાગશે. તૂટી પડવાને ઝઝુમી રહેલા તમારાં સંકટો, સર્વ જાતના તમારા સન્તાપો, ચિન્તા અને દુઃખો પલાયન કરી જશે. અલોપ થઇ જશે. પહેલાંની વિષમ પરિસ્થિતિ પલટાઇ ગએલી તમારા જોવામાં આવશે; જગજ્જંજાલ–ભ્રમણા માત્ર ભાંગી જશે. આપણને જૂદી જૂદી જાતના સન્તાપ, ત્રાસ, ચિન્તા થયાજ કરે છે; શરીર અને મનના અનેક ક્લેશ આપણને સહન કરવા પડે છે; આપણે ત્રિવિધ તાપમાં બળીને ખાખ થઇ જઇએ છીએ; આ બધાનું એકજ કારણ છે કે પરમેશ્વર–પરમપુરૂષના કરતાં વધારે પ્રીતિ, વધારે આસક્તિ, વધારે વિશ્વાસ અને વધારે શ્રદ્ધા આપણે આ નામ રૂપાત્મક મિથ્યા માયિક જંજાલમાં રાખીએ છીએ. ખરેખર મિથ્યા એવા આ જગતને પરમેશ્વર કરતાં પણ અધિક ખરૂં માની બેસીએ છીએ. સર્વત્ર ચૈતન્ય વ્યાપી રહેલું છતાં આપણા અજ્ઞાનથી આપણે તેને જડ બનાવીએ છીએ. બાહ્ય વિશ્વ હોવાનો આપણને દૃઢ મોહ થયો છે. એજ ભ્રમ છે–આપત્તિ માત્રનું મૂળ છે. જ્યારે જ્યારે તમોને મનમાં ખેદ–ક્લેશ થાય, તમે ઉદાસ થાઓ કે તમોને ઉદ્વેગ થાય, ત્યારે ખીસ્સામાંથી આ કાગળ કહાડી 'જગતમાં સદ્વસ્તુ એકજ છે' એ વચનને અનુભવવા યત્ન કરજો. તમારી ઇંદ્રિયોએ તમારા મનમાં–તમારા અન્તઃકરણમાં ઠસાવેલી બધી વસ્તુઓમાં માત્ર '**एकं सत्**' એ એકજ સત્ય છે–એ એકજ વસ્તુ બહુ મૂલ્યવાન્ અને કલ્યાણ કરનાર છે, એમ જાણજો. ઇંદ્રિયોએ જે વાત ખરી કહીને તમારા મનમાં ઘાલી છે અને જેના ખરાપણા વિષે તમારા અન્તઃકરણમાં મજબૂત વિશ્વાસ બેસાડયો છે તે સર્વ ઇંદ્રિયગોચર વસ્તુઓ ખરૂં જોતાં વસ્તુ નથી, પણ અવસ્તુ છે; કેવળ ઇંદ્રિયોથી ઉપજેલો ભ્રમ માત્ર છે. અજ્ઞાનના આવરણથી વસ્તુપણાનું આપણને તેમાં ભાન થાય છે એટલુંજ. માટે ઇંદ્રિયોમાં ફસી જાઓ નહિ. કોઇ તમારાં નામ પાડે, કોઇ તમારી ટીકા કરે, કોઈ તમોને ગાળ દે અથવા વખાણી વખાણીને છાપરે ચઢાવે કે વખોડીને હેઠા પાડે, તોએ તમે એમાંના કોઇ પણ ફિસાદોમાં ફસાશો નહિ. એ સ્તુતિ અને નિંદાઓ વગેરે સર્વ મિથ્યા છે, ભ્રમ છે. ઇંદ્રિયોથી ઉપજતો આવો ભ્રમ તત્ત્વ સમજાય નહિ ત્યાં સુધીજ રહે છે, પરમ તત્ત્વનો અનુભવ થતાં તે ભ્રમ નિર્મૂલ થઇ જાય છે. આ વાતને ખૂબ લક્ષમાં રાખો. **સતત્ત્વ એકજ છે–સદ્વસ્તુ એકજ છે.** આ વાતને દિલમાં ઉતારો. આ દિવ્ય જ્ઞાનનો અનુભવ કરો. મોંઢેથી ૐ કારનો અજપા જાપ જપી જપીને બાહ્ય વસ્તુઓપર ચોંટેલો તમારો મોહ અન્તઃકરણમાંથી ઉખેડીને ફેંકી દો. તેની ઉપરની શ્રદ્ધાનાં મૂળ ઉખેડી નાંખો, અને તે સર્વ અવસ્તુજ છે એવો સજ્જડ સંકલ્પ કરીને '**સદ્વસ્તુ એકજ છે,**' એવા

* નવો કરાર. (માથ્થ્યુ) અ. ૨૧. ક. ૨૧.

નિશ્ચયમાં આરૂઢ થાઓ—એવી શ્રદ્ધા અચલ કરો. '**સદ્‌વસ્તુ એકજ છે,**' એવી કલ્પના તમારા રોમેરોમમાં ગજાવી મૂકો. દિવ્ય અને ત્રણે કાળમાં સત્ય એવા આ સિદ્ધાન્તનો અનુભવ લેવામાંજ તમારી સર્વ શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ કરો. **एकमेवाद्वितीयम् ब्रह्म** ॐ! ॐ!! ॐ!!! આ સત્ય તત્ત્વને પરિપૂર્ણ રીતે મનમાં ઠસાવો. '**सोहम्**' ભાગનો પાઠ કરવાથી **સદ્‌વસ્તુ એકજ છે,**' આ સૂત્રનો અનુભવ તમોને સમ્પૂર્ણ થશે. એટલાજ વચનના—સૂત્રના ઉચ્ચારથી તમારી ચિત્તવૃત્તિ પ્રસન્ન થશે. તમારૂં અન્તઃકરણ ઉલ્લસિત અને ઉમંગથી પરિપૂર્ણ થશે; તમે મોહજન્ય શોક દુઃખ તરી જશો; કેવલ સુખરૂપ—આનન્દરૂપ થઈ જશો; એટલાથીજ તમે સિદ્ધાર્થ થશો. પાછળના વચનનો ઉચ્ચાર કરવાની ઇચ્છા થાય તો ભલે કરજો; નહિ તો આ પ્રથમ વચનના યથાર્થ ઉચ્ચાર અને અનુભવથી પણ તમારૂં કામ સિદ્ધ થશે; તમે કૃતકૃત્ય થશો. એટલેથી તમારૂં સમ્પૂર્ણ સમાધાન થાય નહિ તો '**સદ્વસ્તુ હું છું,**' એ પાછળના વચનનો ઉચ્ચાર કરજો. 'સદ્વસ્તુ એકજ છે,' આ કલ્પના જોડે 'તે સદ્‌વસ્તુ હું પોતેજ છું' ની કલ્પના સરખાવતાં '**સદ્વસ્તુ હું પોતે છું**' એ કલ્પના વધારે ઉંચા દરજ્જાની છે; તમોને સ્વરૂપાનુભવની છેક સમીપમાં લઈ જઇને મૂકનારી એ કલ્પના છે. અહો ! મારો પાડોશી—મારો ભાઈ પણ મારાથી જૂદો નથી. તેનામાં સાક્ષીરૂપે જે આત્મા રહેલો છે 'તે હુંજ છું; સર્વ હુંજ છું; સદ્‌વસ્તુ તે હુંજ'! આ વચનનો એવો અર્થ છે.

ખુલ્લા હાથ રાખી પ્રણવમંત્રનો જાપ જપાય નહિ, પણ બદ્ધાંજલિથી પ્રણવોચ્ચાર કરવો; એવું ઘણાકનું કહેવું છે; પણ 'રામ'ને એવું બંધન પાળવાનું કાંઇ કારણ જણાતું નથી. ફક્ત 'સદ્‌વસ્તુ તે હુંજ,' એજ કલ્પનાનું ચિન્તન અને એજ કલ્પનાનો નિદિધ્યાસ કરવાને 'રામ' કહે છે. '**अहं ब्रह्मास्मि**' આ એકજ ભાવના સાથે લક્ષ્ય સાંધી રાખવા માટે 'રામ'નું કહેવું છે. આ ચિન્તન કરતી વખતે કેમ બેસવું, આસન કયું અને કેમ રાખવું, વગેરે શરીરસ્થિતિ ઉપર લક્ષ આપવાનું કાંઇ કારણ 'રામ'ને જણાતું નથી. એવી શરીરની બાબતોમાં કાંઈ ચોક્કસ બંધન છેજ નહિ. પ્રાણાયામમાં અંગવિન્યાસ આમ અને તેમ કરવા જોઇએ એમ લોકો જે કહે છે તે ઉપર પણ ધ્યાન આપશો નહિ.* કેવળ 'સદ્‌વસ્તુ તે હુંજ' એજ ચિન્તન અને એજ ધ્યાન કર્યા કરો. પછી એ મનન, એ ચિન્તન, એ નિદિધ્યાસન દિલ ચાહે તો તાલી બજાવીને કરો, કિંવા તાલ મંજીરા વગાડીને કરો, નાચીને કરો કે કૂદીને કરો, લહેર આવે તો સૂતાં સૂતાં અને લહેર આવે તો બેઠાં બેઠાં કરો, એમાં કોઈ જાતના નિયમ કે બંધનની જરૂર નથી. પથારીમાં પડયે પડયે પ્રણવજપ કરવો પસંદ પડે તો તેમ કરો. માત્ર '**સદ્‌વસ્તુ તે હુંજ છું**' એ ભાવનાને ચોક્કસ રીતે અનુભવમાં ઉતારો. બેસવાનો, ઉઠવાનો કે એવો કોઈ બીજો નિયમ કે બંધન એ બાબતમાં નથી. ફક્ત 'સદ્‌વસ્તુ તે હું છું' એ ભાવનામાં તન્મય, તદ્રૂપ, તદાકાર—લીન થઇ જાઓ. 'હું સર્વ શક્તિમાન છું,' એ ભાવના તે પછી આવે છે. એ ભાવનાનું પાછું પૂર્વવત્ શ્રવણ, મનન, નિદિધ્યાસન અને અન્યોન્યમાં વાતચિત પણ કરવા મંડો; મતલબ કે તમે મૂર્તિમાન્ એ ભાવનારૂપજ થઇ જાઓ. જે શ્રોતાઓએ રામનાં પૂર્વનાં વ્યાખ્યાન સાંભળ્યાં હશે તેમને તો નિશ્ચય થયોજ હશે કે ખરો દેહી, ખરો આત્મા તો સર્વ શક્તિમાન્ પ્રભુ જ છે, તેની સત્તાના પ્રભાવથીજ જગત્‌નો સમગ્ર વ્યવહાર ચાલે છે.

---

* રામસ્વામીનું આ કહેવું વેદાન્તના વિવેકાદિ સાધનસંપન્ન ઉચ્ચ અધિકારી પરત્વેજ સમજી અન્ય માટેના વિધિનો એથી નિષેધ માનવાનો નથી. મંત્રી સ. સા.

ભૂતલ ઉપર જેમ સૂરજની સત્તાથી વરસાદ વરસે છે, વાયુ વાય છે, ઘાસ ઉગે છે, ગુલાબ ખીલે છે, નદીઓ વહે છે, પ્રાણીઓ જાગીને પોતપોતાની નિયત પ્રવૃતિ કરે છે, તેજ પ્રમાણે વિશ્વનો વ્યવહાર માત્ર એક સર્વ શક્તિમાન પરાત્પર પરમાત્માનીજ સત્તાસ્ફૂર્તિથી ચાલે છે. એ પરમાત્મા સર્વશક્તિમાન છે. ॐ ! ॐ !! ॐ !!! 'પરમાત્મા સર્વ શક્તિમાન છે' આવો તમારો સુદૃઢ સંકલ્પ થયો અને પછી 'હું પોતે સર્વ શક્તિમાન છું' એવી ભાવનાને તમે પ્રાપ્ત કરી; એટલે તમને આશાભંગ કરી છોડી દેનારી સર્વ શંકાઓ, તમને ભ્રમણાના ચક્રમાં ભમાવનારી સઘળી મિથ્યા ભ્રાંતિઓ, તમારી ગેરસમજુતીઓ, તમારાં સ્વાભાવિક બલવીર્યાદિને હરી લેનારી કુશંકાઓ, રાંકડા અને દુર્બલપણાના સઘળા વિચારો, એ બધાં તમોને જોઇને નાશી જશે-પાસેજ આવી શકશે નહિ. તમારા અન્તઃકરણમાં જ્ઞાનરૂપી સૂર્ય ઉદય થયા પછી તેવા વિચારનો તમોને સ્પર્શ પણ થવાનો નહિ. મનુષ્ય જેવી ભાવના કરે છે તેવું તે પોતે થાય છે. જેવી જેને ભાવના તેવી તેને સિદ્ધ થાય છે. તમે પોતે પાપી છો એવી ભાવના કરશો તો પાપીજ થવાના. હું મૂર્ખ છું એવું સમજશો તો અવશ્ય મૂર્ખ થશો. હું દુર્બલ અને રાંક છું એવો વિચાર તમે કરશો તો આ જગતમાં એવી કોઈ પણ શક્તિ નથી કે જે તમોને શક્તિમાન્, બલવાન અને સંપત્તિમાન્ કરવાને સમર્થ થઈ શકે. 'પરમાત્મા સર્વશક્તિમાન્ છે' અને એ 'સર્વશક્તિમાન્ પરમાત્મા હું છું' એવો સુદૃઢ સંકલ્પ-એવી દ્રઢભાવના કરવાથી તમોને સ્વરૂપલાભ થશે-તમે સર્વ શક્તિમાન્ પરમાત્મસ્વરૂપજ થઈ રહેશો.

## પરમાત્મા સર્વજ્ઞ છે.

લક્ષ્ય સાધવાની આ ભાવના વિસ્તારને પામતાં પામતાં સદ્‌વસ્તુના-પરમાત્માના સર્વજ્ઞપણાની ભાવનારૂપે પરિણામ પામે છે. 'પરમાત્મા સર્વજ્ઞ છે' એ ભાવનાનું મનન, ચિન્તન, અને નિદિધ્યાસન, ॐ પ્રણવમંત્રના જપ સાથે કરવું. ॐ પ્રણવમંત્રમાં પરમાત્માના સર્વજ્ઞપણાની ભાવનાનો સમાવેશ થએલો છે. વિમૂઢ અને મૂર્ખ બનાવનારી તમારી સર્વ કુતર્કજાલને કાપી નાખો. મનને શાંત અને વિમલ કરો. પરમેશ્વરને પામવાનો સરલ અને સીધો આ એકજ માર્ગ છે. 'સદ્‌વસ્તુ એકજ છે,' 'તે સદ્‌વસ્તુ હું પોતેજ છું' 'હું સર્વશક્તિમાન છું, હું સર્વજ્ઞ છું' આ ભાવનાઓને ક્રમેક્રમે અન્તઃકરણમાં સજ્જડ જડી લ્યો. તેજ પ્રમાણે આત્માના સર્વવ્યાપીપણાનું મનન, ચિન્તન અને નિદિધ્યાસન કરવાનું શીખો. આત્મા ઘટ ઘટમાં વ્યાપી રહેલો છે-સચરાચરમાં આત્મારામ રમી રહ્યો છે-સર્વત્ર ભરપૂર છે, આવી કલ્પનાનો દૃઢ અભ્યાસ કરો. આત્મા વિનાનો ઠામ ઠાલો નથી. "સર્વ પરમાત્મમય છે, હું પરમાત્મા છું, હું અવિનાશી છું, હું અપરિછિન્ન છું, અનાદિ અનન્ત છું, અજરામર છું, આ ક્ષુદ્ર શરીર "હું" નથી, જેને અજ્ઞાનથી-અવિદ્યાથી હું હું કહેવામાં આવે છે તે દેહ પણ હું નથી, આ અહંકાર-આ તુચ્છ જીવ તે પણ હું નથી; પણ હું તો જે હરેક અણુ-પરમાણુમાં જે સતતત્ત્વ વ્યાપી રહેલું છે તે છું. હું સર્વવ્યાપી વિભુ છું." આ સંકલ્પમાં આ ભાવનામાં સુસ્થિર-અચલ થઇ જાઓ. સ્થાવર જંગમમાં વ્યાપેલો હું આત્મારામ છું, સર્વ આકાર અને સર્વ શરીરો મારાંજ રૂપ છે, એવો અનુભવ કરતા રહો. ॐ ! ॐ !! ॐ !!!

આ નિબંધનાં બાકીનાં વચનો ઉપર વિશેષ વિવેચન કરવા જેવું 'રામ'ને જણાતું નથી. તે વાંચી જણાવ્યાં એટલે થયું. અત્યાર સુધીમાં કહેલી પદ્ધતિ પ્રમાણે ચિત્તની એકાગ્રતા કરવાનો અભ્યાસ કરો અને એક અઠવાડીઆમાં જો તમોને આત્માનુભવ થાય નહિ તથા સદ્‌વસ્તુ સાંપડે નહિ તો 'રામ'ને જૂઠો કહેજો.

## દીનતા અને દુર્બલતાનો ત્યાગ કરો.

**'પૂર્ણ આરોગ્યતા તે હુંજ'** એ પછીનું વચન છે. જે શરીરને તમે મારૂં મારૂં માની બેઠા છો તે શરીરને જ્યારે રોગ કે મંદવાડ થાય ત્યારે તે રોગ કે શરીરનો સંકલ્પજ ઉઠવા દેવો નહિ. 'મૂર્તિમાન્ આરોગ્ય હું છું, હું આરોગ્યની મૂર્તિ છું,' એવી દૃઢભાવના કરીને તેમાં સુદૃઢ શ્રદ્ધા રાખવી; એટલે આપોઆપજ તમારૂં શરીર નિરોગી થઇ જશે. માત્ર તમારી તે ભાવના સતત, દૃઢ અને એકાગ્રતા તથા શ્રદ્ધાયુક્ત હોવી જોઇએ. 'જેવી ભાવના તેવું ફલ' એટલીજ આની મતલબ છે. 'અનામય તે હુંજ' આ ભાવનાનો પ્રત્યક્ષ અભ્યાસ કરીને જુઓ, એટલે આ ઉપદેશનું ખરાપણું તમારા અનુભવમાં સ્હેજે આવી જશે. આરોગ્યજ હું છું; એવી તમારી દૃઢ, સતત ભાવના થઈ, એટલે કશીએ ઔષધી વિનાજ, અને 'ઓ દેવ! મારો રોગ મટાડો, મને આરામ કરો,' એવી એવી પ્રાર્થનાઓ કર્યા સિવાયજ તમે નિરોગી-નિરામય થઈ જવાના. **"नायमात्मा बलहीनेन लभ्यः"** એટલે બળ વિનાનાને આત્માનુભવ પ્રાપ્ત થઈ શકતો નથી, એવું મુણ્ડકોપનિષદનું વચન છે. વ્યવહારમાં પણ આવો ન્યાય પ્રવર્તતો આપણે નજરે નથી જોતા શું? તમારે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનના પ્રેસીડૅન્ટની મુલાકાતે જવું હોય અને તમે ભીખારીના ચીથરીયા હાલમાં જાઓ તો દરવાન બારણામાંથીજ તમોને હાંકી મૂકયા સિવાય રહેશે ખરો? એજ ન્યાયે **તમારે પરમેશ્વરના મંદિરમાં-દરબારમાં પરમેશ્વરના દર્શને જવું હોય તો રાંકડાવેડા છોડી, દુબળાપણાનો ભિખારીનો ચીંથરીઓ પોષાક ફેંકી દઇને આત્મશ્રદ્ધાનો-નિસ્પૃહતાનો દિવ્ય મૂલ્યવાન પોષાક ધારણ કરીનેજ જવું જોઇએ.** ભિખારી અને રાંક ભાવે જશો તો તમોને ધક્કા મારી હાંકી કહાડવામાં આવશે. આ વાત ખૂબ લક્ષ્યમાં રાખો. **'હું આરોગ્ય-મૂર્તિ છું' એવી દૃઢ ભાવના કરો,** એટલે તમે એકદમ તંદુરસ્ત થશો. **'જેવી ભાવના તેવું ફળ,'** આ તત્ત્વ વિસારશો નહિ, અને કોઈ વાતની ભીખ માગી રાંકડાવેડા કરવાને માટે દેવ આગળ જઇ તેને નાહક તસ્દી આપશો નહિ.

**'સર્વ શક્તિ હુંજ છું'** એ ભાવના તે પછી અભ્યાસ કરવાની આવે છે. આ ભાવનાનું મનમાં ચિન્તન કરવાથી અને મ્હોડેથી ૐ! ૐ!! ૐ!!! એવા પ્રણવ મંત્રનો જપ કરવાથી તમે સર્વશક્તિમાન થશો. આ સર્વ વિશ્વ તે મારી કલ્પના છે; કેવળ મારી ઈચ્છાએ કરીનેજ મને પ્રતીત થતું આ વિશ્વ પેદા થયું છે; આ વાત મનમાં આવ્યા પછીથીજ એ ભાવના છે. આ ભાવનામાં અવિચલ વિશ્વાસ રાખવો. આ શબ્દો વાંચતી વખતે આ નામરૂપાત્મક જગતનું મિથ્યાપણું સબૂત અને સજ્જડ કરવાને વેદાન્તીઓ જે જે દલીલો કરે છે, અને જે જે પ્રમાણો કે પૂરાવાઓ આપે છે, તે તે દલીલો અને તે તે પ્રમાણો કે પૂરાવાઓનું મનન કરવું. જો વેદાન્તમાં તમારો અભ્યાસ હોય નહિ, જો વેદાન્તના વિષયમાં તમારૂં મુખ હોય નહિ, એ વિષય વિષે કાંઇ વાંચવામાં આવ્યું હોય નહિ અથવા એ વિષય ઉપર તમે કોઇ પણ ભાષણ કે વ્યાખ્યાન સાંભળ્યું હોય નહિ, તો જગત્ મિથ્યા છે, તે કેવળ કલ્પના છે, એ વચનમાં શ્રદ્ધા રાખીને તેનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવો; એટલે આ જગત આપણી કલ્પનાનો ખેલ છે, એ 'સત્ય' તમારા અનુભવમાં ચોક્કસ ઉતરશે. આ પદ્ધતિથી નીચે લખેલાં વચનોમાંથી એકેક લઇ તે ઉપર વિચાર કરવો, તેનું મનન કરવું અને તે તે વચનોની ભાવનાનો અનુભવ કરી લેવો.

હું સર્વ આનન્દ છું. ૐ ! ૐ !! ૐ !!!
હું સર્વ જ્ઞાન છું. ૐ ! ૐ !! ૐ !!!
હું સર્વ સત્ય છું. ૐ ! ૐ !! ૐ !!!
હું સર્વ પ્રકાશ છું. ૐ ! ૐ !! ૐ !!!
મને કોઈ ઠેકાણે ભય નથી—હું નિર્ભય છું. ૐ ! ૐ !! ૐ !!!
હું રાગ દ્વેષથી રહિત છું—રાગ દ્વેષથી અતીત હું છું. ૐ ! ૐ !! ૐ !!!
હું અવાપ્ત કામ છું—હું સમ્પૂર્ણ પરિતૃપ્ત છું. ૐ ! ૐ !! ૐ !!!
હું પરમાત્મા છું. ૐ ! ૐ !! ૐ !!!
સર્વનાં નેત્ર તે મારાંજ નેત્ર છે. ૐ ! ૐ !! ૐ !!!
સર્વના કાન તે મારાજ કાન છે. ૐ ! ૐ !! ૐ !!!
સર્વનું મન તે મારૂંજ મન છે. ૐ ! ૐ !! ૐ !!!
સર્વ મુનિ જે તત્ત્વ જાણવાની ઇચ્છા કરે છે તે તત્ત્વ હુંજ છું. ૐ ! ૐ !! ૐ!!!
ચંદ્ર સૂર્યમાં જે તેજ—ચૈતન્ય છે તે હુંજ છું. ૐ ! ૐ !! ૐ !!!

અહીંઆં '**सोहम्**' ભાગ સમ્પૂર્ણ થાય છે.

## જેવી ભાવના તેવું ફળ.

હવે 'રામ' તમો સમક્ષ હિંદુ લોકના પુરાણુમાંની એક વાત કહી બતાવશે. એ વાતથી અત્યાર સુધીમાં કરેલા વિવેચનનો વધારે ખુલાસો થશે અને આ વિષય ઉપર વધારે અજવાળું પડશે. એક વખતે કોઇ એક પંડિત કેટલાક લોકો પાસે પુરાણુ—કથા વાંચતા હતા. વેદાન્તના કોઈ એક સિદ્ધાન્તનું વિવેચન ચાલતું હતું. કેટલીક ગોવાલણીઓ—મહીઆરીઓ તે વખતે દૂધ વેચવા જતી હતી. તેમના કાને શાસ્ત્રી મહારાજના મુખનાં પાછલાં વચન પડયાં કે "આ અપાર સંસાર સમુદ્ર તરવાને પરમેશ્વરનું નામસ્મરણુ એજ મુખ્ય વહાણુ છે, પરમેશ્વરના નામસ્મરણુ માત્રથીજ આ પ્રપંચરૂપી મહાસાગર સહેજે તરીને પાર ઉતરાય છે, તો પછી નદીઓ તરી પાર ઉતરી જવાનો તો હિસાબજ શો ?" તે વિદ્વાન પુરાણીબાવાના મુખનાં આવાં વચન તે મહીઆરીઓએ સાંભળ્યાં અને તેમને તે અક્ષરે અક્ષર સાચાં લાગ્યાં. પુરાણી મહારાજનાં વચનોમાં તેમની શ્રદ્ધા ચોંટી. તેઓ નદી ઉતરીને સામે તીર રોજ દૂધ વેચવા જતી હતી અને તેમને જતાં આવતાં મળીને બબ્બે પૈસા હંમેશ ખર્ચ કરવો પડતો હતો. શાસ્ત્રીબાવાનાં વચનો તેમના મનમાં ઘોળાયા કરતાં હતાં અને તેમાંથી તેમણે એવો વિચાર-નિર્ણય કર્યો કે એવા પ્રતિષ્ઠિત પંડિતનાં શાસ્ત્ર પ્રમાણે કહેલાં વચનો કદી અન્યથા થાય નહિ. એ તો સાચાંજ પડવાનાં. નદી પાર જતાં અને આ તરફ આવતાં હર વખતે આપણને બે પૈસાનો ખર્ચ થાય છે, તો શા માટે આ વિદ્વાન પંડિતજીના ઉપદેશનો આપણે લાભ નહિ લેવો ? પરમેશ્વરનું નામસ્મરણુ કરીને આપણે પણુ રોજ નદી ઉતરી સામે તીર જઇ પાછાં ફરીશું. આવી રીતે નદી ઉતરવાના ખર્ચનો બચાવ શા માટે ન કરીએ ? પુરાણી બાવાનાં વચનોમાં તે મહીઆરીઓની અવિચલ શ્રદ્ધા થઈ ગઇ હતી. બીજેજ દિવસે તે ઉપદેશનો અમલ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. દેવનું નામ સ્મરણુ કરીને અને ૐકાર પ્રણુવનો મંત્ર જપતી જપતી તેઓ નદી ઉતરી ખુશ ખુશાલ સ્હામે તીર ગઇ. પછી તેઓએ રોજ રોજ દેવનું નામ સ્મરણુ કરીને નદી ઉતરીને સામે તીર જવાનું અને પાછું આ તીરે

ઉતરી આવવાનું ચાલુ રાખ્યું. હોડીનો રોજનો ખર્ચ બચવા માંડયો. જે પુરાણી મહારાજનાં ઉપદેશ વચનોથી આ પ્રમાણે રોજ તેમના ખર્ચનો બચાવ થવા લાગ્યો તે પુરાણી મહારાજ ઉપર તેમના મનમાં અપૂર્વ કૃતજ્ઞ બુદ્ધિ થવાથી ભક્તિભાવ ઉત્પન્ન થયો. તેઓએ શાસ્ત્રીજીને ઘેર તેડી તેમનો યથાશક્તિ આદરસત્કાર કરીને ઉપકાર જણાવવાનો નિર્ણય કર્યો. મહીઆરીઓની અલૌકિક શ્રદ્ધા જોઇને પંડિતજીએ તેમનો આદરસત્કાર સ્વીકારવાની હા પાડી. ઠરાવેલે દિવસે તે મહીઆરીઓમાંથી એક બાઈ પંડિતજીને તેડું કરવા આવી. એટલે તત્કાલ પુરાણી બાવા પોતાના મિત્ર પરિવારસહિત તેમને ગામ જવાને તૈયાર થયા. પેલી મહીઆરી પુરાણી બાવા મિત્રમંડળ સહિત આવે છે, એવી ખબર સહીઅર મહીઆરીઓને આપવાને આગળ ચાલતી થઇ, અને પુરાણી બાવા પાછળ ધીરે ધીરે મંડળી સાથે આવવા લાગ્યા. નદી નજીક આવતાં, મુખેથી રામસ્મરણ કરીને, ૐકાર મંત્રનો જપ જપતી જપતી તે એક ક્ષણમાં નદી ઉતરી સામે તીર જઈ ઉભી. આ બાજુ પુરાણી બાવા નદી કાંઠે આવીને અટકી પડયા અને સામે તીર જવા માટે નાવડાની વાટ જોવા લગ્યા. થોડા વખત પછી ગોવાળણીએ જોયું તો શાસ્ત્રી મહારાજ તો સામે તીરેજ બેઠેલા હતા. આમ થવાનું કારણ શું? પુરાણીને આવતાં આટલી વાર શાથી લાગી? વગેરે બાબત તે મહીઆરીને મોટો અચંબો લાગ્યો. પુરાણીને શું થયું, તે જોવાને તત્કાળ તે મહીઆરી પાછી ફરી, અને નદી ઉતરીને આવતાં શાથી વાર થઈ, એમ તેણે પૂછયું. વાર થઇ એટલે? હું કયારનોએ અહીંઆં હોડીની વાટ જોઇને બેસી રહ્યો છું; પણ હોડીનો પત્તો નથી! હવે સામે તીર શી રીતે આવી શકાય! તેમને તે મહીઆરીએ હાથ જોડીને કહેવા માંડયું: "પુરાણી મહારાજ! ખરેખર આપનો અમારી ઉપર મોટો ઉપકાર થએલો છે, આપના અમે ઓશીંગણ છીએ, આપનાજ ઉપદેશથી અમારો જન્મ સફળ થયો છે; અમારૂં કલ્યાણ થઇ ગયું છે; અમારા હોડી ખર્ચના પૈસા બચે છે. આપના ઉપદેશથી જ્યારે નદી ઉતરતાં અમો સરખાંને હરકત પડતી નથી ત્યારે આપની તો વાતજ શી? આપ જ્ઞાની છો અને જોતજોતામાં હોડી વિના નદી ઉતરી સામે તીર જઈ શકો એમ છો, એ શું અમે જાણુતા નથી? તેથીજ હું આપને પાછળ મૂકી નદીની સામે તીર ગઈ. હવે આપ પાછળ કેમ બેશી રહ્યા અને આપને આવતાં શાથી વાર થઈ; તેનો તપાસ કરવા હું પાછી આવી છું." ગોવાળણીના આ શબ્દો સાંભળી શાસ્ત્રી બાવા તો દંગજ થઇ ગયા! તે બોલ્યા: "મેં તમોને એવો તે કયો ઉપદેશ કર્યો હતો કે જેના યોગે તમો હોડી વિના નદી ઉતરી શકો છો?" તેના જવાબમાં તે મહીઆરી બોલી: "મહારાજ, આ શું? આપ શું અમારી આમ પરીક્ષા કરી જુઓ છો? **આ ભવસાગર તરવાને ભગવાનના નામની નૌકા છે** એવું આપે એક વખતે કથા કરતાં નહોતું કહ્યું?" આ શબ્દો સાંભળતાંજ પુરાણીજીના મનમાં અનેક શુભ ભાવનાઓનો પ્રકાશ પડયો; જ્ઞાન થઇ આવ્યું. તે મહીઆરીની આવી અપૂર્વ શ્રદ્ધા જોઈ પુરાણી મહારાજે પણ પોતાનાં ઉપદેશ વચન પ્રમાણે ચાલવાનો નિર્ણય કર્યો. પુરાણી બાવાએ એક લાંબુ દોરડું મંગાવ્યું અને તેને પોતાની કેડે બંધાવીને તેના છેડા પોતાના સોબતીઓના હાથમાં આપીને કહ્યું કે દેવનું નામ સ્મરણ કરીને હું પણ નદી ઉતરૂં છું, પણ જો હું બૂડવા માંડુ તો દોરડું ખેંચી મને બહાર તાણી કહાડજો. આ પ્રમાણે ચલિત નિશ્ચય અને લથડતે પગે પુરાણી બાવાએ જેમ તેમ બળાત્કારે મનને ઠેકાણે રાખી નદીમાં ઝોંકાવ્યું. પણ પાંચ દશ કદમ જતાં જતાં તો તેઓ ગભરાઇ જવા લાગ્યા! પાણી જ્યાં જરા વિશેષ આવ્યું ત્યાં તો ડૂબવા પણ લાગ્યા! તેજ સમયે તેમના

પેલા મિત્રોએ દોરડું ખેંચી તેમને કિનારાપર આણ્યા. આવી રડતી શ્રદ્ધા કાંઈ કામમાં આવતી નથી. આ વાતમાંના પુરાણી બાવા જેવી ડગમગતી શ્રદ્ધા આત્માના અનુભવમાં કાંઈ પણ ઉપયોગની નથી. કાચો વિશ્વાસ-વહેમીપણું એ અન્તઃકરણના દોષો છે, અવગુણ છે, દુર્બળતા છે, અને એજ આપણા વિનાશનું-પડતીનું-અધોગતિનું કારણ છે.*

પ્રણવમંત્ર ૐકારનો જપ કરતી વખતે 'હું પોતે તંદુરસ્ત છું, આરોગ્યની મૂર્તિ હું પોતે છું, હું નિરામય છું.' આ કલ્પનાનું-ભાવનાનું ધ્યાન ધરતાં જો લેશ પણ શંકા તમારા મનમાં રહેશે તો બધુંએ પાણીમાં જશે ! "જો" અને "તો" તમારા મનમાં રહેશે-હું બૂડું તો મને તાણી કાઢજો, એવી જાતનું ડગુમગુપણું જો તમારા મનમાં-અન્તઃકરણમાં રહી જશે, તો એવી ભાવનાથી કે પ્રાણાયામથી તમને કશોજ લાભ થવાનો નથી. અવિચળ શ્રદ્ધાની-અડગ વિશ્વાસની આ કામમાં ઘણીજ જરૂર છે. વિશ્વાસ વિના એકલા સંકલ્પથી કે કલ્પનાથી ફળ પ્રાપ્તિ થતી નથી, એ વાત બહુ ધ્યાનમાં રાખવી જોઇએ. આ આખું વિશ્વ આપણી કલ્પનાનોજ ખેલ છે. સર્વ ભેદ અને અભેદ, બધી પરિસ્થિતિઓ, જૂદા જૂદા પ્રસંગો અને બનાવો આપણાજ છે-આપણી જાતેજ નિર્માણ કરેલા છે; એમાં લેશ પણ શંકા નથી. તમે પ્રત્યક્ષ ઈશ્વર છો, દેવના દેવ છો, એવી ભાવના શ્રદ્ધાપૂર્વક સ્થિર કરો, એટલે તમને તેવો અનુભવ થશે. આ દેહેજ અને બને તો આને આ ક્ષણેજ આ વાતની સત્યતાનો અનુભવ કરી લ્યો. માત્ર આ વચનોમાં સુદૃઢ શ્રદ્ધા રાખવી જોઇએ. અચૂલ શ્રદ્ધા થવાંની સાથેજ અનુભવ મળી ચૂકે છે. આજે કહેલી પદ્ધતિ પ્રમાણે આ નિબંધની મુખ્ય કલ્પનાનો અભ્યાસ કરો, એટલે તમારામાં નબળાઈ લાવનાર, તમારા વિચારબળને સૂકવી નાંખનાર, તમારા પગને ઢીલા કરી નાંખનાર તમારી શંકા, કુશંકા અને તમારા અજ્ઞાનથી-અવિદ્યાથી ઉપજેલ 'જો' 'તો' નિર્મૂળ થઇ જશે. 'હું પરમેશ્વર છું,' આ ભાવનામાં તદાકાર થઇ જાઓ, આ ભાવનાથી તમારા અન્તઃકરણને રંગી કાઢો, આ ભાવનામય તમારૂં અન્તર કરી નાંખો, એટલે અશ્રદ્ધાથી નિપજનાર 'જો' અને 'તો' અર્થાત્ આપણા આધ્યાત્મિક ઈશ્વરપણા સંબંધીની ભૂલભરેલી ભ્રમણાઓ તત્કાળ ટળી જશે. આ નિબંધના સિદ્ધાન્તનું રોજ પાંચવાર મનન કરવું; તેટલી વાર ન બને તો નિદાન બે વાર તો કરવુંજ; જેથી તમારા સંદેહ માત્ર ટળી જશે અને હું ઈશ્વર છું એવી ભાવના તમારા અન્તઃકરણમાં સજ્જડ-મજબૂત ચોંટી જશે.

હવે ત્રણવાર ૐકાર પ્રણવનો ઉચ્ચાર કરી 'રામ' આજનું વ્યાખ્યાન સમાપ્ત કરે છે. જે કોઈને આ અથવા બીજા વિષય બાબત પ્રશ્ન પૂછવા ઈચ્છા હોય તેમણે 'રામ'ના વ્યાખ્યાન પીઠ ઉપરથી ઉઠયા બાદ બેલાશક આનંદપૂર્વક પૂછવા.

આજ સુધી થએલાં વ્યાખ્યાનો જેઓએ સાંભળ્યાં નહિ હોય તેમને આજના વ્યાખ્યાનનો યથાર્થ બોધ થશે નહિ, તેવાઓને સગવડ કરી આપવા ખાતર વેદાન્તના સિદ્ધાન્તોને પદ્ધતિ પુરઃસર ગોઠવીને એક ગ્રંથ લખવાનો 'રામ'નો વિચાર છે. એ ગ્રંથથી વેદાન્તનું-તત્ત્વજ્ઞાન અહીંના લોકને ઘણું સુલભ થઇ શકશે. જેમના મનમાં વેદાન્ત સંબંધી જૂદી જૂદી શંકાઓ ઉપજતી હોય, તેમણે ધ્યાનમાં રાખવું કે તેવી શંકાઓ 'રામ'ને પોતાને પણ ઘણાં વર્ષો ઉપર થતી હતી. જે સંદેહ આજે તેમના મનમાં થાય છે તેજ સંદેહ 'રામ'ના મનમાં પણ થતા હતા. તમોને જે જાતનો વ્યામોહ થાય છે તેજ જાતનો વ્યામોહ 'રામ'ને પણ થતો હતો. પણ આ સઘળા સંદેહ, શંકા અને કુતર્કાદિ મોહજાળને તોડીફાડી 'રામ' પોતે મુક્ત થયો અને

* अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति गीता । अ. ૪. ૪૦

પોતાનું કલ્યાણ સાધી લીધું. વ્હેમ, મોહ અને અવિશ્વાસ એ અજ્ઞાનથી થએલી વિપરીત કલ્પનાઓનું પરિણામ છે. આ વાત બરાબર લક્ષમાં રાખવી. ખરેખરૂં જ્ઞાન થતાંની સાથેજ સંશય માત્ર ટળી જાય છે, સંદેહ લોપ થઈ જાય છે અને મનની ગાંઠો છુટી જાય છે. નિમિષ માત્રમાં શંકા માત્રનું સમાધાન થઈ જાય છે. હજુ પણ કોઇને કાંઇ શંકા રહી જતી હોય અને પૂછવાની ઇચ્છા થતી હોય તો 'રામ' તૈયાર છે. તેને માટે 'રામ' અહીં થોડોક વખત થોભનાર છે.

## વેદાન્ત તમારૂં છે.

બીજી એક વાત ધ્યાનમાં રાખવા જોગ છે. તે એ કે જો દુઃખ માત્રથી–ઉપાધિ માત્રથી છુટવાની, મુક્ત થવાની, ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાની તમારી મરજી હોય તો વેદાન્તનો અભ્યાસ કરો. વેદાન્તના સિદ્ધાન્તોને તમારા નિત્યના વ્યવહારમાં વણી લો. તમારાં સર્વ કામકાજ વેદાન્ત પ્રમાણે કરો. જીવનું કલ્યાણ કરવાનો આ એકજ માર્ગ છે. વેદાન્ત સિવાય તારણનો બીજો માર્ગ નથી, એ 'રામ' ફરી ફરીને દાંડી પીટીને, ઘંટ ઘોષ કરીને કહે છે. સર્વ જાતના ધર્મ પંથ, સર્વ જાતના મત મતાંતરો, સર્વ જાતના અનુભવો, સારાંશ કે શાસ્ત્ર માત્ર તમને વેદાન્તમાંજ મળી આવશે. અમેરિકામાં નવા નવા નીકળીને ચાલુ થએલા ધર્મ–પંથો વેદાન્તના સિદ્ધાન્તોનો અનુવાદ કરે છે, વેદાન્તને પોતાનું કરી લે છે, વેદાન્તનેજ પ્રતિપાદન કરે છે. આ બહુ મંગલકારક ચિહ્ન છે. વેદાન્તના તેઓ આભારી છે, એમ જણાવવાની જરૂર નથી. ખ્રિસ્ત ચિકિત્સા,* નવવિચાર પંથ,† સંચારવાદ÷ ઈત્યાદિ શાસ્ત્રો અથવા

* ખ્રિસ્ત ચિકિત્સા ( ક્રિશ્ચિઅન્ સાયન્સ )–ભાવનાથી રોગ મટાડવાની પદ્ધતિ,–મૅરી બૅકર ઍડિ નામની એક અમેરિકાની વિદુષી બાઇએ સને ૧૮૬૬ ના સુમારમાં આ પદ્ધતિનો પ્રચાર કરવાની શરૂઆત કરી. ઔષધ વિના કેવળ ઇસુ ખ્રિસ્તની પ્રાર્થના કરીને તેજ શ્રદ્ધાવડે મોટા મોટા રોગ મટાડવાનું કામ આ ચિકિત્સા પદ્ધતિમાં વિશેષ છે.

† નવવિચાર પંથ ( ન્યુ થૉટ્ )–આ પંથનો મુખ્ય પ્રવર્તક અમેરિકામાં એમર્સન નામનો તત્ત્વજ્ઞાની થયો. ખ્રિસ્તિ ધર્મના પરંપરાના આચારવિચારને વળગી નહિ રહેતાં સ્વતંત્ર બુદ્ધિથી તેમની ચોકસી કરીને, જે બુદ્ધિ કબૂલ કરે નહિ તેનો નિષેધ કરવો, એવું આ પંથનું મુખ્ય તત્ત્વ છે. સને ૧૮૩૦ થી તે સને ૧૮૫૦ સુધી આનું અમેરિકામાં વિશેષ મહત્વ હતું. ધાર્મિક બાબત જેટલીજ સામાજિક, ઔદ્યોગિક અને રાજકીય બાબતોમાં સુધારણા કરવાના કામ ઉપર આ પંથ તે વખતે ધ્યાન આપતો હતો. મોક્ષ આપણી પાસેજ છે...આપણા આત્મામાંજ તેનો શોધ કરો...મનુષ્ય પોતેજ ઇશ્વર છે...ખ્રિસ્ત અમુક કહે છે, એવું કહીને તેના વ્યક્તિત્વમાં જોર આપવું એ મહા દોષ છે. એવો આ પંથનો મત છે.

÷ સંચારવાદ ( સ્પિરીચ્યુઆલિઝમ્ )–આને પ્રેતાવાહન પણ કહે છે. મરી ગએલાંના આત્માને જીવતા માણસમાં દાખલ કરી તેમના મનની વાતો જાહેરમાં મૂકાઇ શકાય છે એવો આ વાદ છે. પરંતુ એવો સંચાર સર્વ માણસમાં થઇ શકતો નથી, કોઇ અમુક પ્રકારના માણસમાંજ આ સંચાર થઇ શકે છે; અને તેને આ વાદની પરિભાષામાં મધ્યસ્થ ( મિડિઅમ ) કહે છે. આ વાદની બાબતમાં જૂદી જૂદી ઉપપત્તિઓ છે. સુમારે સને ૧૮૪૮માં અમેરિકાના સંયુક્ત સંસ્થાનમાં આ વાદે એક નવુંજ રૂપ પકડવાથી તેનો યૂરોપ અને અમેરિકામાં બારે ફેલાવો થયો. ભોંયપર પગનો ખડખડાટ, મેજ ઉપર ખટખટ અવાજ કરીને, લખીને, બોલીને અને એવીજ બીજી રીતોથી મરી ગએલાંના જીવાત્માઓ પોતાના વિચારો જણાવે છે, એવું માનવામાં આવે છે. સંચારવાદ ખ્રિસ્તના ધર્મથી વિસંગત નથી એવું તેઓ કહે છે. આપણે અમર છીએ એવું અમરપણાનું તત્ત્વ લોકોના મનમાં ઠસાવવાને વાસ્તે, તેમ હાલના વખતમાં વિષયોપભોગમાં પારાવાર મચ્યા રહેવાની વૃત્તિ એટલે કે જડવાદના ખણ્ડન માટે આવા ચમત્કાર ઠીક હોવાનો તેમનો મત છે.

નવાં શાસ્ત્રોનો પ્રચાર કરવામાં અમેરિકામાં નવી નવી સંસ્થાઓ વેદાન્તનોજ અપ્રત્યક્ષ રીતે અનુવાદ કરે છે-સત્યનુંજ પ્રતિપાદન કરે છે. અમેરિકાના લોકોના ભાગ્યોદયનું આ પૂર્વ ચિહ્ન છે. અમેરિકામાં રોજ નીકળતા નવા નવા ધર્મો, પંથો અને મતો અથવા શાસ્ત્રો ઉપકાર કરનાર છે, પણ જો તમારે સત્યને તેના સમ્પૂર્ણ તેજોમય ઐશ્વર્ય સહિત અનુભવવું હોય, જો સત્ય તત્ત્વનું સર્વાંગ સુન્દર અને સમ્પૂર્ણ સ્વરૂપ જાણવાની તમારી મનીષા હોય, તો તે માટે તો આર્યોનું વેદાન્તજ છે. વેદાન્તને તમે ગમે તે બીજું નામ આપો, પણ જો કોઇ પણ ઠેકાણે સત્યને તેના સમ્પૂર્ણ નિશ્ચિત સ્વરૂપમાં-ખુલ્લે ખુલ્લી ભાષામાં જણાવેલું-પ્રતિપાદન કરેલું હોય તો તે હિંદુઓના વેદાન્તમાંજ પ્રતિપાદન કરેલું છે. '**तत्त्वमसि**' આ દિવ્ય સિદ્ધાન્તનો અનુભવ કરી લ્યો, એટલે તમારી ઉપાધિ માત્ર ટળી જશે. પછી તમને ઉપદ્રવ કે હાનિ કરવાનું કોઇનું સામર્થ્ય ચાલશે નહિ. તમે સર્વેશ્વર થશો. હું દેવનો દેવ છું; આ ચરાચર જગત મારોજ નિશ્વાસ છે; મારીજ કલ્પનાનો-મારાજ સંકલ્પનો આ સર્વ ખેલ છે; આ સત્યનો અનુભવ કરી લ્યો. વેદાન્તની વિચારસરણીનો સહજ પણ પરિચય નહિ હોવાના કારણથી આવી જાતનાં વચનો તમોને કઠિન-કઢંગાં લાગશે; પણ તેથી ગભરાશો નહિ. તમારા વડવાઓને આ વેદાન્તના સિદ્ધાન્તોનું જ્ઞાન નહોતું તેમાં થઇ શું ગયું? વેદાન્તના સિદ્ધાન્તની માહિતી તે વખતે તેઓને થઇ શકે એમ નહોતું; પણ તે પરિસ્થિતિ આજે રહી નથી. વેદાન્ત તમોને ઘેર બેઠે ગંગાની પેઠે મળ્યું છે તો તેનો ઉપયોગ કરી તમારે પોતાનું કલ્યાણ સાધી લેવું જોઇએ. તમારા જીવનનું કલ્યાણ તમારે જાતેજ કરવાનું છે. આ કામ કાંઈ તમારાં ઘરડાંઓનું નથી. તમારાં ઘરડાંઓએ તેમના પોતાના દેશ કાળમાં જે કાંઈ થઈ શક્યું તે કર્યું છે. તેમને વેદાન્તની ખબર નહોતી તેમાં તેઓનો શો વાંક? તમે વેદાન્તને પારકું કે વિદેશી સમજશો નહિ. વેદાંત તમારૂં છે; હરેકનું છે; અને હરેકને તે સહેજે મળી શકે છે. શું તમારો જીવ પારકો છે? ના તે પારકો નથી અને તેજ પ્રમાણે વેદાન્ત પણ તમારાથી પારકું નથી. તે તમારૂં પોતાનુંજ છે. વેદાન્ત એટલે શું? વેદાન્ત એટલે આત્મા વિષેનું જ્ઞાન-આત્મજ્ઞાન. તમારો આત્મા જો પારકો ગણાતા હો તોજ વેદાન્ત તમોને પારકું લાગે. એ વેદાન્તનો અનુભવ કરી લેશો-આત્મજ્ઞાન સંપાદન કરશો, એટલે તમારાં દુઃખ માત્ર ટળી જશે. ત્રિવિધ તાપથી તમે છૂટશો. વેદાન્તનો અનુભવ કરી લેવો એ કાંઇ એટલું બધું કઠિન નથી. આજે કહી બતાવેલી પદ્ધતિનો જો તમે શ્રદ્ધા અને પ્રીતિપૂર્વક અમલ કરશો તો સહેજે તમોને આત્માનો અનુભવ કરતાં આવડશે.

ૐ ૐ ૐ



# ૨૪–દુઃખમાંથી ઈશ્વરમાં.*

લોકો દુઃખી શા માટે થાય છે–જગતમાં દુઃખ શા માટે છે, એ પ્રશ્નનું આજે નિરાકરણ કરીશું.

ઇતિહાસની દૃષ્ટિથી અથવા તો ઇતિહાસ અને પુરાણના ગ્રંથોમાં જે વાંચેલું છે તે ઉપરથી મહાત્માઓના અનુભવનાં પ્રમાણો અને બુદ્ધિમાનોના અભિપ્રાય આપીને આપણે એનું વિવેચન નહિ કરીએ. એ તો સાચુંજ છે કે એ બધા વિદ્વાન્ લેખકો, મહાન વિચારકો અને ગ્રંથકર્ત્તાઓએ સત્યજ જાહેર કર્યું છે. પરમ સત્યરૂપે જે તેઓના અનુભવમાં આવેલું તેજ તેઓ બોલ્યા છે. છતાં જ્યાં સુધી એ બધાં પ્રમાણો કે ઉપદેશોની તમે પોતે પરીક્ષા કરીને તમારા પોતાના અનુભવથી તેને ન તપાસી જુઓ ત્યાં સુધી જગત્‌ના એ બધા લેખકોના લેખ તમારે કામના નથી. 'રામ'ને જે પોતાને અનુભવથી સમજાયું છે, અને બધા સજ્જનો જેને પોતાના અનુભવથી સમજી શકે એવું છે, તેજ 'રામ' તમને કહી સંભળાવશે.

પ્રમાણો આપવાની એટલે કે કોઇ મહાન પુરુષો, ઇતિહાસકાર, વિજ્ઞાનશાસ્ત્રી અને અદ્‌ભુત પ્રતિભાશાલી પુરુષોનાં નામ ગણાવી જઈ તેઓના વચનો વાપરવાની આજકાલના લોકોને બહુ ટેવ પડી ગઈ છે; અને એવા પુરુષની પ્રશંસા પણ થાય છે. પણ એ તો આત્મહત્યા કરવા જેવી ટેવ છે. 'રામ' તમને પોતાના અનુભવની વાતોજ કહેશે અને તે પણ એવી કે જેને તમે તમારા અનુભવમાં ઉતારી શકો.

જગત્‌માં પ્રતીત થતા દુઃખનું એક મુખ્ય કારણ તો એ છે કે આપણે આંતરવલોકન નથી કરતા; આપણે આપણો પોતાનો અભિપ્રાય નથી બાંધતા, પણ પારકાપરજ આધાર રાખીએ છીએ; આપણું પોતાનું બુદ્ધિ કાર્ય કરવામાં–આપણે પોતાને માટે વિચાર કરવામાં આપણે બહારનાં પ્રમાણોનો–બાહ્ય શક્તિઓનો આધાર લઇએ છીએ.

આપણે આપણી પોતાની દૃષ્ટિથી ન જોતાં અન્યની દૃષ્ટિથી જોઇએ છીએ. મહમ્મદ, બુદ્ધ અને કૃષ્ણ જેવામાં શ્રદ્ધા રાખવા ઉપરાંત આપણે બીજા પણ અનેક નવીન દેવતાઓ ઉત્પન્ન કર્યા હોય છે. કોઈ બાળક આપણી વર્તણુકની સહજ ટીકા કરે છે એટલે આપણા મનનું સમતોલપણું જતું રહે છે અને દુઃખ થાય છે. આ પ્રમાણે આપણે બીજાના અભિપ્રાય અને ટીકાને બહુ વજન આપીએ છીએ; અને તેમની કૃપા સંપાદન કરવામાં વ્યર્થ સમય ગુમાવીએ છીએ. પોતાના પોતેજ નિરીક્ષક ન બનતાં બીજાના અભિપ્રાય પ્રમાણે પોતાની જાતનું કે પોતાના કામનું અવલોકન કરવાની ટેવજ સર્વ દુઃખનું કારણ છે.

આવી પારકા અભિપ્રાયની ચર્ચા કરવાની ટેવ એ એક જાતની નબળાઈ અને આત્મઘાતજ છે. આપણે બીજાની દૃષ્ટિમાં બહુ સારા દેખાવાની ઇચ્છા રાખીએ છીએ તેજ મોટું સામાજિક દૂષણ અને ધર્મના નાશનું કારણ છે.

* તારીખ ૮–૨–૧૯૦૩ ના રવિવારે મધ્યાહ્ન પછી અપાયેલું વ્યાખ્યાન.

હિંદુસ્તાનના એક ગામડામાં એક બહુજ ભોળો માણુસ રહેતો હતો. અમેરિકા વગેરે દેશોમાં જેમ એપ્રિલ મહિનામાં બીજાઓને મૂર્ખ બનાવવાનો રિવાજ છે, તેવા હિંદુસ્તાનમાં હુતાશનીના દિવસો કહેવાય છે. તેવા એક દિવસે ગામડાના આનંદી યુવાન માણસોને આ ભલા માણુસની મજાક કરવાનું ઠીક લાગ્યું. પહેલાં તો તેઓએ એને દારુ પાઇને ગાંડો બનાવી દીધો, અને પછી તેને તેના એક અત્યંત વિશ્વાસુ મિત્ર પાસે મોકલ્યો. જ્યારે એ માણુસ પેલા સહૃદય મિત્ર પાસે પહોંચ્યો ત્યારે પેલા મિત્રે પોકેપોક રડવા માંડયું. તેણે અત્યંત રડારોળ કરીને પેલા મૂર્ખને કહ્યું કે, " ભાઇ, હું હમણાંજ તારે ઘેરથી ચાલ્યો આવું છું; ત્યાં તારી સ્ત્રી તો વિધવા થઇ બેઠી છે." એ સાંભળી પેલો મૂર્ખ માણુસ પણ રડવા લાગ્યો–પોતાની પત્નીના વિધવાપણાને માટે બહુજ વિલાપ કરવા માંડયો.

એ કોલાહલ સાંભળીને થોડી વારે બહારના લોકો આવ્યા ને પૂછવા લાગ્યાઃ " તમે શા માટે રડો છો ? " મૂર્ખ માણુસે જવાબ આપ્યોઃ " મારી સ્ત્રી વિધવા થઇ ગઇ છે, માટે હું રડું છું. " લોકો કહેવા લાગ્યાઃ " અરે, એવું તે કેમ બને ? તમે કહો છો કે તમારી સ્ત્રી વિધવા થઈ ગઇ છે, પણ તમે તેના પતિ તો જીવતા બેઠા છો ! અરે, તમે જીવો છો છતાં તે વિધવા કેવી રીતે બને ? "

પેલા મૂર્ખદાસ તો સમજેજ શેના ? તેણે કહ્યું: " જતા રહો અહીંથી, તમે કાંઇ સમજતા નથી; આ મારો અત્યંત સહૃદય વિશ્વાસપાત્ર મિત્ર છે; એ હમણાંજ મારે ઘેરથી મારી સ્ત્રીને વિધવા જોઇને આવ્યો છે. એ કહે તે ખોટું હોયજ નહિ. "

લોકોએ હસીને કહ્યું: " જુઓ તો, કેવી અત્યંત અસંભવિત વાત છે ? "

આપણે પણ આ મૂર્ખની વાર્ત્તા સાંભળીને હસી પડીશું. તેને ગમે તેટલું સમજાવવા છતાં પણ તે સમજતોજ નહોતો. તે જ્યાં સુધી જીવતો હોય ત્યાં સુધી તેની પત્ની વિધવા ન થાય એવી માથાફોડ તેની સાથે વ્યર્થ હતી.

જગતના તમામ બાહ્યધર્મો, નાતજાતો અને દંભી, અભિમાની તેમજ વ્યાવહારિક લોકો તરફથી પણ આવી અસંભવિત મૂર્ખતાજ કરવામાં આવે છે. તેઓ પોતાની આંખે જોતા નથી; વિચાર કરવામાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતા નથી.

**તમારામાં તમારો સ્વાત્મા-તમારૂં સચ્ચિદાનંદ સ્વરૂપ-સર્વ જ્યોતિઓની જ્યોતિ-નિર્મળ અવર્ણનીય સ્વર્ગોનું સ્વર્ગ વિરાજમાન છે. તમારો આત્મા સર્વદા સજીવન્ત, અસ્તિત્વવાળો, અજર, અમર છે, અને તે છતાં તમે રડા-કૂટ કરી મૂકીને પોકારો છો કે** " અહા ! અમને ક્યારે સુખ મળશે ? " આવા વિલાપ કરીને તમારાં દુઃખ નિવારણ કરવા માટે બહારનાં દેવી-દેવતાને જે પ્રાર્થના કરો છો, તેથી તમે કેટલીએક હલકી ટેવોને આધીન થઇ જાઓ છો; અને પોતાની જાતને જાણી જોઇને ઉતારી પાડવા જેવું કરો છો. પેલો દારૂ પીધેલો માણુસ પોતાનાજ અસ્તિત્વને ભોગે બીજાનું-પોતાની તાબાની વસ્તુરૂપ સ્ત્રીનું અસ્તિત્વ સ્વીકારતો હતો તેવુંજ તમે પણ કરો છો.

કોઇ અજ્ઞાન લેખકે કે ઉપદેશકે પોતે પોતાને પાપી કહ્યા અને તમને સર્વને નાના ક્ષુદ્ર જીવો કહ્યા; તે માટે તમો પણ એમજ કરો છો, અને પોતાની જાતને અધમ, નિર્જીવ સમજવામાંજ તમારી મુક્તિ માની બેસો છો ! લોકો આમજ કર્યા કરે છે, પણ તેથી કામ પાર પડવાનું નથી.

તમારા આત્માનો સાક્ષાત્કાર કરવાનું શરૂ કરો; તમે પોતેજ એ વિશુદ્ધ આત્મસ્વરૂપ છો એવો અનુભવ કરવા માંડો. તમને નિર્જીવ બાયલા બનાવનારી આ અવળી પદ્ધતિનો સત્વર ત્યાગ કરો. તમારા પોતાના આશ્રયપરજ અવલંબન કરતાં શીખો. તમે બહારથી બહુ ઉચ્ચ સ્થિતિમાં હો કે અધમ સ્થિતિમાં હો તેની તિલમાત્ર પણ પરવા ન કરો. તમારાજ અંતરમાં રહેલી તમારી પોતાનીજ માલિકીની અનુપમ પ્રભુતાનો-પ્રભુનો સાક્ષાત્કાર કરો. સર્વ વસ્તુમાં આત્મદર્શન પામો. ગભરાઓ નહિ, તમારી જાતનું અન્યની દૃષ્ટિથી અવલોકન ન કરતાં તમે પોતેજ તમારૂં નિરીક્ષણ કરો. તમારો પોતાનો આત્મા તમને હંમેશાં એજ ઉપદેશ કરશે કે "સમસ્ત જગતમાં તમે સર્વથી મહાન્ આત્મા છો." તમે પાપી છો એમ ઉપદેશક લોકો સમજાવે છે, પણ 'રામ' કહે છે કે તમારૂં અંતર્યામી સ્વર્ગ તમને અશક્ત, અધમ કે બાયલા બનવાનું કદી પણ કહેતુંજ નથી. **એ અંતરમાં રહેલા સ્વર્ગનો-આત્માનો-પ્રભુતાનો સાક્ષાત્કાર કરો.**

એક વાર પર્વત અને ખિસ્કોલી વચ્ચે વાદવિવાદ થયો. પર્વતે ખિસ્કોલીને કહ્યું: "તું કેવું તુચ્છ પ્રાણી છે?"

ખિસ્કોલીએ ઉત્તર આપ્યો: "પર્વતરાજ! અલબત્ત બહારથી તમે બહુ મોટા દેખાઓ છો, પણ બધી બાબતનો પૂર્ણ વિચાર કરવો જોઇએ અને તેમ કરી જોતાં મારા શરીરના નાનાપણા માટે મને જરાએ હલકું લાગતું નથી. જેમ હું તમારા જેવડી બહારથી મોટી પણ નથી, તેમ તમે મારા જેટલા ચૈતન્યવાળા પણ નથી. હું તમારા માથાપર ચઢીને નાચી શકું છું, તમે મારાપર ચઢવાની તાકાત ધરાવતા નથી ત્યારે મારી પીઠપર એકાદ નાના જંતુને પણ હું ચઢવા દેતી નથી ત્યારે તમારી પીઠપર તો હજારો નાના મોટા જંતુ દોડતા ફરે છે! અલબત્ત. હું મારી પીઠપર મોટાં અરણ્યો ધારણ કરી શકતી નથી, તેમ તમે એક ફળ પણ તોડી શકતા નથી!"

આવીજ રીતે કદાચિત તમે પેલી નાની ખિસ્કોલી જેટલા નાના હો અને તમારી પાસે કોઈ એક પર્વત જેવડો મોટો બાહ્ય પદાર્થોનો ઢગલો પડેલો હોય; છતાં તેથી જરાએ એમ ન સમજશો કે તમે કનિષ્ઠ છો. પેલી નાની ખિસ્કોલી જેટલા પણ ડાહ્યા થઇને એટલું યાદ રાખજો કે તમારૂં શરીર ગમે તેટલું નાનું હશે તોપણ એમાં ચૈતન્યરૂપે રહેલા એવા તમે પોતે એ નાના શરીરદ્વારા પણ એવું મહાન્ કાર્ય કરી શકો તેમ છો કે જેની સાથે કોઇ પણ મોટું શરીર કે જડ વસ્તુનો ઢગલો સ્પર્ધા કરી શકનાર નથી; અને આમ છે તો પછી **તમે પોતે તમને શા માટે નાના-નજીવા-તુચ્છ સમજો છો? આનંદી, ઉત્સાહી અને સુખી બનો.**

એક સજ્જને 'રામ' પાસે આવીને કહ્યું કે તેના ઉપરીએ તેની સાથે તોછડાઈ ભરી વર્તણુંક ચલાવી. એને એવો ઉત્તર આપવામાં આવ્યો હતો કે **તમે પોતેજ તમારી જાતને ઉતરતી કરી નાખી છે, તેથીજ તમારો ઉપરી તમને ઉતારી પાડે છે.** જો આપણે આપણું સ્વમાન સાચવીએ તો પ્રત્યેક માણસ આપણો સત્કારજ કરે છે. આ પુસ્તકપર જો એક આનાની કીમત લખી હશે તો કોઇ એના બે આના આપશે નહિ, પણ જો એક રૂપીઓ છાપ્યો હશે તો એક રૂપીઓ આપશે; અથવા તો તેને પોતાની બનાવવાનો વિચાર મૂકી દેશે.

એવીજ રીતે તમારી જાતની તમે જેટલી કિંમત આંકશો એટલીજ કિંમત બીજા પણ તેની ગણશે. તમે પોતે તમારી ઉત્તમતા સિદ્ધ કરો-સ્વમાન સાચવો-પ્રભુતાનો અનુભવ કરો-ઈશ્વરતાનો સાક્ષાત્કાર કરો-એટલે દરેક જણ તમને એટલુંજ સન્માન આપશે.

લોકો કહે છે કે શ્રદ્ધાથી મનુષ્ય તરી જાય છે; પણ **બાહ્ય વસ્તુઓમાં શ્રદ્ધા રાખવાથી તમે નહિંજ તરો. તમારા પોતાના આત્મતત્ત્વમાં શ્રદ્ધા રાખવાથીજ તમારો ઉદ્ધાર થશે.**

જે સદ્‌ગૃહસ્થે પોતાના ઉપરી વિષે ફરિયાદ કરી હતી તે 'રામ'ના ઉપદેશ પ્રમાણે પોતાનો સમય ઈશ્વરનો સાક્ષાત્કાર કરવામાં ગાળવા લાગ્યો. તેણે નિયમિત પ્રાર્થના કરવી શરૂ કરી. પ્રાર્થના એટલે કંઇ એકના એક શબ્દોનું વારંવાર બોલી જવું એમ નથી. પ્રાર્થના એટલે તો સહૃદય ભાવથી ઈશ્વરનો સાક્ષાત્કાર કરવો. એણે એ પ્રકારની પ્રાર્થના શરૂ કરી હતી. પરિણામે તેને અનુભવ થયો કે તેના ઉપરીને તેને સન્માન આપવું પડતું હતું અને તેના પ્રતિ તેની વર્ત્તણુક પણ સભ્યાતાભરીજ થતી હતી. એક દિવસે એનો ઉપરી તેની પાસે બહુ ચિડાઇ જઇને આવ્યો, પણ એ માણસે એને બહુજ આનંદિત ચ્હેરે ઉત્તર આપ્યો. તેણે ઉત્સાહભર્યા શબ્દોમાં કહ્યું:-

"સાહેબ, અલબત્ત આપ મારા કરતાં બહુ મોટો પગાર મેળવો છો, હું જાણું છું કે આપ મારાથી ન બને એવા જૂદા પ્રકારનું કામ કરો છો અને મારે આપની આવશ્યક્તા છે, પણ તેની સાથે આ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે આપને પણ મારી જરૂર છે, આપને પણ મારી ગેરહાજરીમાં માણસ વિના ચાલવાનું નથી. આ રીતે હું આપની નોકરી નથી કરતો; પણ મારી આવશ્યક્તાઓનોજ નોકર છું. હું આપનો નહિ પણ મારો પોતાનોજ નોકર છું."

વસ્તુતઃ હકીકત આવી હોવાથી ખરૂં જોતાં તમે જગત્‌માં કોઇને પણ અધીન નથી. જો **મનુષ્ય પોતાની વાસનાઓને અધીન ન હોય તો તે કોઇનો અધીન નથી. બાહ્ય સ્વતંત્રતા તો માત્ર માયિક-ભ્રમણાજ છે.** સાચી સ્વતંત્રતા તો તમારૂં પોતાનું **સ્વરૂપજ છે. તમારી એ સ્વતંત્રતાનો અનુભવ કરો-સાક્ષાત્કાર કરો.**

તમે પોતાને ઇશ્વરને આધીન પણ શા માટે સમજો છો? ઇસુ, મહમ્મદ, બુદ્ધ, કૃષ્ણ કે જગતના એવા કોઈ ધર્મના ગુલામ શા માટે સમજો છો?* **ઓ માનવીઓ! સૌ સ્વતંત્ર થાઓ! મુક્ત બનો!** કે જે મુક્તિનો વિચારમાત્ર કરવાથી પણ સુખી થવાય છે.

એશીયામાં એક રાજા એવો હતો કે એને જો કોઈ સલામ ન કરે તો બહુ ગુસ્સે થઇ

* દુષિત હૃદયવાળા માણસો માટે તો કાંટો કહાડવા માટે સોયનો ઉપયોગ ઉપકારક છે, તેવી રીતે મહાન ઉપદેશકો, સતશાસ્ત્રરૂપ તેમના રચેલા ગ્રંથો અને ઈશ્વરની ભક્તિ તથા ભય ઉપકારકજ છે. છતાં તેવા માણસો જો ઉપર જણાવ્યા જેવા શબ્દો પકડી લઇને સ્વચ્છેચારી બને તો ઉલટા વધુ ને વધુ વિકારી, અનીતિમાન, વિષયેચ્છુ બની જાય છે. એ વાત પણ સ્પષ્ટજ છે. રામસ્વામીના ઉપલા ઉપદેશની પૂર્વની લીટીઓ આવા સ્થૂલ વાસનાઓવાળા અથવા માત્ર સ્થૂલ પદાર્થોની અધિકતાવાળા જીવને મોટા છતાં જડ પર્વત જેવો જણાવે છે અને તેવી જડ મોટાઇવાળાની અપેક્ષાએ નિર્ધન છતાં વાસના રહિત અને અંતઃકરણની વિશુદ્ધિરૂપ ચૈતન્યની અધિકતાવાળા ભક્ત જિજ્ઞાસુને, નાની છતાં મોટા પર્વતોના માથાપર ચઢી બેસનારી ખિસકોલી જેવો સૂચવે છે. મંત્રી. સ સા.

જતો. એકવાર એક નિસ્પૃહ સાધુએ તેને સલામ ન કરી તેથી તેણે એ સાધુને કેદ કરીને કહ્યુંઃ "તને ખબર નથી કે હું કેટલો મહાન્ સત્તાધીશ રાજા છું? તું આવો અભિમાની છે તેથી હું તને મારી નાખીશ એ તું નથી જાણતો?"

સાધુએ તેની પરવા કર્યા વિના એવી તો વિકાળ દૃષ્ટિ કરીને ઉત્તર આપ્યો કે રાજા વિશેષ ગુસ્સે થયો. સાધુએ કહ્યું: "અરે ઓ મૂર્ખ પૂતળા! મને મારી નાખવાની તારામાં શી સત્તા છે? હું મારો પોતાનો અધિષ્ઠાતા છું. તારા મુખપર થૂંકવાની અને તારૂં અપમાન કરવાની મારામાં પણ શક્તિ છે પણ તારા કે મારા આ સ્થૂલ શરીરને અને તે શરીરવડે એક બીજા પ્રત્યે કરાતા માનાપમાનરૂપ વ્યવહારને એટલી બધી અગત્ય આપવાની જરૂર હું જોતો નથી. તું ખરેખરા તારાપણાને અને મારાપણાને ઓળખતો નહિ હોવાથીજ તારા એ મિથ્યા તારાપણારૂપી શરીરવડે આ શરીરને નિર્જીવ કરવાનો વિચાર અને અભિમાન કરે છે. મને એ શરીરમાં અહંતા મમતા નથી. એ જડ વસ્તુ સજીવ રહે તેનો મને જેમ હર્ષ થતો નથી, તેમ તેનો નાશ થવાની વાતથી મને ભય પણ લાગતો નથી. કોઈ એક માટીના ટીંબાને તું ખોદી નાખે તેમાં મને ભય કે લેવાદેવા હોય તો આ શરીરના નાશને માટે પણ હોય."

બંધુઓ! તમે પણ એવીજ રીતે તમારા પોતાના અધિષ્ઠાતા છો એમ અનુભવો; એ સત્તાનો સાક્ષાત્કાર કરો. તમારૂં અને બીજી વસ્તુઓનું અવલોકન બીજાઓની દૃષ્ટિથી નહિ પણ પોતાનીજ દૃષ્ટિથી કરતાં શીખો. **તમારી પોતાની સ્વતંત્રતા અને મહત્તાને સમજો–અનુભવો. તમે પોતેજ દેવોના દેવ–ઈશ્વરોના ઇશ્વર–પરમાત્મા છો એમ સાક્ષાત્કાર કરો.**

લોકો દુઃખી શા માટે થાય છે? પોતાના આત્માને ન ખોળવાથી–ન જાણવાથીજ દુઃખી થાય છે; એ અજ્ઞાનને લીધેજ તેઓ પોતાના સત્ય સ્વરૂપને ભૂલી જાય છે, અને એને લીધેજ પોતાને માટે બીજાઓ જે અભિપ્રાય બાંધે છે તેને સાચા સમજી લે છે.* જ્યાં સુધી મનુષ્યમાં આ અજ્ઞાન ભરેલું છે, અને જ્યાં સુધી મનુષ્ય આત્માનો–પ્રભુનો સાક્ષાત્કાર નથી કરી લેતો ત્યાં સુધી એને દુઃખ તો હંમેશાં રહેવાનુંજ.

અજ્ઞાન એ અંધકારરૂપ છે. કોઈ અંધારા ઓરડામાં તમે જશો તો ત્યાં તમે ખચીત ભીંત સાથે અફળાશોજ; કોઈ પણ પદાર્થ સાથે તમારૂં માથું ભટકાશેજ અથવા તો બીજી કોઇ રીતે તમને કાંઇ બીજું વાગશે. જ્યાં સુધી એમાં અંધારૂં છે ત્યાં સુધી તમે એ દુઃખથી બચી શકશો નહિ.

સંસારમાં પણ એમજ છે. તમારાં દુઃખોનો ઉપાય થઈ શકે એટલા માટે તમારે તમારાં સહવાસીઓ, મતમતાંતરો અથવા તમારા જીવનની સામાજિક સ્થિતિપર ભરોંસો ન રાખતાં તમારા પ્રકાશસ્વરૂપ અંતર્યામીનોજ તમારે આશ્રય લેવાનો છે. **અંધારા ઓરડામાંનું**

---

* મળવિક્ષેપ દોષરહિત સદ્‌ગુણી મનુષ્યો કે જે સામાન્ય જનસમાજ કરતાં ઉન્નતિમાં આગળ વધી ગયેલા હોય છે અને માત્ર ભેદજ્ઞાનરૂપ આવરણજ છેદાવું જેમને બાકી હોય છે તેમને માટેજ 'રામ' સ્વામીનો–શુદ્ધ વેદાન્તનો આ ઉપદેશ છે. વિકાર અને વાસનાવાળા જીવ તો બહારના અભિપ્રાયના ભયથીજ કંઇક અંકુશમાં રહે છે. આવા માણસો આ રહસ્ય સમજ્યા વિનાજ ઉપલા બોધને પકડી લે તો બાહ્યભયને બદલે ઉલટા વિકારોની અધિક અધમતામાં ફસાઇ પડે એ સ્પષ્ટજ છે.

મંત્રી–સ. સા.

**ફરનીચર આમથી તેમ મૂકવાથી જેમ તે અંધારૂં મટી જતું નથી, તેવીજ રીતે સંસારના પદાર્થોને આમથી તેમ ફેરવવાથી, એટલે કે દ્રવ્ય એકઠું કરવાથી, મોટા મોટા મહેલો બાંધવાથી, અને બીજાની માલમિલકત પચાવી પાડવાથી અજ્ઞાનનો નાશ થતો નથી.** તેમ છતાં પણ લોકો સામાન્યતઃ દુઃખ દૂર કરવાને માટે તેવા નકામા ઉપાયજ શોધે છે ને કરે છે. બાહ્ય સ્થિતિમાં એવા ફેરફાર કર્યા કરવાથી, અહીંથી તહીં સ્થળ બદલવાથી, દ્રવ્ય આદિ મિલકતરૂપી ફરનીચરને આ અંધકારમય સંસારમાં આમતેમ ફેરવવાથી દુઃખનો જરા પણ વિનાશ થતો નથી; પણ એથી તો ઉલટો શ્રમ વધવાનો અને અજ્ઞાનરૂપી અંધકારમાં ઉલટું વધુજ અફળાવાનું અને વધુ દુઃખી થવાનું છે. તેલથી ચીકટાયલી આંગળીને સાફ કરવા સારૂ ઉકળતા તેલમાં બોળવાથી ઉલટું દુઃખ વધવાનું છે. ખરો ઉપાય કરીનેજ એ દુઃખ દૂર કરવું જોઇએ. જેમ અંધારી ઓરડીમાંથી અંધકાર દૂર કરવાને દીપકનીજ જરૂર પડે છે તેમ દુઃખદાયક અંતઃકરણરૂપી ઘરમાંથી અજ્ઞાનતિમિર દૂર કરવાને માટે જ્ઞાનરૂપી પ્રકાશજ લાવવો જોઇએ. એ અજ્ઞાનતિમિર જશે એટલે કોઈ પણ પ્રકારનું દુઃખ નહિ રહે.

હિમાલયના એક પ્રદેશમાં એવા જંગલી લોકો રહેતા હતા કે જેઓએ કદી દીવોજ નહોતો દીઠો-તેમને અગ્નિનું ભાનજ નહોતું. સૂકી માછલી અને સૂર્યના તાપે પાકેલા સૂકા અનાજનો ખોરાક ખાઇને તેઓ પોતાનો નિર્વાહ કરતા હતા. સાંજ પડ્યા પહેલાં તેઓ સૂઈ જતા અને સૂર્ય ઉગ્યા પછી ઉઠતા, તેથી તેઓને અંધારા સંબંધી વિશેષ બિચાર કરવાનો પ્ર[illegible] પણ નહોતો પ્રાપ્ત થતો. તેમના નિવાસસ્થાનની સમીપમાં એક મોટી ગુફા હતી. એ જંગ[illegible] એવું સમજતા હતા કે તેઓના મહાન્ પૂજ્ય પૂર્વજ એમાં રહેતા હશે. વસ્તુતઃ વાત [illegible]વી હતી કે તેમના કોઈ બાપદાદા એ ગુફામાં ગયેલા અને ત્યાં કાદવ કીચડમાં ખૂંચી જઇને અથવા ગુફાની ભીંતોમાં અથડાઇને મરી ગયેલા; એટલા માટે એ જંગલીઓ તે ગુફાને બહુ પવિત્ર અને પૂજ્ય માનતા હતા. એ બિચારાઓને અંધારૂં શું છે એની ખબર નહિ હોવાથી એ અંધારૂં એમને મન કોઇ મોટો રાક્ષસ હતો. એ રાક્ષસને હાંકી કાઢવાની તેમની બહુ ઈચ્છા હતી. હવે એ અંધારૂં કેમ દૂર થાય તે સંબંધે સૌ જૂદી જૂદી કલ્પનાઓ કરતા હતા. એકે એમ કહ્યું કે જો આપણે તે અંધારાની પૂજા કરીએ તો અંધારૂં ગુફાનો ત્યાગ કરી જાય. તેથી તેઓ ત્યાં ગયા અને દંડવત્ પ્રણામ કરી કરીને ગુફામાંના અંધકારને નમસ્કાર કર્યા; પણ અંધારૂં તો નીકળ્યુંજ નહિ. પછી બીજાએ જ્યારે એવી સલાહ આપી કે આપણે એની સાથે યુદ્ધ કરીને તેને હાંકી કાઢીએ; ત્યારે તેઓ પોતાનાં તીરકામઠાં તથા લાકડી ભાલા વગેરે લઇને આવ્યા અને તીર અને ભાલાં ફેંકવા માંડયાં! પણ અંધારૂં એમ દૂરજ શાનું થાય? કોઇએ વળી ઉપવાસ કરવાની સૂચના આપી, તો કોઇએ દાન આપવાનો વિચાર દર્શાવ્યો. આમ તેઓએ અનેક ઉપાયો કર્યા પણ ગરીબ બિચારા જંગલીઓના પ્રકાશ વિષેના અજ્ઞાનને લીધે એ અંધારૂં દૂરજ થયું નહિ.

છેવટે એક બુદ્ધિશાળી મનુષ્ય નીકળી આવ્યો. તેણે તેમની પાસે એક લાંબી લાકડી, થોડું ઘાસ અને તેલ મંગાવી તેને સળગાવ્યાં. પછી તો જોઇ લ્યો મઝા! ગરીબ ગામડીઆઓ કે જેઓએ કદી અગ્નિજ દીઠો નહોતો એઓને આ નવીન પદાર્થ જોઈ બહુજ આશ્ચર્ય થયું. પેલા માણસે હવે તેમને આ લાકડી લઇને ગુફામાં જઈ, રાક્ષસને કાન પકડીને બહાર

ખેંચી લાવવાનું કહ્યું, પણ જેને અગ્નિનું ભાન નથી એવા લોકો માનેજ શાના? તેઓ કહેવા લાગ્યા: "વાહ એ તે કાંઈ સાચું હોય! અમારા વડીલો કહી ગયા છે કે એ રાક્ષસનું પૂજન કરો. આવું કરવાનું તો અમારા પૂર્વજોએ કહ્યુંજ નથી તે કેમ થાય? અમે એમ નહિ કરીએ. એ મનાય તેવુંજ નથી."

પેલા માણસે જરા વિશેષ સમજાવીને કહ્યું: "ભાઈઓ, તમે આ સળગતી લાકડી લઈને અંદર જઈને જુઓ તો ખરા; પહેલેથીજ શા માટે આમ હઠ કરો છો. બહુ સમજાવ્યા પછી તેઓએ એમ કરવાનું ધ્યાનમાં લીધું ને એ લાકડી હાથમાં લઈ ધીમે ધીમે ગુફામાં દાખલ થયા. દીવો લઈને તેઓ બધે ફરવા માંડયા, ખૂણાખોચરામાં જોયું, પણ રાક્ષસ મળેજ કયાંથી? તપાસી તપાસીને જોઈ વળ્યા, પણ અંધારાનો નાશ થતાં વ્હેમરૂપી રાક્ષસ રહ્યોજ નહિ."

આવીજ રીતે તમારા અંતઃકરણરૂપી ગુફામાં "અજ્ઞાન" એ અંધકારરૂપી રાક્ષસ છે, અને એજ દુઃખ તથા ભીતિ ઉત્પન્ન કરે છે. તમારો સંસાર તેથીજ નરકનિવાસ બને છે. આવીજ રીતે સર્વ પ્રકારની ચિન્તા, દુઃખ, આધિ, ઉપાધિ, એ બધું તમારા અંતઃકરણમાં ભરેલા જ્ઞાનમાંજ છે. તમને કોઈ ગાળ ભાંડે કે તમારૂં અપમાન કરે એને જો તમારા **અંતઃકરણમાં સ્થાન આપો તોજ તમને તેથી દુઃખ ઉત્પન્ન થશે.** તે બાહ્ય શબ્દોને, અપમાનોને હૃદયમાં નહિ ધારણ કરો તો એની તમારા હૃદયપર જરાએ અસર નહિ થાય. "રામ" કદી પણ એવા બાહ્ય પ્રસંગોની પરવા કરતો નથી. માર્ગમાં ચાલતાં પણ તેનાપર ઘણા લોકો પ્રતિકૂળ ટીકાઓ કરે છે, પણ જ્યાં સૂધી એ શબ્દોને-**ટીકાને સાચી માનીને તેને હૃદયમાં સ્થાન આપું નહિ ત્યાં સુધી એથી કશુંએ થવાનું નથી.**

સાક્ષાત્કાર પામેલા સ્થિતિપ્રજ્ઞ મનુષ્યની સ્થિતિ એવી હોય છે કે તેની બુદ્ધિમાં કશા બહારના વ્યાપારથી ભંગ પડતો નથી. સ્થિતપ્રજ્ઞ પુરુષની વૃત્તિઓમાં વિક્ષેપ થતો નથી.

આત્માનું-ઈશ્વરનું નિરંતર ધ્યાન ધરો. **તમારા નિન્દકો અને ટીકાકારો પ્રત્યે દયા લાવો.** નિન્દાથી તમારૂં અપમાન કે અધોગતિ થાય છે એમ કદી પણ ન માનો. કેવળ આત્મામાં-ઈશ્વરમાંજ લીન રહો. અન્ય સર્વ અજ્ઞાન-અંધકાર છે. એ તમારા અંતઃકરણના અજ્ઞાનતિમિરને લીધેજ બહારનું નરક ઉત્પન્ન થાય છે. આ અજ્ઞાન તિમિરને દૂર કરવા માટે તમે અન્ય ગમે તેટલા ઉપાયો કરશો તે સર્વ વ્યર્થજ જવાના છે.

જ્યાં સુધી તમે પોતેજ તમારા અંતઃકરણનું અજ્ઞાન દૂર કરવાનો પ્રયત્ન નહિ કરો ત્યાં સુધી કરોડો ક્રાઇસ્ટ અને કરોડો કૃષ્ણ આ જગતમાં અવતાર લેશે તો પણ વ્યર્થજ છે. બીજાપર અવલંબન રાખીને ન બેસી રહો. માત્ર કોઈ દેવળ કે મંદિરમાં જઈ ક્રાઈસ્ટ, કૃષ્ણ અથવા બીજા આરાધ્ય દેવતાની ઉપર ઉપરથી સ્તુતિ કે નમસ્કાર કરવાથીજ કાંઈ સારૂં પરિણામ આવવાનું નથી. આવું તમારી મરજીમાં આવે તેટલું અજમાવી જુઓ, પણ ફાયદો નહિજ થાય. અંધારાનો તો પ્રકાશજ માત્ર ઉપાય છે; તે મહા અજ્ઞાન અને દુઃખ માત્રનો ઉપાય તમારા આત્મા-ઈશ્વર-નું યથાર્થ જ્ઞાન અને તેમાં સાચી શ્રદ્ધા એજ છે. બસ એજ એક ઉપાય છે. **नान्यः पंथा विद्यतेऽयनाय ।**

સજ્જનો અને સન્નારીના સ્વરૂપમાં બિરાજમાન પરમાત્મા-નિજાત્મન્! આ વિદ્યમાન શરીરમાં અસ્તિત્વરૂપે સ્થિત રહેલા સચ્ચિદાનંદ આત્મન્! પ્રકાશ અથવા જ્ઞાન એટલે સત્યનો

એટલો બધો અનુભવ કરવો કે જેથી સર્વ મિથ્યા બાહ્ય પદાર્થોનાં મિથ્યા નામ રૂપનો ભાવજ વૃત્તિમાંથી શમી જાય; એટલે કે અંતર બાહ્ય બધે અંતરસ્થ ઈશ્વરત્વનુંજ દર્શન થાય.

સત્યના-પ્રકાશના પ્રત્યક્ષ અનુભવથી આ બાહ્યવસ્તુઓ પારદર્શક બની જાય છે; સર્વ નામરૂપો શમી જાય છે. જ્ઞાની કે અનુભવી પુરુષની સામે ગમે તે વસ્તુ આવે તોપણ એ તો તેમાં આત્મદર્શનજ પામે છે. એની દૃષ્ટિમાં નામ રૂપાકાર વ્યક્તિ કે આકૃતિ તો માત્ર માયા છે, ભ્રમણા છે. એ માયા અથવા ભ્રમણાજ અંધકાર છે; એજ અજ્ઞાન છે; એજ દુઃખનું મૂળ છે; અને સત્ય આત્મા અથવા ઈશ્વરનુંજ કેવલ સર્વત્ર દર્શન પામવું એનું નામજ જ્ઞાન થવું-અજ્ઞાનનું નિર્મૂળ થવું-સર્વ પ્રકારની ચિન્તા અને ભીતિમાંથી મુક્ત થવું.

અહા ! પ્રિય ઈશ્વર મૂર્તિ નિજાત્મ રૂપો ! ઓ મારાં વ્હાલાં પ્રિયતમો ! અન્યની દૃષ્ટિમાં દેખાતા શત્રુઓ પણ મારા આત્માનાંજ સ્વરૂપો છે, અને મિત્ર કે સ્નેહી સંબંધીરૂપે ભાસતી વ્યક્તિઓ પણ મારાં આત્મરૂપોજ છે. માત્ર ક્ષુદ્ર જીવ કે અહંભાવની ઉપાધિવાળા શરીરને ન જોતાં જે પ્રકાશ તમારા પોતામાં રહેલો છે તેની સહાયતાથી અન્ય શરીરોમાં પણ પ્રકાશ-જ્ઞાન-આત્મદર્શન કરતાં શીખો. મારા સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માનું બીજું નામ પરમેશ્વર-પ્રભુ છે. એ "હું" શિવોऽहम् સર્વત્ર સર્વકાલ છું. એ શિવોऽहम्નો સાક્ષાત્કાર કરો એટલે સઘળા ભેદભાવ, મતમતાંતર, નાનાત્વ, દુઃખ તથા વિઘ્નોના સમુહ નાશ પામશે. અહા, કેવું અદ્દભુત દર્શન થાય છે! કેવું સુંદર સત્ય ! એ અવર્ણનીય છે! અનિર્વચનીય છે! એ તો અનુભવનીજ વાર્તા છે. જો તમને કેવળ એજ પ્રાપ્ત કરવાની ઈચ્છા થાય-ઉત્કટ જિજ્ઞાસા ઉદ્દભવે તો તમે પણ જરૂર જરૂર તેને પ્રાપ્ત કરી શકશો. અહા કેવું સૌભાગ્ય !

ખગોળવિદ્યાનો અભ્યાસ કરતાં જ્યારે પરસ્પર ગ્રહ કે તારામંડળનું અંતર માપીએ છીએ ત્યારે આપણને માલૂમ પડે છે કે આ પૃથ્વી તો માત્ર અતિ સ્વલ્પબિન્દુજ છે. એવીજ રીતે જ્યારે સત્યનો સાક્ષાત્કાર થાય છે, જ્ઞાનના જ્ઞાનનું સ્વરૂપ સમજાય છે, સૂર્યોના સૂર્ય-દેવોના દેવ નિજાનંદ આત્માનો અનુભવ થાય છે; ત્યારે આ જ્યોતિષીઓનાં તારામંડળ અને ગ્રહો, આ ભવ્ય ભાસતી આકાશગંગા, એ બધું શૂન્યવત્ ભાસે છે. જ્યારે એ સત્યનો અનુભવ કરતા હો ત્યારે આ ઘોંઘાટ જેવા જગત્‌ની જંજાળનાં દુઃખોનો તો ભાસ માત્ર પણ શાનો થાય ?

જેમ મહાન તારામંડળની પાસે આ પૃથ્વી બિચારી કાંઈ વિસાતમાં નથી; તેમજ આ સૂર્યોના સૂર્ય-પ્રકાશોના પ્રકાશ-મારા સત્ય સ્વરૂપ આત્માની પાસે આ બિચારી સાંસારિક ઉપાધિઓ, દુઃખો અને ચિન્તાઓ કશીજ વિસાતમાં નથી. સૂર્ય સમીપ અંધકારને અવકાશજ નથી, તેના આગળ તેનું અસ્તિત્વજ નથી.

સત્યનો સાક્ષાત્કાર કરો-અનુભવ કરો. એ પ્રમાણે સર્વાંગ સુખમય જીવન જીવો. જ્યારે એ પરિપૂર્ણ આનંદ પ્રાપ્ત થશે ત્યારે તમને કોઈ ચલાયમાન કરી શકશે નહિ. ભલે લાખો સૂર્યોનો પ્રલય થઈ જાય, ભલે કરોડો ચંદ્રમા ઓગળી જાય, પણ અનુભવીની-સ્થિતપ્રજ્ઞની વૃત્તિમાં-અચલ શાંતિમાં કોઇ પણ ભંગ પાડી શકશે નહિ. એને કોણ હાનિ પહોંચાડી શકે? એને કયો પદાર્થ દુઃખ ઉત્પન્ન કરાવે ?

અહા ! પણ અદ્દભુત આશ્ચર્ય છે કે આવા દેદીપ્યમાન-મહાન અનંત, નિશ્ચયથી પૂર્ણ આત્મા તરફ લોકો અજ્ઞાનને લીધેજ દુર્લક્ષ્ય કરે છે ! એ અનન્ત સૂર્ય માત્ર તમારાં નેત્રોના અજ્ઞાનમય આવરણને લીધેજ ઢંકાઈ રહેલો છે ! આવો અદ્દભુત સત્ય સ્વરૂપ આત્મા માત્ર

આટલા થોડા અજ્ઞાનને લીધેજ આવૃત્ત રહેલો છે ! એ દુર્બળતાભર્યું અને અશક્તિવર્ધક અજ્ઞાન દૂર કરો; "હું પરમાત્મા–જ્યોતિર્જ્યોતિ અવર્ણનીય અવાચ્ય સર્વસ્વ છું" એમ અનુભવો. "अहं ब्रह्मास्मि। अहं ब्रह्मास्मि।" અહા, જ્યારે તમે એ સત્યનો અનુભવ કરો છો ત્યારે સર્વ કેવું સરલ અને સુઘટ બની જાય છે !

અહીં ઇતિહાસનાં કે મહાત્માનાં દૃષ્ટાંત આપીને 'રામ' સિદ્ધ કરતો નથી પણ અનુભવનીજ વાતો કરે છે અને કહે છે કે **તમે પણ તેજ છો. तत्त्वमसि। तत्त्वमसि।**

'રામ' કહે છે કે જ્યારે આપણે સત્યનો–ઈશ્વરનો અનુભવ કરીએ છીએ ત્યારે આ જગત સ્વર્ગસમું બની જાય છે. ત્યાં શત્રુ, મિત્ર, સ્નેહી, સંબંધી, ચિન્તા, ભય, ઉપાધિ, દુઃખ કશુંએ રહેતુંજ નથી.

પૃથ્વીની સપાટીપર ઉભા રહીને દૃષ્ટિ ફેંકીએ તો એક ઘર બીજા ઘર કરતાં ઉંચું માલૂમ પડે છે; કોઈ વૃક્ષ બીજા વૃક્ષ કરતાં દૂર દેખાય છે; પણ જ્યારે ઉંચી ટેકરીપર ચઢીને જોઇએ છીએ તો એ મકાન, વૃક્ષ, માર્ગ વગેરે બધું જેમ હોય તેમજ જણાઈ આવે છે. એવીજ રીતે આધ્યાત્મિક વૈભવના શિખરપર ચઢીનેજ બધી વસ્તુ સ્થિતિઓને તપાસો; આત્માનો અનુભવ કરો અને અંતરસ્થ સત્યનો સાક્ષાત્કાર કરો; એટલે શત્રુ, મિત્ર, શુભેચ્છક કે નિંદકનો ભેદભાવ રહેતોજ નથી. આ ભેદભાવદૃષ્ટિ સર્વ પ્રકારની ચિંતા–અશાંતિનું મૂળ છે; એથી પર પહોંચો એટલે સત્ય તે સત્યસ્વરૂપમાં અનુભવાશે અને સર્વ ભેદભાવ નાશ પામશે. વેદાન્ત આને એકત્વ કહે છે. ઈશ્વરજ પરમ સત્ય છે. જગત્ કે સંસાર તો માત્ર માયા–ભ્રમણા છે. માટે આત્માનો–સત્યનો એવા પ્રકારે અનુભવ કરો કે આ જગત્ અસત્ય લાગે અને ઈશ્વર–અંતર્યામીજ સત્ય ભાસમાન થાય. અહા ! તમે તમારા સંબંધી કે શત્રુ કે મિત્ર સર્વમાં ઈશ્વરજ ખરી રીતે રહેલો છે, એમ સમજી શકતા હો તો પછી, તેને મિત્ર, શત્રુ, ઈ૦ સંજ્ઞા આપીને સંબોધો છો તે કેવો મહાન્ અપરાધ કરો છો ? એમ કરવાથી તમે અંદરની પ્રભુતાની હત્યા કરો છો.

માતૃહત્યા, સ્ત્રીહત્યા, મનુષ્યહત્યા, આવી અનેક પ્રકારની હત્યાઓ ધર્મશાસ્ત્રોમાં પ્રચલિત છે; પણ મનુષ્યમાં–અરે પ્રત્યેક પ્રાણી પદાર્થમાં ઈશ્વરદર્શન ન કરવાથી તો તમે દેવહત્યા–ઈશ્વરહત્યા કરો છો ! માતા, પિતા, કે ભાઈભાંડુમાં ખરી રીતે જો પોતેજ રહેલો છે–બીજું કશું છેજ નહિ તો પછી તે પ્રભુનુંજ દર્શન ન પામતાં, તમે તેને તેનું નામ આપીને સંબોધન કરો છો, તો અંતરસ્થ સત્ય પ્રભુતાની હત્યાજ થાય છે. આમ કરવામાં શરીર અને બાહ્ય નામરૂપને તમે એટલું બધું સત્ય માની લ્યો છો કે ઈશ્વરભાવનું છેક વિસ્મરણ થાય છે, અને તેથી તમે સ્વાભાવિકજ અધોગત થાઓ છો. જ્યારે જ્યારે તમે આવી રીતે અંતર્યામીનો નાશ કરો છો ત્યારે તમે તમારો પોતાનો ઉચ્છેદ કરી નાખો છો.

આવી રીતે ઈશ્વરની હત્યા કરવી એ અજ્ઞાન છે, અને એ અજ્ઞાનજ દુઃખનું મૂળ છે. લોકો જો એ સત્યને વ્યવહારમાં નહિ મૂકે તો એ સત્ય માત્ર સ્વપ્નજ રહેશે. પણ તમે એનો અનુભવ કરશો તો આ જગત્ ચમકૃત થઈ જશે. સર્વ સત્તાઓ અને સિદ્ધિઓ તમારી દાસીઓ બની જશે. સર્વ ગ્રહમંડળ, સૂર્ય તથા ચંદ્ર તમારા આજ્ઞાધીન દાસ થઇ રહેશે. આ અનુભવ તમને અવિરત પ્રયત્ન અને પ્રયોગ પછી સ્વતઃ પ્રાપ્ત થશેજ થશે.

**જે મનુષ્ય સતત ઈશ્વર સાક્ષાત્કારમાં નિમગ્ન રહે છે અને જે સર્વની સાથે એકતા અનુભવે છે તેજ સુખી છે.**

એક સંસ્કૃત શ્લોકનો ભાવાર્થ એવો છે કે ગુહામાં સેંકડો વર્ષોથી રહેલા અંધારાને જેમ પ્રકાશ આવતાં નીકળી જતાં વાર લાગતી નથી; તેવીજ રીતે મનુષ્યને જ્ઞાન પ્રાપ્ત થતાં એનું જન્માંતર્ગત અજ્ઞાન રહેતું નથી. એના હૃદયમંદિરમાં જ્ઞાનનો પ્રકાશ પડતાં એ સર્વ અજ્ઞાન નિર્મૂળ થાય છે.

આ વિષયમાં 'રામ'નો સ્વતઃ અનુભવ છે કે જ્યારે તેને મળનારા મનુષ્યમાં 'રામ' પ્રભુતાનું દર્શન કરે છે એટલે કે જ્યારે તે મનુષ્યના શરીરને પ્રભુનું શરીર માની લે છે ત્યારે એ જરાએ દુઃખ પામતો નથી; પણ જ્યારે માત્ર તેઓને શરીરરૂપેજ જુએ છે, અને જ્યારે એના વ્યક્તિત્વ પ્રતિજ દૃષ્ટિ રાખે છે, ત્યારે 'રામ' પણ સંકટથી ઘેરાઈ જાય છે. આવી રીતે અનેક ઠોકર ખાઇને અને અનુભવ મેળવીને 'રામ' હવે એટલો તો પ્રજ્ઞ થયો છે કે સ્વપ્નમાં પણ તે કોઇ વ્યક્તિમાં વ્યક્તિ ન દેખતાં માત્ર ઇશ્વરનુંજ દર્શન પામે છે. "આ સર્વ દેહ મારાજ છે-તમારામાં પણ તે મારો આત્માજ-ઇશ્વરજ બિરાજમાન છે" એવું 'રામ' સમજે છે અને તમારે પણ તેમજ સમજવું જોઇએ.

મજનૂ કરીને એક પ્રેમઘેલો મનુષ્ય હતો. ફારસી કવિઓ તેને આશકજાદાની ઉપમા આપે છે. જો કે એના જેટલો કોઇનામાં પ્રેમ નહોતો, છતાં એ પ્રેમ વ્યક્તિ પરત્વે-એની માશૂક માટેજ હતો અને તેથીજ એ એનું દર્શન ન કરી શક્યો.

'રામ' કહે છે કે જો તમે તમારી ઈચ્છાઓને તૃપ્ત કરવા ધારતા હો તો તમારે એથી પર થવું જોઇએ. આ ભલા આશકને આ ગુહ્ય ભેદ માલૂમ નહોતો, છતાં પણ જગતના પ્રેમીઓને માટે તો તે આદર્શરૂપ પ્રેમી હતો એમ કહેવાય છે. એ ગાંડો બની ગયો હતો, અને નિરાશામાં ને નિરાશામાં એ ગરીબ આશકજાદો પોતાના માબાપનું મકાન છોડી દઈને અરણ્યમાં ભટક્યા કરતો હતો. ખીલતા ફૂલને, વહેતી વાયુની લહરીને, દોડતા કૂદતા હરિણને કે અરણ્યના વૃક્ષને, એમ એને જે જે દૃષ્ટિગોચર થતું તે સર્વેને એ માશૂક કહીનેજ સંબોધતો; એ બધામાં એને માશૂકનુંજ દર્શન થતું. એની વૃત્તિ એવી આર્દ્ર પ્રેમમય થઇ ગઇ હતી કે સર્વત્ર પોતાની માશૂકનું દર્શન પામીને એણે પદાર્થમાત્રને પોતાની માશૂકજ બનાવી દીધા હતા. છતાં પણ એનું પ્રેમપાત્ર પાર્થિવ હતું તેથી તેને ઘણું સહન કરવું પડયું હતું.

'રામ' કહે છે કે તેના પ્રેમનું સામર્થ્યજ તમારે લેવાનું છે. તમે પ્રેમપાત્ર કોઈ પાર્થિવ-ઐહિક ન રાખતાં, ઈશ્વર-આત્માનેજ તમારી માશુક બનાવજો. શું સમસ્ત જગત સુખની પાછળ ગાંડું બનીને તડફડીયાં નથી મારતું? અને સુખ એ ઈશ્વરનોજ રૂપાન્તર શબ્દ નથી? એ બિચારા મજનૂને ખબર નહોતી કે ઈશ્વરને એટલે કે સુખને ક્યાં શોધવું? પણ એ મજનૂની પેઠે **જે મનુષ્ય વૃક્ષ, લતા, પુષ્પ, પ્રાણી, પદાર્થમાં પોતાની માશૂકનાં-ઇશ્વરનાં દર્શન પામે છે એને ધન્ય છે!** આખરે એક દહાડો તે અરણ્યમાં મૂર્છિત થઇને પડયો હતો ત્યાં તેની શોધમાં નીકળેલો તેનો પિતા આવી પહોંચ્યો. ધૂળમાં બેભાન પડેલા મજનૂના શરીરપરથી એણે ધૂળ ખંખેરી નાખી અને વિખરાઈ ગયેલા વાળને જરા ઠીક કરીને તેને બેઠો કર્યો. દુઃખી પિતાએ ધીમે સ્વરે તેને પૂછયુંઃ "વ્હાલા બેટા, તું મને ઓળખે છે? હું તારો પિતા છું."

બેભાન મજનૂ તાકી રહ્યો; માશૂકના દિદાર વિના એની દૃષ્ટિમાં સમસ્ત જગત્ શૂન્યવત્ થયું હતું એની તો નસેનસમાંથી એજ ધ્વનિ ઉઠતો હતો કે “ કોણ પિતા ને કોણ માતા ? ”

પિતાએ ફરી પૂછયું: “ મારા વ્હાલા ! હું તારો પિતા છું. શું તું મને ભૂલીજ ગયો ? ”

થોડું ભાન આવ્યું હોય તેમ તેણે ઉત્તર આપ્યો: “ શું પિતા ? દુનિયામાં મારી માશૂક વિના બીજું કોઇ છે ખરૂં કે ? ”

વ્હાલાંઓ, સાક્ષાત્કારની પ્રીતિ અને જિજ્ઞાસા પણ મજનૂના ઐહિક પ્રેમપાત્ર તરફના ઇશ્કના જેટલીજ ઉત્કટ અને પ્રબળ હોવી જોઇએ. પ્રેમની એ ઉચ્ચ ભૂમિકાએ જ્યારે તમે પહોંચશો ત્યારે એટલા બધા ઉન્નત થઈ જશો કે તમારાં પિતા, માતા, પત્ની અને સર્વ સંબંધી સહવાસી જનોમાં ઇશ્વરનુંજ દર્શન થશે. જ્યારે એમ સંબંધીઓમાં સંબંધીનો અને મનુષ્ય પ્રત્યે મનુષ્યનો ભાવ ન રહેતાં ઇશ્વરભાવજ દૃઢીભૂત થશે ત્યારેજ તમે સાક્ષાત્ ઈશ્વર બનશો; ત્યારેજ તમે પરમાત્માનાં દર્શનવડે પરમાત્માનું સ્વરૂપ ધારણ કરી શકશો.

જ્યાંસુધી મજનૂ જીવતો હતો ત્યાંસુધી એ એની માશૂકના દિદાર નહોતો દેખી શક્યો. એક કવિ એવું બ્યાન કરે છે કે મૃત્યુ પછી મજનૂને ખુદાની પાસે લઇ જવામાં આવ્યો હતો. ત્યાં ખુદાએ એને ઠપકો આપ્યો અને કહેવા માંડયું કે “ અરે મૂર્ખા ! તું એ દુનિઆના ચિત્રપર શા માટે એટલો બધો ઇશ્ક રાખતો હતો ? તારી માશૂકપરના હજારમા ભાગ જેટલો ઇશ્ક પણ જો તેં મારાપર રાખ્યો હોત તો હું તને બેહિસ્તનો ફિરિસ્તો બનાવત. ” મજનૂએ જવાબ વાળ્યો કે “ અહા ! ખુદા ! મને માફ કરજો; જો તમને મારા ઇશ્કનો ચાહ હતો તો તમેજ મારી માશૂક કાં ન બન્યા ? જો તમે એ મહોબ્બતના ભૂખ્યા હતા તો તમારે મારી લયલીજ બનવું હતું. ” ખરેખર પ્રેમની આ અવધિ છે. ‘રામ’ કહે છે કે તમારે પણ પ્રેમની એટલીજ તીવ્રતા રાખવી જોઇએ. **આત્મા–ઇશ્વરને તમારી માશૂક બનાવી તેના પ્રત્યે એવોજ અત્યુત્કટ પ્રેમ કરવો જોઇએ.** મજનૂના જેટલો પ્રેમ રાખી, માશૂક–આત્માના સિવાય બીજી બધી ચીજોને ભૂલી જવી જોઇએ.

ઘણાને આવા આળસુ વિચારો પણ આવતા હશે કે “ અમે અમારી વર્ત્તમાન સ્થિતિમાંજ સુખી છીએ. ” પણ ‘રામ’ કહે છે કે તમે એમ ખરેખર માનતા હશો છતાં એ દુઃખમાંજ સુખબુદ્ધિ તમે કરી બેઠેલા છો. તમારૂં લક્ષ્ય તો એ પ્રેમજ છે અને તેથી પછી માર્ગમાં શા માટે વ્યર્થ સમય ગુમાવવો ? વ્હેલું મોડું તમારે એક દિવસ તો આવા પ્રેમઘેલા બનવુંજ જોઇશે–ઇશ્વરનાં દર્શનની ઉત્કટ જિજ્ઞાસા છેવટે તો ઉત્પન્ન થવાનીજ; તો પછી શામાટે રસ્તામાંજ દુઃખરૂપી કીચડમાં હેરાન થાઓ છો ? ખડખડ થતી બળદગાડીમાં હેરાન થવાનું મૂકી દઇને આવી આરામવાળી રેલ્વે કે મોટર ગાડીમાંજ શા માટે નથી ચડી બેસતા ? અરે, તેથી પણ વિશેષ બની શકે તેવું છે; વિમાનમાં પણ ઉડી શકાય છે, અને પાંખો પણ ધારણ કરી શકાય છે; માટે મૂર્ખ રહ્યા કરીને અન્ય માર્ગમાં ન અથડાશો.

તમારાં નિત્યનાં કર્મ અને વસ્તુસ્થિતિનું નિરીક્ષણ કરતા રહેશો તો માલૂમ પડશે કે પ્રકૃતિનો નિયમજ એવો છે કે તમારે એજ લક્ષ્ય લેવું પડશે. જ્યારે એકાદ મનુષ્ય ગંભીર, શાંત અને સ્વસ્થ હોય છે, અને એ ઉત્તમ સ્થિતિ જેટલો સમય સચવાઈ રહે છે, ત્યારે એને સહજ કાંઇ ઉત્તમ વાર્તાજ સંભળાય છે. એને ઉત્તમ પ્રસંગોજ પ્રાપ્ત થાય છે. એમાં જરાએ શક કે અપવાદ નથી.

એવા એકતાલમાં રહેતાં–એ શાંત ગંભીર સ્થિતિનો અનુભવ કરતાં તમને અનુભવ થશે કે તમને આનંદિત કરવા તમારો કોઈ સ્નેહી કે પ્રેમી ઉપસ્થિત થવાનોજ. આવી સ્થિતિમાં કોઈ સામાન્ય પુરુષ અભિમાનમાં આવી જઈને કાંઇ સાધારણ વસ્તુની ઈચ્છા કરે તો તે પણ તેને આવી મળે છે. પણ જો તે એ ઐહિક પદાર્થની વાસના હ્રદયમાં દૃઢીભૂત કરે છે, અને એમાં આસક્ત થઇ જાય છે, તો નિઃસંદેહ એ વસ્તુમાં કાંઈ પરિવર્તન થઇ જશે અથવા તો કાંઈ અદ્‌ભૂત અન્ય બીનાજ બની જશે. પ્રકૃતિના આવા શિક્ષાસ્પદ નિયમનું કોઇ પણ ઉલ્લંઘન કરી શકતું નથી.

ગ્રંથોમાં કે શાસ્ત્રોમાં કદાપિ એનું વર્ણન ન હોય તેથી શું થયું; એ નિયમ તો નિયમ-રૂપે સર્વદા વર્ત્તમાન છે. આવી રીતે જ્યારે તમે કોઇ વસ્તુમાં આસક્તિ રાખો છો–એ પદાર્થમાં મોહ રાખી બેસો છો ત્યારે કોઇ અદ્‌ભુત પ્રસંગદ્વારા, તમારી મોહની વસ્તુનો લોપ થઈ જાય છે અને તેને બદલે તમારા ભાગ્યમાં શોક, ખેદ અને અધોગતિજ રહી જાય છે! આમ આ નિયમમાં બન્ને અનુભવ થાય છે. આવી અધોગત–દુઃખી સ્થિતિ પ્રાપ્ત થાય છે એટલે કેટલાક લોક પોતાની પરિસ્થિતિનો દોષ કાઢવા મંડી પડે છે. એવા લોકોને દુઃખમાં ઉત્તરોત્તર વૃદ્ધિજ થતી જાય છે; અને આખરે રડીને એવુંજ બોલવું પડે છે કે “ અરે દુઃખનો તો વરસાદજ વરસે છે ! ”

એકવારના દુઃખના અનુભવથી જે લોકો પોતાના ચિત્તની સમાનતા પાછી નથી મેળવી લેતા, અને અન્યના કે વસ્તુસ્થિતિના દોષ કાઢી નિન્દા અને ટીકા કર્યા કરે છે, તેમજ તણખલાં તોડયા કરે છે તેમને માટે તો અલબત્ત આવી રીતે દોષના ફળમાં દુઃખોનો વરસાદજ વરસે છે; પણ જેઓ એકાદ દુઃખના અનુભવથી થોડા સમયમાંજ પોતાનો દોષ સુધારી લે છે, તેઓના મનની સ્થિતિ એવી ઉચ્ચ થાય છે કે તેઓ બહુ અલ્પ સમયમાં વિશેષ બળ પ્રાપ્ત કરી લે છે.

ત્યાર પછી શાન્તિની સ્થિતિ, ઈશ્વર શરણાગતિ, નિષ્કામભાવના અને ચિત્તની સમતા પ્રાપ્ત થાય છે; અને દુઃખનાં વાદળ દૂર થઇ શાંતિનો સમીર વાય છે. પણ વળી પાછા તેઓ વિપથ જાય છે અને દુઃખનો વરસાદ વરસે છે. આમ દુઃખનો અનુભવ લેતાં લેતાં તેમનામાં ધર્મભાવના જાગૃત થતી જાય છે. આ પ્રમાણે **ધર્મની ભાવનાની જાગૃતિ આપત્તિમાંથીજ થાય છે તે વાસ્તવિક સત્ય છે.**

આમ તમારા આયુષ્યમાં દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ આવ્યાજ કરે છે. દુઃખની રાત્રિ વીત્યા પછી સુખનું પ્રભાત અને સુખના પ્રભાત પછી દુઃખની રાત્રિ, એમ અનુભવની માળા ચાલુજ રહે છે. **જ્યાં સુધી તમે બાહ્ય આકૃતિમાં કે વસ્તુ સ્થિતિમાં આસક્તિ રાખતા હશો ત્યાં સુધી આવી સુખ--દુઃખની ઘટમાળ ચાલ્યાંજ કરવાની.** આવી આન્તર ઘટમાળની યોજનાનું રહસ્ય તમે સમજો છો ? એનો મુખ્ય ઉદ્દેશ તમને તમારા અંતર્યામી સૂર્યનારાયણ–આત્માનો સાક્ષાત્કાર કરાવવાનોજ છે.

પૃથ્વીપર દિવસ અને રાત્રિ છે પણ સૂર્યમાં તો તેનો અભાવજ છે. સૂર્યની આસપાસ પૃથ્વીની પ્રદક્ષિણાને લીધેજ દિવસ અને રાત્રિ બને છે, પણ સૂર્યમાં પોતામાં તો આવાં રાત્રિ કે દિવસ કશુંએ નથી. ત્યાં તો સર્વદા પ્રભુપ્રકાશ–આત્મરવિ–પ્રકાશિતજ છે.

આપણા અંતર્યામી **આત્મરવિનો સાક્ષાત્કાર કરાવવો એજ આપત્તિ, ચિન્તા**

**અને દુઃખનો મુખ્ય ઉદ્દેશ હોય છે.** તમારે સૂર્યોનો સૂર્ય, જ્યોતિષાંજ્યોતિઃ તમારા અંતઃકરણમાં જ્વલંત કરવાનો છે, એમ એ બધાં સૂચના કરે છે. જ્યારે તમે એનો અનુભવ કરો છો ત્યારે તમે આ સાંસારિક સુખ-દુઃખ અને ચડતી-પડતીથી પર છો; એ સર્વથી તમે પર પહોંચી જાઓ છો.

હવે આ સુખ-દુઃખ આત્મરવિનો સાક્ષાત્કાર કેવી રીતે કરાવે છે એ આપણે તપાસીએ. જ્યારે આપણને સુખ પ્રાપ્ત થાય છે ત્યારે આપણે હંમેશાં પ્રભુતામાં એકતાલ થઈ ગયા હોઇએ છીએ-ઈશ્વરમાં લીનતા પામી ચૂકયા હોઇએ છીએ અને જ્યારે માયાવી જડ પદાર્થોમાં આસક્તિ થાય છે ત્યારે દુઃખ અને આપત્તિ આવી પડે છે. આ બોધ તમને દુઃખમાંથી મળે છે. જડવસ્તુ નામરૂપે ક્ષણભંગુર છે, અને એમાંથી દુઃખની ઉત્પત્તિ થાય છે. એની પ્રાપ્તિથી થતા ક્ષણિક સુખનો અનુભવ પારણામે દુઃખજ પેદા કરે છે. જગતના ઇતિહાસમાંથી પણ એ આધ્યાત્મિક નિયમનાં અનેક ઉદાહરણ મળી શકે એમ છે. શેકસ-પિયરના "વેનીસનો વેપારી" ( Merchant of Venice ) એ નામના નાટકમાં જ્યાંસુધી પોર્શિયાના દેહમાં બેસેનિયોની આસક્તિ હતી ત્યાંસુધી તે સુખી નહોતો; પણ ટોપલીઓનો નિવેડો કર્યા પછી એને અવર્ણનીય શાંત સ્થિતિ પ્રાપ્ત થઇ-ત્યારેજ તેને સુખ પ્રાપ્ત થયું. નાટકમાં આવું દિવ્ય રહસ્ય નથી જણાતું, છતાં જો તમે દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી જોશો તો જણાશે કે જ્યારે તેણે પ્રભુનો આશ્રય લીધો હતો ત્યારેજ તે વિજયી નિવડયો હતો. શેકસ-પિયરના લક્ષમાં પણ આ વાત નથી આવી. કવિઓ જો કે આ વાતને ઘણીવાર નથી સમજતા, પણ આ એક અદ્‌ભુત સત્ય છે. સર્વ સુખોનું એ રહસ્ય છે કે તમારે ઈશ્વરનો-આત્માનો અનુભવ કરવો જોઇએ. સમસ્ત પ્રકૃતિ અને વિશ્વ સાથે તમારે એકતા અનુભવવી જોઇએ. દુઃખોમાંથી એ સદ્‌બોધ લેવાનો છે કે જગતના પદાર્થોમાં જરાએ આસક્તિ ન રાખવી જોઇએ, અને તેને અસત્ય માનવા જોઇએ. વસ્તુની અંતર્ગત નિવાસ કરતા અંતર્યામી આત્માનો-ઈશ્વરનો તમારે ઉચ્છેદ ન કરવો જોઇએ. નામ-રૂપને સત્ય માનીને તેના અંતરમાં રહેલા ઈશ્વરનું વિસ્મરણ નજ કરવું જોઇએ. **સર્વ પ્રકારનાં સુખ-દુઃખો તમને વેદાન્તનુંજ શિક્ષણ આપે છે.** બધા લોકો આ રહસ્ય સમજતા નથી તેથી કાંઇ તે નિયમને ખોટો નહિ કહેવાય. **જગત્ એટલા માટેજ દુઃખી છે કે તે સત્યને સમજતું નથી.** એ સત્યનો અનુભવ કરવાથીજ સુખી થવાય તેમ છે.

અમેરિકાની પેઠે હિંદુસ્તાનમાં માટીનાં વાસણ બનાવવાનાં યંત્ર નથી, ત્યાં કુંભાર માટીનાં વાસણો બનાવવા માટે માટીને પગથી ખૂંદે છે. વાસણ તૈયાર થયા પછી અંદર કાંઈ આધાર રાખી બહારથી તેને ટપલાવડે ટીપી ટીપીને સુંદર આકાર બનાવે છે.

એ બહારનો ટપલો ટીપવાની દુઃખરૂપી ક્રિયા તે તમારી ઉન્નતિ માટેજ છે. દુઃખ એ બહારના ટકોરા છે ને સુખ એ અંતરનો આશ્રય છે. સુખ-દુઃખના સંમેલનથીજ ચારિત્ર ઘડાય છે. પ્રકૃતિનો નિયમ છે કે તમારે હરકોઈ રીતે ઈશ્વરનો સાક્ષાત્કાર કરવોજ પડશે અને એ અનુભવ નહિ કરો ત્યાં સુધી ફટકાપર ફટકા ને લાતપર લાત પડયાજ કરવાની. જો એ દુઃખમાંથી બચવું હોય તો કૃપા કરીને આત્માનો-પ્રભુનોજ સાક્ષાત્કાર કરો.

હું રામ છું કેવો સુખી એમ કોણ કહી શકશે અહા !
અતિ શાંત, સ્વસ્થ, વિશુદ્ધ, ને નિર્લેપ ગંભીર સર્વદા.
મુજ નિત્ય આત્માનંદમાં કદી કાંઈ ના ક્ષતિ પહોંચતી,

એ સ્વાનુભવનાં વર્ણનો વાણી કદી ન વદી શકી.
અહિં, ત્યાં, બધે, પણ ક્યાં? અરે જ્યાં "ક્યાં"જ છે ઉડી ગયું?
હમણાં, સદા, કદી, કોઈ દી, ક્યારે અહા જ્યારે શમ્યું.
આ, તે, અને શું, કોણ, એવા ભેદ ક્યાંય શમી ગયા;
પહેલું, પછી, વચમાં, ઉંચે, સઉ ભેદ પાર ગયે ટળ્યા.
કદી એક, પાંચ, પચીસ, સો, સૌ એમ સંખ્યા શી ગણું?
જે કર્મ, કર્ત્તા, જ્ઞાન, જ્ઞાતા, જ્ઞેય, એ શું વર્ણવું?
છે ને હતું, ને કૈં થશે, એ રૂપ એકજ શબ્દનાં;
આનંદઘન આત્મા "હું" "તું" "તે" ભેદ હાવાં ના કશા.

એજ સચ્ચિદાનન્દ આત્મા અને એમ છતાં એ અવર્ણનીય, એ તમેજ છો-तत्त्वमसि। એ સત્યનો અનુભવ કરો.

લોકો આવીને 'રામ'ના શરીરની પૂજા કરે છે ત્યારે 'રામ'ને બહુ લાગી આવે છે. દ્રવ્ય કે ખુશામતથી પ્રાપ્ત થતા આનંદ કરતાં અંતર્યામીથી ઉત્પન્ન થતા નિર્વિષયી આનંદનો 'રામ'માં ભંડાર ભર્યો છે.

મારૂં સુખ અવર્ણનીય અને અનવધિ છે. અંતરનાં દિવ્ય નિર્ઝરના આનંદનો પ્રવાહ એટલો અખૂટ છે કે, 'રામ'ને તમારાં નામરૂપ, કીર્તિ કે દ્રવ્યના આનંદમાંથી સુખ મેળવવાની પરવાજ નથી. મારો આન્તર આનન્દ પરિપૂર્ણ અપરિમિત છે.

હિંદુસ્તાનમાં એક બાઇને નવ પુત્રો હતા. એક વાર એક ભિક્ષુક એને ત્યાં ભિક્ષા માગવા આવ્યો. ભિક્ષા મળ્યા પછી એણે એ બાઇને આશીર્વાદ આપ્યો કે "માતા તું આઠ છોકરાની મા થજે." સાધુએ એ માતાને આઠ છોકરાની મા થવાનો આશીર્વાદ આપ્યો એટલે એ બાઇને તો બહુજ માઠું લાગ્યું. તે બિચારી એ સાધુને પગે પડી અને કહ્યું કે મારે નવ છોકરાં તો છે; માટે આપનો આવો આશીર્વાદ નથી જોઇતો. પણ મહાત્માએ વળી આશીર્વાદ આપ્યો કે આઠ છોકરાંની માતા થજે. આસપાસના લોકો પેલી બાઇને ગભરાઇ ગયેલી જોઇને દોડી આવ્યા ને કારણ પૂછ્યું તો જણાયું કે બાઇને વિશેષ પ્રજા માટે આશીર્વાદ મળતો હતો તે તેને નહોતું ગમતું. લોકોને પણ લાગ્યું કે એ આશીર્વાદ નહિ પણ એક જાતનો શાપજ હતો. આવીજ રીતે 'રામ'ની અન્દર અવર્ણનીય આનન્દ ભર્યો છે. તમે બધા પણ એ આનન્દનો અનુભવ કરો. એથી મોક્ષ મળે છે અને એથી જગતની પાર્થિવ વસ્તુપરની આસક્તિમાંથી મુક્ત થવાય છે.

હિમાલયના કમલની પેઠે દેહને અકલિત, અદષ્ટ એકાંતમાં રહેવા દો. એ દેહનો ભલે વધ થઇ જાય; ભલે એને કોઇ કેદમાં નાખે, શૂળીપર ચઢાવે કે આફ્રિકાના મેદાનમાં ફેંકી દે, છતાં એ આનંદનો તો જરાએ ભંગ થતોજ નથી. એ સુખનો-એ પરાત્પર અંતરસુખનો અનુભવ કરીને, આ જગત્‌માં દંભ, મૂર્ખતા, મોહ અને ઔદાસ્યથી પર પહોંચો. ઇશ્વરોના ઇશ્વર-દેવોના દેવ બનો. तत्त्वमसि।

ૐ ૐ ૐ



# ૨૫—મૂર્છનાશાસ્ત્ર અને વેદાન્ત.

(૧) અમેરિકન તત્ત્વવેત્તા એમર્સન કહે છે કે "કોઇને ચોર કહીને બોલાવશો એટલે તે ચોરી કરશે." સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો માણસના મનપર જે પ્રકારના સંસ્કાર પડે છે તેવાજ પ્રકારની તેની રહેણીકરણી બંધાય છે. આ હકીકત ઘણે અંશે વાજબી છે, પણ સર્વથા તો નહિજ. કોઈ વખતે સંસ્કારસૂચનથી બહુ સીધી અસર થઇ જાય છે ખરી, પણ અનેક વેળા તેથી વિરુદ્ધ અસર પડવાના પણ સંભવ હોય છે. કોઇને મૂર્છિત કર્યા પછી તેના મનપર પાડેલા સંસ્કારસૂચનનું પરિણામ સત્વર આવવુંજ જોઇએ, એમ કહેનારા એ વિષયનું અર્ધુંજ સત્ય જાણતા હોય એમ લાગે છે. વેદાન્તની દૃષ્ટિએ વિચારતાં વિદ્યુતશક્તિની પેઠે સંસ્કાર પણ બે પ્રકારની અસર ઉત્પન્ન કરે છે; એક પ્રવર્ત્તન અને બીજું વહન. મૂર્છના પ્રયોગમાં જે મનુષ્યપર સંસ્કાર વા સૂચનો કરવાનાં હોય તેને પ્રયોજ્ય કહેવાય છે. પ્રયોજ્ય ઉપર જ્યારે સંસ્કારો સીધાજ પહોંચે છે ત્યારે એ સંસ્કારોનું સાક્ષાત્ અને સજાતીય પરિણામ નીપજે છે. આ પ્રયોગને પ્રવર્ત્તન પદ્ધતિનો પ્રયોગ કહેવામાં આવે છે. જે પ્રયોગમાં સંસ્કારોનું સૂચન પ્રયોજ્ય ઉપર પ્રત્યક્ષ નથી પહોંચી શકતું એટલે કે જ્યાં પ્રયોજ્યની મનની સ્થિતિ પ્રયોગકર્ત્તાની સ્થિતિ કરતાં વિરુદ્ધ હોય છે ત્યાં પ્રયોજકનો હેતુ નિષ્ફળ જાય છે, અને ધાર્યા કરતાં વિપરીત પરિણામ થયેલું જોવામાં આવે છે, તેને મૂર્છનાશાસ્ત્રના પ્રયોગમાં વહનપદ્ધતિ એવું નામ અપાય છે.

(૨) કારણ શરીર એ મનુષ્યની ગુપ્તશક્તિઓ અને સર્વ સંસ્કારોનો એક ભંડાર છે. આ ભંડારમાં અવ્યક્તરૂપે જે સંસ્કાર રહેલા છે તેના ઉપર માણસનાં કાર્ય, વ્યાપાર, વર્ત્તણુક અને પરિસ્થતિ સર્વ અવલંબી રહેલાં છે. એ સંસ્કારો કોઇ પણ રીતે પ્રત્યક્ષ કર્મોમાં ઉતરવા જોઇએ એ પણ નિશ્ચય છે. "કારણ શરીર" એ મનુષ્યનું હાર્દ છે—હૃદ્ગત છે—એજ સાચું કેન્દ્ર છે. માણસના હૃદયપર વિરાજમાન થયેલ રાજા પણ તેજ છે, અને તેનેજ એનો દ્રષ્ટા અથવા "અહંકારયુક્ત મન" પણ કહેવામાં આવે છે.




ग= કારણ શરીર.

ख=સૂક્ષ્મ શરીર અથવા લિંગ શરીર (મન અને બુદ્ધિનો પ્રદેશ.)

क=સ્થૂલ શરીર.

સ્થૂલ શરીર કોઈ પણ કાર્ય કરે તે રૂપાન્તર પામીને વિચારમાં થઈ મનોભૂમિકામાં સંસ્કારરૂપે થોડો સમય રહે છે. ઉપરના આકારમાં ख અક્ષરે આ મનોભૂમિકાનું સૂક્ષ્મ શરીર દર્શાવ્યું છે. ત્યાર પછી એ સંસ્કારો કારણ શરીરમાં પ્રવેશ કરે છે. ઉપરના આકારમાં જે કેન્દ્રમાં ग નિશાની છે તેનાથી કારણ શરીરની કલ્પના બતાવેલી છે. આપણા માનસરોવરમાં સ્વાભાવિક રીતે વિચારોના જે જે તરંગો ઉઠે છે તે આધિભૌતિક જગત સાથે કોઇ પણ

જાતનો તાત્કાલિક સંબંધ થયા વિનાજ ઉત્પન્ન થાય છે, પરંતુ કારણ શરીરમાં પૂર્વાપર સંચિત થયેલા ગૂઢ સંસ્કારોનુંજ તે પરિણામ હોય છે. આવી રીતે વિચાર કરવાથીજ સહજ જણાઈ આવે છે કે કારણ શરીર, સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીરનો પરસ્પર બહુ નિકટનો સંબંધ છે. હવા, પાણી અને વરાળ; અથવા તો બરફ, પર્વતપરથી વહેતો ઝરો અને ખુલ્લા પ્રદેશમાં વહેનારી નદી; એ બન્ને ત્રિપુટીઓમાં જેમ પહેલા પદાર્થનું બીજામાં અને બીજાનું ત્રીજામાં વ્યક્ત-સ્પષ્ટ-દર્શન થાય છે તેવીજ રીતે કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ શરીરોનો પણ પરસ્પર પરંપરાનો સંબંધ છે.

ધારો કે કોઇ બેહોશ માંદો માણસ રસ્તાપર પડેલો છે. આપણને તેને જોઇને અનુકંપા આવી ને તેની સારવાર કરવાનો વિચાર પણ સ્ફુરી આવ્યો. જે વખતે આપણે એની ઔષધોપચારથી સેવા કરીએ છીએ ત્યારે આપણે એક મહાન્ પુણ્યકાર્ય કરીએ છીએ એવો બીલકુલ ખ્યાલ રહેતો નથી; પરંતુ કોઇપણ ઉપાયથી તે બિચારા બિમારની વેદના જેટલે અંશે ઓછી થાય તેટલે અંશે ઓછી કરવાનોજ કેવળ નિરપેક્ષ બુદ્ધિથી પ્રયાસ કર્યાં કરીએ છીએ. આવી સ્થિતિમાં તે માંદા માણસની સેવા કરતાં કરતાં આપણે થાકી જઇએ તોપણ એ થાકની લેશમાત્ર પણ અસર કે ભાન આપણને રહેતું નથી. આ પ્રમાણે બની શકે તેટલી સર્વ સહાય્ય કર્યાં પછી વિશ્રાંતિ લેવા માટે થોડીવારે સ્વસ્થ બેસીએ છીએ તે સમયેજ આપણને સમજાય છે કે આપણે પરોપકારનું કાર્ય કર્યું. શરીરને અત્યાર સુધી જે પરિશ્રમ કરવો પડયો હતો અને શક્તિઓનો જે સદુપયોગ થયો હતો એ બધાંનુ રૂપાન્તર થઇ વિચારરૂપે તેના સંસ્કારો ( ઉપર વર્ણવેલી મનોભૂમિપર અથવા કારણ શરીરપર ) અવશ્ય પડી ચૂકેલા. ત્યારે આમ બનવાનું કારણ શું ? એ પ્રશ્ન સહજ ઉદ્‌ભવે છે. ઉત્તર એવો આપી શકાય છે કે સ્વસ્થ બેઠા પછી આપણને પુણ્ય કિંવા પરોપકાર કર્યાનું મનમાં સમાધાન થાય છે. આપણે કોઈ સત્કર્મ કે મહાન કાર્ય કર્યું છે, એવા વિચારોથી જે આનંદ અને ઉલ્લાસ મનમાં ઉપજે છે, તેથી એટલું સાબીત થાય છે કે આપણે આપણી શક્તિઓનો દુરુપયોગ કર્યો નથી. એ નિરાધાર બિમારની સેવા કરીને આપણે પુણ્ય ઉપાર્જન કરી શકયા છીએ એટલે કે પરોપકારને અર્થે વાપરેલી શક્તિઓને કારણ શરીરમાં સંચય કરી શકયા છીએ. આવા વિચારોમાં થોડો સમય સુખમાં ગાળ્યા પછી પાછું આપણું વિચારવમળ લોપ થયેલું આપણે અનુભવીએ છીએ. આ પ્રમાણે વિચાર અને શક્તિ અદૃષ્ટ થઇ ગયેલાં જણાય છે તેથી શું એમ સમજવું કે તેનો કાયમને માટે વિનાશ થઈ ગયો ? નહિંજ-વિનાશ થાયજ નહિ. આ સૃષ્ટિની કોઇ પણ વસ્તુનો કાયમનો વિનાશ થવો શકયજ નથી. વેદાન્ત એમ કહે છે કે તે શક્તિઓ અદૃશ્ય થઈ ખરી, પણ તેનો સમૂળ વિનાશ નથી થયો. એ શક્તિઓ કારણદેહમાં સંચિત થયેલી છે તેથી આપણને તેનું જ્ઞાન થતું નથી. એ બધા સંસ્કારો આપણી સંવેદન શક્તિની પાર પહોંચી ગયા હોય છે અને મનોભૂમિકાના નીચેના તલ કે પટપર ગોઠવાઇ જાય છે. અંતઃકરણના પ્રકૃતિ, વૃત્તિ, ભાવ અને શ્રદ્ધા ઉત્પન્ન કરવાના કાર્યમાં એ સર્વ સંસ્કારોનું સમૂહ કારણભૂત થાય છે. આપણા અંતઃકરણની પ્રવૃત્તિ-આપણી મનોભાવના કેવી રીતે ઘડાય છે, એનું વેદાન્ત આમ સયુક્તિક સમાધાન કરે છે.

## પ્રત્યક્ષ પ્રયોગ વા પ્રમાણ.

કોઇ જાગતા કે મૂર્છનાશાસ્ત્રના પ્રયોગથી મૂર્છિત કરી નાખેલા મનુષ્યના કારણ શરીરપર પરોક્ષ કે અપરોક્ષ, જેવા સંસ્કારો ઉત્પન્ન કરશો, તે સંસ્કારને અનુસરી ઉચિત સમયે

તે મનુષ્ય કાર્ય કરવા માંડશે. તેવીજ રીતે કોઇને મૂર્છામાં નાંખીને, તેનાપર એવો પ્રયોગ અજમાવો કે જાગ્યા પછી તેણે અમુક કાર્ય અમુક સમય પછી કરવું; તો તેટલાજ સમય પછી તે કાર્ય કરવાની એ મનુષ્યની મનોવૃત્તિ થશે. જેવી રીતે આ કાર્ય, કારણ શરીરપર પાડેલા સંસ્કાર વા સૂચનનું પરિણામ છે, તેવીજ રીતે વેદાન્ત કહે છે કે મનુષ્ય જે જે કર્મ કરે છે-જે જે પ્રવૃત્તિ આચરે છે, તેના સંસ્કાર પણ તેના કારણ શરીરમાં પૂર્વ જન્મથી હોવા જોઇએ. માણસોની પ્રવૃત્તિ માત્ર પોતાના કારણ શરીરના પૂર્વસંચિત સંસ્કારોને વ્યક્ત-સ્પષ્ટ કરવા સ્વરૂપજ હોય છે; એટલે કે કારણ શરીરના પૂર્વ સંચિત સંસ્કારો વા સૂચનો જે વ્યવહારમાં કે પરમાર્થમાં કર્મના રૂપે પ્રકટ થતાં જાય છે, તે આપણી ઇંદ્રિયો અને બુદ્ધિની ભાવનાઓને અથવા તો બાહ્ય જગતની વસ્તુઓને ઉત્પન્ન કરે છે. વેદાન્તની દૃષ્ટિમાં તો આ સમસ્ત જગત મૂર્છના તથા ભ્રમ ઉપજાવનાર સૂચન અને સંસ્કારોથી ભરપૂર છે, તેથી આરોગ્ય સંબંધે સૂચન વા સંસ્કારથી જો કારણ દેહ ભરેલો હોય તો આપણું સ્થૂલ શરીર આરોગ્યવાળુંજ હોવું જોઇએ. જો કારણ શરીરને ઇશ્વરત્વની ભાવનાથી ઉદ્દીપ્ત રાખીએ તો અવતારી પુરુષ અથવા જગતનું કલ્યાણ કરનાર-ઉદ્ધારનાર પણ બની શકાય. નિર્બળતા કે દાસભાવના સંસ્કારો જો એ કારણ દેહપર પડયા હોય તો સ્થૂલ શરીર નિર્બળ અને દાસના કાર્યમાં ઉપયોગી થાય એવુંજ બને છે. એકંદરે તાત્પર્ય એ છે કે મનુષ્યનું સંસ્કાર રસાયન તેણે પોતેજ તૈયાર કરેલું હોય છે. મનુષ્યની સર્વ પરિસ્થિતિઓનું બીજ પોતાના કારણ શરીરમાંના સંસ્કારોમાં રહેલું છે અને તે ઉપરજ એની બધી પરિસ્થિતિઓ આધાર રાખે છે.

(૩) કેટલાક લોકને ઉંઘમાં ચાલવાની ટેવ હોય છે. આવી રીતે અથવા તો પ્રયોગ વેળાએ મૂર્છનાવસ્થામાં ચાલનાર મનુષ્યને ઘણીવાર સરોવર દેખાય છે; પણ અન્યની દૃષ્ટિએ એ સરોવર પડતું નથી. ભ્રાન્ત અવસ્થામાં જ્યાં મનુષ્યને તલાવ દેખાય છે, ત્યાં સારી અવસ્થાવાળાને કશુંએ દેખાતુંજ નથી. તાત્પર્ય કે બીજાની દૃષ્ટિમાં કદી પણ ન આવનારી વસ્તુ મૂર્છિત કે ભ્રમિત સ્થિતિના મનુષ્યને જણાય છે. સભ્રાન્ત મનુષ્યને આવી રીતના જે ભિન્ન ભિન્ન પ્રકારો દેખાય છે તે બધા ભાસ તેના પોતાના-તેણે પોતે પેદા કરેલા છે. વેદાન્તની પણ એવીજ કલ્પના છે કે આપણ સર્વને જગતનો જે આભાસ થાય છે તે એવી ભ્રાન્તિના જેવોજ છે; અને એ ભ્રાન્તિ આત્મસત્તાથીજ ઉપજી છે-એના આધારેજ આ જગતનો આભાસ ટકી રહેલો છે. હવે આ બન્ને અવસ્થામાં, બન્ને પ્રકારની ભ્રાન્તિમાં જો કોઈ પણ જાતનો જરાએ તફાવત હોય તો તે એટલોજ છે કે ઉંઘમાં ચાલનાર અથવા મૂર્છના સ્થિતિમાં પડેલા મનુષ્યની આભાસ સ્થિતિ બહુજ થોડો સમય ટકી રહે છે; ત્યારે મનુષ્યમાત્રની આ જગતરૂપ આભાસ સ્થિતિ દીર્ઘ સમય સુધી ચાલુ રહે છે. કોઇ મનુષ્યને મૂર્છના લાવીને, ઉલટ પ્રયોગથી તેને તે મૂર્છનામાંથી દૂર કરવાથી તેની જે સ્થિતિ થાય છે, તેવીજ આ સ્થિતિ છે. જગતનાં સર્વ મનુષ્યોની ઉપર એક ચમત્કારિક ભ્રમનો પડદો અથવા આવરણ છવાયેલું છે અને ઇશ્વરનો સાક્ષાત્કાર પામેલા આત્માનુભવી-આ સંભ્રાન્તાવસ્થાને ઓળંગી પાર કરેલા જ્ઞાની-મહાત્મા આપણને મળે, તો તેઓ એ ભ્રાન્તિને દૂર કરીને, નિદ્રા-ભ્રમ ઉરાડીને ખરી જાગ્રત સ્થિતિમાં લાવી શકે. તે મળે નહિ ત્યાં સુધી એ ભ્રાન્તિ-પટલ પથરાયલોજ રહેવાનો. એકવાર જાગ્રત થયા પછી તો એ વાદળનો પડદો વેરાઈ ગયેલોજ સમજવો. આપણી આગળ આ નામ રૂપાત્મક દૃષ્ટ વિશ્વનો ખેલ પ્રસરેલો છે તેનું મૂળ -આધારભૂત જે તત્ત્વ છે તે સત તત્ત્વજ હોવું જોઇએ; અને તેમાં જે આભાસ, ઝાંઝવાંનાં જળ નજરે પડે છે તે કેવળ મૂર્છનાનું-ભ્રાન્તિનુંજ પરિણામ છે. વસ્તુતઃ જાગ્રતિ નથી; પણ સત્તા-

ભાસજ છે. કારણ શરીરના ઉદરમાં વિશિષ્ટ ગુણયુક્ત એવું જે તત્ત્વ (કુટસ્થ ચૈતન્ય) વ્યાપી રહ્યું છે તે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં અબાધિત હોઇને એજ ચિત્કલા, સંવિત અથવા સદ્વસ્તુ છે. તેના વિનાનો આ દૃશ્યભાસ તો સર્વ મિથ્યા ભ્રમ-જંજાળજ છે. આત્મસાક્ષાત્કાર એટલે આ ભ્રાન્તિ માત્રનો-આ મૂર્છનાનો કેવળ અભાવ થઇ જવો અને આ સર્વ નામરૂપાત્મક માયાજાળના પ્રસારણનું સત્તત્ત્વમાં લય થઇ જવું-નામ શેષ થવું; એમ થાય છે. આ જે મૂર્છનારૂપી ગાઢ નિદ્રા આપણામાં ઘર કરી બેઠી છે; આપણા ઉપર કાબૂ રાખી બેઠી છે; નામરૂપાત્મક જગત કેવળ માયિક અને અસત્ય હોવા છતાં એ આપણને સત્ય લાગે છે; તેનું કારણ બાળપણામાં આપણા ઉપર માતાપિતાદિ વડીલોએ પાડેલા સંસ્કારો અથવા સૂચનોજ છે, અને આપણી ઇંદ્રિયોએ ઉભો કરેલો ભ્રમજ છે. આથી ઉલટ સંસ્કાર વા ઉલટ સૂચનોથી આપણી ભ્રમણા ભાગી જાય છે; આપણી મૂર્છના સ્થિતિ બદલાય છે; આપણી નિદ્રા જતી રહે છે અને જાગ્રતિ પ્રાપ્ત થાય છે. એ નિઃસંશય અને નિર્વિવાદ છે.

કોઇને એવી શંકા થશે કે આત્મામાં આવી ભ્રાન્તિ ક્યાંથી આવી ? એનું એકજ સમાધાન છે કે શાથી અને શા હેતુથી એ ભ્રાન્તિ ઉત્પન્ન થઇ એવી શંકાઓ પણ મૂર્છના વા ભ્રમમાંજ થાય છે; એટલે ભ્રાન્તિનું કારણ ભ્રાન્તિ-અજ્ઞાન-મૂર્છના વા મોહજાળજ છે. અજ્ઞાનના આવરણ-અંધારામાં હોઇએ ત્યાંસુધીજ આવા પ્રશ્નો ઉત્પન્ન થાય છે. આવી શંકાઓ કરવી અને એવા વિચાર ચલાવવા એટલે માયાના કાર્યે પોતાના કારણ ઉપર-સત્તત્ત્વ ઉપર સત્તા ચલાવવાની આશા કરવી અથવા પિતાના પહેલાં પુત્રની હયાતી માનવી, અથવા ઘોડાની પહેલાં ગાડી જોડવા જેવું છે. આવા 'કેમ' અને 'શાથી' પ્રશ્નોનો વિચાર એ પ્રવર્ત્તક મૂર્છના-ભ્રાન્તિના નાટક માંહેનોજ એક પ્રવેશ છે. ભ્રાન્તિ ટળ્યા પછી આવા ઘેલા-નકામા પ્રશ્નોનો સંભવજ રહેતો નથી. તત્ત્વતઃ આત્મદૃષ્ટિ થયા પછી આવા કોઇપણ પ્રશ્નોને અવકાશજ હોતો નથી. પારાવર દૃષ્ટિમાં શંકામાત્રનો લય થઇ ગયેલો હોય છે. આત્મા સદ્વસ્તુ છે તેમજ નિત્ય સનાતન છે. તેમાં વસ્તુતઃ કોઈ પણ સમયે વિકારનો સંભવજ નથી. પણ જે રીતે પેલો કોઈનો આકાર (ઉપર ત્રણ શરીરોની ચિત્રિત આકૃતિ) કાગળના આધારે અવલંબીને ટકી રહેલો છે અને તેનાં બધાં કુંડાળાં એ કાગળને છોડતાં નથી તેવીજ રીતે સદ્વસ્તુ-બ્રહ્મ-આ જગતની સર્વ કાર્યકારણપરંપરાનું મૂળ અધિષ્ઠાન છે. એ સર્વ પરંપરાથી બહાર-પાર છે અને "આત્મામાં અનાત્મ વિશ્વનો ભાસ શા માટે થાય છે?" આવા પ્રશ્નો વાસ્તવિકજ લાગતા નથી એનું કારણ એ મોહ-માયા-ભ્રમણાજ છે. આ આકૃતિમાં એક છેડો કે બીજો છેડો એમ બધા છેડા કાગળજ છે-વસ્તુતઃ તો એ કાગળજ છેડાનો આધાર છે. તેજ પ્રમાણે બ્રહ્મમાં ભાસ કેમ અને શાથી થાય છે; એ પ્રશ્નોની વિચારણા પણ કેવળ ગાંડપણુજ સૂચવે છે.

સમસ્ત જગતને 'રામ'ની આજ્ઞા ઉતરે છે, કે તમે આ કાર્ય કારણની સાંકળમાં જકડાઈ ગયા છો અથવા તો પેલી આકૃતિના કુંડાળામાં ફસાઇ ગયા છો; પણ એવી ભ્રમણામાં ન પડશો. પોતાના આત્માનું ખરૂં સ્વરૂપ ઓળખો, અને એ કુંડાળાના તમે સ્વામી છો, નિયંતા છો, એ પ્રકૃતિના તમે પુરુષ છો, એવો મંત્રજાપ સદોદિત કર્યા કરો; એટલે જગતની કાર્યકારણપરંપરાની પાર તમે પહોંચી જશો. આજ સત્ય છે-એજ પરમ નિશ્ચય છે.

ૐ ૐ ૐ



# *२६–प्रत्यक्षवाद +अने कल्पनावाद.§

જગતની વસ્તુઓનું જ્ઞાન આપણને ઇંદ્રિયોના યોગથી થાય છે. પરંતુ ઇંદ્રિયજ્ઞાનપર આપણે પૂર્ણ વિશ્વાસ રાખી શકીએ કે કેમ? એજ જ્ઞાન સાચું છે, એમ આપણે નિશ્ચયપૂર્વક કહી શકીશું ખરા? આપણે કહીએ છીએ કે જગત આપણને પ્રત્યક્ષ દેખાય છે તેવાજ પ્રકારનું છે; પણ હાથીને તે કેવું દેખાતું હશે? હાથીને આંખો છે; માછલીને પણ આંખો છે; કીડીને પણ આંખો છે; પણ કીડીને એ જગત ધૂળના ઢગલા જેવું દેખાતું હશે, હાથીને એ બહુજ મોટું લાગશે, અને માણસને તેનાથીએ જૂદુંજ ભાસશે. ત્યારે એ બધામાં આપણને દેખાય છે તેજ સાચું શાથી કહેવાય? વળી મનુષ્યોનું ઇંદ્રિયજ્ઞાન પણ ભિન્ન ભિન્ન પ્રકારનું છે. જેનાં નેત્રોમાં કાંઈ વિકાર હોય છે તેને જગત જૂદુંજ દેખાય છે. "હસવાનો અરીસો" એ એક બાળકોનું રમકડું છે. તે અરીસામાં જોશો તો તમારૂં માથું લાંબું દેખાશે; દાઢી છેક જમીનને પહોંચી જશે; ગરદન ગગનમાં ચડી જશે. એ ચિત્ર જોઇને તમે હસવા માંડશો. એજ અરીસાને જરા ફેરવીને જોશો તો અરીસો તેવો ને તેવો રહેશે, પણ એક કાનજ લાંબો લાગશે. સારાંશ કે પોતાની ઇંદ્રિયો–આંખો ઉપર આપણો સંપૂર્ણ વિશ્વાસ નહિ રહે.

નાનાં બાળકોને પણ આંખો, કાન, નાક વગેરે સર્વ ઇંદ્રિયો હોય છે, પરંતુ એ ઇંદ્રિયોથી બાહ્યવસ્તુનું જ્ઞાન પ્રથમ તેઓને થતું નથી. શબ્દ સાંભળીને તેમને શબ્દનો બોધ થતો નથી કે વસ્તુ જોઇને વસ્તુનું જ્ઞાન થતું નથી. કોઈ ભીંત જોઇ તેથી એ ભીંતજ છે એમ તેને નથી લાગતું. જરા મોટું થયા પછી તેની માતા જ્યારે તેને અનેક વાર સમજાવે છે કે "બેટા, આ ભીંત છે, આ પુસ્તક છે," ત્યારેજ એ બાળકને તે તે પદાર્થોનું ઓળખાણ પડે છે.

મૂળ તત્ત્વ પાંચ છે, અને આપણી ઇન્દ્રિયો પણ પાંચ છે. એ પંચેન્દ્રિયોવડે આપણને પંચ મહાભૂતનું જ્ઞાન થાય છે. સ્થૂલ માનમાં બોલવા માટે એ પંચતત્ત્વો નીચે પ્રમાણે છે.

| | તત્ત્વ | ગુણ. |
|---|---|---|
| ૧. | પૃથ્વી | ગંધ. |
| ૨. | જલ | રસ. |
| ૩. | તેજ | રૂપ. |
| ૪. | વાયુ | સ્પર્શ. |
| ૫. | આકાશ | શબ્દ. |

---

* તારીખ ૪ એપ્રીલ ૧૯૦૪ ના રોજ આપેલું વ્યાખ્યાન.

+ **પ્રત્યક્ષવાદ.** (Realism) આ વાદ એમ પ્રતિપાદન કરે છે કે, વસ્તુ સાચી છે. તે કલ્પિત ન હોતાં તેનું સ્વતંત્ર અસ્તિત્વ છે. બુદ્ધિ કે મનોવ્યાપાર ઉપર વસ્તુનું અસ્તિત્વ અવલંબન રાખતું નથી.

§ **કલ્પનાવાદ.** (Idealism) આ વાદ એમ પ્રતિપાદન કરે છે કે વસ્તુ સાચી નથી; એ કેવળ આપણી કલ્પના છે–આપણા મનમાં ઉદ્ભવનારા વિચાર છે. મન કિંવા બુદ્ધિ એજ ખરી વસ્તુ છે. મનોવ્યાપાર વિના આપણને વસ્તુનું જ્ઞાન થતું નથી અને વસ્તુની કલ્પના હોય છે ત્યાં સુધીજ વસ્તુનું અસ્તિત્વ છે.

કલ્પનાવાદનો પક્ષ કરનારા એમ કહે છે કે કલ્પનાવાદજ ખરો છે. પોતાના પક્ષના સમર્થન માટે તેઓ પ્રમાણો આપે છે. ઉદાહરણ તરિકે આપણે એક ફૂલ લઈએ. ફૂલનું આપણુને જ્ઞાન છે એ વાત ખરી, પણ કલ્પનાવાદી કહે છે કે ફૂલ સાચું નથી. ફૂલ તો કેવળ આપણી કલ્પના છે. આપણી કલ્પનાથીજ આપણે એને ઉત્પન્ન કરીએ છીએ. મૂર્છાની સ્થિતિમાં મનુષ્યને એ ફૂલ ન લાગતાં બીજુંજ કાંઈ લાગે છે. મારી પ્રબળ ઇચ્છાશક્તિથી હું બીજા મનુષ્યપર મૂર્છનાશક્તિનો પ્રયોગ કરૂં અને પછી તેને એમ કહું કે " આ જમીન નથી પણ તળાવ છે " તો તે માણસ તરતજ તેમાં માછલાં મારવા ( માંસાહારી હશે તો ) દોડશે. પરંતુ પ્રત્યક્ષવાદી કહે છે કે ફૂલ સાચું છે–પ્રત્યક્ષ છે. ફૂલ એ માત્ર આપણી કલ્પનાનો ખેલ છે એમ કહી શકાયજ નહિ. આંખે એ પ્રત્યક્ષ દેખાય છે અને વાસ પણ આવે છે, એટલે કોઈ પણ કહેશે કે ફૂલ કલ્પના નથી પણ એક સાચેસાચી વસ્તુ છે. 'રામ'નું તો એમ કહેવું છે કે વસ્તુનું જ્ઞાન થવા માટે વસ્તુ પણ જોઈએ અને કલ્પના પણ જોઈએ; અર્થાત્ દૃષ્ટા અને દૃશ્ય એ બન્ને પદાર્થની આવશ્યક્તા છે. મૂર્છાવસ્થામાં મનુષ્યને એ ફૂલ છે એમ ન લાગતાં બીજુંજ કાંઈ દેખાય છે, પણ ત્યાંએ એને કહેવા માટે કોઇ બીજી વસ્તુની જરૂર તો પડશેજ. પછી તે વસ્તુ ઘોડો હોય, કે સરોવર હોય, કે બીજું કાંઇ હોય. સારાંશ કે દૃષ્ટા અને દૃશ્ય બન્ને જોઇએ છીએ.

એકવાર હિંદુસ્તાનમાં બે માણસો લડતા હતા. એકનું નામ લાકડીરામ અને બીજાનું નામ કુહાડીરામ હતું. કુહાડીરામ ખુબ ગરમ થઈ ગયા અને લાકડીરામને કહ્યું: " સંભાળજે, તારા ટૂકડે ટૂકડા કરી નાખીશ. " લાકડીરામે ઉત્તર આપ્યો: " પણ મહેરબાન, હું તમારી પાછળ હઈશ–મારો હાથ હશે ત્યારેજ તમે કાંઈ પણ કરી શકશો. એ વિના તમારૂં અભિમાન વ્યર્થ છે. " કુહાડીનો હાથો લાકડાનો બનેલો હોય છે એ તો સૌ જાણો છોજ. કલ્પનાવાદ અને પ્રત્યક્ષવાદની પણ આવીજ સ્થિતિ છે. એક વિના બીજાને ચાલતુંજ નથી. રેતીવાળા કાગળપર હું દીવાસળી ઘસું છું એટલે અગ્નિ થાય છે. આ અગ્નિ જેમ એકલો દીવાસળીમાં નથી તેમ એકલો રેતીવાળા કાગળમાં પણ નથી; પરંતુ એ બન્નેના સંયોગથીજ ઉત્પન્ન થાય છે. એક હાથપર બીજો હાથ થાબડીએ ત્યારે અવાજ થાય છે. એ અવાજ કંઈ એકલા ડાબા કે જમણા હાથનો એકલાનોજ નથી, પણ બન્ને હાથ એકઠા કર્યાનુંજ પરિણામ છે. અલબત્ત બન્ને હાથમાં આત્મા તો એકજ છે. એવું કહેવાય છે કે કાગડાને આંખો બે હોય છે, પણ બન્ને ડોળાને માટે કીકી તો એકજ હોય છે. જમણી તરફ જોવું હોય ત્યારે એ કીકીને તે જમણી આંખમાં લાવે છે અને ડાબી તરફ જોવું હોય ત્યારે ડાબી આંખમાં લાવે છે. કીકી તો એકની એકજ; પણ બન્ને જાદી જાદી જગ્યાએ ફરે છે. પાણીમાં મોટાં મોજાં સામસામાં જાદી જાદી દિશામાંથી આવીને અથડાવાથી ત્યાં ફીણ ઉત્પન્ન થાય છે. એમાં એ બન્ને મોજાં પાણીરૂપજ હોવા છતાં એક એકની સાથે અથડાય છે ત્યારેજ ફીણ ઉત્પન્ન થાય છે. એકલી માતા કે એકલા પિતામાંથી કાંઇ બાળક ઉત્પન્ન થતું નથી; પરંતુ માતા અને પિતા બન્નેની આવશ્યક્તા છે.

હવે આપણે જોનારાને દૃષ્ટા અને જોવાની વસ્તુને દૃશ્ય કહીએ. આપણુને જે જે દેખાય છે તે આ બેમાંથી દ્રસ્યજ હોય છે; પરંતુ દૃષ્ટા અને દ્રશ્ય બંને એક બીજાપર અવલંબન રાખે છે. એ બન્ને એકત્ર થાય એટલેજ આપણુને દૃશ્યનું જ્ઞાન થાય છે. કોઇ એકજ વસ્તુમાંથી કશું ઉત્પન્ન થતું નથી; અને તેથી એકલો કલ્પનાવાદ કે એકલો પ્રત્યક્ષવાદ નહિ

પણ બન્નેના જોડાણથીજ દૃશ્ય જગતની પ્રતીતિ થઈ શકે છે—બન્નેજ વાદની આવશ્યક્તા છે.

હિંદુસ્તાનમાં અનેક ઘરોમાં ભીંતે અરીસા લગાડેલા હોય છે. એક વાર આવા અરીસાવાળા ઘરમાં એક કૂતરો પેસી ગયો; એટલે એને બધે કૂતરાજ દેખાવા લાગ્યા. પોતાના જેવા સેંકડો કૂતરા છે એમ જાણીને એ કૂતરો ગભરાઈ ગયો અને આમ તેમ દોડવા લાગ્યો. તે કૂદવા માંડયો એટલે બીજા કૂતરા પણ કૂદવા લાગ્યા. તે ભસવા લાગ્યો અને આમ તેમ દોડવા મંડયો. એમ ઘણી વાર સુધી ચાલ્યા કર્યું. છેવટે થાકી જઈને એ જમીનપર પડી ગયો અને ભસતાં ભસતાં આખરે પ્રાણ છોડયા. થોડીવાર પછી એ ઘરનો માલીક ત્યાં આવ્યો અને એણે એ કૂતરાના મુરદાને બહાર કાઢી નંખાવ્યું. વળી એક દહાડે ત્યાં એક રાજપુત્ર આવ્યો. પોતાની સામે અરીસામાં તેને પોતાનું સુંદર પ્રતિબિમ્બ દેખાવા લાગ્યું. કાળા કેશ, સુંદર ચ્હેરો, ભપકાબંધ પોશાક, એ બધું અરીસામાં દેખાતું જોઇ એને બહુ કૌતુક અને આનંદ થયો. અરીસામાં દેખાતી સર્વ વસ્તુઓ પ્રતિબિમ્બરૂપ હોવાથી આપણી પોતાનીજ છે એવી તેને ખબર હતી, કારણ કે ત્યાં એના સિવાય બીજું કોઇ નહોતું. એજ પ્રમાણે આત્મા એક છે, અને આ સર્વ નામરૂપાત્મક જગત વાસ્તવિક રીતે આપણેજ છીએ, એવો જ્યારે આપણને અનુભવ થાય છે ત્યારેજ સાચી શાન્તિ મળે છે. એમ ન થાય ત્યાં સુધી તો પેલા કૂતરાની અને આપણી સ્થિતિ એક સરખીજ સમજવી. આપણને એવી ભીતિ લાગે છે કે અમુક મનુષ્ય આપણને છેતરશે; પેલો માણસ આપણને હાનિ પહોંચાડશે; આ આપણી પાસેથી કંઈ લઈ જશે. આવી ચિંતાઓથી આપણું ચિત્ત વ્યગ્ર રહે છે. આવી રીતે આપણી કલ્પના પ્રમાણે ભિન્ન ભિન્ન જણાતાં રૂપોનો આપણી સાથે વિરોધ દેખાયાં કરે છે; પરંતુ આપણને એક વાર સત્યનું જ્ઞાન થઈ જાય એટલે તો પેલા રાજપુત્રની પેઠે આપણે શાંતપણે બેસી આનંદ માણીએ છીએ અને આપણને સમજાઈ જાય છે કે આપણને કોઇ પણ ફસાવી પાડનાર નથી. કારણ કે આત્મા નિર્વિકાર અને નિત્યમુક્ત છે; અને એજ આપણું વાસ્તવિક સ્વરૂપ છે. કૂતરાની પેઠે જ્યાં સુધી આપણે કૂદકા માર્યા કરીશું ત્યાં સુધી આપણે માયાના તરંગોમાં ઉછાળા માર્યા કરવાના છે, પણ જ્યારે એક વાર આત્મસાક્ષાત્કાર થયો એટલે તો નિર્ગુણ બ્રહ્મના અનંત મહાસાગરમાં સ્વતંત્ર વિહાર કરવા સમર્થ થઇશું.

કલ્પના કરો કે એક મનુષ્યે સ્વપ્નમાં પોતાને ડુંગરપર ચડેલો અથવા સિંહે ફાડી ખાધેલો જોયો. હવે જો એમાં સ્વપ્ન વખતનો દ્રષ્ટા તદ્દન સાચોજ હોય તો તેજ સમયે એને એવો નિશ્ચય થશે કે આ સ્વપ્નમાં જે કાંઇ દેખાય છે તે ભાસમાત્રજ છે અને સ્વપ્નમાં દેખાતા પર્વત કે સિંહથી એને જરા પણ ત્રાસ નહિ થાય. હવે જો એ સ્વપ્નમાં દેખાતી વસ્તુઓ પણ સાચીજ હોત તો તો ભયને લીધે એનું બિછાનું આંસુથી ભીંજાઈ ગયું હોત અને એ સિંહે એનાપર અવશ્ય હુમલો કર્યો હોત, પરંતુ વાસ્તવિક સ્થિતિ એવી હોતી નથી. સારાંશ કે સ્વપ્નમાં દેખનારો તથા દેખેલા પદાર્થો બંને તદ્દન મિથ્યાજ હોય છે. દ્રષ્ટા અને દૃશ્ય એ બન્નેનો સંયોગ થયો ત્યારેજ સ્વપ્ન થયું, એકલા દ્રષ્ટા કે દૃશ્યથી કશુંજ થતું નથી.

મેજ = ગુ × મે + અ.

ફૂળ = ગુ × ફ + અ.

ફૂલ = ગુ × ફૂ + અ.

મેજ એટલે મેજનો ગુણ તથા અજ્ઞેય તત્ત્વ.

ફળ એટલે ફળનો ગુણ તથા અજ્ઞેય તત્ત્વ.

ફૂલ એટલે ફૂલનો ગુણ તથા અજ્ઞેય તત્ત્વ.

એ અજ્ઞેય તત્ત્વ એજ બ્રહ્મ. ગુલાબનું ફૂલ ગુલાબી રંગનું હોય છે તથા તેને પાંખડીઓ હોય છે, એ બધા ગુણ તથા અજ્ઞેય તત્ત્વ મળીને ગુલાબ બને છે. એ બધામાં અજ્ઞેય તત્ત્વ એકજ છે. એજ બ્રહ્મ છે અને એજ સત્ય છે; એટલુંજ નહિ પણ સર્વ પદાર્થોમાં તેજ સત્ય છે.




અહીં આપણી પાસે બે સમદ્વિભુજ ત્રિકોણ અને એક સમકોણ ચતુષ્કોણ એવી ત્રણ આકૃતિઓ છે. ત્રિકોણની ૩, ૩, ૫ એવી ત્રણ બાજુ છે અને ચતુષ્કોણની ૩, ૫ બાજુ છે. અર્થાત્ ત્રિકોણની ૩, ૩, બાજુ ચતુષ્કોણની ૩, ૩, બાજુની બરોબર છે અને ત્રિકોણની ૫ બાજુ ચતુષ્કોણની ૫, ૫, બાજુઓની બરાબર છે. હવે એ ત્રિકોણોને ચતુષ્કોણની બન્ને બાજુએ એવી રીતે જોડી દો કે ત્રિકોણની ૫ બાજુ ચતુષ્કોણની ૫ બાજુ સાથે જોડાઇ જાય. એમ કરતાં આ ત્રણ આકૃતિમાંથી એક ષટ્કોણ આકૃતિ તૈયાર થશે. આ ષટ્કોણ આકૃતિના સંબંધમાં વિશેષ ધ્યાનમાં રાખવા જેવી હકીકત તો એ છે કે ઘટક આકૃતિ કરતાં ષટ્કોણનો ધર્મ કેવળ ભિન્ન છે.

ઘટક દ્રવ્યો કરતાં ઘટિત દ્રવ્યના ધર્મ સર્વતોપરિ ભિન્ન હોઇ શકે છે એનું આપણે એક બીજું દૃષ્ટાંત જોઇએ. પાણી રસાયન દૃષ્ટિએ ઉજ્જ અને પ્રાણ (Hydrogen and Oxygen) એ બે વાયુના રાસાયનિક સંયોગનું પરિણામ છે; પણ તે વાયુના ગુણ–ધર્મ પાણી કરતાં ભિન્ન છે, એ પણ રસાયનશાસ્ત્રમાંથી સિદ્ધ થાય છે.

આપણને આ નામરૂપ જગતનો જે ફેલાવ દૃષ્ટિએ પડે છે તે વાસ્તવિક સત્ય નહોતાં કેવળ ભાસજ છે; એમ વેદાન્ત પ્રતિપાદન કરે છે. જેનાં આપણે દૃષ્ટા અને દૃશ્ય એવાં નામ લઇએ છીએ એના સંયોગનુંજ આ પરિણામ છે, અને એ બન્ને તત્ત્વદૃષ્ટિએ ખરી સત્તા નહોતાં ભાસ માત્રજ છે. આત્મસ્વરૂપની દૃષ્ટિએ, દૃષ્ટા અને દૃશ્ય એનું "સ્વપ્ન કલ્પના" કરતાં કાંઇ વિશેષ મહત્ત્વ નથી. તેથી+વેદાન્ત કહે છે કે શબ્દજાળમાં ન ફસી જાઓ. શાબ્દિક વાદનો શો અર્થ ? તત્ત્વાનુભવ કરવાનો પ્રયત્ન કરો. જગત સત્ય છે એમ અજ્ઞાનને લીધેજ આપણને લાગે છે. પારમાર્થિક દૃષ્ટિએ એમાં સત્યતા નથી. જેને આપણે સત્તત્વ કહી છીએ તે તો "एकमेवाऽद्वितीय" હોઇને તેજ આપણું વાસ્તવિક

+ આ બન્ને વાદની વેદાન્ત એકવાક્યતા કરે છે. વેદાન્ત એમ કહે છે કે બન્ને વાદ પોતપોતાની સ્થિતિમાં સાચા છે. વિષયના જ્ઞાનને માટે વસ્તુ અને મન–કલ્પના એ બન્નેની આવશ્યકતા છે; પરન્તુ મન અને વસ્તુ એ બન્ને પરમાર્થતઃ ખોટાં છે. મન કિંવા કલ્પના પણ વેદાન્તની દૃષ્ટિએ બાહ્ય વસ્તુની પેઠે મિથ્યાજ છે.

સ્વરૂપ છે. એ તત્ત્વ એકજ છે એટલુંજ નહિ પણ એ અદ્વિતીય પણ છે, એટલે કે એના સિવાય બીજી કોઇ પણ સત્તાજ નથી—પરમાત્મા સિવાય બીજી કોઇ પણ સત્તાજ નથી. આ ઉપરથી નિશ્ચય થાય છે કે આપણે પણ તેજ છઇએ. આપણે એનો અંશ છઇએ એમ નથી, પરંતુ એ પૂર્ણ તત્ત્વજ આપણે છઈએ. કારણ કે એ પૂર્ણના ટુકડા—અંશ થવા શક્યજ નથી. બ્રહ્મના—એ નિરામય વસ્તુના પરિચ્છેદ થવા સંભવિત હોયજ નહિ. આપણું અંશત્વ જીવભાવે છે, તે પણ વાસ્તવિક નહિ પણ કાલ્પનિકજ છે. કેમકે એ જીવભાવ પોતેજ કાલ્પનિક છે. માટે એ કલ્પનામાંથી મુક્ત થઇને તમારા વાસ્તવ સ્વરૂપને સમજો અને તમારા આ જીવભાવને—આંતરવૃત્તિને તે સચ્ચિદાનંદ સ્વરૂપમાં તન્મય કરો; એટલે એજ તત્ત્વ આપણે છઇએ એનો અનુભવ થશે.

ૐ ૐ ૐ



# ૨૭–વર્ગમાં પ્રશ્નોત્તર.*

સ્ત્રીપુરુષાદિ અનિત્ય સ્વરૂપોમાં વિલસતા હે નિત્ય સ્વરૂપ પરમાત્મન્ !

**પ્રશ્ન:**—બાળકો નાનપણમાંજ શા માટે મરી જાય છે?

**ઉત્તર:**—સમાધાનને માટે આવેલા સર્વ પ્રશ્નોનો વિચાર કરવાનો 'રામ'ને અવકાશ નથી, એટલે પ્રત્યેક પ્રશ્નનું અત્યારે તે બહુ થોડુંજ વિવેચન કરશે.

અંગ્રેજી ભાષામાં લખેલું એક પુસ્તક આ મેજપર પડેલું છે. એ પુસ્તકનો વિષય પ્રતિપાદન કરવા માટે એમાં થોડા સંસ્કૃત ગ્રંથોના ઉતારા તથા વચનો આપેલાં છે. એ ઉતારા તથા ટાંચણ દેવનાગરી લિપિમાં લખેલાં છે. દેવનાગરી લિપિ લખવાનો મરોડ જૂદો હોવાથી તે અક્ષરો લખવાને માટે જૂદી કલમ જોઇએ. અંગ્રેજી લખવાની કલમથી સંસ્કૃત લખવું ફાવતું નથી એ તો તમે જાણો છો. એટલે ગ્રંથ લખનારને અંગ્રેજી અને સંસ્કૃત એ ભિન્ન ભિન્ન ભાષામાં પુસ્તક લખવા માટે બે કલમો જોઇએ. આ પ્રમાણે જેમ જૂદી જૂદી લિપિ લખવામાં આપણે જૂદી જૂદી કલમોનો ઉપયોગ કરીએ છીએ, એવીજ રીતે જીવદશામાં હોઇએ ત્યારે જૂદા જૂદા હેતુની સાધના અને જૂદાં જૂદાં કાર્ય કરવા માટે ભિન્ન ભિન્ન શરીરોનો આપણને આશ્રય લેવો પડે છે. આપણાં કાર્ય સિદ્ધ થાય ત્યાં સુધી આપણે તે શરીરોને વળગી રહીએ છીએ–કાર્ય સિદ્ધિપર્યંતજ આ શરીરોનું અસ્તિત્વ સાચવી રખાય છે, અને જ્યારે આપણા ઉદ્દિષ્ટ હેતુમાં તેનો ઉપયોગ નથી થતો અને તે જીર્ણ તથા રોગગ્રસ્ત થઈ પડે છે, ત્યારે તેનો ત્યાગ કરીને આપણે નવુંજ શરીર ધારણ કરીએ છીએ. પહેરવાનાં કપડાં જુનાં થાય કે ફાટી જાય ત્યારે જેમ તેને ફેંકી દઇને નવાં પહેરીએ છીએ, એના જેવુંજ તે પણ છે. એમાં ભયંકર કે અસ્વાભાવિક એવું કશુંએ નથી.

બાળકો નાનપણમાંજ શા માટે મરી જાય છે? એવો અહીં પ્રશ્ન છે. કલ્પના કરો કે અહીં એક મનુષ્ય છે; અને એનામાં ભિન્ન ભિન્ન વાસનાઓ છે. થોડા કાળમાં એ વાસનાઓ એની મટીને બીજાની બની જાય છે. ઉદાહરણ તરીકે એમ સમજો કે એક મનુષ્ય અમેરિકાનો વતની છે. પાછળથી તે ધીમે ધીમે ઉત્તમ પ્રકારનું સાહિત્ય વાંચે છે, અને ત્યાર પછી વેદાન્ત વાંચે છે. એનું પરિણામ એ આવે છે કે એના વિચારોમાં ફેરફાર થાય છે. તેની પૂર્વની વાસનાઓ નાશ પામીને હવે તદ્દન જૂદાજ પ્રકારની વાસનાઓ ઉત્પન્ન થાય છે. તેની વૃત્તિઓ બદલાઈ જાય છે અને મનથી તે પૂર્વસ્થ–હિંદુ–બને છે. આવી સ્થિતિમાં તે પોતાનો વ્યવસાય પશ્ચિમના વતની–અમેરિકન–પ્રમાણેજ થોડા દિવસ સુધી તો કર્યા કરે છે; પરંતુ સમય જતાં એવી પણ વેળા આવે છે કે જ્યારે એના વ્યવસાય અને અંતર્યામીની ઇચ્છા વચ્ચે ભયંકર વિરોધ ઉત્પન્ન થાય છે. એમાં એકતાન તથા એક સંવાદિત્વ રહેતું નથી. અંતઃકરણથી તે હિંદુ બને છે અને તેની એ વખતની તદ્દેશીય પરિસ્થિતિ એને પ્રતિકૂળ લાગે

* ગોલ્ડન ગેટ હૉલ, રવિવાર તારીખ ૨૫–૧–૧૯૦૩.

છે. હિંદુસ્તાનના વાતાવરણની પરિસ્થિતિજ એ વખતની એના અંતઃકરણની પરિસ્થિતિ સાથે બંધ બેસતી થાય તેમ હોય છે. આમ હોવાથી તેની નવીન વાસના તૃપ્ત થવાને માટે તેનો હિંદુસ્તાનમાંજ જન્મ થવો જોઇએ.

વળી બીજી એક કલ્પના કરો કે એજ સમયે એ મનુષ્યનો કોઇ એક શ્રીમંત અમેરિકન-નગરશેઠના પ્રતિ પ્રેમ છે; અને તેથી એના સહવાસમાં રહેવાની વાસના પણ એના મનમાં થઈ આવતી હોય છે. આ બન્ને વાસનાનાં ક્ષેત્ર એક બીજાથી દૂર અને ભિન્ન ભિન્ન છે. એક વાસનાનું ક્ષેત્ર હિંદુસ્તાન છે, અને બીજીનું અમેરિકા. તફાવત એટલોજ છે કે નગરશેઠને ઘેર જન્મવાની વાસના હિંદુસ્તાનમાં જન્મવાની વાસના જેટલી પ્રબળ નથી. હવે કર્મતત્ત્વના સિદ્ધાન્ત પ્રમાણે આ મનુષ્યની બન્ને વાસના ફળીભૂત થવી જોઇએ. પણ તે કેવી રીતે બને? બન્ને વાસનાના બળનો વિચાર કરીએ તો સ્પષ્ટ જણાય છે કે નગરશેઠના ઘરમાં રહેવાની ઇચ્છા લાંબો સમય ટકનાર નથી. હિંદુસ્તાનમાં જન્મ લેવાની બલવત્તર ઇચ્છા એ ઇચ્છાને હઠાવી પાડશે. આવી સ્થિતિ શા માટે ઉત્પન્ન થાય છે? એ મનુષ્ય અમેરિકાના નગરશેઠને ઘેર જન્મ પામે છે, તેનો પુત્ર બને છે, અને વાસનાની તીવ્રતા પ્રમાણે એને ઘેર પુત્રના રૂપમાં રહે છે. વાસનાને અનુસરીને વર્ષ છ મહીના કે એક બે વર્ષ એનું નગરશેઠના ઘરમાં અસ્તિત્વ રહેશે, અને ત્યાર પછી તે હિંદુસ્તાનમાં જન્મ લેશે. બાળકો નાનપણમાં શા માટે મરી જાય છે એનું આ કારણ છે.

કોઈ પણ પુરુષનાં પુત્ર તથા પુત્રીની સાથે આપણો સંબંધ જોડાય અથવા કોઈ પણ સ્ત્રી આપણી માતા કે સ્ત્રી બને એવી વાસના ઉત્પન્ન થાય એ એક પુસ્તકના સંસ્કૃત ઉતારા જેવું છે. અર્થાત્ બાળક એ કોઇ અંગ્રેજી પુસ્તકમાં ઉતારેલાં સંસ્કૃત અવતરણો જેવું છે.

**પ્રશ્ન:**—પાપ અને પુણ્યની મર્યાદા સમજાવો.

**ઉત્તર:**—કલ્પના કરો કે અહીં એક સીડી છે. સીડીનાં પગથીઆવડે ઉંચે ચડતાં જવું એ પુણ્ય અને પગથીઆમાં એકે એકે નીચે ઉતરવું એ પાપ.

ગણિતશાસ્ત્રમાં એક સરખી તુલનાનાં સ્વતઃસિદ્ધ પ્રમાણો આપણે જોઇએ છીએ. આ સ્વતઃ સિદ્ધ પ્રમાણો વસ્તુતઃ [1]ધનજ છે એવું નથી; તેમ [2]ઋણ છે એવું પણ નથી. ધન અને ઋણ શબ્દો સાપેક્ષ છે તેથી ગણિત ગણનારાના સંકેત પ્રમાણે તે ધન અથવા ઋણ બને છે. ગણિતના સ્વતઃસિદ્ધ પ્રમાણની પેઠે પાપ અને પુણ્ય એ બન્ને શબ્દ વેદાન્તદૃષ્ટિએ સાપેક્ષ છે. તેમાં પાપ પુણ્યની સીમા બાંધી શકાય એવું નથી. સીડીનું દૃષ્ટાંત લઇએ તો એમાં અમુક પગથીઆં સુધી પાપ અને ત્યાર પછી પુણ્ય એવું બની શકે તેમ નથી. વક્તા તથા શિક્ષકના સમજવા કે સમજાવવા ઉપર એની સીમાનો આધાર રહે છે. એમાં ભેદ દર્શાવવાનું બિન્દુ વક્તાની દૃષ્ટિ પ્રમાણે આગળ પાછળ રાખી શકાય છે.

ધારો કે **अ आ** એક સીધી લીટી છે, જેમાં **आ** તેનું શિરોબિંદુ ( Vertex ) છે. એમાં **अ** ને **आ** એ દિશાઓમાં ગમે તે બિન્દુમાંથી **आ** શીર્ષ બિન્દુ તરફ જનારી ગતિ ધન ગણીએ તો એની વિરૂદ્ધ દિશામાં એટલે **अ** પ્રતિ જનારી ગતિ ઋણ માનવી જોઇએ. સારાંશ કે **आ** શીર્ષ બિન્દુ તરફ જનારી આ લીટીની ગમે તે બિન્દુની ગતિ ધન અથવા ઋણ છે

૧ ધન=Positive. ૨ ઋણ=Negative.

એ આપણી ગણત્રીપર-આપણી દૃષ્ટિપર આધાર રાખે છે. એજ ન્યાય વેદાન્તને લાગુ પાડીએ. પ્રગતિના માર્ગમાં તમે આગળ વધતા જાઓ છો, કોઈ વિશિષ્ટ આચરણના ક્રમથી તમે સત્યની પાસે અને પાસે જતા જાઓ છો, ત્યારે તમારા વર્તનક્રમને ' પુણ્ય ' કહેવાય છે; અને તેથી ઉલટું-કોઇ કૃત્યમાં તમે સત્યમાંથી વિમુખ બનતા જતા હો, સત્યમાંથી ચ્યુત થતા હો, ત્યારે તેવા કૃત્યને ' પાપ ' કહેવાય છે. તમારો વિવાહ સંબંધ જ્યારે તમારામાં વિશ્વાત્મ પ્રેમ અને વિશ્વાત્મ જ્ઞાન જાગ્રત કરે છે; સર્વ ચરાચરમાં વ્યાપ્ત થઇ રહેલું દિવ્ય તેજ જ્યારે તમારા અંતઃકરણમાં ઉદ્દીપ્ત કરે છે; ત્યારે એ સંબંધ તમને અત્યંત ઉપકારક અને પુણ્ય-કારક થાય છે, પરંતુ જો વિવાહ કરવાથી વિશ્વવ્યાપી પ્રેમ તમારા અંગમાં જાગે નહિ અને સર્વ જગતને પ્રકાશિત કરનાર ચિત્કલાથી તમે દૂર જતા રહો, ત્યારે તો એ વૈવાહિક સ્થિતિ તમારી અધોગતિ કરનારીજ કહેવાય.

વેદાન્તના મત પ્રમાણે તો મનુષ્યના અંતઃકરણમાં પ્રથમ વિષયવાસનાજ ઉત્પન્ન થવી જોઇએ અને એ તૃપ્ત કરવા માટે વિવાહ સંબંધ બાંધવો જોઇએ. કર્મતત્ત્વ પ્રમાણે " વિવાહ સંબંધ " એ વિષયવાસનાના ક્ષયનું એક પગથીયું છે. વિષયવાસનાનો ક્ષય એટલેજ સાચી આધ્યાત્મિક ઉન્નતિ. સર્વ જીવ ઉન્નતિના માર્ગમાંજ છે. કર્મતત્ત્વ એને ઉન્નતિના માર્ગમાં આગળને આગળ ધકેલી જાય છે. ઘણાં માણસો પશુકોટિમાંથી હમણાંજ મનુષ્યકોટિમાં આવેલાં હોય છે. એવાં માણસોમાં પશુવૃત્તિઓનું વિશેષ જોર હોય એ સત્ય અને સ્વાભાવિક છે. આ પ્રમાણે જેઓ વરૂ, વાઘ અને કૂતરાં જેવાં પ્રાણીઓની યોનિમાંથી મનુષ્યની યોનિમાં હમણાંજ આવ્યાં હોય તેમના મન ઉપર પૂર્વ યોનિના સંસ્કારોનો-પૂર્વ જન્મની પશુવૃત્તિનો પ્રભાવ અત્યંત હોય છે. સ્થિતિસાતત્ય ( entertion ) ના નિયમ પ્રમાણે મનુષ્યની પૂર્વની વૃત્તિઓને બીજી જૂદી અને સ્પૃહણીય ગતિ મળે ત્યાં સુધી એ વૃત્તિઓને પૂર્વના માર્ગની સાથે સમગતિમાં રહેવું એ અપરિહાર્ય હોય છે.

સ્થિતિસાતત્યનો આ નિયમ જીવોની ઉન્નતિ માટે અત્યંત આવશ્યક છે. એ નિયમ ન હોય તો જગતમાં ઘોટાળોજ થઇ રહેશે. પશુકોટિમાંથી ઉત્ક્રાન્તિ પામીને જે લોકોએ હજી હમણાંજ માનવ કોટિમાં જન્મ લીધો હોય એમનામાં પૂર્વની પશુવૃત્તિ જાગ્રત હોય, એ સ્થિતિ સાતત્યના નિયમ પ્રમાણે સ્વાભાવિક છે. એક સરખી વહેતી નદીઓને જો આપણે દોષ દઇ શકીએ તો જ આ પશુવૃત્તિવાળા મનુષ્યને પણ આપણે દોષ દેવો ઉચિત કહેવાય. એ પશુ-વૃત્તિવાળા મનુષ્યોને દુષ્ટ, પાપી કે તુચ્છ કહેવાનો આપણને જરાએ અધિકાર નથી. જેને આપણે દુર્વ્યસની અથવા મત્સરી કહીએ છીએ તેનો તિરસ્કાર કરવાનું આપણને શું પ્રયોજન છે ? જેને આપણે પાપી તરીકે ઓળખીએ છીએ તેઓ વસ્તુતઃ તેવા નથી; તેમનાપર પ્રેમ કરવાનોજ માત્ર આપણને તો નિઃસંશય અધિકાર છે. " પાપીઓપર પ્રેમ રાખો. " એવું ઇસુખ્રિસ્તનું વચન છે. વેદાન્તમાં પણ એમજ કહ્યું છે. જેને આપણે પાપી સમજીએ છીએ તેનો તિરસ્કાર કરવાનો આપણને જરાએ અધિકાર નથી. તેઓ હમણાંજ પશુકોટિમાંથી આવેલાં હોવાથી પશુના જેવી વૃત્તિ તેમનામાં પ્રતીત થાય એ સ્વાભાવિક છે, અને સ્વા-ભાવિક હોવાથી સ્થિતિસાતત્યના નિયમ પ્રમાણે તે અપરિહાર્ય પણ છે. તથાપિ એ પશુવૃત્તિ-ઓનું દમન કરીને તેઓને પોતાની ઉન્નતિ કરતાં નહિ આવડે એવું નથી. મનુષ્ય જો પશુ-વૃત્તિમાંજ રહેવા માંડે તો પછી મનુષ્યના જન્મમાં આવવાનું સાફલ્ય પણ શું ? કારણ કે માત્ર સ્થિતિસાતત્યનોજ નિયમ જગતપર પોતાની સત્તા ચલાવે છે એવું નથી; ઉત્ક્રાન્તિનો નિયમ પણ

જગતપર પોતાનું વર્ચસ્વ ગજાવી રહ્યા છે. મનુષ્યોમાં મનુષ્યપણું હોય તો તેઓએ સ્થિતિસાતત્યને–પૂર્વજન્માર્જિત પશુવૃત્તિને પગતળે દબાવી દઈ પોતાની ઉન્નતિ કરવીજ જોઇએ. આત્મોન્નતિનું ધ્યેય તેઓએ પોતાની સામે રાખતાં શીખવુંજ જોઇએ.

નવીન પ્રેરણા થઇ એટલે ગતિની આગલી રેખા–દિશા–બદલાઇ ગઇ એમ સમજવું. જ્યાં સુધી તેમ ન થયું હોય અને ગતિની પૂર્વની રેખાજ કાયમ હોય ત્યાં સુધી નવીન પ્રેરણા ઉત્પન્નજ થતી નથી. પશુકોટિમાંથી મનુષ્યકોટિમાં આવેલા લોકોએ પોતાને જીવંત પ્રાણી-જીવંત મનુષ્યો કહેવરાવવું હોય તો તેઓએ પોતાનામાં ચૈતન્ય-ઈશ્વિરત્વ પ્રકટ કરવુંજ જોઇએ. આધ્યાત્મિક પ્રેરણાના યોગથી–નવીન સદ્વાસનાના યોગથી પૂર્વના સ્થિતિસાતત્યને નહિ જેવાં બનાવીને–જન્માંતરાગત પશુવૃત્તિઓને નિર્મૂળ કરીને–સ્વાભાવિક વૃત્તિઓને નિયમિત બનાવીને પોતાની સર્વ તરફથી ઉન્નતિ કરવી જોઇએ. ' સ્વાભાવિક પ્રવૃતિઓ ' આ શબ્દ આવતાં સ્વાભાવિક શબ્દનું અહીં થોડું સ્પષ્ટીકરણ કરવાનું ઉચિત લાગે છે. આ શબ્દનો ખરો અર્થ ન સમજાવાથી હજારો લોકો તેનો ભળતો અર્થ કરી નાખે છે. સ્વાભાવિક શબ્દનો આશ્રય લઇને લોકો સર્વ પ્રકારના દુર્ગુણોનું–દુર્વ્યસનોનું સમર્થન કરે છે, એટલુંજ નહિ પણ દુષ્કૃત્યોને ઉત્તેજન આપે છે.

મનુષ્યના મનમાં ઉદ્ભવતા કામ ક્રોધાદિ વિકારો, તેમજ મનુષ્યને નીચે ઉતારી પાડનારી સર્વ પશુવૃત્તિઓને ઘણા લોકો " સ્વાભાવિક " કહે છે. તેઓ આ પશુવૃત્તિઓને પણ મનુષ્યનો તે સ્વભાવ છે–અમારૂં એવું પ્રારબ્ધ છે એમ સમજે છે. તેમની વિચારસરણી એવી હોય છે કે " અમારા મનોવિકારો સ્વછંદપણે દોડવા દો; ઇન્દ્રિયોરૂપી અમારા અશ્વોની લગામ ખેંચી રાખવી, મનોવિકારનું નિયમન કરવું, એતો આપણા સાચા સ્વભાવને–આપણા સાચા સ્વરૂપને ફેંકી દેવા જેવું છે; આચારવિચારમાં આપણને પૂર્ણ સ્વાતંત્ર્ય જોઇએ; **मनःपूतं समाचरेत्** એજ ધોરણ આપણા સ્વભાવમાં ધારણ કરવું જોઇએ. "

પરંતુ આ પ્રકારની વિચારસરણીને આગળ ધરનારા લોકો ભૂલી જાય છે કે આચાર સ્વાતંત્ર્યનો અર્થ સ્વછંદપણું કે ખ્યાલી ખુશાલી નથી. સ્વછંદપણું એ કાંઈ મનુષ્યના જીવિતનું ખાસ ધ્યેય નથી. પશુવૃત્તિમાંજ રહેવા માટે મનુષ્ય જન્મેલો નથી.

દૃષ્ટાંત તરીકે આપણે એક બાળકની કળવાળી દોડતી ગાડી લઇએ. તેને એક વાર કૂંચી દઇએ એટલે તે બહુ દૂર સુધી દોડી જશે. એ દોડવાની ગતિ ગાડીની પોતાનીજ છે એમ જોનારને તો લાગશે, કારણ કે તે દોડયેજ જાય છે. તેનામાં એવા પ્રકારનો વેગ ઉત્પન્ન થયેલો હોવાથી કાંઈ " દોડયાં જવું " એ એનામાં સ્વાભાવિક ગુણ હતો એમ ઠરતું નથી. આપણે એક પત્થર ફેંકીએ તો તે પણ બહુ દૂર ચાલ્યો જાય છે. પરંતુ એ દૂર જવાનો ધર્મ એ પત્થરમાં કયાંથી આવ્યો ? સ્થિતિસાતત્યમાંથી. સ્થિતિસાતત્યના નિયમને લીધેજ દૂર ચાલ્યા જવું એ પત્થરનો ધર્મ બની ગયો હતો. બાલકોને રમવાના ભમરડાને એકવાર ગતિ આપીએ એટલે તે એક સરખાં ચક્કર માર્યાજ કરે છે એનું કારણ પણ સ્થિતિસાતત્ય છે. વર્તુલાકાર ગતિ આપવાથીજ એ ફર્યા કરે છે અને થોડા કાળ સુધી એ એનો સ્વભાવ બની રહે છે.

ઉપરનાં દૃષ્ટાંતોમાં કૂંચીવાળી ગાડી પ્રમાણે કે ભમરડાની પેઠે અમુક પશુયોનિમાં હોઇએ ત્યારે આપણને અમુક વિશિષ્ટ પ્રકારની ગતિ મળેલી હોય છે. તે સમયે એ દિશામાંજ

આપણો સર્વ વ્યાપાર-વ્યવહાર થતો હોય છે; એટલે એમ કરવું એ, તે સ્થિતિમાં તદ્દન સ્વાભાવિક હતું. પશુદેહમાં હતા ત્યારે વિષયવાસનાની તૃપ્તિની દિશામાં આપણે દોડતા હતા. એ સમયે એવીજ ગતિ મળેલી હોવાથી એ દેહમાં વિષયભોગેચ્છા તદ્દન સ્વાભાવિક હતી. એ દેહમાં એ વૃત્તિ આપણને ભુષણરૂપ હતી અને એ વ્યવહારમાં-એ કોટિમાં રહેવું એમાંજ આપણી ઉન્નતિ હતી. એ યોનિમાં કામવાસના અને ભોગેચ્છા એજ આપણે માટે સદ્ગુણો હતા, એમાંજ આપણી પ્રગતિ થતી હતી અને જ્ઞાનપ્રાપ્તિના માર્ગમાં આપણને આગળને આગળ આવવાના ધક્કા મળતા હતા.

કૂતરો કૂતરાના જેવા ચાળા કરે તેમાં તેનો તિરસ્કાર કરવાનું કે તેને દોષ દેવાનું શું પ્રયોજન છે? એવીજ રીતે ભુંડ ભુંડની પેઠે વર્ત્તે એમાં ભુંડનો શો દોષ? જેની જેમાં યોગ્યતા લાગે એજ એની પ્રકૃતિ છે. એજ એનો સ્વભાવ છે. એ માટે તેને હસી કાઢવાં એ મૂર્ખતા છે. જીવ જ્યારે પશુકોટિમાંથી મનુષ્યકોટિમાં આવે છે તે વખતે પૂર્વજન્મની હાડમાં પેસી ગયેલી પશુવૃત્તિ એટલે કે વિષયસુખ-લાલસાદિ ધર્મ આપણી સમક્ષ આવીને ઉભા રહે છે. જીવ જ્યારે પ્રથમજ મનુષ્યદેહમાં આવે છે ત્યારે વિષયસુખ-લાલસાદિ પશુવૃત્તિ તદ્દન સ્વાભાવિક હોય છે. સ્થિતિસાતત્યના નિયમ પ્રમાણે એ અપરિહાર્ય હોય છે. સારાંશ એ કે સ્વાભાવિક એ શબ્દનો અર્થ સ્થિતિસાતત્ય પ્રમાણે આવો થાય છે. પણ આ સ્થિતિસાતત્ય યાને પ્રારબ્ધનો અર્થ કાંઈ "વાસ્તવિક સ્વભાવ"-વાસ્તવિક સ્વરૂપ એવો નથી, એ લક્ષમાં રાખજો. આ સ્થિતિસાતત્ય અથવા તો ભૂલથી આપણે જેને સ્વરૂપ કહીએ છીએ તે તો માત્ર જન્મ-જન્માંતરાગત સંસ્કારો સિવાય બીજું કશુંએ નથી. સ્થિતિસાતત્ય-પ્રારબ્ધ એ તો આપણામાં માયાનો આવિષ્કૃત અંશ છે, પણ માયાનો અંશ એટલે આપણું સાચું સ્વરૂપ નહિ. ઈશ્વરત્વ એજ આપણું સાચું સ્વરૂપ છે. એજ આપણો સાચો સ્વભાવ છે. સ્થિતિસાતત્ય કાંઇ આપણું દિવ્ય સ્વરૂપ-આપણું ઈશ્વરત્વ પ્રકટ કરી શકતું નથી. એ વાત લક્ષમાં રાખજો. મનુષ્યનું જો કાંઇ સાચું કર્ત્તવ્ય હોય તો તે પોતાનું સાચું સ્વરૂપ પ્રકટ કરવું; સ્થિતિસાતત્યને જીતી લઈ પશુવૃત્તિને દબાવવી; વાસનાઓને નિર્મૂળ કરી પોતાનું ઈશ્વરત્વ ઓળખવું. એજ કરવા યોગ્ય છે. **અન્તઃકરણમાંથી જે મનુષ્ય પશુવૃત્તિનું ઉચ્છેદન કરે છે તેજ સાચો મનુષ્ય છે.** પશુવૃત્તિ પશુઓમાં અથવા તો હમણાંજ મનુષ્યકોટિમાં આવેલાં મનુષ્યોમાં થોડા કાળ સુધી તો રહેવાનીજ; પરંતુ ત્યાર પછી તો તેમણે એ પશુવૃત્તિઓને ફેંકીજ દેવી જોઈએ. વિષયવાસનાનું અંતઃકરણમાંથી ઉચ્છેદન કરીને તેઓએ અનાત્મ વસ્તુની પાર પહોંચવું જોઈએ. પોતાના દિવ્ય સ્વરૂપને-પોતાના ઈશ્વરત્વને ઓળખવું જોઈએ.

પ્રતિપાદિત વિષયપર પ્રકાશ પાડનારી એક વાર્ત્તા હવે તમને 'રામ' કહેશે. હિંદુસ્તાનમાં તુલસીદાસ નામના એક મોટા સતપુરુષ થઈ ગયા છે. જે ગોસ્વામી કુલમાં જન્મ લઈને ભક્તશિરોમણિ તુલસીદાસે એ કુળની કીર્તિ અજરામર કરી છે તે કુલમાંજ આ દેહનો (સ્વામી રામતીર્થનો) પણ જન્મ થયો છે. મહાત્મા તુલસીદાસનો પોતાની પત્નીપર બહુ ગાઢ પ્રેમ હતો. એકવાર એમની પત્ની પિયર ગઈ તેનો વિયોગ એમને અસહ્ય થઈ પડયો. વિવેકવડે પોતાના મનનું આવરણ તોડવા પ્રયત્ન કર્યો; પણ કેમે કરીને મન શાંત ન થયું. પ્રેમાતિશયમાં વિયોગનો વિચારજ સહન ન થઈ શકયો. છેવટે પ્રિયાને મળવા માટે શ્વસુરગૃહે જવાનો નિશ્ચય કર્યો. સાસરૂં પોતાના ગામથી ત્રણ ગાઉ દૂર હતું. બન્ને ગામની

વચમાં એક મોટી નદી વહેતી હતી. તુલસીદાસ જવાને બહાર નીકળ્યા તે વખતે રાત્રિના આઠ વાગ્યા હતા અને નદી ભર પૂરમાં વહેતી હતી. રાત્રિ હોવાથી હોડી નહોતી; તેથી નદી ઉતરી પાર કરવાનું અશક્ય હતું. પરંતુ પ્રિયાના દર્શનના ઉન્માદને લીધે તેઓ નિરૂત્સાહ ન થયા. નદીના તટપર એમણે એક પ્રેત જોયું. એ ઉન્માદ સ્થિતિમાં એનો આશ્રય લઇને તેઓ નદીપાર કરીને તરતજ સાસરાને ઘેર પહોંચ્યા. એ વખતે અર્ધરાત્રિ થઇ ગઈ હતી. તેથી ઘરમાં બધું સૂનસાન હતું. ઘરના લોકો, નોકર-ચાકર, બધા ઘોર નિદ્રામાં પડયાં હતાં. આવી રાત્રિએ કોઇને સાદ કરીને જગાડવું તે તેમને વાજબી ન લાગ્યું. પ્રિયાને મળવા માટે તે એટલા બધા આતુર હતા કે તેથી હવે પ્રિયાના મ્હેલમાં કેવી રીતે પહોંચવું, એ વિચારમાં તે પડયા. પરંતુ તેમની આ ચિન્તા સત્વર દૂર થઈ. તમને ખબર હશે કે **પ્રેમ પોતાના માર્ગમાં આવતી સર્વ મુશ્કેલીઓને પાર કરે છે**, આપણા માર્ગમાં મહાન નદી આવતી હોય ત્યારે નૌકાની પેઠે પ્રેમ આપણને પાર પહોંચાડે છે. મહાન પર્વતો આવતા હોય તો તેને પણ ઓળંગવાનું પ્રેમ સામર્થ્ય આપે છે. પ્રેમે આંખ આપીને એ વખતે તુલસીદાસને એની પ્રિયાના મ્હેલમાં પહોંચાડી દીધા. પ્રિયાના મ્હેલમાં કેવી રીતે જવું એના ઉપાયનો વિચાર કરતા હતા એટલામાં મ્હેલના ઉપરના ભાગમાંથી કાંઇ લટકતું હોય એમ એમને જણાયું. પોતાની પત્નીનો પોતાના-પર નિરતિશય પ્રેમ છે અને એને લીધે તેણે ખાસ મારા માટેજ આ દોરડું અહીં બાંધી રાખ્યું છે એમ તેમને લાગ્યું. તેમને અત્યંત આનંદ થયો. વસ્તુતઃ એ દોરડું નહિ; પણ એક મોટો સર્પ હતો. પણ પ્રેમને લીધે તેમને તે દોરડું ભાસ્યું. એ સર્પને પકડીને તેઓ ઉપર ચ્હડી ગયા અને પ્રિયા પાસે પહોંચ્યા. આશ્ચર્યની વાત તો એ કે એ સર્પ તેમને ડંખ્યો નહિ. પ્રેમ એ સર્વ રોગ ઉપર રામબાણ ઔષધ છે. પતિને જોતાંજ એ સાધ્વી ઉઠીને ઉભી થઈ અને આશ્ચર્યચકિત થઇને બોલી: “ આપ અહીં કયાં થઇને આવ્યા ? ઘરમાં બધાં ચૂપ-ચાપ સૂતાં છે, હાંક મારી હશે તે મેં તો સાંભળીજ નથી. બહુ નવાઈની વાત ! ” તુલ-સીદાસનાં નેત્રમાં આનંદાશ્રુ વહેતાં હતાં. પ્રેમપૂર્ણ દૃષ્ટિથી તેમણે તેને નિહાળીને ઉત્તર દીધો: “ પ્રિયે ! તારા પ્રેમને લીધે હું સહજજ ઉપર આવી શકયો. શું તેંજ મારા આવ્યા પહેલાં ઉપર આવવાની ગોઠવણ નહોતી કરી મૂકી ? નદી પાર કરવા માટે તેં એક નાની હોડી નહોતી મોકલી ? વળી મ્હેલપર ચડવા માટે તેં દોરડું નહોતું બાંધી રાખ્યું ? ” પતિનો પોતાનાપર આવો નિઃસીમ પ્રેમ જોઇને એ ધર્મપત્નીને અત્યંત સંતોષ થયો. એનાં નેત્રમાં પણ પ્રેમાશ્રુ વહેવા માંડયાં. પરંતુ પ્રેમાતિરેકનેલીધે તુલસીદાસની જે દયાપાત્ર સ્થિતિ થઈ હતી એ જોઇને-એની ઉન્માદાવસ્થાનું અવલોકન કરીને એને બહુ માઠું લાગ્યું. એ સાધ્વી બ્રહ્મજ્ઞાનની પ્રતિમા હતી, એણે પતિ તરફ ફરીને કહ્યું:—“ બ્રહ્મન ! મારામાં આપનો જેટલો ગાઢ પ્રેમ છે એટલોજ પ્રેમ પરમેશ્વરમાં રાખો. મારા દેહપર આપને જેટલી આસક્તિ છે એટલોજ પ્રેમ જો સર્વ ચરાચરને જેનો આધાર છે એવા ચિન્મય પરમાત્મામાં રાખશો તો તમે પ્રત્યક્ષ પરમેશ્વરને પામશો; અને જગતમાં શ્રેષ્ઠ તથા પૂજ્ય પુરુષ તરીકે તમારી કીર્તિ થશે. ”

“ હું પ્રત્યક્ષ ઈશ્વર છું, હું ઈશ્વરજ છું, અમેજ ઇશ્વર છીએ; ઈશ્વર સિવાય હું બીજું કાંઇજ નથી. ” એ વાત પતિના અંતઃકરણમાં દૃઢ કરાવવાના ઉદ્દેશથી તેણે કહ્યું કે “ પ્રાણ-નાથ ! આ મારા દેહમાં આપનો પ્રેમ છે એ વાત સાચી, પરંતુ આ દેહ તો નાશવંત છે. આ દેહ જેવી રીતે પતિગૃહમાંથી પિતૃગૃહે આવ્યો તેવીજ રીતે આજ નહિ તો કાલ, એ

આ લોક છોડીને પરલોકમાં જશે. એજ દેહ કાલે કદાચિત્ રોગગ્રસ્ત થાય તો તે વખતે પણ એમાં મોહકપણું રહેશે કે ? હવે આપજ વિચાર કરો કે મારા ગાલમાં લાલી કયાંથી આવી ? મારાં નેત્રોમાં આ તેજ કયાંથી આવ્યું ? મારા શરીરમાં આ ઐશ્વર્ય-આ દિવ્યત્વ કયાંથી પ્રાપ્ત થયું ? મારાં નેત્રદ્વારમાં આ કોનું તેજ ચળકે છે ? મારા આ કેશનો કાળો ભોર વર્ણ કેવી રીતે પ્રાપ્ત થયો ? મારી આ બાહ્ય અને આંતરેંદ્રિયોમાં ચેતના અને ચલન કયાંથી આવ્યું ? આ શરીરમાં સર્વ સામર્થ્ય કેવી રીતે આવ્યું ? જેણે આપના ચિત્તને આકર્ષણ કર્યું છે તે આ શરીરની ત્વચા નથી, બાહ્ય શરીર નથી; આપને મોહ કરાવનાર-આપનું ચિત્ત હરનાર બીજું કોઇ નથી પણ આત્માજ છે. મારામાં રહેલ ચિદાત્મા-અંશજ આપને મારી પાસે ખેંચી લાવે છે. હૃદયસ્થ પરમાત્માજ આપના ચિત્તને મારી પાસે ખેંચી લાવ્યા છે. પરમાત્મા સિવાય બીજી કોઈ પણ મોહિની આ શરીરમાં હોવી સંભવિત નથી. મારામાં રહેલો ઈશ્વરાંશ, મારા હૃદયમાં વાસ કરનાર હરિજ આપને ભૂલા પાડે છે. પરમેશ્વર સર્વ ચરાચરમાં વ્યાપી રહ્યા છે. જે પરમેશ્વર મારા હૃદયમાં છે તેજ આપનામાં છે; તેજ તારામંડલમાં છે; તેજ સૂર્ય-ચંદ્રમાં છે; આકાશમાં ઉદિત થયેલા આ ચંદ્રના રૂપમાં આપ તેને પ્રત્યક્ષ નથી જોઈ શકતા? સર્વત્ર પરમેશ્વર ભરેલા છે, એવો અનુભવ કરી લ્યો. ”

પત્નીનાં આ વચન સાંભળીને તુલસીદાસના હૃદયમાં સત્ય જ્ઞાનનો પ્રકાશ પડયો. વિવેકરૂપી સૂર્યનાં પ્રખર કિરણોથી તેમની વિષયવાસના તદ્દન ભસ્મીભૂત થઈ ગઈ. વિષયવાસના અને વિષયાસક્તિની પાર તે પહોંચી ગયા. વિષયી પ્રેમનું-સાંસારિક આસક્તિનું હવે તેમના હૃદયમાં નામનિશાન ન રહ્યું. સર્વત્ર ઈશ્વરની ભાવના અંતઃકરણમાં કબૂલ થઇ. પરમાત્મભાવમાંજ ઉન્મત્ત થયેલા એ મહાપુરુષને પત્ની પણ ઈશ્વરસ્વરૂપજ દેખાવા લાગી. પત્નીપર તેનો નિરતિશય પ્રેમ હતો ત્યારે તેમને ચરાચર સર્વ વસ્તુ પત્નીમયજ લાગતી હતી. એજ ભાવના હવે અત્યંત તીવ્ર અને ઉત્કટ થઈ. એકવાર એક જગ્યાએ તેઓ ગયા ત્યાં પોતાના હાથમાં એક કુહાડી લઇને એક સુંદર દેવદારુ વૃક્ષને તોડી પાડવા તૈયાર થઈ રહેલો એક મનુષ્ય દૃષ્ટિએ પડયો. એ મનુષ્ય કુહાડી ઉંચી કરીને વૃક્ષને મારવા તૈયાર થાય છે ત્યાં તો તુલસીદાસને દારુણ દુઃખ થયું. એ મનુષ્ય પાસે જઇને તેઓ દીન વચને બોલ્યા: “ ભાઇ, તારો આ ઘા તો મારા કાળજાના ટુકડા કરી નાખે છે, મારા મર્મસ્થલમાંજ તે વાગે છે; માટે કૃપા કરીને આ સુંદર વૃક્ષને ન તોડી પાડીશ. ” પેલા મનુષ્યે કહ્યું: “ મહારાજ, આપ શું કહો છો તે હું નથી સમજતો. આ વૃક્ષ કાપું છું એમાં આપને શા માટે દુઃખ થાય છે ? ” સર્વ ચરાચરમાં પ્રિયતમની રમણીય મૂર્તિ જોનાર એ તુલસીદાસે કહ્યું: “ અરે વ્હાલા ભાઈ, આ સુંદર દેવદારુ વૃક્ષ મને નિર્જીવ નથી લાગતું; એમાં તો મને મારા પ્રિયતમની લાવણ્યમયી મૂર્તિ નજરે પડે છે. એમાં મને મારૂં સ્વરૂપ-ઈશ્વરત્વ પ્રતીત થાય છે. ”

આ સમયે તુલસીદાસની ચિત્તવૃત્તિ ઇશ્વરમય થઈ ગઈ હતી. એ તદાકાર બની ગયા હતા. વલ્લભામાં, પ્રિય પત્નીમાં, માતામાં, ભગિનીમાં-ટૂંકામાં પ્રત્યેક પ્રાણી માત્ર-સર્વ ચરાચરમાં તેમને ઈશ્વરત્વ પ્રતીત થતું હતું. જળ, સ્થળ, કાષ્ઠ, પાષાણ, સર્વત્ર તેમને ઈશ્વરનું દર્શન થતું હતું. પોતાનો સર્વ પ્રેમ-પોતાનો જીવાત્મા તેમણે ઈશ્વરાર્પણ કર્યો હતો. તેઓનું હુંપણું ગળી ગયું હતું, અને તેઓ સત્તત્ત્વને પહોંચી ગયા હતા. દેવદારુ વૃક્ષને કાપી નાંખનાર મનુષ્ય પ્રતિ તે બોલી ઉઠયા: “ ભાઈ, તારાં નેત્રોથી તો તને આ વૃક્ષ નિર્જીવ લાગતું હશે, પણ મને તો પ્રત્યક્ષ પરમાત્માજ દેખાય છે. ” **सर्वं खल्विदं ब्रह्म**-આ પ્રકારની પરમાત્મભાવનામાં પહોંચી

ગયા ત્યારે એકવાર એવો પ્રસંગ આવ્યો કે એક મનુષ્ય હરિણનો વધ કરવા તૈયાર થઈ રહ્યો હતો, તેનાપર તુલસીદાસની દૃષ્ટિ પડી. એ જોતાંજ એ સત્પુરૂષનું હૃદય દ્રવી ઉઠયું અને તે મનુષ્યને સાષ્ટાંગ નમસ્કાર કર્યો. સાધુના આવા વિલક્ષણ વર્તનથી આશ્ચર્ય પામીને એ મનુષ્ય બોલ્યો: "બાવાજી, આ શું? આનો શો અર્થ?" તુલસીદાસે જવાબ દીધો: "ભલા આદમી, કૃપા કરીને એ હરિણના પ્રાણ ન લઈશ. એ હરિણનાં નેત્રોમાં મને પરમાત્માની મૂર્તિ દેખાય છે. તારે જોઇએ તો મારા આ દેહનો વધ કર. ઈશ્વરને સંતુષ્ટ કરવા માટે મારા દેહનો યજ્ઞ કર. આ દેહનો બલિ દે. પરંતુ કૃપા કરીને આ હરિણનો–મારા પરમેશ્વરનો–વધ ન કરીશ."

જગતનું સર્વ આકર્ષકપણું, મોહકપણું એ ઈશ્વરત્વ સિવાય બીજું કશુંએ નથી. તમારી પ્રિયતમાની મોહકતાના રૂપમાં જે ચૈતન્ય, જે ચિત્કલા, જે ઈશ્વરાંશ તમને દૃષ્ટિગોચર થાય છે તેજ ચિદંશ, વૃક્ષોમાં, પર્વતોમાં અને ટેકરીઓનાં રૂપોમાં આવિર્ભૂત હોય છે. એજ ચૈતન્ય ભિન્ન ભિન્ન રૂપમાં ભિન્ન ભિન્ન રુચિર વેષોમાં વિલસી રહ્યું છે. 'સર્વત્ર ઈશ્વર' એ સિદ્ધાંતનો અનુભવ કરી લ્યો, એટલે તમે ભોગેચ્છા અને વિષયવાસનાની પાર પહોંચી શકશો. વિષયવાસનાની શૃંખલામાં પછી તમે બદ્ધ નહિ થઇ શકો. વિષયવાસના મનુષ્ય સ્વભાવમાં સહજ છે, પરંતુ એનો સાચો ઉપયોગ કરવો એટલે કે ઈશ્વર પ્રાપ્તિ અર્થે તેનો ઉપયોગ કરવો જોઇએ. સર્વત્ર ઈશ્વરનું અસ્તિત્વ અનુભવો, એટલે વિષયવાસના સિલકમાં રહેશેજ નહિ. પછી તો વિષય વિષરૂપ બનશેજ નહિ. વિષયવાસનાજ એ ભક્તશિરોમણિ તુલસીદાસને નિર્વાસનાની, નિવૃત્તિની, વૈરાગ્યની, પારમાર્થિક કલ્યાણની કારણભૂત થઇ. વૈષયિક વાસનાનો પ્રત્યેક મનુષ્યે આમ સદુપયોગ કરતાં શીખવો જોઇએ. વિષયોપભોગથી વિષયવાસના કદી તૃપ્ત થનાર નથી, એ લક્ષમાં રાખજો. વિષયભોગ તો વિષયવાસનાને ઉલટી ઉદ્દીપ્ત કરે છે. વિષયવાસનાનો હેતુ મનને ધીમે ધીમે નિર્વાસન કરવાનો છે. પરંતુ એ વાતની તમને ખબર નથી તેથી પરમાર્થદૃષ્ટિથી પોતાના જીવનને પોતેજ નરક બનાવો છો–પોતાની જીવનયાત્રા પાપમય અને કષ્ટમય બનાવો છો. વિષયવાસનાનું ઉદાત્ત અને શ્રેયસ્કર વલણ લેવું એજ વિષયવાસનાનો સદુપયોગ અને એ સદુપયોગ તેજ પુણ્ય.

**પ્રશ્ન:**—જીવ અપૂર્ણ અવસ્થામાંથી પૂર્ણાવસ્થાપ્રતિ જાય છે એમ ઉત્ક્રાન્તિવાદ પ્રતિપાદન કરે છે. આમાં ઉત્ક્રાન્તિવાદ પુનર્જન્મના સિદ્ધાન્તનો અનુવાદ નથી કરતો?

**ઉત્તર:**—"ઉત્ક્રાન્તિવાદ" એટલે એક દૃષ્ટિએ "પુનર્જન્મવાદ" એમ કહીએ તો કાંઈ ખોટું નથી. માત્ર એક વાત લક્ષમાં રાખવી જોઈએ, તે એ કે જીવ એ ઉત્ક્રાન્તિના માર્ગમાં આગળને આગળજ વધે છે. એની પ્રવૃત્તિ ધીમે ધીમે પણ ઉન્નતિ તરફજ થાય છે, એમાં જરાએ સન્દેહ નથી. વાસના પ્રમાણે જીવોને ગતિ પ્રાપ્ત થાય છે અને તે તે યોનિમાં તે જન્મ લે છે, એ સાચી વાત છે; પણ એનો એમ અર્થ નથી થતો કે જીવ એકવાર મનુષ્ય-યોનિમાં આવીને અશુભ વાસના કરે તો કૂતરા કે ભૂંડની યોનિમાં કાયમને માટે જઇ પડે છે. જીવની કાયમની અધોગતિ હોવી સંભવિતજ નથી. તેઓએ ઉન્નતિ પ્રતિ જવુંજ જોઇએ. પ્રગતિ એજ જીવની વાસ્તવિક ગતિ છે; એનો પ્રવૃત્તિનો પ્રવાહ પ્રગતિની દિશામાંજ વહે છે.

મનુષ્યને ઉન્નતિમાર્ગમાં ચલવનાર એકલી વાસનાજ નથી; બીજી પણ અનેક વાતો છે. કુવાસનાને લીધે મનુષ્ય અધોગતિ પ્રતિ જાય છે; કૂતરા કે ડુક્કરની યોનિમાં જન્મ લે છે; એવું જે કાલના વ્યાખ્યાનમાં કહેવામાં આવ્યું છે તે એકપક્ષી છે. સિદ્ધાન્ત મસ્તિષ્કમાં પૂરો ઠસી જાય એટલા માટે એ સમયે એ દૃષ્ટિથી વિચાર કરવામાં આવ્યો હતો, પરંતુ વસ્તુતઃ

એમ નથી થતું. તે સમયે પુનર્જન્મના સિદ્ધાન્તની ફક્ત એકજ બાજુનો વાસનાની દૃષ્ટિથી વિચાર કરવામાં આવ્યો હતો; પરંતુ પુનર્જન્મના પ્રશ્નની બીજી બાજુ પણ છે. એ બાજુના-સર્વ બાજુ જેવા મહત્ત્વના પ્રશ્નોનું વિવેચન કરવું જોઇએ.

શિક્ષક જ્યારે વિદ્યાર્થીને ગતિશાસ્ત્ર ( Dynamics ) શીખવવાની શરૂઆત કરે છે, ત્યારે પ્રથમ તો આઘાત અને પ્રત્યાઘાતનોજ નિયમ શીખવે છે; ( જાણે ગતિશાસ્ત્રના બીજા કોઈ નિયમોજ ન હોય તેમ ) પરંતુ આઘાત અને પ્રત્યાઘાતનો નિયમ એકવાર વિદ્યાર્થીના મનમાં ઠસી ગયો એટલે બીજા નિયમોપણ ક્રમવાર શીખવતો ચાલે છે. અને આવી રીતે જ્યારે બધા નિયમો શીખવવામાં આવે છે ત્યારેજ વિદ્યાર્થીને એ શાસ્ત્રની સાંગોપાંગ માહિતી મળે છે. “ પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ ” એ વ્યાખ્યાનમાં પુનર્જન્મના પ્રશ્નની ફક્ત એક બાજુનો એકજ દૃષ્ટિથી વિચાર કરવામાં આવ્યો હતો; સમય થોડો હતો તેથી તે વ્યાખ્યાનમાં બીજી બાજુનો વિચાર કરવામાં આવ્યો નહોતો; પરંતુ તેથી પુનર્જન્મના પ્રશ્નની બીજી બાજુ નથી, એવું ન સમજવું.

કલ્પના કરો કે એક મનુષ્ય પુનઃ પશુકોટિમાં જવાનો મનપૂર્વક પ્રયત્ન કરે છે; સર્વ પ્રકારની ઉચ્ચ ભાવનાને અન્તઃકરણમાંથી તે કાઢી નાંખે છે; સારાંશ કે તે પોતે પોતાનાં કર્મથીજ પશુ બનવાનું ઈચ્છે છે. આવી સ્થિતિમાં તેની વાસના પ્રમાણે તેને આગળ ભૂંડનો કે વાંદરાનો જન્મ મળે એ સંભવિત છે; પરંતુ પશુ બનવાનો મનુષ્યનો પ્રયત્ન હંમેશાં સફળજ થાય છે એવું નથી. તેનું ભવિતવ્ય-આગળનો જન્મ નિયત કરવા માટે વાસનાશક્તિ સિવાય એક બીજી પણ શક્તિ-પ્રેરણા છે. એ પ્રેરણા તેની દુષ્ટ વાસનાને દબાવી દઇને તેને કાયમનો પશુ થવા દેતી નથી. ત્યારે હવે એ બલવત્તર પ્રેરણા કયી ? “ જગતના ત્રિવિધ તાપ ” એજ આ પ્રેરણા છે-એજ આ શક્તિ છે. એ તાપજ મનુષ્યનું અધઃપતન થવા દેતી નથી. એ ત્રિવિધ તાપ જીવની ઉત્ક્રાન્તિના જામીન છે, અને ઉત્ક્રાન્તિ એટલેજ ઉન્નતિ-પ્રગતિ; અને તેથી પ્રગતિ થવીજ જોઇએ.

એટલે વાસના સાથે યુદ્ધ કરીને, તેને પગ તળે દબાવી દઇને જીવે પોતાની ઉન્નતિ કરીજ લેવી જોઇએ. સાંસારિક દુઃખથી મનુષ્ય જ્યારે થાકી જાય છે-ભિન્ન ભિન્ન પરસ્પર વિરોધી વાસનાઓ એના અંતઃકરણમાં જ્યારે દ્વંદ્વયુદ્ધ શરૂ કરે છે ત્યારે એના અંતઃકરણમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. અશુભ વાસના ક્ષીણ થઇને સદ્‌વાસનાનો ઉદય થાય છે અને આવી રીતે તેની ઉન્નતિનો માર્ગ નિશ્ચિત થાય છે. એની વિષયવાસનાઓનું વલણ બદલાઇ જઇને ધીમે ધીમે તે પ્રવૃત્તિમાંથી નિવૃત્તિમાં આવતો જાય છે. “ પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ ” એ વ્યાખ્યાનમાં ‘ રામે ’ એ વાર્તા સિદ્ધ કરી આપી છે કે પરસ્પર વિરોધી એવી શુભ અને અશુભ વાસનાનું-શુદ્ધ અને મલિન વાસનાનું આપણા અંતઃકરણમાં સરખુંજ દ્વંદ્વયુદ્ધ ચાલે છે. એ દ્વંદ્વયુદ્ધ, એ યાદવી ત્રિવિધ તાપમાંથી ઉપજે છે, અને એ ત્રિવિધ તાપજ મનુષ્યની ઉન્નતિનું કારણ થાય છે. એ તાપજ વાસનાના યુદ્ધમાં જીવને અધોગતિ તરફ જવા દેતા નથી.

સુખ અને દુઃખ, એ બન્ને સાપેક્ષ છે. જે સ્થિતિ એકની દૃષ્ટિએ સુખી લાગે છે એજ બીજાની દૃષ્ટિએ દુઃખી લાગે છે. ઉદાહરણ કે જેને મહીનાના હજાર રૂપિયા મળતા હોય છે તેને હજારને બદલે ઓછા પગારની જગ્યા આપવામાં આવે અને જ્યારે પહેલી તારીખે હાથમાં પાંચસો રૂપિયાજ પડે ત્યારે એ સ્થિતિ એને દુઃખદ લાગશે કે નહિ ? પરંતુ જેને આજ સો રૂપિયાજ મળતા હોય તેને એકદમ વધી જઇને મહિનાના પાંચસો રૂપિયા મળવા માંડે,

ત્યારે એ મનુષ્યને એ સ્થિતિ અત્યંત આનંદદાયક-સુખદાયક લાગશે. તેને એટલો વધારો તો આકાશે હાથ પહોંચ્યા જેવો લાગશે. એના આનંદની તો સીમાજ નહિ રહે. તાત્પર્ય એ કે કોઇ પણ અવસ્થા તત્ત્વતઃ સુખકારક કે દુઃખકારક નથી. એ તો આપણી પરિસ્થિતિ પ્રમાણે-આપણી વૃત્તિ પ્રમાણે આપણને સુખમય કે દુઃખમય લાગે છે. કોઇ પણ ક્રિયા તત્ત્વતઃ સારી કે નઠારી છેજ નહિ. કર્ત્તાની દૃષ્ટિ કે ભાવના પ્રમાણેજ એને સારી કે ખરાબ કહેવાય છે. તેવીજ રીતે કોઇ પણ પ્રકારની બાહ્ય પરિસ્થિતિને વસ્તુતઃ સારી કે ખરાબ કહી શકાતી નથી. એ સ્થિતિને એ મનુષ્ય જે દૃષ્ટિથી જુએ છે તે દૃષ્ટિએજ તે સ્થિતિને સારી કે માઠી કહેવાય છે. આપણી ઉન્નતિ થાય છે એમ આપણા મનમાં સમજતા હોઇએ, ત્યારે આપણને સુખ થાય છે, અને અવનતિ થતી જાય છે એમ જાણીએ એટલે દુઃખી થઇએ છીએ. તમારામાંની શુદ્ધ વાસના પૂર્વજન્માર્જિત મલિન વાસના સાથે યુદ્ધ કરીને તમારી ઉન્નતિ સાધે છે. આ શુદ્ધ વાસના સ્થિતિસાતત્યના-પ્રારબ્ધના નિયમથી પ્રાપ્ત નથી થઈ. પ્રારબ્ધનો એની સાથે કોઈ પણ જાતનો સંબંધ નથી. શુદ્ધ વાસના એ અધ્યાત્મ સ્થિતિ પ્રતિ પહોંચવાનું ક્રિયમાણ છે. પૂર્વ જન્મની વાસનાને નિર્મૂળ કરી નાખવા માટે; વિષયવાસના-માયાને નિર્મૂલ કરીને દિવ્ય સ્થિતિએ પહોંચવા માટેજ આ શુભ વાસના મનુષ્યના અંતઃકરણમાં ઉદિત થાય છે. જો વાસનાઓના યુદ્ધમાં મલિન વાસનાઓનો જય થાય, શુદ્ધ વાસનાઓ-દૈવી વાસનાઓ દબાઇ જાય અને માયાનું પ્રાબલ્ય થાય, તો તમે નિશ્ચયપૂર્વક અધોગતિ પ્રતિજ જાઓ છો. નાનાં પ્રકારનાં દુઃખ આ ભવસાગરમાં માયારૂપ ખડક દેખાડવા માટે દીવાદાંડી રૂપ છે. આ દીવાદાંડી આપણા વાસ્તવિક સ્વરૂપની, આપણા આધ્યાત્મિક ઐશ્વર્યની આપણને સૂચના કરે છે. તેમાંથી અંતઃકરણમાં પ્રકાશ પડીને આપણને ઉન્નતિનો માર્ગ મળે છે. આ જગતમાં શુભ, મંગલ અને કલ્યાણકારક જો કાંઇ હોય તો તે દુઃખ, શોક અને કલેશ છે. **જગતમાં દુઃખ-કલેશ ન હોય તો કોઇ પણ પ્રકારની પ્રગતિજ ન થાય.** આ ત્રિવિધ તાપના તત્ત્વપર ભાર મૂકીને વેદાન્ત એમ પ્રતિપાદન કરે છે કે જીવને અધોગતિ પ્રતિ જવાનો કશોએ ભય નથી. તમારી અધોગતિ થશે, એવું સ્વપ્નમાં પણ મનમાં ન લાવશો. **સંસારનાં નાનાવિધ દુઃખ તમને અધોગતિએ જવા દેશે નહિ.**

જીવ માત્રને પૂર્ણસ્થિતિએ પહોંચવું જોઇએ, એ વેદાન્તનો સિદ્ધાન્ત છે. એટલે કે જે તમારાથી અધિક ઉન્નતિમાં હોય, અધિક પૂર્ણતાએ પહોંચ્યો હોય, તેના માટે મનમાં ઈર્ષ્યા ન કરશો; કારણ કે કોઇ દહાડો તમે પણ એ સ્થિતિએ જઈ પહોંચશો. તેવીજ રીતે ઉન્નતિના માર્ગમાં જે લોકો તમારી પાછળ રહી ગયા હોય, કેવળ અપૂર્ણ સ્થિતિમાં હોય, તેનો તિરસ્કાર પણ ન કરશો; કારણ કે એક દહાડે તેઓ પણ તમારા જેટલા ઉન્નત થઇ જશે. દશ જન્મ પહેલાં જે સ્થિતિમાં તમે હતા તેજ સ્થિતિમાં ઘણા લોકો તમને હમણાં જણાતા હશે, અથવા તો દશ વર્ષમાં કે દશ જન્મમાં તમેજ પૂર્ણ સ્થિતિએ પહોંચી શકો તેમ હશો તે પૂર્ણતાનો અનુભવ કરનારા ઘણાએ લોક તમારી દૃષ્ટિએ પડતા હશે; એટલા માટે ઉચ્ચ-નીચ ભાવ સારૂ અભિમાન કિંવા વિષાદ કરવાનું કાંઇ પણ કારણ નથી. ઉચ્ચ કે નીચ સ્થિતિ એ કાળનો પ્રશ્ન છે. આવી રીતે પ્રત્યેક મનુષ્યે સર્વ પ્રતિ પ્રેમ રાખવો જોઇએ. કોઇને પણ નીચ સમજીને તેની અવગણના કે તિરસ્કાર કરવો એ મૂર્ખતા છે. તેવીજ રીતે તમારા કરતાં જે આગળ હોય, પારમાર્થિક દૃષ્ટિમાં શ્રેષ્ઠ કોટિમાં હોય, ઉન્નત હોય, તેનો દ્વેષ કે ઇર્ષ્યા કરવાનું પણ કશું કારણ નથી. કારણ કે ક્રમશઃ તમે પણ ઉત્ક્રાન્તિ પામશો. યોગ્ય સમયે

તમે પણ એ ઉચ્ચ કોટિએ, એ સ્પૃહણીય અને ઉન્નત સ્થિતિએ નિઃસંશય જઇ પહોંચશો. આવી રીતે પુનર્જન્મના પ્રશ્નનો જૂદી જૂદી રીતે વિચાર કરીને, મલિન અને શુદ્ધવાસનાની ઉત્પત્તિ કરીને, વેદાન્ત પુનર્જન્મ સંબંધી શંકાઓનું નિરાકરણ કરે છે. ઉત્ક્રાન્તિતત્ત્વની પુનર્જન્મના સિદ્ધાન્ત સાથે એકવાક્યતા છે.

**પ્રશ્ન**:—ભોકતૃત્વના નિયમ ( Law of pain ) પ્રમાણે મનુષ્યે પોતાની ઉન્નતિ કરવીજ જોઇએ અને જ્યારે તે પ્રાપ્ત પણ થાય છેજ ત્યારે પછી આનુવંશિકતા (Law of Heredity) ના તત્ત્વનો શું અર્થ થાય છે ? માતાપિતાને લાગુ પડેલા રોગનું પરિણામ બાળકોને પણ ભોગવવું પડે છે એમ આપણે જોઇએ છીએ; આવી સ્થિતિમાં ભોકતૃત્વ અને આનુવંશિકતાના તત્ત્વનું પરસ્પર સમાધાન કેવી રીતે કરવું ?

**ઉત્તરઃ**—"પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ" એ ભાષણમાં 'રામે' એ વાત સિદ્ધ કરી આપી છે કે આપણાં માતપિતાની પસંદગી આપણેજ કરીએ છીએ; કેવાં માતપિતાને પેટે જન્મ લેવો એ આપણાં કર્મથીજ નિશ્ચિત થાય છે. કલ્પના કરો કે એક ગૃહસ્થને એક અત્યંત નિંદ્ય રોગ વળગેલો છે. વાસ્તવિક જોઇએ તો કોઇને માટે નિંદ્ય શબ્દ વાપરવો એ ભૂલજ છે. નિંદ્ય એ શબ્દ સાપેક્ષ અને તુલનાદર્શક હોવાથી કેવળ નિશ્ચિતાર્થ-બોધક નથી. સર્વત્ર નિંદ્ય હોય એવું જગતમાં કાંઈજ નથી. જગતની પ્રત્યેક વસ્તુ વસ્તુતઃ ઈશ્વરજ છે.

સમજો કે આ ગૃહસ્થ ફિરંગ રોગથી પીડાય છે. એની એકંદર વાસના અને પ્રવૃત્તિ વિષયસુખ પ્રાપ્ત કરવામાંજ ગઈ છે. વિષયોપભોગ કરવામાંજ તેનો બધો વ્યવહાર ચાલુ છે. હવે આ મનુષ્ય મૃત્યુ પામશે એટલે એવીજ પરિસ્થિતિમાં, એવાંજ માતાપિતાને પેટે જન્મ લેશે કે જે સ્થળે વિષયોપભોગની તેની અતૃપ્ત રહેલી વાસના તૃપ્ત થઈ શકે. ફિરંગ રોગવાળાં માતાપિતાને પેટે તે પોતે પણ તેવાજ રોગવાળો હોવાથી જન્મ લેશે; કારણ કે પોતાના પૂર્વજન્મની વાસના પરિપૂર્ણ કરવા માટે આવાંજ રોગગ્રસ્ત માતાપિતાની-એવાજ ક્ષેત્રની તેને અપેક્ષા હતી. અશુદ્ધ વાસનાનું ફળ પણ અશુભ, એ સિદ્ધાન્ત છે.

આધ્યાત્મિક સંસકત્યાકર્ષણ ( Law of spiritual Affinity ). ના નિયમ પ્રમાણે વિષયોપભોગ સંબંધમાં જેની વાસના અતૃપ્ત રહી હશે, એ જીવ ( અશાસ્ત્રીય વિષયોપભોગમાંથી ઉત્પન્ન થનારા ) રોગગ્રસ્ત માતપિતાને ત્યાં આકર્ષિત થાય છે અને તેને પેટે જન્મ લે છે. એની જન્માંતરની વાસના તૃપ્ત થવા માટે વિશિષ્ટ પ્રકારની શરીર યોજનાની અને વિશિષ્ટ પ્રકારના સંયોગની આવશ્યકતા હોય છે. જે ઠેકાણે આ બધું પ્રાપ્ત થાય તેજ ઠેકાણે-એવાંજ માતપિતાના ઉદરે તે જન્મ લે છે. એમાં આનુવંશિકતાના તત્ત્વમાં જરાએ બાધ પડતો નથી, કારણ કે એ તત્ત્વ પ્રમાણે જીવની વાસના તૃપ્ત થાય એવા પ્રકારની શરીરરચના અને સંયોગો તેને પ્રાપ્ત થાય છે. વિષયોપભોગની વાસના તૃપ્ત થવાને માટે અનુકુળ દેહ તેને પ્રાપ્ત થાય છે, અને એ દેહદ્વારા પોતાની પૂર્વની ઈચ્છા પ્રમાણે, પ્રારબ્ધ કર્માનુસાર તે વિષયોપભોગ કરે છે. ઉદાહરણ તરિકે એમ સમજો કે એક પુસ્તક છપાવીને પ્રસિદ્ધ કરાવવાની કલ્પના એક મનુષ્યના મનમાં આવી. હવે એ કલ્પના ફળદ્રૂપ કરવા માટે કોઇ મુદ્રણાલયના અધ્યક્ષ પાસે જવાની તેને આવશ્યકતા સૂઝશે, કારણ કે ગ્રંથપ્રકાશન માટે સર્વ પ્રકારની યાંત્રિક સહાય્ય યંત્રાલયમાંથીજ મળશે. મુદ્રણાલય જેવી રીતે ગ્રંથ પ્રકાશનનું સાધન કિંવા ઉપકરણ છે, તેજ પ્રમાણે આનુવંશિકતાનું તત્ત્વ પણ જીવની વાસનાતૃપ્તિનું એક સાધન છે. આપણાં

માતાપિતા તો એમાં આપણી વાસના પરિપૂર્ણ કરવાનાં કેવળ સાધનજ છે. હજુ પણ આપણે એક ઉદાહરણ લઇએ, એટલે આ કલ્પના અધિક સ્પષ્ટ થશે. કોઇનું ખૂન કરવાની એક મનુષ્યને ઈચ્છા થઈ. ખૂન કરવાની તલવાર એણે એક હથિયાર બનાવનારને ત્યાંથી વેચાતી લીધી અને પોતાના સંકલ્પ પ્રમાણે પેલા માણસનું ખૂન કર્યું. આમાં જે હથિયાર બનાવનારને ત્યાંથી પેલા મનુષ્યે તલવાર ખરીદી તે હથિયાર બનાવનાર આમાં અપરાધી કહેવાશે નહિ. ખૂનનો આરોપ તો તલવાર મારનારપરજ સાબીત થશે. તલવાર બનાવનાર તો ખૂની મનુષ્યની ખૂનની વાસના તૃપ્ત થવામાં એક નિર્બળ સાધન માત્ર છે.

આમાંથી એ વાત આપણા લક્ષમાં બેઠી કે ફિરંગ રોગવાળાં માતાપિતાને પેટે જન્મ લેવાનાં આપણાં કર્મજ હશે; આપણા પૂર્વ જન્મની વાસના તૃપ્ત કરવા માટે એવા પ્રકારના દેહની આવશ્યકતા હતી; એટલા માટેજ તેવો દેહ–તેવાં માતાપિતા આપણને મળ્યાં છે. એમાંથી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આપણી વાસના તૃપ્ત થવી જોઇએ એ સત્ય છે, પરંતુ તે માટે આપણે રોગગ્રસ્ત જન્મ લેવો જોઇએ–રોગી શરીરની આપણને પ્રાપ્તિ થાય એ આવશ્યક નથી. એનું સમાધાન એ છે કે જેવી રીતે આપણી વાસના તૃપ્ત થવી જોઇએ, તેવી રીતે ક્ષીણ પણ થવી જોઇએ; એનો પૂર્ણ ક્ષય થવો જોઇએ; એ સિદ્ધાન્ત છે. આ વાસના તૃપ્ત થતાં તેને પરિણામે આપણે દુઃખ ભોગવવાં પડે છે, અને તેને પરિણામે આપણી પ્રગતિ થાય છે. શરીર રોગગ્રસ્ત ન હોય તો દુઃખ કેમ પ્રાપ્ત થાય ? અર્થાત્ દુઃખના યોગમાં પ્રગતિ થવા માટે રોગગ્રસ્ત શરીરોનીજ આવશ્યકતા છે.

આ રીતે **મનુષ્ય પોતેજ પોતાના પ્રારબ્ધનો રચનાર** છે. અશુદ્ધવાસના ફેંકી દઇને શુદ્ધવાસના કરવી કે ન કરવી, એ આપણી મરજીની વાત છે. આપણે એ બાબતમાં પૂર્ણ મુખત્યાર છીએ. દુઃખ અને કલેશને આપણું સ્વાતંત્ર્ય હરી લેવાનો કશોએ અધિકાર નથી. પ્રારબ્ધના સંબંધમાં આપણે બંધાઇ ગયા છીએ પણ ક્રિયમાણના વિષયમાં આપણે સ્વતંત્ર છીએ. આપણું સ્વાતંત્ર્ય વધારવા માટે–ધીમે ધીમે સ્વાતંત્ર્યના માર્ગમાં જીવને લઇ જવા માટેજ દુઃખ અને કલેશની યોજના છે. નવી વાસના કરવા સંબંધે આપણે બહુજ સાવચેતી રાખવી જોઇએ. અશુદ્ધવાસનાને ફેંકી દેવી જોઇએ અને શુદ્ધ વાસનાનો સ્વીકાર કરવો જોઇએ. તાત્પર્ય કે દુઃખ અને કલેશ એ આપણી ઉપર સુલતાની નથી ચલાવતાં, પણ નવી વાસના કરવાના વિષયમાં અને નવાં ક્રિયમાણ કરવાના વિષયમાં આપણને સ્વાતંત્ર્ય આપે છે. ધારો કે એક મનુષ્યમાં વિષયવાસના અત્યંત પ્રબળ છે. હવે કર્મતત્ત્વ પ્રમાણે તેની આ વાસના જેમ જરૂર તૃપ્ત થવી જોઇએ તેમ એ અશુદ્ધ વાસનાનો ક્ષય થવો એ પણ આધ્યાત્મિક ઉન્નતિની દૃષ્ટિએ આવશ્યકજ છે. મનુષ્ય ખરી રીતે ઈશ્વર છે, એટલે તેણે પોતાના મૂળસ્વરૂપમાં ભળવુંજ જોઇએ. વળી તમેજ વાસ્તવિક ઈશ્વર છો એટલે પછી તમારી વાસના પણ તૃપ્ત થવીજ જોઇએ. પરંતુ તે પરિપૂર્ણ થાય એટલામાં તો પાછા તમને નાના પ્રકારના કલેશ ભોગવવા પડે છે, અને એ કલેશજ તમારી કુવાસનાનો–વિષયવાસનાનો ક્ષય કરે છે, એ કલેશજ તમને ઉન્નતિમાં, તમને પોતાના મૂળસ્વરૂપનું સ્મરણ કરાવવામાં કારણભૂત થાય છે. એ કલેશને લીધે કલેશને ઉત્પન્ન કરનારી પરિસ્થિતિ ઉપર એને ધિક્કાર આવે છે; અને દુઃખદાયક વિષયવાસનાને બદલે હળવે હળવે વૈરાગ્ય ઉત્પન્ન થવા માંડે છે. આવી રીતે ક્રમે ક્રમે એની કુવાસનાનો ક્ષય થતાં થતાં તે ઉન્નતિના માર્ગપ્રતિ આવે છે.

**પ્રશ્ન:**—વિષયવાસના અને સામાન્યતઃ જેને આનુવંશિક ( વંશપરંપરાનો ) રોગ એમ

કહીએ છીએ એનો કાર્ય કારણ ભાવ સંબંધથી જે ખુલાસો કર્યો તે સહજ સમજાઈ શકાય છે; પરંતુ કેટલાક રોગોમાં તે રોગ આપણીજ ઇચ્છાનું પરિણામ છે એમ કહી શકાય તેવું નથી. ઉદાહરણ તરીકે આપણે ક્ષયરોગ લઇએ. આપણી વાસનાથી આ રોગ આપણને લાગે છે એવું આપણે કદી કહી શકીશું નહિ.

**ઉત્તર:**—શુદ્ધવાસના અને અશુદ્ધવાસના, ઉચ્ચવાસના અને નીચવાસના, અથવા પુણ્ય અને પાપ એ પ્રશ્નોનો સર્વ બાજુથી સ્પષ્ટ ખુલાસો થવો શક્ય નથી; કારણ કે વ્યવહારમાં સારૂં કે ખરાબ, પાપ અને પુણ્ય, ઉચ્ચ અને નીચ, એવા જે ભેદ આપણે કહીએ છીએ, તે ભેદ વેદાન્તદૃષ્ટિએ જરાએ વાસ્તવિક નથી. સારૂં કે નઠારૂં, એની વ્યાખ્યા કે મર્યાદા વેદાન્ત-દૃષ્ટિએ લૌકિકદૃષ્ટિ કરતાં તદ્દન ભિન્ન છે. ઉદાહરણ તરીકે જુઓ કે વ્યભિચાર એ સામાન્યતઃ મહત્પાપ મનાય છે, પરંતુ એ વિષયમાં વેદાન્તની દૃષ્ટિ તદ્દન જૂદીજ છે. વેદાન્ત એનાથી એક પાયરી આગળ જાય છે, અને કાર્યની સાથે કારણનો પણ વિચાર કરે છે. પુષ્કળ અજીર્ણ થાય એવાં જડ અન્ન ખાવાં, શરીરમાં મળ ઉત્પન્ન કરનારા-તમોગુણ વધારનારા પદાર્થોનું સેવન કરવું, એજ વેદાન્તદૃષ્ટિએ પાપનું મૂળ છે. ખાવા પીવાની બાબતમાં દુર્લક્ષ રાખીએ, ભક્ષ્યાભક્ષ્યનો વિધિનિષેધ ન રાખીએ, તો તેમાંથી અનેક પાપ ઉત્પન્ન થાય છે. અજીર્ણને લીધે આપણો મિજાજ ઠેકાણે રહેતો નથી, અને પછી સર્વ પ્રકારનાં પાતક કરવા આપણે તૈયાર થઇ જઇએ છીએ; તમારા અત્યાનંદ સુખની પ્રાપ્તિમાં વિરોધ કરનારી પ્રત્યેક વાત એ આ પાપ છે એમ વેદાન્ત પ્રતિપાદન કરે છે, અને ખાવા પીવાના વિષયમાં અનિયમ એ પણ તમારાં અનેક પાપના કારણભૂત છે. ઇતર ધર્મ પ્રવર્તક આ મુદ્દાપર એટલું જોર નથી આપતા, એટલા જોરથી તેઓ આ વાતને લોકો પાસે નથી મૂકતા, પરંતુ 'રામ' આ તમને શંખ બજાવીને કહે છે. 'રામ' આ માત્ર પોતાના અનુભવપરથીજ નહિ પણ પોતાના અંગત મિત્રોના અનુભવપરથી પણ કહે છે. આપણું ઉદર ઠીક હોય, અન્નથી ઠસોઠસ ભરેલું ન હોય, આપણી પ્રકૃતિ ઠીક હોય, ત્યારેજ મિજાજ ઠીક રહે છે, આપણા મનોવિકાર કાબૂમાં રહે છે, અને આપણી વાસનાઓ આપણને દાબી દેતી નથી.

ધારો કે એક મનુષ્ય અત્યંત પવિત્ર છે, એનાં આચરણ આદર્શભૂત છે. હજારો મોહને જીતીને અને દુષ્ટ વાસનાને તાબે કરીને આજ સુધી તેણે પોતાનું આયુષ્ય અત્યંત પવિત્રતાથી ચલાવ્યું છે. એનું ચારિત્ર્ય અત્યંત નિર્દોષ, શુદ્ધ અને નિષ્કલંક છે. તેના આજ પર્યંતના વર્તનક્રમપરથી એના સંબંધમાં લોક એવાજ ઉદ્ગાર કાઢશે કે "અહાહા ! આ કેવળ સાધુ પુરુષ છે." પરંતુ આજે આપણે જે માણસને દેવ ઠરાવીએ છીએ, તેજ આવતી કાલે અત્યંત નિંદ્ય મનોવિકારનો ભોગ થઇ પડે અને એના હાથથી અત્યંત નિંદ્ય અને તિરસ્કરણીય કૃત્ય થાય એ સંભવિત છે. ઇતિહાસમાંથી આવાં અનેક ઉદાહરણો આપણને મળે છે. તેથી 'રામ' કહે છે કે કોઇના સંબંધમાં એકદમ હમેશ માટેનો સિદ્ધાન્ત બાંધી ન બેસશો. આજ જેને પાપી અને ચાંડાલ કહીએ છીએ તેજ કાલે પૂજ્ય અને વંદનીય સત્પુરૂષ બની જાય એવું પણ બને છે.

પ્રખ્યાત અંગ્રેજી નવલકથાકાર ચાર્લ્સ ડિકન્સની "બે શહેરોની વાર્તા" એ નામની એક નવલકથા છે. એ નવલકથામાં "સિડનેકાર્ટન" એ નામનું પાત્ર બહુ દુર્વ્યસની ચિત્રયું છે; તેના હાથથી કોઇ સત્કૃત્ય થાય એ શક્ય લાગે તેવુંજ નથી; પરંતુ તેના આયુષ્યનો છેવટનો

પ્રસંગ એટલો અસરકારક, ઉદાત્ત અને ગંભીર વર્ણવ્યો છે કે તે એકજ પ્રસંગે એનાં પહેલાંનાં સર્વ પાપને ધોઇ નાખ્યાં છે અને એના આગલા સર્વ અવગુણ વાચક ભૂલી જાય છે.

રશિયન ગ્રંથકાર ટોલ્સ્ટોયે એક વાર્ત્તામાં એક સ્ત્રીના સ્વભાવનું ચિત્ર આલેખ્યું છે. શરૂઆતમાં તે વિષયલોલુપ અને પાપપ્રવૃત્ત જણાય છે, પરંતુ એનો અંતકાળ એટલો તો હૃદયદ્રાવક જણાવ્યો છે કે તેના સંબંધમાં આખરે વાચકનો મત બદલાઈ જાય છે, અને તેની કીંમત સૂઝી આવે છે.

બાયરન કવિના વૃત્તાંતની તમને ખબર હશે. એણે ઉમરાવની સભામાં જ્યારે પહેલું ભાષણ આપ્યું ત્યારે એ સાંભળીને ઈંગ્લાંડના લોકો છક થઇ ગયા હતા. એ ભાષણ સંબંધે લખતાં તે સમયનાં પત્રોએ એવો અભિપ્રાય આપ્યો હતો કે જેવી રીતે કોઇ મનુષ્ય નિદ્રામાંથી જાગીને જુએ અને પોતાને અત્યંત કીર્તિમાન બનેલો દેખે તેના જેવુંજ આ પણ છે. પણ એજ બાયરનનું પાછળથી શું થયું ? તેનું વર્ત્તન લોકોને અતિ તિરસ્કારભર્યું લાગવા માંડયું, એની સર્વત્ર એટલી ચર્ચા થવા લાગી કે રસ્તામાં ચાલતાં પણ તેને ચોરી છુપાઇને ચાલવું પડતું હતું, એને જોતાંજ લોકોનાં ભવાં ચડી જતાં હતાં; પરંતુ એના આયુષ્યનાં છેવટનાં થોડાં વર્ષ વળી એવી તો સારી રીતે વ્યતીત થયાં હતાં કે ઈંગ્લિશ લોકો આખરે તેનાપર પ્રેમ કરવા લાગ્યા હતા અને એના પહેલાંના ગ્રહ બદલાઇ ગયા હતા. સર્વ આયુષ્ય વ્યસનમાં જવું અને આખરનું થોડું સત્કૃત્યમાં જાય એવો યોગ સર્વને પ્રાપ્ત થતો નથી.

સારાંશ એ કે મનુષ્યના આજના કૃત્યપરથી તે કાલે કેવો થશે એ સંબંધે અનુમાન ન બાંધશો. જે જે લોકો સાથે તમારે સંબંધ હોય તે લોકોમાં પોતાની ઉન્નતિ કરવાનું અપરીમિત સામર્થ્ય છે, એ વાત લક્ષમાં રાખજો. મનુષ્યની આધ્યાત્મિક શક્તિપર–અવ્યક્ત સામર્થ્યપર વિશ્વાસ રાખો. મનુષ્ય એ ઈશ્વર છે, એ વિસરી ન જાઓ. અમુક માણસ સારો, અમુક ખરાબ, એવા અભિપ્રાય આપવાનું છોડી દો. કોઈના સંબંધમાં અમુક ગ્રહનેજ કાયમનો ન કરી રાખો. લોકના દોષ જોવાની પદ્ધતિ છોડી દો. 'રામ' તમને આ બાબત આગ્રહપૂર્વક જણાવે છે. કલ્પના કરો કે એક પાપી મનુષ્ય તમારા સંબંધમાં આવેલ છે; તો એના વિષયમાં મનમાં તિરસ્કાર ન લાવો. એ તત્ત્વતઃ પરમેશ્વર છે, એ સર્વ શક્તિમાન છે, આધ્યાત્મિક ઉન્નતિ કરવાનું અગાધ સામર્થ્ય અવ્યક્તરૂપે તેના અંગમાં રહેલું છે, એવી દૃષ્ટિથી એને જુઓ. આજ જેને આપણે પાપી-ગુન્હેગાર સમજીએ છીએ એજ કદાચિત આવતી કાલે સમશેર બહાદૂર થઈ જશે; અથવા તો સર્વ જગતને પોતાની પવિત્રતાથી પુનીત કરનાર સત્પુરુષ થઈ જશે. મનુષ્યનું ચરિત્ર ચલણી સિક્કાની પેઠે કાયમના મૂલ્યવાળું નથી. જીવની ગતિ ઉન્નતિપ્રતિ છે. ઉન્નતિ કરી લેવાનું અનંત સામર્થ્ય–ઉન્નતિની પૂર્ણ શક્યતા પ્રત્યેક જીવમાં છે, એ ભૂલી ન જશો. તમારી પાસે ગમે તે આવે, એ પ્રત્યેકને પ્રત્યક્ષ ઈશ્વર માનીને એનો સત્કાર કરો; તેમજ તેની સાથે આપણે પણ પરમેશ્વર છીએ એ ધ્યાનમાં રાખો. પોતાને પણ કદી તુચ્છ ન માનશો. આજ તમે કારાગૃહમાં હો તેથી તમે નિરૂત્સાહી ન થશો; આવતી કાલેજ તમે વૈભવસંપન્ન થાઓ તો તેમાં નવાઇ નથી.

જુના કરાર (Old Testament) માં સેમ્સનનું વર્ણન છે. આ સેમ્સને પોતાના આચરણથી સર્વ યાહુદી રાષ્ટ્રપર કલંક આણ્યું હતું; પરંતુ એજ સેમ્સને પોતાના પાછળના

આયુષ્યક્રમમાં ક્ષણે ક્ષણે પોતાના દેશને લાગેલ કલંકને ધોઈ નાખ્યું હતું-પોતાના પાપનું તે પરિમાર્જન કરી શકયો હતો. એટલા માટે વેદાન્ત પ્રતિપાદન કરે છે કે પોતાનું આધ્યાત્મિક ઐશ્વર્ય, પોતાનું ઈશ્વરત્વ, પોતાનું આત્મત્વ અનુભવો. એનાપર નિદાન વિશ્વાસ રાખો, અને લોકના અભિપ્રાયપર ભરોંસો ન રાખો. લોકના અભિપ્રાય આપણને બદલી શકતાં આવડે છે, એ અભિપ્રાયને પગતળે કચરી નાખીને આપણને શ્રેષ્ઠ સ્થિતિએ જઇ પહોંચતાં આવડે છે. આધ્યાત્મિક ઐશ્વર્ય પ્રાપ્ત કરીને બેસી ગયા એટલે સર્વ આવડી ગયું-પરિપૂર્ણતાનો સમાવેશ થયો. એ આધ્યાત્મિક ઐશ્વર્ય પ્રત્યેકને પ્રાપ્ત થઈ શકે તેવું છે. માટે કોઇનાપર ટીકા ન કરશો; કોઇની પણ નિન્દા ન કરશો.

વેદાન્તધર્મ વિના અન્ય ધર્મમાં નીતિની કે પાપ પુણ્યની યથાર્થ સાચી કલ્પનાજ નથી. સર્વ પાપનું મૂળ શું, દુષ્ટ વાસનાનો ઉદ્ભવ કયાં છે, એનું સમાધાન બીજે નથીજ મળતું. જે મનુષ્ય આજ સંયમી તરીકે વખણાય છે તેજ કાલે ખૂની અને ઘાતકી બની જાય છે. આવું કેમ થાય છે એનું ઇતર ધર્મો યથાસ્થિત નિરાકરણ નથી કરી શકતા. કર્મતત્ત્વની દ્રષ્ટિથી વેદાન્ત આ વિકટ પ્રશ્નની ઉપપત્તિ લાવી શકે છે. વળી કર્મતત્ત્વને જરા બાજુપર રાખીએ અને કેવળ શરીરદ્રષ્ટિથી આ વિરોધનો વિચાર કરીએ તોપણ 'એમ માલૂમ પડે છે કે જે સમયે આપણી પ્રકૃતિ નિરોગી હોય છે, જ્યારે આપણા શરીરમાં પાચનની ક્રિયા યોગ્ય રીતે ચાલતી હોય છે, ત્યારે આપણું આચરણ યોગ્ય હોય છે, અને મોહાદિ વિકારોને આપણે દાબી શકીએ છીએ; પરંતુ આપણું શારીરિક સ્વાસ્થ્ય બગડયું, શરીરમાં અન્નપચનની ક્રિયા બગડી જઇ અગ્નિમાંદ્ય થયું, એટલે પછી હરકોઇ વાતમાં આપણને ઉપાધિજ લાગવાની. આપણું માથું ઠેકાણે રહેતું નથી, નાની જેવી બાબતમાં પણ આપણું ચિત્ત ક્ષુબ્ધ-અશાંત થઇ જાય છે. શારીરિક સ્વાસ્થ્ય બગડયું એટલે મનઃશાન્તિનો અંતજ આવ્યો એ અનુભવ છે; અને એ સિદ્ધાંન્ત છે. ઇતર ધર્મ પ્રવર્તકોને આ ખાવા પીવાનો વિષય મહત્ત્વનો નથી લાગતો એ આશ્ચર્ય છે. આપણે કેવા પ્રકારના અન્નનું સેવન કરીએ છીએ તે પ્રતિ લક્ષ રાખવું, ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરવો, એટલે રોગ શમી જશે. ગળા સૂધી પેટ ભરવું, અભક્ષ્ય અન્નનું સેવન કરવું, એ બધું પાપનું મૂળ છે. ભક્ષ્યાભક્ષ્યની બાબતમાં જે પાપ કરે છે; જેને અજીર્ણ થાય છે; તે વેદાન્તદ્રષ્ટિએ ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે *પંચ મહાપાતકનો ભોગી થાય છે. આ જીવ્હાલૌલ્ય-ખાવા પીવાની વાસના જ્યાં તૃપ્ત કરવામાં આવે છે એવી પરિસ્થિતિમાં, એવીજ યોનિમાં, એવાંજ માતા પિતાને પેટે આપણો જન્મ થાય છે. તે વાસના તૃપ્ત કરવામાં આપણને જે યાતના તથા દુઃખો ભોગવવાં પડે છે તે દુઃખોજ આપણને સન્માર્ગપ્રતિ-ઈશ્વરપ્રાપ્તિનાં માર્ગપ્રતિ લઇ જાય છે.

**પ્રશ્નઃ**—સમજો કે એક કુટુંબમાં છ બાળકો છે. એ છ બાળકોમાં એક ભગવદ્ભક્ત થાય છે; બીજો હરામખોર બને છે; એક અશક્તશરીરનો તો બીજો નિરોગી અલમસ્ત મજબૂત બાંધાનો હોય છે. એમ થવાનું કારણ શું ? એકજ માતાપિતાના પેટે જન્મ લેનારાં ભાઈ-ભાંડુઓમાં આવો પ્રકૃતિ ભેદ શા માટે ઉપજે છે ?

**ઉત્તરઃ**-રૂચી અરૂચીમાં પણ અનેક ભેદ હોય છે, છતાં એક વાતમાં તો સર્વનો અભેદ-એકભાવ હોય છે. માતાપિતાપ્રતિનો પ્રેમ, પિતૃભક્તિ, એ ધર્મ સર્વનો સાધારણ છે. કલ્પના

---

*** ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वंगनागमः । महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैःसह ॥**

કરો કે એક માણુસ છાપખાનામાં નોકર છે; બીજો એક તેલના કારખાનામાં કામ કરે છે; ત્રીજો કોઇ મીલમાં મજુરી કરે છે; અને ચોથો લુહારની દુકાનમાં કામ કરે છે. હવે એવું સમજો કે જૂદા જૂદા ધંધા કરનારા આ સર્વ માણુસો પોતાને માટે જોઈતાં કપડાં એકજ દુકાનેથી ખરીદે છે; તેઓનો વ્યવસાય ભિન્ન ભિન્ન છે છતાં પણ એકજ ઠેકાણેથી કપડાં ખરીદવાની ઈચ્છા, એ દુકાનદાર તરફની લાગણી, એ વાત તો સર્વના ચિત્તમાં સામાન્યજ છે; એ વિષયમાં તેઓ સર્વનું પરસ્પર ઐકયજ છે. કોઈ બાબતમાં ભેદ હોય એટલે અન્ય બાબતમાં ઐકય ન હોય એવું નથી હોતું. પિતૃભક્તિ એ સર્વનો સામાન્ય ધર્મ છે. એ સર્વ ભાઇઓએ પોતાનાં માતા પિતાના સંબંધમાં, પોતાના ઘરના સંબંધમાં, ઘરમાંની દોલતના સંબંધમાં અને ઘરનાં લોકોના સંબંધમાં પ્રેમ રાખ્યો હતો. આવી અનેક બાબતમાં–એ ઘરમાં જન્મ લેવાની વાસનાના વિષયમાં તેઓનો એકમત હતો અને એ પ્રમાણે તે બધાંએ એ કુટુંબમાં જન્મ લીધો; પરંતુ તેઓની અન્ય વાસનાઓ એકજ હતી એવું નથી. એ અન્ય વાસનાઓને લીધેજ રૂચીઅરૂચીનો ભેદ દેખાય છે. એમાંજ પ્રકૃતિવૈચિત્ર્ય જણાય છે. પોતપોતાની વિશિષ્ટ વાસના તૃપ્ત કરવા માટે જીવો એકજ કુટુંબમાં બ્હેન–ભાઇ થઇને જન્મ લે છે, અને તે વાસના તૃપ્ત થઈ એટલે ધર્મશાળામાં આવી મળેલાં પ્રવાસીની પેઠે પાછાં આગળ વધવા માંડે છે.

**પ્રશ્ન**:—કેટલીકવાર મનુષ્યોના પ્રાણ ન ગયા હોય તે પહેલાંજ તેમને દફન કરવામાં આવે છે, એ જો તેઓના કર્મનું ફળ હોય તોપણ અન્યને એનો જીવ લેવાનું કારણ નથી, અને તે જોતાં મનુષ્ય તદ્દન મરી જાય ત્યારેજ તેને દાટવાની રાહ ન જોનારા લોકોની ખબર લેવી જોઇએ. વેદાન્ત આ વિષયમાં શું કહે છે?

**ઉત્તર**:—કર્મતત્ત્વ કર્તૃત્વપૂર્ણ આયુષ્યક્રમનો ઉપદેશ કરે છે. ઉત્સાહ અને ઉદ્યોગશીલતાના–ઉત્સાહના અને કર્ત્તવ્યપરાયણતાના જીવનક્રમનોજ તે પુરસ્કાર કરે છે. એદીપણું, આલસ્ય, કિંવા દૈવવાદ–દૈવપર ભરોંસો રાખીને બેસવું; એવો બાયલાપણાનો ઉપદેશ વેદાન્ત કરતુંજ નથી. કર્મ એ શબ્દનો અર્થજ ક્રિયા, ઉદ્યોગ, ઉત્સાહ, સામર્થ્ય, એવો છે. મનુષ્ય પોતાની પરિસ્થિતિનો ગુલામ નહોતાં માલિક છે; પોતાની પરિસ્થિતિનો નિર્ણય કરનાર એ પોતેજ છે. 'રામે' તે પોતાના "પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ" એ વ્યાખ્યાનમાં સિદ્ધ કર્યું છે. માટે પ્રાણ જતા પહેલાં મનુષ્યને દાટી દેવામાં આવે તે સામે બીજાઓએ બચાવ કરવાનો પ્રયાસ કરવોજ જોઇએ. આ બાબતમાંજ નહિ પણ સર્વ બાબતમાં મનુષ્યે પોતાનું કર્ત્તવ્ય કરવું જોઇએ એ વાત કર્મતત્ત્વમાંથી સિદ્ધ થાય છે.

જ્ઞાનપ્રાપ્તિના વિષયમાં અહીં થોડું વિવેચન કરવાનો 'રામ'નો વિચાર છે. જેવી રીતે વાચનના અનેક પ્રકાર છે તેવીજ રીતે જ્ઞાન પ્રાપ્તિના–અધ્યયનના પણ અનેક પ્રકાર છે; પુષ્કળ માર્ગ છે. કેટલાએક કેવળ જીભથી ગોખણપટ્ટી કરીને જ્ઞાન સંપાદન કરે છે, અને એનું દૃષ્ટાંત પોપટ છે. કેટલાએક હાથથી અભ્યાસ કરે છે, અને હસ્તદ્વારા જ્ઞાન મેળવે છે. જેમકે ચિત્રકાર, રથકાર, લુહાર કે સુતાર. આ સર્વ કારીગર શાસ્રજ્ઞ હોય છે એવું નથી. શાસ્રીય જ્ઞાનમાં પણ ઘણાકો હુશીયાર હોઇ શકે છે; પરંતુ હસ્ત કૌશલ્યમાં–વ્યાવહારિક ભાગમાં નિપુણ હોઇને શાસ્રીય જ્ઞાનમાં અનભિજ્ઞ હોય એવા કારીગર પણ આપણે જોઇએ છીએ. ઘણા લોકો તરવામાં બહુ કુશળ હોય છે, નદીનો ગમે તેટલો પટ હોય તોપણ તેઓ આ પારથી પેલે પાર પહોંચી જાય છે; છતાં એ લોકોને જલસ્થિતિશાસ્ર (Hydrostatics) ની–પાણી-

પર તેઓ કેવી રીતે તરી શકે છે એની શાસ્ત્રીય માહિતી નથી હોતી. તેવીજ રીતે ઘણા લોકો હવામાં વિમાન ચલાવી શકે છે, પરંતુ તેને વાયુસ્થિતિશાસ્ત્રનું જરાએ જ્ઞાન હોતું નથી. અનેક લોકો ઔષધિ તૈયાર કરીને વેચે છે, પરંતુ રસાયનશાસ્ત્રની એમનામાં ગંધ પણ હોતી નથી. આવા લોકોને શાસ્ત્રીય જ્ઞાન નથી હોતું છતાં તેઓનો પણ ઉપયોગ છે. હાથદ્વારા જ્ઞાન સંપાદન કરનારા, કળાકૌશલ્યમાં નિપુણ લોક પણ સમાજને જોઇએ છીએજ. વળી જે લોકો અંતઃકરણવડે અભ્યાસ કરીને જ્ઞાન સંપાદન કરે છે તેઓ પણ ધન્ય પુરુષ છે. તેઓને દિવ્યદ્રષ્ટિ પ્રાપ્ત થઈ હોય છે. એમના અંતરમાં સર્વ ચરાચરનું જ્ઞાન સંકલિત થાય છે. પરન્તુ જો માત્ર અંતઃકરણના દ્વારથીજ એ જ્ઞાન સંપાદન કર્યું હશે તો એમના જ્ઞાનનો સમાજથી વિશેષ ઉપયોગ થઈ શકવાનો નથી. અંતઃકરણમાં ઉત્કટ ભાવના પણ હોવી જોઇએ. આત્મજ્ઞાન સાથે પ્રબોધ શક્તિનો સમાગમ ન હોય તો એ જ્ઞાન સમાજના તાદૃશ ઉપયોગમાં આવી શકતું નથી. **જેમણે હાથ, મસ્તિષ્ક અને અંતઃકરણ એ ત્રણે દ્વારવડે જ્ઞાન સંપાદન કર્યું હશે એમનામાંજ ક્રિયાત્મક, બૌદ્ધિક અને આધ્યાત્મિક એવાં ત્રણ પ્રકારના જ્ઞાનનો ત્રિવેણી સંગમ થાય છે. એજ સાચા ભણેલા છે; તેજ ઉચ્ચ શિક્ષણ મેળવેલા છે; અને આવા લોકોનોજ જગતને અત્યંત ઉપયોગ છે.**

હાથ, મસ્તિષ્ક, અંતઃકરણ, સારાંશ કે શરીરનાં પ્રત્યેક અવયવદ્વાર તમે વેદાન્તનો અભ્યાસ કરો. વેદાન્તના સિદ્ધાન્તને હાથવડે કાગળપર લખી રાખો; જીભવડે એનો ઉચ્ચાર કરો; મનવડે એનું મનન કરો; અંતઃકરણવડે એનો અનુભવ કરો; એમ 'રામ'નું આગ્રહપૂર્વક કહેવું છે. તમારી સર્વ રક્તવાહિનીઓમાં વેદાન્તના સિદ્ધાન્તનું એક સરખું અભિસરણ થવા દો. વેદાન્તના જ્ઞાનવડે તમારૂં અંતઃકરણ ભરાઈ જવા દો. વેદાન્તવિચારમાં તમારૂં મસ્તિષ્ક ગર્ક થઇ જવા દો. તમારા પંચપ્રાણ વેદાન્તતત્ત્વમાં લય થવા દો. તમારી બુદ્ધિમાં વેદાન્તરહસ્યનું તાદાત્મ્ય થવા દો. એવી સ્થિતિ થશે એટલે તમારી ઉન્નતિ થશે. પછી ગમે તે દૃષ્ટિએ વિચાર કરશો તોપણ તમે સર્વ વિષયમાં પરિપૂર્ણ-સ્વતંત્ર છો એમ લાગશે. તમારા વાસ્તવિક સ્વરૂપનું તમને યથાર્થ જ્ઞાન થશે. તમારૂં દિવ્યત્વ-તમારૂં ઈશ્વરત્વ તમારા અનુભવમાં આવશે. તાત્પર્ય કે સર્વ વિષયમાં તમે સ્વતંત્ર થશો.

કોઇ પણ મનુષ્યમાં તમને દોષ માલૂમ પડે, તે ઉપદેશ કરતો હોય તેવું એનું આચરણ ન હોય, એના બોલવામાં અને આચરણમાં તમને વિરોધ લાગતો હોય તો તેના આચરણ તરફ તમે લક્ષ ન આપશો, એમ 'રામ'નું કહેવું છે. ઉપદેશકની કહેલી વાતમાંજ લક્ષ રાખો, એ ઉપદેશનોજ મનમાં વિચાર કરો અને અંતઃકરણમાં અનુભવ લ્યો. એનો ઉપદેશ કાયા-વાચા-મનવડે કરીને આચરણમાં લાવવાનો પ્રયત્ન કરો. એમ કરશો એટલે તમારી દિવસે દિવસે અધિકાધિક ઉન્નતિ થતી જશે.

વેદાન્તના સિદ્ધાન્તનો પૂર્ણ વિચાર કરીને એને કૃત્યમાં ઉતારવાનો, એની સાથે તદ્રુપ થઇ જવાનો તમે પ્રયત્ન કરો; એવી 'રામ'ની ઈચ્છા છે. કલ્પના કરો કે આ દેહમાં હજારો દોષ છે; આ દેહમાં હજારો પ્રમાદ છે; પણ એ દોષ સાથે તમારે શું કામ છે? એ દોષને માટે તો 'રામ'જ જવાબદાર છે. 'રામ' તમને તો દિવ્યસિદ્ધાન્ત કહે છે. એ સિદ્ધાન્ત પ્રમાણે તમે તમારૂં આચરણ કરો, એટલે તમને પરમ સુખની પ્રાપ્તિ થશે. સર્વ સંદેહ અને સર્વ પ્રકારના વ્યામોહ, એનાથી તમે પાર પહોંચી જશો.

કલ્પના કરી કે 'રામ' બોલવા પ્રમાણે ચાલતો નથી; પણ તેમ હોવાનાં કાંઇ પણ કારણો હોવાનો સંભવ હોય છે. એના સંયોગોને લીધે બોલવા પ્રમાણે કૃતિ કરતાં એને નથી ફાવતું. પણ તેની સાથે તમારે શું કામ છે ? તમારી પરિસ્થિતિ અનુકુળ છે, એટલા માટે વેદાન્તના સિદ્ધાન્તનો તમારે પ્રયોગ કરી જોવો જોઇએ; એનો અનુભવ કરીને એને આચરણમાં લાવવો જોઇએ.

પ્રખ્યાત ભૌતિકશાસ્ત્રજ્ઞ કેલ્વિન અથવા તો તમારી અંદરનો પ્રસિદ્ધ વિદ્યુચ્છાસ્ત્રજ્ઞ એડિસન અને એના જેવા જ્ઞાનની અન્ય શાખામાં પ્રસિદ્ધિ પામેલા અન્ય વિદ્વાનો એ કેવળ મસ્તિષ્કથીજ કામ કરે છે. મોટાં મોટાં યંત્રના નકશા પ્રથમ તો તેઓના મગજમાં તૈયાર થાય છે. એમના મગજની કલ્પના હાથવડે કાગળપર લખીને પછી યંત્રોવડે એને મૂર્ત સ્વરૂપ આપે છે. તમારી પાસે હસ્તકૌશલ્ય છે, તમને યંત્ર વાપરતાં આવડે છે અને આપેલા નકશા પ્રમાણે નવીન યંત્રો તમે બનાવી શકો છો. નવીન શોધ કરવાની અત્યંત બુદ્ધિમત્તા કિંવા પ્રતિભા તમારી પાસે નથી–નવીન યાંત્રિક યોજના કરવાનું સામર્થ્ય તમારા મગજમાં નથી; પરંતુ તમારા હાથમાં તે છે, હસ્તકૌશલ્ય તમારામાં છે. એ હસ્તકૌશલ્યનો ઉપયોગ કરીને શાસ્ત્રજ્ઞોની નવી નવી શોધો અને કલ્પનાઓને મૂર્તસ્વરૂપ આપતાં તમને આવડે છે. માટે શોધક અને કારીગર, બન્નેએ પોતપોતાનું સામર્થ્ય જોઇને એ પ્રમાણે વર્તવામાંજ સમાજનું કલ્યાણ છે, પરંતુ એ ભિન્ન ભિન્ન વર્ગોમાં સંપ ન હોય તો સમાજમાં સુખ થતું નથી.

લોકો એમ કહે છે કે અમુક ઉપદેશક બોલવા પ્રમાણે સ્વતઃ આચરણ નથી રાખતો અને તેથી એના ઉપદેશની એક પણ વાત અમે માન્ય નહિ કરીએ. એની એ વિચારસરણી ભૂલ ભરેલી છે. ધારો કે એક મનુષ્ય પાસે દૂધ, મેવા, મિઠાઇ અને નવીન નવીન પદાર્થો વેચવા માટે રાખેલા છે; પરંતુ એ પોતે એમાંથી કોઈ પણ ચીજને અડકતોજ નથી. તે દૂધ પીતો નથી, મેવા મિઠાઇ ખાતો નથી, એટલે કે વેચવા રાખેલા પદાર્થોમાંથી તે એકનું પણ સેવન કરતો નથી. પરન્તુ એટલાજ માટે તમારે એ દુકાનમાંથી કોઇ પણ ચીજ ન ખરીદવી એ શું ડહાપણ ભરેલું છે ? આપણે બીજું એક ઉદાહરણ લઇએ. સમજો કે એક વૈદ્ય છે. હવે તે પોતે પોતા પાસેનું દરેક ઔષધ કાંઇ ખાતો નથી. પરંતુ તેથી શું તમારે તમારા પોતામાટે તેની પાસેથી ઔષધ ન લેવું ? શું સમજુનું એ લક્ષણ છે ? વેદાન્ત કહે છે કે આ પ્રકારની વિચારસરણી તો કેવળ મૂર્ખપણાની છે. તમને જે વિકાર થયો છે તે વિકારની ઓળખાણ અને ઔષધની વૈદ્યને ખબર હોય એટલે બસ છે.

હિંદુસ્તાનમાં તેમજ અમેરિકામાં લોકો સાથે સંભાષણ કરતાં 'રામે' એવું જોયું છે કે ગ્રંથકારનું નામ જોયા સિવાય ત્યાંના તેમજ અહીંના લોક કોઇ પણ ગ્રંથ વાંચવાનો પ્રારંભ કરતા નથી. ગ્રંથકાર કોણ છે તેમાં તેઓ પ્રથમ લક્ષ આપે છે. ઘણા તો એમજ કહે છે કે " અમુક માણસે આ ગ્રંથ લખ્યો છે, પણ એને હાથે અનેક નિંદ્ય કૃત્યો થયાં છે, માટે એવા ગ્રંથકારનાં પુસ્તકો વાંચવાની અમને કશી જરૂર નથી. " આના સંબંધમાં 'રામ' કહે છે કે " ભાઇઓ ! ખોટી સમજમાં ન ફસી જાઓ; ખોટું તર્કશાસ્ત્ર લડાવીને કાર્ય–કારણનો સંબંધ ન જોડો. કોઈ ગ્રંથકાર ખરાબ હોય, પણ એની સાથે તમારે શું સંબંધ છે ? તેના ગ્રંથમાં જે તત્ત્વો ભરેલાં છે એ તત્ત્વોમાં તમે લક્ષ પરોવો, એ તત્ત્વોનું પરીક્ષણ કરો અને એને કસોટીમાં મૂકો. ગ્રંથકારના આચરણપરથીજ માત્ર એના ગ્રંથની અંદરના સત્યસિદ્ધાન્તની કીંમત ન કરો. સત્યની દૃષ્ટિથીજ તેનું નિરીક્ષણ કરો. "

હિંદુસ્તાનમાં બળદની મદદથી પાણી ખેંચી કાઢવામાં આવે છે. કૂવામાં ઘડાની એક માળા ફરતી રાખેલી હોય છે, એ ઘડાઓમાંથી થાળામાં પાણી આવે છે અને ત્યાંથી પછી ધોરીઆમાં થઇને બાડીમાં કે બગીચામાં પાણી પહોંચાડવામાં આવે છે. આવી રીતે ઝાડને અને વેલીઓને પાણી પહોંચે છે અને જમીન ફળદ્રુપ થાય છે; પણ કાંઇ પાણીના થાળામાં કે કૂવામાં તે વનસ્પતિઓ હોતી નથી; અને તેથી કરીને આપણે એમ ન કહી શકીએ કે કૂવામાં તથા વનસ્પતિમાં તો માત્ર પાણીજ છે અને ત્યાં વનસ્પતિ નથી તેથી એ પાણીથી જમીનમાં પણ વનસ્પતિ નહિજ ઉગી શકે ! એ દલીલ તદ્દન નકામી ને મૂર્ખાઇ ભરેલીજ છે. એજ ન્યાય પ્રમાણે ' રામ ' તમને કહે છે કે જે પણ સમયે જ્ઞાન તમારી પાસે ચાલી આવે તે સમયે તેને ગ્રહણ કરો. પછી તે ગમે તેના દ્વારા મળી આવે. એ જ્ઞાન જો હિંદુસ્તાનમાંથી મળે તેમ હોય તો " હિંદુ લોકો આટલા બધા અધોગત કેમ છે ? એમની રાજકીય સ્થિતિ કેમ સારી નથી ? " એમ કહીને એ જ્ઞાનનો તમે અનાદર ન કરશો. વેદાન્તના જ્ઞાનની દિવ્યતાનો હિંદુસ્તાનની રાજકીય સ્થિતિ સાથે જરાએ સંબંધ નથી. એ બેનો સંયોગ ન કરશો. વેદાન્તની અંદરના સિદ્ધાંતોનો ફક્ત સત્યાન્વેષણ દૃષ્ટિએ વિચાર કરો. સત્યનું સત્યદૃષ્ટિથી સંશોધન કરવું એ એકજ પરમાનંદપ્રાપ્તિનો-ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ છે. એવી રીતે સત્યાન્વેષણ દૃષ્ટિથી તમે વેદાન્તના સિદ્ધાન્તનું નિરીક્ષણ કરવા માંડશે એટલે તમારી સર્વ ચિન્તાઓ દૂર થશે; શોક-મોહથી તમે અતીત થશો. વેદાન્તનું સત્યાન્વેષણ-બુદ્ધિથી અધ્યયન એ આત્મોન્નતિનો એકજ ઉપાય છે.

તેવીજ રીતે ખ્રિસ્તનું ચરિત્ર અત્યંત પવિત્ર અને ઉદાત્ત હતું, એટલાપરથીજ એના સર્વ સિદ્ધાન્ત સર્વાંશે સત્ય છે એમ અનુમાન ન કરશો. ખ્રિસ્તનું પાવિત્ર્ય અને એના ઉપદેશની સત્યતાનો સંબંધ ન જોડશો. કેટલીકવાર આપણે એમ જોઇએ છીએ કે કેટલાંએક યુવાન સ્ત્રી-પુરૂષો બહારથી બહુ ઉમદા દેખાવનાં હોય છે, પરન્તુ તેઓના અંતઃકરણમાંથી ઘણી વાર કાળકુટ વિષ બહાર પડે છે. એનાં કૃત્યોનો એ બાહ્યકૃતિ સાથે વિરોધ હોય છે. કોઈ મનુષ્યનો ઉપદેશ સારો હોય, એનો ગ્રંથ ઉદાત્ત વિચારોથી ભરેલો હોય, પરંતુ એ ઉપરથી એનું બધુંએ સારૂંજ હોય એમ કહી શકાય નહિ. વિચાર સૌંદર્યની સાથે શરીરસૌંદર્ય ન હોય એટલે કે મહાત્મા હોય છતાં વિરૂપ હોય એ સંભવિત છે. 'રામ'ને પુનઃ પુનઃ એજ કહેવાનું છે. બાયબલ વાંચતાં એમાંનો પ્રત્યેક વિચાર ખ્રિસ્તનોજ છે, એમ ન સમજશો. ખ્રિસ્ત પૂર્ણ છે, નિર્દોષ છે; એનો ઉપદેશ પણ પૂર્ણ અને નિર્દોષ છે; તથાપિ એકના ગુણધર્મને બીજાપર આરોપવાનો પ્રયત્ન ન કરો. ન્યૂટનના " મૂળતત્ત્વ " ( Principle ) નામના ગ્રંથમાં અનેક ભૂલ ભરેલાં વિધાન છે, એ હવે તો નાનો બાળક પણ સમજી શકે તેમ છે; પરંતુ એના કાળમાં એ ભૂલ બતાવવાની કોની હિમ્મત હતી ? એના સમયમાં એજ અગ્રગણ્ય પંડિત હતો; એટલે તે ઉપરથી એનાં સર્વ વિધાન આજ પણ માન આપવા લાયક છે એમ સમજવું વાજબી છે કે ? એના ગ્રંથમાં સત્યનો જેટલો અંશ આજે આપણને લાગતો હોય એટલાજ પ્રમાણમાં આપણે એ ગ્રંથની કીંમત આંકવી જોઇએ. સત્યના પ્રકાશવડેજ એ ગ્રંથનું વાસ્તવિક મહત્ત્વ ઓળખવું જોઇએ. 'રામ' કહે છે કે 'રામ'ના ગુણ દોષ સાથે તમારૂં કાંઇ પણ કર્તવ્ય નથી. તમને તે જે ઉપદેશ આપે છે તેને તત્ત્વદૃષ્ટિથી જોતાં શીખો. વેદાન્તજ્ઞાન એ તમારી ઉન્નતિ કરનારૂં છે-પારમાર્થિક ઉન્નતિ કરનારૂં છે. વેદાન્તના સિદ્ધાન્ત એ 'રામ'ના પોતાના સિદ્ધાન્ત નથી, તે જેમ 'રામ'ના છે તેવીજ રીતે તમારા છે, માટે એને ગ્રહણ કરજો.

અન્ય ધર્મની પેઠે અમુક આજ્ઞાને શિરસાવંદ્ય માનો, અમુક વચનનેજ પ્રમાણ સમજો,એમ વેદાન્તનો આગ્રહ નથી. બુદ્ધધર્મીઓએ બુદ્ધે કહેલી પ્રત્યેક વાત શિરસાવંદ્ય કરવી જોઇએ; મહંમદીઓએ મહંમદે કહેલી દરેક આજ્ઞાપર શ્રદ્ધા રાખવી જોઈએ; તેવીજ રીતે ઝોરાસ્ટરના અનુયાયીઓપર તેનાં વચનોને પ્રમાણ માનવાની ફરજ છે; પરંતુ વેદાન્ત એ અપૌરુષેય જ્ઞાન છે, તેથી આજ્ઞા પળાવવા માટે એની કશીએ હઠ નથી. વેદાન્ત એટલે સત્ય, અને સત્યનો દરેકે અનુભવ કરી લેવો જોઇએ. તેવીજ રીતે વેદાન્ત કોઈ પણ એક વ્યક્તિનું નથી. સૂર્યપ્રકાશ જેવી રીતે સર્વનો છે તે પ્રમાણે વેદાન્ત પણ સર્વનું છે. આપણને પ્રકાશ આપ્યો તે માટે જેવી રીતે આપણે સૂર્યનો આભાર માનવાની આવશ્યક્તા નથી,તેવી રીતે અમેરિકામાં જ્ઞાનનો પ્રકાશ પાડવા માટે વેદાન્તનો આભાર માનવાનું પણ કારણ નથી. વેદાન્ત રવિના બાળકિરણમાં વિહરવાનો જેવો 'રામ'ને અધિકાર છે તેવોજ તમને પણ છે; વેદાન્ત જેટલું 'રામ'નું છે તેટલુંજ તમારૂં છે. વેદાન્ત એટલે સત્ય, અને એ સત્યપર હિંદુસ્તાનમાંના લોકોનો જેટલો હક્ક છે તેટલોજ તમારો પણ છે. વેદાન્ત સર્વ જગતનું છે; અને સર્વનું કલ્યાણ કરનારૂં છે. **વેદાન્તના સિદ્ધાન્તને અનુભવની કસોટીમાં મૂકી જુઓ. અમુક માણસે કહ્યા છે માટેજ તેનો સ્વીકાર ન કરો.** તમને એ અનુકૂળ લાગે તોજ તેનો અંગીકાર કરજો; નહિ તો વેદાન્તને અમેરિકામાંથી એકદમ હાંકી કાઢજો. અન્ય ધર્મનો પ્રસાર જે રીતે કરવામાં આવે છે તે રીત પકડવાની વેદાન્તને ગરજ નથી. વેદાન્તનો પ્રચાર સ્વાર્થ માટે કરવામાં આવતો નથી. વેદાન્તનો પ્રચાર તલવારની ધારથી કરવાનો નથી. વળી વેદાન્ત હિંદુલોકોનુંજ નથી, પણ એ તમારૂં પણ છે; તેથી એને ગ્રહણ કરો અને એ પ્રમાણે આચરણ કરો. કોઈ માણસને પ્રાતઃકાળનું કોમળ સૂર્યકિરણ સેવવાની મરજી ન થાય તો તેથી કાંઇ તમે સૂર્યપ્રકાશમાં ન બેસો—એનો લાભ તમે ન લ્યો, એ સંભવિત છે ? વેદાન્તની સ્થિતિ પણ આવીજ છે. વેદાન્તના સિદ્ધાન્તને સ્વતઃ સમજી લ્યો; બુદ્ધિવડે એનું મનન કરો; અંતઃકરણમાં એનો અનુભવ કરો; અને તેને પોતાના આચરણમાં લાવો. "આ સિદ્ધાન્ત તો બુદ્ધનો કહેલો છે; આ સત્ય મહંમદે પ્રતિપાદન કર્યું છે; આ સિદ્ધાન્ત ઇસુનો છે; અને આ સિદ્ધાન્ત 'રામ'નો છે;" એવો વ્યક્તિવિષયક મોહ કે ભેદ કાઢી નાંખો. વ્યક્તિપરત્વેના અભિમાનની પાર પહોંચો. 'રામ'નું તમને એમ કહેવું છે કે દેહાભિમાન ગાળી નાખો; 'આ શરીર હું નથી' એનો અનુભવ કરો; પોતાના યથાર્થ સ્વરૂપને ઓળખો; એટલે હું અને તું એ ભેદજ નહિ રહે. પોતેજ ઈશ્વિરત્વનો અનુભવ કરો અને જન્મ-મરણની પરંપરામાંથી મુક્ત થાઓ. 'ખ્રિસ્તનો ખ્રિસ્ત તે હુંજ' 'સર્વ જગતને પ્રકાશિત કરનારૂં સત્તત્ત્વ તે હુંજ' એનો અનુભવ કરો. આથી તમે સર્વ દુઃખથી અતીત બનશો. વેદાન્તનો અભ્યાસકરીને સર્વ સંદેહ નિર્મૂળ કરી નાખો અને આત્માનુભવપર આરૂઢ થઈને સર્વ-ખ્રિસ્ત, મહંમદ વગેરે-વ્યક્તિની પાર પહોંચી જાઓ. વ્યક્તિ નાશવંત છે એ ધ્યાનમાં રાખજો. સદ્વસ્તુનો અનુભવ કરી લેશો એટલે તમે મુક્ત થશો.

**પ્રશ્નઃ**—મૃત મનુષ્યોને આધ્યાત્મિક ઉન્નતિમાં આપણે સાહાય્ય કરી શકીએ ખરા ?

**ઉત્તરઃ**—હા, કરી શકાય છે. મરી ગયેલાના ફોટોગ્રાફ આપણી પાસે રાખવા; એની મૂર્તિને મનમાં લાવવી; એના સંબંધના સારા સારા વિચાર મનમાં કરવા; તેઓ અતિ ઉત્તમ, યોગ્ય, પૂજ્ય અને પવિત્ર છે-પ્રત્યક્ષ ઈશ્વરજ છે, એવી ભાવના કરો; એવા વિચારમાં લીન થઇ જાઓ; એટલે મૃતની ઉન્નતિમાં તમે મદદ કરી શકશો; એટલુંજ નહિ પણ એથી તમારી પોતાની પણ ઉન્નતિ થશે.

**પ્રશ્ન:**—મરી ગયેલો આપ્તવર્ગ અમારા નિત્યના વ્યવહારમાં અમોને સહાય આપી શકે ખરો?

**ઉત્તર:**—'રામ'ના અભિપ્રાય પ્રમાણે તો આ પ્રશ્નજ વ્યર્થ છે. આ જગતમાં જીવંત આપ્તવર્ગ પણ આપણને સહાય કરી શકતો નથી તો પછી મૃતની તો વાતજ કેવી ? જીવંતને કે મૃતને મદદ કરવાવડે આપણે આપણનેજ મદદ કરીએ છીએ. વેદાન્ત પ્રતિપાદન કરે છે કે બહારના કોઇ પણ સ્થળેથી આપણને મદદ મળવાની નથી. બહારની મદદની અપેક્ષા ન કરો. સર્વ સામર્થ્યનો ઉગમ તમારી અંદરજ છે-તમારા અંતઃકરણમાં છે, એ લક્ષમાં રાખજો. આત્મકેંદ્રમાં સ્થિર રહો અને બીજાઓની સહાયની યાચના ન કરો. **તમારા પોતાનામાં યોગ્યતા લાવો એટલે બીજાની મદદની અપેક્ષા રાખવાની તમને જરૂરજ નહિ રહે.** ઇચ્છેલા પદાર્થો આપોઆપજ તમારી પાસે આવવા માંડશે. તમારા પોતાનામાં **પાત્રતા આવી એટલે જરૂર જેટલી મદદ તમારી પાસે ખેંચાઈ આવશેજ.** આજે વિચારેલા પહેલા પ્રશ્નના ઉત્તરમાં અમેરિકન મનુષ્યનું જે દૃષ્ટાન્ત લીધું હતું એનો વિચાર કરશો એટલે આ પ્રશ્નનું વિવેચન તમારા લક્ષમાં ઠીક ઠીક આવી જશે. એ અમેરિકન ગૃહસ્થની સર્વ પરિસ્થિતિ હિંદુસ્તાનમય થઇ હતી; હિંદુસ્તાનના સાહિત્યનું એણે અધ્યયન કર્યું હતું. વેદાન્તવિદ્યામાં પારંગત થયેલા મહાત્માઓ સાથે એને પરિચય હતો, એમના વિચારની એના આયુષ્યક્રમપર અસર થઇ હતી. એના સર્વ વિચારો હિંદુસ્તાન સંબંધીજ થતા હતા. એવી સ્થિતિમાં એનું હિંદુસ્તાનમાં જન્મ લેવું, એની વાસનાનું એને હિંદુ બનાવવું, એ શું સ્વાભાવિક નથી લાગતું ? અર્થાત્ આ અમેરિકન પોતાના પ્રયત્નથીજ શું હિંદુ નથી થયો ? હિંદુ થવાની એને વાસના થઇ આવી, એ વાસના એના અંતઃકરણમાં દૃઢ થતી ગઇ, એટલે એ વાસના પરિપૂર્ણ થવા માટે બાહ્યપરિસ્થિતિ-બહારની મદદ પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે. સારાંશ એ છે કે આપણને બીજા કોઇ સાહાય્ય નથી કરતાં; આપણેજ આપણને સાહાય્ય કરીએ છીએ. વાસનારૂપે સ્વપ્રયત્નોજ આપણી પોતાની ઉન્નતિ કરી લે છે.

**પ્રશ્ન:**—મનુષ્યો પુનઃ કૂતરાં બિલાડાંના જન્મમાં જાય છે ?

**ઉત્તર:**—કૂતરાં બિલાડાં કે અન્ય નીચ યોનિમાં જન્મ લેવો એ એની પરિસ્થિતિપર આધાર રાખે છે. જે પરિસ્થિતિમાં તે હોય છે તે પરિસ્થિતિ અનુસાર-એ પરિસ્થિતિમાં એના મનમાં ઉત્પન્ન થનારી વાસના અને ક્રિયમાણાનુસાર એને પછીનો જન્મ પ્રાપ્ત થાય છે. વર્તમાન પરિસ્થિતિ પ્રમાણે એ ભવિષ્યમાં ઉચ્ચ કિંવા નીચ કોટિમાં જન્મ લેશે.

એક દૃષ્ટાન્તથી એ વાત તમારા લક્ષમાં ઠીક ઉતરશે. હિંદુસ્તાનમાં એકવાર બે માણસો એક સાધુ પાસે ગયા. આ બન્નેમાં એકનો સ્વભાવ બિલાડા જેવો હતો અને બીજાનો કૂતરા જેવો હતો. અથવા એમ કલ્પના કરો કે એક બિલાડો અને એક કૂતરો એમ બન્ને એ સત્પુરૂષ પાસે ગયા. કૂતરાએ એ મહાત્માને એવો પ્રશ્ન પૂછયોઃ " મહારાજ, જુઓ આ બિલાડો; એ બહુ ખરાબ છે. અત્યંત લબાડી અને દુષ્ટ છે. આગળના જન્મમાં તે શું થશે ? " તરતજ તે બિલાડાએ એ મહાત્માને પ્રશ્ન કર્યો:-" દયાનિધિ ! આ કૂતરા ભણી તો જુઓ; એ અત્યંત દુષ્ટ છે, ગમે તેની ભણી ભસ્યાજ કરે છે; એને આગળ કેવો જન્મ પ્રાપ્ત થશે ? " એ મહાપુરુષે બેમાંથી કોઇના પ્રશ્નનો ઉત્તરજ આપ્યો નહિ. પણ તેઓએ તો એનો એજ પ્રશ્ન ફરી ફરી પૂછીને એ સાધુને થકવી નાખ્યા, ત્યારે સાધુએ કહ્યું: " ભાઇઓ ! એવા પ્રશ્નનો વિચારજ ન કરવો એ ઠીક છે; એ તમારા દુઃખનું કારણ થઇ

પડશે. સાધુએ આવી રીતે તેઓને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; છતાં તેઓએ તો પોતાની હઠ નજ છોડી. તેઓ તો "અમારા પ્રશ્નના ઉત્તર આપો" એવોજ આગ્રહ કરવા લાગ્યા. ત્યારે કુતરાને ઉદ્દેશીને સાધુએ કહ્યું: "ભાઇ, આ બિલાડો તારા સહવાસમાંજ છે, એ તારા ગુણ દોષ ગ્રહણ કરતો રહીને કુતરો બનતો જાય છે. એવી સ્થિતિમાં તે ભવિષ્યમાં કુતરાનો જન્મ લે એ ખુલ્લુંજ છે." પછી બિલાડા ભણી ફરીને મહાત્માએ કહ્યું: "ભાઇ, આ કુતરો હમેશાં તારી સાથે રહે છે અને તારા ગુણ દોષની એનાપર અસર થાય છે; તેથી એ બિલાડાના વિના બીજો કયો અવતાર લે વારૂ ?" માણસોએ કુતરાનો કે બિલાડાનો અવતાર લેવો એ એમના પોતાનાજ હાથમાં છે. તેઓ કુતરાં બિલાડાં પાળે, એના સહવાસમાંજ બધો સમય ગુમાવે, એને જ ન્હવરાવે ધોવરાવે અને રમાડયા કરે તો પછી તે કુતરાં બિલાડાંનો જન્મ પામે એ ખુલ્લુંજ છે. આ સંબંધમાં અત્યારે વિશેષ વિવેચન કરવાની આવશ્યક્તા નથી.

**પ્રશ્ન**:—મનુષ્યને મૃત્યુ પછી ફરી જન્મ લેવામાં કેટલો સમય લાગે છે ?

**ઉત્તર**:—સમજો કે એક મનુષ્ય આખો દિવસ જુદાં જુદાં કામકાજ કરે છે. દિવસનાં સર્વ-કામ આટોપીને રાત્રે તે સૂઈ જાય છે; અને ફરી સવારે ઉઠીને પોતાનાં બધાં કામકાજ કરવા લાગે છે. આ દૃષ્ટાંતમાં મનુષ્યનો સૂઇ જવાનો સમય એજ મૃત્યુ છે; અને તેનો સવારે જાગૃત થવાનો સમય એ પુનર્જન્મનો સમય છે. સૂઇ જવું એ મરણના જેવું હોઇ, પુનઃ જાગી ઉઠવું એ પુનર્જન્મ જેવું છે. હવે મનુષ્ય સૂઈ ગયો તે ક્ષણથી જાગ્રત થાય તે ક્ષણ સુધીમાં જેટલો સમય જાય છે તેટલોજ સમય મૃત્યુ અને પુનર્જન્મની વચમાં જાય છે. મૃત્યુ અને પુનર્જન્મ એ સુષુપ્તિ અને જાગૃતિના જેવાં છે; અને એ દરમ્યાનનો સમય સ્વર્ગ લોકાદિ સુખ અથવા નરકયાતના ભોગવવામાં જાય છે. એ તો તમે બધાએ જોયું હશે કે કોઇ કોઇને ચારપાંચ કલાકજ ઉંઘ આવે છે, તો કેટલાએકને પૂરા આઠ કલાક આવે છે; નાનાં બાળકો પંદર પંદર કલાક સુધી સૂઈ રહે છે, તો ઘરડાં માણસોને થોડી નિદ્રાજ પૂરતી થઈ પડે છે, અને તરૂણ માણસને સાધારણ ઉંઘ આવે છે. તાત્પર્ય એ કે વય પ્રમાણે કિંવા પ્રકૃતિ પ્રમાણે જેવી રીતે માણસોમાં નિદ્રાના કલાકોનું પ્રમાણ ઓછું વધારે છે તેવીજ રીતે મૃત્યુરૂપી દીર્ઘનિદ્રા અને પુનર્જન્મરૂપી જાગૃતિ એની વચ્ચેના સમયનું પ્રમાણ પણ જીવની આધ્યાત્મિક પ્રગતિ પ્રમાણે થોડું કે વધારે હોય છે. વૃદ્ધના નિદ્રાના કલાક જેમ થોડા હોય છે તેવીજ રીતે જ્ઞાનવૃદ્ધના-અધ્યાત્મદૃષ્ટિએ ઉન્નતદશાએ પહોંચી ગયેલાના દીર્ઘનિ-દ્રાવસ્થાના કલાક પણ થોડા હોય છે. મૃત્યુ પછી તે બહુ સત્વર નવો દેહ ધારણ કરે છે. જેવી રીતે તમને આ લોકના જીવનના કાલની ખબર નથી, કોઇ તરૂણાવસ્થામાં મૃત્યુમુખ જઇ પડે છે તો કેટલાએક સો સો વર્ષનું પણ આયુષ્ય ભોગવે છે; તેમ એમાં પણ એવુંજ છે. સૌ સૌના અધિકાર પ્રમાણે સૌને નવો જન્મ જલદી કે મોડેથી પ્રાપ્ત થાય છે. વચ્ચેના કાલની મર્યાદા નિશ્ચિત થઈ શકતી નથી.

**પ્રશ્ન**:—વેદાન્ત તત્ત્વજ્ઞાનનો અનુભવ કરવા માટે એકાન્તવાસ કરવો-અરણ્યમાં જઇને રહેવું આવશ્યક છે ? આ વીસમી સદીમાં, આ નવીન સંસ્કારવાળા જમાનામાં, અમારી આધુનિક પરિસ્થિતિમાં ઘેરને ઘેરજ અમને વેદાન્તના ગૂઢતત્ત્વોનો અનુભવ ન થઈ શકે ? આત્મનુભવમાટે હિમાલયમાંજ જઇને રહેવું જોઇએ એવું કોઇએ કહ્યું છે ?

**ઉત્તર**:—વેદાન્તનો અભ્યાસ કરવા માટે અરણ્યમાં જવાની જરૂર નથી. લોકો કહે છે કે "વેદાન્તનો અભ્યાસ કરવા અમને અમારા વ્યવસાયમાંથી અવકાશજ મળતો નથી અને જે

કાંઇ થોડો સમય મળે છે તે સ્નેહી સંબંધીને મળવા હળવામાં જાય છે." જો આમજ છે તો પછી તમે જે "હે પરમેશ્વર, મારા શત્રુઓથી મારૂં રક્ષણ કરો" એવી પ્રાર્થના કરો છો, તેને બદલે તમારે વાસ્તવિક રીતે "હે પ્રભુ, મને મારા મિત્રોથી બચાવ" એજ પ્રકારની પ્રાર્થના કરવી ઉચિત અને આવશ્યક છે. રોજનું કામકાજ કરીને મિત્રમંડળમાં ગપ્પાં ન મારતાં તેમજ અન્ય ક્ષુદ્ર વિષયમાં સમય ન ગુમાવતાં વેદાન્તનો અભ્યાસ કરો તો પછી જનસમુહમાં રહીને પણ આત્મનુભવ કરી શકો. સ્નેહીઓ અને સંબંધીઓ તમારો સમય લૂંટી જાય છે અને એમાંથીજ તમને ચિંતા તથા ઉપાધિ વળગે છે.

ૐ ૐ ૐ





# ૨૮–રામનો સંદેશ*

એકતા, એકતા, સર્વને એકતાની આવશ્યકતા પ્રતીત થાય છે; પરંતુ આ દેશની લાખો શક્તિઓ એક બીજાનું અહિત કરી રહી છે, અને એમાંથી કોઈ ફળ પ્રાપ્ત કરી શકે એવી શક્તિ ઉત્પન્ન નથી થતી! કરોડો મસ્તિષ્ક કામે લાગ્યાં છે, કરોડો હાથ કામ કરે છે, પરંતુ નથી માલૂમ પડતું કે એ બધાં કયાં વહ્યાં જાય છે! હજારો સંપ્રદાયો અને સમાજો પોતાની ઇચ્છાનુસાર આ રાષ્ટ્રનૌકાને ચલાવવાના પ્રયત્ન કરે છે, પણ નિયમાનુસાર કાર્યજ નથી થતું! મિત્રો! હલેસાંને જ્યાં હોય ત્યાંજ રહેવા દો; પોતાનું સ્થાન ન ત્યાગો; પોતાને સ્થળેથી જરા પણ ચ્યુત ન થાઓ; પરંતુ એકજ દિશામાં હંકારતા ચાલ્યા જાઓ. આવી એકતા–એટલે ભિન્નતા હોતાં પણ એકતા–સચવાઇ રહેવાથી પ્રગતિ થાય છે. આવી રીતે પોતપોતાના સ્થાન પરત્વે કાર્ય કરતા રહો અને મલ્હાર ગાતા રહો, પણ **આગળ વધો.** રાષ્ટ્રહિત તમારી પાસેથી એવું માગે છે. સમષ્ટિના હિતમાંજ વ્યષ્ટિનું હિત સમાયેલું છે.

આવી રીતે વકતૃત્વ કરવું તો બહુ સ્હેલું છે, પણ ભારતવર્ષમાં પ્રેમ અને એકતાનો આટલા બધા દીર્ઘ સમયથી અભાવ શા માટે છે? મુખ્ય કારણો આવાં છે.

(૧) વ્યાવહારિક જ્ઞાનનું દારિદ્રય.

(૨) મનુષ્ય સંખ્યાની અધિકતા.

આ બન્ને કારણોમાંથી આપણે વ્યાવહારિક જ્ઞાનની ઓછપનો પહેલાં વિચાર કરીએ.

મુસલમાન રાજ્ય થયું તે પહેલાં ખુરાસાનના અલ્બરૂની નામના એક મનુષ્યે આ સમગ્ર દેશની યાત્રા કરી હતી. તે તત્ત્વજ્ઞાની અને મહાન પંડિત હતો. તેણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો હતો. જે રીતે તથા જે દૃષ્ટિએ પ્લેટો અને એરિસ્ટોટલના ગ્રંથો તેણે વાંચ્યા હતા તેજ રીતે આપણાં ધર્મશાસ્ત્રોનું તેણે અધ્યયન કર્યું હતું. જેવો તેને એ સમયે હિંદુસ્તાન દૃષ્ટિએ પડયો તેવું તેણે આ દેશનું સવિસ્તર વર્ણન કર્યું છે. હિંદુ તત્ત્વજ્ઞાન, કાવ્ય અને જ્યોતિષની તેણે અત્યંત પ્રશંસા કરી છે, અને જે પંડિતોની સાથે એની મુલાકાત થઇ હતી તે બધાની વિદ્વતાની એણે તારીફ કરી છે; પરંતુ સ્ત્રીઓ અને સામાન્ય જનસમૂહની શારીરિક અને માનસિક સ્થિતિ માટે તો એણે બહુ શોક પ્રદર્શિત કર્યો છે. તેણે લખ્યું છે કે "નૈતિક અને ધાર્મિક સ્થિતિમાં તેઓ મહા પતીત અને અનાથ છે; અને સામાજિક, ધાર્મિક તથા રાજકીય વિભાગોમાં વહેંચાઇ ગયેલા છે. મનમાં જરાએ દૃઢતા નથી; શરીરમાં જરાએ ચેતના નથી; અને મતમતાંતરોના કલહોને લીધે મંડળો બંધાઇ ગયેલાં છે. બુદ્ધિપુરઃસર વિચાર કરી શકતાજ નથી; અને એવી દુર્બળ સ્થિતિમાં મુસલમાનોના હુમલા સામે કે જેમાં મહમદ ગિઝની તો હર સાલ લૂટ ચલાવતો હતો તેમાં અવ્યવસ્થા તેમજ કવાયદની ખામીને લીધે તેઓ ધૂળની પેઠે–છુટાં છવાયાં રજકણોની પેઠે વિખેરાઇ જતા હતા." ત્યાર પછી બાબર હિંદુસ્તાનના વિષયમાં લખે છે કે "અહીંના લોકોના

---

* આ લેખ સ્વામી શ્રી રામતીર્થે લાહોરના ભારતીય યુવકમંડળના વાર્ષિકોત્સવ વખતે વંચાવવા મોકલ્યો હતો.

પ્રત્યેક કાર્યમાં ચાતુર્ય, પ્રવીણતા અને નવીનતાની ખામી નથી, પરન્તુ એમની પાસે ઉદ્યોગ સંબંધી ગ્રંથજ નથી. શિલ્પનું એમને જ્ઞાન નથી. એઓના દેશમાં નથી બાગ બગીચા કે નથી નહેર. વળી દારૂગોળાનું તો કોઈ નામજ જાણતું નથી. આ લોકો સ્વતંત્રાપૂર્વક એક બીજાની સાથે મળવા હળવા માટે અયોગ્ય છે." અમે કદી ઉપરના વર્ણનમાંથી વ્યક્તિગત દ્વેષભાવને દૂર કરી નાખીએ અને જે કાંઈ અતિશયોક્તિ થઇ છે એને કાઢી નાખીએ, તો પણ અમારે શોકપૂર્વક કહેવું પડે છે કે એમાં ઘણુંએ સત્ય છે. **વ્યાવહારિક જ્ઞાનની દરિદ્રતાથીજ આપણા દેશનું અધઃપતન થયું છે**, અને એજ આપણી અવનતિનું કારણ છે.

જો તદ્દન શાસ્ત્રાર્થ કરવાનીજ વાત હોય તો રામ પણ બીજાઓની પેઠે એ વિદેશી ઇતિહાસકારોના આક્ષેપો બહુ સુગમતાપૂર્વક ઉડાવી શકે તેમ છે; પરંતુ વ્હાલાંઓ ! એઓએ એવી તો સત્ય અને વાસ્તવિક હકીકત લખી છે કે જે સ્વતઃસિદ્ધ છે. હું એમાં કેવી રીતે ના કહી શકું ? તમામ સામાજિક અનિષ્ટોનું મૂળ વ્યાવહારિક જ્ઞાનની ન્યૂનતા છે. શારીરિક શ્રમનો તિરસ્કાર, જાતિ અને પંથના પ્રકૃતિવિરૂદ્ધ ભેદ અને મતભેદ, દેશાટન કરવાની મનાઈ, બાળ-વિવાહ, સ્ત્રીઓપર લધાયલો માનસિક અને શારીરિક અંધકાર, ઇત્યાદિ સર્વ દોષ આ વ્યાવ-હારિક જ્ઞાનની ન્યૂનતામાં સામિલ છે. આ સામાજિક અવનતિને દૂર કરવી એ મહા દુષ્કર કાર્ય છે. બર્ક સાહેબે એક બહુ સુન્દર વાક્ય લખ્યું છે કે " સુધારણા એક એવી વસ્તુ છે કે જેમાંથી સંતોષ પામવાને માટે તેને દૂરજ રાખવી જોઇએ." રુઢિઓના બંધનમાંથી છુટ-કારો પામવો એ બહુ વિકટ કાર્ય છે; કારણ કે કર્ત્તવ્યશીલ પુરૂષ, સમાજ અને સમાજના નેતાઓના દોષ સર્વને દેખાડે છે તથા આવશ્યકતા લાગે તો એની નિન્દા પણ કરે છે, તેથી લોકો એના સાથે દ્વેષભાવ રાખે છે. તે બિચારો કાંઇ ઠીક કહેતો હોય તો પણ લોકો તેના વાક્યનો ઉલટોજ અર્થ સમજી બેસે છે આવી પંચાતીથી બચવા માટે જેવી સ્થિતિ છે તેવીજ રહ્યા કરે એ ઉચિત ભાસે છે. પરંતુ એમ " યદ્ભાવિ તદ્ભવતુ " કહીને શું સ્વાર્થસાધનના કાર્યમાંજ રહ્યા કરવું વાજબી છે ? શું એ સંભવિત છે કે તમે તમારી ઉન્નતિની ચિન્તામાં વળગી રહો અને સમાજનું ગમે તે થાય તે થવા દઇને તેનો વિચાર પણ ન કરો ? નક્કી માનજો કે ડુબતો સમાજ તમને એકલાને કદી નહિ તરી જવા દે. જો સમાજ ડુબતો હશે તો તમારે પણ તેનો સાથે ડુબવુંજ પડશે. જો સમાજ પોતાની ઉન્નતિ કરતો હશે તોજ તમારી ઉન્નતિ થઇ શકશે. સમાજથી દૂર રહીને કોઇની પ્રગતિ થાય; એ તો હાથને શરીરથી અલગ રાખીને શક્તિ પ્રાપ્ત કરવાની વાત જેવું છે.

વેદાન્તવિરૂદ્ધનો આ વિચાર હિંદુસ્તાનમાં બહુ કાળથી ઉત્પન્ન થયો છે તેથી સમાજનું અંગ ભંગ થઇ ગયું છે અને શોચનીય અવસ્થા આવી પડી છે. ઓ ભારતના ભવિષ્યના નવ યુવકો ! હિંદુસ્તાનનો ભવિષ્યકાળ એ તમારોજ ભવિષ્યકાળ છે, અને તમેજ તેને માટે જવા-બદાર છો. **બહુ જાતના જાદુમાં બાયલા લોકોજ ફસી પડે છે; સત્યથી ભરેલ ચૈતન્યવાન મનુષ્ય તો લોકોના વિચાર અને અંતઃકરણપર સામ્રાજ્ય ભોગવે છે.** ભલે પછી નામમાત્રનો બાહ્ય રાજા ગમે તે હોય. બી. એ. કે એમ. એ. ની પદવી તમને વિશ્વ વિદ્યાલયમાંથી મળે છે, પણ કાપુરુષ કે વીરનરની પદવી તો તમારે પોતેજ પસંદ કરી લેવી જોઇશે. કહો, તમને કઇ પદવી પસંદ છે ? જીવનના નીચ દાસત્વની કે જીવનના યુવરાજની ? બળવાન અને શુદ્ધ ચારિત્રજ સમાજની ઉન્નતિનું શુદ્ધ સાધન છે. ન્યૂટને ગતિશાસ્ત્રના બીજા

સિદ્ધાન્ત પ્રમાણે તારવી કાઢયું છે કે શક્તિનો પ્રભાવ બીજા પદાર્થપર એ નવો થાય છે કે એની ગતિમાં કાંઇ વિકાર ઉત્પન્ન થાય છે. સેંકડો વર્ષથી આ દેશમાં અવાસ્તવિક દ્વેષભાવ અને શૂન્ય ભાવને લીધે બહુ અનિષ્ટ થાય છે; અને તેનું મુખ્ય કારણ રૂઢિનાં બંધનો, વાડાઓ અને વ્હેમોજ છે. હે વિચારશીલ અને સુચરિત્રવાન યુવકો ! ચૈતન્યમય શક્તિ બનીને હાનિકારક રીત રિવાજોને દૂર કરવાનું કાર્ય તમારૂં છે. આ પુરાણી તામસિક ગતિને હઠાવીને તમારી શક્તિને એ તરફ વહેવરાવો કે જ્યાં એની સંપૂર્ણ આવશ્યક્તા હોય. જ્યાં જ્યાં તેનો પ્રવાહ વધારવા જેવું લાગે ત્યાં ત્યાં તે વધાર્યે જાઓ. ઉદ્યોગ કર્યા કરો; કાર્ય કરતા રહો. નિર્ભયતાથી પોતાના પવિત્ર અને બલિષ્ટ વર્તમાનને ભવિષ્યકાળની સાથેની દોડધામની સરતમાં સામિલ કરી દો. પૂર્વજો પાસેથી જે કાંઇ રૂડું પ્રાપ્ત થયું છે તેનો આપણે ત્યાગ નહિ કરી શકીએ; કારણ કે **જો સમાજ પોતાના પૂર્વજો પાસેથી મેળવેલી વસ્તુનો ત્યાગ કરી દે તો કોઈ બાહ્યશક્તિ સમાજનો નાશ કરી નાખે છે.** પરંતુ એ સાથે એ પણ લક્ષમાં રાખવું જોઇએ કે પૂર્વજો પાસેથી જે મળ્યું હોય તેનો આડંબર પણ ન કરવો જોઇએ. જે સમાજ એવો આડંબર કરે છે તેનો અંદરથીજ નાશ થઇ જાય છે. શું તમારાં શુદ્ધ આચરણને લીધે સમાજમાં કલહ અને દ્વેષ ઉત્પન્ન થવો સંભવિત છે ? તમે એકલા હો તો પણ ધૈર્યથી ઉભા રહો; પાછળ કદી પણ ન હઠો. એનું નામજ પુરુષાર્થ છે. પ્રવાહ તમને અનુકુળ છે. **પુરાણવાદીઓને પોતાનો ભૂતકાળ લઇને બેસી રહેવા દો.** શું અસત્યથી તમે રાષ્ટ્રનો ઉદ્ધાર કરી શકશો ? શું લોકોને અંધકારમાં રાખીને તમે તેમનામાં એકતા ઉત્પન્ન કરી શકો તેમ છો ? શું ભૂલ અને ખોટા વિશ્વાસથી રાષ્ટ્રીય એકતા ઉત્પન્ન થઇ શકશે ? કદાચિત્ એમ પણ સમજી લ્યો કે સર્વ ખલાસીઓ એકજ દિશામાં નૌકાને હાંકી જાય છે; પણ એ દિશા ઉલટી, વિકાસવિરુદ્ધ અને સત્યથી વિમુખ હોય તો પછી એજ દિશામાં ચાલ્યા જવું ઉચિત છે ? એવી નૌકા તો અવશ્યમેવ કોઇ ખડકમાં અથડાઈ પડશે અને ચૂરેચૂરા થઈ જશે. આ કામ જેટલું સત્વર બને એટલું સારૂં. સત્ય અને પવિત્રતાથી જે એકતા સંભવિત છે તેજ વાસ્તવિક નભી શકે છે. હે રાષ્ટ્રની એકતાની આકાંક્ષા રાખનારાઓ ! **તમારૂં પ્રથમ કર્ત્તવ્ય એ છે કે રાષ્ટ્રમાં જે અસંખ્ય અમાનુષિક પ્રથાઓ છે તેને દૂર કરો.** જો મનુષ્યજાતિને માટે અને એની ઉન્નતિને માટે લોકોને કષ્ટ સહન કરવું પડતું હોય અથવા તો કાર્ય કર્ત્તાઓને દંડ કે શિક્ષા સહન કરવી પડતી હોય તો તેથી એ સિદ્ધાન્ત નીકળી આવે છે કે દેશમાં આત્મિકજીવન ઉપસ્થિત છે; અને એના સ્વાસ્થ્યને માટે બહુ સારી રીતે શ્વાસોચ્છવાસ લેવાય છે.

આદર્શજીવનમાં દુઃખનું નામ માત્ર પણ હોતું નથી. ત્યાં પ્રેમ અને શાન્તિ ફેલાવનારી શાન્તિજ શાન્તિ હોય છે. વારૂ, જે સમાજમાં જ્ઞાનનો પ્રકાશ ત્રાસદાયક લાગે છે તેમાં દુઃખરહિત શાન્તિ અને ઉર્ધ્વોન્મુખ પ્રકાશ એક સાથે કેવી રીતે નભી શકવાનાં ? તમારી પ્રકૃતિજ કદાચિત એવી થઈ ગઈ હોય કે **તમે આદર્શજીવન નથી ગાળી શકતા, તોપછી તમારૂં ચારિત્ર તદ્દન સરલ અને સત્ય બનાવો;** કારણકે એની પણ આજકાલ બહુ આવશ્યકતા છે. **ન્હાના વિચારવાળા મોટા માણસોથી નહિ પણ મહાન વિચારવાળા ન્હાના પુરુષોથીજ દેશનું કલ્યાણ સધાય છે.** શાન્તિ ! પશુઓના જેવું અઘોરીપણું શું તમને શાન્તિમય માલૂમ પડે છે ! એમ તો શ્મશાન ભૂમિ પણ શાન્તિકારક જણાય છે ! **આપણે તો જાગતી શાન્તિ જોઇએ છે, મરેલી નહિ.** જ્યારે લોકોમાં

અન્ધકાર ફેલાયલો હોય અને લોકો અંધારામાં ઠોકર ખાતા હોય ત્યારે આપણી પાસેના પ્રકાશને એક પત્થરની નીચે છુપાવી રાખવો એ મહાપાપ છે. તમારી પાસે પ્રકાશ ન હોત તો એટલું પાપ ન ગણાત. જે પોતાનાં **વાક્યોથી બીજાને સહાય કરી શકતો હોય, પણ કાર્યને સમયે ચૂપ રહેતો હોય, તે મનુષ્ય રણસંગ્રામમાંથી નાશી જનાર બાયલા સિપાહીના જેટલોજ પાપી છે.**

(૨) હવે આપણે મનુષ્ય સંખ્યાનો પ્રશ્ન ઉપાડીએ.

માલ્થસ અને એવાજ બીજા અર્થશાસ્ત્રીઓએ આ વિષયમાં જે કાંઇ કહ્યું છે એનું વર્ણન કરવાની અહીં કાંઇ આવશ્યક્તા નથી, માલ્થસ તો કેવળ જંતુવિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાન્તોનોજ પુનરુદ્ધાર કરે છે, પણ પ્રાણીશાસ્ત્રીઓ-( પ્રકૃતિશાસ્ત્રવેત્તાઓ-Naturalists ) એ એ વિષયમાં શું કહ્યું છે તે આપણે જોઇએ. હક્સલીએ એક દેશ અથવા સમાજને અરણ્યના એક ઉપવનની ઉપમા આપી છે. સામાજિક વિકાસનો ક્રમ ( અથવા જેને એ નૈતિકક્રમ કહે છે ) તે ઉપવનના ક્રમની સાથે બહુ મળતો આવે છે. પરંતુ એ બન્ને ક્રમ સ્વેચ્છાચારી હોઇ સૃષ્ટિક્રમથી વિરૂદ્ધ છે. આ સૃષ્ટિક્રમમાં અતિ ઘોર અને તીવ્ર જીવનસંગ્રામ થતા રહે છે; પરંતુ ઉપવનક્રમ અને નૈતિકક્રમમાં આવો સંગ્રામ થતો નથી-એ સંગ્રામમાં તો મૂળ કારણજ ઉડી જાય છે. આ બધા ક્રમોની અભિન્નતા સિદ્ધ કરવાની હેન્રિ ક્રમણ્ડે બહુ માથાકુટ કરી તોપણ તે ડારવિન અને હક્સલીના સિદ્ધાંતથી એક રતિભાર પણ આગળ નથી વધી શકયો. બગીચાનો માળી બગીચાને સાફ કરીને, નકામા ઘાસને ખેંચી કાઢીને, બગીચાની ખીલવણી ન થવા દે, તો થોડાજ સમયમાં એ બાગમાં સ્વેચ્છાચારી સૃષ્ટિક્રમ શરૂ થઈ જશે, અને ઘનઘોર સંગ્રામ અને કલહ ઉત્પન્ન થશે; એ બગીચામાંથી શાન્તિ અને આનંદનું સામ્રાજ્ય ઉડી જશે; કારણ કે નકામું જંગલી ઘાસ સઘળે સ્થળે ઉગીને બાગની શોભા બગાડી નાખશે.

આવીજ રીતે જ્યારે કોઇ સમાજમાં લોકસંખ્યાની વૃદ્ધિની આવશ્યક સીમા આવી ચૂકી હોય અને સંખ્યાની અધિકતાને ઠેકાણે પાડવાના ઉપાય લેવામાં આવતા ન હોય તો એ સમાજમાં અવશ્યમેવ ઘોરસંગ્રામ જાગીને તેની શાન્તિને નષ્ટ કરી નાખશે; નૈતિક ક્રમને દાબી દેશે; નૈતિક તત્ત્વોનો વિનાશ થશે, અને ઇશ્વરીય આજ્ઞાનો તિરસ્કાર થવા માંડશે. નિઃસંદેહ એવા સમયથીજ રાષ્ટ્રોની અવનતિ અને અધોગતિનો પ્રારંભ થયો છે. રોમ, ગ્રીસ અને અન્ય દેશોની અવનતિ અને નાશનું મૂળકારણ આ લોકસંખ્યાનો પ્રશ્નજ છે. હિંદુસ્તાનપર આ લોકસંખ્યાની વૃદ્ધિનો પ્રશ્ન પહેલાં પણ આવી ચૂકયો હતો, પરન્તુ આપણે હજુ સુધી આ મૂળવિકારને દૂર કરવાનો પ્રયત્ન કે ઉપાય નથી કર્યો. તમામ પૃથ્વીપર હિંદુસ્તાનના જેવી દરિદ્ર અને ભરપૂર લોકસંખ્યા કોઇ પણ દેશમાં નથી. હિંદુસ્તાનનું એક સાધારણ કુટુંબ સંપૂર્ણ રાષ્ટ્રની સ્થિતિનું સૂચક ચિહ્ન છે. ત્યાં જોશે તો પ્રાપ્તિ બહુજ થોડી અને પ્રતિવર્ષે ખાનારાંની સંખ્યાની વૃદ્ધિ, ઉપરાંત નિરર્થક અને નિર્દય પ્રથાઓમાં દ્રવ્યનો અનુચિત માર્ગે વ્યર્થ વ્યય. એક તબેલામાં ઘણાં જાનવર હોય અને એક કે બે જાનવરને માટેજ ઘાસ હોય; તો એ જાનવરો એક બીજા સાથે અવશ્ય લડી મરશે. **લડાઇની જડને દૂર ન કરવી અને લોકોને શાન્તિનો ઉપદેશ દેવો એ કેવળ ઢોંગ છે.** મારા દેશ બંધુઓ અંતઃકરણથી નમ્ર અને શાન્તિપ્રિય છે, નિશ્ચયપૂર્વક તેઓ નમ્રતા અને શાન્તિને ચાહે છે; પરંતુ ભુખ અને શારીરિક દુર્બળતાને લીધે તેઓ ઈર્ષ્યા અને સ્વાર્થના દાસ બની જાય છે.

આમાં એ બિચારાઓનો શું દોષ ? એમનો શું અપરાધ ? જ્યાં સુધી લોકસંખ્યાના પ્રશ્નનો નિવેડો લાવવામાં નહિ આવે ત્યાંસુધી રાષ્ટ્રીય ઐક્ય અને પરસ્પર પ્રેમભાવની વાત હવાઈ કિલ્લા જેવી છે. આપણે એ ભયંકર પ્રશ્નનો નિવેડો લાવવો જોઇએ, નહિ તો જરૂર મરી જઈશું. વિજ્ઞાનશાસ્ત્રના તત્ત્વો અનુસાર આવી સામાજિક અવસ્થામાં આપણા સાથીઓને માટે આપણને હરઘડી દુઃખ ભોગવવું પડે છે, ત્યાં સહાનુભુતિ અને નિઃસ્વાર્થની વૃદ્ધિ હોવી અસંભવિત છે. ઓ ભારતવાસીઓ ! તમે લોકસંખ્યાની અધિકતાને લીધે આટલા ગરીબ તો બની ગયા છો, અને વળી આશા રાખો છો કે પ્રેમ અને સહાનુભુતિની વૃદ્ધિ થાય ! તમારી આ આશા વૃથા છે. પદાર્થવિદ્યાનો અભ્યાસ કરનારા જાણે છે કે હરકોઈ જાતના પદાર્થની આંતરિક સ્થિરતા ત્યારે નભી રહે છે કે જ્યારે એનાં પરમાણુ એકબીજાથી એટલાજ ફાસલા-પર રહે કે જેમાં નાનાં પરમાણુઓને પણ પોતાની નિયમિત પરિક્રમા કરવામાં કાંઈ પણ હર-કત ન પહોંચે. હવે એ જોવું જોઇએ કે ભારતના રાષ્ટ્રની શું સ્થિતિ છે ? શું એની વ્યક્તિઓ એકબીજાની સાથે અથડાયા વિના પોતાની નિયમિત ચાલ પરિક્રમા પ્રમાણે ચાલી શકે છે–વર્તન રાખી શકે છે ? શું તે પોતાની નૈસર્ગિક ગતિને સ્વતંત્રતાપૂર્વક ચલાવી શકે છે ? જ્યાં એકનું પેટ ભરવા માટે દશને ભુખે મરવું પડે તેવું છે, તેવી સ્થિતિમાં રાષ્ટ્રીય સ્થિરતા ટકાવી રાખવા માટે આપણે સત્વર ઉપાય યોજવા જોઇએ. જો આપણે એમ નહિ કરીએ તો પ્રકૃતિ પોતાના નિયમ પ્રમાણે આપણી સાથે વ્યવહાર કરશે. આપણી આવી અવસ્થાને માટે મહર્ષિ વસિષ્ઠે પ્રકૃતિનો નિયમ વર્ણવ્યો છે તેમ પ્લેગ, દુષ્કાળ, નાશકારક યુદ્ધ અને ધરતીકંપનો જરૂર ઉદ્‌ભવ થવાનો. હવે એ વિચારવું જોઇએ કે આનો ઉપાય શું છે ? ઉપાય ઘણા છે.

अ. હિંદુસ્તાનની બહાર પગ મુકીએ એટલે સ્વર્ગનું દ્વાર બંધ થઈ જાય છે, એ દુષ્ટ કલ્પના આ દેશમાંથી દેશપાર થવી જોઇએ અને તેની સાથે જે લોકોનો આ દેશમાં ઉદર નિર્વાહ ન થતો હોય તેઓએ સત્વર બહાર ચાલ્યા જવું જોઇએ. મિત્રો ! ચાલો, અન્ય દેશ દેશાન્તરોમાં નિવાસ કરો. ખાબોચીઆના દેડકા બનવામાં તે શું આનંદ રહ્યો છે ? શું તમારા મનમાં એવો વિચાર નથી આવતો કે તમારા અહીં રહેવાથી આ રમ્ય ભારત અંધાર કોટડી જેવું બની ગયું છે અને તેથી તમારો શ્વાસ બંધ થઈ જવા આવ્યો છે ?

ब. એક સમયે ભારતના આર્ય નિવાસીઓને માટે એ મહા સૌભાગ્યની વાત હતી કે એઓને અધિક સંતાન થાય. પણ હવે તો એ સમય ચાલ્યો ગયો છે; સ્થિતિ બદલાઈ ગઇ છે. લોકસંખ્યાની અધિકતાનો વિચાર કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે આજકાલ તો મોટું કુટુમ્બ પ્રાપ્ત થાય એ મહા દુર્ભાગ્યનીજ વાત છે. જે વિચારશૂન્ય મનુષ્યો એમ કહે છે કે મરણોત્તર સ્વર્ગપ્રાપ્તિ પુત્રોત્પત્તિપર અવલંબન રાખે છે, તેઓને કહેજો કે જરા પોતાની આંખો ઉઘાડીને જુએ કે મરતાં પહેલાંજ સંસારવૃદ્ધિને લીધે તમે તમારા ઘરને એટલે કે ભારતવર્ષને સાક્ષાત્ નરક બનાવી મુકયું છે કે નહિ ! જે લોકો ભોગવિલાસને માટેજ સ્વર્ગ ચાહે છે તેઓને ભગવાન શ્રીકૃષ્ણજીએ ભગવદ્‌ગીતાના બીજા અધ્યાયના ૪૨ થી ૪૫ શ્લોકમાં ખુબ ચાબખા લગાવ્યા છે. 'अपुत्रस्य गतिर्नास्ति' એ વિચાર ભગવાન શ્રીકૃષ્ણની આંખોની સામે પણ હતોજ. એ શ્લોકો વાંચીને સ્વતંત્રતાના વિચારો ગ્રહણ કરવા એજ યોગ્ય છે. સંતતિ વધારો, અજ્ઞાનમય જીવન વ્યતીત કરો અને દાસત્વમાં મરી જાઓ" આ હાનિકારક તત્ત્વ કે જે આજકાલ અમારૂં

અમંગળ કર્યા કરે છે તેને સત્વર દેશની બહાર મોકલી દેવું જોઇએ. કોઈ કોઈ વાર આપણે આપણી અધોગતિને માટે મુસલમાનોને દોષ દઇએ છીએ, અને કોઈ વાર અંગ્રેજ સરકારને અને કદી કદી આપણે હિંદુસ્તાનના ધર્મોને માથે બધો દોષ ઢાળી પાડીએ છીએ. વળી કોઇ વાર તો એમજ કહીએ છીએ કે સર્વ અપરાધ પ્રચલિત શિક્ષા પ્રણાલીનો છે. આ સમાલોચનામાં કેટલીક સત્યતા તો છેજ; પરંતુ મુખ્ય દોષ તો વિવાહ સંબંધની અપવિત્રતાનો છે કે જેની સાથે સમસ્ત સંસારનો સંબંધ છે; જેનાથી સંપૂર્ણ ભારતવાસી ઉત્પન્ન થાય છે અને જે એની વર્તમાન સ્થિતિનું કારણ છે. આ અતિશય મહત્ત્વપૂર્ણ અને પરમ પવિત્ર સંસ્થાની સાથે આપણે મહાન ઉપેક્ષાથી, અશાસ્ત્રીય રીતે અને લજ્જાહીનપણે વરતીએ છીએ. ગમે તેટલી જન્મપત્રિકાઓ મેળવો, ગમે તેટલા જ્યોતિષના હિસાબ મેળવો, ગમે તેટલાં મુહૂર્ત શોધો, ગમે તેટલાં સ્તોત્ર ગાઓ અને ગમે તેટલા પવિત્ર સંસ્કાર કરો, તો પણ **હિંદુસ્તાનમાં જેટલા વિવાહ થાય છે તે લગભગ બધાજ અસામયિક, અમાંગલિક અને અપવિત્ર છે.**

આકાશનો કોઇ પણ ગ્રહ જ્યારે એમ જોશે કે કોમળ અને અપરિપકવ બાળક-બાળિકાઓનો વિવાહ તેમના ( ગ્રહોના ) અનુકૂળ હોવાના આધારપર કરવામાં આવે છે ત્યારે તે ગ્રહ મંગળ ( શુભ ) સ્થાનપર કદી પણ નહિ રહે. આવા અમાનુષિક અને પશુઓને પણ નીચ લાગે એવા પ્રસંગો જોઇને તો ઉલટા સર્વ ગ્રહો કંપી ઉઠે છે, અને સ્વસ્થાનથી ચ્યુત થઇ જાય છે. **જે વરકન્યા પોતાનો વિવાહ પોતાની મેળે નથી કરી શકતાં એવા અપવિત્ર વિવાહને વેદમંત્રો પવિત્ર કરે એ તો બાજુપર રહ્યું, પણ એથી તો વેદમંત્ર ઉલટા પોતાનું મહત્વ પણ ગુમાવે છે** અને તેથી ભવિષ્યમાં એનો કશોએ પ્રભાવ રહેતો નથી. દેશમાં અયોગ્ય, કર્તવ્યહીન, નિરુપયોગી અને પરોપજીવી પ્રાણી ઉત્પન્ન કરવા માટે **જે નિર્ધનોનો નિર્વાહ કરવામાં આવે છે તેના અધાર્મિક સંસ્કારોની દુર્ગંધ સામે કોઇ પણ પુષ્પ પોતાનું માધુર્ય સદા ટકાવી રાખે તેમ નથી.**

**હે તરુણ જનો! બંધ કરો, બંધ કરો; હે ભારતના ભવિષ્યના ઉત્તરદાતા યુવકો! આ બંધ કરો;** નૈતિક વિચાર કરીને કે **ભારતવર્ષનો** વિચાર કરીને અથવા સ્વતઃ તમારે માટે કે તમારા વંશજોને માટે કૃપા કરીને **આ અસામાયિક અને અંધકારયુક્ત વિવાહપ્રણાલી બંધ કરો.**

એમ કરવાથી લોકો પવિત્ર થશે અને થોડે ઘણે અંશે મનુષ્ય સંખ્યાના પ્રશ્નનો પણ નિવેડો આવી જશે. શું તમને એમ લાગે છે કે આ સૂચના સૃષ્ટિક્રમથી વિરુદ્ધ છે? આ વાતનું તમારે અવશ્ય પ્રતિપાલન કરવું પડશે. નહિ તો જરજરિત કરી નાખનાર દુષ્કાળ અને રીબાવી રીબાવીને મારનાર મૃત્યુ તમને આ શિક્ષાને વ્યવહારમાં મૂકવા માટે ફરજ પાડશે. એમાં શંકા નથી. શું બાળલગ્ન અને બાળવૈધવ્ય સંસારમાં સર્વથી વિશેષ સૃષ્ટિક્રમ વિરુદ્ધનુ કાર્ય નથી? પૃથ્વીપરના કોઈ પણ સુધરેલા સમાજને પૂછી જુઓ. તમારામાં જો થોડું પણ મનુષ્યત્વ રહ્યું હોય તો અમાનુષિક સૃષ્ટિક્રમ વિરુદ્ધ સંસ્થાઓ-રીતિ રિવાજોને દૂર કર્યા વિના કેવી રીતે સ્વસ્થપણે બેસી શકો છો? વિધવા અબળાઓ સહાયતાને માટે પોતાના કોમળ હાથ તમારી પાસે ધરે છે! તમારી આંખો સામે પ્રત્યક્ષ રૂઢિરૂપી ચિતાઓપર

જીવન્ત સતીઓ ક્રમશઃ બળી મરે છે! એનાં નિષ્પાપ અશ્રુપૂર્ણ નેત્રમાં ઇશ્વરી તેજ ઝળકે છે! સહાયતાની આશા રાખીને તમારા તરફ એ નેત્રો ટગટગી રહ્યાં છે! આ રૂદન કરતી ભવાનીથી ક્યાં સુધી નાશ ભાગ કરશો? હજુ પણ તમે એની વાત પર લક્ષ નહિ આપો તો પછી એ ભવાની, રક્તભક્ષિણી ઉગ્ર ચંડિકાનું એવું ક્રૂર રૂપ ધારણ કરશે કે જેની સામે પૃથ્વી ડોલતી ડોલતી કંપવા લાગશે. લોકો શાન્તિ શાન્તિનો પોકાર કરી રહ્યા છે, પરંતુ જ્યાં સુધી પોતેજ આમંત્રણ કરી રાખેલી ચંડિકા બિરાજમાન છે ત્યાં સુધી દેશમાં શાન્તિ કેવી રીતે આવી શકે વારૂ? યૂરોપમાં લોક જેટલી નીચી પાયરીનાં હોય છે એટલાંજ જલદી તેઓ વિવાહ કરી લે છે, પણ જેટલાં જલદી હિંદુસ્તાનના લોક કરે છે એટલાં તો ત્યાંનો અધમ નીચ પુરુષ પણ નથી કરતો. ત્યાંના ઉચ્ચશ્રેણીના લોક બહુધા ત્રીશ વર્ષની પહેલાં વિવાહ નથી કરતા અને એનું મુખ્ય તાત્પર્ય એ છે કે સંતતિ થોડી પણ સારી થાય.

હર્બર્ટ સ્પેન્સરે પોતાના જંતુવિજ્ઞાનશાસ્ત્રનાં તત્ત્વોમાં લખ્યું છે કે માનસિકશક્તિ જેટલી વધતી જાય છે તેટલી પ્રજોત્પત્તિની શક્તિ ઘટતી જાય છે. પશુઓનાં પ્રજોત્પત્તિની શક્તિની પ્રશંસા કર્યા કરવાની અધમ સ્થિતિમાં આપણે ક્યાં સુધી રહેવું? બ્રહ્મચર્યના મહત્ત્વની સર્વદા સ્તુતિ કરનારાં આપણાં શાસ્ત્રો કહે છે કે આધ્યાત્મિક અને શારીરિક બળ કેવળ પવિત્રતામાંજ હોય છે. માનવશક્તિનો મુખ્ય અંશ કે જેને આપણે વિષયવાસના અને વિષયભોગમાં વાપરી નાખીએ છીએ તેને રોકી રાખીએ તો બહુ સુગમતાથી તે ઓજસનું અર્થાત્ અક્ષય આધ્યાત્મિકશક્તિનું રૂપ ધારણ કરી શકે.

તમારે હવે કામવાસનાપર કાબૂ મેળવવો જોઇએ. જે મૂર્ખ મનુષ્ય પોતાની પશુવૃત્તિને નથી દબાવી શકતો અને પ્રકૃતિના અતિ ગંભીર સંબંધને ભોગ સંબંધના અર્થમાં લઇ જાય છે તે બિચારો નથી જાણતો કે એ મારૂંજ રક્ત–વીર્ય કે જે મારા પ્રાણનો આધાર છે તેને હુંજ વહેવરાવી દઉં છું. આ દિવ્યશક્તિનો દુરુપયોગ કરવો એજ સર્વ પાપોનું મૂળ-કારણ છે. કહ્યું છે કે અનાવશ્યક સ્થાનમાં પડેલી સંપત્તિ ધૂળ સમાન છે તેવુંજ આ રૂપક છે. કામવાસનામાં પાશવ શબ્દની ઉપાધિ લગાડવાથી એની અધમતા બહુજ વધી જાય છે. પશુ પોતાના અસંખ્ય પ્રજોત્પાદન કાર્યમાં મહાન મૂર્ખ અને નીચ છે. એની ઉત્પત્તિની અધિકતાજ એના દારુણ સંહારનું મુખ્ય કારણ છે અને તેને લીધેજ એ બદનામ છે. પરંતુ પશુઓ કદી પણ માત્ર સુખલાલસાથી વિષયભોગ નથી કરતાં. મનુષ્ય પશુઓથી શ્રેષ્ઠ મનાય છે, કારણ કે એની વાસનાઓ એના વિવેકને અધીન હોય છે, એમ છતાં પણ મનુષ્ય અસંખ્ય પ્રજોત્પાદનમાં પશુઓની સરખામણી કરે અને અનાવશ્યક તેમજ નિકૃષ્ટ વિષયોમાં પશુઓના કરતાં પણ અધિક લુબ્ધ થઈ જાય તો પછી મનુષ્યની અવસ્થા અત્યંત નીચ અને પતિત થાય છે અને પછી એવી કયી આપત્તિ છે કે જે એને નહિ ભોગવવી પડે?

પવિત્રતા! પવિત્રતા! તલવારના ઘા ખાઇને તમારે પવિત્રતા પ્રાપ્ત કરવી પડશે. તમે પવિત્રતા નહિ મેળવો તો ક્રૂર વિકાસચક્ર–સુદર્શનચક્ર તમારો સંહાર કરી નાંખશે. અત્યારે તમારી આશા કેવળ પવિત્રતાપરજ આધાર રાખે છે. જેવી રીતે વિકાસક્રમે અસંખ્ય લોકોના સમીપસ્થ સંબંધમાં પવિત્ર ભાવ ઉત્પન્ન કરી નાખ્યો છે તેવીજ રીતે **ઓ ભારતવાસીઓ! તમારે જો જીવન્ત રહેવું હોય તો તમારે તમારૂં આચરણ અને મન સ્વચ્છ**

**-પવિત્ર રાખવુંજ પડશે. આમાં જો તમે ન્યુનતા રાખશો તો તમારે જીવવુંજ દુર્લભ થઇ પડશે.** આ કાર્ય કઠિન હો કે સુગમ, તોપણ તમારે તે સાધવુંજ પડશે. પોતાના દેશને માટે, પોતાના શરીરને માટે, તમારા મસ્તિષ્કને માટે, તમારા ધર્મને માટે, આ લોકને માટે કે પરલોકને માટે, તમારે પવિત્રતા પ્રાપ્ત કરવીજ પડશે. પવિત્રતા સિવાય શૌર્ય પ્રાપ્ત નથી થઈ શકતું; પવિત્રતા વિના એકતા નથી મળી શકતી; પવિત્રતા વિના શાન્તિ દુર્લભ છે.*

અમેરિકા અને ઇંગ્લંડનો અશિક્ષિત વર્ગ પણ આપણાં વિશ્વવિદ્યાલયોના સાધારણ વિદ્યાર્થીઓ કરતાં અધિક બુદ્ધિશાળી હોય છે એનું કારણ શું? દૈનિક પત્રોનું નજીવું લવાજમ એજ એની કેળવણી અને જ્ઞાનનું મુખ્ય સાધન છે. અહીંનાં વિદ્યાલયો કરતાં ઇંગ્લંડ, જાપાન અને અમેરિકાનાં પત્રો પણ વિશેષ જ્ઞાન પ્રચાર કરે છે. આપણા દેશમાં આ થોડી ઘણી કેળવણીના પ્રસાર માટે આપણે વર્તમાન સરકાર તથા બીજી સંસ્થાઓને ધન્યવાદ દેવો જોઇએ. પરન્તુ વિચાર કરતાં વસ્તુતઃ એ કેળવણી નજીવી છે. આપણા જનસમુહનું અજ્ઞાન અને આપણી સ્ત્રીઓના ભયંકર અંધકારનો સંપૂર્ણ વાંક એ આપણો પોતાનોજ વાંક છે. જે વીર્યશક્તિને હમણાં તમે દેશમાં કુરકુરીયાં વધારવાનું મહા નીચ કાર્ય કરવામાં અને તેમ કરીને દેશને હજીએ છેક રસાતળમાં પહોંચાડી દેવાનું દુષ્ટ કાર્ય કરવામાં વૃથા ગુમાવી રહ્યા છો તેનો સદુપયોગ કરીને સ્ત્રીઓની ઉન્નતિ કરો; સામાન્ય વર્ગને કેળવણી આપો; પોતાની ઉન્નતિ સાધો અને રાષ્ટ્રનો ઉદ્ધાર કરો. એ કાર્યને ફળીભૂત કરવાનો અત્યંત સુલભ અને સરળ માર્ગ એજ છે કે **વર્તમાન દેશી પત્રોની દશા સુધારવી. સ્ત્રીઓ અને સામાન્ય વર્ગ સમજી શકે એવી ભાષામાં સાચાં ઉપકારી પત્રો કાઢવાં અને એવાં જે પત્રો હોય તેની ઉન્નતિ કરવી.** કદાચિત્ આવાં કાર્યો કરવા માટે પહેલાં પ્રયત્ન થયા હશે પરન્તુ એમાં કાંઇ સફળતા જણાઇ નથી. એનું મુખ્ય કારણ એ છે કે **અંગ્રેજી ભણેલા વિદ્વાન્ વિદ્યાર્થીઓને દેશી ભાષામાં લખવાને સૂગ ચડી આવે છે**-સંકોચ થાય છે! પ્રિય વર્ગ! આપણી માતૃભાષાનું સન્માન અને સ્વાગત કરવું જોઇએ. ભારતીય યુવકમંડળે (Indian young Men's Association) સરળ અને સાદી ભાષામાં એક પત્ર કાઢવું જોઇએ. ભલે તે ગમે તે ભાષામાં હોય પરન્તુ અક્ષર તો દેવનાગરીજ હોવા જોઇએ. વળી આ વાતનું ખાસ ધ્યાન રાખવું જોઇએ કે જ્યાંસુધી બને ત્યાંસુધી અપ્રચલિત ફારસી કે સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરવો નહિ. **વ્યવહારમાં ન આવી શકે એવી કઠિન ભાષા કદી ન લખાવી જોઇએ.** કોઇનું અનુકરણ ન કરો. આ પત્રમાં કૉલેજના વિદ્યાર્થીઓએ નાના નાના લેખ લખવા જોઇએ. જે જે ઉચ્ચ વિચાર અને ચિત્તાકર્ષક કલ્પનાઓ તમને તમારા

---

* નૈષ્ટિક બ્રહ્મચર્યનો મહિમા તો ઓરજ છે અને ગ્રહસ્થાશ્રમીથી તેનું પાલન થવું પણ અશક્ય છે. જેથી કરી રામ સ્વામીએ અહીં ઉપદેશેલી 'પવિત્રતા' નો અર્થ એજ છે કે ગ્રહસ્થાશ્રમધર્મને અનુસરીને તેનું પાલન કરવું. ઋતુકાળ એજ સ્ત્રીગમનનો સમય ગૃહસ્થોને માટે છે. ગર્ભાવસ્થાથી માંડીને બાળકનું ધાવણ છૂટે ત્યાં સુધીનો સમય ગ્રહસ્થને માટે વિષય ભોગને માટે ધર્મશાસ્ત્રની આજ્ઞા મુજબ વર્જ્ય છે. કુદરત પણ એજ પ્રકાર સ્પષ્ટ સૂચવી રહી છે; છતાં મહિનામાં પચીસ પચાસ અને સો વખત વીર્યનો વૃથા વ્યય કરવાનું તો આ દેશમાં હવે છેકજ સાધારણ થઇ પડયું છે? વ્યાવહારિક કે પારમાર્થિક હરકોઇ પ્રકારની ઉન્નતિમાં આ વૃથા વ્યયને રોકવો, એજ અહીં-ગ્રહસ્થ બનનારા વિદ્યાર્થીઓ પ્રત્યે-ઉપદેશાતી 'પવિત્રતા' નો આશય છે. **મંત્રી સ. સા.**

અધ્યયનમાં પ્રાપ્ત થાય તેને પોતાની માતૃભાષામાં લખતા રહેવાનો પ્રયત્ન કરતા રહો. વાચકો કરતાં તમને પોતાનેજ તેથી વિશેષ લાભ થશે. જો કે લોકો તો બહુધા એમજ સમજે છે કે લેખથી વાચકોનેજ લાભ થાય છે. આ કાર્યમાં નાની નાની બાબતોનો વિચાર કરીને પાછા ન પડશો. પહેલો અંક માતૃભાષાની વર્ણમાળાથી શરૂ કરો અને એમાં થોડા સાદા સરળ શબ્દો રાખો. આ શુભ કાર્યનો ભાર વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓએ પોતાના શિર-પરજ લેવો જોઇએ. દેશમાં જ્ઞાન અને પ્રકાશ ફેલાવવાનું કામ તેઓને સુપ્રત કરવામાં આવ્યું છે. **ઉચિત છે કે તેઓ પોતાની માતા, ભગિની, પુત્રી, સ્ત્રી અને અન્ય સંબંધી સ્ત્રીઓને વાંચતાં લખતાં શીખવે.** સાર્વજનિક પાઠશાળાઓ અને શાળાઓને માટે રાહ જોઇને ન બેસી રહો. આ પવિત્ર કામ તમારે માથેજ આવી પડયું છે. જો ભારતને જીવન્ત રાખવો હોય તો સ્ત્રીકેળવણીનો પ્રચાર અત્યંત જોરથી થવો જોઇએ. આ કાર્યનો તમેજ શા માટે આરમ્ભ ન કરો ? કોઈ પણ સ્ત્રી કે નિર્ધન મનુષ્ય દેશમાં નિરક્ષર ન રહી જાય એ તમારૂં કર્ત્તવ્ય છે. દેશના મુખપર આ અજ્ઞાનનું જે કલંક લાગ્યું છે તેને ધોઈ નાંખો. શું તમને તમારી પાડોશની ઢેડ-ભંગિયણોને ભણાવતાં શરમ કે ડર આવે છે ? **શરમ આવતી હોય તો તમારી રીતભાત અને નીતિને ધિક્કાર છે ! બિચારી ધનહીન અને અશિક્ષિત સ્ત્રીઓને માતૃવત્ પ્રેમથી મળો, અને તેઓને શિક્ષા-રૂપી પ્રકાશનું દાન કરો.** એ તમારૂં પરમ કર્ત્તવ્ય છે. આ કાર્ય કેટલું સાત્વિક અને પવિત્ર છે ! ભારતીય યુવકમંડળના મુખપત્રમાં પ્રાથમિક પદાર્થવિજ્ઞાન, ઇંદ્રિયવિજ્ઞાન, ખગોળશાસ્ત્ર, ઇતિહાસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને માનસશાસ્ત્ર ઈત્યાદિનાં મૂળતત્ત્વોપર નાના નાના લેખ ક્રમશઃ નીકળવા જોઇએ. **તેની ભાષા અત્યંત સુગમ અને મનોરંજક હોવી જોઇએ, અને પછી આગળ ઉપર ભાષાને ઉચ્ચ શૈલીમાં લાવવી જોઇએ.** રામની સલાહ એવી છે કે પત્ર દેવનાગરી અક્ષરોમાં કાઢવું જોઇએ કે જેથી હિન્દી રાષ્ટ્રભાષા થઇ જાય. **સ્ત્રીઓ અને ગરીબોને કેળવણી આપવી એ તમારૂં પરમકર્ત્તવ્ય છે.** આ કર્ત્તવ્યની પૂર્ણતા કરવાથીજ તમારી વાસ્તવિક ઉન્નતિ થશે. સાથે એ પણ ન ભૂલશો કે તમારી આગળ એક અધિક મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત છે અને તે એ છે કે ઉન્નતિપ્રાપ્ત દેશોમાં જવું, ત્યાં કૃષિવિદ્યા તથા બીજા અનેકાનેક ઉદ્યોગ શીખવા અને એ બધાને સંપૂર્ણ રીતે ભારતમાં બહુ શ્રેષ્ઠતાપૂર્વક પ્રસારવા.

•

શું આ લેખે તમને અધીરા બનાવી દીધા છે ? સાંભળતાં સાંભળતાં તમે થાકી ગયા છો ? થાકી ગયા હો કે ન થાકયા હો, છતાં હજુ ઉભા રહો. રામ તમને કદી નહિ છોડે. જે વાતનો પ્રસાર કરવાને માટે એણે જન્મ લીધો છે એ વાત તમને કહી લે ત્યાં સુધી તે તમને નહિ જવા દે. ગૃહસ્થો ! તમારે કોઇ બહુ જરૂરી કાર્યપ્રસંગપર જવું હશે પરંતુ આ પ્રાચીન ખલાસી તમને નહિ છોડે; કારણ કે રામનો સંદેશ સાંભળવા કરતાં અધિક આવશ્યકીય કોઈ પણ કાર્યપ્રસંગ હોઇ શકે નહિ.

ગૃહધર્મ, સમાજધર્મ, રાષ્ટ્રધર્મ અથવા તમારૂં કોઇ પણ શુભ કર્મ અંધકારમાં થઇ શકેજ નહિ. હા, અશુભ કાર્ય તો અલબત્ત અંધારામાં કરવામાં આવે છે. **પોતાના હૃદયમાં શ્રદ્ધારૂપી અગ્નિ અને જ્ઞાનની દિવ્ય જ્યોતિ પ્રજ્વલિત કર્યા વિના તમે કાંઈ પણ કરી શકશો નહિ;** એક ડગલું પણ આગળ વધી શકશો નહિ. આજે જે સૂચનાઓ

અને યોજનાઓ તમારા કાનમાં ભરવામાં આવે છે તે બધાં તમારા જીવનનાં બહિરઅંગ છે. શરીર ચૈતન્યવિના ટકી શકતું નથી. જેટલાં આન્દોલનોની સફળતા પ્રાપ્ત થઈ છે એની ચેતનતા કેવળ જીવિત શ્રદ્ધા અને દિવ્યજ્ઞાનપર નિર્ભર છે. જડવાદ, સંશયવાદ, નિરીશ્વરવાદ, નાસ્તિકવાદ અને અજ્ઞેયવાદ ઇત્યાદિ મતના **ધુરન્ધરોને જે યશ અને સફળતા પ્રાપ્ત થયાં છે તેનું મૂળકારણ ધાર્મિક વૃત્તિજ માલૂમ પડે છે.** કિન્તુ એ ધુરન્ધરોને કેટલીક વખત એનું વાસ્તવિક જ્ઞાન નથી હોતું. કોઇ કોઈ વાતોમાં એ લોક નામમાત્રના ધર્માભિમાની લોકોના કરતાં પોતાના આચરણમાં ધર્મનો અધિક વ્યવહાર કરે છે. ઉદાહરણ તરીકે એક રબરનું કારખાનું લઇએ. એમાં હજારો નિરાધાર લોકને રોજી મળે છે, રાષ્ટ્રીય વ્યાપાર થાય છે, દેશના ધનની વૃદ્ધિ થાય છે, ગરીબ મજુરોને ઉત્તેજન મળે છે, અને આગબોટવાળાઓને, રેલ્વેના અધિકારીઓને તથા ટપાલખાતાને એનાવડે ભરપૂર કામ અને પગાર મળે છે; પરંતુ જો આ કાર્યને રાસાયનિક રુચીકરણ (Chemical eqnation) કે અદૃશ્ય આન્તરિક પ્રત્યાઘાત (Invisible inner reaction) ની સહાયતા મળી નહોત તો તે કાર્યજ ક્યાં સંભવિત હતું ? એવીજ રીતે જ્યાંસુધી તમે તમારો આન્તરિક પ્રત્યાઘાત, હૃદય રૂપાન્તર, માનસિક સુધારણા અથવા તો પોતાના આત્મામાં પરમાત્માનું જ્યોતિ સ્વરૂપ ન ઝીલો ત્યાં સુધી તમારાં બધાં વ્યક્તિ વિષયક, કૌટુંબિક, સામાજિક અને રાજકીય કાર્ય સ્વતંત્રતાથી કદી પણ ફળીભૂત થતાં નથી.

કાર્લાઇલ કહે છે કે "શ્રદ્ધા બલવતી અને ચૈતન્યદાયિની છે." કોઇ પણ રાષ્ટ્રની જેટલી અધિક શ્રદ્ધા હોય, તેટલો એ દેશનો ઇતિહાસ સફળ અને ઉન્નતિકારક નિવડે છે. જરા પેલા અરબ લોકો તરફ જુઓ. હજરત મહંમદ સાહેબનું સ્મરણ કરી જુઓ. એ શતાબ્દિનો વિચાર કરશો તો પ્રતીત થશે કે ભૂમંડળના એ વાલુકામય (રેતાળ) પ્રદેશમાં એમનાવડે શ્રદ્ધાનો તણખોજ પડયો હતો, પરંતુ તેટલાવડે કેટલો મહાન ચમત્કાર થયો ! એ વાલુકા તે તણખાના પ્રતાપે તો અગ્નિવાહક દારૂ બની ગઈ ! દિલ્હી અને ગ્રનેડા સુધી એની ગગનચુંબિત જ્વાળા ભડકી ઉઠી, કે અલ્લાહો–અકબર ! ઈશ્વર વિના અન્ય કોઈ મહાન છેજ નહિ.

જે કાંઇ વાસ્તવિક ઉન્નતિ છે તે આપણા અનિર્વચનીય અંતઃકરણમાંથી ફૂટી નીકળે છે. જે મનુષ્ય અશાંતિમાં રહ્યા કરીને પૂર્ણરૂપમાં રહેવા પ્રયત્ન પણ નથી કરતો તે મનુષ્ય ગમે ત્યાં હોય, ગમે તેવું ઐશ્વર્ય ભોગવતો હોય, પણ મૃત–શબના જેવોજ છે.

હર્બર્ટ સ્પેન્સરે પોતાના એક ગ્રંથમાં કે જે ગ્રંથને રાજહંસનું અંતિમ ગીત કહી શકાય એમાં હકસલિના એક પ્રયોગ ઉપર ઉલ્લેખ કરતાં કહ્યું છે કે મનોવૃત્તિ આપણી વિચારસંજ્ઞાનો બાહ્ય આકાર છે. મનનો વિચાર કરતાં આપણે બહુધા મનના મુખ્ય અંગને વિસારી મૂકીએ છીએ. એ મુખ્ય અંગ તે મનોવૃત્તિ–લાગણી છે. હૃદયવૃત્તિ એ સ્વામિની છે અને બુદ્ધિ તેની દાસી છે. તે હૃદયવૃત્તિજ શ્રદ્ધા અને ધૈર્યનું નિવાસસ્થાન છે. હૃદયવૃત્તિને લીધેજ સર્વ કાર્યની પ્રવૃત્તિ થાય છે, એનાથીજ સર્વ કાર્ય કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે. સ્પેન્સર વળી આગળ ચાલતાં કહે છે કે એ **હૃદયની સુધારણા નથી થતી ત્યાં સુધી એકલી બુદ્ધિદાસીને સુધારવાથી કાંઇ પણ ફળ મળતું નથી.** આ ધુરંધર અજ્ઞેયવાદીનો આ સિદ્ધાન્ત વર્તમાનકાળના સર્વોપરિ માનસશાસ્ત્રી જેમ્સના સિદ્ધાંત સાથે કેટલો

મળતો આવે છે ? પ્રો. જેમ્સ કહે છે કે ધાર્મિક અનુભવ પ્રત્યક્ષ ઇંદ્રિયજન્ય જ્ઞાનના જેટલોજ વિશ્વસનીય છે, અને તર્કશાસ્ત્રવડે સંસ્થાપિત કરેલા સિદ્ધાન્તો કરતાં તો તે અધિકતર વિશ્વસનીય છે. આપણી પ્રકૃતિની શાબ્દિક સ્થિતિ કરતાં ગુઢતર સ્થિતિમાં આપણે નિવાસ કરવો જોઇએ. આપણી સત્તાની ગહનતામાં ખબર કાઢવી જોઇએ. આપણી વાસ્તવિક સ્થિતિનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ, એટલુંજ નહિ પણ તે સ્થિતિને પોતે પ્રાપ્ત પણ કરવી જોઇએ; કારણ કે જે તત્ત્વ તમારામાં છે તેજ વિશ્વંભર છે. "तत्त्वमसि" ની જીવન્ત મૂર્તિ બની જવું જોઇએ.

આ આજ જીવન આજ અમૃત તત્ત્વ નિત્ય વિરાજતું;<br>
આ એજ શક્તિ પરમ સત્તા જીવન અદ્‌ભુત સર્વનું.<br>
જડતા અને અજ્ઞાનના ભ્રમપટ બધા દૂર થઇ રહે;<br>
એ વાણી અનુભવી ભાખતા મન બુદ્ધિથી પર એ કહે.

ॐ ॐ ॐ



# ૨૯—આર્યાવર્ત્તની પ્રાચીન દિવ્યદ્રષ્ટિ.*

કુલીન સ્ત્રીઓ અને સભ્ય ગૃહસ્થોના રૂપમાં વિરાજમાન પ્રિયકર પરમેશ્વર !

અમેરિકામાં હું પહેલ વહેલો આવ્યો ત્યારે સિયાટલમાં ઉતર્યો હતો. ત્યાંના સ્પિરિચ્યુલિસ્ટ લોકોએ મારૂં પ્રથમ સ્વાગત કર્યું છે. સિયાટલના અનેક સ્પિરિચ્યુલિસ્ટ લોકો મારા વ્હાલા મિત્રો છે. પોર્ટલેંટ—ઓરગન—માં તેઓએ મારા વ્યાખ્યાનની સર્વ વ્યવસ્થા કરી હતી. એ સિવાય દક્ષિણ અમેરિકામાં પણ મને ઘણા સારા સ્પિરિચ્યુલિસ્ટ મળ્યા. એકંદરે અમેરિકાના સ્પિરિચ્યુલિસ્ટ લોકો અતિ ઉદાર, વિશાળ મનવાળા, બહુ લાગણીવાળા અને સાચા ખ્રિસ્તીઓ છે, એવો મારો અભિપ્રાય છે. હું અમેરિકા છોડવાની અણી ઉપર છું; અને આ દેશના જે લોકોએ મારૂં પ્રથમ સ્વાગત કર્યું છે તેઓનેજ આજ સંબોધન કરવાનો મને પુનઃ પ્રસંગ મળ્યો છે. મારા એ પ્રિયજનોની સમક્ષ પુનઃ એકવાર ઉભો રહેતાં મને અત્યંત આનંદ થાય છે.

બન્ધુઓ ! આજે આપણે તદ્દન નભોમંડળની નીચે, વૃક્ષોના ગીચ મેઘ મંડપમાં બન્ધુભાવથી એકઠા થયા છીએ. આજે “આર્યાવર્ત્તની પ્રાચીન દિવ્યદૃષ્ટિ” એ વિષયપર પ્રથમ વિવેચન કરીને પછી બીજા વિષય તરફ વળીશું.

આર્યાવર્ત્તની પ્રાચીન દિવ્યદૃષ્ટિ તે આ દેશના સ્પિરિચ્યુલિસ્ટ લોકની પ્રકૃતિપુરઃસરની સંસ્થા જેવી નથી; છતાં પણ આપણને આર્યાવર્ત્તનાં પ્રાચીન ધર્મશાસ્ત્રોમાં દિવ્યદૃષ્ટિનો સ્થળે સ્થળે ઉલ્લેખ નજરે પડે છે. હું પણ દિવ્યદૃષ્ટિ અનુસારજ લખું છું, બોલું છું અને કામ કરૂં છું. ભગવદ્ગીતાના સંબંધમાં તમે બધાએ ઘણુંએ સાંભળ્યું છે. એ ભગવદ્ગીતા કુરુક્ષેત્રપર ભારતીય યુદ્ધના આરંભમાં શ્રીકૃષ્ણે અર્જુનને કહી છે. કુરુક્ષેત્રથી સુમારે બસો માઈલ દૂર રહેલા સંજયે કુરુક્ષેત્રમાં બનેલું સર્વ અથેતિ વર્ણન શ્રીકૃષ્ણે અર્જુનને કહેલી ગીતા પણ—ધૃતરાષ્ટને કહી છે. સંજયે એ કેવી રીતે કર્યું હશે ? વ્યાસ ગુરુના અનુગ્રહને લીધે એને એ દિવ્યદૃષ્ટિ મળી હતી. એ દિવ્યદૃષ્ટિનું પરિશીલન કરવાથી પરમાત્માનું તાદાત્મ્ય કિંવા ઐક્ય પ્રાપ્ત થયા વિના રહેતુંજ નથી.

“યોગવાસિષ્ઠ” નામનો વેદાન્તનો એક અતિ અદ્ભુત ગ્રંથ છે. મારા મત પ્રમાણે એ અતિચમત્કારિક, અદ્વિતીય, ધુરંધર પુસ્તક છે; અને હું એમજ સમજું છું કે એ ગ્રંથનો વાંચનાર અવશ્યમેવ પરમાત્મા સાથે તાદાત્મ્ય અનુભવતો બને છે. એ ગ્રંથ પણ આ દિવ્યદૃષ્ટિનુંજ ફળ છે. બીજું એક હિંદુસ્તાનનું મહાકાવ્ય “વાલ્મીકિ રામાયણ” પણ એના વાસ્તવિક પ્રસંગો બન્યા પહેલાં સેંકડો વર્ષ પૂર્વે લખાયેલું હતું. હિંદુસ્તાનના મહાન ગ્રંથોમાંના અનેક ગ્રંથોનું આવું ચમત્કારિક વર્ણન છે.

પૃથ્વીપરના મહાન કાવ્યપુરાણ મહાભારતમાં બાણાસુર રાજાની કન્યા ઉષાની એક કથા છે. એ ઉષાએ સ્વપ્નમાં એક દિવ્યપુરુષને જોયો અને સ્વપ્નમાંજ એની સાથે પ્રેમપાશમાં પડી.

* તા. ૨૮ જુલાઇ ૧૯૦૪ ના રોજ આપેલું વ્યાખ્યાન.

સ્વપ્ન વીતી ગયા પછી તેની અત્યંત પ્રેમાસક્તિને લીધે બિરહ દુઃખે તે માંદી પડી. તેના પિતાએ અનેક વૈદ્યરાજને બોલાવ્યા પણ સર્વ ઉપાયો નિષ્ફળ ગયા. રાજકન્યાની ચિત્રલેહા નામની એક અતિ ચતુર દાસી હતી. તેણે રાજકન્યાના હૃદયનો મર્મ જાણી લીધો. એને કામ-વિકાર ઉત્પન્ન થયો છે અને તેનું ચિત્ત કોઈ પુરુષમાં લાગેલું છે, એવી તેને ખાત્રી થઈ ગઇ. એ દાસી ચિત્રકળામાં બહુ કુશળ હતી. એ સમયે તેણે જગતના મનુષ્યોનાં અને દેવદાનવોનાં ચિત્ર કાઢવાની શરૂઆત કરી. એ સમયમાં હિંદુસ્તાનની સ્ત્રીઓ કળાકૌશલ્યમાં કેટલી પ્રવીણ હતી એનો પણ તમને આથી કંઇક ખ્યાલ આવશે. ચિત્રલેહાએ અનેક ચિત્રો કાઢયાં પણ તેની કાંઇ અસર થઈ નહિ. આખરે તેણે શ્રીકૃષ્ણનું ચિત્ર આલેખ્યું. એ જોઇ ઉષાની નાડી ધડકવા લાગી. આથી શ્રીકૃષ્ણ એનું પ્રેમપાત્ર હશે એમ ચિત્રલેહાને શંકા થઈ; પણ તેથી જોઇએ તેવી અસર ન થઈ. ચિત્રલેહાએ શ્રીકૃષ્ણના પુત્ર મદનનું ચિત્ર કાઢયું એટલે તો નાડીના ધબકારા વધવા લાગ્યા. પછી મદનના પુત્ર અનિરુદ્ધનું ચિત્ર કાઢતાં તો અંતઃકરણ ઉછળવા લાગ્યું અને લજ્જા દૂર થઈ ગઇ. આવી રીતે રાજકન્યા ઉષાના રોગનું સાચું કારણ સમજાઇ આવ્યું અને કેટલાક બનાવો બન્યા પછી એનો અનિરુદ્ધ સાથે વિવાહ થયો. આ ઐતિહાસિક વાર્ત્તા છે અને સંપૂર્ણ સત્ય છે.

અહીં એ પ્રશ્ન ઉદ્ભવે છે કે ચિત્રલેહાએ સર્વ દેવદાનવ અને રાજા મહારાજાઓને જોયા હશે? જોયા વિના એ બધાંનાં ચિત્ર કેવી રીતે આલેખી શકી હશે? નહિ, તેને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઇ હતી; પરમાત્માનું એ તાદાત્મ્ય પામી ચૂકી હતી; પ્રકૃતિનો પટાન્તર તેને માટે બંધ ન રહેતાં સ્પષ્ટ થઈ ગયો હતો. આ પ્રમાણે તમને જોઇએ તેટલાં ઉદાહરણ આપી શકાય તેમ છે; પણ તેની આવશ્યકતા નથી. જગતમાં સર્વ જ્ઞાન પ્રાપ્ત કરી આપનારી વસ્તુ કે શક્તિ—એ આંતરદૃષ્ટિ કે દિવ્યદૃષ્ટિ છે, એટલું કહેવુંજ માત્ર પૂરતું છે.

વેદાન્તશાસ્ત્ર આવાં અનેક સુંદર દૃષ્ટાંતોથી ભરપૂર છે અને વિખ્યાત છે. ગ્રંથોમાંથી અને વિશ્વવિદ્યાલયમાં અધ્યાપકો પાસેથી મેળવાતા જ્ઞાન કરતાં આ આન્તરદૃષ્ટિએ પ્રાપ્ત થતું અધ્યાત્મજ્ઞાન કેવા ભિન્ન પ્રકારનું છે તેનું એક ઉદાહરણ હું આપું છું.

એક વાર એક રાજાને પોતાના મહેલની દિવાલોમાં અતિ અદ્ભુત રંગ પૂરાવી ચિત્રો આલેખવાનાં હતાં. એ કાર્ય માટે અનેક દેશના ચિતારા આવ્યા હતા. તેમાંથી બે ચિતારાને છેવટે પસંદ કર્યા અને તેઓના કાર્યની પરીક્ષાને માટે દરેકને સામ સામેની બે દિવાલોપર ચિત્ર કાઢવાનું કહ્યું. એક બીજાનું કરેલું કામ ન જોઇ શકે તે માટે બન્ને ભીંતોની વચમાં પડદા નાખવામાં આવ્યા હતા. કામ પૂરૂં કરવા માટે તેઓને એક પખવાડિયું આપવામાં આવ્યું હતું. એક ચિતારાએ મહાભારતના મહાન સુંદર દેખાવોનાં ચિત્રોથી ભીંત રંગવાનું શરૂ કર્યું. બીજા ચિતારાએ શું કર્યું તે સંબંધે હું તમને પાછળથી જણાવીશ. પખવાડિયું પૂરું થયું એટલે રાજા પોતાના પરિવાર સહિત એ ચિત્રો જોવા માટે આવ્યો. પહેલા ચિતારાએ પોતાની દિવાલ પાસેનો પડદો દૂર કર્યો એટલે અનેક સુંદર ચિત્રો જણાયાં અને એ જોઇને સર્વ આશ્ચર્યચકિત થઇ કહેવા લાગ્યા કે "કેટલું સુંદર કાર્ય છે! આનેજ ઇનામ મળવું જોઇએ." બધા પ્રેક્ષકો એમજ બોલી ઉઠયા કે "આના જેવું અદ્ભુત કાર્ય કોઇ કરી શકેજ નહિ, પરીક્ષામાં આજ ફતેહમંદ નિવડયો છે, માટે આનેજ બીજું જે કાંઇ કાર્ય કરાવવું હોય તે કરવાનો હુકમ આપવો જોઇએ."

ત્યાર પછી બીજા ચિતારા પાસે રાજા પોતાની સવારી સાથે ગયો અને એને એનો પડદો ઉંચકવાની આજ્ઞા કરી. પડદો ઉપડતાંજ પ્રેક્ષકો પત્થરની મૂર્ત્તિ જેવા સ્તબ્ધ થઈ ગયા. ત્યાં તો અદ્‌ભુત ચમત્કારજ થયો! પ્રેક્ષકોનાં મુખમાંથી શબ્દજ ન નીકળી શકયો! આ બીજા ચિતારાએ એવાં તે શાં અદ્‌ભુત ચિત્રો ચિતર્યાં હશે વારૂ! પહેલા ચિતારાએ કાઢેલાં સર્વ ચિત્રો આ બીજી ભીંતપર આબેહૂબ દેખાતાં હતાં અને તફાવત એટલોજ હતો કે પહેલા ચિતારાનાં ચિત્ર જરા સાફ અને ચકચકિત નહોતાં લાગતાં ત્યારે બીજા ચિતારાનાં ચિત્ર એટલાં તો સુઘટ, લીસાં અને પ્રકાશિત માલૂમ પડતાં હતાં કે એક ન્હાનીશી માખી બેઠી હોય તો તે પણ લપસી પડે! વળી અદ્‌ભુત આશ્ચર્યકારક સૌંદર્ય તો એ હતું કે બીજા ચિતારાનાં ચિત્ર દિવાલમાં ત્રણેક વાર ઉંડાં ચિતર્યાં હોય એવાં જણાતાં હતાં. બીજા ચિતારાનું આવું ચોકખું કામ શાથી થયું હતું? તેણે દિવાલને પંદર દિવસ સુધી ઘસ્યાજ કરી હતી. એમ કરવાથી તે એટલી તો પારદર્શક અરીસા જેવી થઈ ગઈ હતી કે પડદો ખસેડતાંજ બીજી દિવાલપરનાં બધાં ચિત્રો એમાં પ્રતિબિંબિત થઈ ગયાં હતાં.

આવી રીતે જ્ઞાન પ્રાપ્ત કરવાના બે માર્ગ છે. તેમાંનો એક તો ઉપરની વાર્ત્તામાં વર્ણવ્યા પ્રમાણે પહેલી ભીંતપર ચિત્ર કાઢવા જેવો છે; અર્થાત્ ભૂગોળશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વગેરે અન્ય શાસ્ત્રોનાં ચિત્રો એટલે કે જ્ઞાનભંડાર આપણા મસ્તિષ્કમાં ભરવો. જ્ઞાન પ્રાપ્ત કરવાના આ માર્ગથી તમને અવશ્યમેવ જ્ઞાન પ્રાપ્ત થશે, પહેલા ચિતારાની પેઠે તમે એ જ્ઞાનરૂપી રંગો તમારા હૃદયપર ચિતરી શકશો; છતાં પણ પ્રિય બાંધવો! જગતનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો એક બીજો પણ માર્ગ છે. એ માર્ગ વિચારોને અંતરમાં ઠસાવવાનો-ભરી રાખવાનો નહિ પણ અંતઃકરણના મળને દૂર કરી ઉપયોગી વિચારોનું સાધન કરવાનો છે. અંતઃકરણને સ્વચ્છ અને પવિત્ર કરવાનો તે માર્ગ છે. પરમાત્મામાં અંતઃકરણને લીન કરવાની એ ક્રિયા છે. એમર્સન કહે છે કે **પ્રકૃતિના અંતર સાથે તારા અંતરનો તાર જોડી દે, એટલે સર્વ ભેદ તારી પાસે સ્ફુટ થઇ જશે.** સર્વેશ્વરની સાથે તાદાત્મ્ય અનુભવવાનો માર્ગ આજ છે. વૉલ્ટ વ્હિટમેન કહે છે કેઃ-"સર્વની સાથે એકતા અનુભવ્યા વિના સર્વ જાણી શકાતું નથી." સર્વ જાણવું એટલે સર્વની સાથે ઐકય અનુભવવું.

જગતના સર્વ મહાન આદ્ય લેખકો અને બુદ્ધિમાન પુરુષોને કયાંથી જ્ઞાન પ્રાપ્ત થયું હતું? આ દેશમાં અનેક પ્રૉફેસર, ધર્મશાસ્ત્રી, "ડૉકટર ઑફ ડિવિનિટિ" અને એવી અનેક પદવી મેળવેલા મહાન પંડિતો છે; અને તેમણે પોતાનું આયુષ્ય મહાન ગ્રંથોના અભ્યાસમાંજ વિતાવ્યું છે; પરંતુ ખ્રિસ્તના જેવો સુંદર અને અપૂર્વ ઉપદેશ એમાંના કેટલાંએ આપેલો છે તે કહો જોઇએ? અમેરિકામાં આટ આટલા લેખકો અને વક્તાઓ થઈ ગયા છે, પણ એ સર્વ વ્યાખ્યાનો અને ભાષણોમાં ખ્રિસ્તના સપ્તશબ્દોના ભાષણ જેટલું જોસદાર ભાષણ કોઇનું પણ થયું નથી. એ સાત શબ્દના વ્યાખ્યાનની તમને સર્વને ખબર છે. "**મને સ્વાતંત્ર્ય આપો અથવા તો મૃત્યુ આપો.**" એજ તે ભાષણ છે. ગણિતના તથા તત્ત્વજ્ઞાનના કેટલા બધા પ્રૉફેસર થઈ ગયા, પણ તે બધામાંથી કેટલાએ ન્યૂટનના "પ્રિન્સિપિયા" નામના સુંદર ગ્રંથના જેવો બીજો એક પણ ગ્રંથ લખી આપ્યો છે? એ બધું જ્ઞાન એને ક્યાંથી મળ્યું હતું? ગણિતના ગ્રંથોમાંથી જે જ્ઞાન એને મળ્યું હતું એની તુલના એણે જે જ્ઞાનજ તને આપ્યું એની સાથે સરખાવતાં કશીજ ગણત્રીમાં નથી. એ જ્ઞાન એણે કોઇ ઉચ્ચત્તમ માર્ગે પ્રાપ્ત કર્યું હતું. શેકસપિયરનાં નાટકો આજે પણ વિશ્વવિદ્યાલયના એમ. એ. વર્ગના

વિદ્યાર્થીઓ ભણે છે. એ બિચારો શેકસપિયર કોઈ પણ વિદ્યાલયનો ગ્રેજ્યુએટ નહોતો, છતાં પણ એણે એવાં પુસ્તકો લખ્યાં છે કે ગ્રેજ્યુએટ થવા માટે વિદ્યાર્થીઓએ તેનો અભ્યાસ કરવો પડે છે. વર્તમાન સમયનો મહાન વિજ્ઞાનશાસ્ત્રી હર્બર્ટ સ્પેન્સર કોઇ પણ વિશ્વવિદ્યાલયનો ગ્રેજ્યુએટ નહોતો. કોઇએ એને કહ્યું કે “ આપનું વાચન અતિ વિશાળ હશે. ” એણે ઉત્તર આપ્યોઃ-“ ના, સાહેબ, જો હું બીજાઓના જેટલો વિશાળ વાચક હોત તો હું તેટલોજ મૂર્ખ કે શંખ રહ્યો હોત.” આવાં ઉદાહરણોપરથી આપણે જોઇ શકીએ છીએ કે જેણે જેણે આ શાસ્ત્ર કે જ્ઞાનની પ્રગતિ કરી છે તેઓએ પોતાની કલ્પના અને અપૂર્વ જ્ઞાન, તે કાળે અસ્તિત્વમાં આવેલાં પુસ્તકોમાંથી મેળવેલું નથી. ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે એ અપૂર્વ કલ્પનાશક્તિ અને જ્ઞાન ક્યાંથી આવ્યાં ?

પ્રિય બન્ધુઓ ! માધુર્યની મૂર્તિઓ ! જરા બુદ્ધિપૂર્વક વિચાર કરો. તમારા માંહેનાં સત્યમાં-આત્મામાં-ઈશ્વરમાં લીન થયાથી-તેની સાથે ઐક્ય પ્રાપ્ત કરવાથીજ એ જ્ઞાન મળે છે. સર્વ સુખનો, જીવનનો, પ્રકાશનો, આનંદનો ઉગમ તમારી અંદરજ છે-તમારો આત્માજ છે. સર્વ જ્ઞાન-સર્વ સુખ આપણો અંતર્યામી છે, એવો વિચાર થોડો સમય એકાન્તમાં બેસીને કરો એટલે તમને તેનો અનુભવ થશે.

આ અપૂર્વ જ્ઞાન કિંવા દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત કરવા માટે હિંદુસ્તાનમાં કયો માર્ગ ગ્રહણ કરવામાં આવતો એ હું તમને કહું છું. વેદના ગ્રંથો દેવતાઓ અથવા ઇશ્વરે લખેલા છે એમ હિંદુ લોક કહે છે, તેનો અર્થ એ કરવાનો છે કે જ્યારે ઋષિઓએ વેદ લખ્યા ત્યારે તેઓ દેહભાવ રહિત થયા હતા, અને તેઓએ પોતાના અહંકારનો સંપૂર્ણ ત્યાગ કર્યો હતો. એ સ્થિતિમાં જે આધ્યાત્મિક તત્ત્વો એમણે જોયાં-તેમના અનુભવમાં આવ્યાં એને તેઓએ વેદાંત ગ્રંથમાં યોજ્યાં; તેથીજ ઋષિઓને મંત્રદ્રષ્ટા કહેવામાં આવે છે. હવે હિંદુ ધર્મશાસ્ત્રોમાં એવું પણ લખેલું છે કે સર્વ વેદો વૃક્ષની પેઠે પ્રણવ-બીજમાંથી ઉત્પન્ન થયા છે. આ બન્ને વિધાનનો મેળ કેમ મેળવવો ? જે લોકોએ-જે ઋષિઓએ વેદ લખ્યા છે; તેનાં આદિકારણ એ ઋષિઓ નથી, પણ દીપકમાંથી પ્રકાશ અને પુષ્પમાંથી મકરન્દ છૂટે તેમ એ વેદમંત્રો એ ઋષિઓમાંથી ઉદ્ભવ્યા છે. આનો ભાવાર્થ શું ? વસ્તુતઃ એમ વાર્ત્તા છે કે જે જે લોકોને એ અદ્ભુત પ્રેરણા મળી છે તેઓએ ઇશ્વરસાક્ષાત્કાર કર્યો હતો. દેહાધ્યાસની-અહંભાવની તુચ્છ ભાવનામાંથી જેઓ પર થઇ ઉચ્ચતમ આનંદમાં રમી રહ્યા હતા તેઓએજ એ સર્વ પ્રકાશ અને બળ પ્રણવ-ૐના ગાનમાંથી મેળવ્યાં હતાં.

પ્રણવમંત્રનો જપ એટલે માત્ર હોઠનો ઉચ્ચાર નથી. એમાં એથી કાંઈ અધિક વિશેષતા છે. કંઠ કે ઓષ્ઠ જ્યારે પ્રણવનો ઉચ્ચાર કરતા હોય ત્યારે અંતઃકરણમાં એનો બુદ્ધિપૂર્વક વિચાર કરવો જોઇએ અને ચિત્તની વૃત્તિઓમાં એનો અતિ ઉત્તમ ભાવનાથી સદાભાસ કરાવવો જોઇએ. આમ આ પ્રણવના ત્રિવિધ જાપથીજ તમે પરમાત્મા સાથે એકતા અનુભવીને પ્રકાશ અને જ્ઞાનાનંદ પ્રાપ્ત કરી શકો છો. એ ઋષિઓએ આ માર્ગ ગ્રહણ કર્યો હતો અને એ વિધિથી દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત કરી હતી. પ્રણવમંત્રનો શું અર્થ છે અને એની શું વ્યાપ્તિ છે એનું સવિસ્તર વિવેચન તો કોઈ અન્ય પ્રસંગે કરીશું; પણ એ અર્થનું વિવેચન કર્યા પહેલાં આજે ધ્વનિ ઉપર પ્રણવની શું અસર અને સંબંધ છે એનું થોડું વિવેચન કરીશ.

શબ્દોના ધ્વનિ સાથે ઇશ્વરનો કાંઇ સંબંધ છે કે નહિ એ સમજવા જેવું છે. ૐ એ પરમાત્માની-પવિત્રમાં પવિત્રતમ આત્માની અત્યંત સ્વાભાવિક અને સત્ય સંજ્ઞા-નામ-છે. એ

'રામ' અત્યારે સિદ્ધ કરશે. ૐ શબ્દ કોઈ અમુક ભાષાનોજ શબ્દ નથી. હિંદુઓએ એનો સ્વીકાર કર્યો, એનો અર્થ એમ થતો નથી કે એ શબ્દ સંસ્કૃત ભાષાનોજ છે. ૐ એતો સ્વાભાવિક શબ્દ છે, કુદરતી મંત્ર છે, અને એ સ્વતઃસિદ્ધ શબ્દ છે. આ સંસ્કૃત ભાષાનો, હિંદુ લોકોનો શબ્દ છે માટે તેનો ત્યાગ કરવો એટલે તો 'પારકું એટલું પાખંડી' માનીને સદ્વસ્તુનો ત્યાગ કરવા જેવું છે. હિંદુ લોકોનો એ શબ્દ છે અને સંસ્કૃત ભાષાનો છે એટલા માટે તેને ફેંકી ન દેશો. સંસ્કૃત ભાષાના વ્યાકરણમાં અન્ય શબ્દની પેઠે આ ૐ શબ્દને જાતિ કે વિભક્તિના પ્રત્યયો નથી લાગતા. એટલે એવી રીતે પણ એ સંસ્કૃત શબ્દ નથી. એ સ્વતઃ શક્તિવાળો નૈસર્ગિક શબ્દ છે. તેથીજ હિંદુઓએ એનો સત્કાર કરી લીધો છે. પ્રત્યેક બાળક એજ ધ્વનિ સાથે જન્મે છે. જન્મીને બાળક પ્રથમ કયો શબ્દ ઉચ્ચારે છે ? અં, ઉં, અમ્ અથવા મં, મં, ઉં, અં એ ત્રણે શબ્દો-ત્રણે ધ્વનિનો ૐકારમાં આતર્ભાવ થાય છે. ફ્રેન્ચ ભાષામાં 'અ'ની સાથે 'ઉ' આવે તો સંધિ થાય છે, સંસ્કૃતમાં પણ એજ નિયમ છે. આવી રીતે પ્રાણી પરલોકમાંથીજ ૐ એ શબ્દ લઈને જન્મ લે છે. વળી માંદા માણસને પણ કયો શબ્દ બોલવાથી આરામ થાય છે ? અહ્-અંહ્ એવો શબ્દ બોલવાથી રોગીને થોડી વિશ્રાન્તી મળે છે. અતિશય વેદના થતી હોય ત્યારે એ ૐ શબ્દથી દુઃખ કમી થાય છે. બાળકોને જ્યારે બહુ આનંદ થાય છે ત્યારે પણ ઓ, ઓ, એવાજ ઉચ્ચારો કરીને કૂદે છે. ઉત્તરમાં પાઘડી કે ટોપીથી ઢાંકેલું શિર, દક્ષિણે બુટ તથા જોડા, પૂર્વ પશ્ચિમે એક એક બાહુ, આ પ્રમાણે પાંચ છ ફીટમાં બંધાઇ ગએલી દેહભાવનામાંથી બહાર પડીને અહંકાર વિરહિત થયા એટલે તમને અવર્ણનીય સ્થિતિ પ્રાપ્ત થાય છે. એ સ્થિતિ ૐ શબ્દથી બહુ સારી રીતે દર્શાવાય છે અને એ સ્થિતિમાં એજ શબ્દ મુખથી બહાર પડે છે. એ શબ્દનું સર્વ ભાષામાં પ્રમુખસ્થાન છે. તમારી ભાષામાં Omni-present, Omnicient, Omnipotent 'સર્વવિભુ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ ઇત્યાદિ પરમાત્માનાં જે મધુર નામો છે, એનો આરંભ Om ૐ શબ્દથીજ થાય છે. તેવીજ રીતે તમારી પ્રાર્થનામાં ભાષણ પૂરૂં થાય છે એટલે તમે Amen-'આમેન' એમ બોલો છો. પર્શિયન અને અરબી લોક 'અમિન' એમ કહે છે. 'આમેન' 'અમિન' શબ્દ તમોને મૌનવૃત્તિ-ધ્યાનમાં એટલે પરમાત્માની સમીપ લઈ જઇને મૂકે છે. આ સ્થિતિનું વર્ણન હિંદુ લોકોએ આમ કર્યું છેઃ—

**यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।**

અહીં મન સાથે વાણી નિરાશ થઈને પાછાં વળે છે.

આમેન, આમીન એ આ ૐ શબ્દનોજ અપભ્રંશ છે, અને તેથી એ પરમેશ્વરનું અત્યંત સ્વાભાવિક નામ છે એમ સિદ્ધ થાય છે.

હવે એક બીજી વાત લો. તમારી શ્વસનક્રિયામાંથી કેવો અવાજ થાય છે એ તમે કદી તપાસી જોયું છે ? ન જોયું હોય તો આપણે હવે જોઇએ. એકાન્તમાં બેસી નિરાંતે જોરથી શ્વસનક્રિયા કરો. શ્વાસ અંદર લેતાં "सा" એવો અવાજ થાય છે, અને શ્વાસ બહાર કાઢતાં "हम्" એવો થાય છે નહિ વારૂ ? એટલે કે તમારી શ્વસન ક્રિયાના જેવોજ **सोहम्** એવો ધ્વનિ ઉત્પન્ન થાય છે. **सोऽहम्** એનો સંસ્કૃતમાં અર્થ છે; અને એ અર્થનો અંગ્રેજી ભાષાએ સ્વીકાર કરવો જોઇએ. ઇંગ્લિશ, ફ્રેન્ચ, સ્કૅન્ડિનેવિયન, રશિયન, ગ્રીક અને ફારસી ભાષાઓ સંસ્કૃત ભાષામાંથી ઉત્પન્ન થયેલી છે. સંસ્કૃત ભાષાની આ ભાષાઓ પુત્રીઓ છે, એમ ભાષાશાસ્ત્ર-શબ્દશાસ્ત્ર (Philology) થી સિદ્ધ થાય છે. તો પછી માતાનું ધન પુત્રીએ શા માટે ન લેવું જોઇએ ? **'सो'** એટલે તે અને **हम्** એટલે હું; એટલે **सोऽहम्** એટલે "તે હું છું"—" **अहं ब्रह्मास्मि.** " **सोऽहम्**

શબ્દમાં स અને ह એ બે વ્યંજનો છે, અને બાકીના સ્વર છે. સ્વરનો ધ્વનિ મુખ્ય સ્વતંત્ર હોય છે, અને વ્યંજનનો ઉચ્ચાર સ્વરનાં અવલંબન વિના થતો નથી. सोहम् શબ્દમાંથી પરતંત્ર અથવા પરાધીન વ્યંજનો स અને ह ને કાઢી નાખીએ એટલે ॐ શબ્દજ આપણી પાસે રહે છે; અને શ્વસનક્રિયામાં એ શબ્દજ મુખ્ય છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે તમારા અંદરનું જીવન એટલે કે તમારો અંતરાત્મા અથવા તો સર્વને જીવન આપનાર પરમાત્મા, એનું અત્યંત સ્વાભાવિક નામ ॐ છે.

પ્રણવના ગાનમાંથી ઉચ્ચ સૂક્ષ્મ લહરિ કેવી રીતે ઉત્પન્ન થાય છે, અને આપણી પણ કેવી રીતે ઉન્નતિ થાય છે એનો હવે શાસ્ત્રીય દૃષ્ટિથી વિચાર કરીએ.

ધ્વનિ બે પ્રકારના છે. વ્યાકરણમાં આ બે પ્રકારના ધ્વનિનાં સ્પષ્ટ કિંવા વ્યક્ત ધ્વનિ–વર્ણાત્મક ધ્વનિ અને અસ્પષ્ટ કિંવા અવ્યક્ત ધ્વનિ–ધ્યાનાત્મક ધ્વનિ એવાં નામ છે. વર્ણાત્મક ધ્વનિ વર્ણમાળાના અક્ષરોવડે સ્પષ્ટપણે ઉચ્ચારી શકાય છે. ધ્યાનાત્મક ધ્વનિ એવી રીતે બોલી શકાતો નથી. વર્ણાત્મક ધ્વનિનો મસ્તિષ્ક સાથે–મસ્તિષ્કના જ્ઞાન સંબંધી વિષય સાથે સંબંધ છે; અને ધ્યાનાત્મક ધ્વનિનો અંતઃકરણની વૃત્તિ સાથે સંબંધ છે. વર્ણાત્મક ધ્વનિનું ક્ષેત્ર અતિ સંકુચિત છે. ઉદાહરણ તરીકે હું આપની સાથે અંગ્રેજી ભાષા બોલું છું, પણ જેને અંગ્રેજી સારૂં આવડતું હશે એનેજ મારા ભાષણની સમજ પડશે; બીજાને નહિ પડે. બીજો એક માણસ તમારી પાસે આવીને ફારસી અથવા સંસ્કૃત ભાષા બોલવા માંડશે, એટલે એ શું કહે છે એની તમને સમજ નહિજ પડે; પણ ધારો કે એજ મનુષ્ય રડવા માંડે, એટલે એને કોઈ પણ વસ્તુની જરૂરત છે કે કાંઈ દુઃખ છે, એમ તમે સમજી લેશોજ. કોઈ પણ મનુષ્ય તમારી પાસે આવીને સંસ્કૃત કે ફારસી અથવા જાપાની ભાષામાં બોલવા માંડે તો તેનું હૃદગત તમારાથી સમજી શકાશે નહિ, પણ તે મનુષ્ય હસવા માંડશે એટલે તરતજ સમજાશે. એક મનુષ્યનું હાસ્ય કે રૂદન એ અક્ષરોનું ન હોતાં ધ્યાનાત્મક ધ્વનિનું છે; અને તે ધ્વનિ આપણાં હૃદ્ગત બીજાને સમજાવે છે અને આપણું કાર્ય પાર પાડે છે. નાના બાળકને કોઈ પણ ભાષા બોલતાં આવડતી નથી; પણ એની પ્રેમની ભાષા બધા સમજે છે. ધારો કે અહીં એક બિલાડી આવી છે. "અહીંથી ચાલી જા." એમ એને ફારસી, સંસ્કૃત, અરબી કે અંગ્રેજી ભાષામાં કહેશો એમાં એને કંઇ સમજણ નહિ પડે; પણ હાથની એક તાળી વગાડતાંજ તે પલાયન કરી જશે. વર્ણાત્મક ધ્વનિ કરતાં ધ્યાનાત્મક ધ્વનિથી હરકોઈ કાર્ય સત્વર સિદ્ધ થાય છે. ધ્યાનાત્મક ધ્વનિની ભાષા સાર્વત્રિક છે; અને એની સીમા કે સ્થાન મસ્તિષ્કથી નીચે છે. સત્તરમા અને અઢારમા શતકના પાશ્ચાત્ય તત્ત્વજ્ઞો, મનુષ્યમાં નિયામક શક્તિ (શક્તિનું કેન્દ્ર) મસ્તિષ્કમાં કોઇ સ્થળે રહેલી સમજે છે, પણ હવે તેઓની ભૂલ સ્પષ્ટ સમજાઇ ગઈ છે.

શક્તિનું કેન્દ્ર (આત્મા) હૃદયના નાડીચક્રમાં છે, એમ આધુનિક તત્ત્વજ્ઞોની નજરમાં આવી ગયું છે; એટલે કે ધ્યાનાત્મક ધ્વનિની ભાષા મસ્તિષ્કમાંથી નીકળીને હૃદયમાં આવી છે અને તે અનેકને સમજાય છે એમ અમે કહીએ છીએ. એક સ્ત્રીને એ... કહેતાં મેં સાંભળી છે કે "તમે મને ચર્ચમાં–દેવળમાં ઉપદેશ નહિ સંભળાવી શકો/ પણ સંગીત સંભળાવી શકશો." ચર્ચમાં લોકોને ઉપદેશ કરતાં સંગીત વિશેષ પ્રિય ...ઇ પડે છે એવો તમારો સર્વનો પણ અનુભવ છે. એમ થવાનું કારણ શું? ચર્ચનો ઉપદેશ/ વર્ણાત્મક ધ્વનિ)

મસ્તિષ્કમાંથી નીકળે છે ત્યારે સંગીત (ધ્યાનાત્મક ધ્વનિ) તેની નીચે હૃદયમાંથી નીકળે છે અને તમારાં દુઃખ હરી લઈને તમને તત્કાલ શાન્તિ અર્પે છે. ઇસ્ટ ખોરેદામાં મારો એક મિત્ર છે, એના કારખાનામાં જ્યારે મજુરોમાં કલહ ઉત્પન્ન થાય છે ત્યારે તે કામને થોભાવીને તરતજ પિયાનો વગડાવે છે. એનાથી જ્યારે અર્ધા કલાકમાં શાન્તિ ફેલાઇ જાય છે એટલે પછી પહેલાંની પેઠેજ કામ શરૂ થાય છે. સંગીતની-રણવાદ્યની-રણભૂમિપર કેવી અસર થાય છે એ તો તમે સર્વ જાણતા હશોજ.

ગ્રીક દેવતા એપોલોના સંગીતમાંથી ટ્રાય શહેરની ઉત્પત્તિ થઇ છે, એમ કહેવામાં આવે છે. તેવીજ રીતે ઇટાલીના કિનારાપર રહેનારી મોહિની વનદેવતા (Sirens) ના વિષયમાં પણ તમે સાંભળેલું છે. આ વનદેવતા પોતાના સંગીતના યોગથી સમુદ્રપર આવતા જતા લોકોપર મોહજાળ નાંખતી અને લોકો ફસીને તેની જાળમાં પડતા એટલે ત્રણ દિવસ સુધી એમને નાના પ્રકારના ભોગ આપીને ચોથે દિવસે તેને મારી નાંખતી હતી. એના સંગીતનો મોહ એટલો બધો વિલક્ષણ હતો કે ચોથે દિવસે પોતે મરી જનાર છે એમ જાણવા છતાં પણ લોકો એની જાળમાં આવી ફસાતાં.

ગ્રીક પુરાણોમાં કાલિઓમ દેવતાના પુત્ર આરફસકવિ એટલું તો મનોહર સંગીત કરતા કે વહેતા ઝરા પણ એમનું ગાન સાંભળવા ઉભા રહી જતા હતા, અને સિંહ, ગાય, ઘેટાં ઈત્યાદિ જનાવરો એની પાસે દોડી જઇને પોતાનો નૈસર્ગિક-વૈરભાવ ભૂલી જઇને ગાન સાંભળતાં ઉભાં રહેતાં હતાં. સેંટ સેસિલાએ પોતાનું ગાન સંભળાવવા એક દેવદૂતને નીચે ઉતાર્યો હતો એમ કહેવાય છે; પણ આરફસ તો મૃત પ્રાણીઓને સ્વર્ગમાં પણ ઉન્નત કરતો હતો તેથી એની યોગ્યતા સેસીલા કરતાં અધિક છે. સંગીત એટલે શું ? સંગીત એ ધ્યાનાત્મક ધ્વનિનો પ્રકાર છે અને એનો પ્રભાવ કેટલો વિલક્ષણ છે ? કોઇ વિશિષ્ટ ધ્વનિનું કોઈ વિશિષ્ટ પરિણામજ આવે છે એમ આધુનિક શાસ્ત્ર સિદ્ધ કરે છે. વળી શાસ્ત્રને ઠીક રીતે સિદ્ધ કરતાં આવડતું ન હોય તોપણ ધ્યાનાત્મક ધ્વનિનું તો વિલક્ષણ પરિણામજ આવવાનું. પ્રણવનું ગાન આજ ધ્યાનાત્મક ધ્વનિનો એક પ્રકાર છે. વિશ્વાત્મા સાથે-પરમાત્મા સાથે તાદાત્મ્ય કરી આપવાની એ ધ્વનિમાં-પ્રણવના ગાનમાં-વિલક્ષણ શક્તિ છે, એ અનુભવ સિદ્ધ છે. આ વિષયમાં શાસ્ત્રની પ્રગતિ હમણાં અટકી પડેલી છે; પણ આગળ ઉપર તે સિદ્ધ કરીને જરૂર દેખાડશે. દરમ્યાન પણ સત્ય તો સત્યજ રહેવાનું. અનેક યુગોના અનુભવની કસોટીમાં ઉતરેલું આ વેદાન્તરત્ન હું તમારી પાસે ધરૂં છું. તેની યોગ્ય પરીક્ષા કરીને તેનો સ્વીકાર કરો. આ ઉપર જણાવેલા માર્ગથીજ આર્યાવર્ત્તના લોકોએ પ્રાચીનકાળની-દિવ્યદૃષ્ટિ-અંતર્દૃષ્ટિ મેળવી હતી.

ૐ ૐ ૐ

---



# ૩૦–સુધરેલા જગતપર હિંદુસ્તાનનું આધ્યાત્મિક ઋણ.*

આજ સવારે જિજ્ઞાસુઓની સાથે વાર્તાલાપ કરતાં 'રામ'ના હોઠમાંથી એક એવો ઉદ્ગાર નીકળી ગયો કે "હું કદી જન્મ્યો છું એવું મને સાંભરતુંજ નથી. ખરેખર હું અજર અને અમર છું; અને હું કોઈ પણ દિવસે મરીશ એવી પ્રતીતિ મને જગતમાંથી કોઈ પણ કરાવી શકે તેમ નથી."

હિંદુસ્તાનની એક મહા ચમત્કારિક વાત હમણાં અહીં ઉપલબ્ધ થઇ છે. થોડા દહાડા પહેલાં મિનાપોલિસમાં ભાષણ થઇ રહ્યું એટલે એક સન્નારી 'રામ' પાસે આવી અને કહેવા લાગી–"સ્વામીજી હિંદી સ્ત્રીઓ શું આજ પણ પોતાનાં બાળકોને ગંગામાંના કાચબાઓ પાસે ફેંકી દે છે?"

મેં તેને કહ્યું:–"ઓ દેવિ! મને પણ ગંગામાં ફેંકી દીધો હતો, પણ તમારા બાયબલના જોનની પેઠે હું નીકળી આવ્યો!"

વાસ્તવિક હકિકત તો એમ છે કે હું ગંગાના મુખથી તે તેના મૂળ સુધી પગે ચાલીને ફર્યો છું, મારી સાથે ફરવા આવનારાં જાણે છે કે આ મારો નાનો દેહ રોજ ચાલીસ માઈલ ચાલી શકે છે. ગંગાને કાંઠે હું બહુ ફર્યો છું અને એ નદી એટલી પવિત્ર તથા સ્વચ્છ છે તથા તેનો પ્રવાહ પણ એટલા જોરમાં વહે છે કે જેથી તેમાં કાચબા કે મગર રહેવાનો સંભવ તો શાસ્ત્રીય દૃષ્ટિએ પણ અશક્ય છે. કાચબા તો મેલા, ગંધાતા બંધ પાણીમાં જ રહે છે. ગંગામાં તે કદીએ દૃષ્ટિએ પડતા નથી. આવાં ખોટાં ગપ્પાં ફેલાવનારાને ધન્ય છે!

અહીં એક હિંદુ વિદ્યાર્થી ઉપર એક અદ્ભુત પ્રસંગ આવી પડયો હતો. તેનો મને પરમ દહાડે સિયાટલમાંથી પત્ર આવ્યો છે, તેમાં તે લખે છે કે એક સ્પિરિચ્યુઅલ સંસ્થામાંથી તે પોતાને ઘેર જવા નીકળ્યો હતો એટલામાં તે જે ડબામાં બેઠો હતો એજ ડબામાં એક તરુણ કુમારિકા આવીને બેઠી. તે બન્ને એકજ સ્ટેશને ઉતર્યાં; કારણ કે તેઓનાં ઘર પાસે પાસે હતાં. એક કલાક પછી એક પોલિસે તે વિદ્યાર્થીને પકડયો અને ૭ કલાક તેને તુરંગમાં કાઢવા પડયા. બીજે દિવસે તેની તપાસ થઇ. કુમારિકાની ફરીઆદ એવી હતી કે "કાળા કાળા ડોળામાંથી પાણીદાર અને ચમત્કારિક નેત્રોવડે એ હિંદી વિદ્યાર્થીએ મારી સામે જોયું હતું. તેથી મને મૂર્છના આવવા જેવું થયું ને હું ગભરાઇ ગઈ!" અહા દેવ! એકાદ ગરીબ હિંદુ અમેરિકામાં આવે તે પહેલાં પોતાની કાળી આંખો તેણે ક્યાં રાખી આવવી? આ દેશના ઘણાખરા ભાગમાં હિંદુના સંબંધમાં આવી વિચિત્ર કલ્પના પ્રચલિત છે.

હવે આપણે બીજી એટલે ઉજળી બાજુનો વિચાર કરીએ. પૂર્વે હિંદુસ્તાનમાં અનર્ગળ સંપ-

---

* તારીખ ૨૯ જુલાઈ ૧૯૦૪ના રોજ આપેલું વ્યાખ્યાન.

ત્તિ ભરી હતી. હિંદુસ્તાન સંપત્તિનો ખજાનો છે, અને એ સુવર્ણભૂમિ છે, એવી વિખ્યાતી સર્વ દેશોમાં એ સમયે પ્રસરી રહી હતી. સમસ્ત યૂરોપમાં હિન્દુસ્તાનનો મોહ ફેલાઇ રહ્યો હતો. હિંદુસ્તાનનાં આવાં મોહક વર્ણનો સાંભળીને યૂરોપના બધા પ્રદેશોના રાજાધિરાજોનાં મન આ દેશપ્રતિ આકર્ષાયાં હતાં; હિંદુસ્તાનને પોતાનો કરી લેવા સૌ કોઈ અધીરા થઇ રહ્યા હતા. હિંદુસ્તાનની સંપત્તિ મેળવવા અને અધિકાર પ્રાપ્ત કરવા, યૂરોપના દેશોમાંથી લોકો આવ્યા કરતા હતા. એમાંના કેટલાએકે વાયવ્ય દિશાએથી આવવાનો પ્રયત્ન કર્યો. કોલમ્બસના મનમાં હિંદુસ્તાનનો નજદીકનો માર્ગ શોધવાનો જ વિચાર હતો અને એ શોધમાંજ—એ નવીન માર્ગ શોધવાના પ્રયાસમાંજ તેનાથી આ અમેરિકાની અચાનક શોધ થઈ ગઇ હતી. એક સમય એવો હતો કે આવી રીતે જ્યારે ભૌતિક સંપત્તિને લીધે પણ હિંદુસ્તાનની દેશ-વિદેશમાં અતિ વિખ્યાતિ હતી. ફારસી અને ગ્રીક મુસાફરોએ હિંદુસ્તાનનાં મંદિરોનાં જે સુંદર વર્ણનો લખ્યાં છે એમાંથીજ માત્ર તમારી સમક્ષ થોડું રજુ કરૂં છું. એક મંદિરમાં તો એ સમયે દશ હજાર નોકર હતા અને એ મંદિરની છતમાં હીરામાણેક જડેલાં હતાં. હિંદુસ્તાનની એ સંપત્તિના વિષયમાં તમને જો ઐતિહાસિક પુરાવાની આવશ્યકતા હોય તો હું તમને વૉર્ન હેસ્ટીંગ્સ અને લૉર્ડ ક્લાઇવના વિષયનાં એડમંડ બર્કનાં ભાષણો વાંચવાની ભલામણ કરૂં છું.

હિંદુસ્તાનની બુદ્ધિ વિષયક સંપત્તિના સંબંધમાં પણ ઘણું કહી શકાય તેમ છે. હિંદુસ્તાનમાં એક માણસને સ્મરણશક્તિના અતિ અદ્ભુત ચમત્કાર ભર્યા પ્રયોગો કરતાં 'રામે' જોયો છે. એની આસપાસ કુંડાળું વળીને એકવાર સુમારે પચાસ કે સાઠ પુરુષો બેઠેલા હતા. તેમાંના પ્રત્યેકને હરકોઇ પુસ્તકમાંથી કાંઇ થોડો ભાગ વાંચી સંભળાવવાને કહ્યું હતું, કોઇએ અંગ્રેજી તો કોઇએ અરબ્બી, કોઇએ હિંદુસ્તાની તો કોઇએ મરાઠી, એમ વિવિધ ભાષાનાં પુસ્તકોમાંથી સૌએ થોડું થોડું વાંચી સંભળાવ્યું. વિશેષમાં એ પ્રયોગ કરનાર પુરુષ અંધ હતો. દરેક વાંચનારે પોતે કેટલી લીટીઓ વાંચી હતી તે પણ તેને યાદ રહ્યું હતું. ત્યારપછી એ મંડળના દરેક માણસે ક્રમશઃ તેને એક એક લીટી કહેવી શરૂ કરી. એક માણસે પોતાના વીસ લીટીના ફકરામાંથી પહેલી લીટી કહી સંભળાવી, બીજા માણસે પોતાના તેર લીટીના ફકરાની પાંચમી લીટી કહી સંભળાવી અને એવી રીતે દરેકે જૂદી જૂદી લીટીઓ વારાફરતી કહી દીધી. આવી રીતે એ અંધ અવધાનીને સૌએ છૂટી છવાઈ અને આડીઅવળી લીટીઓ કહીને પોતાના ફકરા પૂરા કરી દીધા. સૌએ પોતાના વાચનની પૂરી લીટીઓ કહી દીધી એટલે એ અંધપુરુષે સૌને એ ફકરા મુખેથી કહી સંભળાવ્યા, અને એમાં એક પણ ભૂલ નહોતી! કેવું આશ્ચર્ય થયું હશે !×

માનસશાસ્ત્રની શોધના વિષયમાં પણ થોડું કહેવું આવશ્યક છે. હિંદુસ્તાનમાં એક એવો સ્વામી હતો કે જે પાંચ મિનિટ સુધી તદ્દન નિશ્ચેષ્ટ અને મૃતવત્ પડી રહ્યો હતો; પરંતુ હિમાલયમાં તો મેં એવા એવા સ્વામીઓને જોયા છે કે જેઓ લાગલાગટ મહીનાના મહીના સુધી પોતાના શરીરને જડવત્–શબવત્ સ્થિતિમાં રાખી શકે છે. એક સાધુ છ મહીના સુધી આવી રીતે શરીરને મૃતવત્ રાખી શકતો હતો. એ સાધુએ પોતાના શરીરને એક પેટીમાં મૂકવાની આજ્ઞા કરી હતી અને એ પેટીને જમીનમાં દાટી દેવરાવી હતી. છ મહીના

× પંડિત ગટ્ટુલાલજીના સંબંધમાં આ કથન હોવું જોઇએ. સંપાદક.

પછી તેણે કહેલી વિધિપૂર્વક એ પેટી કાઢી અને તેના કહેલા ઉપચારો અજમાવતાં એનું શરીર પુનઃ ચૈતન્યમય થયું હતું.* વ્હાલાંઓ ! આ ચમત્કારનો જરા વિચાર કરતાં શીખો ! એક મનુષ્ય ( ખ્રિસ્ત ) ત્રણ દિવસ સુધી શબવત્ પડી રહ્યો એ વાત ઉપર તો આખું યૂરોપ ગાંડું બન્યું છે; અને ત્રણ દિવસના ચમત્કારમાં તો એ વ્યક્તિ વિષયક કીર્તિ અને પૂજા શ્રદ્ધામાં સર્વ યૂરોપવાસીઓ સ્તબ્ધ બની ગયા છે; પરંતુ હિંદુસ્તાનમાં તો લોકો આવી રીતે છ છ મહિના પછી જાગ્રત–જીવન્ત–થાય છે, છતાંએ અમે તેને મહત્ત્વ આપતા નથી ! એ કાંઈ આધ્યાત્મિક ઉન્નતિ કે પરમાર્થની બાબત નથી; પણ માનસશાસ્ત્ર કે ઇંદ્રિય વિજ્ઞાનશાસ્ત્રનો એક પ્રકારનો શાસ્ત્રીય પ્રયોગ છે. વર્તમાન સમયના દાક્તરોને–શાસ્ત્રજ્ઞોને એ વિષયની ખબર-રજ નથી. તેઓએ પોતાના વિજ્ઞાનની શાખામાં પ્રવીણ થવું જોઇએ; એનો અધિક અભ્યાસ કરવો જોઇએ. અમે તો એ વસ્તુને તેને યોગ્ય મહત્ત્વજ આપીએ છીએ.

હવે આપણે પ્રશ્નની સમર્થનવાળી બાજુપર જઇએ તે પહેલાં એની નિષેધાત્મક બાજુનો થોડો વિચાર કરીએ. એ નિષેધાત્મક બાજુ આ પ્રમાણે છે. પરમ દહાડે એક સજ્જને આવીને કહ્યું:–"સ્વામીજી, કૃપા કરીને આપ આપના ધર્મ અને તત્ત્વજ્ઞાનની કૂથલીથી અમને ત્રાસ ન આપો. એ ધર્મ હવે શું જીર્ણ નથી થઈ ગયો ?" કેવું આશ્ચર્ય ! ધર્મ જીર્ણ થઈ જાય ! સત્ય જૂનું બની જાય અને વિકાર પામી તેમાં પણ ભ્રષ્ટતા આવી જતી હશે ! મેં તેને ઉત્તર આપ્યો: "બન્ધુ ! અમેરિકા અને યૂરોપની વર્તમાન ઉન્નતિના સાચા કારણની તમને ખબર છે ?" તમારો ધર્મ જીર્ણ થઇ ગયો છે એમ તેણે કહ્યું ત્યારેજ મારે આવો પ્રશ્ન એમને પૂછવો પડયો હતો.

અમારો ધર્મ જીવિત છે; અને એ ધર્મ ( વેદાન્ત ) સમર્થન–મંડન બાજુ ઉપરજ ભાર મૂકે છે; નિષેધાત્મક પક્ષ તરફ નહિ. "તું આ ન કરીશ" એમ નહિ, પણ "તું આમ કર" એવી જ વેદાન્તની શાસ્ત્રાજ્ઞાઓ છે. બન્ધુઓ ! અમેરિકાની પ્રગતિનું કારણ અને એના ધર્મ-સંબંધે આપણે જરા વિચાર કરીએ એટલે એ સર્વ સ્પષ્ટ થશે.

એ સજ્જનને 'રામે' કહ્યું કે તમારો ધર્મ તો શોભાની ખાતર ગળામાં બાંધેલા તાવીજના જેવો છે. બાળકને ગળે તાવીજ બાંધ્યું હોય છે, જો કોઇ કાર્યમાં વિજય થાય તો એનો યશ એ તાવીજ પોતે લે છે અને પરાજય થાય તો દોષ બીજાપર ઉતારી પાડે છે! તમારૂં પણ તેમજ છે. તમારી ઉન્નતિ અને સુધારાનું ખરૂં કારણ તો કાંઈ બીજુંજ છે. ક્રીશ્ચિયાનિટિ કે જેને હું ચર્ચિયાનિટિ–( દેવળ ધર્મ )–કહું છું એ એનું ખરૂં કારણ નથી. આપણે એનું અવલોકન ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી કરીએ એટલે સહજ સમજાઈ આવશે. ઇતિહાસમાં આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે અમેરિકા અને યૂરોપમાં આ સુધારો અને ઉન્નતિ ક્રિશ્ચિયાનિટિ દાખલ થયા પહેલાં પણ હતાં. જેટલી સ્થિતિએ વર્તમાન કાળમાં અમેરિકા અને યૂરોપ સુધારામાં આગળ વધેલા છે તેટલે અંશે તો એ ખંડો પહેલાં પણ સંપત્તિવાન હતા. ઇજીપ્ત અને ચીન તો પોતાના પ્રાચીન સુધારા માટે એટલાં સુપ્રસિદ્ધ છે કે એવો સુધારો તો હજુ યૂરોપ કે અમેરિકામાં આવ્યો છે એમ કહી શકાયજ નહિ. હિંદુસ્તાનની વાત બાજુએ રાખીએ તોપણ ઇરાન, ગ્રીસ અને રોમનો સુધારો તો જગવિખ્યાત છે. આ બધા દેશો અને પ્રજાઓ સુધારામાં અગ્રેસર હતાં; અને છતાં પણ તેઓ ખ્રિસ્તી

* યોગી હરિદાસના સંબંધમાં આ કથન છે, જેમનું વાંચવા યોગ્ય ચરિત્ર આ સંસ્થા તરફની ચરિત્ર માળામાં નિકળી ચૂકેલું છે. સંપાદક.

નહોતાં. ક્રિશ્ચિયાનિટિને લીધેજ સુધારો અને આધિભૌતિક ઉદય થયો છે એમ જો તમે કહેતા હો તો ખ્રિસ્તીધર્મના પ્રચાર પહેલાં આ પ્રદેશોમાં સુધારો અને ઉન્નતિ ક્યાંથી આવ્યાં હતાં તે કહેશો ?

રોમન પ્રજા સંબંધી આપણે જરા વિશેષ વિચાર કરીએ. જગતના એ મહાન રાજ્યનો અધઃપાત શાથી થયો એ તમે જાણો છો ? ઇતિહાસ કહે છે કે ક્રિશ્ચિયાનિટિના પ્રસારથીજ. ઇતિહાસકાર ગિબનના લેખમાંથી તમને એ સ્પષ્ટ જણાઇ આવશે. વળી ઇતિહાસના બીજા પણ પ્રમાણગ્રંથો વાંચવાથી એ વાત માલૂમ પડશે. ક્રિશ્ચિયાનિટિ દાખલ થઇ તે પહેલાં ગ્રીસ પણ અતિ ઉન્નત સ્થિતિમાં હતું. પ્રાચીન કાળના ખ્રિસ્તિધર્મ નહિ માનનારા ગ્રીસની સાથે અત્યારના ધર્મચૂસ્ત ગ્રીસની તુલના કરવી વ્યર્થજ છે. ઇતિહાસનું વિશેષ અવલોકન કરતાં વળી માલૂમ પડે છે કે અમેરિકા અને યૂરોપના અભ્યુદયનું કારણ પણ ક્રિશ્ચિયાનિટિ—ચર્ચિયાનિટિના માનનારાઓની મોટી સંખ્યા છે, એવું નથી. યૂરોપમાં ક્રિશ્ચિયાનિટિનો પ્રસાર થયો તે પછી લગભગ એક હજાર વર્ષ સુધી યૂરોપ અંધકારનીજ છાયામાં હતું અને વહેમ, અજ્ઞાન, તથા અવર્ણનીય દુઃખો કે જે જગતના બીજા પ્રદેશોમાં કદી સાંભળ્યાંજ નથી, એવાં સંકટોથી ઘેરાયલું હતું. યૂરોપમાં ક્રિશ્ચિયાનિટિનો પ્રવેશ થયો એનુંજ એ પરિણામ છે એમ ઇતિહાસપરથી તો પ્રતીત થાય છે.

કેટલાએક એમ કહે છે કે “જુઓ, ક્રિશ્ચિયાનિટિએ શું શું નથી કર્યું ? જગતના સુધારાનું મહાન મુખ્ય કારણ એ ખ્રિસ્તીધર્મજ છે.” હા, એ એવો સુધારક (?) ધર્મ છે ખરો કે જેનાથી ધર્મદ્વેષી સભાઓ, ભૂતપ્રેતના વહેમના ખંડનમંડનો, અને શાસ્ત્રીય શોધકોના વધનું અસ્તિત્વ ઉત્પન્ન થાય છે ! જ્યાં જ્યાં વિજ્ઞાનની પ્રગતિ થતી હોય છે ત્યાં ત્યાં ખ્રિસ્તીધર્મ એને દબાવી દેવાને તૈયારજ હોય છે. વિજ્ઞાનશાસ્ત્રના સુધારક વિચારોને માટે બિચારા બ્રુનોને બાળી મૂકવામાં આવ્યો હતો. બેન જોન્સન અને કાર્લાઈલ પ્રતિ ખ્રિસ્તી મતવાદીઓએ કેવું વર્તન આચર્યું હતું એ તો તમે સૌ જાણોછોજ. માટે આપણે અમેરિકા અને યૂરોપની ઉન્નતિ અને ઉદયનાં વાસ્તવિક કારણોનો ઇતિહાસદૃષ્ટિએ વિચાર કરીએ.

વ્હાલાં પાત્રો ! ધર્મદેવળોમાંથી નરકનાં અગ્નિવિષયક ભયંકર વર્ણનો કાંઈ તમારી ઉન્નતિનું મૂળ નથી; પણ વરાળનાં ઍન્જીનો, વિદ્યુત અને છાપખાનાની અગ્નિજ્વાળાએજ તમારો ઉદ્ધાર કર્યો છે. વહાણો, આગબોટો અને રેલગાડીને લીધેજ તમારો અભ્યુદય અને આધિભૌતિક ઉન્નતિ થયાં છે. ઇંગ્લંડનો ડૉકટર જૉન્સન કહે છે કે “એક બાળક એ બારીમાંથી બહાર ડોકીયું કરતો હોય અને કહે કે હું બીજી બારીમાંથી જોઉં છું તો તેને ચાબકે ચાબકે મારવો જોઇએ.” તમે પણ જે કારણને લીધે ઉન્નતિ થઇ છે તે કારણને છોડી દઇને અન્ય કારણનેજ આગળ લાવો છો એને માટે શું કહેવું ? આ વિજ્ઞાનની શોધોજ તમારી આધિભૌતિક પ્રગતિનાં સાચાં કારણ છે. રેવરંડ ડૉકટર કે મીનીસ્ટર પાદરી કે ધર્મોપદેશકે આ શાસ્ત્રીય શોધમાંની એક પણ શોધ નથી કરી. જેમ્સ વૉટ, જ્યોર્જ સ્ટીવન્સન, બેન્જામીન ફ્રૅંકલીન, કે થોમસ ઍડીસન, એ બધામાંથી કોઇ પણ રેવરંડ કે પાદરી હતો કે ? આ શોધકોમાંથી કોઇ જો ધર્મોપદેશક હોત તો આપણે કદાચિત કહી શકત કે એ શોધો બાયબલનાં પ્રકરણોના ઉપદેશોનેજ આભારી છે; અને તમારી આધિભૌતિક સંપત્તિ પણ એને લીધેજ પ્રાપ્ત થઇ છે; પણ નિરીક્ષણ કરતાં તો એમ માલૂમ પડી આવે છે કે ધર્મોપદેશકે જો કોઇ શોધ કરી હોય તો તે દારૂગોળાનીજ છે. મંદિર

**અને દેવળોના પાદરીઓનાં ધાર્મિક મગજમાંથી જો કોઈ ફલદ્રુપ શોધો થઈ હોય તો તે દારૂગોળો છે.**

તમે જોઇ શકશો કે તમારી આધિભૌતિક ઉન્નતિનું કારણ તમારો ખ્રિસ્તીધર્મ કે દેવળધર્મ નથી. આમ જેવી રીતે અમેરિકા કે યૂરોપની ઉન્નતિનું કારણ ખ્રિસ્તીધર્મ નથી, તમારા તેમજ હરકોઈ અન્ય પ્રજાના અભ્યુદયનું સાચું કારણ સત્ય અધ્યાત્મવિદ્યા છે એ હું કબૂલ કરૂં છું; અને સાચી અધ્યાત્મવિદ્યા કે પરમાર્થ, જે બાહ્ય વિધિ, વિશિષ્ટમત, વિશિષ્ટ પંથ, કે બાહ્ય નામરૂપના આડંબરોના રૂપમાં આજકાલ જણાય છે તેનાથી તદ્દન ભિન્ન છે, એમજ મારૂં માનવું છે. આથી સ્પષ્ટ કહી શકાય છે કે અમેરિકાની આધિભૌતિક ઉન્નતિનું કારણ સાચો પરમાર્થજ છે અને એ પરમાર્થજ મતમતાંતરોનાં ધાર્મિક વાદવિવાદી વ્યાખ્યાનોની સામે ટક્કર ઝીલી રહ્યો છે. "તમે આમ કરો કે આમ ન કરો" ઇત્યાદિ વિધિનિષેધક આજ્ઞાઓએ તમારી પ્રગતિ અને વિકાસને ઉત્તેજિત ન કરતાં રોકી રાખી છે. જર્મન તત્ત્વવેત્તા કૅન્ટ એને દ્વિતીયપુરુષમાં "તું" પણાને દૃઢ કરનારી નિશ્ચયાત્મક આજ્ઞાઓ કહે છે; કે જેનાથી કેવળ અહંભાવનીજ વૃદ્ધિ થવાનો સંભવ છે. આવાં વિધાનોથી—આવી આજ્ઞાઓથી તમારી સ્વતંત્રતા બાધિત થાય છે—તમારૂં સ્વાતંત્ર્ય તે હરી લે છે.

ત્યારે આ અધ્યાત્મવિદ્યા—પરમાર્થ ક્યાંથી ઉત્પન્ન થયો ? ઇતિહાસમાં જોઇએ તોપણ આપણને એ સત્ય જણાઈ આવશે; અને મારે પણ તમને એજ કહેવાનું છે. સાચી અધ્યાત્મવિદ્યાને અમે વેદાન્ત કહીએ છીએ. **જગતપરના સમસ્ત ધર્મો—પંથોની ઇમારતો એક એક સાચી વેદાન્તી વ્યક્તિના પાયાપરજ ઉભી રહી છે.** ક્રિશ્ચિયાનિટિ ક્રાઈસ્ટના નામપર, કાન્ફ્યુસીઆનિઝમ (ચીનનો ધર્મ) કૉન્ફ્યુસીપર, બુદ્ધિઝમ બુદ્ધપર, ઝોરાસ્ટ્રિઅન ઝોરાસ્ટરના નામ ઉપર અને મહમદિઝમ મહંમદના નામ ઉપર આધાર રાખે છે. પણ વેદાન્તનો અર્થ તો અંતિમ વિજ્ઞાન—વેદનો—જ્ઞાનનો અંત એમ થાય છે. વેદાન્ત એટલે આત્માનું જ્ઞાન—આત્માનું શાસ્ત્ર. તમે પ્રયોગશાળામાં રસાયનશાસ્ત્રમાં પ્રયોગ કરવા સમયે જે બુદ્ધિ રાખો છો એવી શાસ્ત્રીય બુદ્ધિથી એ જ્ઞાન મેળવવું જોઇએ એમ વેદાન્ત કહે છે. લૅવોઇઝર, બૉઈલ, રેનૉલ્ડઝ, ડેવી અને બીજા રસાયનશાસ્ત્રના ગ્રંથો માત્ર વાંચીનેજ બેસી ન રહેતાં પ્રયોગશાળામાં પ્રયોગ કરીનેજ તમે એમાંનું જ્ઞાન અનુભવદ્વારા પ્રાપ્ત કરો છો; પ્રાણવાયુ (Oxygen) અને ઉદ્જવાયુ (Hydrogen) મળીને પાણી બને છે, એ તમે તમારા પોતાના અનુભવનું પ્રમાણ આપીને કહો છો; પાણીનું પૃથક્કરણ કરવાથી તમને એ સ્પષ્ટ માલૂમ પડે છે. બીજાના કહેવા માત્રથી તમને એની કદી ખબર પડશેજ નહિ. તેવીજ રીતે કોઇના પ્રમાણપર—કોઈ એક વ્યક્તિપર આધાર રાખનાર ધર્મ સાચો કહેવાયજ નહિ. જે ધર્મ પોતાના આધારપર—અનુભવપરજ અવલંબન રાખે છે તેજ સત્યધર્મ છે. એ વિષયપરના અનેક ઉત્તમોત્તમ ગ્રંથો વાંચીને, તેનું મનનપૂર્વક અધ્યયન કરવાની હું જે ભલામણ કરૂં છું તે પણ આવી રીતે નિરીક્ષણ અને અનુભવની બુદ્ધિથીજ કરવું એમ મારૂં કહેવું છે. વેદાન્ત શબ્દનો જે અર્થ અને રહસ્ય હું તમને કહું છું તે પણ એવા અનુભવમાંથીજ તમે ધારણ કરો. વેદાન્તપર અંધશ્રદ્ધાથી વિશ્વાસ રાખો એમ મારૂં કહેવું નથી. જેવી રીતે ગંગા, બ્રહ્મપુત્રા આદિ મહાન નદીઓ હિમાલયમાંથી વહે છે તેવી રીતે એ વેદાન્ત—એ તત્ત્વજ્ઞાનનો પ્રવાહ પણ હિમાલયમાંથી—હિંદુસ્તાનમાં ઉત્પન્ન થઇને રેલી રહ્યો છે. યૂરોપના પંડિતો કહે છે કે વેદાન્તના

ગ્રંથો (વેદ, ઉપનિષદ્ બ્રહ્મસૂત્ર વગેરે) ક્રાઇસ્ટના પહેલાં-ઈ. સ. પૂર્વે સુમારે ચાર હજાર વર્ષપર લખાએલા છે અને ક્રાઇસ્ટના પહેલાં ચાર હજાર વર્ષ પૂર્વે જગતની ઉત્પત્તિ થઇ છે. આવા ભૂલભરેલા મતમાં-ધર્મના વ્હેમમાંજ એ પંડિતો અંધારામાં ગોથાં ખાય છે. 'રામે' વેદનો અભ્યાસ કર્યો છે અને એ પંડિતોના મત ભૂલભરેલા છે એમ 'રામ' પ્રમાણુપરથી સિદ્ધ કરી શકે તેમ છે. પંજાબ વિશ્વવિદ્યાલયમાં ગણિત વિષય (Mathematics) નો હું અધ્યાપક (Professor) હતો અને ત્યાં મેં ગતિશાસ્ત્ર (Dynamics), જલસ્થિતિશાસ્ત્ર (Analytical hydrostatics), ખગોળશાસ્ત્ર (Astronomy), ત્રિકોણુમતિ (Trigonometry), ઇત્યાદિ વિષયપર વ્યાખ્યાન આપેલાં છે. એ વિષયમાં વેદ વાંચીએ છીએ ત્યારે વૈદિકકાળમાં ઓરિયન વગેરે નક્ષત્રો તેમજ અન્ય તારકમંડળોની સ્થિતિ વિષે અનેક ઉલ્લેખ મળી આવે છે. એ સર્વની ગણુત્રી કરીને શાસ્રીય દૃષ્ટિએ વિચાર કરતાં માલૂમ પડે છે કે વેદ એ ક્રાઇસ્ટ પહેલાં સુમારે આઠ હજાર વર્ષ પૂર્વે લખાયલા છે. તમે કાગળપર લખેલા અક્ષરોપર ભરોસો રાખશો કે નક્ષત્રરૂપી અક્ષરો અને ગણિત સિદ્ધાન્તરૂપી લિપિ જેવા ઇશ્વરનિર્મિત પ્રત્યક્ષ પ્રમાણોપર વિશ્વાસ રાખશો ?

આ વિષય અતિ ગહન અને વિશાળ છે; પણુ થોડા સમયમાં હું તમારી સમક્ષ એ વિશાળ પ્રદેશની મુખ્ય મુખ્ય વસ્તુ રેખાઓ નિવેદન કરૂં છું.

પ્રાચીન ગ્રીક લોકોએ હિંદુસ્તાન વિષે લખેલાં વર્ણુનો તમે કોઇએ કદી વાંચ્યાં છે ? ક્રાઇસ્ટ પહેલાં સુમારે ૪૦૦૦ વર્ષ પૂર્વે ગ્રીક લોકો હિંદુસ્તાનમાં આવવા લાગ્યા હતા. ઇતિહાસમાંથી એ સિદ્ધ થાય છે, અને તે લોકોએ પોતાની મુસાફરીનાં વર્ણુનો પણુ લખી રાખેલાં છે. મેં એમાંનાં ઘણાં વાંચ્યાં છે અને તમને પણુ એ વાંચતાં માલૂમ પડશે કે **એ સમયના હિંદુસ્તાનના વતનીઓનાં જીવન લોકોનાં આદર્શ જીવનરૂપ હતાં.** ગ્રીક લોકો કહે છે કે **હિંદુઓ કદી અસત્ય તો બોલતાજ નહિ. સ્રીઓ અને પુરૂષોના હક્ક સમાન હતા. અરણ્ય અને પર્વતોમાં તથા દેશમાં સર્વત્ર મહાન ભવ્ય વિદ્યાલયો હતાં.** આધિભૌતિક સંપત્તિના વિષયમાં તો તેમણે બહુજ લખ્યું છે. **વિશ્વાસઘાત અને અપવિત્રતાને તો કોઇ લોક જાણુતાજ નહોતા.** એ સમયના તત્ત્વજ્ઞાનના વિષયનું પણુ તેઓએ વર્ણુન કર્યું છે. આવી રીતે ગ્રીક લોકો હિંદ ઉપર મોહિત થઇ ગયા હતા. હિંદુસ્તાનના પ્રાચીન ગ્રંથો જોતાં માલૂમ પડે છે કે તેમાંના કંઇએક ગ્રંથો વિદુષી સ્રીઓએ લખેલા છે. એ સમયે એક ધર્મપરિષદ્માં તત્ત્વજ્ઞાનના એક મહાન વ્યાખ્યાનની ચર્ચાના પ્રસંગે હિંદુસ્તાનની એક સ્રી અધ્યક્ષ હતી. ઘણા મોટાં, ઉદાત્ત અને અતિ અદ્ભુત સુંદરતાભર્યાં અનેક સ્તોત્રો સન્નારીઓના ઉચ્ચ હૃદયમાંથી ઉદ્ભવ પામ્યાં છે. "સત્યની ધારણા-સ્થાપના પ્રથમ સ્રીઓએજ કરી." વોલ્ટ વ્હિટમેનનાં આ વાકયો સાથે હું મળતો થાઉં છું.

હિંદુસ્તાનની સર્વ સંસ્થાઓની અવનતિ શાથી થઈ ? હિંદુસ્તાનમાં મૂર્તિપૂજા કયાંથી આવી ? મૂર્તિપૂજાનો રિવાજ હિંદુસ્તાનમાંથી નથી ઉદ્ભવ્યો. ખ્રિસ્તી લોકો આજ કહે છે કે હિંદુઓ મૂર્તિપૂજક છે, પરંતુ વેદના ધુરંધર મંત્રોમાં, તેમજ કાવ્ય, વ્યાકરણુ, ગણિતશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર અને સંગીતશાસ્ત્ર ઇત્યાદિ કોઈમાંથી પણુ મૂર્તિપૂજાનો ઉલ્લેખ નથી મળતો. ત્યારે એ મૂર્તિપૂજા હિંદુસ્તાનમાં કયાંથી આવી ? એ મૂર્તિપૂજા હિંદુસ્તાનમાં ખ્રિસ્તીઓદ્વારા આવી છે. લોકોએ ઇતિહાસનું એ પૃષ્ઠ હજુ વાંચ્યું નથી. મારૂં આ શોધન પણુ કોઈ દહાડો છપાશે અને વંચાશે. બાહ્ય તેમજ આંતરિક પ્રમાણોથી હું સિદ્ધ કરૂં છું કે ઈસુખ્રિસ્ત પછી ચોથી કે પાંચમી

સદીમાં થોડાક રોમન કૅથોલિકો હિંદુસ્તાનમાં ગયા હતા. જેમાંનો કેટલોક ભાગ હજુ પણ ત્યાં મૌજૂદ છે. દક્ષિણ હિંદુસ્તાનમાં તેઓ "સેંટ થૅામસ" ખ્રિસ્તી કહેવાય છે; અને તે ખ્રિસ્તીઓએજ હિંદુસ્તાનમાં મૂર્તિપૂજા દાખલ કરી છે. વળી આન્તરિક પ્રમાણવડે હું એમ પણ કહું છું કે મૂર્તિપૂજાના મુખ્ય અને મહાન ઉપદેશક રામાનુજનો ગુરુ–એ સેંટ થોમસ ખ્રિસ્તી હતો! જે મૂર્તિની પહેલી સ્થાપના થઇ છે તે મૂર્તિની મુખાકૃતિ પૂર્વની નથી. વ્હાલાંઓ ! આ ઉપરથી પણ એમ માલૂમ પડે છે કે મૂર્તિપૂજાનું મૂળ તો જેને તમે ખ્રિસ્તીધર્મ કહો છો એજ છે. તમેજ એને ત્યાં લઇ ગયા છો. હમણાં પણ મિશનરીઓ મૂર્તિપૂજાનું ખંડન કરે છે, છતાં એક તરફ એ ખંડન કરે છે અને બીજી બાજુ તેઓજ દેવદેવીઓની મૂર્તિઓ બનાવીને પૈસા કમાવા માટે વેચે છે! તમારો એ લોકોને ખ્રિસ્તી બનાવવાનો આવોજ માર્ગ છે! એક તરફ પૈસા કમાવાને માટે વેચાતી મૂર્તિઓ અને બીજી બાજુ એની વિરુદ્ધ અપાતા ઉપદેશોનાં ચોપાનીયાં! તે બન્નેમાંથી કોનો વિજય થાય એનો નિર્ણય તમે પોતેજ કરી લેજો.

હિંદુસ્તાનમાં સ્ત્રીઓનું બહુ દાસત્વ છે અને પડદાની રૂઢિ બહુ પ્રચલિત છે, તેનું પણ લોકો અતિશયોક્તિભર્યું વર્ણન કરે છે. પણ એનો ઉદ્‌ભવ કેમ થયો એ વિષે થોડું વિવેચન કરીએ. પહેલાં ત્યાં મુસલમાન લોકોનું રાજ્ય હતું અને ઘણાકો બહુ અનીતિમાન હતા. કોઇ હિંદુ કુમારિકાને જોઇને તેનું વ્રતભંગ કરવાનો તેઓને વિચાર થઈ આવતો અને સ્ત્રીઓપર જંગલીપણે હુમલા થતા હતા. હિંદુઓએ આ જુલમમાંથી બચવા માટે એવો નિયમ ઘડી કાઢયો કે કન્યા વયે પહોંચે તે પહેલાં જ તેને પરણાવીને સાસરે મોકલી દેવી. પરણ્યા પછી પણ સ્ત્રીઓ બજારમાં ઉઘાડે મ્હોંએ તો ફરી શકતીજ નહોતી, કારણ કે મુસલમાન વિજેતાઓ તેઓનું મુખસૌંદર્ય જોઇને તેનું શિયળ ભંગ કરતા હતા, એટલા માટેજ લાજ કાઢવાની રૂઢિ દાખલ થઈ હતી; અને એ રિવાજ હજુ પણ જ્યાં જ્યાં મુસલમાન લોકોનું રાજ્ય છે ત્યાં ત્યાં વિશેષ પ્રચલિત છે. હિંદુ રાજાઓના રાજ્યમાં એ રિવાજ હતોજ નહિ.

વ્હાલા અમેરિકનો! હિંદુઓનાં રક્તમાંસ અને તમારાં રક્તમાંસ એકજ છે. તેઓની અને તમારી ભાષાનું મૂળ એકજ ભાષામાં છે. મારો વર્ણ શ્યામ હશે તો એનું કારણ એજ કે મારી ચામડી સખ્ત થએલી છે; પણ મારા અંદરના ઢંકાએલા વિભાગોનો વર્ણ તો શ્વેતજ છે. તેઓનો ચ્હેરો પૂર્વનો છે, છતાં તેઓ અને તમે એકજ છો. તેઓનું રક્તમાંસ એ તમારૂંજ છે.

યૂરોપની આધ્યાત્મિક વિદ્યા ગ્રીસમાંથી આવી એ હકીકત તો એટલી વાસ્તવિક છે કે કોઇ પણ સમજુ માણસ ના કહી શકે તેમ નથી. પણ ગ્રીકનું તત્ત્વજ્ઞાન કયાંથી આવ્યું ? હિંદુસ્તાનનું તત્ત્વજ્ઞાન વાંચતી વખતે તમે જો પ્લેટો, સોક્રેટિસ અને પીથાગોરસના લખેલા ગ્રંથો વાંચ્યા હોય તો તમને સહજ માલૂમ પડી આવે એવું છે કે "આત્માની અમરતા" આદિ સિદ્ધાંતો હિંદુ તત્ત્વજ્ઞાનમાંથીજ ત્યાં પ્રવેશ્યા છે. તફાવત માત્ર એટલોજ છે કે બધુંએ જ્ઞાન કદાચિત્ ગ્રીકને હિંદુઓ પાસેથી નહિ મળ્યું હોય. એરિસ્ટોટલના તર્કશાસ્ત્ર સાથે હિંદુઓનું તર્કશાસ્ત્ર સરખાવી જોતાં જણાઇ આવે છે કે એરિસ્ટોટલની પદ્ધતિ બહુ અપૂર્ણ છે.

વિલિયમ જોન્સ કહે છે કે "જ્યારે આપણે ગ્રીકના લેખોની હિંદુસ્તાનના આર્યોની મહાન, સરળ અને વ્યાપક પદ્ધતિ સાથે તુલના કરીએ છીએ ત્યારે આપણને સ્પષ્ટ પ્રતિત થાય છે કે ગ્રીક લોકોએ એ જ્ઞાન હિંદુઓના તત્ત્વજ્ઞાનના નિર્ઝરમાંથીજ મેળવ્યું છે.

નવા કરાર ( (New Testament) અને જૂના કરાર (Old Testament) માં શો ભેદ છે ? " હું અને મારા પિતા એક છીએ "-" મારાં જીવનવ્યાપર અને અસ્તિત્વ એનામાં છે "-" પ્રારંભમાં શબ્દ હતો, તે શબ્દ પ્રભુની સાથે હતો અને શબ્દ પ્રભુજ હતો"- " જેણે પુત્રનાં દર્શન કર્યા છે તેણે પિતાનાં પણ કર્યા છે "-" સ્વર્ગનું સામ્રાજ્ય તમારા અન્તરમાં છે "-" તમારા પાડોશીને તમારા પોતાના જેટલુંજ ચ્હાઓ." વળી " મારૂં માંસ ભક્ષણ કરો અને મારા રક્તનું પાન કરો; અને જ્યાંસુધી એમ નહિ કરો ત્યાંસુધી તમારો ઉદ્ધાર નહિ થાય." આ બધાં નવા કરારનાં વચનો છે. પણ વચનોનો ભાવાર્થ સમજવામાં બહુ ગેરસમજુતી થઇ છે. એ રક્તમાંસનું ભક્ષણ કરવાને બદલે એની પૂજા કરવાની પ્રથા ચાલુ થઇ ગઇ છે. તત્ત્વજ્ઞાન, તર્કશાસ્ત્ર અને બુદ્ધિપ્રદેશની દૃષ્ટિએ તો જે પ્રગતિમાં છે તેજ સત્ય રહસ્ય સમજી શકે છે. વેદ સંબંધે પુસ્તકો વાંચશો તો જણાશે કે એ બધાં આલેખનો હિંદુસ્તાનમાં હજારો વર્ષો પૂર્વે લખાયેલા વેદના ગ્રંથોમાં મળી આવે છે. ઇશ્વરના અવતાર સમ્બન્ધની વાત પણ હિંદુઓના વેદાન્તધર્મને લગતી છે. નીકોલાસ્ નોટોવિચ નામના એક રશિયન ગ્રંથકારે ફ્રેંચમાં ( The Unknown Life of Jesus) ' ઇસુખ્રિસ્તનું અપ્રસિદ્ધ જીવન ' નામનું પુસ્તક લખ્યું છે. એ વાંચવાથી એ વિષયપર ઘણું અજવાળું પડશે. ટીબેટના કોઈ મઠમાંથી મળી આવેલી હસ્તલિખિત પ્રતો ઉપરથી એ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. ગ્રંથકર્ત્તાએ એ મઠની ખાસ મુલાકાત લીધી હતી. તમે એ પુસ્તક વાંચશો એટલે તમને પણ એ માંહેના પ્રમાણોની સત્યતા વિષે ખાત્રી થશે. ઇસુખ્રિસ્તે પોતાનું આઠથી ત્રીશ વર્ષનું જીવન હિંદુસ્તાનમાં વ્યતીત કીધું હતું; અને તે ભાગનું વર્ણન બાયબલમાં જરાએ મળતું નથી. તે બધી હકીકત એમાં આપેલી છે. એ બધી વાતો સાચી હોય કે ન હોય તોપણ હિંદુસ્તાનનું જ્ઞાન જેરૂસલેમમાં આડકતરી રીતે પહોંચી ગયું હતું. એ વાર્ત્તા તો સિદ્ધ થાય છે કે ઇસુનાં કાર્યો અને ઉપદેશો હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાન-વેદાન્તનોજ ઝાંખો પ્રતિધ્વનિ છે. બાયબલમાં તમે એમ વાંચો છો કે " તમારા પાડોશીને તમારા પોતાના જેટલુંજ ચ્હાઓ." પણ એને માટે કોઇ સબળ કારણ તેમાં આપેલું નથી. વિદ્વાન હરબર્ટ સ્પેનસર કહે છે કે " બાળકને આપણે અમુક કાર્ય કરવાનું કહીએ છીએ ત્યારે આપણે એ વિચારશીલ પ્રાણીમાં રહેલી ઉન્નત પ્રકૃતિને દાસ બનાવીએ છીએ. કારણ કે તાર્કિકો કહે છે કે મનુષ્ય એક વિચારશીલ પ્રાણી છે." કોઇ પ્રમાણ કે યુક્તિ બતાવીને બાળકને આપણે કોઇ કાર્ય કરવાની આજ્ઞા કરીશું એટલે એ બાળકનું મન એ આજ્ઞાનું ગુલામ બની જશે. બાળક પાસે તમારે કોઇ કાર્ય કરાવવું હોય તો તે પોતાની સ્વતંત્રતા સાચવીને બહુ ઉત્તમ બુદ્ધિપૂર્વક કરી શકશે. " આમ કરો " અને " તેમ ન કરો " એમ કહેતાંવેંતજ મનુષ્ય ગુલામ બની જાય છે. એકવાર એક બાળકને પૂછ્યું: " તારૂં નામ શું છે ?" તેણે જવાબ આપ્યો: ' મને ખબર નથી, ' પણ મારી મા " એમ ન કરતો " કરીને કહે છે. જ્યારે તમે " તમારા પાડોશીને તમારા પોતાના જેટલુંજ ચ્હાઓ " એમ કહો છો, ત્યારે એની સાથેજ તમારે એનું કારણ પણ બતાવવું જોઇએ. ખ્રિસ્તી ધર્મોપદેશકો and Doctors of Divinity) હિંદુઓને પોતાના અંતઃકરણથી ધિક્કારે છે તો ...ને કેવી રીતે ચાહી શકું ? વસ્તુસ્થિતિ આવી હોય ત્યાં પોતાના પાડોશીઓને ...ના જેટલુંજ ચ્હાવાનું ક્યાંથી બની શકે ? આવી નિશ્ચયાત્મક આજ્ઞાઓનો આ ( તેટલો ઉપદેશ અપાય છે, છતાં પણ જગત હમેશાં એવું ને એવુંજ છે !

કોનફ્યુશીઅસ, ઝોરેસ્ટર અને શ્રીકૃષ્ણ વગેરેના પુષ્કળ ઉપદેશો અપાઈ ચૂકયા છતાં પણ જગત તો પાપથી ભરેલુંજ છે! શું જગત અત્યારે પહેલાંના કરતાં વધારે સુખી છે? જગત તો કૂતરાની પૂછડીના જેવું વાંકુ ને વાંકુજ છે. કૂતરાની પૂછડીને ભલે બાર વર્ષ સુધી વાંસની નળીમાં રાખી મૂકીએ તોપણ બહાર કહાડયા પછી તે પહેલાંના જેવીજ વાંકી ને વાંકી થઈ જવાની. એજ દૃષ્ટાંત જગતને પણ લાગુ પડે છે. એને સીધું કરવાનો પ્રયત્ન કરશો ત્યાં સુધી તે ઠીક રહેશે પણ પછી મૂકી દેતાંજ તે પહેલાંના જેવુંજ થઈ જશે. અત્યારે એક વાત યાદ આવે છે:—

"એકવાર એક માણસે એક મહાત્મા પાસે જઈને એક સ્ત્રીનો પ્રેમ કેવી રીતે મેળવવો, તે વિષયમાં સલાહ પૂછી. મહાત્માએ કહ્યું: "જપ કરવાનો હું તને એક મન્ત્ર આપીશ. તેનો લગાતાર જપ કર્યા કરીશ એટલે તે સ્ત્રી તારે પ્રેમાધીન થશે, પણ જ્યારે તું મન્ત્રોચ્ચાર કરતો હોય ત્યારે વાંદરાનો વિચાર તારે તારા મનમાં આવવા દેવો નહિ." તે માણસે તે મન્ત્રનો જપ કરવા માંડયો, પણ તેના કમભાગ્યે તેના મનમાંથી વાંદરાનો વિચાર દૂર થતોજ નહોતો. તેણે તે મહાત્મા પાસે આવીને કહ્યું: "જો તમે મને વાંદરાનો વિચાર કરવાનું ન કહ્યું હોત તો એ વિચાર આવી રીતે કદી પણ મારા મનમાં આવવાનો નહોતો."

મારાં વ્હાલાંઓ! અહીં પણ એવુંજ છે. "આમ ન કરો" "આમજ કરો" "અમુક કરશો નહિ" એવી એવી આજ્ઞાઓજ માત્ર ઇશ્વરની નથી. પશુઓ ગાયો, ભેંસો, સિંહો અને અન્ય જાનવરો મનુષ્ય કરતાં કેટલાં પવિત્ર છે, એ તમે જાણો છો? એનું કારણ એવું છે કે એમનામાં નિષેધાત્મક આજ્ઞાઓ નથી. પાશવ મોહ–કામવિકાર–ના સંબંધમાં તેઓને માટે "આમ નજ કરવું" એવા ઉપદેશો નથી. બાયબલની "તારે તારા પાડોશીને તારા જેટલુંજ વ્હાવું" એ આજ્ઞામાં એક બીજી વાત પણ રહી જાય છે. મનુષ્ય બીજાનાં પ્રમાણ કે યુક્તિ સાંભળીને કોઇ પણ વાત કબૂલ નહિ કરે. મારે મારા પાડોશીને મારી જાતની પેઠેજ શા માટે વ્હાવો જોઇએ? વેદાન્તના તત્ત્વજ્ઞાનમાં અનેક જૂદી જૂદી રીતે આ સત્યને બહુજ અદ્ભુત રીતે, બહુજ આશ્ચર્યકારક રીતે સમજાવ્યું છે. વેદાન્તના શાસ્ત્રોના પુરાણ મુનિઓ એમ કહે છે કે તમારો સત્ય આત્મા એ સર્વનો આત્મા છે; તમારો પાડોશી એ તમે પોતેજ છો. જ્યારે મને એમ માલૂમ પડે છે કે મારો પાડોશી તો હું પોતેજ છું, ત્યારે હું એને સ્વાભાવિક રીતેજ વ્હાવા માંડું છું. બાયબલના કરતાં વેદાન્તમાં એ વિશેષ સ્પષ્ટતાથી સમજાવ્યું છે. માનસશાસ્ત્રના નિયમો આપણે સમજવા જોઇએ; કારણ કે એ પણ માનસશાસ્ત્રને લગતોજ વિષય છે. બાળકને અગ્નિ પાસે જવાની ના પાડશો એટલે તો એ જરૂર ત્યાં જવાનુંજ પણ એને એમ કહો કે અગ્નિનો સ્પર્શ કરવાથી બળી મરાય છે, એટલે એ પોતાનાજ પ્રમાણને આધારે અગ્નિ પાસે કદી પણ નહિ જાય. માટે "અગ્નિનો સ્પર્શ ન કરવો" એવા સાદા શબ્દોમાં કદી પણ આજ્ઞા ન કરવી. મારા પાડોશીને મારી જાતના જેટલું વ્હાવાનું મને કહેશો એથી કાંઇ હું એને ચાહીશ નહિ, પણ જ્યારે મને એમ સમજાવશો કે મારો પાડોશી મારી પોતાનીજ જાત છે–મારોજ આત્મા છે, ત્યારે તો એની સાથે મારી જાત પ્રમાણેજ વર્તન રાખીશ.

યૂરોપ ખંડની આધ્યાત્મિક વિદ્યાની સંસ્થાપનાનું મૂળ મેં તમને સમજાવ્યું છે. હવે હું તમને થોડું આગળ સમજાવીશ. તમારા ગોસ્પેલ–બાયબલનાં પ્રકરણોનાં શિક્ષણો અંધકાર યુગમાં યૂરોપમાંથી અસ્તપ્રાય થઇ ગયાં હતાં. તે સમયે જગતને નવી જાગ્રતિની આવશ્યકતા

હતી. અંધકાર યુગ તેમજ ત્યાર પછીના મધ્ય યુગના અજ્ઞાનને હઠાવી કાઢનાર એ નવી ચેતના ક્યાંથી આવી ? ખ્રિસ્તીધર્મની અસર ત્યારે પણ હતી એમ કબૂલ રાખીએ તોપણ એ યુગનો અંધકાર પણ ત્યારે હતોજ. તમે ઇતિહાસ વાંચશો તો માલૂમ પડશે કે એ અંધકારમય અને મધ્ય યુગના અજ્ઞાનને ધોઈ નાંખનાર, જેને આપણે વિદ્યાનો-જ્ઞાનનો પુનરુદ્ધાર કહીએ છીએ તેજ હતો; અને એ પુનરુદ્ધાર મૂર્ત્તિપૂજક ગ્રીસ અને રોમની વિદ્યામાંથી થયો છે-એ મૂર્ત્તિપૂજા વિષયક જ્ઞાનેજ એ અંધકારને દૂર કર્યો હતો; અને એ જ્ઞાન હિંદુસ્તાનમાંથીજ ગ્રીસ અને રોમમાં પ્રવેશ્યું પામ્યું હતું. એ નવી જાગ્રતિ રેડીને અન્ય દેશોને પવિત્ર બનાવનાર દેશ એ સમયમાં પણ હિંદુસ્તાનજ હતો. હવે હું જગતની વર્ત્તમાન સ્થિતિ વિષે થોડું વિવેચન કરીશ.

વ્હાલાંઓ ! તમારા અમેરિકાની નવીન વિચાર-વિદ્યા ક્યાંથી આવી ? આ ખ્રિસ્તી વિજ્ઞાન, થીઓસોફી અને અમેરિકાનું ભૂતપ્રેતનું જ્ઞાન એ બધું ક્યાંથી આવ્યું ? હિંદુ શિક્ષકો અને ઉપદેશકદ્વારા એ જ્ઞાન અહીં સુધી આવ્યું હોય, કે જર્મન તત્ત્વવેત્તા શૉપનહોરના લખાણોમાંથી એ જાગ્રતિ આવી હોય, કે પછી તેનું આ પ્રદેશમાં ગમે તે નવું મૂળ હોય, પરંતુ એ બધુંએ હિંદુસ્તાનમાંથીજ આવ્યું છે. જગતના અર્થશાસ્ત્રનો કે રાજકીય વિભાગનો નવીન વિચાર સમુદાય કે જેને તમે પ્રજાસત્તાક રાજ્ય કે સમાજ સત્તાવાદ કહો છો, એ પણ હું સિદ્ધ કરી શકું છું કે “ મૂર્તિમંત વેદાન્ત છે. ” “ સમાજસત્તાવાદ અને વેદાન્ત ” તથા “રાષ્ટ્રની ઉન્નતિ અને અવનતિ” નામના મેં નિબંધો લખ્યા છે, એમાં એ વિષય સારી રીતે પ્રતિપાદન કર્યો છે.

અમેરિકામાં નવીન વિચારનો આદ્ય ઉત્પાદક એમર્સન છે. એણે સત્યનો-પરમાર્થનો આધ્યાત્મિક વિદ્યાનો ઉપદેશ કર્યો છે. એમાં એનો કોઈ પણ જાતનો સ્વાર્થ કે સંકુચિત સાંપ્રદાયિક વિચાર નહોતો. એણે એ સત્યને જગજાહેર કર્યું છે. એ એમર્સનમાં આધ્યાત્મિક પ્રેરણા કરનાર હેન્રિ. ડી. થૅારો હતો. એમર્સન કરતાં એનામાં વિશેષ વિચારક-બુદ્ધિ હતી. એમર્સનમાં પ્રેરણા કરનાર બીજો મહાપુરુષ કાર્લાઇલ હતો. એ કાર્લાઇલ, એમર્સન, થોરો અને વૉલ્ટ વ્હિટમેનમાં એ પ્રેરણા-સ્ફૂર્તિ ક્યાંથી આવી ? એમની પ્રેરણાનાં અનેક મૂળ સાધન છે. કેન્ટ અને શોપનહોર જેવા તત્ત્વવેત્તાઓનાં લખાણો ક્યાંથી ઉદ્‌ભવ્યાં ? બીજા કશામાંથી નહિ પણ વેદાન્તના સાહિત્યભંડારમાંથીજ એ ઉદ્‌ભવ્યાં છે. કાર્લાઇલ અને રસ્કિને જગતને નવી જાગ્રતિ આપી છે તેનું મૂળ કેન્ટ, શોપનહોર અને ફ્રિસ્ટેનાં તત્ત્વજ્ઞાનભર્યાં લખાણોજ છે. આથી એમ સિદ્ધ થાય છે કે આ દેશની નવીન વિચારમાળા હિંદુસ્તાનમાંથીજ આવી છે. “ જગત એ ઇચ્છા અને કલ્પના છે ” એ નામના પુસ્તકમાં શૉપનહોર કહે છે કે “સમસ્ત જગતમાં વેદાન્ત (ઉપનિષદ્) ના જેવું ઉન્નત અને ઉચ્ચગ્રાહી ધાર્મિક તત્ત્વજ્ઞાન બીજું કોઇ છેજ નહિ. એ વેદાન્ત મારા જીવનની વિશ્રાંતિ છે અને મૃત્યુ પછી પણ મને એજ વિશ્રાંતિ આપશે.” વેદાન્ત તત્ત્વજ્ઞાનને તેણે કેટલું સન્માન આપ્યું છે ? એના ગ્રંથોમાં સ્થળે સ્થળે વેદાન્તના તત્ત્વજ્ઞાનનો ઉલ્લેખ છે. વિકટર કઝીન નામનો ફ્રેન્ચ તત્ત્વજ્ઞ કહે છે કે “પ્રાચીન હિંદુઓને સાચા ઇશ્વરનું જ્ઞાન હતું એમાં જરાએ શંકા નથી. તેઓના વિચાર, તેઓનું તત્ત્વજ્ઞાન એટલાં શ્રેષ્ઠ, સત્ય અને સ્પષ્ટ છે કે યૂરોપનાં તત્ત્વજ્ઞાનનાં લખાણોની તેની સાથે તુલના કરીએ તો મધ્યાહ્નના સૂર્યની આગળ જેમ દીપક ઝાંખો પડી

જાય છે તેમ એ બધાં શુષ્ક અને નીરસ થઈ પડે છે.” એક બીજે સ્થળે એજ ગ્રંથકાર કહે છે કે “પૂર્વના અને એમાં વિશેષતઃ હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાન અને કાવ્યના વિષયના ગ્રંથો લક્ષ્યપૂર્વક વાંચીએ છીએ ત્યારે એમાંથી બહુ શ્રેષ્ઠ તત્ત્વો મળી આવે છે અને એ તત્ત્વોની પાસે અમારાં યૂરોપનાં તત્ત્વો તો બહુજ ઝાંખાં માલૂમ પડે છે.” આ ઉપરથી સિદ્ધ થાય છે કે હિંદુઓનું તત્ત્વજ્ઞાન અતિ ઉત્તમ છે. બીજે એક ઠેકાણે પણ એણે આવાજ ઉદ્‌ગાર કાઢેલા છે. હિંદુ તત્ત્વજ્ઞાનની પાસે યૂરોપીયન તત્ત્વજ્ઞાન અત્યંત નીરસ લાગે છે એમ કહીને પ્રશંસાપૂર્ણ ઉદ્‌ગાર શ્લેજેલ નામના તત્ત્વજ્ઞે કાઢેલા છે. મેકસમૂલર કહે છે કે “શોપનહોર જેવા મહાન તત્ત્વજ્ઞના અભિપ્રાય કે ન્યાયને જો વિશેષ ટેકો જોઇએ તો તે મારા સર્વ આયુષ્યપર્યંત કરેલા સર્વ ધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસના પ્રભાવવડે હું અતિ નમ્રતાપૂર્વક આપીશ. જીવન અને મરણને સુખાવહ કરવાં એવોજ જો ધર્મ કે તત્ત્વજ્ઞાનનો ઉદ્દેશ હોય તો એને માટે વેદાન્તના જેટલો બીજો કોઈ પણ ધર્મ ઉપયોગી થઇ શકે તેમ નથી.”

સર એડવિન આર્નોલ્ડના ગ્રંથોમાં આ વિષયની બહુ ઉત્તમ માહિતી મળી આવે છે. તે આપ સૌ વાંચી જશો એમ હું સૂચના કરૂં છું. થૉરો પોતાના વૉલ્ડન નામના ગ્રંથમાં અને પત્રોમાં સ્થળે સ્થળે વેદાન્તનો ઉલ્લેખ કરે છે. અમેરિકામાં નવીન વિચારનો ઉદ્‌ભવ થૉરોમાંથી થયો છે. એમર્સન જ્યારે ઇંગ્લંડથી અમેરિકા પાછો ફરતો હતો ત્યારે સ્ટેશનપર કાર્લાઇલે એને ભેટ તરીકે એડવિન જોન્સના તરજૂમાની ભગવદ્‌ગીતાની એક નકલ આપી હતી. કૅન્ટના પહેલાં એ પુસ્તકનાં ભાષાંતર લૅટીન, ફ્રેન્ચ અને જર્મન ભાષામાં થઈ ગયાં હતાં. કૅન્ટે સર્વ યૂરોપિયન તત્ત્વજ્ઞાનનું પુનરુજ્જીવન કર્યું. દિક્, કાલ, કાર્યકારણભાવ એ વિષયનું પ્રાગનુભવ જ્ઞાનનું (A priori character) સમર્થન કરવામાં કૅન્ટને હિંદુ તત્ત્વજ્ઞાનમાંથી સાહાય્ય મળી છે.

એ બધા લોકો બીજાના ગ્રંથોમાંથી ચોરી કરનારા કે અન્યનું અનુકરણ કરનારાજ હતા એમ મારૂં કહેવું નથી. અમેરિકા તેમજ અન્ય દેશના લોકોએ એ સત્ય વિચારોને સ્વતઃ શોધી કાઢયા હોય કે હિંદુઓ પાસેથી મેળવ્યા હોય એ સમાનજ છે. આ જગતમાં નવીન એવું તો કશુંજ નથી.

સાચો સમાજ--સત્તાવાદ (Socialism) હિમાલયના સ્વામીઓમાં આજ પણ જોવામાં આવે છે. ઇંગ્લંડના એડમંડ કાર્પેન્ટરને એ સમાજ–સત્તાવાદ હિંદુઓ પાસેથી મળ્યો હતો. તમને જે વિચાર નવીન લાગે છે; જેને તમે નવીન વિચાર–ન્યુ થૉટ (New Thought) કહો છો; તે હિંદુઓનોજ પુરાતન વિચાર છે. તમને હજીએ પુરાતન–પૂર્ણ વિચારનુ કેન્દ્ર–પૂર્ણ સત્ય મળ્યુંજ નથી. હજુ તમારે થોડા દહાડા રાહ જોવી પડશે; કારણ કે હિંદુઓનાં અનેક ઉત્તમ પુસ્તકોનાં હજુ અંગ્રેજીમાં ભાષાંતર થયાં નથી. ઉદાહરણ તરીકે તમારા નવીન વિચારવિષયક સંપૂર્ણ માહિતી આપે એવું “યોગવાસિષ્ઠ” પુસ્તક તો હજુ તમે જોયુંજ નથી. એ ગ્રંથ વિશદ, વ્યાપક અને ન્યાયશાસ્ત્રને અનુસરીને લખાયેલો એક કાવ્યગ્રંથ છે. ગણિતશાસ્ત્રના ગ્રંથો પણ આવી રીતેજ લખાયેલા છે. જેથી વિદ્યાર્થીને એ ગ્રંથનો અભ્યાસ કરતાં કે વાંચતાં કંટાળો આવતો નથી.

આ જગતમાં તમારે તમારૂં કામ આનંદથી કરવું જોઇએ. તે કેવી રીતે કરવું એ વિષયમાં મારી નજરે આવેલ એક દૃષ્ટાંત હું તમને કહું છું. એક બાગમાં કેટલાક મજૂરો રસ્તા

ઉપર પત્થર તોડતા હતા. તેઓ અત્યંત પરિશ્રમ કરતા હતા અને અંતઃકરણમાં બહુજ ઉદાસીનતા ભરી હતી. એજ બગીચામાં એક ખૂણામાં કેટલાએક રાજપુત્રો ટેનિસ રમતા હતા. રાજપુત્રોના શરીરપર પેલા મજૂરો કરતાં વિશેષ પરસેવો હતો, છતાં તેઓ પોતાનું કાર્ય આનંદથી કરતા હતા. આ જગતમાં તમારી વૃત્તિ પેલા ટેનિસ રમનારા રાજપુત્રોના જેવી હોવી જોઇએ. રાજપુત્રના જેવી વૃત્તિ એટલે પોતાનું કામકાજ ન કરવું એમ નહિ પણ કામ કરતાં કરતાં આનંદ રાખવો જોઇએ. કામ કરતાં આપણી વૃત્તિ બદલી નાંખવી, એટલે કે કામ ઉદાસ અને કંટાળાભરેલી વૃત્તિથી ન કરતાં પેલા ટેનિસના ખેલની પેઠે કરવું જોઇએ. એમ થશે એટલે તમને અત્યંત સુખ-આનંદ પ્રાપ્ત થશે અને તમે પોતાના દિવ્યસ્વરૂપમાં સ્થિત રહી શકશો. જ્યારે તમે આત્મસ્વરૂપના સુતરુપર આરૂઢ થશો ત્યારે તમારામાંથી દિવ્ય સંગીત અને વિલક્ષણ કામ કરવાની શક્તિ પોતાની મેળેજ ઉત્પન્ન થશે. જે જોર દઈને કરવામાં આવે છે તે કદી જોરદાર હોતું નથી. જેવી રીતે સૂર્યમાંથી પ્રકાશ, ગુલાબમાંથી સુગંધ, હિમાચ્છાદિત ગિરિશિખરમાંથી શીતળતા અને પર્વતમાંથી ઝરા જેમ શાંતિ પ્રસારે છે, તેમ હે **સચ્ચિદાનંદો! તમારામાંથી જ્ઞાન, પ્રેમ, આનંદ અને શાંતિ સહજે સહજે બહાર નીકળવા દો.**

ૐ ૐ ૐ



# ૩૧–હિંદુસ્તાન માટે અમેરિકનોને અપીલ.*

આજ રાત્રિના વ્યાખ્યાનનો વિષય "અમેરિકનોને અપીલ છે." કોણ જાણે શાથી બહુજ થોડા અમેરિકનો એકઠા થયા છે. પણ ફિકર નહિ, જેટલા આવ્યા છે એજ 'રામ'ની દૃષ્ટિમાં આખું અમેરિકા, બધું યૂરોપ અને સમસ્ત વિશ્વ છે. આજના વ્યાખ્યાનની અસર હાજર થયેલા થોડા શ્રોતાઓના હૃદયપર થશે, અરે, તમારામાંના એકનેજ એનું સત્ય સમજાશે, અને પાંચ સાત વ્યક્તિજ એ કાર્યને ઉપાડી લેશે તોપણ 'રામ' એને સંપૂર્ણ વિજય સમજશે.

'રામ' તમારા અંતરમાં રહેલી પ્રભુતાને પ્રાર્થના કરે છે; અને એને સંપૂર્ણ ખાત્રી છે કે એકજ વ્યક્તિમાં રહેલી એ પ્રભુતા અતિ અદ્ભુત કાર્યો બજાવી શકશે. કૃપા કરીને તમે એ સચ્ચિદાનંદ આત્માને–એ અનંત શક્તિને, પડદા પાછળ સંતાડશો નહિ. એક કલાક તો કૃપા કરીને વર્ણભેદ, કે જાતિભેદ કે મતમતાંતરના ઝગડાને દૂર ફેંકી દેજો કે જે મતમતાંતરના કલહોને લીધેજ એક અપરિચિત વ્યાખ્યાતાના શબ્દોને લક્ષપૂર્વક કોઇ સાંભળતું નથી.

### ભૂતકાળમાં હિંદુસ્તાને કરેલું કાર્ય.

'રામ' હિંદુસ્તાનના જ્ઞાનવિજ્ઞાનના રત્નભંડારનું સુમારે બે માસથી તમારી પાસે વર્ણન કર્યા કરે છે. હિંદુસ્તાનનાં કામધેનુ સમાન શાસ્ત્રોના પૌષ્ટિક અમૃતનું તમને પાન કરાવે છે. આજ હવે 'રામ' તમને એ ખાણ કે જેમાંથી અનેક રત્નો નીકળી આવ્યાં છે; એ કામધેનુ કે જેણે પોતાના દૂધથી અનેક દેશોને અમૃત પાયું છે; એ દેશ કે જેને એ સત્યનું પ્રથમ દર્શન થયું હતું અને પોતે દર્શન પામીને જગતના સર્વ પ્રદેશોને ધર્મ આપ્યા છે; એ હિંદુસ્તાન વિષે થોડું વિવેચન કરશે. એ તો સિદ્ધ થઇ ચૂક્યું છે કે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પણ સર્વ ધર્મોનું મૂળ હિંદુ ધર્મજ છે; તેમજ યૂરોપ અને અમેરિકામાં વર્તમાન સમયે પણ જે નવીન વિચારસંપ્રદાય નીકળતા જાય છે તેને પણ એ દેશના ધર્મમાંથીજ પોષણ અને પૂર્તિ મળે છે. તમારા નવીન વિચાર ( New thought ), થિયોસોફી, સ્પિરિચ્યુઆલિઝમ, ખ્રિસ્તીશાસ્ત્ર, માનસિક રોગોપશમન વિદ્યા ઇત્યાદિ જે નવીન વિદ્યાઓ અહીં ઉદ્ભવ પામી છે, અને તમે માનો છો કે જેની શોધ તમે પોતેજ કરી છે; તે બધી વિદ્યાઓનું મૂળ પણ હિંદુસ્તાનજ છે. પ્લેટો, સોક્રેટિસ, પિથાગોરસ, પ્લોટિનસ આદિ ગ્રીક તત્ત્વવેત્તાઓનું તત્ત્વજ્ઞાન પણ હિંદુસ્તાનને આભારી છે. શોપનહોર, શ્લેગલ, શેલિંગ, એમાકઝિન વગેરે વિદ્વાનોને પોતાની પ્રેરણા પૂર્વ હિંદુસ્તાનનાં વેદાન્ત, સાંખ્ય, બુદ્ધિઝમ, ઉપનિષદ્ કે ગીતામાંથીજ મળી છે એમ તેઓ સ્પષ્ટ કબૂલ કરે છે. તમારો આધુનિક એકેશ્વરવાદ, પછી તે અમેરિકા, ઇંગ્લંડ, જર્મની કે ગમે તે પ્રદેશમાં ઉદ્ભવ્યો હોય, પણ તેના સિદ્ધાંતનું મૂળ તો હિંદુસ્તાનનેજ આભારી છે. એ દેશમાં શંકર અને કૃષ્ણ જેવા મહાત્માઓ થઇ ગયા છે; એ દેશમાંથી એવા ઉન્નત અને ઉદાર વિચારો ઉદ્ભવ્યા છે કે

* ગોલ્ડન ગેટ હૉલ–સાન્ફ્રાન્સિસ્કોમાં તારીખ ૨૮–૧૦–૧૯૦૩ના રોજ આપેલું વ્યાખ્યાન.

જેણે તમારા પૂજ્ય એમર્સન, વોલ્ટ વ્હિટમેન, સર એડવિન આર્નોલ્ડ, મેક્સમૂલર આદિ વિદ્વાનોને પ્રેરણા, જાગ્રતિ અને ઉત્સાહ અર્પ્યાં છે. એ દેશ માત્ર ઉદાર વિચારો, ઉન્નતગામી સૂત્રો, કાવ્ય કે તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોજ લખીને નથી બેસી રહ્યા, પણ એ દેશમાં શારીરિક શક્તિ અને શૌર્ય પણ તેટલાજ પ્રમાણમાં હતાં. આજ પણ અંગ્રેજી રાજ્યના રક્ષણ અને સાહાય્યમાં કયા લોક છે? હિંદના સૈન્યમાં શીખ, ગુર્ખા, મરાઠા અને રાજપૂત લોકોનાં સૈન્ય છે, અને જ્યારે બ્રિટિશને પોતાના શત્રુઓ સાથે લડાઇમાં ઉતરવાનું હોય છે ત્યારે હિંદુસ્તાનના સિપાઇઓ લડાઈને મોખરે ઉભા રહે છે. એ દેશ પહેલાં સૌથી વિશેષ દ્રવ્યવાન હતો. અનેક પ્રજાઓ હિંદુસ્તાનપર પોતાનો નિર્વાહ કરતી રહી છે. કોલમ્બસને હિંદુસ્તાનની શોધ કરવા જતાંજ અમેરિકા મળી આવ્યો હતો. અમેરિકાનું નામ તેણે પહેલાં હિંદુસ્તાન–ઇન્ડિયા પાડ્યું હતું. આવા એક સમયના સર્વોપરિ દેશનું 'રામ' તમારી પાસે આજે વર્ણન કરે છે. સમસ્ત જગતમાં તે સર્વથી શ્રેષ્ઠ દેશ હતો, ઉન્નત હિમગિરીનાં શૃંગોથી સુશોભિત, મહાન અરણ્યથી અલંકૃત અને ફલદ્રુપ ક્ષેત્રોથી ભરપૂર એ દેશ હતો. વળી માત્ર એટલેથીજ એનો અંત નથી આવતો; બુદ્ધિવિષયક, નૈતિક અને આત્મિક વિષયમાં તો એ સર્વની ટોચેજ હતો.

કિન્તુ એજ દેશ આજ સર્વ દેશને ચરણે પડયો છે! અરે અમેરિકનો! તમે આજ સર્વ દેશના મુકુટ છો; અને હિંદુસ્તાન તમારાં ચરણ છે! 'રામ' અત્યારે એટલા માટે તમારી આગળ અપીલ કરે છે કે ઓ મુકુટ-ઓ શિર, જો તમારે નિરોગી અને મજબૂત રહેવું હોય તો તમારે તમારાં ચરણનું રક્ષણ કરવું જોઇએ. ચરણમાં કાંઇ નુકસાન થયું હશે તો શિરને પણ જરૂર હાનિ પહોંચશે. જે પ્રજા–માતાએ અત્યાર સુધી સમસ્ત પ્રજાઓને પુત્રીઓ ગણીને કાવ્ય અને તત્ત્વજ્ઞાનરૂપી દૂધનું પોષણ આપ્યા કર્યું છે; ઉન્નત વિચારો અને ધર્મના અમૃતનું પાન કરાવ્યું છે; એ માતા–સમસ્ત જગતની સનાતન પુરાણમાતા આજે અસ્વસ્થ છે; બિમાર છે. આર્ય પ્રજાની મુખ્ય પુત્રી–તમારી મ્હોટી બ્હેન આજે માંદી પડી છે. એ કામધેનુ મરી ગઇ નથી પણ માત્ર રોગગ્રસ્ત થઈ છે. તમારે એને રોગ નિવારણ કરવામાં સાહાય્ય કરવી જોઇએ. જે હિંદુસ્તાને કામધેનુની પેઠે સમસ્ત જગતને પૌષ્ટિક દૂધ–જાગ્રતિપ્રેરક જ્ઞાન–આપ્યું છે, તે કામધેનુ અત્યારે વ્યાધિપીડિત છે. એ ધેનુની અત્યારે સેવા કરવી જોઇએ અને એનો રોગ દૂર કરવો જોઇએ. એ ગાય અત્યારે ક્ષુધા તૃષાથી પિડાય છે; રિબાય છે; અનેક સંકટથી ઘેરાઇ પડી છે. અરે, એની પાસેથી ઉત્તમ પ્રકારનું દૂધ લીધાં કર્યું છે; પરંતુ હવે એને ઘાસ આપો. એના ટકી રહેલા જર્જરિત દેહને નિરોગ બનાવી એના પ્રાણ બચાવો. ઓ ઇંગ્લંડ અને અમેરિકા! જો એને જીવાડવી હોય તો તમારે એની પૂરેપૂરી સંભાળ લેવી જોઇએ.

## અમેરિકામાંથી આશાઓ.

અમેરિકન લોકો વર્તમાનયુગના વીરપુરૂષો છે; સ્વાર્પણ કરનાર ઉદાર નરો છે; વિજ્ઞાનશાસ્ત્રનાં સંશોધનોમાં પ્રાણાર્પણ કરવા સર્વદા એક પગે તૈયાર છે. થોડા દહાડા પહેલાંજ એક પત્રમાં વાંચ્યું હતું કે એક પુરુષે માત્ર સત્યને ખાતરજ પોતાના શરીરની વાઢકાપ કરવા દીધી હતી, વિજ્ઞાનના તમે યોદ્ધાઓ છો. અમેરિકન વીરનરો! તમારી પાસેજ 'રામ' આજ અપીલ કરે છે તે શું તમે નહિ સાંભળો? વર્તમાનપત્રો! તમે આ વિષયને નહિ હાથ ધરો? કૃપા કરીને હિંદુસ્તાનનો પ્રશ્ન હવે તમે ઉપાડી લ્યો, હિંદુસ્તાનનો પ્રશ્ન એ સત્યનોજ પ્રશ્ન છે. તમે અહીંથી દાસત્વ નિર્મૂળ કર્યું છે, તમે તમારા દેશમાંથી જાતિભેદ અને મતભેદની દિવાલો

તોડી પાડી છે; હે ધન્ય અમેરિકનો ! આ અપીલ એટલા માટે તમનેજ કરવાની છે. હિંદુસ્તાન આવા સમર્થ અમેરિકનોનું લક્ષ્ય પોતા તરફ ખેંચે છે.

કદાચિત્ એમ માનો કે હિંદુસ્તાન બહુ ખરાબ છે; હિંદુસ્તાનનું જગતપર જરાએ ઋણ નથી; અને આજકાલના હિંદુઓ સમસ્ત જગતમાં અતિ દુષ્ટ લોકો છે; તોપણ તમારે હિંદુસ્તાન માટે ઉલટું વિશેષ લક્ષ આપવું જોઇએ. એના પ્રતિ ધ્યાન આપવાને માટે તો એથી ઉલટાં વિશેષ સબળ કારણો મળી આવે છે.

એક માંદો માણસ કેવળ પોતાની જાતનેજ નુકસાન કરીને ન બેસી રહેતાં પરિચયમાં આવનારા સર્વને હાનિ પહોંચાડે છે. એક માણસને સળેખમ થયો હોય એનો ચેપ બધાને ચોંટે છે. હિંદુસ્તાનને અત્યારે શરદી થઈ ગઇ છે. એ ગરમ પ્રદેશને શરદી શાથી લાગી એવો પ્રશ્ન તમારા હૃદયમાં ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. બન્ધુઓ, એ શરદી શિયાળાની શરદી નથી; પણ ગરીબાઇની–ભૂખમરાની–નિર્ધનતાની શરદી છે. હિંદુસ્તાન એ જાતની શરદીથી ધ્રૂજી રહ્યું છે. ભલા ભાઈઓ ! એ તો સ્પષ્ટજ છે કે જો એક માણસને શરદી લાગી હોય તો તેના પાડોશીને પણ તેની અસર થાય છે, એક માણસને કૉલેરા થાય છે એટલે એના જંતુઓ બીજા અનેકને લાગે છે, એકને શીતળા નીકળ્યા એટલે તેની સાથે બીજા અનેક વ્યાધિમાં સપડાઈ પડવાનાં, એટલા માટે પ્રત્યેક મનુષ્યનું એ કર્ત્તવ્ય છે કે પોતાને માટે નહિ તો સમસ્ત જગતને માટે પણ બિમાર માણસની માવજત કરવી. જો એને એ વ્યાધિથી રિબાવા દેશો તો પરિણામ એ આવશે કે સમસ્ત જગત એ વ્યાધિથી ઘેરાઈ જશે, માટે સમસ્ત જગતની ખાતર પણ 'રામ' તમને હિંદુસ્તાનનો પ્રશ્ન ઉપાડી લેવાનું કહે છે. સત્ય અને ન્યાયની ખાતર પણ 'રામ' વિનતિ કરે છે કે તમે હિંદુસ્તાનના હિત માટે તૈયાર થાઓ. તમે કદાચિત્ એમ પ્રશ્ન કરશો કે હિંદુસ્તાનમાં એવું શું છે કે જ્યાં અમારી આવશ્યક્તા છે ? હિંદુસ્તાનમાં શી મુશ્કેલીઓ છે ? ત્યાં એવો શો વ્યાધિ છે ? બન્ધુઓ ! એ વ્યાધિ રાજકીય, સામાજિક અને ધાર્મિક છે.

### હિંદુસ્તાનની રાજકીય સ્થિતિ.

એ અંધકારમય પ્રદેશની રાજકીય સ્થિતિ વિષે 'રામ' વિશેષ વિવેચન નહિ કરે. એ દેશમાં લાખો મનુષ્યો દુષ્કાળથી મૃત્યુ પામે છે. ત્યાં ક્ષુધા અને ભૂખમરાથી નવયુવાન, સુંદર, બાળકબાલિકાઓ હણાઇ જાય છે. ત્યાં નિર્ધનતા અને મહામારી આશાજનક યુવાનોનો વધ કરી નાખે છે; ત્યાં ક્ષુધાપીડિત માતાના દૂધ વિના સુકોમળ ન્હાના બાળકના હોઠ સૂકાય છે; ત્યાં મનુષ્ય ભાગ્યેજ પોતાનો નિર્વાહ ચલાવી શકે છે; ત્યાં પરાણે આજિવિકા ચલાવનારો મનુષ્ય ધનવાન ગણાય છે; અને રાજા તથા રાજકુમારો વારંવાર દ્રવ્યસંબંધી મુશ્કેલીઓમાં સપડાઈ જાય છે. ચાહે તેટલી આપત્તિયો કે કષ્ટોમાં પણ જે દેશ સર્વદા વફાદાર, ધૈર્યશીલ અને નિમકહલાલજ રહે છે ત્યાં અતિ ખરચાળ, બેવકુફીભર્યા ભવ્ય ભપકા, ઠાઠમાઠ અને ડોળદમામ ઉભરાઇ પડયા છે. ઉંચા પગારની નોકરીઓ તો મુખ્યત્વે કરીને અંગ્રેજ લોકોનાજ હાથમાં છે. હિંદુસ્તાનની ત્રીશ કરોડ જેટલી બહોળી પ્રજામાંથી પાર્લામેન્ટમાં એક પણ પ્રતિનિધિ નથી.

* * * * *

બધી સ્વદેશી હુન્નર કળાઓ, ઉદ્યોગો અને અસલી કારખાનાંઓ નાશ પામ્યાં છે.

* * * *

હિંદુસ્તાનની રાજકીય દુર્દશાનો આથી તમને સહજ વિચાર આવી શકશે. તેમની બાહ્ય-

સ્થિતિ કેવી છે તે આ વર્ણનથી કાંઇક સમજાશે.

જે અંતર્ગત કારણોથી એ દેશ દુઃખી થાય છે તેનું થોડું વર્ણન હવે 'રામ' કરશે. તેમની નિરાશાઓ, આપત્તિઓનું મુખ્ય કારણ, તેમની અધોગતિનું ખરૂં અંતર્ગત કારણ શું છે એ 'રામ' તમને કહેશે. એ વિષય પરત્વે ઘણું બોલી શકાય એમ છે, પણ એને સંપૂર્ણ સાંભળવાનો લોકોને સમય નથી, તેથી એ બધું અતિ સંક્ષેપમાંજ કહેવું પડશે.

વેદાન્તના સિદ્ધાન્તથી હિંદુસ્તાનની અધોગતિનું કારણ બહુ સ્પષ્ટ સમજાઇ જાય છે. એ કર્મનો વિષય છે. પ્રારબ્ધ કર્મ એટલે પોતાનાજ કાર્યથી પોતે વ્હોરી લીધેલું ફળ. કર્મનો અક્ષરશઃ અર્થ આપણું પોતાનું કાર્ય એવો થાય છે. અત્યારે જે ફળ તેઓ ભોગવે છે તે તેઓના પૂર્વ કર્મનું ફળ છે. હિંદુઓએ ત્યાંના અનાર્યો સાથે સારી રીતભાત નહોતી રાખી તેથી તેના બદલામાં તેમનાપર વિજેતા પ્રજાએ એવીજ વર્તણુક આજ ચલાવે છે. જેમ દરેક મનુષ્ય પોતાની બિમારી માટે પોતેજ જવાબદાર છે; પોતાના અજ્ઞાનને લીધે આરોગ્યશાસ્ત્રના નિયમનું ઉલ્લંઘન કરીને કે નિયમ કરતાં વિશેષ આહાર ખાઇનેજ તે માંદો પડે છે; તેવીજ રીતે હિંદુસ્તાનના લોકો પણ પોતાના ભૂતકાળનાં કર્મને લીધેજ–એ અજ્ઞાનને લીધેજ અત્યારના વ્યાધિથી પિડાય છે. પણ તે વ્યાધિ ગમે તેવી રીતે આવી પડયો હોય તેથી શું? દાક્તર કે વૈદ્યે દરદી પાસે જઇને તેને ઠપકો ન આપતાં તેને ઉત્સાહ આપી આનંદમાં રાખવો જોઇએ; અશક્તને શક્તિ આપવી જોઇએ. દરદીને ઠપકો આપવાથી તો વ્યાધિ બેવડાય છે; તેમના અનાચાર કે ખરાબ આચરણને માટે તેમના દોષ જોવા કરતાં, આપણું કર્ત્તવ્ય–તમારૂં કર્ત્તવ્ય તો એજ છે કે તેમને તેમની આપત્તિઓમાંથી બચાવવાં; તેમને સહાય્ય કરવી.

## હિંદુઓનું જ્ઞાતિબંધારણ.

અર્થશાસ્ત્રમાં આપણે શ્રમ વિભાગ વિષે વાંચીએ છીએ. કોઈ મીલ કે કારખાનામાં બધું કાર્ય સરળતાથી થાય એટલા માટે કામકાજ વહેંચી નાંખવામાં આવે છે. એવીજ રીતે તમારા શરીરમાં પણ કાર્ય વિભાગ છે. નેત્રો જોવાનું કાર્ય કરે છે; કાન સાંભળવાનું; હાથ કામ કરવાનું અને પગ ચાલવાનું કાર્ય કરે છે. એ બધા અવયવોને પોતપોતાનું કાર્ય ન કરવા દેતાં એક બીજાનાં વિરુદ્ધ કામ સોંપીએ તો તેમનાથી તે કદી થવાનાંજ નથી. મનુષ્યની કે પ્રાણીમાત્રની જ્યારે ઉત્પત્તિ થઈ હશે ત્યારથીજ એ કાર્ય–શ્રમ–વિભાગ બની ગયા છે તેમ સ્પષ્ટ પ્રતીત થાય છે. હાથને બદલે પગથી કામ થઈ શકતું નથી, તેમ પગને બદલે હાથથી ચાલી શકાતું નથી. આવી રીતે પ્રકૃતિમાં કાર્યનો બહુ સુયોગ્ય વિભાગ કરી રાખેલો છે. એ કાર્યવિભાગનો નિયમ નૈસર્ગિક છે. એ નિયમના ધોરણેજ જ્ઞાતિની સંસ્થાઓ હિંદુસ્તાનમાં યોજવામાં આવી હતી. જ્ઞાતિના સમૂહો એ માત્ર કાર્ય વિભાગજ હતા, જેમાં એક મનુષ્ય ધર્માચાર્યનું તો બીજો ક્ષત્રિયનું કે યોદ્ધાનું કામ ઉપાડી લેતો હતો. જેને જે કાર્ય ઉચિત લાગતું હતું અને જેનામાં જે કાર્ય કરવાની શક્તિ હતી તે મનુષ્ય તે કાર્ય કરતો હતો. જેનામાં હથિયાર વાપરવાની શક્તિ હોય તે ક્ષત્રિય થતો હતો. તે શિક્ષકના કે ધર્મોપદેશકના શાંત કાર્યને માટે લાયકજ ન કહેવાય. કેટલાએક એવા હતા કે જેઓ બેઠા બેઠા દુકાનનું–વાણિજ્યનું કાર્યજ કરી શકતા હતા. આર્યોના વસવાટ પહેલાંના ત્યાંના મૂળ વતની અનાર્યો કે જેઓને કોઈ પણ જાતનું શિક્ષણ મળ્યું નહોતું, જેઓ પોતાનું આયુષ્ય આળસમાં વિતાવતા હતા, તેઓથી ધર્માચાર્ય કે શિક્ષકરૂપે બ્રાહ્મણનું, શસ્ત્રાસ્ત્ર લઇને ક્ષત્રિયનું કે વાણિજ્યથી

વૈશ્યનું કાર્ય થઇ શકે તેમ નહોતું, તેથી તેઓએ સેવાનું કાર્ય ઉપાડી લીધું અને તેઓ શૂદ્ર કહેવાયા. વાણિજ્યમાં પણ બુદ્ધિ જોઇએ છીએ અને એટલી બુદ્ધિએ તેમનામાં નહોતી, તેથી તેઓએ અન્ય ત્રિવર્ગની સેવા કરવાનું કાર્ય લઈ પોતાનો નિર્વાહ કરવો શરૂ કર્યો. જ્ઞાતિના વિભાગો અને બંધારણ થવાનો ઇતિહાસ આવા પ્રકારનો છે.

પ્રત્યેક મનુષ્યને પોતાને રૂચે તે કાર્ય કરવાની છૂટ હતી. એના કાર્યમાં વિરોધ કરવાનો કોઇ પણ જાતનો સખ્ત નિયમ હતોજ નહિ. શું આવા કાર્યના વિભાગ હરેક પ્રજામાં પ્રચલિત નથી? શું અહીં અમેરિકામાંજ એવા શ્રમભેદ–અધિકારભેદ હયાત નથી? અમેરિકામાં પણ આવા વર્ગભેદ છે, ઇંગ્લંડમાં પણ એ અસ્તિત્વ ભોગવે છે, અને અન્ય દરેક પ્રજામાં પણ એ પ્રચલિત છે. શું અમેરિકામાં જ્ઞાતિ નથી? અમેરિકામાં ઉચ્ચ વર્ગ અને સાધારણ વર્ગ એવા ભેદ નથી? સર્વ સ્થળે આવા સ્વાભાવિક ભેદ–વિભાગ તો છેજ. ત્યારે હિંદુસ્તાનના જ્ઞાતિ વિભાગમાં શી ખોડ ખાંપણ આવી પડી છે?

હિંદુસ્તાનમાં આર્યનીતિશાસ્ત્રને માટે મનુસ્મૃતિ કરીને એક પુસ્તક છે. જે સમયમાં એ લખાયું છે તે સમયના તો સર્વ વર્ગના લોકોને એ પુસ્તક સાહાય્યરૂપ હતું. પ્રત્યેક વર્ણને પોતાના કાર્ય–વ્યાપાર કરવા માટે ભિન્ન ભિન્ન પ્રકારની સૂચનાઓ, વિધિઓ અને પ્રબંધો એ ગ્રંથમાં વર્ણવેલાં છે. બ્રાહ્મણોને સહાયભૂત થાય એવા અનુકૂળ રીતિ રિવાજો અને નિયમવૃત્તો એમાં લખાયેલાં છે. ક્ષત્રિઓએ પોતાનું કાર્ય કેવી રીતે કરવું તેનું પણ એમાં સવિસ્તર વર્ણન છે. આવી રીતે પ્રત્યેક વર્ણને એ સમયમાં ઉપયોગી થઈ પડે એવું એ પુસ્તક હતું. પણ ધીમે ધીમે એના અવળા અર્થ કરવામાં આવ્યા, એના પાઠભેદ થયા, એમાં લખેલા નિયમોના અર્થનો અનર્થ કરવામાં આવ્યો; અને આવી રીતે બહુજ વિપરીત સ્થિતિ થઈ ગઈ. પરિણામ એ આવ્યું કે એ વર્ણભેદ અને કાર્ય વિભાગપદ્ધતિનેજ લોકો વળગી રહ્યા; એ વર્ણવિભાગ કાયમને માટે છે એમ ઠરાવી બેસાર્યું; અને નિયમો એટલા તો સખ્ત થઇ ગયા કે તેના પ્રહારે પ્રજાનું ચેતન હણાઈ ગયું! એ નિયમો લૌકિક નિયમો અને રૂઢિ રિવાજો બની ગયા; અને મનુષ્યને માટે નિયમ હતા તેને બદલે “નિયમને માટે મનુષ્ય” એમ થઈ ગયું! આમ સર્વ વ્યાપાર ને સર્વ વ્યવહાર કૃત્રિમ થઇ ગયો.

### જ્ઞાતિબંધારણનો અધઃપાત.

કૉલેજમાં પ્રિવિયસ, ઇન્ટરમિડિયેટ, જૂનિયર (બી. એ.) અને સિનિયર (બી. એ.), એવા ચાર વર્ગ હોય છે. એ ચારે વર્ગ ઉપયોગી અને સુયોજિત છે; પણ વિશ્વવિદ્યાલયના પરીક્ષકો કે પાઠશાળાના અધ્યાપકો એવું કદી પણ નહિ ઇચ્છે કે પ્રથમ શ્રેણીનો વિદ્યાર્થી દ્વિતીય શ્રેણીમાં ને દ્વિતીયનો તૃતીયમાં આગળ નજ વધે. હિંદુસ્તાનના જ્ઞાતિ વિભાગ પણ આ ઉદ્દેશથીજ પાડવામાં આવ્યા હતા. પણ તેમાં ભૂલ એ થઇ ગઇ કે એક વર્ણના લોકો બીજા ઉત્તમ વર્ણમાં જતા અટકી પડયા; અને તે સમયનું કાર્ય ધોરણ એમનું એમજ ચાલુ રહ્યું. એ વર્ણભેદ, કાર્યવિભાગ અને જ્ઞાતિનું બંધારણ બહુ ઉચિત છે; પણ એક મહાન ભૂલ એ થઈ છે કે એ નિયમો બંધનરૂપ થઈ પડયા. એ નિયમને એવા તો સખ્ત કરી નાખ્યા કે એના પ્રહાર બહુ વિષમ થઈ પડયા. આવી રીતે પરિક્રમણ થવાથી વર્તમાન હિંદુસ્તાનના જ્ઞાતિ વિભાગ કે જે એ દેશને હલાહલ વિષ સમાન છે તે ઉદ્ભવ પામ્યા.

મનુસ્મૃતિના નિયમો અને એમાં કહેલાં બંધારણો માત્ર એ સમયને માટેજ હતાં; પણ એને બદલે સર્વ કાળને માટેજ એ નિયમો લાગુ પાડવાની રૂઢિ દાખલ થવાથી જે માન

અને ભક્તિભાવ, ઉપનિષદ્ અને વેદાન્તના અનન્ત સત્ય પ્રતિ રાખવાં ઉચિત હતાં તે એ શ્રુતિને બદલે આવી સ્મૃતિને આપવામાં આવ્યાં. નિયમો અને ન્યાય સૂત્રો મનુષ્યો માટે છે એમ સમજ્યા વિના "લોકોજ એ નિયમો અને સૂત્રોને માટે છે" એવું અજ્ઞાન દાખલ થયું. એ વિદેહ થયેલા ગ્રંથકારોના પ્રમાણોની અતિશયોક્તિરૂપે અનહદ પૂજા થવા લાગી અને એમ કરીને સર્વદા અસ્તિત્વ ભોગવતા આત્મદેવ-સજીવન્ત અંતર્યામીની ઉપેક્ષા થવા માંડી. મનુષ્ય એટલે રક્તમાંસનું બનેલું પૂતળું, પણ તે માત્ર બ્રાહ્મણ કે ક્ષત્રિયને નામેજ ઓળખાવા લાગ્યું. મનુષ્ય આત્મા સચ્ચિદાનન્દ-પરમ સત્ય છે એ રહસ્ય પ્રજામાંથી નિર્મૂળ થઇ ગયું. જ્ઞાતિભંગના નિયમો અને રૂઢિના ભયંકર રિવાજો અને જૂલ્મોનો એટલો બધો ડર પેસી ગયો કે કોઇ પણ મનુષ્ય અન્ય વર્ણ સાથે હળીમળીને એક બનવા પામેજ નહિ. બ્રાહ્મણપણાનો કે ક્ષત્રિયપણાનો વિચારજ હૃદયમાં નિરન્તર સામ્રાજ્ય ભોગવતો રહેવાથી તેઓ પોતે મનુષ્ય છે-પોતાનામાં મનુષ્યનું સામર્થ્ય છે એ પણ ભૂલી ગયા.

મનુના સમય પછી પૃથ્વીપર અનેક ફેરફારો થયા છે. નદીઓના પ્રવાહનાં સ્થળ બદલાઈ ગયાં છે; અગોચર મહાન અરણ્યો કાપી કે બાળી નખાયાં છે; વનસ્પતિ અને પ્રાણીવર્ગમાં પણ અત્યન્ત ફેરફાર અને વિકાસ થઇ ગયો છે; ક્ષત્રિયના અને લડાયક પ્રજાના ધર્મો હિંદુસ્તાનમાંથી હવે તદ્દન ધોવાઇ ગયા છે; દેશની મૂળ ભાષા મૃતઃપાય થઇ ગઇ છે અને હિંદી ભાષા ગ્રીક કે લેટીન ભાષાની પેઠે અપરિચિત અને પરદેશીય જેવી થઇ પડી છે. છતાં હજુ પણ એ આધ્યાત્મિક આત્મહત્યાઓનું, * * * *

* * * * *

એ જ્ઞાતિબંધનો તથા રૂઢિનાં બંધનોનું દાસત્વ હિંદ ભોગવે છે! બુદ્ધિ સ્વાતંત્ર્યનાં વિચારોને પાખંડ અને મહાન અપરાધ ગણવામાં આવે છે.

એ પુરાણા સ્મૃતિકારોના નિયમોને તમે અધીનતાથી ન અનુસરો અને વિરોધ કરો તો તમારૂં આવીજ બન્યું સમજવું. દરેક જણ તમારી વિરુદ્ધ થઇ જશે. પરંતુ હવે એ પૂરાણા વિચારોને તમારે નવીન પ્રકાશનું ઓજસ આપવું જોઇએ. પ્રત્યેક કાર્ય ઉત્તમ છે; પ્રત્યેક પરિશ્રમ પવિત્ર છે; પણ એ જ્ઞાતિ વિભાગના અભિમાનને લીધે શાસ્ત્રવિહિત કાર્ય-વ્યાપાર કરવામાં માનાપમાનનો ભય રહેલો છે. જે લોકો પોતાનાં બાળપણનો સમય કેળવણી લેવામાં નથી ગાળતા તેઓને યુવાવસ્થામાં શારીરિક શ્રમ-મજૂરી કરીનેજ નિર્વાહ ચલાવવો પડે છે અને પછી પસ્તાય છે. પોતાના પહેલાંના આળસને માટે તે કપાળનો પ્રસ્વેદ રેડી બદલો ભરી આપે છે. પણ એ શૂદ્રના કાર્યને મજૂરીનું કાર્ય-નીચ કાર્ય કહેનાર આપણે કોણ છીએ? શું ધર્મોપદેશક કે ક્ષત્રિય કે વણિકના કાર્ય જેટલુંજ એનું કાર્ય પણ ઉપયોગી નથી? વસ્તુસ્થિતિ એટલી બધી વિપરીત થઈ ગઇ છે કે જે માર્ગમાં બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જેવી ઉચ્ચ જ્ઞાતિના લોકો ચાલતા હોય ત્યાં એ બિચારા શૂદ્રોને ચાલવા પણ નથી દેતા! ઉચ્ચ વર્ણના લોકોના વસવાટવાળાં ગામો કે શહેરોમાં તેઓને એક છેડે દૂર નાનાં ઝુંપડાં બાંધીને રહેવું પડે છે. એ નીચ જાતિનો પડછાયો સરખો પણ જો કોઈ ઉચ્ચજ્ઞાતિના મનુષ્યપર પડી જાય તો તે ઉચ્ચ જ્ઞાતિના મનુષ્યને પવિત્ર થવા માટે કપડાં લત્તાં ધોઈ સ્નાન કરવું પડે છે. એ નીચ જ્ઞાતિનો મનુષ્ય કોઇ વસ્તુને સ્પર્શ કરે તો પછી એ વસ્તુને કોઈ પણ ઉચ્ચ જ્ઞાતિનો મનુષ્ય ઉપયોગમાં લઈ શકતો નથી. એ બિચારાઓને જીવતોડ મહેનત કરવી પડે છે; અને એના બદલામાં ઉચ્ચ જ્ઞાતિના લોકો તેને વધ્યા ઘટયા ખાવાના પદાર્થો-એઠા જૂઠા એટલી

રોટલાના કકડા આપે છે. તેઓને એનાપરજ નિર્વાહ કરવો પડે છે. જે શબ્દો તમે કદી પણ ન સાંભળ્યા હોય તેવા શબ્દોનો ઉપયોગ 'રામ'ને-જે સત્ય વાર્તા છે તેનું સત્ય સ્વરૂપમાં વર્ણન કરવા માટે-કરવો પડે છે તે માટે 'રામ'ને ક્ષમા કરશો. આ શૂદ્ર લોકોને-આ પારીઆઓને શહેરના રસ્તા વાળવા પડે છે. મેલી ગંધાતી ગટરો હાથથી ઘસી ઘસીને ધોવી પડે છે. એટલુંજ નહિ પણ પાયખાનાં હાથથી સાફ કરવાં પડે છે અને એના બદલામાં તેમને મળવાનું તો પેલું વધ્યું ઘટયું, સડેલું અને એઠું જુઠું ખાવાનુંજ ! આમાં ધનવાન થવાની તો આશાજ કયાંથી હોય ! તેઓ અત્યંત દરિદ્ર હોય છે. તેમની એ સ્થિતિનો વિચાર કરતાં 'રામ'ના હૃદયમાં દુઃખ થાય છે. શૂદ્રજ્ઞાતિનાં બાળકો ઉચ્ચજ્ઞાતિનાં બાળકોની સાથે એકજ નિશાળમાં કેળવણી લઇ શકતાં નથી, કારણકે એ બાળકો જો પેલાં ઉચ્ચવર્ગનાં બાળકો સાથે સ્પર્શ કરીને બેસે તો તેમને ન્હાવુંધોવું પડે છે; તેઓ અપવિત્ર થઈ જાય છે. આ રેંસાઈ ગયેલા ગરીબ લોકોને કેળવણી મળેજ કયાંથી ? તેઓ પોતાનો નિર્વાહ પણ ભાગ્યેજ ચલાવી શકે તેમ હોય છે. ભૂખમરાથી અનેક મરી જાય છે. દરેક પ્રકારના રોગ અને મહામારીનો ઉપદ્રવ થવામાં હિંદુસ્તાન બહુ પરિચિત પ્રદેશ છે, અને આ ગરીબ શૂદ્રોનાં ઝુંપડાં શહેરના એવા મલિન વિભાગમાં હોય છે કે જ્યાં હરેક પ્રકારના રોગ અને ચેપ પહેલા પ્રવેશ કરે છે. કૉલેરા, પ્લેગ આદિ ચેપી વ્યાધિઓના અને દુષ્કાળ આદિ અનિવાર્ય આપત્તિઓના એ શૂદ્ર લોકોજ પહેલા ભોગ થઈ પડે છે. એ ગરીબ લોકો-એ શૂદ્ર લોકો સમસ્ત સમાજના આધારરૂપ ચરણ છે; તેથી જે સમાજ પોતાના ઉતરતા વર્ગની ઉન્નતિમાં અવરોધ કરી તેમની પ્રગતિ રોકી પાડે છે; જે સમાજ એ વર્ગ પ્રતિ અયોગ્ય વર્તણુક ચલાવી એ ગરીબ અનભિજ્ઞ પાપીઓને શિક્ષણ આપવાની ના કહે છે; તે સમાજ પોતેજ પોતાના પગપર કૂહાડા મારે છે અને પોતેજ પોતાનો પાયો તોડી પાડે છે. એ સમાજ જરૂર પાયમાલ થઇ જવો જોઇએ.

આ નીચ જ્ઞાતિનો ઘણો ખરો વિભાગ હિંદુસ્તાનનો મૂળ વતની હતો, જેને તેઓ અનાર્ય એમ કહે છે. જેને તમે અત્યારે હિંદુઓના નામથી ઓળખો છો તેઓએ હિંદુસ્તાનમાં જઇને એ લોકોને હરાવી, તેમને આવી ક્ષુદ્ર શારીરિક મહેનતમાં રાખી દાસ બનાવી લીધા. તેઓએ તેમની આવી દારિદ્રય પૂર્ણ દુઃખી સ્થિતિ આણી. તેઓએ એ મહાપાતક કર્યું છે અને અત્યારે એ કરેલાં પાપનાં ફળ ભોગવે છે. હિંદુસ્તાનના મૂળ વતની અનાર્ય લોકો સાથે આર્યો કે હિંદુઓએ જેવી વર્ત્તણુક કરી હતી તેવીજ વર્ત્તણુક તેઓ પ્રતિ પહેલાંના મુસલમાન રાજ્યકર્ત્તાઓએ ચલાવી હતી અને અત્યારની શાસનકર્ત્તા પ્રજા પણ એવીજ વર્ત્તણુક ચલાવે છે. એ કર્મનો સિદ્ધાંત છે; પ્રારબ્ધનો એ અટલ નિયમ છે.

'રામ' અત્યારે તમારી પાસે એક હિંદુ તરીકે અથવા એક હિંદુસ્તાનના વતની તરીકે તેમજ કોઇ પણ પ્રજાજન કે એક પક્ષવાદી તરીકે વ્યાખ્યાન આપતો નથી. 'રામ' સત્યપરજ-પૂર્ણ સત્યપરજ-અવિચ્છિન્ન સત્યપરજ અવલંબન રાખે છે. 'રામ'નું શરીર હિંદુસ્તાનની અતિ ઉચ્ચ જ્ઞાતિનું છે; છતાં તે હિંદુસ્તાનની અતિ નીચ ગણાતી જ્ઞાતિ માટે તમને અપીલ કરે છે કે, સત્ય અને ન્યાયની ખાતર, સચ્ચિદાનંદ પરમાત્મા કે હિંદુસ્તાનના પારીઆનો પણ આત્મા છે તે પરમાત્માની ખાતર, જાતિ ભેદના પડદા અને દિવાલોને તોડી પાડો; અને હિંદુસ્તાનના એ દુઃખી થતા દરિદ્ર શૂદ્ર લોકોનો પક્ષ કરો, એ ગરીબનો પ્રશ્ન ઉપાડી લ્યો.

એ જ્ઞાતિભેદ કે કાર્ય વિભાગને લીધે હિંદુસ્તાનની સમસ્ત પ્રજાની અધોગતિ શા માટે થાય

છે એ એક મહાન્ પ્રશ્ન છે. વસ્તુતઃ તો કાર્ય વિભાગના ધોરણે અને પરસ્પર પ્રીતિના સંરક્ષણને માટે એ જ્ઞાતિની સંસ્થા યોજાઇ હતી; પણ અત્યારે એ જ્ઞાતિવિભાગનું મૂળ કારણ ભૂલી જવાયું છે. સર્વ હકીકત ઉલટા સુલટી થઈ ગઈ છે. અત્યારે તો પ્રીતિ, સંપના વિભાગ થઈ વિક્ષેપ ઉત્પન્ન થયો છે અને જુના રિવાજો અને મતભેદોનું સંરક્ષણ થાય છે. પણ તેમ ન થવું જોઇએ. હજારો વર્ષ પહેલાં જે વસ્ત્રાલંકાર એક કુટુંબને બંધ બેસતા હતા તેજ વસ્ત્રાલંકાર અત્યારે પણ એમને પહેરાવ્યા કરવા અને તેમના સ્નાયુ વિશાળ થયા હોય, અસ્થિ વિસ્તૃત અને પ્રબળ થયાં હોય છતાં પણ એને એ ટૂંકાં પડતાં વસ્ત્રો પહેરાવવાં એ કેમ બની શકે ? ચીનની સ્ત્રીઓ પોતાના પગને બાંધીને નાજુક બનાવવાના પ્રયત્ન કરતાં તેને સંકુચિત રાખે છે; તેવીજ રીતે હિંદુઓ પણ એ પુરાણા રીત-રિવાજોનું પોતાની નવીન વિકસિત પ્રજાને તે ટૂંકા પડતા હોવા છતાં અનુસરણ કરવાની ફરજ પાડે છે. હિંદુની ધર્માંધ-શિક્ષણપદ્ધતિ એ મર્યાદિત દિવાલોની વચ્ચે દોડવા જેવી સંકુચિત છે.

એક મનુષ્ય પેટના અને માથાના એમ બે જાતના વ્યાધિઓથી પિડાતો હતો. દાક્તર પાસે જઈને તેણે નિદાન કરાવ્યું એટલે દાક્તરે તેને પેટ અને આંખને માટે ભિન્ન ભિન્ન પ્રકારની બે દવાઓ આપી. પેટના દુઃખાવા માટે આપેલા ઔષધમાં મરી, મીઠું ઈત્યાદિ ગરમ દવાઓ હતી અને આંખને ચોપડવામાં જસત સુરમા જેવી વસ્તુઓ હતી. સુરમો કે પારા જેવી ધાતુ કાચી ખાવાથી ઝેર ચડે છે એ તો આપણે બધા સ્પષ્ટ સમજી શકીએ એમ છે, અને મરી તેમજ મીઠાને આંખે ચોપડીએ તો આગ બળે એ પણ સત્વર સમજી શકાય તેવું છે. એ મૂર્ખ મનુષ્યે દાક્તરની સૂચના યાદ ન રાખતાં આંખની દવા ખાધી અને પેટની દવા આંખે લગાવી. એમ કરવાથી આંખો અને પેટ બન્ને અવયવના વ્યાધિ કુપિત થયા અને ઔષધિજ રોગની વૃદ્ધિનું કારણ થઇ પડી.

હિંદુસ્તાનની આધુનિક વસ્તુ સ્થિતિમાં આ દૃષ્ટાન્ત બહુ સજ્જડ રીતે લાગુ પડે છે, ત્યાં કાર્યમાં વિભાગ કરવાના હતા અને શક્તિમાં સંપ અને પ્રીતિ રાખવાનાં હતાં; તેને બદલે દુર્ભાગ્ય અને અજ્ઞાનના પરિબળે પ્રીતિ અને શક્તિમાં વિભાગ પડી ગયા છે અને બાહ્ય વ્યાપારો તથા કર્ત્તવ્યોમાંના ધર્મોનું સંરક્ષણ કરવાનો પ્રયાસ ચાલ્યાં કરે છે.

રૂઢિરિવાજ અને મતમતાંતરના રાક્ષસે એ પ્રજાના ચૈતન્યને હણી નાખ્યું છે; શક્તિનો ઉચ્છેદ કરી નાખ્યો છે. ધર્માંધપણાનો કે ધર્માનુરાગનો અર્થ કેવળ બહિષ્કારવૃત્તિ, નિરાશાવાદ અને સંપૂર્ણ પુરાણપ્રિયતાજ કરી નાંખ્યો છે. વ્યાવહારિક જીવનમાં ઉચ્ચ જ્ઞાતિનો મનુષ્ય સત્યસ્વરૂપ આત્માનો-અંતરસ્થ ઈશ્વરનો મહિમા, શોભા અને પવિત્રતા વિસરી જઈને આત્માપર-વેદાન્તપર પગ મૂકવા તૈયાર થાય છે; અને સાંસારિક પદવી, કીર્ત્તિ અને અંગત પરાક્રમોની મૂર્ખતાપૂર્વક પ્રશંસા કર્યા કરે છે. એમ કરવાથી પોતાની કીર્તિ અને સ્વમાન નિભાવી રાખવાની ચિન્તા ઉત્પન્ન થાય છે; અને સ્વાર્થી અભિમાન તેમજ વિશેષ બલવત્તર પદવી તથા કીર્ત્તિ પ્રાપ્ત કરવામાં પ્રવૃત્તિ થાય છે. ઉચ્ચ જ્ઞાતિના મનુષ્યની આ દમડી દમડી કમાવાની પ્રાપંચિક યુક્તિથીજ તેમનો વાસ્તવિક અધઃપાત થયો છે, અને એ નીચ જ્ઞાતિના લોકો ખુશામત કરે એટલે દંભ અને અજ્ઞાન વધતું ગયું, એ દંભ અને અજ્ઞાનને લીધેજ અત્યારે તેઓનો વિનાશ થતો જાય છે.

ત્યારે હવે એનું નિવારણ કેવી રીતે કરવું ? એ હિંદુ લોકોએ શૂદ્રોને બહુ દુઃખ દીધું છે, તેથી આપણે એમનો અત્યારે ઉચ્છેદ કરવા તૈયાર થઈ જઈશું ? શું એમ કરવાથી વસ્તુ-

સ્થિતિ સારી થશે ? નહિ; કદી નહિ. કોઇ ગવૈયાને તેના સંગીતના અપરાધની શિક્ષા કરવી હોય તો તેના સંગીતકળાના દોષ સુધારવા એજ એનો દંડ છે. કોઇ અપરાધી કે પાપીને સૌથી શ્રેષ્ઠ અને મહાન દંડ દેવો હોય તો તેને શિક્ષણ આપી સદ્‌વર્તનશાળી બનાવવો એ છે. એક મનુષ્યનો વધ કરાવવો એ ઉચિત શિક્ષા નથી. એવી શિક્ષા ન આપતાં તેને શિક્ષણ આપી એનું અજ્ઞાન દૂર કરો–એની અંદરના અજ્ઞાનનો વધ કરો. પાપીનો સંહાર કરવો હોય તો મનુષ્યની અંદર રહેલા પાપનો વધ કરાવવો. એમ કરવાથીજ વસ્તુસ્થિતિ સુધરે છે. અજ્ઞાનને દૂર કરવાનો અને એ વ્યાધિના જંતુઓને નિર્મૂળ કરવાનો એકનો એક અને ઉચિત ઉપાય તેમને સુધારવાનો છે.

હિંદુઓએ–આર્યોએ અત્યાર સુધીમાં બહુ સહન કર્યું છે. એ શિક્ષાજ એમને માટે પૂરતી છે. અનાર્યો પ્રતિ દર્શાવેલી ક્રૂરતાની તેઓને શિક્ષા કરવા તમારે અમેરિકા કે યૂરોપ છોડીને ત્યાં સુધી જવાની આવશ્યક્તા નથી. એ બધા અપરાધ માટે તેઓએ સંપૂર્ણ દુઃખ વેઠયાં છે. સદીઓથી વિદેશીય રાજ્યશાસનની ધૂંસરી તેઓએ ઉપાડી છે; દાસત્વની બેડી તેઓએ સહન કરી છે. અફગાનિસ્તાનના બાદશાહોએ હુમલો કરીને તેમને જીતી લીધા હતા. ગ્રીસના લોકોએ પણ તેમનાપર રાજ્ય ચલાવી લીધું છે. ઇરાનના શાહનશાહોએ તેમનાપર હકુમત ચલાવી છે. અરે, પૃથ્વીપટની સર્વ દેશની પ્રજાઓએ ત્યાં આવીને તેમનાપર રાજ્ય ભોગવ્યું છે ! આમ પોતાના અપરાધ માટે તેઓએ હવે સંપૂર્ણ સહન કર્યું છે.

પણ હવે તમારે જાગ્રત થવું જોઇએ; ત્યાં જઇને તેમને તમારે દિલાસો આપવો જોઇએ. તેમને ઉત્સાહ આપી તેમનું વેદાન્તવિરુદ્ધનું અજ્ઞાન નિર્મૂળ કરવું જોઇએ. એ અજ્ઞાનને લીધેજ તેઓ જ્ઞાતિના બંધારણને વળગી રહ્યા છે.

આ જ્ઞાતિભેદના વિચારોને લીધે તેઓની શક્તિઓ હણાઈ ગઇ છે, અને બળ વિખરાઇ ગયું છે. આ કેટલું દુઃખદાયી અને શોકપ્રદ છે ? નૈતિક, આધ્યાત્મિક, રાજકીય તેમજ સામાજિક સર્વ વસ્તુસંબંધો વિપરીત થઈ ગયા છે; અરે, જ્ઞાતિબંધનને લીધે ઉત્પન્ન થયેલા પક્ષપાત, મતભેદ, વિરોધભાવ, જાતિદ્વેષને લીધે એનો વિનાશ થઈ ગયો છે ! જે મનુષ્યનું ચિત્ત વ્યાકુળ અને અસ્વસ્થ હોય તેને જો ઇતિહાસ, તત્ત્વજ્ઞાન કે કોઈ અન્ય શાસ્ત્રનો અભ્યાસ કરવો હશે તો તેનાથી થઇ શકશેજ નહિ. કોઇ પણ જાતની વિદ્યા શીખવા માટે–કોઇ પણ જાતનું શિક્ષણ પામવા માટે આપણું મન તદ્દન સ્વસ્થ હોવું જોઇએ. ત્યારે એ મનુષ્યની સ્વસ્થતા–સમતા ગુમાવી નાખે એવું શું છે ? તેમને એમ આક્ષેપ વિક્ષેપમાં નાખી દેનાર કોણ છે ? ભેદભાવ રાખવાની બુદ્ધિજ. જ્યારે તમારામાં સમાનતા–બન્ધુભાવની ભાવના ભરપૂર હોય ત્યારે ભેદબુદ્ધિનો લેશમાત્ર હોતો નથી. તમારી સામે કોઇ પણ પ્રતિસ્પર્ધી નથી હોતો ત્યારેજ તમે નિશ્ચિંતપણે અભ્યાસ કે મનન કરી શકો છો; કિન્તુ જ્યારે વિરોધી તત્ત્વોથી તમારૂં વાતાવરણ મલિન થઈ ગયું હોય છે * * * *
ત્યારે તમે કોઈ પણ કાર્યમાં વિજય મેળવી શકતા નથી. દૃષ્ટાંત તરીકે એક મનુષ્ય પોતાનાં કુટુંબીજનો, ભાઇભાંડુઓ અને સંબંધીજનોના સહવાસમાં રહીને અનુકૂળતાપૂર્વક અભ્યાસ કરી શકે છે અને એના કાર્યમાં જરાએ વિક્ષેપ પડતો નથી; પણ જ્યારે કોઈ વિજાતીય કે વિરોધી તત્ત્વ તેના મનમાં પ્રવેશ કરે છે ત્યારે તેને અભ્યાસ કરવો દુર્ઘટ થઇ પડે છે. વસ્તુસ્થિતિને પ્રતિકૂળ અને વિરોધી બનાવીને આ જ્ઞાતિનું બંધારણ બુદ્ધિના વિકાસને અટકાવી રાખે છે. પોતાની આસપાસનાં સર્વ મનુષ્યો પરાયાં છે, પોતાનાથી ભિન્નજ્ઞાતિનાં છે,

એમના ને આપણા આચારવ્યવહાર ભિન્ન છે, આવી આવી વિરોધી લાગણીઓ તેમનામાં સ્પર્ધા, દ્વેષ અને વિજાતીયતા ઉત્પન્ન કરાવી મનુષ્યના મનને બહુજ અશાંત અને અસ્વસ્થ રાખે છે. મુખ્યજ્ઞાતિઓ તો ચાર છે પણ તેની અનેક પેટા જ્ઞાતિઓ થઇ ગઈ છે, અને સેંકડો બલ્કે હજારો વિભાગ તેમાં પડી ગયા છે. એ ઉપરાંત મુસલમાનમાં પણ જ્ઞાતિ અને પંથ છે. ખ્રિસ્તીધર્મનાં જ્ઞાતિ અને પંથ પણ નિરાળાંજ છે. * * * * અનેક નવાં મંડળો પણ હમણાં પોતપોતાના અનેક પંથો બનાવી બેઠાં છે. કોઇ હિંદુ વિદ્યાર્થીની પાસે મુસલમાન વિદ્યાર્થી આવીને બેસે તો એને તેની ઘૃણા લાગે છે. કોઇ ખ્રિસ્તી વિદ્યાર્થી આવીને એની સાથે અભ્યાસ કરતો હોય તોપણ એના ચિત્તની સમતા રહેતી નથી. અરે, એથી પણ વિશેષ તો એ છે કે હિંદુઓમાં પણ જૂદી જૂદી જ્ઞાતિ અને પંથવાળા વિદ્યાર્થીઓ તથા લોકો એક બીજાનો સહવાસ સહન કરી શકતા નથી!

આ ઉપરથી તમે અનુમાન કરી શકશો કે આ જ્ઞાતિબંધારણો અને એના મતભેદો કે જે હિંદુસ્તાનમાં સામ્રાજ્ય ભોગવે છે એને લીધે તેઓની બુદ્ધિની શક્તિઓનો વાસ્તવિક વિકાસ થતો નથી. એને લીધે તેઓ ઉચિત શિક્ષણનો સંપૂર્ણ લાભ પામી શકતા નથી. હિંદુસ્તાનમાં કેળવણી આપવાનું કાર્ય ઉત્તેજીત થાય એટલા માટે એ લોકોને આપણે એવી સ્થિતિમાં લાવવા જોઇએ કે જેથી તેઓનું મન સ્વસ્થ થાય. જ્યારે મતભેદ ભાગશે અને જ્ઞાતિવિભાગનો દ્વેષ દૂર થશે ત્યારેજ તેઓનું મન શાંત થશે.

'રામ'નું કહેવું એમ નથી કે તમે અમેરિકનો પણ આ જ્ઞાતિના રોગથી મુક્ત છો. તમારામાં પણ એ સડો છે. તમે ખ્રિસ્તી હશો તો હિંદુ કે બૌદ્ધનું મ્હોં જોવાનું તમને ગમશે નહિ, એ તમારા ધાર્મિક જ્ઞાતિવિભાગ છે. તમે અમેરિકન છો તેથી તમને ઈંગ્લંડ કે સ્પેનના વતની સાથે હળવું-મળવું પસંદ નહિ આવે, આ તમારો રાજકીય જ્ઞાતિવિભાગ છે. એકજ કાર્યાલયમાં તમે એક હબસી સાથે કામ કરતાં શરમાઓ છો એ તમારો સામાજિક જ્ઞાતિ વિભાગ છે. તમે તમારા પાડોસી કે પ્રતિસ્પર્ધીનો દ્વેષ કરતા હો તોપણ તમે જ્ઞાતિના બંધનથી જરાએ મુક્ત નથી. એ દ્વેષનું મૂળ કારણ શું છે? એ દ્વેષ-એ ઈર્ષ્યા જ્ઞાતિબંધનને લીધેજ ઉત્પન્ન થાય છે. તમારી સમક્ષ તમારા સહકારીની પ્રશંસા થતી હોય તે તમે ન સાંખી શકો એ પણ એવુંજ છે. અમેરિકામાં તો સર્વ શક્તિમાન્ ડોલરદેવનાં-ધન સંપતિનાં ધોરણેજ સામાન્ય રીતે જ્ઞાતિના વિભાગ અને વર્ગ પડેલા છે.

અમેરિકામાં અનેક સામાજિક અરિષ્ટ છે. અમેરિકાએ પોતે પોતાના દેશમાં પણ અનેક સુધારા કરવાની આવશ્યક્તા છે. તમારૂં સામાજિક બંધારણ જરાએ સુયોજિત નથી. અમેરિકાએ વેદાન્તનું શિક્ષણ સ્વીકારવાની પરિપૂર્ણ આવશ્યક્તા છે. પણ હિંદુસ્તાનની સ્થિતિ તો બહુ ભયંકર છે-અતિશય ખરાબ છે. જગતના પ્રત્યેક પદાર્થની સ્થિતિ જેમ બદલી શકાય તેવી હોવી જોઇએ તેમ અમેરિકાની જ્ઞાતિઓ તો નરમ, બદલી શકાય તેવી, વાળી વળી શકે તેમ છે; પણ જેમ કોઈ જૂનું દિવાલનું ઘડીઆળ બંધ પડી ત્યાંજ સજ્જડ ચોંટી જાય અને દેવળની મૂર્તિની પેઠે શોભા માત્રનુંજ રહે, તેમ હિંદુસ્તાનની સામાજિક સ્થિતિ તો સ્થિર અને વિકારપૂર્ણ થઇ ગઇ છે.

વંશપરંપરાના નિયમોને વળગી રહેવું અને દેશકાળને અનુસરતા ફેરફાર કરવા, એ બે સિદ્ધાંતોવડે જીવનનો વિકાસ થાય છે. પ્રાણીવર્ગમાં વંશપરંપરાનો નિયમ સામ્રાજ્ય ભોગવે છે. મનુષ્યનું શારીરિક બળ અને ઇંદ્રિયો પણ એ વંશપરંપરાના નિયમોનેજ આભારી છે.

છતાં પણ દેશકાળને લગતા ફેરફાર કરવાના ધોરણ તેમજ કેળવણીને લગતા નિયમને લઈનેજ મનુષ્યની પ્રગતિ થાય છે. ઇંડાંમાંથી પોષણ પામીને નીકળેલાં મરઘાંમાં પોતાના માબાપના જેટલુંજ બુદ્ધિ–જ્ઞાન હોય છે. કેટલાંક પક્ષીઓ તો જન્મતાંવેંતજ પોતાના પૂર્વજોની પેઠે માખીઓનો શિકાર કરવા મંડી જાય છે. પોતાના પૂર્વજોની લગભગ સર્વ શક્તિઓનો તેઓ વારસો મેળવે છે અને તેથીજ વાસ્તવિક રીતે તેઓનો વિકાસ અને પ્રગતિ થાય છે. બીજી બાજુ દૃષ્ટિ કરતાં મનુષ્ય તો શિક્ષણ અને સમયાનુકૂળ ફેરફારને લીધેજ ઉન્નત થતો જાય છે. સુકોમળ સુંદર બાળક એક નાના કુરકુરિયા જેટલુંજ બુદ્ધિહીન અને ભોળું ભટાક હોય છે. અરે, ઘણીવાર તો એ કુરકુરિયું પેલા નાના માનવ ભગવાન કરતાં પણ વિશેષ ચપળ હોય છે! છતાં મનુષ્ય અને પ્રાણી વર્ગમાં એક મહાન તફાવત છે. એ કુરકુરિયું વંશપરંપરાના નિયમ પ્રમાણે પોતાના જીવનની પૂર્ણતા માટે પોતાનાં માતા પિતામાંથી જે કાંઈ તત્ત્વો મેળવવાનાં હોય છે તે મેળવી ચૂક્યું હોય છે; અને પેલા નાના બાળકને પોતાના પૂર્વજો પાસેથી વારસામાં મેળવેલી શક્તિઓનો વિકાસ કરીને તથા તેમાં સમયાનુકૂળ ફેરફાર કરીને તેમજ શિક્ષણ મેળવીને, એ અદ્‌ભુત સામર્થ્યવડે સમસ્ત સૃષ્ટિપર સામ્રાજ્ય મેળવવાનું છે.

હિંદુ સમાજ શાસ્ત્રીઓની એક ગંભીર ભૂલ એ થઇ છે કે તેઓએ આ કેળવણીના અને અનુકરણ તેમજ ફેરફારના નિયમની અવગણના કરી છે. એ સિદ્ધાંતનો અસ્વીકાર કરીને વંશપરંપરાના નિયમને હિંદુ સમાજપર એટલું તો સુદૃઢ સામ્રાજ્ય ભોગવવા દીધું છે કે જેને લીધે માનવજાતિને વનસ્પતિ અને પશુવર્ગની સ્થિતિમાં તેમણે લાવી મૂકી છે. અત્યારે તો તેઓ આત્માની અનન્ત શક્તિઓમાં જરાએ શ્રદ્ધા રાખતા નથી. શૂદ્રને બ્રાહ્મણના જેટલી કેળવણી અપાવી જોઇએ એમ તેઓ માનતાજ નથી. શૂદ્રનો પુત્ર શૂદ્રજ રહે; વણિકનો પુત્ર વાણિજ્યજ કરે, અને ક્ષત્રિયનો પુત્ર ક્ષત્રિયજ રહી શકે; એમ તેઓ માને છે; અને એનું એવું એક દૃષ્ટાંત આપે છે કે જેમ કૂતરાનું બચ્ચું કૂતરુંજ હોય અને વડને તો ટેટાજ આવે તેમ જે જાતિનો પુત્ર હોય તે મરતાં સુધી એજ જાતિમાં રહે એવો નિયમ છે! નિરંતર આવોજ ઉપદેશ અપાયા કરે છે અને એજ વિષયને ઉત્તેજન અપાય છે તેથી અસત્યનો ભંડાર વધતો જાય છે. અલબત્ત, પુરાતન સમયના અતિ પૂજ્ય અદ્‌ભુત તત્ત્વવેત્તા અને તત્ત્વચિંતનશાલી ઋષિ–મુનિઓના વંશજોજ એ બ્રાહ્મણો છે, કિન્તુ એ બધા મૂર્ખતાની જાળમાં ભરાઇ પડેલા છે અને શિક્ષણ તથા બુદ્ધિના અભાવે તદ્દન બેવકુફ બની બેઠા છે. એઓની સાથે તુલના કરીએ તો આધુનિક યૂરોપ અને ઇંગ્લંડની પ્રજા કે જે પહેલાં જંગલી અને સંસ્કારહીન પ્રજાઓ હતી તે કેળવણી અને અતિ સ્વતંત્ર કાર્યપદ્ધતિના ધોરણને લીધે શારીરિક, બુદ્ધિ વિષયક અને રાજકીય શક્તિની પરાકાષ્ટાએ પહોંચી ગઇ હોય એમ લાગે છે. પરમાત્મા કદી પણ અમુક વ્યક્તિ, પદવી કે જ્ઞાતિનો પક્ષપાત કરતો નથી. જે કાર્ય કરે છે એજ વિજયશ્રીને વરે છે. જે પોતે કેળવણી લે છે અને જ્ઞાન મેળવે છે તે સંગ્રામ જીતી લે છે.

તમે એ જ્ઞાતિબંધારણના ભેદભાવથી કેવળ મુક્ત છો એમ 'રામ'નું કહેવું નથી, પરંતુ હિંદુઓ તમારા કરતાં એ વ્યાધિથી વિશેષ પિડાય છે. હિંદુઓ એ વ્યાધિથી મુક્ત થાય તેના કરતાં તમે બહુ સરળતાથી એ વ્યાધિને દૂર કરી શકો તેમ છો. હિંદુઓના કરતાં તમે 'રામ'ના–સત્યના–અતિ નિકટવર્તી સંબંધી છો. 'રામ' ઇચ્છે છે કે તમે એ સ્વતંત્રતાની શક્તિને પ્રબળ બનાવો. એની વૃદ્ધિ કરી એનો વિસ્તાર કરો; અને એ શક્તિને એટલે સુધી ઉત્તે- કરો કે જેથી હિંદુસ્તાનના વતનીઓમાં પણ એ શક્તિ જાગ્રત કરી તેમને તમા-

અને સુખના સદ્ભાગી બનાવી શકે. અરિષ્ટના વૃક્ષના મૂળનો ઉચ્છેદ કરવાનો આજ સુઘટ અને ઉત્તમ ઉપાય છે. વેદાન્તના જ્ઞાનવિરુદ્ધના આ દ્વૈતભાવને લીધે ઉત્પન્ન થતા ભેદભ્રમને લીધેજ હિંદુસ્તાનના લોકો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક રીતે સ્વાત્મહત્યા કરે છે.

એ વ્યાધિના વિષયમાં હજુ પણ થોડું વિશેષ કહી શકાય એમ છે. હિંદનો બ્રાહ્મણ વર્ગ કે જે શ્રેષ્ઠ વર્ગ કહેવાય છે તે કોઇ પણ જાતનું શારીરિક સેવાનું કે શ્રમનું કાર્ય કરવામાં હલકાઈ સમજે છે. તેઓ વંશપરંપરાની રૂઢિથી વિરુદ્ધ જતું કાર્ય કરવાને કદી પણ તૈયાર થશે નહિ. દૃષ્ટાંત તરીકે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જેવા ત્રણે ઉચ્ચ વર્ણો મોચી, હજામ, ખારવા, ચિતારા, લુહાર, રંગરેજ, દરજી, કડીઆ, સુતાર, વણકર, કુંભાર કે એક સામાન્ય મજુરનું કાર્ય કદી પણ કરશે નહિ, ત્યાં પછી વાળવા ઝૂડવાના કામની તો વાતજ શી કરવી ? આવા કોઇ પણ કાર્યને હાથ લગાવવા કરતાં તેઓ મૃત્યુને પહેલું પસંદ કરશે. ચામડાનો વ્યાપાર તેઓ કદી કરશેજ નહિ. આ ધંધા–રોજગાર ઉચ્ચ વર્ગના પૂંજીવાળા લોકો નથી ઉપાડી લેતા તેથી નિર્ધન નીચ વર્ણના લોકોના હાથમાંજ આ હુન્નર ઉદ્યોગ રહે છે. હવે હિંદુસ્તાનના હુન્નરઉદ્યોગ કેવી રીતે ખીલે ? ઉદ્યોગની કળા કૌશલ્યમાં તેઓ કોઇ પણ જાતનો આવશ્યક સુધારો કેવી રીતે કરી શકે ? અમેરિકા, ઈંગ્લંડ અને સમસ્ત યૂરોપ પોતાનાં કળાકૌશલ્યને લીધેજ સમૃદ્ધિમાન થઇ પડયાં છે અને એનું કારણ એ છે કે ત્યાંના હુન્નર-ઉદ્યોગ દ્રવ્યવાન લોકોના હાથમાં છે. જે પ્રજાની સંખ્યાના પોણા ભાગ કરતાં પણ વિશેષ લોકો હુન્નર ઉદ્યોગ તરફ બેદરકાર રહે અને એવા ઉચ્ચ કાર્યને ધિક્કારે તેમજ રૂઢિ રિવાજની રહેણી–કરણી તથા અંધશ્રદ્ધાની પ્રણાલિકાને શબવત્ વળગી રહે તે પ્રજાની ઉન્નતિની કેવી રીતે આશા રાખવી ?

એવી અનિષ્ટ પ્રણાલિકાને અતિ દાસબુદ્ધિથી વળગી રહેવું અને પૂર્વ સ્મૃતિકારોનાં વાકયો-નેજ નિત્ય સત્ય સમજી અંધ બની જવું, એના પરિણામેજ અનેક પ્રકારનાં સામાજિક અનિષ્ટ હિંદુસ્તાનમાં આધિપત્ય ભોગવે છે. અનેક બીજી પણ ખરાબીઓ છે કે જેનું વર્ણન કરતાં પણ લજ્જાસ્પદ થવાય છે. શિરપર આવી પ્રબળ રૂઢિનો ભાર વેઠનારી એ પ્રજામાંથી આપણે ઉન્નતિને માટે કંઈ પણ આશા રાખી શકીએ વારૂ ? અમેરિકનો ! પોતાની ખરાબ રૂઢિઓના પગ તળે હિંદીઓ કચરાઇ રેંસાઈ જાય છે–અરે માત્ર નામના મિથ્યા અભિમાનને માટેજ પોતાનું સર્વસ્વ ગુમાવે છે. તેઓને હવે એ ખરાબ રૂઢિઓના શિરપર–બુદ્ધિપર–ઉભા રહેતાં શીખવો, પોતાના પૂર્વજોનું ગૌરવ નિભાવતાં શીખવો. એઓના કેટલાએક સામાજિક રિવાજો અને કૌટુમ્બિક રીતભાતો બેશક બહુ પ્રશંસનીય છે અને તેમાં અનેક આશાજનક ચિહ્નો છે; પણ એ રીતિરિવાજો પ્રતિ અંધ શ્રદ્ધા અને અજ્ઞાનભર્યું દાસત્વ તેઓને શબવત્, અચેતન અને મૂર્ખ બનાવે છે. હિંદુસ્તાનમાં સ્ત્રીઓની સંખ્યા સુમારે ૧૫૦૦૦૦૦૦૦ છે અને એમાંથી એક ટકાની સંખ્યા ભાગ્યેજ કેળવણી પામેલી છે ! આવા દુષ્ટ વ્હેમો અને ભીરુતા-ભરી વર્તણુકથી તેમની સંતતિમાં શું સત્વ રહ્યું હોય ?

ઉપનિષદ્નું અદ્ભુત શિક્ષણ અને વેદાન્તનું સમર્થ ધર્મજ્ઞાન ત્યાં લુપ્ત થયું છે અને એને બદલે 'રસોડાધર્મ' એટલે આભડછેટનો–અમુકની સાથે ખવાય પિવાય અને અમુકથી અભડાઇ જઇએ–ધર્મ દાખલ થયો છે. સંસ્કૃત ભાષા હવે બોલવામાં વપરાતી નથી, છતાં પણ અનેક શાસ્ત્રી–પંડિતો હજુ સુધી વ્યાકરણના ગ્રંથજ કંઠે કરવામાં પોતાની શક્તિનો દુરુપયોગ કરે છે ! રૂઢિના વિરોધી સ્વતંત્ર વિચારકોની વિરુદ્ધ અસલી પુસ્તકોને કંઠાગ્ર કરી તાણી ખેંચીને

તેનાં પ્રમાણુ આપવાની પદ્ધતિ પાણી ફેરવે છે ! વેદના મંત્રોનો ફાવે તેમ મરડી મચડીને અર્થ બેસાડનાર પુરુષો શાસ્ત્રી અને મહાન પંડિત ગણાય છે ! શૌચસ્નાન આદિ પ્રસંગે કેટલીવાર કોગળા કરવાથી મુખશુદ્ધિ થાય, એવી એવી વ્યર્થ ચર્ચાઓમાંજ ઘણાઓનો સમય ચાલ્યો જાય છે !

આ પ્રમાણે સંકુચિત જ્ઞાતિવિભાગના વાડાઓમાં પુરાઇ રહેવું અને માત્ર પ્રમાણોપરજ શ્રદ્ધા રાખી આચારવિચાર રાખવા એ બે કારણોએ એમને એવા તો અજ્ઞાનભર્યા વાંકચૂંકમાં રાખ્યા છે કે નજીવી, અર્થ વિનાની, ક્ષુદ્ર બાબતો પ્રત્યેની ભક્તિ તેમનામાં જડ ઘાલી બેઠી છે. હિંદુસ્તાનના એ વિશાળ ધર્મપ્રદેશમાં અતિ ગંભીર અને મહત્તાભર્યો પ્રશ્ન તો એ છે કે હિંદુઓ ગાયને હદ કરતાં પણ વિશેષ પૂજ્ય સમજે છે. હિંદુઓની અનેક ધર્મશાખાઓ એક બીજાથી અન્ય વિષયોમાં ગમે તેટલો વિરોધ ધરાવતી હશે, છતાં ગાયને માટેનો પૂજ્યભાવ તો સર્વ ધર્મ અને મતમાં સમાનજ છે. આ પ્રશ્નને લીધે ત્યાં અસંખ્ય હડતાલો પડે છે. ૧૮૫૭નો મહાન બળવો પણ આવાં કારણોને લીધેજ થયો હતો. વળી એમ પણ કહેવાય છે કે મુસલમાનોની હિંદુસ્તાનપરની પહેલી ફત્તેહ પણ હિંદુઓના આ વ્હેમનેજ આભારી છે. મહમ્મદ ઘોરીએ જ્યારે પહેલો હુમલો કર્યો ત્યારે હિંદુઓએ–રાજપૂત રાજાઓએ તેને મારી હઠાવ્યો હતો, પણ તે પાછો ફર્યો અને હિંદુસ્તાનપર બીજી વાર તેણે ઘેરો ઘાલ્યો ત્યારે એણે હિંદુઓના વ્હેમોનો અભ્યાસ કર્યો હતો તેથી એનો લાભ લીધો. એમ કહેવાય છે કે એણે પોતાના લશ્કરની આસપાસ ગાયોની વાડ બનાવી દીધી. કહો આ કેવું અદ્દ્ભુત આશ્ચર્ય છે ! દયાળુ હિંદુઓ એ ગરીબ પવિત્ર ગાયોને જોઇ સ્તંભી ગયા; **તેમણે ગાયોને બચાવી, પણ દેશ ગુમાવ્યો.** પરિણામે સેંકડો વર્ષો સુધી તેઓ રિબાયા છે, અને અત્યારે પણ રિબાય છે, એટલુંજ નહિ પણ ઉલટું લાખો ગાયોનો વધ ત્યાં દરરોજનો થઇ પડયો છે. — * * *

* * * *

* * * *

* * * *

બુદ્ધિમાં તેઓ તીવ્ર છે, શરીરમાં સમર્થ છે, આધ્યાત્મિક રીતે પણ તેઓ પ્રબળ છે, પરંતુ હિંદુસ્તાનમાં લાખો મનુષ્યો એકત્ર સહકારીમંડળરૂપે કાર્ય કરતા નથી. ઉલટું એક સમૂહનું બળ બીજા સમૂહના બળને નિરુપયોગી બનાવી દે છે, અને તેથી પરિણામ એ આવે છે કે સમસ્ત પ્રજાનું બળ કશુંએ રહેતું નથી. બાહ્ય કર્મકાંડ અને માત્ર મૂર્તિનેજ પ્રેમનું કેન્દ્ર માનવાની વ્હેમી રૂઢિ તથા બાહ્ય વસ્તુસ્થિતિમાં અંધવિશ્વાસ અને ભૌતિક પદાર્થ તરફજ ચિત્તવૃત્તિઓનું ચોંટવું; એ ત્યાં બહુજ પ્રચલિત છે. એને લીધે જ્ઞાતિવિદ્વેષ, મતમતાંતર, પક્ષપાત અને જ્ઞાતિ વિષયક ચર્ચા એટલે દરજ્જે સજ્જડ થઇ બેઠી છે કે નામરૂપના બાહ્યભેદ ગમે તેટલા સજ્જડ હોય છતાં એ સર્વાંતર્ગત રહેલી એકતાનો સાક્ષાત્કાર કરવામાં પ્રજાને જે અદ્દ્ભુત સામર્થ્ય પ્રાપ્ત થવું જોઇએ તે તેઓ થવા દેતા નથી. વ્યાવહારિક વેદાન્તના અભાવે હિંદુસ્તાનનાં અનેક મંડળોમાં ભેદભાવ રહ્યા કરે છે.

હિંદુસ્તાનના નાશનું આ મૂળ કારણ છે અને તોપણ કેટલાકો આ મતમતાંતરની ભાવનાનેજ ઉત્તેજન આપ્યા કરે છે; જેથી હિંદુમુસલમાન વચ્ચેનો અંતરાય બહોળો થતો જાય છે અને હિંદુઓની ભિન્ન ભિન્ન જાતિઓમાં પણ જુદાપણુંજ રહે છે. આધ્યાત્મિક, રાજકીય,

સામાજિક કે હરકોઈ દિશામાં હિંદુસ્તાનનો ઉદ્ધાર કરવો હોય તો જે શિક્ષણથી તેમના ક્લેશ, ભેદભાવ દૂર થાય, જેનાથી એમના જ્ઞાતિવિભાગની પદ્ધતિનો ઉચ્છેદ થઇ જાય અને ઇર્ષ્યા તથા આળસને જેનાથી મહાન ફટકો પડે એવી કેળવણીથી એમનો ઉદ્ધાર થશે. હિંદુસ્તાન પોતાના પગપર ઉભો રહેતાં શીખે, એનો પુનરુદ્ધાર થાય, અન્ય પ્રજાઓની સાથે તે પોતાનું પ્રજાત્વ સાચવી શકે તથા ઈંગ્લંડ, અમેરિકા અને સમસ્ત જગતને સુખનું મૂળ થઇ પડે એમ જો આપણે ઇચ્છતા હોઇએ તો હિંદુસ્તાનમાંથી આ બધું જડમૂળથી ઉખેડી નાખવું જોઇએ. બિમાર મનુષ્યને ઔષધિ આપી તેની અંદરની પ્રકૃતિને મદદ કરી તેનો રોગ આપણે દૂર કરીએ છીએ. ઔષધો પ્રકૃતિને સાહાય્ય કરે છે, રોગનિવારણનું કાર્ય તો પ્રકૃતિ કરે છે. એવીજ રીતે જો હિંદુસ્તાનનો તમારે ઉદ્ધાર કરવો હોય તો તમારે એને કોઈ એવો પદાર્થ આપવો જોઇએ કે જેનાથી એનું અંતરનું જીવન સમર્થ થાય, જેનાથી એને શક્તિ પ્રાપ્ત થાય અને એની આંતરિક પ્રકૃતિને સ્ફુર્તિ મળે. આ પ્રમાણે હિંદુસ્તાનની આપત્તિઓનું તમને દિગ્દર્શન કરાવ્યું. હવે આપણે તેને દૂર કરવાના ઉપાયોનો વિચાર કરીએ. જગત એમ સમજે છે, ઘણા ધર્મો એમ માને છે, અને નીતિશાસ્ત્રીઓ એવો ઉપદેશ કરે છે કે આજ્ઞાઓ અને નિયમોથી વસ્તુ-સ્થિતિ સુધરે છે; પણ નહિ, એમ નથી. આજ્ઞાઓ, બંધનકારી સૂત્રો, આચારના કૃત્રિમ નિયમો અને અવાસ્તવિક નીતિથી વસ્તુસ્થિતિ કદી સુધરશે નહિ. તમારે ફલાણું ન કરવું અને ફલાણું કરવું; એવી આજ્ઞાઓથી કશો સુધારો થતો નથી. આવા નિયમો અને ડહાપણભરી સલાહોથી જો વસ્તુસ્થિતિ સુધરી શકી હોત તો તમારૂં વાયદો કરેલું સ્વર્ગનું સામ્રાજ્ય ક્યા-રનુંય સ્થપાઈ ચૂક્યું હોત અને જે પ્રકારનું જગત હાલમાં તમે જુઓ છો તેવું ન હોતાં સ્વર્ગજ બની ગયું હોત. રાજ્યદંડો અને કારાગૃહોથી તે વસ્તુસ્થિતિ સુધરશે નહિ. હાલ અથવા હવે પછી જગતને કબૂલ કરવુંજ પડશે કે કારાગૃહની અસર સારી થાય છે એમ માનવું એ ગંભીર ભૂલ છે. ધમકી અને દંડથી પાપ થતાં અટકતાં નથી. વસ્તુસ્થિતિમાં વાસ્તવિક સુધારો કરવા માટે તમારે જ્ઞાન, શિક્ષણ અને જીવન્તવિદ્યાનાં મૂળ રોપવાં જોઇએ. લોકો ઘણીવાર એમ કહે છે કે આવી ઝીણી વાતો અને બારીક સિદ્ધાન્તોથી અમારૂં માથું ન ખાઈ જાઓ, આવા વિચારો કે કલ્પનાઓ અમારી પાસે ન લાવો, પણ સજ્જનો! તમા-રાપર કોણ સામ્રાજ્ય ભોગવે છે? આ જગતપર કોનું આધિપત્ય છે? કેવળ વિચારોનુંજ. તમારો આંતર્પ્રકાશ, અરે, અન્ય કશુંએ નહિ પણ એ આન્તર્ જ્યોતિજ તમને દોરી જાય છે! માટે કારાગૃહો ન રાખતાં અપરાધીઓને તમારે એ વિષેનું શિક્ષણ આપવું જોઇએ, અને જે દૈવી નિયમ જગતમાં સામ્રાજ્ય ભોગવે છે તેનું તેમને જ્ઞાન કરાવવું જોઇએ. એમ કહેવાય છે કે "જ્ઞાન એ સદ્ગુણ છે." અહા! એ કેવું સુન્દર સત્ય છે. એક બાળક અગ્નિનો સ્પર્શ કરી આંગળીએ દાઝે છે તેનું કારણ શું? કારણ એજ કે "અગ્નિને અડકવાથી દઝાય" એવું બાળકને જ્ઞાન નથી. એને એ સત્ય સમજાશે એટલે ફરી કદી અગ્નિને અડકશે નહિ. એવીજ રીતે લોકોને પણ દૈવી નિયમોથી વાકેફ કરો અને જ્ઞાનનો પ્રકાશ આપો. એજ સાચો ઉપાય છે. આ કાર્યપદ્ધતિ કદાચ બહુજ મંદ લાગશે પણ એજ સૌથી અસરકારક ઉપાય છે. ખ્રિસ્તીઓના નીતિશાસ્ત્રથી કે કાયદા કાનુનથી હિંદુસ્તાન કદી પણ ઉન્નત નહિ થાય. સત્યના સચેતન જ્ઞાનનીજ ત્યાં આવશ્યક્તા છે.

અમેરિકનો અને અંગ્રેજોને રહેવાનાં અત્યંત સુંદર અને મોટાં મકાનો હોય છે ત્યારે હિંદુઓને રહેવાને માટે નાનાં મકાન હોય છે એ વાત સાચી છે, પણ સુઘડ, સુંદર, ભવ્ય

મહેલો બાંધવાથી અને હિંદુઓને અંગ્રેજોની પેઠે છાજાના છોડના જેવા બનાવવાથી વસ્તુસ્થિતિ કદી સુધરશે નહિ. **રમ્ય ભવનો અને ભવ્ય પ્રસાદોમાં પડી રહેનારા લોકો કાંઇ સુખી હોતા નથી.** એમ તો કીડા, જીવડાઓ અને સર્પ પણ સુંદર મહેલોમાં રહેતા જણાય છે.

જો કે સર્વમાન્ય નિયમ તો ન કહી શકાય કિન્તુ માત્ર બાહ્ય શોભા અને રૂપરંગથી સુખની પ્રાપ્તિ થતી નથી, એમ સિદ્ધ કરી આપવાને પુરતાં પ્રમાણો છે. જગત એ સત્યને ન સ્વીકારી લે તો તેમાં જગતનો વાંક છે. દ્રવ્યથી વસ્તુસ્થિતિ સુધરશે નહિ. યૂરોપ અને અમેરિકા દ્રવ્યની પાછળ પડીને એનેજ સુખનું મૂળ માની બેસતા હોય તો તેઓ ગંભીર ભૂલ કરે છે. **અમેરિકા અને યૂરોપની ભૂલોનું અનુકરણ કરીને હિંદુઓએ પોતાની ઉન્નતિ કરવી એવી ભલામણ 'રામ' કરતો નથી.** ભૌતિક ઉન્નતિ તો માત્ર ભૌતિક સંબંધ પુરતીજ છે; આ સત્ય લોકો સમજી શક્યા નથી. એવી કઇ પ્રજા કે કયો મનુષ્ય છે કે જે આખી પૃથ્વીની સંપત્તિનો સંગ્રહ કરવા ન ઇચ્છતો હોય ? અને એમાંથી કેટલા થોડાએ–અરે, કોણે એના પરિણામના સારને સમજી લીધો છે ? **પરમેશ્વર પ્રીત્યર્થ કાર્ય કરવાની જાગ્રતિ ઉદ્‌ભૂત થવાથીજ દેશનો અભ્યુદય થાય છે.** જાણે કે અજાણે મૂળ વેદાન્તના એ વ્યાવહારિક સત્યના આશ્રયમાંજ ઉત્કર્ષની કળા રહેલી છે. અજ્ઞાની મૂર્ખ લોકો ફળ ખાવાને ઉત્સુક હોય ખરા પણ તેઓ વૃક્ષને ઉછેરવાનું ધ્યાનમાં રાખતા નથી. કહેવાતા રાજદ્વારીઓ સામર્થ્ય પ્રાપ્ત કરવાની કળાનો એટલે કે સ્વતંત્રતા અને સહાનુભૂતિ જાગ્રત કરવાનો વિચાર કર્યો વિનાજ સ્વદેશની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરે છે.

હિંદુસ્તાનની કે અન્ય હરકોઇ દેશની પ્રજાના જીવનનો મુદ્રાલેખ જાણ્યે કે અજાણ્યે વ્યાવહારિક વેદાંત, સ્વાતંત્ર્ય, ન્યાય અને પ્રેમનો આવેશજ હોય છે. માટે હિંદુસ્તાનની આંતરિક પ્રકૃતિના સ્વાસ્થ્યને પ્રબળ કરવું જોઇએ. **દરેક દેશની કૌટુમ્બિક, સામાજિક, રાજકીય કે ધાર્મિક ઉન્નતિ આચારમાં મૂકેલા વેદાન્તની અસરથીજ થાય છે.** હિંદુસ્તાનના લોકોનો એક વિશિષ્ટ સદ્‌ગુણ એ છે કે ધર્મમાં તેઓ અત્યંત આગ્રહી છે. સામાજિક, રાજકીય કે વ્યક્તિવિષયક કોઇ પણ સુધારણા એ દેશમાં કરવી હોય તો તે ધર્મદ્વારા ત્યાં બહુજ સહેલાઇથી થઇ શકે છે; કારણ કે ધર્મને માટે તેઓની પ્રીતિ, આગ્રહ અને દૃઢતા અત્યંત પ્રબળ છે. રાજકીય વિષયમાં કામ કરનારી 'ઇન્ડિયન નેશનલ કૉન્ગ્રેસ' અને સામાજિક વિષયમાં સુધારણા કરવા મથતી 'સોશિયલ કૉન્ફરન્સ' પણ વેદાન્તના અનુસરણ સિવાય જનસમૂહને કશો લાભ કરી શકશે નહિં. વસ્તુસ્થિતિ આવી હોવાથી હિંદુસ્તાનમાં દરેક પ્રકારના સુધારા કરવા માટે વ્યાવહારિક વેદાન્તનો ઉપદેશજ અસરકારક થઇ પડે એમ છે. એ વેદાન્તથીજ રાજકીય, સામાજિક, કૌટુમ્બિક, બુદ્ધિવિષયક અને નૈતિક સ્વાતંત્ર્ય અને પ્રીતિ પ્રાપ્ત થઇ શકે તેમ છે. **સ્વતંત્રતા અને શાન્તિનું, શક્તિ અને સ્થિરતાનું તથા શૌર્ય અને પ્રેમનું અદ્‌ભુત રીતે એ વેદાન્ત એકીકરણ કરે છે.** એ બધું શ્રુતિ, સ્મૃતિ અને વેદ જેવાં સર્વમાન્ય ધાર્મિક પુસ્તકોનો આશ્રય લઇનેજ થઇ શકે તેમ છે. સ્વતંત્રતા અને પ્રેમનો એ આવેશ મેળવવા માટે ઉપનિષદ્ જેવા વેદાન્તના ગ્રંથોના મન્ત્રોનો મરડી મચડીને અર્થ કહાડવો આવશ્યક નથી. બહુ સ્પષ્ટ રીતે એ વેદાન્ત એમાં દૃષ્ટિગોચર થાય છે. સામાન્યવર્ગને એ એટલા માટે પ્રમાણભૂત થઇ પડે છે કે એ એમના સર્વમાન્ય ગ્રંથોમાંથી મળી આવે છે અને ઉચ્ચવર્ગને એ એટલા માટે અનુકૂળ લાગે

છે કે વેદાન્તના જેવો અદ્વૈત સિદ્ધાન્ત ભૂમંડળના કોઇ પણ શાસ્ત્રમાંથી મળી આવે તેમ નથી. પોતાના શાસ્ત્રોમાં વેદાન્તરૂપી આવું અમૃત ભર્યું છે છતાંએ તેઓ અત્યંત દુઃખી છે, કેમકે એ અમૃતનું પાન કરવાની વિધિ તેઓ ભૂલી ગયા છે. તેઓનું એ જ્ઞાન અત્યારે માત્ર સિદ્ધાન્તમાંજ રહેલું છે. પંડિતો અને શાસ્ત્રીઓ પુસ્તકો વાંચી જાય છે પણ તેમાંના સિદ્ધાન્તને આચારમાં મૂકતા નથી. ઘણાખરા ત્યાગીઓ પણ પોતાને "સ્વામી" કહેવરાવવા છતાં પોતાની જાતપર સ્વામીત્વ ભોગવનારા હોતા નથી અને ઉલટા બાહ્ય-વસ્તુઓના દાસ-ગુલામ બની ગએલા હોય છે. બેશક વેદાન્તના ઉપદેશકો અને અધ્યાપકો અનેક જોવામાં આવે છે; પણ તે બધા માત્ર ઉદકસ્થિતિ શાસ્ત્રના કે વાયુસ્થિતિ શાસ્ત્રના યુનિવર્સીટીના પ્રૉફેસર જેવા હોય છે. એ પ્રૉફેસરો હવામાં બલુન ઉડાડવાના, સમુદ્રમાં વહાણ ચલાવવાના અને પાણીમાં તરવાના સિદ્ધાન્તોને બહુ ઉત્તમ રીતે સમજતા હોય છે; છતાં એકાદ નાનું વહેળીયું પણ તેમણે કદી ભાગ્યેજ પાર કર્યું હોય છે. હિંદમાના ઘણાખરા આચાર્યો અને અધ્યાપકો પણ એવાજ જ્ઞાનવાળા હોય છે. તમે તમારી અનુભવશીલ શક્તિઓ અને વેદાન્તના વ્યાવહારિક સામર્થ્યવડે હિંદુસ્તાનની સેવા બહુ અદ્ભુત રીતે કરી શકો તેમ છો.

કેટલાએક એમ કહે છે કે ઔદ્યોગિક પાઠશાળાઓ અને સંસ્થાઓ સ્થાપવાથી વસ્તુસ્થિતિ સુધરશે; પણ તે એક ભૂલ છે. એવી સંસ્થાઓથી થોડા સમયને માટે કંઈક સુધારો થાય; કિંતુ મુખ્ય આપત્તિ અને સાચાં દુઃખો કંઇ માત્ર કળાકૌશલ્યની પાઠશાળાઓથી દૂર થઈ શકે તેમ નથી. હિંદુસ્તાનના મજુરોને અત્યારે કેટલી થોડી મજુરી મળે છે તેનો તમને ખ્યાલ છે? ઘણા દહાડા મહેનત કરીને એક કુંભાર કેટલાંક માટીનાં વાસણ બનાવી શકે છે; પણ એ વાસણને માટે તેને બહુજ ઓછી મજુરી મળે છે. કૉલેજ અને પાઠશાળામાં એમ. એ. અને બી. એ. ની ડીગ્રી લઈ નીકળેલા ઉચ્ચવર્ગના લોકોને પણ પચાસ સાઠથી વધારે પગાર મળતો નથી. એમના કરતાં તો તમારા અમેરિકાના મજુરો પણ વધારે કમાઈ શકે છે. અહીંના મજુરોને દિવસના છ છ રૂપિયા મળે છે. ત્યાંના લોકોનો સાદો ખોરાક, સાદાં કપડાં અને સાદી રહેણીકરણીને લીધે તેમની હાજતો બહુ થોડી હોય છે; તેનું કારણ એ છે કે તે દેશમાં દ્રવ્ય હવે બહુ થોડું રહ્યું છે. ત્યાંનો પૈસો અન્ય દેશમાં ઘસડાઇ જાય છે. સીદીઓને માટેની ટસ્કેજી સંસ્થા જેવી સંસ્થાઓ ત્યાં સ્થાપીએ તો બેશક તેથી થોડો ઘણો ફાયદો થાય અને લોકો કાર્ય કરતાં શીખે. પણ લોકોના એ કામકાજનો અને મજુરીનો લાભ કોને મળે તેમ છે એ તમે જાણો છો? ઇંગ્લાંડના દ્રવ્યવાનોનેજ એથી લાભ પહોંચે તેમ છે.

હિન્દુસ્તાનના તમામ મોટા ધંધારોજગાર બહારના વેપારીઓના હાથમાં છે. હિંદુસ્તાનના વેપારીઓ તો માત્ર નામનાજ વેપારી છે. આથી કરીને ઔદ્યોગીક અને બીજી એવી જાતની સંસ્થાઓ ખોલવી એજ સૌથી સારો અને કાયમનો ઉપાય નથી. અમારે અનેક આવશ્યકતાઓ છે પણ અત્યારની તાત્કાલિક આવશ્યકતા તો એ છે કે ઉચ્ચ અને નીચ જ્ઞાતિઓના જનસમૂહને કેળવણી આપવી. તેમનામાં સ્વતંત્રતાનો આવેશ લાવવો અને સત્યના નિઃસ્વાર્થી સામર્થ્યવડે તેમનાં હૃદય સાહસિક બનાવવાં. અત્યારે તો આજ પરમકર્ત્તવ્ય અને આવશ્યક્તા છે. આવા પ્રકારના શિક્ષણ સાથે ઔદ્યોગિક શિક્ષણની શાળાઓ લાભકારક નિવડે ખરી; પણ કેવળ ઉદ્યોગ-વિષયક શાળાઓથી કંઈ લાભ થાય તેમ નથી. કળાકૌશલ્યનું શિક્ષણ એ ગૌણ વિષય છે, અને મુખ્ય આવશ્યક વિષય તો સત્યનું ઉચ્ચતર શિક્ષણ છે. અનેક જાદી જાદી

દિશાઓમાં અત્યારે ત્યાં કાર્ય થાય છે. આપણે એનું અહીં થોડું અવલોકન કરીએ. અમેરિકામાંથી ખ્રિસ્તી મિશનરીઓ ત્યાં જાય છે અને જ્ઞાતિબંધનોને તોડવાની પોતે જીવતોડ મહેનત કરતા હોય એમ તેઓ માને છે. લોકોને કેળવણી આપવાનો અને પારીઆ જેવી નીચ કોમને શિક્ષણ આપવાનો તેઓ પ્રયત્ન કરે છે. હવે તેઓ પોતાની માન્યતામાં કેટલા સાચા છે તેની આપણે પરીક્ષા કરીએ. તેઓના પ્રયત્ન માટે હિન્દુસ્તાન તેમને આભારી છે. **જે અધમ જ્ઞાતિઓને બીજી હરકોઇ સીધી રીતે વાંચવા લખવાનું જ્ઞાન મળી શકે તેમ નહોતું તેઓને તેમણે થોડે ઘણે અંશે કેળવણી આપી છે.** બેશક આ બહુ ઉમદા કામ છે. મિશન કૉલેજ અને નિશાળો પણ ઉચ્ચ જ્ઞાતિના લોકોને કેળવણી આપવાનો પ્રયાસ કરે છે. હિન્દુઓને કેળવણી આપવાને માટે અમેરિકાના મિશનોનો બેશક અમારે ઘણો આભાર માનવો જોઇએ, પણ તેની સાથે એ કાર્યની બીજી બાજુ તરફ દુર્લક્ષ કરવું વાજબી નથી. હિન્દુસ્તાનમાં જનારા આ ખ્રિસ્તી મિશનરીઓ સેંકડોનો પગાર લે છે અને ઠાઠમાઠમાં જિંદગી ગુજારે છે. તેઓ હિન્દુકુટુમ્બોમાં કુસંપ દાખલ કરે છે અને હિન્દુસ્તાનની અનેક જ્ઞાતિઓમાં ઉલટો એક જ્ઞાતિનો વધારો કરે છે. ખ્રિસ્તી થઈ ગએલા હિન્દુઓ બીજા હિન્દુઓના કટ્ટા દુશ્મન બને છે. તેઓ હિન્દુઓની સાથે ભળતા નથી અને હિન્દુઓ પણ તે લોકોની સાથે હળીમળીને રહેતા નથી. તેમના સમ્બન્ધો તૂટી જાય છે, ભેદભાવ વધતો જાય છે, અને દિવસે દિવસે એ મતભેદ પ્રબળ થતો જાય છે. બાલિકાઓ પોતાનાં માતાપિતાઓથી અને સ્ત્રીઓ પોતાના પતિથી બિખૂટી પડે છે. હિંદુઓના અશિક્ષિત વર્ગની ધાર્મિક માન્યતાઓને બદલીને તેમના મનમાં ખ્રિસ્તી ધર્મની ભાવનાઓને સચોટ બેસાડવા માટે ખ્રિસ્તી પાદરીઓ પ્રયત્ન કરે છે. પરસ્પર ટીકા કરવાની રૂઢિ પ્રબળ કરવામાં, નાનાં બાળકોને લાંચ કે લાલચો આપીને પોતાનાં માબાપથી બિખૂટાં પાડવામાં, અને એમ કરીને ખ્રિસ્તી ધર્મના વ્હેમોના જાળામાં વિંટાઇ પડવાના પ્રયત્નો કરવામાંજ ખ્રિસ્તી ધર્મની ઉદારતાનો ઉપયોગ થાય છે. આવી વસ્તુસ્થિતિમાં હિંદુજાતિમાં જડમૂળ કરી રહેલ મતમતાંતર અને ભેદભાવનાનો આવેશ, આવી જાતના ખ્રિસ્તીપણાને લીધે વિશેષ દ્રઢીભૂત થાય છે, અને સહાનુભૂતિ કે પરસ્પર પ્રેમભાવનાનો રહી ગયેલો થોડો ઘણો અંશ પણ નિર્મૂળ થતો જાય છે. આ એ પ્રશ્નની કાળી બાજુ છે, અને આપણે સમજી શકીએ એમ છે કે એમ કરવાથી વસ્તુસ્થિતિ જરાએ સુધરે તેમ નથી. અમેરિકન મિશનો લાખો રૂપીઆનો ખર્ચ કરે છે તેને માટે અલબત અમારે તેનો આભાર માનવો જોઈએ; પણ આ ઉપાય આપણા લક્ષ્યબિન્દુ પ્રમાણે જરાએ ઉપયોગી નથી. ઉલટું એનાથી સ્થિતિ ખરાબ થતી જાય છે.

બ્રિટિશ રાજ્યનો અમારે આભાર માનવાનાં અનેક કારણો છે. હિંદુસ્તાનના મૂળ જ્ઞાતિબંધનને તોડી પાડવામાં બ્રિટિશ રાજ્યે ઘણો પરિશ્રમ લીધો છે. હિંદુસ્તાનની કેળવણીને એ રાજ્યે બહુ ઉત્તેજન આપ્યું છે. પાઠશાળાઓ–વિશ્વવિદ્યાલયો એણે સ્થાપન કર્યાં છે. પોતાનાં શાસ્ત્રોને યથાવિધિ હિંદુઓ વાંચતાં શીખ્યા એ પણ બ્રિટિશ સામ્રાજ્યનેજ આભારી છે. આ એની ઉજળી બાજુ છે.

બ્રિટિશ રાજ્યે હિંદુઓને કેટલીક કેળવણી આપી છે, પણ તેણે હિંદુસ્તાનને ગરીબ બનાવી દીધો છે અને એને એવી સ્થિતિમાં લાવી મૂક્યો છે કે જો રાજ્યપદ્ધતિનાં ધોરણો થોડા સમયમાં બદલવામાં નહિ આવે તો ભૂખમરાની દેવી હિંદુઓનો સંહાર કરશે અને પૃથ્વીતટપરથી એ પ્રજાનું નામ નિશાન ધોવાઈ જશે.

હવે આપણે હિંદુસ્તાનની કેળવણી તપાસીએ. ત્યાંના વિશ્વવિદ્યાલયો (યુનિવર્સિટી)માં શું શીખવાય છે? મૃત (ન બોલતી) ભાષાઓ, તાર્કિક તત્ત્વજ્ઞાન, ગણિતશાસ્ત્ર, પ્રાચીન ઇતિહાસ, અવ્યવહાર્ય રસાયનશાસ્ત્ર અને એવાજ બીજા વિષયો શીખવાય છે. કોઇ પણ પાઠશાળા કે વિદ્યાલયમાં અંગ્રેજી ભાષા સિવાય બીજી કોઇ પણ બોલાતી ઉપયોગી ભાષા કે વિષય મુખ્યત્વે શીખવાતાં નથી. અંગ્રેજ અમલદારોના હાથ નીચે લોકોને કામ કરવું પડે છે એટલા માટે અંગ્રેજી શીખવાય છે. ત્યાં ગણિતશાસ્ત્ર શીખવાય છે તેનું ધોરણ અમેરિકાના કરતાં ચઢિઆતું છે. વ્યાવહારિક રસાયનવિદ્યા, વણવાકાંતવાની વિદ્યા, ચિત્રકળા, કુંભાર કામ કે ઇજનેરના કામની શાળાઓ બહુજ થોડી છે. જ્યાં આવી કળાઓના શિક્ષણની ન્યૂનતા છે ત્યાં શસ્ત્રાસ્ત્રકળાની તો વાતજ શી કરવી? લોકોને ઘરમાં હથિયાર રાખવાની છૂટ નથી. ઘરમાં કોઇ મોટી છરી પણ રાખી શકતું નથી. કોઇ પણ જાતનાં હથિયાર રાખનાર કે લહાયક કસરત કરનારને સજા કરવામાં આવે છે. જે દ્રવ્યવાન હિંદુ કે મુસલમાનો કૉલેજની મોટી ફી આપીને કેળવણી લે છે તેના પરિણામનો તમને આથી કંઇક ખ્યાલ આવશે.

હિંદુસ્તાનમાં હાલમાં કેટલીએક નવીન ધર્મસંસ્થાઓ પણ સ્થાપિત થઈ છે અને તેઓ સુધારણાનું કાર્ય કરે છે. કિન્તુ પૂજ્ય નરવીરો પ્રતિની તેની હદ કરતાં વિશેષ ભક્તિ અને અમુક પ્રમાણોપર અંધશ્રદ્ધાને લીધે પોતાના સંસ્થાપકો જે કહી ગયા તેજ ખરૂં એવો દુરાગ્રહ એમનામાં આવી ગયો છે. દરેક સંસ્થા કે નવીન મત પોતાના વ્યક્તિગત વિચારોથી પોતાનો પ્રદેશ સંકુચિત બનાવી દે છે. પોતાના વિદેહસંસ્થાપકોનાં વાક્યો અને કાર્યોને પ્રગતિનાં જીવંત સાધનો ન બનાવતાં તેઓ એજ ઉપદેશોને મર્યાદાના રૂપમાં સંકુચિત કરી નાખે છે. આવી રીતે સુધારણાનો પોકાર કરતી સંસ્થાઓ પણ પડી ભાગે છે.

હિંદુસ્તાનનો વ્યાધિ તમારી સમક્ષ રજુ કર્યો છે. હવે એ વ્યાધિ કેવી રીતે દૂર કરવો એના સંબંધમાં તમને કહેવું જોઇએ. 'રામ' કહે છે કે તમે હિંદુસ્તાન માટે સહાનુભૂતિ દર્શાવો. એજ મુખ્ય આવશ્યક વસ્તુ છે. પહેલાં તો અમારે એજ જોઇએ છીએ કે તમે અમારા દેશ માટે લાગણી ઉત્પન્ન કરો. હિંદુસ્તાન માટે સહાનુભૂતિ દર્શાવી એનું કાર્ય ઉપાડી લો તો સમસ્ત કાર્ય સફળ થશે. "**જ્યાં ઇચ્છા છે ત્યાં કાર્ય છે.**" એ નિયમ પ્રમાણે તમે પણ હિંદુસ્તાન માટે કોઇ પણ કાર્ય કરવાની ઇચ્છા રાખો. માનવજાતિના કલ્યાણની વૃદ્ધિ કરવા માટે તમે હિંદુસ્તાનને માટે કોઈ પણ કાર્ય કરવા ખુશી છો? શું તમે હૃદયપૂર્વક હિંદુસ્તાનને વ્હાલો? અધઃપાત પામેલી જાતિ માટે તમે તમારા જીવનનો ભોગ આપવા રાજી છો? એ દેશને માટે તમે તમારાં જીવન અને સમય ગાળવા પ્રસન્ન છો? ત્રીશ કરોડની વસ્તી એટલે જગતની વસ્તીનો એક મહાન ભાગ થઈ જાય છે. આપણે એમને શિક્ષણ આપીને તેમની શક્તિઓને નિયમિત કાર્યમાં યોજી શકીએ એમ છીએ. આ ત્રીશ કરોડ મનુષ્યો તમારી સાથે કાર્ય કરવા મંડી પડે; એ ત્રીશ કરોડ લોકો તમારી સાથે એકજ દિશામાં પ્રયત્ન કરે; તમારી પેઠેજ તેઓ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતાં શીખે; તો શું તમને એથી અદ્ભુત સાહાય્ય નહિ મળે? વ્યર્થ ચિન્તામાં તેમની શક્તિઓનો દુરુપયોગ થતો અટકે અને એ શક્તિઓ ઉન્નત વિચારો પાછળ ઉપયોગમાં આવે તો હિંદુસ્તાનની વિશાળ વસ્તીમાંથી અમેરિકાના અનેક ઍડીસન અને ફ્રાન્કિલન ઉત્પન્ન થાય તેમ છે. હિંદુસ્તાનની શક્તિનો આમ સદુપયોગ કરવાથી શું સમસ્ત જગત દ્રવ્યવાન નહિ બને? જગતને ધનિક બનાવવા માટે, તમારા બન્ધુઓને સાહાય્ય કરવા માટે, તમારી જાતને મદદ કરવા માટે,

હિંદુસ્તાન માટે લાગણીઓ ઉત્પન્ન કરો; અને તમારી સ્થિતિમાં તેઓને લાવીને મૂકવાનો પ્રયત્ન કરો. અત્યારે આવા પ્રકારની અસર થવાની આવશ્યક્તા છે.

### હિન્દુસ્તાનને ઉન્નત કરવાના માર્ગો.

તાત્કાળિક ઉપાય કેવી રીતે લેવા એનો આપણે હવે વિચાર કરીએ. 'રામ'ને એ વિષયમાં બે મુખ્ય મુદ્દાઓની સૂચના કરવાની છે. તેમાં એક વાત તો એ છે કે અમેરિકનોને ત્યાં મોકલવા જોઇએ ખરા, પણ સત્યના આગ્રહી, સત્યને માટે દેહાર્પણ કરનાર અમેરિકનોએજ હિંદુસ્તાનમાં જવું જોઇએ; અમેરિકાના કચરાની ત્યાં જરૂર નથી. કામકાજ ન કરી શકે એવા આળસુ અને બાયલાને ત્યાં ન ધકેલી મૂકશો. ત્યાં તો અમેરિકાના સત્ત્વ–સાર–ની આવશ્યક્તા છે. પારીઆ જેવી નીચ કોમની સાથે હળીમળીને જેઓ કાર્ય કરી શકે એવા માણસોનેજ ત્યાં મોકલજો. આ એક પ્રકારનું અણગમતું કામ છે. આ શૂદ્રલોકો તમને કોઈ પણ પ્રકારનો બદલો આપશે નહિ. તેઓ એટલા તો ગરીબ અને અજ્ઞાન છે કે તેઓ તમારા કામનો આભાર પણ દર્શાવી શકશે નહિ; તમે તેમને માટે જીવતોડ મહેનત કરશો એના બદલામાં તેઓ તમને ખાવાપીવાનું કે લુગડાંલત્તાં પણ પૂરાં પાડી શકે એમ નથી. અરે, તેઓ પોતાનું પણ ભાગ્યેજ પૂરૂં કરી શકે છે. પોતે ભૂખમરો વેઠીને, આવા લોકમાં ભેળાઇને તેમની સાથે કાર્ય કરી તેમને સાહાય્ય કરી શકે એવા માણસોજ ત્યાં મોકલવા જોઇએ. શું અમેરિકામાંથી આવા માણસો નહિ નીકળી આવે? આત્મભોગ આપનારી અમેરિકાની પ્રજામાંથી આવા કર્મવીરો નીકળી આવશે એમ 'રામ' આશા રાખે છે. ત્યાં વાડીબંગલામાં રહેનારા, ગાડીઘોડામાં મઝા માણનારા અને લોકોપર હુકમ ગુજારતા મિશનરી જેવા લોકોની આવશ્યકતા નથી. હિંદુસ્તાનની ઉન્નતિ કે મુક્તિ એવા લોકોથી કદી પણ થવાની નથી. સત્યના પંથમાં આત્મભોગ આપનારા કર્મવીરો અને પારીઆ જેવી નીચ કોમની સાથે હળીમળીને જમીનપર સૂઈ બેસીને કામ કરનારા, તેમના જેવીજ ચીંથરેહાલ સ્થિતિમાં સંતોષ માનનારા, તેઓની સાથે ભૂખમરામાં ભાગ લેનારા, સૂકી રોટલી રોટલાના ટુકડામાં તૃપ્તિ માનનારા અને સર્વ મુશીબતોમાં સર્વદા ઉત્સાહભર્યે હૃદયે તૈયાર ઉભા રહેનારા શૂરવીરોનીજ ત્યાં આવશ્યક્તા છે. સ્વાર્થી સુખોનો અને શરીરના મોજવિલાસનો ભોગ આપનારા વીરનરોનીજ આવશ્યક્તા છે.

આ ઉપરથી તમે કદાપિ એમ કહેશો કે આ કાર્ય બહુ દુર્ઘટ છે, એમાં ફત્તેહ મળવી મુશ્કેલ છે; પણ નહિ, એ કાર્યને તમે કસોટીભર્યું કે આભારહીન વૃત્તિવાળું ન કહેશો. એને માટે તમને પૂરતો બદલો મળશે. અંગત અનુભવપરથી એમ સિદ્ધ થાય છે કે આપણે કોઈ મનુષ્યની ઉન્નતિ માટે પ્રયાસ કરીએ, એમાં એ મનુષ્યની ઉન્નતિ થાય કે ન થાય છતાં આપણી ઉન્નતિ તો અવશ્યમેવ થાય છેજ. આઘાત અને પ્રત્યાઘાત સમાન અને પરસ્પર છે. અન્યપર ઉપકાર કરવાના કે અન્યને સુધારીને ઉન્નત કરવાના લોકોના વિચારો તો ભ્રમણા માત્ર છે. અમેરિકનો! 'રામ'નાં વ્યાખ્યાનોથી તમને ખાસ લાભ થયો હોય કે નહિ; પણ 'રામ'ને તો એથી અતિશય લાભજ થયો છે અને એવા કાર્યનો એજ પૂરતો બદલો છે. આ સત્ય પ્રત્યેકના અનુભવપરથી સિદ્ધ થાય તેવું છે. એટલા માટે બદલાની કિંચિત માત્ર પણ આશા રાખ્યા વિના આ કાર્ય ઉપાડી લ્યો. તમારૂં કાર્ય એજ તમારો બદલો છે. તમારૂં કર્મ એજ એ કર્મનું ફળ છે. નિઃસ્વાર્થી કાર્યને લીધે ઈશ્વિરપર જે ઋણ થાય છે એ ઋણ તો વ્યાજ સહિત બદલો આપે છે. માટે તમે હિંદુસ્તાનમાં જઈને વેદાન્ત એટલે આત્મજ્ઞાન,

આત્મનિષ્ઠા અને સ્વમાનનો ઉપદેશ કરો. "ઉત્કર્ષનું રહસ્ય" એ નામનું 'રામ'નું વ્યાખ્યાન તમે સાંભળ્યું છે? એમાં દર્શાવી આપ્યું છે કે ઉત્કર્ષ **પ્રાપ્ત કરવાની ખરી કુંચી વ્યાવહારિક વેદાન્ત છે.** એ વેદાન્તનો અનુભવ કરો. તમે પોતે એને આચારમાં મૂકીને પછી ત્યાં જશો એટલે **તમારે ઉપદેશ આપવા માટે હોઠજ નહિ ઉઘાડવા પડે. તમારૂં શીળ, તમારો આચાર, તમારી રીતભાતથીજ તેઓને શિક્ષણ મળશે.**

હિંદુસ્તાનમાં જે લોકો જાય તેમના મનપર એક મુખ્ય અને અતિ ઉપયોગી અસર એ કરવાની છે કે તેઓએ હિંદુઓમાં સાહસિક વૃત્તિનો ઉદ્ભવ કરાવવાની આવશ્યક્તા છે. એ નિર્ધન લોકોને વિશાળ વિશ્વનું ભાન નથી, તેથી તેઓના વિચારો પણ વિશાળ હોતા નથી. તેઓ પોતાની સંકુચિત જીવસૃષ્ટિમાં ભરાઇ પડેલા અને પોતપોતાના વાડામાં પૂરાઇ રહેલા ક્ષુદ્ર જીવો છે. જડ ઘાલી બેઠેલાં જ્ઞાતિબંધનોને લીધે કોઇ પણ હિંદુ હિંદુસ્તાનની બહાર ગમન કરી શકતો નથી. વિદેશગમન કરવું અને વ્હાણપર ચઢવું એ ધર્મની મતાંધતાથી વિરુદ્ધ ગણાય છે. થોડા ગણ્યાગાંઠયા હિંદુઓ જે હાલમાં ઇંગ્લંડ જઇને બૅરીસ્ટરની કે એવી કોઇ પદવી લઇ આવીને ત્યાંની કૉર્ટમાં વકિલાત કરે છે, તેઓએ એ અભ્યાસમાં હજારો રૂપીઆ ખર્ચ્યાં હોય છે. આવી ધર્માંધતામાંથી તેઓએ હિમ્મતભર્યું બહાર નીકળવાનું કાર્ય તો કર્યું હોય છે, પણ એ કેળવણી લઇને તેઓ દેશનું કોઇ પણ જાતનું શ્રેય કરતા નથી. સીધી કે આડકતરી રીતે પોતાની કમાણી વધારવા માટે કૉર્ટના મુકદ્દમા વધારવાના પ્રયત્નો તેઓ કરે છે; અને ખેડુતો જેવા ગરીબ અસીલોના પૈસા લૂંટીને એ દ્રવ્યનો ચીની કાચનાં વાસણો કે અંગ્રેજી ફૅશનનાં ચિત્રો કે એવીજ કોઇ વ્યર્થ મોજશોખની ચીજો ખરીદવામાં અથવા તો દારૂના શીશા ખરીદવામાં ઉપયોગ કરે છે. વિદેશ જઇને કેળવણી પામેલો વર્ગ આમ ઉલટો દુરાચાર વધારી દેશને ખરાબ કરે છે. મજૂરી કરીને ગુજરાન ચલાવતા ગરીબ વર્ગની મૂડીમાંથી લૂંટી લીધેલા દ્રવ્યનો આ કેવો મહાન દુરુપયોગ છે? આથી એ ગરીબ લોકોમાં કલહ વધે છે અને તેમની કચેરીનો તો અંત આવતોજ નથી. તેઓની ગરિબાઇ વધે છે અને એનો એજ ભૂખમરો બમણા જોરથી તેમને પીડે છે.

હિંદુઓમાં જાપાનીઓના જેવી સાહસિક વૃત્તિ ઉત્પન્ન કરવાની અત્યંત આવશ્યકતા છે. જાપાનના વિદ્યાર્થીઓ માત્ર સ્ટીમરના ભાડા જેટલું દ્રવ્ય લઇનેજ અમેરિકામાં આવે છે. અમેરિકાનાં ગૃહસ્થ કુટુંબોમાં નોકરો તરીકે રહી અથવા તો શાળાઓમાં નજીવું કામકાજ કરી તેઓ પોતાના ગુજરાનનો બંદોબસ્ત કરી લે છે અને આવી રીતે અમેરિકામાં થોડાં વર્ષો અભ્યાસ કરી, ખીસાં દ્રવ્યથી ભરપૂર ભરી, મગજ જ્ઞાનથી તર કરીને તેઓ જાપાન પાછા જાય છે.

હિંદુઓ જ્ઞાતિબંધન જેવા દૂષણના એવા તો ગુલામ બની ગયા છે કે એ વ્હેમનો ત્યાગ કરવાનું તેમને શિક્ષણ અને સામર્થ્ય આપવું જોઇએ. પોતાના બાપદાદાના દેશનો ત્યાગ કરવો એ ત્યાં અધર્મીપણું ગણાય છે, અને એ માન્યતાને લીધે તેઓ એ દેશમાંજ જકડાઈ ગયેલા છે. સમયની સાથે સાનુકૂળ રહેવા અને જમાનાને અનુસરીને ચાલવા માટે આપણે તેમને વિદેશગમન કરી ત્યાં નિવાસ કરતાં શીખવવું જોઇએ. યૂરોપમાંથી આવીને લોકોએ અમેરિકામાં નિવાસ કર્યો છે, અને એજ લોકોએ આ અમેરિકાને એવો તો ઉન્નત બનાવી દીધો કે યૂરોપ તો પાછળજ રહી ગયો છે.

હિંદુઓ પણ એવીજ રીતે વિદેશનિવાસ કરે તો તેઓ પોતે સુખી થાય; હિંદુસ્તાનની

વસ્તી ઘટે; અને એની સાથે ત્યાંની ગરિબાઇ પણ ઓછી થાય. એવી રીતે બહાર નીકળનારા અને ત્યાં રહેનારા બન્નેને આરામ મળે. આપણી શારીરિક સ્વાસ્થ્ય રક્ષા માટે લોહી શરીરમાં ફર્યા કરે છે; તેવીજ રીતે જગતના સ્વાસ્થ્યનું ધોરણ સાચવી રાખવા માટે, પૃથ્વીપરના સમાજની વ્યવસ્થા અને હિત સંભાળી રાખવા માટે લોકોએ છૂટથી એકબીજા સાથે હળી-મળીને રહેવું જોઇએ, અને એક દેશથી અન્ય દેશમાં પ્રવાસ કે નિવાસ કરવો જોઇએ. હિંદના લોકોની સ્થિતિ એવી થઈ ગઇ છે, નિર્બળતાના ઘેનમાં તેઓ એવા સુસ્ત અને આળસુ બની ગયા છે કે એ નિદ્રા દૂર કરવા માટે તેઓએ પોતાનો દેશ છોડવોજ જોઇએ. અમેરિકા અને બીજા બહારના દેશોમાં તેઓ પ્રવાસ કરશે એટલે તેઓ ત્યાંનું સાહિત્ય નહિ વાંચે કે વેપાર ઉદ્યોગ નહિ શીખે તોપણ એ સંસ્કારવાળી પ્રજાના સહવાસમાં આવવાથી સ્વાભાવિક રીતે તેઓ ઘણું શીખશે. એથી સ્વતંત્રતાનો આવેશ તેમનામાં જાગ્રત થશે; તેઓની સંકુચિત દૃષ્ટિ વિશાળ થશે; દૃષ્ટિમર્યાદા વિસ્તૃત થશે; અને ભાવનાઓ વિશેષ વિસ્તારવાળી તેમજ મહાન બનશે. એજ અદ્‌ભુત શિક્ષણ છે. **અન્ય દેશોને નજરે નિહાળવા એ પણ હિંદુઓને માટે ઉત્તમ શિક્ષણ છે.**

હિંદુસ્તાનમાં કોઈ પણ સાધારણ હિંદુ કે મુસલમાન એક અંગ્રેજ કે અમેરિકનની પાસે જઇને ઉભો રહેવાની હિમ્મત કરી શકતો નથી. ગોરી-સફેદ ચામડી જોઇને તે ડરી જાય છે; અને વીસ પચીસ કદમને અંતરે સભ્યતાપૂર્વક ઉભો રહે છે. કોટ, પાટલૂન અને ટોપી જોતાંજ તે ડરીને ધ્રૂજવા માંડે છે. રેલ્વે સ્ટેશનપર અંગ્રેજોને દેશીઓને લાત ને પાટુ મારતા 'રામે' ઘણી વાર જોયા છે. હિંદુસ્તાનની પ્રજા આવી નબળી, બાયલી ને ચૈતન્યહીન બની ગઈ છે અને વળી પોતાના પરસ્પર જ્ઞાતિના વિભાગોને લીધે અંદર અંદર ઈર્ષ્યા, કલહ, મતભેદ આદિ દુર્ગુણોની દાસ બની ગઇ છે. પેલો માણસ પરાયો છે, હું એનાથી જૂદો છું, તે મારો પ્રતિસ્પર્ધી છે, ફલાણો મારો શત્રુ છે, આવા મતભેદના શત્રુતાભર્યા વિચારોનું વાતા-વરણ સર્વત્ર પ્રસરી રહેલું છે. વિશેષમાં સરકારી નોકરીમાં પણ અમુક જ્ઞાતિના લોકોનેજ ચડતી પાયરીની નોકરી મળી શકે એવા નિયમો છે તેથી પણ જ્ઞાતિભેદ અને મતભેદને ઉત્તે-જન મળે છે, અને લોકો પરસ્પર શત્રુભાવથી વર્ત્તે છે. ત્યાંની આધુનિક સામાજિક અને રાજકીય સ્થિતિ એટલી બધી ખરાબ છે કે તેને લીધે હિંદુઓમાં સ્વતંત્રતાના આવેશનાં બીજ રોપાય તેમ લાગતું નથી.

કેળવણીનો ઉદ્દેશ શું હોય છે? કેળવણીનો ઉદ્દેશ સ્વતંત્રતા-સ્વાધીનતા સિવાય બીજો કશો હોતોજ નથી. **કેળવણીથી જો સ્વતંત્રતા-સ્વાધીનતા મોક્ષ ન મળે તો એ કેળ-વણીને ધિક્કાર છે!** એવી કેળવણી કરતાં તો અશિક્ષિત ભલા!-જે કેળવણી બંધનમાંજ રાખે તેની જરાએ આવશ્યકતા નથી. હિંદુઓમાં સાચી કેળવણીની-સ્વતંત્રતાની જાગ્રતિ કરવા માટે તેઓને પોતાની વસ્તુસ્થિતિ બદલવામાં સાહાય્ય કરવી જોઇએ. પણ આ સઘળું કેવી રીતે બની શકે? તેનો માર્ગ એ છે કે ત્યાં જઇને તેઓને શિક્ષણ આપવું-તેઓને કેળવણી આપવી.

### વર્તમાન આવશ્યકતા અને તાત્કાળિક ઉપાય.

આ ઉપાય બહુજ સીધો અને તાત્કાળિક છે. અરે અમેરિકનો! સત્ય, ન્યાય, ધર્મ, તત્ત્વ-જ્ઞાન, કળા કે વિજ્ઞાનના નામને ખાતર તમે શું એટલી રકમ ન ઉભી કરી શકો કે જેની સાહાય્યથી હિંદુસ્તાનની યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો અમેરિકા આવીને અહીંનું ઉદ્યોગ વિષયક,

યાંત્રિક અને એવીજ બીજી ઉપયોગી વ્યાપારકળાનું અહીંની કળાવિજ્ઞાનની પાઠશાળાઓમાં શિક્ષણ લઈ શકે ? તેમને શિક્ષણ આપો; વણવાકાંતવા જેવા બીજા ઉપયોગી ઉદ્યોગોનું તેમને જ્ઞાન આપો. અહીંયાં ફંડ એકઠું કરીને હિંદુઓને અભ્યાસ કરવા બોલાવો. અમેરિકામાં શિક્ષણ પામેલા હિંદુઓ સ્વદેશ પાછા ફરીને હિંદુસ્તાનમાં એ ઉદ્યોગવિષયક પાઠશાળાઓ-વિશ્વવિદ્યાલયો ખોલશે. ત્યાંના ગરીબ વર્ગની રહેણીકરણીથી તેઓ પરિચિત છે; તેઓની ભાષા તેઓ જાણે છે; તેઓના રીત રિવાજની તેમને માહિતી છે; અને અહીંના અમેરિકન પ્રૉફેસર ત્યાં જઈને કાર્ય કરે તેના કરતાં એ કેળવણી પામેલા હિંદુઓ વિશેષ સારૂં કાર્ય કરી શકશે. અમેરિકન પ્રૉફેસર તો માત્ર ઉચ્ચ કે ધનિક વર્ગ-જેણે અંગ્રેજી ભાષાનું શિક્ષણ લીધું હશે તેમનેજ શીખવી શકશે. પણ ગરીબ વર્ગ અંગ્રેજી જાણતો નથી, એ ગરીબોને કેળવણી આપવા માટે તેઓની રીતભાત અને ભાષા જેને આવડતી હોય એવા લોકોની આવશ્યક્તા છે. હિંદુઓનો ઉદ્ધાર કરવાનો આ અત્યંત આબાદ ઉપાય છે. એજ સાચો અને સરળ માર્ગ છે.

સ્વતંત્ર અમેરિકાના કિનારાપર ઉતરીને હિંદુઓ જ્યારે ગોરાં સ્ત્રીપુરુષોને તેઓની સાથે સહૃદય હસ્તસંમેલન કરી તેનો સત્કાર કરવા તૈયાર થઈ રહેલાં જુએ છે તે ક્ષણેજ તેઓનો ભય દૂર થાય છે. ગોરી ચામડીવાળો મનુષ્ય તેને ડરામણો લાગતો નથી, તેની આત્મનિષ્ઠા જાગૃત થાય છે; માયાની જાળ વિખરાઈ જાય છે; સ્વતંત્રતાનો આવેશ સ્વાભાવિક રીતેજ એનામાં ઉભરાઈ પડે છે. અમેરિકામાં શિક્ષણ પામેલા હિંદુ ગ્રેજ્યુએટો હિંદુસ્તાનમાં જઈને કર્મમાર્ગના મિશનરીઓ-વ્યાવહારિક ઉપદેશકો થાય અને પોતાની માતૃભૂમિમાં સ્વતંત્રતાની મૂર્તિઓ બને એમ આપણે ઈચ્છીએ છીએ. હિંદુઓજ પોતે પોતાના દેશમાં વ્યાવહારિક વેદાન્તનો પ્રચાર કરે એ ઈષ્ટ છે. આવી રીતે જ્યારે અંતરનો ઘા રૂઝાશે એટલે ભિંગડુ એની મેળેજ ઉખડી પડશે. ( અજ્ઞાન એ ઘા છે અને જ્ઞાતિબંધનો એ ભિંગડું છે. ) જ્યારે તેઓને સાચું શિક્ષણ મળશે ત્યારે અન્ય મુશ્કેલીઓ તો પોતાની મેળેજ સ્વાભાવિક રીતે દૂર થઈ જશે. થોડા ગ્રેજ્યુએટોને તમે અહીં બોલાવીને બે ત્રણ વર્ષ સુધી તેમને શિક્ષણ આપો તો તેઓજ ત્યાં પાછા જઈને અનેક જાતના વ્યાપારનો આરંભ કરે; પોતાને અને પોતાના દેશને ઉપયોગી અનેક કાર્યની શરૂઆત કરે; અને ગરીબ વર્ગનો ઉદ્ધાર કરવાના ઉપાય યોજે.

આ ઉદાત્ત કાર્ય અમેરિકાનો એકજ ધનવાન પુરુષ ઉપાડી લે એવું છે; એકજ અમેરિકન ઉભો થઈને એમ કહી શકે એમ છે કે “ હિંદુ ગ્રેજ્યુએટોને અમેરિકાની યુનિવર્સિટીમાં શિક્ષણ આપવાના ખર્ચ માટે હું દસ લાખ ડૉલર ( ૧ ડૉલર=સુમારે ૩ રૂપિયા ) આપવા તૈયાર છું.” તમારામાંનો એકજ સજ્જન અત્યારે માત્ર ૧૦૦૦૦૦ ડૉલર રોકવા તૈયાર થાય અને એ ઉદાત્ત કાર્ય ઉપાડી લે તો એ ગરીબ હિંદુઓને શિક્ષણ આપવાની ઉદાર શિષ્યવૃત્તિઓ ( સ્કૉલરશિપો )ની અમેરિકામાં યોજના કરી શકીએ. અમેરિકાનાં વર્ત્તમાનપત્રોને, અમેરિકાનાં નિવાસીઓને અને અહીંના પ્રત્યેક પ્રજાજનને ‘રામ’ પ્રાર્થના કરે છે-અપીલ કરે છે. તમારામાંનો એકજ મનુષ્ય આગળ આવીને આ ધર્મકાર્ય ઉપાડી લેવા બહાર પડે તો તેથી તેણે સમસ્ત જગતને સાહાય્ય કર્યા સમાન છે. અહીં હાજર થયેલા શ્રોતાઓમાં ધારો કે કોઈ એવો અતિશય ધનવાન ન હોય તો શું તમે તમારા લખપતિ સ્નેહી સંબંધી કે પાડોશીને એને માટે ન કહી શકો ? તમારા કરોડપતિ મિત્રોને ‘રામ’ની મુલાકાત લેવાની ભલામણ ન કરી શકો ? કદાપિ હજારોની રકમ તો તમે ન ભરી શકો,

પણ એક બદામ કે પાઇ પાઈ ભરીને પણ તમે મોટી રકમ એકઠી ન કરી શકો ? 'રામ'ના શરીરને અન્ન વસ્ત્ર પૂરાં પાડવાને માટે આ અપીલ નથી, પોતાના અંગત સ્વાર્થ કે ઉપયોગને માટે જો કોઇ પણ શબ્દ આ હોઠમાંથી નીકળે તો તેનો નાશ થજો, આ તો જેવું 'રામ'નું તેવુંજ તમારૂં પોતાનું કાર્ય છે. 'રામ' તો જેવો હિંદુ છે તેવોજ અમેરિકન પણ છે. **આ વિશાળ વિશ્વ મારી પર્ણકુટી છે અને પરહિત સાધવું એ મારો ધર્મ છે.** શ્રી કૃષ્ણના જેટલોજ ઈસુખ્રિસ્ત 'રામ'ને હૃદયપ્રિય છે. શંકરાચાર્યના જેટલુંજ બુદ્ધ ભગવાનને એ માન આપે છે. 'રામ' કોઈ અમુક જાતિ કે જ્ઞાતિની વ્યક્તિ નથી. 'રામ' તમારો છે; સત્ય તમારૂં છે. સત્ય, ન્યાય, માનવજાતિ અને અમેરિકાના સ્વાતંત્ર્યને ખાતર તમને આ હિંદુસ્તાનને માટે સહાનુભુતિ દર્શાવી તેને સાહાય્ય કરવા બહાર પડવાની વિનતિ કરે છે. બોલો, તમે શું કરવા ખુશી છો ? કોઇ લેખિનીથી લેખ લખીને જનસમૂહને આકર્ષી શકે તેમ છે, તો કોઇ વાણીથી વ્યાખ્યાનો આપીને પ્રજાને સેવા કરવા તૈયાર કરી શકે તેમ છે. કોઇ શારિરીક પરિશ્રમથી સાહાય્ય કરી શકે એમ છે, તો કોઇ થેલી ઉઘાડીને દ્રવ્યની મદદ કરી શકે એમ છે. વ્હાલા અમેરિકનો ! બોલો, તમે કઇ રીતે સેવા કરવા–આ ધર્મકાર્ય ઉપાડી લેવા તૈયાર થાઓ છો ? સાહાય્ય કરવાના અનેક માર્ગમાંથી તમે કયો માગ સ્વીકારી લ્યો છો ? ધનવાનોએ ધન આપવું જોઇએ; કર્મવીરોએ હિંદુસ્તાનમાં જઈને જનસમુહમાં હળીમળી તેઓને શિક્ષણ આપવું જોઇએ; ઢેડ ભંગીઆ જેવી અધમ જ્ઞાતિમાં મળીને કાર્ય કરવું જોઇએ. વાણીવિલાસી બુદ્ધિમંતોએ પોતાના ધનવાન મિત્રોને વાતચીતથી સાહાય્ય આપવા તૈયાર કરવા જોઇએ. વર્તમાનપત્રોના અધિપતિઓએ પોતાની લેખિનીથી મદદ કરવી જોઇએ. જે લોકો આ વિષયમાં સાહાય્ય કરવા તૈયાર હોય, સત્યનો આ ઝુંડો ઉપાડી લેવા જેને ઇચ્છા હોય, જેઓ પોતાના આત્માપ્રતિ પ્રેમ ધરાવતા હોય તેઓએ કૃપા કરીને 'રામ'ની પાસે આવીને પોતે જે કાર્ય કરવા તૈયાર હોય તેને પોતાના હાથથીજ લખીને એની સાથે પોતાનાં નામ ઠામ આપી જવા વિનતિ છે. જો કોઇને દ્રવ્યની સાહાય્ય આપવી હોય તો તે દ્રવ્ય એક ટ્રસ્ટીઓના મંડળને હસ્તક સોંપવામાં આવશે. એ ટ્રસ્ટીમંડળ અમેરિકાના લોકોનુંજ બનશે. તમે એ સિવાય કોઇ અન્ય ભિન્ન રીતેજ કાર્ય કરવા ઇચ્છતા હો તો તમારી એ કાર્ય કરવાની પદ્ધતિ અને રીતભાત જાણી લઈને તેવી રીતે કાર્ય કરવાના વ્યાવહારિક ઉપાય લેવામાં આવશે. પણ તમારે શું કરવું છે તે પહેલાં 'રામ'ને જાણવું જોઇએ. 'રામ'ની આ હિંદુસ્તાનને માટે અમેરિકાને અપીલ–અરજ–છે. કેવળ તટસ્થપણે જ 'રામ' આ અપીલ કરે છે. આમાં 'રામ'નો જરાએ અંગત સંબંધ નથી. 'રામ' તો સર્વત્ર સ્વતંત્ર–મુક્ત–છે. એને કોઇ પણ જાતનું બંધન નથી. આ બધું વિશ્વમંડળ 'રામ'નું છે. 'રામ' તેની ઇચ્છા પ્રમાણે ગમે ત્યાં નિવાસ કરવા સમર્થ છે. પણ ઓ પ્રેમમૂર્તિઓ ! નિહાળો, દૃષ્ટિ ઉઘાડો; હિંદુસ્તાન તમારા ચરણ છે; ને તમે શિર છો. એ ચરણની સંભાળ લ્યો. પગમાં પીડા થતી હશે તો તમે પડી જશો. **હિંદુઓનાં ભૂખ્યાં શરીરના રૂપમાં પ્રભુ પોતે તમારી સમક્ષ હાજર થાય છે; તેને ભોજન આપો. હિંદુઓનાં નવસ્ત્રાં શરીરના રૂપમાં પરમેશ્વર ઉઘાડો ઉભો છે, તેને ઢાંકો.** ભિખારી અને ગરીબના વેશમાં ઈશ્વર પોતેજ કંગાલ બનીને વિનવે છે. તમારો પ્રેમધર્મ, પ્રીતિદાન, સેવા ધર્મ ઇત્યાદિ સદ્‌ગુણો ખીલવવાની સદ્‌ભાગી તક મળે, **તમારો ઉદ્ધાર થાય, તેટલા માટેજ તેઓનો અધ:પાત થયો છે.** ઉચ્ચ વૃત્તિઓ અને

ઉદાત્ત પ્રયત્નોને કેળવવાનો આવો સદ્‌ભાગી પ્રસંગ પ્રાપ્ત થયો છે તેટલા માટે જે ગ્રહમાં તમે જન્મ્યા હો તેનો અતિશય આભાર માનજો. આ તકનો પ્રસન્ન ચિત્તથી–ઉલ્લાસભર્યા વદનથી લાભ લ્યો અને હિંદુઓને બનતી સાહાય્ય કરો.

અમેરિકાના લોકો ચીન અને જાપાનના લોકોને શિક્ષણ આપે છે; રેડ ઇંડિયન ( અમેરિકાના મૂળવતની ) અને હબસીઓને કેળવણી આપે છે; પશુઓ પ્રતિ દયા દર્શાવવામાં પણ તેઓ જીવતોડ પરિશ્રમ કરે છે. અમેરિકા ! આ હિંદુઓ તમારી સમક્ષ ઉભા છે; એ તમારાંજ રક્તમાંસ છે. આ આર્યો તમારા પોતાના જાતભાઇઓ છે; એ હિંદુઓ કૃતજ્ઞ, માયાળુ, અને વિશ્વાસુ છે; તેમની સંભાળ લ્યો.*

ૐ ૐ ૐ



* આ ભાષણ મૂળ અમેરિકામાં છપાયું હતું, અને ૧૯૦૩ ના આખરે કલકત્તાના 'ઇંડિયન મિરર' નામના એક વર્તમાનપત્રમાં પાછળથી પ્રસિદ્ધ થયું હતું. ત્યારપછી ૧૯૦૫ ના એપ્રિલ માસમાં સક્કર (સિંધ)ના 'એડવર્ડ પ્રેસ' તરફથી ચોપાનિયાના આકારમાં બહાર પાડવામાં આવ્યું હતું. ત્યાર પછી હિંદુસ્તાનની રાજકીય સ્થિતિમાં અમુક અંશે પરિવર્તન થયું છે; તેથી સ્વામીજીનાં વર્ણનનો કેટલોક ભાગ હવે અનાવશ્યક ગણાય.

અંગ્રેજી ગ્રંથ પ્રકાશક.

# ३२—हिमालयनां दृश्यो.

## ગંગોત્રી

સપ્ટેમ્બર—૧૯૦૧.

પવિત્ર ગંગા 'રામ'નો વિરહ ન સહી શકી. માત્ર એકજ માસના વિયોગ પછી તે પોતાની પાસે 'રામ'ને આકર્ષી લાવવામાં વિજયી થઇ. એટલું જ્ઞાન છતાંયે જ્યારે તેનો સંયોગ થયો ત્યારે મીઠાં હર્ષાશ્રુ વહેવરાવવા મંડી. ગંગોત્રીના ઉદ્ગમ પાસે વ્હાલી ગંગાના વધતા જતા સૌંદર્ય અને રમતિયાળ ગેલનું કોણ વર્ણન કરી શકે ? ધવલ ગિરિશૃંગો અને નિર્દોષ દેવદારુ વૃક્ષ જેવાં એનાં સહચારીઓનો સીધો સાદો સ્વભાવ અત્યંત પ્રશંસનીય છે. વૃક્ષો તો ખાસ કરી ફારસી કવિઓની પ્રેયસી—સનમની સાથે ઉંચાઈમાં સ્પર્ધા કરે તેવાં છે; પણ એની સુખકર સુગંધ ચિત્તને ઉત્તેજિત, ઉલ્લસિત અને ઉન્નત કરે છે.

અહીં કેવું પ્રત્યક્ષ પ્રતીત થાય છે કે પરમાત્મા પત્થરોમાં પણ સુષુપ્ત છે; લતાઓમા શ્વાસ વહન કરે છે; પ્રાણીઓમાં હલનચલન કરે છે; અને મનુષ્યોમાં ચૈતન્યરૂપે જાગૃત રહે છે.

યાત્રાળુઓ યમુનોત્રીથી ચાલીને ગંગોત્રીએ, લગભગ દશ દિવસ પછી પહોંચી શકે છે. 'રામ' યમુનોત્રી છોડયા પછી ત્રણ દિવસમાંજ ગંગોત્રી આવી પહોંચ્યો હતો. કોઈ પણ પ્રવાસીએ હજુ સુધી કદી ન જોયો હોય એવા માર્ગે એણે પ્રવાસ કર્યો છે. પર્વતવાસીઓ એને છાયામાર્ગ કહે છે. પર્વતની નિર્જન ગુહાઓમાં એણે ત્રણે રાત્રિઓ ગાળી હતી. માર્ગમાં કોઇ પણ ઝૂંપડી કે મકાન નહોતું દેખાયું. આખી મુસાફરીમાં કોઇ પણ બે પગવાળો જીવ નહોતો મળ્યો.

આ માર્ગને છાયામાર્ગ એટલા માટે કહેવામાં આવે છે કે હંમેશાં ત્યાં છાયાજ રહે છે. છાયા એટલે શું વૃક્ષોની છાયા ? નહિ; બિલકુલ નહિ. આવી બેડોળ ઉંચાઇ અને શરદ્ વાયુમાં બિચારાં વૃક્ષો કયાંથી નભી શકે ? ઘણુંખરૂં આ માર્ગ મેઘમંડળથીજ છવાઇ રહે છે. યમુનોત્રી અને ગંગોત્રી પાસેનાં ગામડાંના ઢોર ચારનારાઓ લગભગ સાલભરમાં એકાદ બે માસજ પોતાનાં ઢોર અહીં લાવીને રહે છે. બંદરપુંછ અને હનુમાનમુખ નામનાં બે હિમાચ્છાદિત શિખરો કે જે બે ભગિની સરિતાઓનાં ઝરણાંને જોડે છે તેની પાસે એ લોકો અકસ્માત્ મળી ગયા. આમ એમની પાસેથી માર્ગની માહિતી મળી.

પુષ્પો તો અહીં એટલાં બધાં છે કે સઘળો માર્ગ સુવર્ણરંગી ક્ષેત્ર જેવો માલૂમ પડે છે. પીળાં, આસ્માની અને જામલી જંગલી ફૂલોનો તો પારજ નથી. અનેક પ્રકારનાં કમળો અને ગુલાબો; ગુગલ, લોબાન, મમીરા, મીઠા તેલીયા, સાલમમિસરી, અને એવા અનેક બીજા ઔષધિના છોડવાઓ ! કેસર, ઇત્રસૂ, અને એવાં અનેક સુગંધિમય દ્રવ્યોની મીઠી મધુરી સુગંધ; ઝાકળથી ભરેલી કટોરીવાળાં બ્રહ્મકમળ; આ સર્વ મનોહર સાધનો આ પર્વતોને જગત અને સ્વર્ગના શાસનકર્ત્તાનું પ્રમદ ઉપવન—નંદનવન—બનાવે છે.

રંગ ! રંગ ! હો રંગ ! પ્રેમસીમા મન હારી, ભાષા પરમ વિરાટ તમારી છે ઉપકારી;

સુંદરતાનો ભેદ ભર્યો છે જેમાં પૂરો, જોયો પ્રકૃતિપરે અધિક અધિકાર તમારો:
આ ભાષાનું રૂપ જગત પ્રભુને ભાવે છે! એજ પ્રભુના અમિત હર્ષને પ્રકટાવે છે!

"ગોલચંદ્ર*"કા જોબન ફુટ ફુટ કર નીકલ રહા હૈ! ચારો તરફ સૌંદર્ય સૌંદર્યજ વરસી રહ્યું છે! જ્યાં જુઓ ત્યાં મરુદ્‌ગણ ખેલી રહ્યા છે; જે મળે છે તેને ચુંબન કરે છે. તાજાં તાજાં ફૂલોને તો ખાસ ચુંબન કરે છે. કોઇ કોઇ ઠેકાણે તો એ સુગંધનો મકરંદ વાયુલહરિમાં ગૂંથાઇને 'રામ'ને એવો તો સ્પર્શ કરે છે કે જાણે મધુર મનોહર આનન્દદાયક ગાન! સુદૃઢ પ્રેમીઓનાં સંયોગ વિયોગજન્ય અશ્રુ જેવો વનોદ્યાનમાં વહન કરતો મીઠો મધુરો મકરન્દ! આ રાક્ષસી પર્વતોના શિખરોપરનાં આ મનોહર ખેતરો સુશોભિત શેતરંજી જેવાં ભાસમાન થાય છે! આ શું દેવતાઓનાં ભોજનાલય છે કે નૃત્યભૂમિ? કલકલ કરતાં ઝરણાં અને કરોડો ભેખડોમાંથી ભાગી પડતી નદીઓ, એ બન્ને આ દિવ્ય દૃશ્યોમાં વૃદ્ધિ કરે છે. કોઇ કોઇ શિખરપર તો દૃષ્ટિ તદ્દન સ્વતંત્રતા ભોગવે છે; તેના દૃગવિસ્તારમાં જરાયે વિઘ્નજ નથી પડતું. નિર્ભયતાથી સર્વ દિશામાં દૂર સુધી ચાલી જાય છે. નથી તો એના માર્ગમાં કોઇ સ્થૂલ પત્થર આવતો કે નથી આવતું કોઈ ઘન મેઘમંડળ! કોઈ કોઇ શિખરવરોને તો ઘનચ્છેદી અને નભભેદી બનવાનો એટલો તો ઉત્સાહ છે કે તેઓને પ્રતિબંધ શું એની ખબરજ નથી! તેઓ અતિ ઉચ્ચ ગગનમંડળમાં લુપ્ત થઇ ગયાં છે!

અભિમાની પર્વતોના મહાન મહિમાનું વર્ણન કરતાં કરતાં પ્રાતઃકાળનાં મણિમય ઝાકળને પણ આપણે ભૂલી ન જવું જોઇએ. એણે પણ માર્ગમાં અમને થોડા આકર્ષિત નથી કર્યા. પેલા કમળદલપર ચોંટી રહેલું ચંચળ, ચપળ જળબિન્દુ મનુષ્ય જીવનનું કેવું ઉત્તમ ચિહ્‌ન છે! નાનું છે; ચપળ છે; છતાં કેવું નિર્મળ અને ચમકીલું છે! એના હૃદયમાં પ્રકાશનો પ્રકાશ **ज्योतिषां ज्योतिः** આત્મન્ સદાનંદનો સૂર્ય પ્રતિબિમ્બિત છે! અરે મનુષ્ય, શું તું એ નાનામાં નાનું જળકણ છે? તું તે નાનામાં નાનું જળબિન્દુ છે કે અનન્ત રવિરાજ છે? ખરેખર તું નાનું જળબિન્દુ નહિ પણ **ज्योतिषां ज्योतिः**-સૂર્યોનો સૂર્ય-છે. બધા વેદ અને 'રામ' એમજ કહે છે. એતો નિઃસન્દેહ છે કે પ્રકાશિત તેજ આ રમણીય દિવ્ય સ્થાનોમાં જ્યોતિ અને જીવન રેડે છે. ઉપર, નીચે, અહીંતહીં, અને સર્વત્ર તારૂંજ પ્રકાશ-સ્વરૂપ વિરાજે છે! તુંજ એ સત્તા છે કે જે કોઈ પણ પરિમાણની પરવા ન કરતાં નાનાં મોટાં બધાંની પાસેથી કામ લે છે. રસીલી ઉષાને આનંદી હાસ્યો તથા મનોહર પુષ્પને મધુરી પ્રભા તુંજ પ્રદાન કરે છે!

અર્ધ રાત્રિનું તારકમંડળ શું ચમકીલું, ઉષઃકાળનું ઝાકળ બિન્દુ કેવું રસીલું;
જે સુંદરતા ભરી સ્વચ્છ આ અંશ વિભાગે, એ સૌ તારૂં પ્રતિબિમ્બ પ્રભુ દિવ્ય સુહાગે.
તારાપતિ શુભ ચન્દ્ર રાત્રિએ વિકસે તે તું, સંધ્યા જ્યોતિ અને ઉષાની લાલીયે તું,
જે જે શોભનરૂપ પ્રકાશિત ભાસે જગતે, તારી અદ્‌ભુત કળા બધીએ ખીલી વિગતે.
પ્રતિ કણે-ને જગત મંડળે કીર્તિ તારી, દ્રવ્ય બધાં દે સાખ, અહીં છે વિશ્વવિહારી."

બાલ કૃષ્ણચંદ્ર-ગોલચંદ્રને એવી ટેવ હતી, કે ગોપીઓનાં દહીં માખણ ચોરી ચોરીને મનમાનતાં ખાઇ જાય, અને વધ્યા ઘટયાને થોડું બહાર લાવી વાછરડાંનાં મોંપર ચોપડી દે. આથી એ બિચારાં મૂગાં પ્રાણીને ઘરની મુખ્ય ગોપિકાનો માર પડતો; અને એ વ્હાલો

* શ્રીકૃષ્ણચંદ્રને કેટલીકવાર રામ "ગોલચંદ્ર" કહેતા.

બાલચંદ્ર ચૂપચાપ નિર્દોષ રહી છટકી જતો ! આવીજ રીતે આત્માનો આત્મા પણ જે ઇચ્છે છે તેજ કરે છે. વાસ્તવિક દૃષ્ટિએ તો નટવર 'રામ'નીજ એ લીલા છે. એ અદ્ભુત માયાથીજ અહંકાર લાવી ઋણુમાં ઉતરે છે—જોખમદાર બને છે. પછી એ માખણચોર કૃષ્ણને ભોળોભટાક કહો, નટખટ કહો કે નિર્દોષ કહો; પણ પાઠક, તમે પણ તેજ છો. બાજીગર હો કે જાદુગર હો પણ તમે પોતેજ 'રામ' છો. જે કાંઇ છે તે તમેજ છો, તમેજ સર્વમાં વર્તી રહ્યા છો, તમેજ વિશ્વંભર છો. આ એકલા પીળા શરીરરૂપી નાના દ્વીપમાંજ કાંઇ તમે પૂરાઈ રહેલા નથી; તમારો આત્મા આ અહંકાર નથી; તમે કોઇ ક્ષુદ્ર જીવ નથી; તમે તો અગાધ મહાસાગર છો.

(બાહ્યરૂપમાં મોહિત થનાર નેત્રોને માટે) 'રામ'નું વર્તમાન નિવાસસ્થાન એક સુદૃઢ આનન્દદાયક પહાડી કુટિ છે. એની આસપાસ લીલી લીલી અને નિર્જન પ્રાકૃતિક વાટિકા છે. અહીંથી ગંગાનું એક સુરમ્ય દૃશ્ય દેખાય છે. નારાયણ અને તુલારામ અન્ય સ્થળે રહે છે. અહીં રામબુટ્ટી બહુ ઉગે છે. ચકલીઓ અને બીજાં પક્ષીઓ દિનભર મનમાનતો કલરવ કર્યા કરે છે. અહીંની હવા નિરોગી છે. ગંગીનું ગાન અને પક્ષીઓનું ગુંજન અહીં સર્વદા સ્વર્ગીય ઉત્સવ બનાવે છે. ગંગાની ઘાટી અહીં બહુજ વિસ્તીર્ણ છે. ગંગા મેદાનમાં વહેતી હોય એમ અહીં જણાય છે. પ્રવાહ બહુ વેગભર ચાલ્યો જાય છે તોપણ 'રામે' એને અનેકવાર પાર કરી છે. કેદાર અને બદરિ અનેકવાર 'રામ' બાદશાહને નિમંત્રણ કરી ચૂકયાં છે; પરન્તુ વ્હાલી ગંગીને વિયોગના વિચાર માત્રથી પણ અત્યંત દુઃખ થાય છે અને એનો મુખચન્દ્ર મલિન થઇ જાય છે. 'રામ' એને ઉદાસ કરવા નથી ઇચ્છિતો, તેમ તેને નિરાશ કરવાનું પણ ઠીક નથી લાગતું.

## સુમેરુ

જ્યારે 'રામ' યમુનોત્રીની ગુફામાં રહેતો હતો ત્યારે એનું ચોવીસ કલાકમાં એકવાર ભોજન રાજગરો અને બટાટાનું થતું હતું. આથી અજીર્ણ થયું; ત્રણ દિવસ સુધી રોજ સાત સાતવાર શૌચ જવું પડતું. આ અસ્વસ્થ અવસ્થાને ચોથે દહાડે પ્રાતઃકાળે ગરમ ઝરણામાં સ્નાન કરીને સુમેરુની યાત્રા કરવા 'રામ' નીકળી પડયો. સાથે કૌપીન સિવાય ન તો કાંઈ વસ્ત્ર, નથી ઉપાન, નથી પાઘડી, કે નથી છત્રી. પાંચ લઠપઠ પહાડી, બહુજ ગરમ કપડાં પહેરી સાથે થયા હતા. નારાયણ અને તુલારામને 'ધરસાલી' પાછા મોકલી દીધા હતા.

શરૂઆતમાં અમારે નાની યમુનાને ત્રણ ચાર વાર ઉતરવી પડી હતી. આગળ જતાં પીસતાળીસ વાર ઉંચો અને દોઢ ફર્લાંગ લાંબો એક બરફનો પ્રચંડ ઢગલો જોવામાં આવ્યો; એનાથી યમુનાની ખીણ રોકાઇ રહી હતી. બન્ને બાજુ બે ભિંતોની પેઠે પર્વત ઉભા હતા. શું એમણે અંદર અંદર સંપ કરી રાખ્યો છે કે 'રામ' બાદશાહને આગળ ન જવા દેવો ? કંઈ હરકત નહિ. દૃઢ નિશ્ચયની પાસે તમામ વિઘ્નોને નાસીજ જવું પડે છે. પશ્ચિમ તરફની પર્વતની ખીણપર અમે ચડવા માંડયું. ઘણી વાર તો અમને પગ ટકાવવાની પણ જગ્યા નહોતી મળતી. સુવાસિત પણ ગુલાબના કાંટાવાળા છોડ પકડી પકડીને અને "ચા" નામના ઘાસમાં અંગુઠા ભરાવી ભરાવીને અમારે અમારૂં શરીર સંભાળવું પડતું હતું. કોઈ કોઇ વાર તો અમારી અને મૃત્યુની વચ્ચે માત્ર એક ઇંચનુંજ છેટું રહી જતું હતું. અમારામાંથી જો કોઇનો પગ લપસી જાય તો એનું યથાયોગ્ય સ્વાગત કરવા માટે ગંગા યમુનાના કોતરમાં એક ઉંડી ખીણ, બરફની ગાદી પાથરીને કબરનું મોઢું બનાવીને પડી હતી. નીચેથી

યમુનાનો કલકલ કરતો ધ્વનિ સંભળાતો હતો-જાણે કે ઢાંકી રાખેલા ઢાલનો અવાજ આવતો હતો. આવી રીતે લગભગ પોણુકલાક સુધી અમારે મોતના પંજામાં જ ચાલવું પડયું. ખરેખર, એ એક વિલક્ષણ અવસ્થા હતી. એક બાજુ મૃત્યુ મુખ ઉઘાડીને ઉભું હતું, અને બીજી તરફ પ્રફુલ્લિત તથા ઉલ્લસિત કરતી સુગંધયુક્ત વાયુની લહરિઓ હતી. આવું વિચિત્ર અને વિકટ સાહસ ખેડીને અંતે અમે પ્રચંડ હિમશૃંગે પહોંચ્યા.

અહીંથી યમુનાનો વિયોગ થયો અને બધી મંડળીએ એક સીધા પર્વતપર ચડવું શરૂ કર્યું. ત્યાં નહોતી કોઈ કેડી કે ન કોઈ માર્ગ. એક મહા ઘન અરણ્યમાંથી નીકળ્યા. ત્યાં અમને વૃક્ષની હારો પણ ન જોવામાં આવી. 'રામ'ના શરીરમાં ઘણાએ ઉઝરડા પડયા. આ ઓક અને પર્ચ વૃક્ષોના અરણ્યમાં એક કલાક દોડાદોડ કર્યા પછી અમે એક ખુલ્લા મેદાનપર આવી પહોંચ્યા. અહીં નાનાં નાનાં વૃક્ષો ઉગેલાં હતાં. હવા જો કે બદલાઈ ગઈ હતી છતાં મધુર અને સુવાસિત હતી. આ ચડાવ ચડવાથી બધા પહાડીઓ હાંફવા મંડયા. 'રામ'ને માટે પણ આ એક સારી કસરત થઇ પડી. ૮૦ માઈલ અથવા તેનાથી પણ વધારે ચડવું ઉતરવું પડયું. જમીન લપસી જવાય તેવી હતી; પરન્તુ ચારે દિશાનાં સુંદર દૃશ્ય, મનોહર પુષ્પસમૂહ અને હરિઆળીના ભરાવે માર્ગની મુશ્કેલી અને પરિશ્રમ વિસારે પાડયાં. યૂરોપિયન બગીચાવાળાઓ પોતાના બાગને સુશોભિત કરવા માટે અહીંથી ફૂલોનાં બીજ લઈ જાય છે અને અંગ્રેજી જાણનારા ભોળા હિંદુ લોકો એને વિલાયતી ફૂલ કહે છે. આ ફૂલોમાં એક વિશેષ વાત એવી છે કે જ્યારે એ બીજી કોઇ જગ્યાએ લઈ જવામાં આવે છે ત્યારે એનો રંગ તો રહે છે પણ સુગંધ નથી રહેતી.

યૂરોપીય વિદ્યામાં ચૂર, એવા તરુણ વિદ્યાર્થી લોક, પોતાના યૂરોપીય અધ્યાપકોના લખેલા વેદાન્તના પ્રતિધ્વનિરૂપ ગ્રંથોને વાંચીને સમજી બેસે છે કે આ પશ્ચિમની કલ્પના છે; અને તેથી એ કલ્પનાપર ફિદા થઇ જાય છે; પરન્તુ એ બિચારાઓને ખબર નથી કે એ કલ્પનારૂપી કુસુમો પોતાનીજ માતૃભૂમિમાંથીજ લઈ જઇને ત્યાં રોપ્યાં છે. વળી એ યૂરોપિયન લોકોના પ્રતિપાદિત કરેલા વેદાન્તમાં તત્ત્વજ્ઞાનનો બાહ્ય રંગ અને આકાર તો અવશ્ય રહે છે, પણ અનુભવરૂપી સુગંધ નથીજ રહેતી.

"અકસ ગુલમેં રંગ હૈ ગુલકા વ લેકિન બૂ નહિ."

'રામ'ના અસ્વાસ્થ્યનું શું થયું ભલા? 'રામ' તે દિવસે તદ્દન સાજો થઇ ગયો. ન કોઇ રોગ, ન જરાયે થાક, તેમ બીજી પણ કાંઈજ ફરિઆદ રહી નહિ! પેલા પહાડીઓમાંથી કોઇ પણ 'રામ'ની આગળ નહોતો નીકળી શકયો. અમે બધા સાથે સાથે ચડવા લાગ્યા. આખરે સૌને ભૂખ લાગી. આ વખતે અમે એવા પ્રદેશમાં પહોંચી ગયા હતા કે જ્યાં મેઘ જળના રૂપમાં વૃષ્ટિ કદિ વરસાવતો નથી; પણ હિમના રૂપમાંજ યથેચ્છ પડે છે.

આ ઉંચા, શરદ્ અને રુક્ષ પર્વતપર વનસ્પતિનું તો નામ પણ નહોતું. અમારા પહોંચ્યા પહેલાંજ તાજા બરફનો વરસાદ થયો હતો.

'રામ'ને બેસવા માટે એક મોટી શિલા ઉપર લાલ કામળી પાથરી દીધી હતી. આગલી રાત્રિએ બાકી રાખેલા બટાટા એને ખાવાને માટે આપવામાં આવ્યા. સંગીસાથીઓએ પણ પોતાનું વાસી સાદું ભોજન બહુ કૃતજ્ઞતાપૂર્વક લીધું. બરફના ચળકતા સૂકા કકડાનો પાણી તરીકે ઉપયોગ કર્યો હતો. ભોજન લઈ લીધું કે તરતજ પાછા ચાલવા મંડયા. ધીમે ધીમે અમે ઉંચે આગળ ચડવા માંડયું. અમારામાંથી એક જુવાન થાકીને પડી ગયો. એનો શ્વાસ

અટકી પડયો અને એના પગે આગળ ચાલવા ના પાડી. એણે કહ્યું કે મને ફેર આવે છે. એ વખતે એને ત્યાંજ છોડી દીધો. થોડે આગળ ગયા એટલે એક બીજો સાથી પણ મૂર્છિત થઈને પડી ગયો અને કહેવા લાગ્યો કે મારૂં માથું બહુજ ફરવા માંડયું છે, થોડો વખત એને પણ ત્યાં રહેવા કહ્યું અને બાકીના લોક આગળ ચાલ્યા. વળી થોડી વારે ત્રીજો સાથી પણ પડી ગયો; એના નાકમાંથી લોહી નીકળવા માંડયું. બે બાકી રહેલા સાથીઓને લઇને 'રામ' આગળ ચડયો.

ત્રણ સુંદર બરાર એટલે પહાડી હરણ અમારી સામે જતાં નજરે પડયાં. ચોથો સાથી પાછળ રહી ગયો અને આખરે બરફથી ઢંકાયેલા પત્થરપર પડી ગયો. આજુબાજુ ક્યાંય પણ પ્રવાહી પાણી નહોતું દેખાતું, પરન્તુ જ્યાં પેલો માણસ પડેલો હતો ત્યાં પત્થરોની નીચેથી અત્યંત જોરથી વ્હેતા પાણીનો અવાજ સંભળાતો હતો. 'રામ'ની સાથે અત્યારે પણ એક બ્રાહ્મણ હતો. એક રાતી કામળી, એક દૂરબીન, એક લીલાં ચશ્માં અને એક કુવાડી તેની પાસે હતી. શ્વાસોચ્છ્વાસ લેવાની હવા બહુ પાતળી થઈ ગઈ હતી. એ વખતે બે મહાન ગરુડ અમારા માથા ઉપરથી ઉડી ગયાં ત્યારે બહુ આશ્ચર્ય થયું. હજુ પણ અમારે અત્યંત ઘન નીલવર્ણી અને જૂના બરફથી છવાઇ રહેલી એક મહાન શિલાપર ચડી જવાનું બાકી હતું. એ લપસી જવાય એવા બરફપર પગ ટેકવવા માટે મારો સાથી તેમાં પગથીઆં બનાવવા લાગ્યો, પરંતુ એ જૂનો બરફ એટલો બધો સખ્ત હતો કે એ બિચારાની કુહાડીજ ભાગી ગઈ. તેજ વખતે વળી અમે એક મોટા પવનના તોફાનમાં ફસી પડયા. એ બિચારા ગભરાઈ ગયેલા સાથીને 'રામે' ધૈર્ય આપ્યું કે " આ બરફના પડવાથી અમારૂં અહિત નહિ પણ હિતજ થવાનું છે " અને થયું પણ તેમજ. એ બરફના વરસાદથી અમારો માર્ગ સુગમ થઈ ગયો. વાંકી ચૂંકી જંગલની લાકડીઓની સહાયતાથી અમે એ સીધા પહાડપર ચડી ગયા અને પછી જે અમે જોયું એનું તે શું વર્ણન કરવું? એક અતિ વિશાળ વિસ્તીર્ણ બરફથી છવાયેલું સપાટ મેદાન દૃષ્ટિગોચર થયું. જેને જોઇને નેત્ર તૃપ્ત થતાં હતાં અને રૂપેરી શુભ્ર જ્યોતિ ઝગઝગાટ કરી રહી હતી! આનંદ! આનંદ! શું એ દેદીપ્યમાન ભાસમાન થતો દિવ્ય અદ્‌ભુત ક્ષીરસાગર તો નથી? 'રામ'ના અદ્‌ભુત આનન્દની સીમાજ ન રહી. બસ, ખાંધપર લાલ કામળી અને પગમાં કંતાનના જોડા પહેરીને 'રામે' બહુ જોરથી બરફપર દોડવા માંડયું.

અત્યારે 'રામ'ની સાથે કોઈ નહોતું-" આખિર કે તંઈ હંસ અકેલા હી સિધારા. "

લગભગ ત્રણ માઇલ સુધી બરફપરજ એણે દોડયા કર્યું. કોઈ કોઇ જગ્યોએ પગ લપસી જતા હતા, અને ઉપાડવામાં બહુ પરિશ્રમ પડતો હતો. આખરે એક બરફના ઢગલાપર પેલી લાલ કામળી પાથરીને, સંસારીના કોલાહલ અને ઉપાધિથી મુક્ત, જનસમાજની ગડમથલ અને ક્ષોભથી દૂર, અલિપ્ત, એકાકી 'રામ' એનાપર વિરાજમાન થયો. ત્યાં અત્યંત શાન્તિ હતી. પૂર્ણશાન્તિનું ત્યાં સામ્રાજ્ય હતું. ઘનઘોર અનહદ ધ્વનિના સિવાય ત્યાં કોઇ પણ શબ્દ સંભળાતોજ નહોતો. ધન્ય છે એ શાન્તિને અને એકાન્તને !

મેઘપટલ થોડે થોડે ઉઘડવા માંડયું. છુટા છવાયાં વાદળોમાંથી ગળાઇ ગળાઇને આવતાં સૂર્યનાં કિરણો એ દૃશ્યપર પ્રકાશવા માંડયાં, અને રૂપેરી બરફ હવે તપ્ત સુવર્ણ જેવો થવા માંડયો. આ સ્થળનું જે સુમેરુ અથવા હેમાદ્રિ નામ છે તે તદ્દન યથાર્થ છે.

અરે સંસારી મનુષ્યો ! યાદ રાખજો કે તરુણ યુવતીઓના કપોલની આસક્ત છટામાં અથવાતમારાં દિવ્ય રત્નો અને સુંદર આભૂષણોમાં કે તમારા મોટા મોટા મ્હેલોમાં સુમેરુ

રુની કલ્પનાતીત રમણીયતા અને મોહકતાનો યત્કિંચિત્ અંશ પણ પ્રાપ્ત થશે નહિ; પરન્તુ જ્યારે તમે આત્મરૂપનો અનુભવ કરી લેશો ત્યારે આવા આવા અસંખ્ય સુમેરુનું તમારા આત્મામાં દર્શન પામશો અને સંપૂર્ણ સૃષ્ટિ તમારી સેવા કરશે. મેઘથી તે સાધારણ કણપર્યંત, શ્યામવર્ણ આકાશથી તે નીલવર્ણો પત્થર પર્યંત અને ગરુડથી લઇને છછૂંદર પર્યંત જેટલા જીવ સંસારમાં છે એ બધા તમારી આજ્ઞાપાલન કરવા તત્પર રહેશે. કોઈ દેવતા પણ તમારી આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરી શકે.

ઓ નભ ! હવે તું નિર્મલ થઇ જા. ઓ ભારતવર્ષપર આચ્છાદિત અજ્ઞાનના મેઘમંડળ ! હવે તમે દૂર ખસી જાઓ ! આ પવિત્ર ભૂમિ ઉપર હવે અધિકવાર ન ઝઝૂમી રહો ! ઓ હિમાચલનાં હિમ ! તમારો સ્વામી તમને આજ્ઞા કરે છે કે તમે અમારી પવિત્રતા અને સત્યનિષ્ઠાને કાયમ રાખો ! દ્વૈતભાવથી કલુષિત જળ આ ક્ષેત્રપર કદી પણ ન વર્ષાવશો !

અસ્તુ ! મેઘમંડળ વિખરાઇ ગયું. સમસ્ત હિમદલે કાષાય ( ભગવો ) રંગ ધારણ કરી લીધો ! શું પર્વતોએ સંન્યાસ ધારણ કર્યો છે ? ખરેખર, એણે 'રામ'ના સેવકોનાં વસ્ત્ર પહેરી લીધાં છે ! કેવું અદ્‌ભુત દૃશ્ય પ્રતીત થાય છે ! પર્વતોનો હિમ 'રામ'નો સન્દેશો લઈ જવા માટે અત્યંત આતુરતાથી તેના મુખ તરફ જોઈ રહ્યા છે !

એક અમેરિકન સાધુ કહે છે કે " સૃષ્ટિ–પ્રકૃતિ એ કલ્પનાનોજ અવતાર અર્થાત્ રૂપાન્તર છે અને જેવી રીતે વરાળનું બરફ થયા પછી પાછું બરફનું પાણી થઈ જાય છે, એવીજ રીતે સૃષ્ટિ પણ કલ્પનામાંથી સ્થૂલ દૃશ્ય રૂપે બન્યા પછી પાછી કલ્પનારૂપ બની જાય છે. આ સંસાર મનનુંજ સ્થૂલરૂપ છે; છતાં જ્ઞાનાગ્નિવડે આ ચંચળ સ્થૂલરૂપ પાતળું થતાં થતાં પુનઃ સ્વતંત્ર કલ્પનામાંજ વિસર્જિત થઈ જાય છે; અને એનાથીજ સેંદ્રિય અથવા નિરેંદ્રિય પ્રાકૃતિક પદાર્થોનો મનપર અધિક અને ઉત્તમ પ્રભાવ પડે છે. સંકુચિત અને દેહધારી મનુષ્ય, વિદેહ મનુષ્ય સાથેજ વાર્ત્તાલાપ કરે છે ! ! "

**પ્રશ્નઃ**—જો જગત મારીજ કલ્પના છે ( અર્થાત્ મન અથવા કલ્પનાનુંજ સ્થૂલ રૂપ છે ) તો બાહ્ય પદાર્થ મારી ઇચ્છાનુસાર કેમ નથી બદલાઇ જતા ?

**ઉત્તરઃ**—ગૌડપાદાચાર્ય કહે છે કે સ્વપ્ન સૃષ્ટિમાં કેવળ કલ્પનાનાજ બે વિભાગ–પક્ષ–થઇ જાય છે. એક પક્ષમાં તો તે જડ પદાર્થ બને છે અને અન્ય પક્ષમાં અન્તઃકરણની વૃત્તિઓ, ઇચ્છાઓ ઇત્યાદિ બને છે. આવી સ્થિતિમાં અંતઃકરણના વિચાર પોતાને આધીન અને પરિવર્ત્તનશીલ હોય છે અને જ્યારે એની તુલના જડ પદાર્થો સાથે કરાય છે ત્યારે એ મિથ્યા પ્રતીત થાય છે. પરન્તુ બાહ્ય પદાર્થ સ્વતંત્ર શાશ્વત, અને સાપેક્ષિત રીતિથી સ્વયં સિદ્ધ પ્રતીત થાય છે.

પરન્તુ વસ્તુતઃ જાગૃત મનુષ્યની દૃષ્ટિમાં સ્વપ્નના સત્ય કે અસત્ય, બાહ્ય કે આન્તરિક, બન્ને ભાગ કેવળ કાલ્પનિકજ છે. એ અમારી જ કલ્પના છે અને અમેજ એને ઉત્પન્ન કરી છે. જાગૃત અવસ્થામાં મનુષ્ય, પ્રત્યક્ષ સ્થૂલ પદાર્થમાં અને અપ્રત્યક્ષ કલ્પનામાં સ્પષ્ટ ભેદ જોઇ શકે છે; છતાં સ્વાત્માનુભવી મનુષ્યને તો તમામ સ્થૂલ પદાર્થ અને પરિવર્ત્તનશીલ કલ્પના બન્ને વસ્તુતઃ સ્વપ્નવત્–મિથ્યાજ પ્રતીત થાય છે; અને જ્યાંસુધી એ પદાર્થો તેને ભાસમાન થાય છે ત્યાંસુધી કેવળ એ કલ્પિત પદાર્થ તરીકેજ મનુષ્યપર પોતાનો પ્રભાવ પાડી શકે છે. એ જો કે એની ઇચ્છાનુસાર પરિવર્તિત નથી થતા; તોપણ એ બધા એની કલ્પનાજ છે. તમારા મુખારવિંદની પ્રફુલ્લિતતાનું કારણ યદ્યપિ તમારી બુદ્ધિ નહિ બતાવી

શકે, તોપણ એ મુખાકૃતિ તો તમે તમારીજ સમજો છો; એવીજ રીતે જીવન્મુક્ત પુરૂષ પોતાના આત્માનેજ બધાનો આત્મા સમજીને પ્રત્યેક પદાર્થને પોતાનુંજ સ્વરૂપ સમજે છે. એ સાક્ષાત પ્રેમમૂર્તિજ બની જાય છે અને જ્યારે એ પ્રમાણે એની **एकमेवाद्वितीयम्** બ્રહ્મભાવના સિદ્ધ થઇ જાય છે ત્યારે દૃશ્ય કે કાલ્પનિક તરીકેના ભાસમાન થતા ભેદો એની મેળેજ ઉડી જાય છે.

## વસિષ્ઠાશ્રમ

(૧) આજ સાંજે વરસાદ બંધ થયો. ક્ષણુક્ષણુમાં આકાર બદલતાં અને ઘડીમાં આછાં તો ઘડીમાં ઘનઘોર બની જતાં વાદળાં લગભગ આજ જૂદી જૂદી દિશામાં વિખરાઈ ગયાં છે. એ મેઘમંડળમાં વક્રીભવન અને પ્રતિબિંબત થતો સૂર્યનો પ્રકાશ વિજયશ્રીનો ચકચકિત જ્યોતિ મંડપ બનાવી મૂકે છે; એટલે ગગનનાં રમતિયાળ બાળકો અનેક પ્રકારના પોતપોતાને અનુકૂળ રંગો ધારણુ કરી લે છે. કયો ચિતારો તે ચિત્ર આલેખી શકે વારૂ! કયો નિરીક્ષક એ બદલતા રંગો અને આકારોનું વર્ણુન લખી શકશે ભલા! ગમે તે દિશામાં દૃષ્ટિ ફેંકશો પણુ સર્વ સ્થળે એ નારંગી, જાંબલી અને ગુલાબી રંગોની અવર્ણુનીય છાયાનુંજ દર્શન થશે અને એ સર્વની વચમાં સ્થળે સ્થળે ઘેરા કાળા વર્ણુનાં વાદળાં તો હાજરજ હોય છે. આ પ્રકાશિત પ્રભાવ ચિત્તને સમાધિસ્થ બનાવે છે, અને 'રામ'નાં નેત્રોમાં આનંદાશ્રુ ઉભરાય છે. વાદળાંઓ વિખરાઈ જાય છે છતાં પાછળ એનો અવિચળ છુપો સંદેશ જરૂર રાખી જાય છે. પરમાત્મા પાસેથી અમૃતનું પાત્ર લાવી આપીને તે પાછાં એની પાસેજ ચાલ્યાં ગયાં. સર્વ આકર્ષણુ કરનારા પદાર્થો પણુ આવાજ પ્રકારના છે. એ પદાર્થો દૃષ્ટિગોચર થાય છે, 'રામ'ના પ્રભાવનું ક્ષણુવાર પ્રતિબિંબ પાડે છે અને પછી અદૃશ્ય થાય છે. આવાં આવતાં જતાં વાદળાંમાં—આવા નશ્વર પદાર્થોમાં જે મોહિત થાય છે તે ખરેખર મૂર્ખજ છે. છતાં પણુ લોકો આ ભાસમાન પદાર્થોનાં ચંચળ વાદળાંને પકડી રાખવાનો મિથ્યા પ્રયાસ કરે છે, અને જ્યારે એ પદાર્થો વિનાશ પામે છે ત્યારે બાળકની પેઠે રડે છે—વિલાપ કરે છે! અહા આવું આશ્ચર્ય છે! હું હાસ્યને નથી ખાળી શકતો.

કેટલાક વળી આ વાદળાંઓરૂપી દૃશ્ય પદાર્થોમાં થતા ક્ષણિક વિકારોને નિહાળી નિહાળીને એનું સૂક્ષ્મ અવલોકન કરવામાંજ વ્યર્થ સમય ગુમાવે છે. અરે 'રામ!' એ લોકો કેટલા ભોળા છે. એ પદાર્થમાં પ્રભાવનો પ્રવાહ વહેતો હોય છે, છતાં પ્રકાશની તેમની ઉગ્ર તૃષા તેનાથી તૃપ્તજ થતી નથી. આ લોકો જેઓ વિજ્ઞાનશાસ્ત્રીઓ—તત્વજ્ઞાનીઓ કહેવાય છે, તેઓ મૂળ વસ્તુના માથાના વાળ ખેંચવામાંજ એટલું બધું લક્ષ આપે છે કે જેને લીધે તે વાળના મૂળ અને આધારરૂપ મસ્તક યાને ખુદ પરમાત્મા! તેનો તો તેઓ વિચાર પણુ કરતા નથી! અહા! હું તો હસવું રોકી શકતો નથી. આ નામ રૂપનાં વાદળ, આ બાહ્યજડવાદ જેની દૃષ્ટિને નથી બદલી શકતાં એ મહાપુરુષજ સંપૂર્ણુ સુખી છે. જે હંમેશાં આત્મામાં—પરાત્પર મૂળ સત્તામાંજ આ સર્વ આકર્ષણુ કરતા પ્રકાશનું મૂળ શોધી શકે છે તેને ધન્ય છે! સમુદ્રમાં પહોંચવા પહેલાં સૂકાઈ જતાં ઝરણુાંની પેઠે જેનો પ્રેમપ્રવાહ પરમાત્મામાં પહોંચ્યા પહેલાંજ સૂકાઈ નથી જતો એજ મહાસુખી છે. સુખકારક ભાસતા સંબંધો નિર્મૂળ થવા જોઇએ. એ બધા તો માત્ર ટપાલવાળાજ છે. તેઓએ તમને જે પ્રિયતમ પરમાત્માની પ્રેમપત્રિકા લાવી આપી છે તે પ્રિયતમને ન વિસરશો. દીવાસળી તો બળીને જલ્દી નષ્ટ થવીજ જોઇએ, પણુ જેણે એનાથી પોતાનો આત્મદીપ નિરંતરને માટે પ્રદીપ્ત કરી લીધો છે તેને ધન્ય છે! વરાળ ને

કોયલા તો ક્યારનાએ બળી જવા જોઇએ, પણ તેની સાથે જેનું વહાણ બંદરે-પોતાના નિવાસ-સ્થાને-પહોંચી ગયું છે તે પૂર્ણ સદ્‌ભાગી છે. જે પ્રત્યેક પદાર્થને પરમાત્માના નિવાસસ્થાને પહોંચવામાં પગથિયું બનાવી શકે છે, એટલે પરમાત્માનું દર્શન પામવા એ સર્વ પદાર્થોને અરિસારૂપ માને છે, તેનુંજ જીવન ધન્ય છે. આ તારામંડળ, ગિરિસમૂહ, સરિતાઓ, નૃપતિઓ, અને વિજ્ઞાનશાસ્ત્રીઓથી ભરેલું આ વિશાળ જગત તો એને માટેજ સરજાયેલું હતું. ખરેખર એમજ છે. હું તમને સત્યજ કહું છું.

ટીકા કે સ્તુતિને પાત્ર શહેરોના મુંઝવી નાખે એવા ધૂમાડાવાળા રસ્તાઓ મનુષ્યના અંતઃકરણમાં સ્વાર્થની ભાવના ઉત્પન્ન કરે છે, અને એને દેહાધ્યાસનુંજ દૃઢીકરણ કરાવે છે; ત્યારે આ અરણ્યો, ક્ષેત્રો અને મેદાનોની વનસ્થલી તેમને ઇશ્વરની અદ્‌ભુત લીલાનું દર્શન પમાડે છે. આવાં શહેરોમાં રહેતી વખતે તો મનુષ્યે સાક્ષીરૂપેજ રહેવું ઘટે છે; નિહાળીને જોતાં તો આ સુધરેલા સમાજો કરતાં પણ વનસ્પતિ વર્ગમાં કદાચિત વિશેષ કલહો, વિગ્રહો અને અશાંતિ હશે; છતાં પણ જેમ એક મનુષ્ય આ દેવદારૂ, ચીડ અને ઓકનાં વૃક્ષોમાં ઉભેલો હોવા છતાં પોતાને તેનાથી જૂદો-તટસ્થ-સાક્ષીરૂપે સમજતો હોવાથી વનસ્પતિના વિગ્રહમાં પણ તેને આનંદ ઉત્પન્ન થાય છે; તેમ જે મનુષ્ય આ કોલાહલવાળાં શહેરોમાં પણ સાક્ષીરૂપે રહી શકે છે; અને પોતાને સર્વથી પૃથક સમજીને તેની સાથે તાદાત્મ્ય નથી અનુભવતો તેને માટે કોણ કહેશે કે આ વિશ્વ નંદનવન નથી ? આવું ઈશ્વરી જીવન જીવતાં મનુષ્યોજ જગતનાં પ્રકાશક છે.

વસ્તુતઃ "ઈશ્વર સિવાય બીજું કાંઇજ છે નહિ. હું કોનાથી ડરૂં ને કોનાથી શરમાઉં ? સમસ્ત જીવન મારા ઈશ્વરનુંજ જીવન છે; અન્ય કાંઈ છેજ નહિ. તે અને હું પણ તેજ છીએ. एकमेवाद्वितीयम् " આ સમસ્ત જગત મારૂં હિમાચલનું અરણ્ય છે. જ્યારે ઉષાનું તેજ ઝળકે છે ત્યારે કુસુમો સ્મિત કરવા માંડે છે, પક્ષીઓ મધુર સંગીતરવ કરે છે, અને નિર્ઝર આનંદભર્યો નાચ ખેલે છે. અહા ! ज्योतिषां ज्योतिर् ! પ્રકાશોના પ્રકાશ ! પ્રકાશનો ઉદધિ ઉછળે છે ! સચ્ચિદાનંદનો સમીર વહે છે !

આ રમણીય અરણ્યમાં હું હસું છું, ગાઉં છું, તાળી પાડું છું, ને નાચું છું. શું કોઈ મશ્કરી કરે છે ? નહિ એ તો વાયુની લહરિ હતી-શું કોઇ તિરસ્કાર કરે છે ? નહિ એ તો પર્ણોનો ખડખડાટ હતો. શું ઝરણાં, વૃક્ષો, પક્ષીઓ અને વાયુમાં વસતા મારાજ જીવનથી હું ભડકીશ ?

હું નાચતો, હું નાચતો, હસતો અને વળી નાચતો, આ તારલા તો રજ બધી હું નાચતાં ઉરાડતો.

આ ઇર્ષ્યા નહિ, ભીતિ નહિ, નહિ થાક શોક થઈ શકે,
નથી આજકાલ ન શત્રુ કો સ્પર્ધા કદીય કરી શકે.
નથી હાનિ કે નથી વેદના એ કાંઇ અહીં ના આવતાં,
ના કૈં ભયંકર ચિત્ર મારા હૃદયને ભડકાવતાં.
આ વિશ્વનો આત્મા વિહારી હું સુધા વરસાવતો;
આ સર્વનો પ્રિયતમ બની હું પ્રેમપાત્ર રમાડતો.
હું મધુરતમ છું સ્વાસ્થ્ય સૌનું સ્વપ્ન સુખ સૌનું થતો;
કલ કલ થતા નિર્ઝર રૂપે હું શાન્તિ અર્પતો.
હું રામ ને વળી રાવણે ના ભેદભાવ અહીં કશો;

મુજ શાન્ત નિર્મળ રામમાં સૌ રામ દર્શન પામશો.
આકાશ મંડળ તારલા ગ્રહ, દૂર તેમ સમીપના;
ઝૂકી રહેલા દૃશ્યમાં હું દિવ્ય ગાન ગજાવતો.

(૨) ચંદ્ર પ્રકાશી રહ્યો છે-રૂપેરી શાન્તિનો સમુદ્ર ઉછળાવી રહ્યો છે. 'રામ'ના પરાળના બિછાનાપર એ જ્યોત્સ્ના સંપૂર્ણ પ્રભા રેડી રહી છે. આ પર્વતપર સ્થળે સ્થળે ઉગી રહેલા ગુલાબના સાધારણ ઉંચા છોડની છાયા પ્રસરી રહી છે. જ્યોત્સ્નાથી આચ્છાદિત શય્યામાં તેની છાપ પડે છે, અને 'રામ'ની પાસે શાન્તિથી નિદ્રા લેતી આ સૌમ્ય ચંદ્ર-જ્યોત્સ્નાનાં મધુરા સુકોમળ સ્વપ્ન જેવાં એ રમતિયાળ છે !

ઉંઘ, ઉંઘ, મારા બાળ ! હસી લે મ્હાણુ સ્વપ્ન રસાળ !

જમુનોત્રી, ગંગોત્રી, સુમેરુ, કેદાર અને બદરિનાં હિમશૃંગો એટલાં તો સમીપ દેખાય છે કે જાણે અહીં ઉભાં ઉભાંજ એનો સ્પર્શ થઈ શકે. વસ્તુતઃ એ મણિમય હિમશૃંગોની અર્ધ વર્તુલાકાર માળા, આ વસિષ્ઠાશ્રમ ઝવેરીના મુકુટપર મઢાયલી મુક્તામાળા સમ શોભે છે ! એ પર્વતોનાં ધવલ હિમશૃંગો આ ચંદ્રની જ્યોત્સ્નાના ક્ષીરસાગરમાં સ્નાન કરતાં હોય એવો આભાસ થાય છે, અને શીતળ સમીરની મંદ લહરિઓના રૂપમાં એનો ગાઢ સોહમ ઉચ્છ્વાસ અહીં સતત પહોંચ્યા કરે છે.

આ પર્વતપરનો બધો બરફ પીગળી ગયો છે. અત્યારે આ શિખર પાસેનું ખુલ્લું સપાટ મેદાન આસમાની, ગુલાબી, પીળાં, ધોળાં, અનેકરંગી પુષ્પો કે જેમાંનાં અનેક તો અત્યંત સુગંધીપૂર્ણ છે તેનાથી શોભાયમાન થઇ રહેલું છે. આ સ્થળને લોકો ભૂતોનો વાસ માનીને અહીં આવતાં ડરે છે. વિકારમય ભૂતોના નિવાસરૂપ મનાઇને પ્રકૃતિનું આ અદ્ભુત સૌંદર્ય-આ દેવોનું નંદનવન-નિર્જન રહે છે ! 'રામ' આ પુષ્પોદ્યાનપર એટલી તો સંભાળથી અને ધીમેથી ચાલે છે કે રખેને એ ધીમે ધીમે હસતાં પુષ્પોનો 'રામ' ના ચરણ સ્પર્શથી વધ થઈ જાય.

કોયલ, કબૂતર અને અનેક પ્રકારના પાંખવાળા ગવૈયાઓ નિત્ય પ્રાતઃકાળે 'રામ'ને આનંદ આપે છે. કોઈ કોઇ વાર તો પ્રાતઃકાળમાં ગુફાના દ્વાર આગળજ એક મોટો અજગર આવીને એના ખાસ ઇરાનની ચક્કી જેવા સંગીતથી 'રામ'ને આનંદ આપે છે. ઉંચે ગગનમંડળમાંજ વિહાર કરતાં-મધ્યાહ્નને શ્યામવર્ણા ઘનમંડળમાં ઘુમતાં રાજવંશી ગરુડો ઉડતાં ફરે છે ! શું વિષ્ણુ ભગવાનને પોતાની પીઠપર લઇને ફરનારાજ આ ગરુડો નથી ? એક રાત્રે તો 'રામ'ની આગળથી એક વાઘ કૂદી ગયો હતો.

પેલા પર્વતના સરોવરની આસપાસ આ ખીલતા વનદેવતાઓની કેવી સ્વર્ગીય ભૂમિ છે ? કયા સંબંધથી તેઓ જોડાયેલાં છે ? એઓનો પરસ્પર સંબંધ તો કશોએ નથી; કોઈ પણ જાતનો અંગત સંબંધ છેજ નહિ. આ તો એક સામાજિક સંસ્થા છે; એક તળાવમાં તેઓ સાથે રહે છે, એજ તેમનો સંબંધ છે ! એકજ જળસમુહપરનો તેમનો પ્રેમ તેમને એક સાથે રાખે છે. ચાલો આપણે પણ એકજ સત્યમાં-સ્વર્ગમાં-હૃદયમાં-'રામ'માં એવાજ ભક્તિભાવથી મળી જઇએ.

## સહસ્રતરુતાલ

જુલાઇ, ૧૯૦૬.

**सप्तर्षिहस्तावचितावशेषाण्यधो विवस्वान् परिवर्तमानः ।**
**पद्मानि यस्याग्रसरोरुहाणि प्रबोधयत्युर्ध्वमुखैर्मयूखैः ॥**

માઇલોના માઇલ સુધી આકાશના જેવાં ઉંચાં શિખરોપર પ્રવાસ કરવો; નીચે ખીણોમાં, અરણ્યોમાં બર્ચ ( ભોજપત્ર ) નાં અને બીજાં ઝુલતાં વૃક્ષોને નિહાળવાં; બન્ને બાજુએ ફૂલોની ફૂલવાડીઓની સુગંધ લેવી; જ્યાં ચાલવાથી સુંદર કોમળ ફૂલો તમારા પગના અંગુઠામાં વિંટાઈ પડતાં હોય એવા સુંવાળા મખમલ જેવાં ઘાસવાળી જમીનપર ઉઘાડે પગે ચાલ્યા જવું; ફરતી કૈલાસમેરુની ટેકરીઓપરથી ઘૂ ઘૂ કરતા ઉછળી પડતા જળના ધોધનાં રૂપેરી દર્શનો નિહાળવાં; વિજળીની ઝડપે કૂદી જતાં ચપળ કસ્તૂરીમૃગ જેવાં રમણીય દોડનારાં કે જેના ઉપર ચંદ્રજ સવારી કરી શકે તેને જોવાં; ઘડીમાં આ બાજુએ તો ઘડીમાં પેલી બાજુએ, એમ આમતેમ મોટી રંગીન પાંખો ફફડાવતા ગરુડોના ઉડવાથી ચમકી પડવું; સોનું અને સુગંધ સાથે મળ્યાં હોય એવાં સુંદર અને સુગંધી પુષ્પો તથા કમળોને અહીં તહીંથી ચૂંટવાં; જે અનેક ઔષધો અહીં પુષ્કળ થાય છે તેને ખોદવામાં એક બીજાને હરાવો પાડતા આ મયૂરોને જોઇ આનંદ પામવો; ૐ ૐ ૐ નો ધ્વનિ કરતાં કરતાં ભજનો ગાતાં જવાં; એમાંજ અમારો સમય વ્યતીત થતો હતો. સાંસારિક જીવનના ઘોંઘાટ અને કોલાહલથી પોતાને પર અને દૂર અનુભવતાં કૈલાસના શાંત વાયુની લહરિઓ જેમાં નાચતી હોય એવાં ચકચકિત વિશાળ, ઘેરાં અને નીલાં સરોવરોની આસપાસ ઉગતા હસતા સૂર્યની સામે દર્પણનું કામ કરતા નિર્મળતાના ભંડાર જેવા કૌમાર હિમરાશિઓ ! આવા ઉચ્ચ પ્રદેશની નિર્જન એકાંતમાં સૂર્ય પોતાના મોહક પ્રભાવનો આનંદ અનુભવે છે. આ ઉચ્ચ પ્રદેશપર કોઈ ઝુંપડી કે પર્ણકુટિની તો આશાજ કેવી ? રાત્રિઓ ગુફામાંજ વિતાડી હતી કે જ્યાં હમેશાં વાયુજ સૂતો હોય છે.

અહા ! ભસ્મીભૂત કરનારા દેહાધ્યાસના મિથ્યા પ્રદેશને દૂર કરવામાં કેવો આનંદ આવે છે ! અહા ! આ સૂર્યપ્રભા અને વાયુલહરિની સાથે એકરૂપ થઇ જવાનો કેવો આનંદ ! અહા ! **एकमेवाद्वितीयम्**નાં ગહન,સ્વર્ગીય અને અપરિચિત અરણ્યોમાં ભ્રમણ કરવાનો શું અદ્ભુત આનંદ !





# ૩૩—प्रकीर्ण.

## હિંદુ નારીઓનો આતિથ્યધર્મ.

ઈંગ્લાંડની એક સન્નારીએ લંડનમાં આ વિષયપર એક વ્યાખ્યાન આપ્યું હતું; અને જે વ્યાખ્યાન હિંદુસ્તાનના એક વર્તમાનપત્રમાં છાપવામાં આવ્યું હતું; તેમાંથી 'રામ' થોડું તમને વાંચી સંભળાવશે. 'રામ' એ ભાષણ એટલા માટે વાંચે છે કે હિંદુસ્તાનના સામાજિક જીવનના વ્યવહાર માટે તમારા દેશમાં કેવો અયોગ્ય અભિપ્રાય અને અસત્ય કલ્પનાઓ ફેલાયેલી છે તેનું તમને દિગ્દર્શન થાય. કેટલાએક એમ ધારે છે કે જે મનુષ્ય હિંદુસ્તાનમાં જાય છે તે કોઇ પણ પ્રકારનું કાર્ય કરી શકતો નથી. હિંદુસ્તાનમાં જ્ઞાતિબંધનો એટલાં બધાં દૃઢીભૂત થયેલાં છે કે કોઈ પણ અમેરિકન તેઓની સાથે એકત્ર થઇને કામ કરી શકેજ નહિ. જેઓ ત્યાં જાય છે પણ હિંદુઓના સંબંધમાં આવતાજ નથી તેઓએજ આવા અનેક વિચારો અહીં ફેલાવ્યા છે.

અહો! પોતાના પ્રેમપાત્રને માટે જીવન સમર્પવું, જીવનની આહુતિ આપવી, એ કેટલું ઉન્નત અને ભવ્ય કાર્ય છે! પ્રેમીને એ પરમમોક્ષદાતા છે.

જે પોતાના પ્રેમપાત્ર માટે જીવન સમર્પવા ગમે તે ક્ષણે ખુશી છે તેજ માત્ર પ્રેમી છે. આવા પ્રકારનો પ્રેમ જ મનુષ્યને મનુષ્ય બનાવે છે અને તેની પાસે જનસેવાનાં અદ્દ્ભુત કાર્ય કરાવે છે. હિંદુસ્તાનને આવા પ્રેમની જરૂર છે. હિંદુસ્તાનમાં અત્યારે જે કોઇ સ્ત્રી કે પુરૂષ સેવા નિમિત્ત જાય તેઓમાં આવો સુદૃઢ પ્રેમ હોવો જોઇએ.

હિંદુસ્તાનમાં રહીને પણ હિંદુઓના જીવનનો જેઓ અભ્યાસ નથી કરતા એવા મનુષ્યોએજ આવાં અસત્ય બણગાં ફૂંકેલાં હોય છે. જેમ એક પુસ્તકને મીણીઉં કપડું વીંટાળી પાણીમાં બોળીએ તો તેને પાણીનો સ્પર્શ થતો નથી તેમ આ લોકો હિંદુસ્તાનમાં જાય છે પણ હિંદુઓના સંસર્ગમાં આવતા નથી. તેઓ હિંદુઓના જીવનનો અભ્યાસ કરતા નથી અને તેમની સાથે એકતા કે સમાનતા અનુભવતા નથી. એક સ્ત્રી હિંદુસ્તાનમાં ગઇ હતી; તે ત્યાં થોડો કાળ રહી અને તેણે ત્યાં હિંદુ જીવન ગાળ્યું તમારી સામે એ પ્રત્યક્ષ પ્રમાણ છે. આ સ્ત્રીના દૃષ્ટિબિન્દુથીજ હિંદુસ્તાનમાં તમારે રહેવું જોઇએ એમ 'રામ' ઇચ્છે છે. તમે જો ખરી રીતે કામ કરવા જ ચાહતા હો અને કર્મશીલ તરીકે ત્યાં રહેવા ઇચ્છતા હો તો તમારે એક પાઇનો પણ ખર્ચ નહિ કરવો પડે. ત્યાંના લોકો લાખો મનુષ્યોને આશ્રય આપી રહ્યા છે. એ લોકો જોકે ઘણા ગરીબ છે, છતાં તેઓ જેટલા ગરીબ છે તેથી વિશેષ ઉદાર અને ધર્મશીલ છે.

હિંદુસ્તાનના સાધુઓ પાસે 'રામે' પૈસો જોયો નથી. જ્યારે તેઓ શેરીમાં ફરતા હોય છે ત્યારે એમ સમજવામાં આવે છે કે તે ક્ષુધાને સંતોષવા માટે ભિક્ષા લેવા ફરે છે. પોતાના ઘરના આંગણા આગળથી જે કોઈ ભૂખ્યું આવતું જતું હોય તેને ભોજન આપી સેવા કરવી, એ હિંદુસ્તાનની સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે; અને એ માતાઓ તેને ઈશ્વરી આજ્ઞા માનીને

ભૂખ્યાંને ભોજન, તરસ્યાંને પાણી, ને જેને જે જોઇતું હોય તેને તે યથાશક્તિ આપી સેવા કરવામાં આનંદ માને છે. કોઇ સ્ત્રીને આંગણેથી સાધુ ભૂખ્યો પાછો ફરે ને તે વખતે તેને આપવાને કશું પણ તૈયાર ન હોય તો તે સ્ત્રીના મનની કેવી સ્થિતિ થાય તે તો 'રામ'જ જાણે છે! એક સાધુને તે ભોજન ન આપી શકે તો તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા માંડશે. માત્ર ભગવાં કપડાંવાળો સાધુજ આમ આદર પામે છે એવું નથી, પણ સાધુ કે ગરીબના વસ્ત્રમાં ભમતું હરકોઇ માલૂમ પડે તે સૌ સાધુ સમાન પૂજ્ય ગણાય છે. સાધુ એટલે માત્ર સન્યાસી કે સ્વામીજ નહિ, હિંદુસ્તાનમાં તમે ભૂખ્યા ફરતા હો તો તમને પણ તેઓ સાધુજ માનશે. જેની પાસે દ્રવ્ય કે ભોજનસામગ્રી નથી તે સૌ તેમની દૃષ્ટિમાં સાધુ જ છે.

## હિંદુઓનો પત્નીધર્મ.

અમેરિકા અને ઇંગ્લાંડમાં એવી બહુ ચર્ચા થાય છે કે હિંદુસ્તાનમાં પત્નીને માટે જરાએ પ્રેમ કે સન્માન નથી; પણ આ તદ્દન અસત્ય છે. આ દેશ કરતાં હિંદુસ્તાનમાં પત્ની વિશેષ પ્રેમ અને સન્માન પામે છે. તમારા દેશમાં જાહેર મંડળમાં તમે તેના પ્રતિ પ્રેમ દર્શાવો છો; ચુંબન લ્યો છો; અનેક લાડ લડાવો છો; પણ ખાનગી વ્યવહારમાં તો તેની ઉપેક્ષા જ કરો છો. હિંદુસ્તાનમાં પતિ જાહેર સમાજમાં પત્નીને થોડું કે જરીયે માન નહિ આપતો હોય, પણ તેના અંતઃકરણમાં તો તેના પ્રતિ પ્રેમ અને સન્માન ધરાવે છેજ. આ દેશમાં ગૃહ, સંબંધ અને વ્યવહાર કરતાં સમાજની દૃષ્ટિમાં એટલે કે જાહેર મંડળમાં માન આપવું એ બાહ્યાચારજ વિશેષ ઉપયોગી મનાય છે; પણ ત્યાં તેમ નથી. હિંદુસ્તાનમાં પતિ પોતાની પત્ની પ્રતિ જાહેરમાં એટલું બધું લક્ષ નથી આપતો, પણ પોતાના પ્રત્યેક વ્યવહાર પત્નીના સુખભોગ માટેજ કરતો હોય છે. તેનું સુખ વધારવામાં તે પાછી પાની કરતો નથી. તફાવત એ છે કે હિંદુસ્તાનમાં સ્ત્રીઓને પુરૂષોના પ્રમાણમાં કેળવણી મળતી નથી. પરંતુ 'રામ' પૂછે છે કે શું તમારા દેશમાં સ્ત્રીઓને પુરૂષોના જેટલું જ વિદ્યાદાન મળેલું છે? હાલના જમાનામાં હિંદુસ્તાનના પુરૂષોને પણ તમારા દેશના પુરૂષો જેવી કેળવણી નથી મળી શકતી.

આ દૂષણનું કારણ ત્યાંની લગ્નપદ્ધતિ છે એમ હાલના લોકો કહે છે, પણ ખરૂં જોતાં તેમ નથી; એ પ્રશ્નનું નિરાકરણ એમ કરવું વાજબી નથી.

હિંદુસ્તાનમાં પુરૂષ પોતાની સ્ત્રીને "મારી સ્ત્રી" કહેવાની હિમ્મત કરી શકતો નથી; તે પોતાની સ્ત્રી સંબંધે બોલતો હોય ત્યારે "મારી સ્ત્રી" કહીને વાત કરતો નથી. એમ બોલવું એ ત્યાં અશ્લીલ, અધાર્મિક અને અસભ્ય ગણાય છે. જ્યારે તેની પોતાની પત્નીની વાત છેડવી હોય ત્યારે તે "મારા કૃષ્ણની મા" "મારા રામની મા" વગેરે વાકયોથી સંબોધે છે.

હિંદુસ્તાનમાં જ્યારે પ્લેગ બહુ જોરથી ચાલતો હતો ત્યારે તે રોગ ચેપી હોવાથી સરકારી કાયદો એવો હતો કે પ્લેગના દર્દી પાસે બીજા કોઇએ જવું નહિ.

એક મહાન ઉદાર સ્ત્રી પોતાના પ્લેગથી પીડાતા બાળકની ઝુંપડીમાં હરકોઇ ઉપાયે પણ દાખલ થઇ. તે ત્યાં રહી અને "હું તો મારા બાળકની સેવા કરીશ" એમ જણાવ્યું. એના પ્રેમમય અંતઃકરણના અત્યાગ્રહથી તે દાખલ થઇ શકી અને પોતાના બાળકને ખોળામાં સૂવડાવી સેવા કરી શકી. એ બાળકે પોતાની વત્સલ માના ખોળામાંજ પ્રાણ છોડયો. ક્રિશ્ચિયન લોકો જેમ ઇસુના ચરણમાં પોતાનું શિર રાખીને મૃત્યુ પામે તો ભાગ્યશાળી મનાય છે, તેમ હિંદુઓમાં પણ પોતાની માતાના ખોળામાં મૃત્યુ પામવું એ સદ્ગતિદાયક અને પવિત્ર મનાય છે.

તમારા દેશમાં તમે ઈશ્વરને પિતા માનીને પૂજો છો અને પિતા સ્વર્ગમાં છે એમ કહો છો. હિંદુસ્તાનમાં તેથી ઉલટું છે, તેઓ ઇશ્વરને માતા માનીને પૂજા કરે છે. હિંદુઓની ભાષામાં "મા" શબ્દ બહુ મીઠો ને વ્હાલભર્યો છે. વ્હાલો પ્રભુ-પૂજ્ય પરમેશ્વર, એને પુષ્કળ હિંદુઓ 'માતાજી' ની સંજ્ઞા આપે છે.

જ્યારે કોઈ હિંદુ આજારી પડે છે અથવા તો તેને કાંઇ બહુ આપત્તિ આવી પડી હોય છે ત્યારે તેના મુખમાંથી "મારા પ્રભુ" એવા શબ્દો નથી નીકળતા; પણ સ્વાભાવિક "મા-મા" એમ કહેવાઇ જવાય છે. આ શબ્દો તેના શુદ્ધ અંતઃકરણમાંથી નીકળે છે. હિંદુઓનો આત્મા "મા" શબ્દ પ્રતિ અતિ ઉચ્ચ ગાઢ પ્રેમ ધરાવે છે.

## સાક્ષાત્કાર અને વાસના.

ક્ષુધાતુર મનુષ્યની પેઠે આપણે ઈશ્વરસાક્ષાત્કાર માટે તરફડીઆં મારીએ છીએ; મનરૂપી મુરલીમાં મંત્રનાદનો ધ્વનિ પૂરીને સાધના કરીએ છીએ. ત્યારે હવે એ સુખ-એ સ્વાદ માટે વાસ્તવિક ઉપાય શું છે? મનરૂપી સરોવરમાં અનેક સ્વાર્થી વાસનાઓ ભરી છે તેને શોધી કાઢો. પ્રબળ શુભેચ્છાઓ અને દૃઢ નિર્ણયદ્વારા એનો વિનાશ કરો; અને નિર્મૂળ કરવા દૃઢ પ્રતિજ્ઞા લ્યો. જ્યારે એ મનરૂપી સરોવરમાંથી તમે બહાર નીકળશો ત્યારે પહેલાંનું વિષમય જળ અમૃત બની જશે. પછી એ જળનું ગાય ભેંસ આદિ જાનવર તેમજ સ્ત્રી પુરૂષ અને બાળકો હરકોઇ પાન કરશે અને કોઇને એ વિષ નહિ ચડે. તેમાંનું પહેલાંનું નિંદાપાત્ર વિષ ઈશ્વરસાક્ષાત્કારના અનુભવરૂપી મહાન ઔષધી ભળવાથી અમૃત બની જશે.

નિર્બળતાનાં કારણો શોધી તેને નિર્મૂળ કરો. વાસનાઓજ એકાગ્રતામાં મુખ્ય વિઘ્નકર્ત્તા છે. જ્યાં સુધી મનની વિશુદ્ધિ અને આત્મજ્ઞાન સંપાદન નથી થતાં ત્યાંસુધી મનની એકાગ્રતા થતી નથી. એકાગ્રતા કરતી વખતે તમને જે વિચારો ભ્રમણામાં નાંખતા હોય ને તમને અધોગત બનાવતા હોય તેને શોધી શોધીને નિર્મળ કરો. તમે તમારી જાતને શ્રેયસ્કર અને વિશ્વાસપાત્ર બનો.

આ દેશમાં અનેક પ્રકારનાં ભાષણો થાય છે, પણ હવે તો તમે તમારી જાતની-પોતાનીજ પાસે વ્યાખ્યાન આપો. પોતેજ ઉપદેશ ગ્રહણ કરો. એ વિના કોઇ પણ પ્રકારની ખરેખરી ઉન્નતિ થવી સંભવિત નથી.

રાત્રે બિછાનામાં સૂવા જતા પહેલાં દિવસે જે જે દોષ કે અપરાધ થયા હોય તે નોંધી લઇ તેને દૂર કરવા પ્રયત્ન કરો. બાઇબલ વાંચો, ગીતા કે ઉપનિષદ્નો પાઠ કરો અથવા ઍમર્સન આદિ તત્ત્વવેત્તાના ગ્રંથનો અભ્યાસ કરો.

લોભ, મોહ, દુઃખ કે શોકના વિચારો આવતા હોય તો આ પ્રકારના અભ્યાસની સહાયતાથી તે વિચારો શાથી અંતઃકરણમાં પ્રવેશ કરે છે તેનું મૂળ કારણ શોધી કાઢો. તેમાંથી મનને સત્વર નિર્લિપ્ત કરી પ્રણવોચ્ચાર કરવા માંડો, અને જ્યારે એમ ખાત્રી થાય કે હવે એવા પ્રકારના ક્ષુદ્ર વિચારો નાબૂદ થયા છે અને તમે તેને હાંકી કાઢવામાં વિજય મેળવ્યો છે ત્યારે તેનો પુનઃ વિચાર ન કરતાં એ દોષપત્રકને ફાડીને ફેંકી દો. આવી રીતે એક એક દોષને વીણી વીણીને લેતા જાઓ; એ પ્રત્યેક દોષનું મૂળ કારણ શોધવાનો પ્રયાસ અને પુનઃ શા માટે આવે છે તેનું કારણ-આદિ વિચારોનું વ્યાખ્યાન તમે પોતેજ તમારી જાતને સંભળાવો.

તમેજ તમારા ઉપદેશક બનો. સૌએ પોતાનું કામ પોતેજ કરવું જોઇએ. મનન કરતાં કરતાં મોટેથી પ્રણવોચ્ચાર કરો. જ્યારે દિવ્ય સ્વરોચ્ચાર ચાલતો હશે ત્યારે એ સ્વર્ગીય તાલની અપૂર્વ સહાયતા મળશે. એ દિવ્ય તાનથી તમને અનેકધા ઉત્સાહ મળશે. આ પ્રથમવિધિ છે.

અનેક રૂપોમાં પ્રતીત થતી સર્વ ઉપાધિનું મૂળ માત્ર એક અજ્ઞાનજ છે. સચ્ચિદાનન્દ આત્માનું અજ્ઞાન, એ ચૈતન્યરૂપ આત્માને બદલે આ દેહમાં મિથ્યા આત્મભાવ–અધ્યાસ અને બહારના પદાર્થોમાંથી સુખપ્રાપ્તિની ઇચ્છા, એજ સર્વ પ્રકારનાં દુઃખ, શોક, ખેદ અને ઉપાધિનું મૂળ છે. તમે અનંત આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરશો એટલે પછી તમને ક્રોધ, મોહ, દુઃખ કે શોકને આધીન થવાનો ભયજ નથી.

લોકો કહે છે કે ગણિતશાસ્ત્રના સિદ્ધાંતો પેઠે નીતિશાસ્ત્રના નિયમોમાં સત્ય નથી; પણ એ એક મહા ભ્રમ છે. ગુફામાં કે નિર્જન અરણ્યમાં પણ જો તમે કાંઇ અપરાધ કર્યો હશે તો ત્યાંનું નિર્દોષ શ્વાસ તમારા પાપની સાક્ષી પૂરશે. દિવાલો અને વૃક્ષો તમારા પાપને સિદ્ધ કરી આપશે. જે લોકો કાર્યકારણના રહસ્યને જાણતા નથી તેઓજ પોતાની પરિસ્થિતિનો દોષ કાઢે છે. એ ઈશ્વરી નિયમ સપ્રમાણ વિશ્વવ્યાપી છે. ઈશ્વરની આંખોમાં ધૂળ નાખવા યત્ન કરો છો પણ તેમ ન થતાં ઉલટા તેથી તો તમેજ આંધળા થશો.

અપવિત્રતા ને પાપાચરણ કરશો એટલે પરિણામે દુઃખજ પામશો. મનુષ્યને આ નિયમને આધીન થવુંજ જોઇશે. જ્યારે તે ભયંકર દુઃખનું પરિણામ સહન કરે છે ત્યારેજ તે પોતાની નીચ વાસનાઓનો ત્યાગ કરે છે.

તમે માત્ર એક વખતજ પવિત્ર વિચારોને પોષણ આપવામાં વિજય મેળવો તો પછી ગમે તેટલો વખત પણ ચિત્તની એકાગ્રતા રાખી શકશો.

અતિ ભૂખ્યા પણ ન રહો ને અકરાંતિયા થઇને પણ ન ખાઓ. એ બન્ને હાનિકારક છે– એ બન્ને ત્યાજ્ય છે. ખાવું કે ઉપવાસ કરવો એ તો શરીરની સ્થિતિ જોતાં સ્વાભાવિક માલુમ પડે છે. કોઇ પણ જાતના દાસત્વથી દૂર રહો. તમે પોતેજ તમારા અધિષ્ઠાતા અને ઉપદેશક બનો.

હિંદુ ધર્મમાં અમુક દિવસો ચિત્તની એકાગ્રતાના સાધન માટે અતિ ઉપકારક માનવામાં આવે છે. પૂર્ણિમાને દિવસે કે રાત્રિએ ફલાહાર ખાઇને રહેશો તો તમને તેનો અનુભવ થશે.

## સાક્ષાત્કાર અને માયા.

ભારતવર્ષના ઘણાખરા ભાગોમાં મશાલ (મશાલ) જ્વાળાનો પ્રયોગ અજાણ્યો નથી. એ ઝગઝગતી જ્યોત ઘણીવાર પ્રકાશના એક મોટા ચક્ર જેવી માલૂમ પડે છે. ઘણીવાર અગ્નિની કોઇ અખંડિત રેખા જેવી પ્રતીત થાય છે. વળી અંડાકાર ગોળ પણ થઇ જાય છે. કોઇ વાર ઉપર તો કોઇવાર નીચે ઉતરી પડે છે. અર્થાત્ આવી રીતે અનેક પ્રકારનાં નવાં નવાં રૂપ ધારણ કરે છે. આ સર્વ પ્રકારનાં રૂપ શું જ્યોતિમાંથી વાસ્તવિક રૂપમાં પ્રતીત થાય છે ? શું એ બધાં નવાં નવાં રૂપ એ મશાલમાંથી નીકળે છે ? ત્યારે શું એ બહારનાં બહારજ ઉત્પન્ન થાય છે ? શું જ્યારે એ મશાલ નથી ફેરવતા ત્યારે એ બધા આકાર એમાં પાછા પ્રવેશ પામે છે ? અથવા તો બધાં રૂપોનો અભાવ થઇ જાય છે ? આ બધા પ્રશ્નોનો ઉત્તર નકારમાંજ દેવો પડશે.

જે વખતે મશાલ ફરતી હોય છે ત્યારેજ એ વાંકીચૂંકી અને સીધી રેખાઓ ઉત્પન્ન થાય છે, અને જ્યારે ફરવું બંધ થઈ જાય છે ત્યારે મશાલમાં એ આકારોનું કાંઈપણ ચિહ્ન જણાતું નથી. મશાલ બહુ જોરથી ફરવા સમયે એ રેખાઓ પ્રત્યક્ષ જણાય છે ખરી, પણ તે વાસ્તવિક રીતે તો છેજ નહિ.

એવીજ રીતે (Absolute Conciousness) શુદ્ધ ચૈતન્ય સ્થિર રહીનેજ મશાલની પેઠે નામરૂપ (દૃશ્ય જગત)ના સંપર્કથી અલિપ્ત રહે છે; અને જ્યારે નામરૂપાદિ નાનાપણું પ્રતીત થાય છે ત્યારે એ પ્રતિતી એટલે કે આભાસ માત્ર ફરતી મશાલના આકારની પેઠે માયિકજ હોય છે. ચૈતન્ય તો સદા એ આભાસથી અલિપ્ત અને અવિકૃતજ રહે છે. એ અખંડ જ્યોતિ સંપૂર્ણ દૃશ્યોમાં વિદ્યમાન રહે છે, પરન્તુ જ્યોતિમાં દૃશ્ય કોઇ પણ કાળે હોતું નથી. એવીજ રીતે સર્વ નામ રૂપમાં 'રામ' રમે છે, પરન્તુ 'રામ'માં નામરૂપ કેવળ નશ્વર અથવા માયિકજ હોય છે.

જેવી રીતે ફરતી મશાલથી ઉત્પન્ન થનારા ભાસમાન આકારોનું અસ્તિત્વ કેવળ એના ભ્રમણ કરવાપરજ અવલંબિત હોય છે; તેવીજ રીતે નાના નાના પ્રકારનાં નામરૂપો કે જેનાપર જગતનો આધાર છે તેનું ભાસમાન થતું અસ્તિત્વ પણ માત્ર માયા શક્તિપરજ નિર્ભર છે.

એ માયા શક્તિનું કદીપણ સ્વયં અસ્તિત્વ તો નથીજ હોતું. એ દૃશ્ય કિંવા અદૃશ્ય હોઇ શકે છે, પરન્તુ એ સ્વતંત્ર કદિપણ નથી રહી શકતી. આ માયા શક્તિજ કોઇ પણ વ્યક્ત કે અવ્યક્ત વસ્તુ અથવા વિચારના સ્વરૂપમાં પ્રતીત થાય છે. સંકલ્પવિકલ્પાત્મક મન અને દૃશ્યજગત એ બન્ને ખરી રીતે એ એકજ શક્તિનાં, એકજ વસ્તુનાં પેટ અને પીઠ છે. સંકલ્પશૂન્ય સ્થિર મન, શુદ્ધ જ્ઞાન અને કેવલ બ્રહ્મ એકજ છે. જો મનમાંથી વાસના અને આસક્તિરૂપી મેલ કાઢી નાખીએ તો મનની ચંચળતા દૂર થઈ એમાં સ્થિરતા આવે છે; અને પૂર્ણ સ્થિરતા પ્રાપ્ત થઈ એટલે સમજવું કે મન બ્રહ્મસ્વરૂપજ થઇ ગયું. આ સાક્ષાત્કારથી માયા પરાજિત થઈ જાય છે; જગત નન્દનવન બની જાય છે; પોતાનું ગુમાવેલું સ્વાનન્દનું સામ્રાજ્ય તત્કાલ પુનઃ પ્રાપ્ત (Loss paradise is regained) થાય છે; સર્વત્ર આનંદ આનંદજ પ્રતીત થાય છે; દ્વૈતભાવ સમૂલ નષ્ટ થઇ જવાથી સંપૂર્ણ ભય અને ચિન્તા એ અખંડ સત્-ચિત્-આનન્દ સ્વરૂપમાં લીન થઈ જાય છે.

'રામ'ની સામેજ એક યુવાને સુંઘવાને માટે ગુલાબનું ફૂલ તોડયું. જેવો એ તેને નાકની આગળ લઇ ગયો કે તરતજ એમાંથી એક મધમાખીએ એના નાકની અણીને ડંખ માર્યો. એ બિચારો દુઃખ થતાં રડવા માંડયો અને ફૂલ એના હાથમાંથી પડી ગયું.

શું પ્રત્યેક ગુલાબની પાંખડીમાં મધમાખી હોય છે ? હા, અવશ્યમેવ. એવું કોઇ **પણ વિષયોપભોગરૂપી ગુલાબ નથી કે જેમાં દુઃખરૂપી મધમાખ ભરાઇ બેઠી ન હોય. અનિવાર્ય વાસનાઓએ તેની વેદનાનો દંડ ખમવો આવશ્યકજ છે.**

ઓ મહા વિસ્મરણશીલ લોકો ! પોતાના આત્મસ્વરૂપને ન ભૂલો. આ કૃત્રિમ ગુલાબને તોડવાની તમારે જરાએ આવશ્યકતા નથી. જ્યાં જ્યાં પ્રફુલ્લિત ગુલાબ હોય છે ત્યાં ત્યાં તમે હાજર છો; અને એની મોહિત કરનારી રમણીય સુગંધ પણ તમારીજ છે. રાજાને જોશો તો એનો સંપૂર્ણ વૈભવ પણ તમારે લીધેજ છે. સૌંદર્યને જુઓ તો એની રમણીયતા પણ તમેજ છો. સુવર્ણ અને રત્ન અલંકારને જુઓ તો એની ઉજ્જ્વલ પ્રભા પણ તમેજ છો. **અરે, મિથ્યા વાસનાઓને મનમાં શા માટે સ્થાન આપો છો ?**

સર્વાત્માની સાથે પોતાના આત્માની એકતા અનુભવો. પરમાત્માની સાથે પોતાનો અભેદ અનુભવો. તમે તેજ કૃષ્ણ ભગવાન છો કે જેણે એકજ સમયે સહસ્રો ગોપીઓ સાથે હાથમાં હાથ રાખીને રાસલીલા કરી હતી. સમુદ્રમાં કે રાજ્યભવનમાં, વનમાં કે ઉપવનમાં, રણ-સંગ્રામમાં કે અન્તઃપુરમાં, અર્થાત્ સર્વ સ્થળે અને સર્વકાળે તમે ઉપસ્થિત છો.

'રામ' સર્વથી ઉચ્ચ ગિરિવરના શિખરપર ચડીને ગર્જના કરીને પૂકારે છે કેઃ—

દારિદ્ર્ય અને દૌર્બલ્યની ફરિયાદ કરનારા લોકો ! તમે સત્યતઃ સર્વશક્તિમાન પ્રભુ છો; સ્વયં 'રામ'જ છો. પોતાની કલ્પનામાંજ ન બંધાઇ જાઓ. ઉઠો, **જાગ્રત થાઓ અને તમારી નિદ્રા અને સંસારરૂપી સ્વપ્નને ઉતારીને દૂર ફેંકી દો.**

અરે, તમે પોતેજ સર્વસ્વ છો, તો પછી વૃથા દુઃખ અને દારિદ્ર્યતામાં શા માટે ફસાઇ પડયા છો ? અરે ! જરા ઉઠો અને સત્ય સ્વરૂપને ઓળખો, એટલે આ બધાં દુઃખદારિદ્ર્ય પોતાની મેળેજ લોપ થઈ જશે.

સર્વ સુખોની ખાણ અને સંપૂર્ણ આનન્દના અન્તરાત્મા તમેજ છો; કોઇ પણ પદાર્થ તમને હાનિ નથી કરી શકતો. જરા 'રામ'ને ખાતર તો પોતાના આત્માને ઓળખો. વિલખ શા માટે કરો છો ? એના યથાર્થ રૂપને ઓળખો.

તમે રાતદિન અવિશ્રાંત શ્રમથી અને અત્યંત ઉત્સાહથી સુખની શોધ કરવામાં મંડયા છો; પરન્તુ એ કામમાં તમને સદૈવ નિરાશાજ પ્રાપ્ત થાય છે. એવા મૂર્ખ ન થાઓ. ઇંદ્રિયોના વિષયોમાં સુખને ન શોધો. ઓ ઇંદ્રિયોના દાસો ! પોતાના સુખ માટેની આ નિષ્ફળ અને બાહ્ય શોધને છોડી દો. અમરતાનો મહાસાગર તમારી અંદર છે. સ્વર્ગનું રાજ્ય તમારામાંજ છે. તમે અમૃતના પણ અમૃત છો. મન અને સંસારને પરમાત્માના સ્વરૂપમાં લય પમાડી દો; પોતાના ક્ષુદ્ર અહંકારનો ત્યાગ કરો અને પવિત્ર ઉન્માદમાં મસ્ત બનો.

અરે પ્રિય વર્ગ ! **આ નશ્વર શરીરની કૅૉરેન્ટાઇનની આટલી બધી ચિન્તા શા માટે કરો છો ?** આ અનાત્મનું શું થશે એની જરાએ ચિન્તા ન કરો. તમામ સગાં-સંબંધીના મિથ્યા વિચારોને દૂર કરો.

**જે આંખો ઇશ્વરને નથી જોતી તે ફુટી જાય તોજ ઠીક છે ! ધિક્કાર છે તે અંતઃકરણને કે જે વાસનારૂપી વ્યાધિને ધારણ કરીને પડયું છે !**

તમારાં આંસુઓથી તમામ નાસ્તિકતાને ધોઇ નાંખો. તમારા વાસ્તવિક સ્થાનપર સારી રીતે બિરાજમાન રહો. નિન્દા તથા સ્તુતિ ત્યાં નથી પહોંચી શકતાં. સાધારણ સુખ અને દુઃખનું ત્યાં નામ માત્ર પણ નથી.

ઇશ્વરને તમારી નૌકામાં સ્થાપિત કરો અને સંપૂર્ણ સુખોને જવા દો. એવું કરો કે ઇશ્વરભક્તિરૂપી વાયુ આ ક્ષણભંગુર નરદેહરૂપી નૌકાના અહંકારરૂપી સઢને ઉરાડીને લઇ જાય, અને લઇ જઇને પરમાત્મારૂપી મહાસાગરમાં છોડી મૂકે.

ભક્તિરસના નિશામાં જે લોક મસ્ત બને છે તેઓજ અત્યંત સુખી છે. ધન્ય છે એ **લોકને કે જેઓને ઇશ્વરી ભક્તિનો ઘનઘોર નિશો ચડયો છે. એ મનુષ્ય પૂજનીય છે કે જે સાંસારિક દૃષ્ટિનો વિનાશ કરીને શુદ્ધ આત્માનંદમાં નિમગ્ન છે !**

ૐ ૐ ૐ

# સ્વામી રામતીર્થનાં પત્રો.

## ભક્ત ધન્નારામનું ટુંક વૃત્તાંત.*

ભગત ધન્નારામજી કે જેમને ગોસ્વામી રામતીર્થજીની બાલ્યાવસ્થામાંજ ગુરુ બનવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે તેઓ ભંગારાનો ધંધો કરે છે અને હાલ પંજાબમાં ગુજરાંવાલાં શહેરની પુરાણીમંડી નામની ગલીમાં રહે છે. એમનું વય સિત્તેરેક વર્ષનું છે. એમના પિતાનું નામ લાલા જવાહિરમલ હતું. સ્વામી 'રામ'ની પેઠે બાલ્યાવસ્થામાંથીજ માતાનો વિયોગ એમને પણ થયો હતો.

ભગતજી નાનપણમાં ગામઠી નિશાળે થોડું ઘણું નામું ઠામું લખતાં શીખ્યા હતા. સ્વામી 'રામ'ની ભગતજી પ્રતિની અપ્રતિમ ભક્તિને લીધે એમણે ભગતજીના જીવન વિષે એમને પૂછીને કેટલુંએક ટાંચણ પોતાની નોટબૂકમાં કરેલું છે એ ઉપરથી, તેમજ શ્રીમાન નારાયણ સ્વામીએ ભગતજીના શ્રીમુખેથી સાંભળેલી હકીકતપરથી માલૂમ પડે છે કે ભગતજી નાનપણથીજ અત્યંત ચાલાક અને બુદ્ધિશાળી હતા.

બુદ્ધિની તીવ્રતા સાથે ભગતજીનો સ્વભાવ પણ બહુ ઉગ્ર હતો. તેઓ કોઇનું જરાપણ સાંખે તેવા નહોતા. આવાં કારણોથી ગામઠી નિશાળો પણ એમણે બેથી વધારે બદલી હતી. અભ્યાસ પણ એ કારણને લીધેજ આગળ વધારી ન શકયા એવું માલૂમ પડયું છે કે એકવાર પંડયાજીએ ભગતજીને કાંઈ કારણસર માર્યા હશે; તે દિવસે ઘેર આવીને ભગતજીએ એવો હઠ કર્યો કે હવે જો મને ભણવા મોકલશો તો હું ભાગી જઇશ. નમાયા બાળકનો પિતાએ પક્ષ કર્યો, અને ત્યારથી ગામઠી નિશાળનું બાકી રહેલું ભણતર પણ ભગતજીને માટે સદાને માટે બાકીજ રહ્યું. તેમ છતાં સ્વામી 'રામ'નાં પત્રોપરથી જણાય છે કે એમણે પોતાની ઉત્તરાવસ્થામાં હિન્દી લખવા વાંચવાનો થોડો પ્રયત્ન કર્યો હતો. આપણે એ વિષયનાં ટાંચણ તપાસીએ:—

"આપ પોતેજ કાગળ લખવાની ટેવ પાડશો; ધીરજ અને પ્રેમથી એ કામ કરશો; પણ જલ્દી." તા. ૨૦-૨-૧૮૯૪.

"આપ આપની હકીકત પોતાને હાથેજ લખશો." તા. ૨૫-૨-૧૮૯૪,

"આપના અક્ષર હવે પહેલાંના કરતાં સારા છે; નાના લખવાનો યત્ન કરશો."

તા. ૯-૧૨-૧૮૯૪.

---

* સ્વામીજીના ઘણાં પત્રો ભગત ધન્નારામજી ઉપર લખાયલાં હોઇ પ્રસ્તાવનામાં જણાવ્યું છે તેમ "ગોસ્વામી તીર્થરામે પોતાની બાલ્યાવસ્થામાં ભગત ધન્નારામજીને પોતાના સદ્‌ગુરુ તરીકે સ્વિકારી લીધા હતા; અને તીર્થરામજીના પિતા ગોસ્વામી હીરાનંદજીએ એમને ભગતજીની દેખરેખ નીચે રાખેલા હતા; તેથી ભગતજી એમના રક્ષક હતા. એ કારણથી ભગતજીનું ચરિત્ર તીર્થરામજીના ચરિત્ર સાથે એટલું તો નિકટવર્તી છે કે એમનું ટુંકું જીવનવૃત્તાંત લખીને આ સાથે જોડવું ઉચિત માન્યું છે."

કેળવણી લેવાનું એટલેથીજ પૂરૂં થવાથી પિતાએ એમને ભંગારાનું કામ શીખવાને કોઈની દુકાને રાખ્યા હતા. ત્યાં તેમણે એ કામ શીખવાનું શરૂ કર્યું અને થોડાજ સમયમાં ગુજરાન જેટલું કમાવાની શક્તિ પ્રાપ્ત કરી. એજ અરસામાં તેમને કસરત કરવાનો અને કુસ્તી ખેલવાનો શોખ ઉત્પન્ન થયો. સાંજે પોતાના ધંધામાંથી પરવારતા એટલે તેઓ અખાડામાં જઈ કુસ્તી શીખતા હતા, અને અનેક પ્રકારની કસરત શીખી પહેલવાન બનવાનો પ્રયાસ કરતા હતા. તેઓ દુકાનનું કામકાજ શીખતાં જે કાંઇ થોડું કમાતા હતા તે ખાવા પીવામાં ખરચી નાખતા હતા.

ઓગણીસ વર્ષની ઉમ્મરે તેઓ કટાસરાજના મેળામાં યાત્રાએ ગયા. પંજાબમાં આ મેળો બહુ મોટો ભરાય છે. સુમારે વીશ વીશ અને પચીશ ત્રીશ ગાઉથી સાધુસંતો અને સજ્જનો ત્યાં એકઠા થાય છે. એમાં ખાસ કરીને સાધુસંતો બહુ ભરાય છે. એ મેળામાં મહાત્માઓનાં દર્શન થવાથી એમને સત્સંગ સેવવાની ઈચ્છા ઉત્પન્ન થઈ, અને દાન-પુણ્યમાં શ્રદ્ધા બેઠી.

એ મેળામાંથી પાછા ફરતાં રસ્તામાં પિંડદાદલખાન કરીને એક શહેર આવે છે ત્યાં તેઓ ભંગારાની દુકાન કરીને રહ્યા. અહીં તેઓએ એક કસરતનો અખાડો પણ જમાવ્યો. એ અખાડામાં અનેક યુવાનો એમની પાસે પહેલવાની અને કુસ્તી-કસરત શીખવા આવતા હતા. આમ અહીં એમના ઉગતા નવયૌવનભર્યા શરીરનો બહુ સુંદર રીતે વિકાસ થવા લાગ્યો. તેઓ અખાડાની તથા દુકાનની આવકનો ઉપયોગ ખાવા અને ખવરાવવામાં તેમજ સાધુસંતોની સેવા કરવામાં કરતા હતા.

એ શહેરમાં કથા થતી ત્યાં તેઓ નિત્ય જતા, એટલુંજ નહિ પણ પોતાના અખાડાના આદમીઓને પણ સાથે લઈ જતા. કેટલીકવાર કથા સાંભળીને સાથે સાથે પોતાના સાથીઓને સમજાવતા જતા હતા. આવી રીતે તેમની ધાર્મિક વૃત્તિ વધતી ગઇ. પ્રેમભક્તિનાં વર્ણનની તો એમના હૃદયપર બહુ સચોટ અસર થતી. એકવાર ભક્ત સુદામાની અપ્રતિમ નિઃસ્પૃહતા અને ભગવાન શ્રીકૃષ્ણની એની નિષ્કામ ભક્તિ પ્રત્યેની અધીનતા જોઇને તેઓ અત્યંત રડયા હતા.

કિન્તુ ધર્મનાં ગૂઢ રહસ્યોની કુંચી હજુ તેમને નહોતી મળી. તેવામાં સદ્ભાગ્યે એક સમયે યોગવાસિષ્ઠની કથા સાંભળવાનો સુયોગ તેમને પ્રાપ્ત થયો.

વેદાન્તના આ ધુરંધર ગ્રંથશ્રવણથી सर्वं खल्विदं ब्रह्म-એ સૂત્રને અનુસરીને હવે તે પોતાને ખુદા કહેતા અને અન્યને પણ ખુદા કહીનેજ બોલાવતા.

આટલું વાચિકજ્ઞાન પ્રાપ્ત થવાથી તેમને એક જાતની અશાંતિ થઇ. જ્ઞાનની જિજ્ઞાસા તીવ્ર અને ઉત્કટ થઈ અને સત્યની શોધમાં નીકળવાની આતુરતાએ દૃઢ અને પ્રબળરૂપ ધારણ કર્યું. મનમાનતું કમાઈ શકતા એટલે એ સંબંધે તો કાંઇ ચિન્તાજ નહોતી, તેમ અવિવાહિત હોવાથી કુટુંબપાલનની પણ ફિકર માથે નહોતી. અવિવાહિત રહેવામાં આનંદ છે એવો દૃઢ નિશ્ચય થઈ જવાથી ભગતજી જીવન પર્યંત અવિવાહિતજ રહ્યા હતા.

જ્ઞાનની ઉત્કટ જિજ્ઞાસાને લીધે ભગતજીને ઘણી બેચેની રહેતી હતી. પિંડદાદલખાનમાં મનમાનતી શાન્તિ પ્રાપ્ત ન થવાથી ત્યાંથી તેઓ પાછા ગુજરાંવાલા જવા નીકળ્યા. અહીં એમને બીજા ઘણા સંત સાધુઓનાં દર્શન થયાં. એક મહાત્માને એક દહાડો નિમંત્રણ કરી તેમને પોતાના મનની અસ્વસ્થતાની હકીકત કહેતાં તે મહાત્માએ તેમનું સમાધાન કરીને મનને પોતાના સાક્ષી આત્મામાં સ્થિત કરવાની રીત સમજાવી હતી.

એમ કહેવાય છે કે શારીરિક શુદ્ધિ અને અન્તરની તીવ્ર જિજ્ઞાસાને પરિણામે મહાત્માના ઉપદેશ અનુસાર પ્રયત્ન કરવાથી તેઓ એવા તો સ્વરૂપસ્થિત થયા હતા કે લગભગ ત્રણ ચાર કલાક સુધી તેઓને દેહવિસ્મૃતિ થઇ જતી.

સદ્ભાગ્યે થોડાજ સમય પછી ભગતજીને એજ મહાત્માનાં પુનઃ દર્શન થવાથી કેટલોક કાળ તેઓ તેમની સાથે રહ્યા. તેઓ હવે "ભગતજી"ના નામથી ઓળખાવા લાગ્યા.

આજ અરસામાં સ્વામી 'રામ'નું જીવન એમના જીવન સાથે સંકલિત થાય છે. ભગત ધન્નારામ અને ગોસ્વામી હીરાનંદજી ( ગોસ્વામી તીર્થરામના પિતા ) બન્ને પહેલેથીજ પરમ મિત્ર હતા. મુરાલીવાલામાં ઉર્દુ અભ્યાસ પૂરો કરી ગુજરાંવાલા જીલ્લાનું શહેર હોવાથી ત્યાંની સ્કૂલમાં અભ્યાસ કરવા માટે ગોસ્વામી હીરાનંદજીએ પોતાના બારેક વર્ષના પુત્રને ભગત ધન્નારામજીની દેખરેખ નીચે મોકલી આપ્યા હતા. તેઓ ત્યાં રહેતા હતા અને હાઈસ્કુલમાં અભ્યાસ કરતા હતા. પત્રોપરથી જણાઈ આવે છે કે તેમના ભોળા, નિર્દોષ અને વિશુદ્ધ હૃદયે ભગતજીને ઈશ્વરનો અવતાર સમજી લીધા હતા. જેમ એક આસ્તિક પુરુષ ઈશ્વરથી ડરે એમ તેઓ ભગતજીથી ડરતા હતા અને એમની ઇચ્છા મુજબ હું નહિ કરૂં તો મારૂં અકલ્યાણજ થશે, એમ એમના ભોળા દિલમાં સજ્જડ ઠસી ગયું હતું; તેથી એમની આજ્ઞાનું સંપૂર્ણ પરિપાલન કરવાનું બહુ લક્ષમાં રાખતા હતા.

તીર્થરામજી ગુજરાંવાલા રહ્યા એટલા સમયમાં તો કાંઇ ખાસ જાણવા જેવું બન્યું નથી; પરંતુ જ્યારથી ગુજરાંવાલા છોડી આગળ અભ્યાસ કરવાને તેઓ લાહોરમાં આવ્યા ત્યાર પછીના તેમના ભગતજી સાથેના સંબંધનું, ભગતજીના સ્વભાવના ચિત્રનું અને તીર્થરામની અધીનતા, નમ્રતા અને વિવેકનું, એમના એ વયના લખેલા પત્રોમાં સ્પષ્ટ દર્શન સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે.

ભગતજી અવિવાહિત જીવન રાખી ગુજરાંવાલામાં તેજ સમયથી રહે છે, અને ભંગારાનો ધંધો મૂકી દઇને હવે એકાંત જીવન ગાળે છે. શરીરે જો કે તેઓ હવે બહુ બળવાન નથી; છતાં આજકાલના કહેવાતા જુવાનો કરતાં ઉતરે તેવા નથી.

ભગતજીને પોતાનો તો પરિવાર નથી, પણ ભાઇ ભત્રિજાનાં સંતાનોને એમણે પોતાનાં માની લઇ તેમની સંભાળ એમણે ઉપાડી લીધી હતી. આ કારણને યોગે આર્થિક સેવા પણ શિષ્યો પાસેથી તેમને લેવી પડી એ સ્વાભાવિક હતું. 'રામ'ના પત્રોમાં "ભેટ" શબ્દ જ્યાં જ્યાં આવે છે ત્યાં ભેટ એટલે દ્રવ્યસેવાજ સમજી લેવાની છે. ભગતજીની આવશ્યકતા કે ઇચ્છાનુસાર આર્થિકસેવા તીર્થરામથી ન બનતાં તેમનાપર ભગતજી વખતોવખત ગુસ્સે થતા હોય એમ તીર્થરામજીના તેમનાપરના પત્રોમાં કરેલી ક્ષમાપ્રાર્થનાઓપરથી તેમજ ગુસ્સે ન થવાની વિનતિઓ ઉપરથી સમજાય છે.

'રામ'ને ભગતજીની ઉપર્યુક્ત સ્થિતિનું પાછળની અવસ્થામાં ભાન થયું હતું એ વાત પણ એમના કેટલાક પત્રોથી જણાય છે.

તીર્થરામજી ઘણીવાર તો ભગતજીને બહુજ સ્પષ્ટ શબ્દમાં ઉપદેશાત્મક સૂચનાઓ કરતા હતા. દૃષ્ટાંત રૂપેઃ—

"આપ ગમે તેટલો વ્યાયામનો પ્રયાસ કરશો અને એક બે દિવસ ઉપવાસ કરશો તો હું નિશ્ચય રાખું છું કે આપને નિઃસદેહ આરોગ્ય પ્રાપ્ત થશે." તા. ૨૫ઃ ૨ઃ ૧૮૯૪.

"કુસંગ" કે જેને "કોહેસંગ" અર્થાત્ પાષાણનો પર્વત કહેવો યોગ્ય છે તે અમારી* ઉન્નતિ પ્રતિ ઉડનારી પાંખો ઉપર પડીને અમને હમેશાં શબવત્ બનાવી દે છેઃ અને જાણે કે અમને આકાશમાંથી અમારા ભારને લીધે પોતાની સાથે નીચેને નીચે લઇ જાય છે. આપ જો ભગવદ્‌ગીતાના અર્થનો એક ભાગ ધીમે ધીમે વિચારપૂર્વક આજના દહાડાઓમાં વાંચો તો મને બહુ આનંદ થશે." ૨૯: ૫: ૧૮૯૪.

વળી ઘણીવાર આડકતરી રીતે પણ બહુ સખ્ત શબ્દોમાં ઉપદેશ કરેલો છેઃ

"પરમાત્માપર વિશ્વાસ ન રાખીનેજ આપણે દુઃખી થઇએ છીએ. એ આપણા ચિત્તની દુષ્ટતા છે. આ ચિત્ત તો અભ્યાસ કરવાથીજ વશ થાય છે........આપ ત્યાં "યોગવાસિષ્ઠ" વાંચશો તો હું બહુ રાજી થઇશ." તુલસીદાસજી લખે છે કે "જબ દાંત ન થે તબ દૂધ દિયો, અબ દાંત ભયે કયા અન્ન ના દે હૈ." તા. ૨૭: ૯: ૧૮૯૪.

ઉપરાંત જ્યારે 'રામ'નો ઉન્માદ વધી જઇને ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવાનો સમય આવે છે ત્યારે ભગતજી તેમાં વિરોધ કરતા હોય તેમ જણાય છે. એ વખતે તેઓ લખે છે કેઃ

"વૈરાગ્યના જે તરંગો અહીં આવે છે તે આપનાજ મોકલેલા છે, અને આપજ એને અટકાવો છો! એ અદ્ભુત લીલા છે." તા. ૧૩-૧૨-૯૭.

"સાધુઓ માટે ભ્રમરની પેઠે અનેક પુષ્પોની (ઘરઘરની) મધુકરી (ભિક્ષા) માગવી ભૂષણરૂપ છે.....જે થયાં કરે છે તે તદ્દન ઠીક અને વાજબી થયાં કરે છે." તા. ૬: ૩: ૧૮૯૯.

'રામ' અને ભગતજીના સંબંધને વાંચકો થયાયોગ્ય જોઇ શકે એટલા માટેજ આટલું વિવેચન કર્યું છે.

ગોસ્વામી તીર્થરામના પિતાની એવી સ્થિતિ નહોતી કે તેઓ એમને કૉલેજના શિક્ષણનો ખર્ચ આપી શકે. મેટ્રિકની પરીક્ષા આપ્યા સુધી તો ભગતજીની પાસેજ તેઓ રહ્યા હતા, તેથી ખર્ચ સંબંધી એમના પિતાને વિશેષ વિચાર કરવા જેવું નહોતું; પણ ત્યાર પછી લાહોરમાં રાખીને તીર્થરામને અભ્યાસ કરાવવાની સગવડ કરી આપવા હીરાનંદજી અસમર્થ હતા. આવી સ્થિતિમાં તેઓ એમ ઇચ્છતા હતા કે તીર્થરામ અભ્યાસ છોડી નોકરી કરે અને કુટુંબનું ગુજરાન ચલાવે; પરંતુ તીર્થરામની ઇચ્છા તો અભ્યાસ કરવાનીજ હતી, અને પિતાની ઇચ્છા વિરુદ્ધ પણ એઓ લાહોર જવા તૈયાર થયા હતા. પિતાએ ગુસ્સે થઇ એમનાં પત્નીને પણ ત્યાં મોકલી દીધાં હતાં. બાલ્યાવસ્થામાંજ લગ્ન થયેલાં હોવાથી પુત્રકલત્રનો ભાર પણ આવી રીતે તીર્થરામને શિર આવી પડયો હતો. એ સ્થિતિમાં ભગતજી એમના રક્ષક બન્યા હતા. તેઓ હરેક પ્રકારની દેખરેખ રાખતા; વારંવાર લાહોર જઇ એમને સર્વ સગવડ કરાવી આપતા; અને દ્રવ્યની સર્વ વ્યવસ્થા એઓ પોતેજ કરી આપતા હતા; એમ કહીએ તો ખોટું નથી.

દ્રવ્યથી, જાતિ દેખરેખથી, તેમજ અન્ય રીતે પણ ધાર્મિક વૃત્તિ ઉત્તેજિત કરીને તીર્થરામની વિદ્યાર્થીઅવસ્થામાં તેમણે અનન્ય-અમૂલ્ય સાહાય્ય કરી છે. ગોસ્વામી તીર્થરામ "રામતીર્થ" સ્વામી થયા તેમને પ્રથમથીજ પોતે ઓળખી ગયા હોય તેમ પાળ્યા, પોષ્યા અને ઉત્તેજિત કર્યા; એમ કહીએ તો એમાં જરાએ ખોટું નથી. એક વાલી કરતાં તો તેમણે અતિ ઉચ્ચ

* ઉર્દૂ તથા હિંદી બોલીમાં 'અમારી' 'અમને' એ શબ્દો 'આપણી' 'આપણને' ને બદલે વપરાય છે.

કાર્ય કર્યું છેજ. જે સમયમાં 'રામ' એમને સુપ્રત કરવામાં આવ્યા તે સમયે ભગતજી નિત્ય યોગવાસિષ્ઠ સાંભળતા, વેદાન્તના સિદ્ધાંતને જીવનમાં ઉતારવા ઉગ્ર તપશ્ચર્યા અને ઉત્કટ સાધના કરતા હતા. નિર્દોષ 'રામ'ના હૃદયપર એમણે ત્યારથીજ ધર્મની એવી તો અદ્ભુત છાપ પાડી કે એ દિન પ્રતિદિન પ્રબળ થતી ગઈ અને અન્તે સમસ્ત જગતને કલ્યાણકારક નિવડી.

વળી એમના પ્રતાપથીજ સ્વામીજીના પત્રો સચવાઇ રહ્યા અને વાચકોને પ્રાપ્ત થયા છે. જે મહાપુરુષે જગતના ધાર્મિક ક્ષેત્રમાં અપ્રતિમ જ્ઞાન, શૌર્ય દાખવ્યાં છે તે અદ્ભુત પ્રતાપશાળી સ્વામી 'રામ'ના નાની ઉમ્મરમાં ગુરુ બનવાથી એમને અનેકશઃ ધન્યવાદ ઘટે છે. બાલ્યાવસ્થામાં 'રામ'ના નિર્દોષ, શરમાળ અને ભોળા હૃદયમાં ધાર્મિક સંસ્કારો જાગ્રત કરનાર એ ભગતજીજ છે અને 'રામ'ના હૃદયમાં એનો ઉત્તરોત્તર કેવી રીતે વિકાસ થયો એનું અવલોકન કરવું એ વિષય તો સ્વામી 'રામ'ના જીવન પરત્વેનો છે: ૐ ૐ ૐ સ્નેહજ્યોતિ





# भक्त धन्नाराम उपरनां अर्थात् संन्यास लीधा पहेलांनां पत्रो.

**पत्र १–बाल्यावस्थामां गुरुभक्ति.** ગામ વૈરોકે[1] તા. ૨૪ મે, ૧૮૮૯.[2]

મુમુક્ષુઓના માર્ગદર્શક અને બ્રહ્મવેત્તાઓમાં શિરોમણિ!

પ્રણામ. આપનો કૃપાપત્ર બદૌકીના મેળા પહેલાં એક દિવસ આગમચ મળ્યો હતો. એમાં આપે એ મેળામાં આવીશ એમ લખ્યું હતું. હું એટલા માટેજ ત્યાં ગયો હતો, પણ આપનાં દર્શન ન થયાં. અહીં કવર નથી મળતાં તેથી પત્ર લખવામાં વિલંબ થયો છે. **આજ કેવળ આ કાર્ડ માટેજ વઝીરાબાદ આવ્યો છું.** હું અહીંથીજ આપનાં ચરણોમાં હાજર થાત, પણ કોઈ કારણને લીધે રોકાઈ ગયો છું. હું બહુ ઉદાસ રહું છું. ..........જો કાંઈ અપરાધ થયો હોય તો ક્ષમા કરશો. –સેવક **તીર્થરામ.**

**पत्र २–प्रवेशपरीक्षा. (Entrance Examination).** તા. ૨૦ માર્ચ, ૧૮૮૮.

શ્રી સન્તશિરોમણિ અને પરમ જ્ઞાનીજી મહારાજ!

હાથ જોડીને પ્રણામોત્તર નમ્ર પ્રાર્થના એ છે કે આજ સોમવારે અમારી અંગ્રેજીની પરીક્ષા થઈ. પેપર (પરીક્ષાપત્ર) ન તો બહુ અઘરા હતા, તેમ બહુ સ્હેલા પણ નહોતા. **વારૂ, જેમ આપ કરશો તેમ થશે.** અમારી પરીક્ષા ૨૯ માર્ચ સુધીમાં પૂરી થશે અને તે વખતે મંગળ કે બુધવાર આવશે. આપની દયા જોઈએ. કૃપાપૂર્વક શુભ ચિન્તન કરશો અને કૃપાદૃષ્ટિ રાખશો. હું આપનો સેવક છું. –સેવક **તીર્થરામ.**

**पत्र ३.** તા. ૨૩ માર્ચ, ૧૮૮૮.

સન્તશિરોમણિ અને પરમજ્ઞાની શ્રીગુરુજી મહારાજ!

હાથ જોડીને નમસ્કારોત્તર વિદિત થાય કે આજે અંગ્રેજી, ફારસી અને ઉર્દૂની પરીક્ષામાંથી મારો નિવેડો આવ્યો. હવે ઇતિહાસ, અંકગણિત, બીજગણિત અને સાયન્સના પેપર બાકી છે, જે સૌથી અઘરા છે. આપની દયા જોઈએ. કૃપાદૃષ્ટિ રાખશો. હું આપનો દાસ છું. **કૃપાપૂર્વક એવું ચિન્તન કરજો કે મારી ઇચ્છા પ્રમાણે હું પેપર લખી શકું.**

–આપનો દાસ **તીર્થરામ.**

**पत्र ४–प्रवेशपरीक्षानुं परिणाम.** તા. ૧૮ મે, ૧૮૮૮.

શ્રી સદ્ગુરુજી મહારાજ ભગત સાહેબ મારાપર પ્રસન્ન રહે!

હું સોમવારે મિશન કૉલેજમાં દાખલ થયો છું. [3]વચ્છોવાલીમાં મહીનાના એક રૂપિયાના

---

૧ વૈરોકેમાં **તીર્થરામનું** સાસરૂં હતું. વઝીરાબાદથી સુમારે ત્રણ માઈલ દૂર આ ગામડું છે. તેઓ લોઅર પ્રાયમરનો અભ્યાસ કરતા તે સમયેજ તેમનું લગ્ન થયું હતું. કોઈ આવશ્યક કાર્ય પ્રસંગે તેઓ અત્યારે ત્યાં ગયા હતા, અને ભગતજીથી પહેલીવારજ દૂર થયા હતા. ત્યાં પણ ભક્તિનો એવો તો પ્રાદુર્ભાવ થયો કે માત્ર આ કાર્ડ માટેજ ત્રણ માઇલ વઝીરાબાદ આવ્યા.

૨ ઈ. સ. ૧૮૮૯માં **તીર્થરામનું** વય સુમારે સાડાબાર વર્ષનું હતું અને એ વખતે એઓ ગુજરાંવાલા હાઈસ્કૂલમાં મિડલક્લાસનો અભ્યાસ કરતા હતા.

૩ લાહોરની એક શેરીનું નામ છે.

ભાડાનું ઘર રાખી લીધું છે. એ મકાનના માલિક મ........છે, એમને સરનામે મને પત્ર લખ્યા કરશો. મને કોઇ શિષ્યવૃત્તિ ( scholarship ) નથી મળી; તેમ હું પ્રથમ વર્ગમાં પાસ પણ થયો નથી. મારો નંબર પંજાબમાં આડત્રીશમો છે. અહીં મિશન કૉલેજમાં માસિક સાડાચાર રૂપિયા ફી છે. વિશેષ શું લખવું ? —સેવક **તીર્થરામ.**

**पत्र ५–एकान्तप्रीति.** તા. ૧૦ જૂન, ૧૮૮૮.

શ્રી મહારાજ શ્રીભગતજી સાહેબ સર્વદા કૃપા રાખે !

[1]મત્થાટેકના બિનતિ કે બે ત્રણ દિવસ પહેલાં આપનો કૃપા પત્ર મળ્યો. [2]સમાધિમાં હું ન રહેવા ગયો તેનું કારણ આપે પૂછ્યું છે. સૌથી મુખ્ય ઉદ્દેશ તો એ હતો કે ત્યાં અહીંના જેટલી એકાન્ત તેમજ સ્વતંત્રતા નહોતી. તે સિવાય બીજી પણ ઘણી વાતો છે જે હું આપને રૂબરૂ કહીશ. મારાપર કૃપા દૃષ્ટિ રાખશો. —આપનો દીનદાસ **તીર્થરામ.**

**पत्र ६–हिंदी अभ्यास.**[3] તા. ૧૯ ઑકટોબર, ૧૮૮૮.

શ્રી મહારાજ ભગતજી સાહેબ !

હું આપને વારંવાર પ્રણામ કરૂં છું. આપની પત્રિકાએ મને કૃતકૃત્ય કર્યો. પરમાત્મા હવે આ કાર્યને સંપૂર્ણ કરે. હવે હું હિંદી વાંચી લખી શકું છું. આપ દયા દૃષ્ટિ રાખશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ७–शिष्यवृत्तिनी उत्कंठा.** તા. ૧૪ નવેમ્બર, ૧૮૮૮.

શ્રી મહારાજ સચ્ચિદાનન્દસ્વરૂપ પૂર્ણબ્રહ્મ સર્વજ્ઞ વિભુજી !

હું આપના ચરણમાં સર્વસ્વ અર્પણ કરૂં છું. આપની પત્રિકા પહોંચી. બહુ આનંદ થયો. અમારી ત્રિમાસિક પરીક્ષા આવતા સોમવારથી શરૂ થવાની છે. આપની દયા જોઇએ. આપની ઇચ્છા હશે તો શિષ્યવૃત્તિ મળશે. —સેવક **તીર્થરામ.**

**पत्र ८–संस्कृत अभ्यास.** તા. ૨૫ નવેમ્બર, ૧૮૮૮.

શ્રી મહારાજ સચ્ચિદાનંદસ્વરૂપ સર્વ વ્યાપક સર્વઘટપૂર્ણ સર્વ શક્તિમાનજી !

હું આપના ચરણોમાં મારા શરીરને અર્પણ કરૂં છું. મેં અને બે ત્રણ અન્ય વિદ્યાર્થીઓએ મળીને એફ. એ. ની પરીક્ષાને માટે કૉલેજના પંડિતની પાસે સંસ્કૃત શીખવાનો આરંભ કર્યો છે. માત્ર બે ત્રણ પુસ્તક છે, એ જો તેટલા વખતમાં તૈયાર થઇ જશે તો પરીક્ષામાં બેસીશ; અને નહિ થાય તો તે ભાષા નહિ લઉં. **મહેનત કરૂં તો કાંઇ મોટી વાત નથી; પણ હું આપની આજ્ઞા વિના કાંઈ કરવા ઇચ્છતો નથી.** કેવળ આપની આજ્ઞાનો ભૂખ્યો છું; અને આપની કૃપાદૃષ્ટિ ચાહું છું. ઉત્તર જરૂર લખશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ९–शारीरिक स्थिति.** તા. ૨૬ નવેમ્બર, ૧૮૮૮.

શ્રી મહારાજ સચ્ચિદાનંદસ્વરૂપ પૂર્ણબ્રહ્મ સર્વશક્તિમાન્ સર્વજ્ઞજી !

હું આપના ચરણમાં સર્વસ્વ અર્પણ કરૂં છું. આપની કોઇ પત્રિકા નથી આવી.........

---

૧ પંજાબમાં પ્રણામના અર્થમાં વપરાતો અતિ પ્રચલિત અને રૂઢ શબ્દ.

૨ લાહોરના કિલ્લાની પાસે રણજીતસિંહની સમાધિ છે; જ્યાં આસપાસ મકાનો બહુ સસ્તા ભાડાથી મળતાં હતાં, તેથી ભગતજીએ **તીર્થરામને** ત્યાં ઓરડી ભાડે લેવાનું લખ્યું હતું.

૩ પંજાબમાં ઉર્દુ અને ફારસી ભાષામાં પ્રાથમિક શિક્ષણ હોવાથી **તીર્થરામજીને** હિંદીનું અત્યાર સુધી જરાએ જ્ઞાન નહોતું. ભગતજી હિંદી સિવાય અન્ય ભાષા વાંચી નહોતા શકતા, એથી **તીર્થરામજીએ** હિંદીમાં પત્ર લખવા માટેજ એ અભ્યાસ કર્યો.

આપનાં દર્શનની પ્રબળ ઇચ્છા છે. **મને આનંદમાં રાખશો.** અમારી પરીક્ષા આવતી કાલે મંગળવારે પૂરી થશે. મારી પ્રકૃતિ આજકાલ ઠીક નથી રહેતી. એક દિવસ દસ્ત આવે છે તો બીજા ત્રણ દિવસ સુધી નથી આવતો. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૦—શિષ્યવૃત્તિ[1] માટે પ્રાર્થના.** તા. ૨૮ નવેંબર, ૧૮૮૮.

શ્રી મહારાજ સચ્ચિદાનંદસ્વરૂપ પૂર્ણબ્રહ્મ સર્વશક્તિમાનજી !

આપના બે પત્રો, એક મારા નામનો અને બીજો લાલા [2]અયોધ્યાદાસપરનો, એમ આજ મંગળવારે મળ્યા. અત્યંત આનંદ પ્રાપ્ત થયો. અમારી પરીક્ષા આજ પૂરી થઇ છે. જે [3]વિદ્યાર્થીને કમિટિની શિષ્યવૃત્તિ મળી હતી તેણે અભ્યાસ છોડી દીધો છે. મેં સાંભળ્યું છે કે માસ્તર [4]ચંદુલાલ કમિટિના મંત્રી થયા છે. એટલા માટે હું આપની સેવામાં નિવેદન કરૂં છું કે આપ લાલા સ—વગેરે મારફત લાલા શં—ની પાસે મારે માટે કાંઈ ચિન્તન કે વિચાર કરશો. વળી શિષ્યવૃત્તિપર મારો હક્ક પણ પહોંચે છે, કારણ કે જે વિદ્યાર્થીને સરકારી શિષ્યવૃત્તિ મળી હતી તેના પછી મારૂં નામ આવે છે. હું આવતા શનિવારે આપના ચરણમાં હાજર થઈશ. મારાપર દયાદૃષ્ટિ રાખશો. હું આપનો દાસ છું. વિશેષ શું લખું ? એજ વિનતિ.

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૧—શિષ્યવૃત્તિ માટે ચિન્તા.** ( તારીખ નથી. )

શ્રી મહારાજ સચ્ચિદાનંદસ્વરૂપ સર્વશક્તિમાન નિત્ય વિભુ અખંડ શુદ્ધબુદ્ધ એકરસ અખંડ આદિપુરુષ અનિર્વાચ્યજી !

હું આપને નમસ્કાર કરૂં છું. આપનો કૃપાપત્ર કાલે મળ્યો હતો. હવે હું ઉદરસથી હાર્યો છું, અનેક ઔષધ કર્યા, બે દિવસથી કાંઈએ ખાધું નથી. એક સ્થાનપર બેસી પણ નથી રહેતો. કૉલેજમાં તો રોજ જાઉં છું, છતાં ભૂખનું તો નામ પણ નથી. શિષ્યવૃત્તિ નથી મળી. આપ દયાદૃષ્ટિ રાખશો. હું આપનો દાસ છું. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૨—શિષ્યવૃત્તિની પ્રાપ્તિ.** તા. ૧૯ માર્ચ, ૧૮૮૦.

શ્રી મહારાજ સચ્ચિદાનંદ ઇત્યાદિ ( પત્ર ૧૧ પ્રમાણે. ).

..............................હું અહીં પહોંચ્યો છું. મને શિષ્યવૃત્તિ મળી છે. આપ દયા રાખશો. .......................................... —સેવક **તીર્થરામ.**

---

૧ ગુજરાંવાલા હાઇસ્કૂલની શિષ્યવૃત્તિ પાછળથી તીર્થરામને મળવા સંભવ હતો એને માટે પ્રયત્ન કરવા ભગતજીને પ્રાર્થના કરે છે.

૨. લાલા અયોધ્યાદાસ ગુજરાંવાલાના એક પ્રગણા (શેરખાં જંડિયાલા)ના રહેવાસી છે. તીર્થરામ જે વખતે લાહોરમાં અભ્યાસ કરતા હતા ત્યારે એ ત્યાં વકિલાત કરતા હતા. એમની પણ ભગતજીમાં તીર્થરામજીના જેટલીજ ભક્તિ હતી તેથી પરસ્પર ભ્રાતૃભાવ હતો.

૩. સાંભળ્યું છે કે એ વિદ્યાર્થીને કમિટિની શિષ્યવૃત્તિ પક્ષપાતથી મળી હતી. કૉલેજમાં દાખલ થયા પછી એ તદ્દન આળસુ માલૂમ પડયો હતો, તેથી કૉલેજના અધ્યાપકોએ તેની વિરુદ્ધ કમિટિમાં રિપોર્ટ કર્યો હતો. એ કારણથી એની પાસેથી શિષ્યવૃત્તિ કમિટિએ લઇ લીધી હતી. એ વિદ્યાર્થીએ પાછળથી પોતાનો અભ્યાસ છોડી દીધો હતો.

૪. તીર્થરામજી જ્યારે ગુજરાંવાલા હાઇસ્કૂલમાં ભણતા હતા ત્યારે માસ્તર ચંદુલાલ ત્યાં સેકન્ડ આસિ. માસ્તર હતા. તેઓ તીર્થરામની યોગ્યતા જાણતા હતા. હવે એ મ્યુનિસિપલ કમિટિના મંત્રી ( Secretary ) થયા હતા, અને શિષ્યવૃત્તિનો પ્રબંધ તેમના હાથમાં આવ્યો હતો; એટલા માટે તીર્થરામ એમની ભલામણ કરે છે.

**पत्र १३—कुसंगनिवृत्ति.** તા. ૨૧ એપ્રીલ, ૧૮૮૯.

શ્રી મહારાજ સચ્ચિદાનન્દ ઇત્યાદિ (પત્ર ૧૧ પ્રમાણે.)

............................આપ દયા રાખશો. બેશક કુસંગ મનુષ્યનો નાશ કરે છે. હું આપ જેમ કહેશો તેમ કરીશ. કહો તો એ છોકરાને આજેજ જવાબ દઇ દઉં, અને ના કહો તો હજુ થોડો વખત્ કાંઈ પણ ન કહું. આપ જો શીઘ્ર દર્શન આપો તો બહુ આનંદ થશે. આપની કવિતા બહુ સુંદર અક્ષરથી લખાવી રાખી છે. —સેવક **તીર્થરામ.**

**पत्र १४—प्रार्थनानो भाव.** તા. ૨૯ મે ૧૮૮૯.

[1]સત્યં જ્ઞાનમનન્તં (બ્રહ્મ) આનન્દામૃત શાન્તિનિકેતન !

મંગલમય શિવરૂપમ્ અદ્વૈતમ્ અતુલમ્ પરમેશમ્ શુદ્ધમ્ અપાપવિદ્ધમ્!

..............................આપનો કોઇ પણ પત્ર નથી. ચિત્ત એમાંજ લાગ્યું રહે છે.

" શુદ્ધિ કરો મારા મનની પ્રભુજી, પાપી મન મુજ રોકયું ન રોકાય, ધીર ધરો નહિ ક્ષણની; શુદ્ધિ કરો મારા મનની–પ્રભુજી. " —આપનો દાસ **તીર્થરામ.**

**पत्र १५—गुरुभक्तिनुं उदाहरण.** તા. ૩ જુન, ૧૮૮૯.

આપનો એક પત્ર ઘણા દહાડા પછી મળ્યો. અત્યંત આનંદ થયો. લાલા અયોધ્યાદાસને ત્યાં બાવા બ.......આવ્યા છે. થોડા દિવસથી લાલાજીની વૃત્તિ બદલાઇ હતી. ભાઇ [2]સુજાનસિંહના કોઇ શિષ્ય પાછળ તેઓ આંધળા બન્યા હતા. એ શિષ્યે તેમને એમ કહ્યું હતું કે હું તમને સાક્ષાત્ પરમેશ્વરનાં દર્શન કરાવીશ. એ મોહમાં તેઓ તેમની પાછળ પડયા હતા. પણ **મેં હવે તેમની વૃત્તિ ત્યાંથી હઠાવી છે. તેઓ હવે આપના ચરણાનુરાગમાં દૃઢ થયા છે.** મહારાજજી, હું આપને હાથ જોડીને વિનતિ કરૂં છું કે આપ આ અઠવાડીઆમાં જરૂર અહીં પધારશો. —સેવક **તીર્થરામ.**

**पत्र १६.** તા. ૧૯ જુલાઇ, ૧૮૮૯.

આશા છે કે આ અઠવાડિયે (શનિવારે) રજા (વેકેશન) પડશે. **ની.........**મારી સાથે આવવા ઇચ્છે છે. આપ કહો તો હું તેને મારી સાથે લેતો આવું, નહિ તો નહિ. હું આપના કહેવા પ્રમાણેજ કરીશ. તેનું ભાડું તો તે આપશે. ત્યાં થોડો વખત રહીને પછી પાછા આવવાનો તેનો વિચાર છે. મારી પાસે ભણવા રહેવાની તેની મરજી છે. હું તેને લાવું કે નહિ તે વિષયમાં આપ જલદી ખુલાસો લખશો. —સેવક **તીર્થરામ.**

**पत्र १७.** તા. ૨૨ જુલાઇ, ૧૮૮૯.

હું આપનો સેવક છું, મારા અપરાધ ક્ષમા કરશો. આપના બે પત્રો મળ્યા. અત્યંત આનંદ થયો. હું **ની.........**ને કદિ પણ સાથે નહિ લાવું. હું આપનો તાબેદાર છું. —સેવક **તીર્થરામ.**

**पत्र १८—अधीनता.** તા. ૨૪ જુલાઇ, ૧૮૮૯.

આજે આપના બીજા બે પત્રો મળ્યા. હું અત્યંત પાપી અને અપરાધી છું. આપ મારૂં

---

૧ ૨૯ મે ૧૮૮૯ થી ૨૩ ઑગસ્ટ ૧૮૯૮ સુધીના તમામ પત્રોમાં આ પ્રકારનુંજ સંબોધન કર્યું છે. પ્રત્યેક પત્રમાં આ ઉપાધિ વાક્યની પુનરુક્તિ રાખવી યોગ્ય ન લાગવાથી હવે પછી કાંઇ પણ સંબોધન લખ્યુંજ નથી.

૨. ભાઇ સુજાનસિંહ ગુજરાંવાલામાં એક અતિ ઉન્મત્ત સન્ત હતા.

મન શુદ્ધ કરશો; કારણ કર્ત્તાહર્ત્તા આપ છો. મારા પિતા આપ છો; ભાઈ પણ આપજ અને સર્વ સંબંધીજન પણ આપજ છો. મારાપર દયા રાખશો. છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. હું આપનો દાસ છું. જેમ કહેશો તેમ કરીશ.

–સેવક **તીર્થરામ.**

**पत्र १९–अंतःकरणनी कोमळता.** તા. ૨૪ જુલાઇ, ૧૮૮૯.

આપનો એક બીજો કાગળ આજે મળ્યો. હું આપના ઈશારાને પણ સ્પષ્ટ સમજી જાઉં છું. મેં તો હવે **ની**..........ની સાથે બોલવું પણ છોડી દીધું છે. આપ વારંવાર શા માટે યાદ દેવડાવો છો? આપ મારાપર ક્રોધ શામાટે કરો છો? મારે તો આપ વિના અન્ય કોઇ ઠેકાણું નથી. મારાપર દયાદૃષ્ટિ રાખશો–મારાપર પ્રસન્ન રહેશો તોપણ હું આપનો છું, અને ગુસ્સે થશો તોપણ આપના ચરણ છોડી બીજે જવાનો નથી. મારાપર દયા રાખશો. –સેવક **તીર્થરામ.**

**पत्र २०–निरभिमान.** તા. ૧૧ ફેબ્રુઆરી, ૧૮૯૦.

પરીક્ષાને માટે ફૉર્મ ભરવાના ગુરુવાર અને શુક્રવારના દિવસો મુકરર થયા છે. એ બે દિવસોમાંથી ગમે તે દિવસે કૉલેજમાં ફૉર્મ આપી શકાય. મેં હજુ સુધી લાલા ભ...... પાસેથી રૂપિયા નથી લીધા. મહારાજજી, મને હવે બહુ ચિન્તા રહે છે; મને મારા પોતાનાપર જરાએ વિશ્વાસ નથી. હું તો અત્યંત નાલાયક છું. મને આ વખતે શિષ્યવૃત્તિ નહિ મળે તો મનમાં બહુ લાગી આવશે. આપ પરમાત્મા છો. સર્વ કાંઇ કરવા સમર્થ છો. સઘળું જાણો છો. ટૂંકામાં એ કે હું વધારે શું લખું? આપની ઉપમાનું વર્ણન કરવાની આવશ્યક્તા નથી.

વાત એ છે કે હજુ તો વખત છે. આપની દૃષ્ટિમાં આ વર્ષે ફૉર્મ ભરવાનું યોગ્ય લાગે તો હું ભરૂં, નહિ તો આવતે વર્ષે પરીક્ષા આપીશ. હું તો આપનો સેવક છું. આપ વિચાર કરીને જલદી ઉત્તર આપશો. મને તો મારી મહેનત અને હુશિઆરીપર જરાએ ભરોસો નથી, પણ હા, જો આપ સાહાય્ય કરો તો મને ઉત્સાહ અને આશા આવે, અને તોજ મને આ વર્ષે શિષ્યવૃત્તિ પણ મળે. આટલા દિવસથી આપનો પત્ર નથી તેનું શું કારણ? હશે, આપ મને ભૂલી ગયા હશો. જ્યારે કોઈના માઠા દિવસ આવે છે ત્યારે એવુંજ બને છે.

–સેવક **તીર્થરામ.**

**पत्र २१–फॉर्म भर्युं.** તા. ૧૩ ફેબ્રુઆરી, ૧૮૯૦.

..................આપ દયા રાખશો. કાલ સુધી તો હું એમ જાણતો હતો કે પરીક્ષામાં બેસવું કે નહિ એ મારા અખત્યારની વાત છે, પણ તેમ નથી. આજ કૉલેજના સાહેબે સૌથી પહેલાં ફૉર્મપર મારી પાસે નામ ભરાવ્યું છે, અને જ્યારે આવી રીતે ફૉર્મ ભર્યું છે ત્યારે તો પરીક્ષાની ફી પણ જરૂર દેવી પડશે; તેમજ પરીક્ષામાં પણ અવશ્ય બેસવું પડશે. એટલા માટે લાલા ભ........પાસેથી આજ રૂપિયા લઈ આવ્યો છું. હવે તો આપ અવશ્ય દયા કરશો. મારા અપરાધ ક્ષમા કરશો. મારાપર કૃપા રાખશો. હું આપનો દાસ છું. –સેવક **તીર્થરામ.**

**पत्र २२.** તા. ૮ માર્ચ, ૧૮૯૦.

..................આજ બે વાગ્યે અમારી પાડોશનું મકાન વેશ્યાઓએ ભાડે લઈ લીધું છે. આજેજ તેઓ એ મકાનમાં રહેવા આવવાની છે. હવે અમે આજેજ હાલ તુરતને માટે બીજે મકાન ભાડે લઇ લેશું અને જ્યારે પાછળથી આપ આવશો ત્યારે બીજા સારા મકાનની તજવીજ કરશું....................હું આપનો સેવક છું. આપ અહીં પધારવાની સત્વર કૃપા કરશો. **આપ મારાપર ગુસ્સે કેમ છો? હું આપનો દાસ છું.** –સેવક **તીર્થરામ.**

**पत्र २३—दया अने शान्ति; परमेश्वरना गुण.** તા. ૧૦ માર્ચ, ૧૮૯૦.

આપ નથી તો પધારતા કે નથી પત્ર લખતા ? કેમ ખબર પડે કે મેં શું અપરાધ કર્યો છે અને શા માટે મારાપરથી આપનું ચિત્ત ઉઠી ગયું છે ? પરમેશ્વરના ગુણભંડારમાં દયા અને શાન્તિ એ મહાન ગુણ છે. શાન્તસ્વરૂપ બનવું એ બહુ મોટો સદ્ગુણ છે. આપ મારા અપરાધની ઉપેક્ષા કેમ નથી કરતા ? દિવ્ય દૃષ્ટિથી આપે મારા માટે કાંઈ ખરાબ વાત જાણી છે તેથી આપ મારી સાથે હવે બોલતા નથી ! પણ એથી લોક એમ ન કહે કે **તીર્થરામ** ભગતજીનો (સેવક) હતો અને પોતાની ઇચ્છા પૂર્ણ ન કરી શકયો, તે સંભાળજો. આપ લોકોના કહેવાપર વિશ્વાસ ન રાખશો. મારી તો એવી દશા છે કેઃ—

"ગર બખાની ઇંદરસ્ત, વ અર બરાની ઇંદરસ્ત; જાય દિગર મનનદામન, ઇંસરરત વ ઇંદરસ્ત."

**અર્થ**:—આપ સત્કાર કરશો તોપણ આપનું દ્વાર છે. તિરસ્કાર કરશો તોપણ આપનું દ્વાર છે. હું અન્ય સ્થાન નથી જાણતો. મારૂં આ શિર અને આપનું એ દ્વાર.

...............................................................................................

"જો હમ ભૂલેં વચન ઉચ્ચારેં, ક્ષમા કરો અપરાધ હમારે."

—આપનો દાસ **તીર્થરામ.**

**पत्र २४—एफ. ए. नी परीक्षा.** તા. ૨૦ માર્ચ, ૧૮૯૦.

આજ અમારી ફારસીની પરીક્ષા થઈ ગઇ છે. પરમ દહાડે ગણિતશાસ્ત્ર કે જેને મેથેમેટિકસ કહે છે એની પરીક્ષા થશે. ગણિતશાસ્ત્ર સર્વથી કઠિન વિષય છે. આપ દયા રાખશો. આપની સહાયતા વિના કાંઈ થવાનું નથી. —સેવક **તીર્થરામ.**

**पत्र २५.** તા. ૨૩ માર્ચ, ૧૮૯૦.

............આજના પેપર (પરીક્ષાપત્ર) બહુ અઘરા હતા, પરમ દિવસે અમારી સાયન્સ (વિજ્ઞાનશાસ્ત્ર) ની પરીક્ષા છે. એ પણ બહુ કઠિન વિષય છે. —સેવક **તીર્થરામ.**

**पत्र २६.** તા. ૨૫ માર્ચ, ૧૮૯૦.

આજ અમારી સાયન્સની પરીક્ષા થઈ. લગભગ સર્વ પ્રશ્નો પુસ્તકો (Text Books) ની બહારના હતા. પરમ દિવસે અંગ્રેજી અને સાયન્સનું ઓરલ (મુખપરીક્ષા) થશે. સાયન્સની મુખ પરીક્ષા સર્વથી અઘરી છે. જો મુખપરીક્ષામાં નાપાસ થાય તો સર્વ પરીક્ષામાં નાપાસ ગણાય છે. અંગ્રેજીની મુખપરીક્ષા પણ અઘરી હોય છે. **આપ મારૂં જરૂર ધ્યાન રાખશો.** —સેવક **તીર્થરામ.**

**पत्र २७—उग्रज्वर.** તા. ૧૬ એપ્રીલ, ૧૮૯૦.

હજુ અમારૂં રિઝલ્ટ (પરિણામ) બહાર નથી પડયું. કદાચિત આજ અથવા કાલ બહાર પડશે. કાલે મંગળવારે હું બહુ બિમાર થઇ ગયો હતો. સવારના દશ વાગતાં સખ્ત તાવ ચડયો, ઉપરાંત માથાની અને કમ્મરની પીડા પણ હતી. મારી પાસે તે વખતે કોઇ પણ મનુષ્ય નહોતું. એ ઉગ્રજ્વર સુમારે રાતના બાર વાગતાં સુધી રહ્યો હતો. પણ હવે શાન્તિ છે. આપ દયા રાખશો. હું આપનો સેવક છું. આ પત્ર લખી રહ્યા પછી આપનો એક કાગળ મળ્યો. બહુ હર્ષ થયો. —સેવક **તીર્થરામ.**

**पत्र २८.** તા. ૪ મે. ૧૮૯૦.

આજ આપની ઘણી રાહ જોઇ; પણ આપ ન આવ્યા. મને બહુ ખોટું લાગ્યું. આપને

નહોતું આવવું તો પત્ર તો લખવો હતો. આપે તેમ પણ ન કર્યું. આપ ન આવ્યા તેનું શું કારણ હશે એના વિચારમાં મનમાં અનેક સંકલ્પ–વિકલ્પ ઉઠયા કરે છે. કદાચિત પિતાજી નહિ મળ્યા હોય અથવા એમની અગર આપની પ્રકૃતિ બગડી આવી હોય કે બીજું કાંઈ વિઘ્ન આવ્યું હોય. **દૃઢ નિશ્ચયના સમાન સંસારમાં અન્ય કોઇ પદાર્થ નથી.**

–સેવક **તીર્થરામ.**

**पत्र २९—*डॉक्टर पंडित रघुनाथमलनी सहायता.** તા. ૧૩ મે, ૧૮૯૦.

આજ સાંજની ગાડીમાં પિતાજીનો ચાલ્યા જવાનો વિચાર છે. આજ માસાજી (પંડિત રઘુનાથમલ) એ પચાસ રૂપીઆ મોકલ્યા છે. +પુસ્તકોને માટે આજ લખી નાખું છું. આપ પત્ર લખ્યા કરશો.

–સેવક **તીર્થરામ.**

**पत्र ३०—चित्तविक्षेप.** તા. ૧૪ મે, ૧૮૯૦.

આપનો પત્ર મળ્યે ઘણા દિવસ થયા. આપ જલદી દયા કરશો. જ્યારે હું આ મકાનમાં રહેવા આવ્યો ત્યારે સર્વ સામાન તો બહારના ઓરડામાં રાખ્યો હતો, પણ પેટી અંદરની ઓરડીમાં રાખી હતી. એ પેટીમાં પચાસ રૂપીઆ પંડિતજીવાળા અને સાત રૂપીઆ શિષ્યવૃત્તિના એમ સત્તાવન રૂપીઆ રાખ્યા હતા. પચાસ રૂપીઆ તો પિતાજી પોતાને હાથે મૂકી ગયા હતા, અને સાત રૂપિયા મેં એના પહેલાં કાગળમાં બાંધીને મૂકયા હતા. કાલ મને વિચાર આવ્યો કે એ સાત રૂપીઆ કાગળમાંથી લઇને પચાસ રૂપીઆની સાથે રાખું, પરંતુ જોયું તો એ પચાસ રૂપીઆ તો ત્યાં પડયા હતા ને સાત રૂપીઆ મળ્યાજ નહિ. એ વખતે પેટી બંધ કરીને મેં તાળું માર્યું. સાંજે મનમાં આવ્યું કે વળી જોઉં તો ખરો. ઓરડીનું બારણું ઉઘાડતાંજ એક કાળા સાપની પૂંછડી જોરથી મારા શિરપર અથડાઈ. હું બ્હીને બહાર નીકળી આવ્યો. એક માણસ પાસે ઓરડીને તાળું મરાવી અગાશીમાં જઇ બેઠો. આજે ઓરડીમાંથી પેટી બહાર કઢાવી બહારના ઓરડામાં રાખી છે. પેટીમાંથી પુસ્તકો બહાર કાઢી, રજેરજ કાઢીને બહુ તપાસીને જોયું, તોપણ સાત રૂપીઆનો પત્તો લાગ્યો નથી. મહારાજજી, મેં ઓરડી કે પેટી કદી તાળા વગર રાખ્યાંજ નથી; તોપણ આ આશ્ચર્યની વાત બની છે. મહારાજજી, જે સર્પને વિષે મેં લખ્યું છે તે ઉપરાંત બે ત્રણ સર્પો બાજુના તબેલામાં પણ રહે છે. એ મકાનમાં સર્પની ચાલના લીંટા ઘણીવાર જોઉં છું. આપ દયા રાખશો. મને ભૂલશો નહિ.

જો કે મકાનમાં સર્પો તો છે, પણ રોજ રોજ મકાન બદલવામાં પણ બહુ ત્રાસ થાય છે, એથી હું આ મકાનમાંથી નીકળ્યો નથી. આપ દયા રાખશો. હું આપનો સેવક છું.

–સેવક **તીર્થરામ.**

**पत्र ३१—कर्त्तव्यनिष्ठा.** તા. ૨૧ મે, ૧૮૯૦.

કાલે આપનો એક પત્ર મળ્યો હતો. બહુ આનંદ થયો. પુસ્તકો વિષે તો મેં કાલે

---

* ડૉક્ટર રઘુનાથમલજી તીર્થરામજીના માસા થતા હતા. તેઓ હાંસી અને હિસાર વગેરે પ્રાન્તમાં આસિસ્ટંટ સર્જન હતા. તીર્થરામજીએ પ્રવેશપરીક્ષા પાસ કરી ત્યારે તેમના પિતાજી પોતાની નિર્ધન અવસ્થાને લીધે તેમને નોકરી કરવાનો આગ્રહ કરતા હતા પરંતુ તીર્થરામજીનો આગળ અભ્યાસ કરવાનો દૃઢ નિશ્ચય અને ઉત્સાહ હતો. એ ઉચ્ચ આશયના પાલનમાં જે જે સજ્જનોએ સહાયતા કરી છે એમાં ડૉક્ટર રઘુનાથમલ લગભગ પ્રથમ સ્થાન ભોગવે છે.

\+ આ વખતે બી. એ. કલાસમાં આવ્યા હતા, તેથી આ પુસ્તકો બી. એ. કલાસના અભ્યાસ માટેનાં હતાં.

આપને લખી નાખ્યું છે. ત્યાં આવવામાં હું આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા ઈચ્છતો નથી. કામ (વાંચવાનું) એટલું બધું છે કે જો હું મારા કર્તવ્યપાલનમાં થોડી અપૂર્ણતા ન રાખું તો શિર ખંજોળવાનો પણ અવકાશ મળે તેમ નથી. છતાં પણ આપ જે પ્રમાણે લખશો તે પ્રમાણે કરીશ. —સેવક **તીર્થરામ.**

**पत्र ३२—अभ्यासनुं जोर.** તા. ૬ જુન, ૧૮૯૦.

આપે પત્ર લખવામાં વિલંબ કેમ કર્યો? મારો કાંઇ દોષ હોય એમ મને તો લાગતું નથી. હું સાચુંજ કહું છું કે આજકાલ અમારે બહુ કામ છે, તેથીજ હું નથી આવી શકયો. અમને નામ માત્રની બે રજા મળી છે, પરંતુ કામ એટલું બધું છે કે બે મહીનામાં પણ મુશ્કેલીથી પૂરૂં થાય. લાચાર બનીને કામ અધૂરૂં છોડવું પડે છે. આપ કોઇ અન્ય વિચાર મનમાં ન લાવશો. હું આપનો દાસ છું. —સેવક **તીર્થરામ.**

**पत्र ३३—चश्मांनी आवश्यकता.** તા. ૧૧ જુન, ૧૮૯૦.

ગયે રવિવારે હું અમારા સાહેબની રજા લઇને આંખો દેખાડવા ગયો હતો. આંખ તપાસનારા સાહેબે મને એક કાગળ લખી આપ્યો હતો. એ કાગળ મેં મુંબઈ મોકલ્યો છે. ત્યાંથી મારે માટે પાંચ રૂપીઆની કિંમતનાં ચશ્માં આવશે. આ અઠવાડિયામાં (શનિવારે) અમારી ગણિતની પરીક્ષા છે. અહીં વરસાદ ઘણો થયો છે, તેથી મારા મોંનો સ્વાદ પહેલાં કરતાં હવે ઓછો કડવો રહે છે અને ભૂખ પણ ઠીક લાગે છે. —સેવક **તીર્થરામ.**

**पत्र ३४.** તા. ૨૫ જુન, ૧૮૯૦.

જે ડૉકટરે મને ચશ્માં માટે મુંબઇ કાગળ લખી આપ્યો હતો તેની પાસે હું ગયો હતો. એણે મારાં ચશ્માં તેની પેટીમાંનાં ચશ્માં સાથે સરખાવી જોયાં તો માલૂમ પડયું કે જેવાં મંગાવ્યાં હતાં તેવાંજ આવ્યાં હતાં. મેં એને પૂછ્યું કે હું આનાથી સારી રીતે કેમ વાંચી શકતો નથી? તેણે કહ્યું કે આ ચશ્માં વાંચવાનાં નથી પણ દૂર જોવાનાં છે. મારે હમણાં વાંચવાનાં ચશ્માં ખરીદવાની જરૂરત નથી. મહારાજજી, હું આનાથી બહુ સારી રીતે જોઈ શકું છું. કૉલેજમાં બૉર્ડ (પાટીઉં) બહુ સારૂં દેખાય છે. અમારી કૉલેજના સાહેબે પણ કહ્યું છે કે મને જે પ્રમાણે એ ડૉકટર કહે તેમ કરવું, એટલા માટે હજુ સૂધી મેં ચશ્માં પાછાં નથી આપ્યાં. આપની શું સલાહ છે? —સેવક **તીર્થરામ.**

**पत्र ३५—बाह्यसत्कार करतां आंतरिक संबंधनी विशेषता.**

તા. ૨૪ જુન, ૧૮૯૦.

મહારાજજી, આપ મારાપર ગુસ્સે છો, પરન્તુ એ ગુસ્સાનું કારણ હું જાણું છું. આપે મારા હૃદયને ન જોતાં માત્ર બહારનાં આચરણ તરફ દૃષ્ટિ રાખી મારે માટે ખરાબ અનુમાન બાંધી લીધું છે. જો આપ મારૂં હૃદય તપાસો તો મને આશા છે કે આપ મારાપર કદિ ગુસ્સે ન થાઓ.

બાહ્ય સન્માન કે વ્યવહારમાં કાંઇ દોષ કે અપૂર્ણતા રહી જતી હોય તો આપ એપરથી એવું અનુમાન કરશો કે આપનાથી મારૂં ચિત્ત વિમુખ થયું છે, પણ મારો એવો હેતુ છેજ નહિ, કારણ કે પ્રત્યેક કાર્યમાં હું આપની સહાયતાનો આકાંક્ષી છું. મારા મનમાં સદા સર્વદા આપનુંજ ધ્યાન ધરૂં છું. પ્રથમ તો અભ્યાસ અથવા એવા કોઈ ઉત્તમ કાર્યમાં ચિત્ત પ્રેરવા આપની સહાયતા આવશ્યક છે. પછી એ કાર્યની તૈયારી કરવામાં આવશ્યક પદાર્થોની પ્રાપ્તિ માટે આપની સહાયતા જોઇએ. ત્યાર પછી એ કાર્યમાં પરિશ્રમ કરૂં તો એની સફળતા માટે

આપની સહાયતા અને કૃપા જોઇએ. ટૂંકામાં પ્રત્યેક કાર્યમાં આપની સહાયતા જોઇએ. બાહ્ય (સેવા) વ્યવહારમાં કાંઈ ત્રુટિ રહી ગઇ હોય તો તેનું કારણ આ છેઃ—

ઉદાહરણ તરીકે હું અભ્યાસમાં પરિશ્રમ કરૂં અને એ અભ્યાસમાં કેવળ મારોજ સ્વાર્થ દૃષ્ટિગોચર હોય અને આપના તરફ ચિત્ત વિમુખ રહેતું હોય તો બેશક એ અતિ ક્ષુદ્ર છે. પણ મારી એવી સ્થિતિ નથી. હું પરિશ્રમ કરૂં છું તેમાં મારો સ્વાર્થ મારાં ચિત્તમાં રહે છે, (હું સાચુંજ કહું છું; આપ બીજું કાંઇ અનુમાન ન કરશો.) પરન્તુ વિશેષતઃ એ ધ્યાન રહે છે કે આ અભ્યાસ આપનુંજ કાર્ય છે. જો હું સારો અભ્યાસ કરીશ તો આપનું અધિક આજ્ઞાપાલન થશે ને આપની સેવા અધિક બનશે. આપની વિરૂદ્ધ અંશ માત્ર પણ કરતો નથી.

હવે અભ્યાસમાં વિશેષ લક્ષ આપું છું અને આપની બાહ્ય સેવામાં કાંઈ ત્રુટિ રહી જાય (પણ હું સાચુંજ કહું છું કે મારૂં મન બિલકુલ પહેલાંના જેવુંજ છે, બલ્કે પહેલાંના કરતાં પણ વિશેષ અધીન છે,) તો બાહ્ય દૃષ્ટિમાં ભલે મારી ત્રુટિ દેખાશે, પણ આંતર દૃષ્ટિમાં તો સ્પષ્ટ પ્રતીત થશે કે હું પહેલાંના કરતાં પણ આપની અધિક સેવા બજાવું છું. કદાચિત્ એમ માલૂમ પડતું હોય કે મારૂં લક્ષ આપના પ્રતિ થોડું છે; તોપણ એ દેખીતું દુર્લક્ષ અંતમાં મને એવો લાયક બનાવશે કે જેથી હું આપની લાખગણી સેવા બજાવી શકીશ. એમાં શરત એ કે આપ મારી બાહ્ય ચેષ્ટાપર ગુસ્સે ન થાઓ, અને મારા પરિશ્રમમાં (જો કે કાર્ય આપનું જ છે) સફલતા આપવા સહાય કરો. આખરે હું આપની સહાયતાનો આકાંક્ષી છું. કહેવત છે કે "હિમ્મતે મરદા તો મદદે ખુદા." એનો અર્થ હું એવો કરૂં છું કે મનુષ્યના યત્નમાં ઇશ્વિરી સહાયતાની આવશ્યકતા છે.

હું અભ્યાસ કરૂં છું એ આપનું મહાન કાર્ય છે. બાહ્ય સન્માનને ઉત્તમ પુરુષો એટલી બધી મહત્તા નથી આપતા. એટલા માટે આપનું આ મહાન કાર્ય કરતાં કરતાં, એટલે કે અભ્યાસ કરતાં કરતાં, નાના કાર્યમાં એટલે કે બાહ્ય સત્કારમાં અપૂર્ણતા કે ત્રુટિ રહી જાય તો આપ ક્ષમા કરશો.

કેટલાએક એવા પુરુષો હોય છે કે માત્ર મનથીજ અધિક સેવા કરી શકે છે; (માનસિક શ્રદ્ધા અને ભાવથી) અને કેટલાએક બાહ્યપદાર્થોથી સેવા કરે છે. હું ભલે બહારના પદાર્થોથી આપની સેવા ન બજાવી શકું, પણ મનથી તો હું આપનો અત્યંત આજ્ઞાધીન છું. જે વિદ્યાર્થીઓ ઘેરથી અભ્યાસ કરવા આવે છે તેઓ પોતાનાં માતપિતાને કાગળ પણ ભાગ્યેજ લખે છે. એઓનું તેમના માતપિતા પ્રતિ અધિક લક્ષ આપવું તો ક્યાં રહ્યું, પણ એવો વિચાર માત્ર પણ તેમના માતાપિતાના મનમાં આવતો નથી કે અમારો પુત્ર અમારાથી વિરૂદ્ધ છે. તેઓ એમ સમજે છે કે એ અમારૂં કાર્ય કરે છે.

જો આપ એમ કહેતા હો કે પરસ્પર બાહ્ય વ્યવહારમાં અધિક ધ્યાન ન રાખવાથી પ્રેમમાં અપૂર્ણતા રહે છે, તો એ વાત મને બિલકુલ લાગુ પડતી નથી. હું તો મનમાં આપનું અત્યંત ધ્યાન ધરૂં છું. પ્રત્યેક કઠિન કાર્યમાં આપનું સ્મરણ રહે છે; અને એ એક પ્રકારનો આંતરિક સંબંધ-હૃદયપ્રીતિ છે. (ભલે બહારથી આપને ખબર ન પડે.) **મારો અને આપનો સંબંધ પિતા પુત્રનો છે કે જે સંબંધ પ્રલયકાળે (કયામતે) પણ તુટવાનો સંભવ નથી.** આપ કાંઈ અન્ય અનુમાન ન કરશો, મારૂં મન સદા શુદ્ધજ છે.

મનુષ્ય કોઈ અનુચિત કાર્ય કરે તો તેનાં બે કારણ હોય છે. પહેલું મૂર્ખતા કે અજ્ઞાન; બીજું મનની અશુદ્ધિ. મારામાં કાંઇ અનુચિત આચરણ પ્રતીત થાય તો આપ તપાસ કરશો કે

એનું શું કારણ છે. જો પહેલું કારણ હોય તો (જે કારણ માત્ર મારા અનુચિત કાર્યમાં પ્રતીત થાય છે,) તેને બીજું કારણ સમજીને ગુસ્સે ન થશો. ઉચિત તો એ કહેવાય કે જો કોઈથી અજ્ઞાનને લીધે અનુચિત આચરણ થયું હોય તો એ મનુષ્યને એના અજ્ઞાનનું ભાન કરાવવું. એને એમ ન કહેવું કે તારૂં મન શુદ્ધ નથી; તું મલિન ચિત્તવાળો છે; અને મારા તરફ તારૂં ચિત્ત ખરાબ છે. જો આપના ક્રોધનું કારણ કાંઇ બીજુંજ હોય તો તે જરૂર લખશો, કારણ કે મનુષ્યને તેનું કારણ ન જણાવીએ ત્યાં સુધી આપ શા માટે ગુસ્સે છો તેનું કારણ તે કેમ જાણે? આપના મનનો ગુસ્સો એક કાગળમાં જણાવવાની અવશ્ય કૃપા કરશો; અને મારી મૂર્ખતા મને જણાવશો. આપના મનમાં મારે માટે જે ખરાબ અનુમાન છે તે અવશ્ય દૂર કરશો.

કાગળનું વજન વધી જાય એમ જાણી હવે બંધ કરૂં છું અને શ્રદ્ધા રાખું છું કે આપ આટલા લખાણથીજ મારી સ્થિતિ જાણી લેશો અને કૃપાપત્ર લખશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ३६—धार्मिक विषयमां अनुराग.** તા. ૪ જુલાઇ, ૧૮૯૦.

**પંડિત રઘુનાથમલે** હજુ રૂપિયા નથી મોકલ્યા. મહારાજજી, જ્યારે આપ લાહોર આવ્યા હતા ત્યારે **બાવા જ**...........ની સાથે આપનો જે સંવાદ થયો હતો તે એક બે પૈસાવાળા કવરમાં લખશો, કારણ કે એણે તો અહીં એવી વાત ફેલાવી છે કે "મનુષ્ય મરે છે તે પછી તે ગમે તેવો હોય પણ તેને પોતાના પાપ-પુણ્યનું ફળ મળતું નથી. તે સારાં કે નઠારાં કર્મથી પણ મુક્ત થઇ જાય છે. એ વિષય સિદ્ધ કરવા માટે **ભગતજીએ** મારી સાથે ચર્ચા કરી હતી." શું આપે ખરેખર એવી ચર્ચા કરી હતી? મને લાગે છે કે **બાવાજી** આપના કહેવાનું તાત્પર્ય સમજ્યા નથી; તેથીજ એમણે આવી સાચી ખોટી વાત ફેલાવી છે. મને તો **અયોધ્યાદાસે** કહ્યું હતું કે **બાવાજીએ** એ વાત પ્રસિદ્ધ કરી છે. —સેવક **તીર્થરામ.**

**पत्र ३७—कुल्फी न खावानी प्रतिज्ञा.** તા. ૮ જુલાઇ, ૧૮૯૦.

આપનો કોઇ કૃપાપત્ર નથી તેનું શું કારણ? પત્ર અવશ્ય લખશો. **પંડિત રઘુનાથમલજીએ** મોકલેલા રૂપીઆ દશ આજ મને મળ્યા છે. પરન્તુ એ બહુ જલદી ખર્ચાઇ જશે. પુસ્તકોનું બહુ ખર્ચ થાય છે. હું નકામો ખર્ચ કાંઇ કરતો નથી. આપની સન્મુખ મેં કુલ્ફી ખાધી હતી. ત્યાર પછી નિત્યને માટે કુલ્ફી ન ખાવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. આપ દયા રાખશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ३८—गुरुनो क्रोध दूर करवानो अत्यन्त विचार.** તા. ૧૨ જુલાઇ, ૧૮૯૦.

આપ એટલું તો લખ્યા કરો કે હું ફલાણી વાતથી નારાજ છું. (જ્યારે આપના ક્રોધનું કારણ માલૂમ પડતું નથી અને માત્ર નારાજ છો એટલુંજ જણાય છે ત્યારે બહુ ખેદ થાય છે.) હું ફરી ફરીને આપનું ધ્યાન ખેંચું છું કે મારાથી કાંઇ અનુચિત આચરણ થયું હશે તો તે મેં જાણી જોઇને નહિજ કર્યું હોય; તેનું કારણ મારી મૂર્ખતાજ હશે. આપ ક્ષમા કરશો. જે પત્રમાં **બાવા જ**...........વિષે મેં લખ્યું તે કાગળ તો આપના ક્રોધનું કારણ નથી? જો એમ હોય તો આપ ક્રોધ ન કરશો. કારણ કે મેં આખો કાગળ **લાલા અયોધ્યાદાસના** કહેવાપર લખ્યો હતો. મારો એમાં કાંઇ સંબંધ ન હતો. આપ ગમે તેમ કહો પણ મને આપનામાં જરાએ અશ્રદ્ધા નથી. માટે હવે એક કાગળ તો લખો. ભવિષ્યમાં આવી નાની નાની બાબતમાં ગુસ્સે થવાનું ઓછું કરો તો બહુ કૃપા થશે. હું કહેવા માત્રથી માની જાઉં છું તો ક્રોધ શા માટે કરો છો? પાતળી સોટીથી કામ સરે છે તો લાકડીની શી જરૂર છે?

—સેવક **તીર્થરામ.**

**पत्र ३९—विद्यार्थी अवस्थामां मननो उद्वेग.** તા. ૧૨ જુલાઇ, ૧૮૯૦.

આપનો એક પત્ર મળ્યો. બહુ આનંદ થયો. ઑગસ્ટની પહેલી તારીખે અથવા તે પહેલાં બે ત્રણ દિવસે અમને રજા પડશે........હું પરમેશ્વર પાસે ને આપની પાસે પ્રાર્થના કરૂં છું કે એ રજાના દિવસોમાં હું હરકોઇ પ્રકારે ઠીક મહેનત કરી શકું. બીજો કાંઇ અર્થ નથી. હું આશા રાખું છું કે આપ મારા આ સંકલ્પમાં અવશ્ય સાહાય્ય કરશો. મારી આ અવસ્થાપર દયા રાખશો. હું અહીં રહું કે ત્યાં રહું, પણ આપનો તો દાસ છું. આ વખતે મારો જે સંકલ્પ છે તે હું લખી નાખું છું. એ બદલાશે તો તે પણ લખીશ. ગમે તેવો સંકલ્પ હોય તોપણ આપ એમ ન ધારશો કે એ આપનાથી વિરુદ્ધ છે. કારણ મારા પ્રત્યેક ઉદ્દેશનું મૂળ તાત્પર્ય એ હોય છે કે આપના પ્રતિ મારી પ્રીતિ વધે. મારો ઉદ્દેશ આ સિવાય અન્ય કોઈ નથી. હમણાં વિચાર આવ્યો છે કે પહેલાં લગભગ સાત આઠ દિવસ તો લાહોરમાંજ રહું અને એ દિવસોમાં પાછળના અભ્યાસનું પુનરાવર્ત્તન કરૂં. (એટલું છે કે હાંસી ન જવું પડે.) ત્યાર પછી ગુજરાંવાલામાં રહીને જોઉં કે ત્યાં અભ્યાસ થઈ શકે છે કે નહિ. ચાર પાંચ રોજ વૈરોકીમાં ને થોડા દહાડા મુરાલીવાલામાં પણ રહેવાનો ઇરાદો છે. હાંસી જવાનો પણ વિચાર છે કારણકે માસાજીએ લખ્યું હતું. જો એકાંત જગ્યા મળી જશે તો લગભગ મહીનો માસ ત્યાંજ ગાળીશ અને રજાના પાછલા દિવસોમાં લાહોરમાં આવીને રહીશ. આપની પાસે તો એજ યાચના છે કે કોઇ રીતે કાળક્ષેપ ન થાય................હવે બીજી બાબત લખું છું. અત્યાર સુધીમાં હાંસીથી મેં સિત્તેર રૂપીઆ મંગાવ્યા છે, ને ત્રીશ મંગાવવા બાકી છે. એ હજુ સુધી એટલા માટે નથી મંગાવ્યા કે એમાંથી જે પુસ્તકો ખરીદવાનાં હતાં તે હિંદુસ્તાનમાં નથી મળતાં. પણ હવે થોડા દહાડામાં હિન્દુસ્તાનના બુકસેલર પાસે એ પુસ્તકો વિલાયતથી આવી જશે. મારા વર્ગના સર્વ વિદ્યાર્થીઓ રજા પડતાં પહેલાં એ પુસ્તકો ખરીદી લેશે, કારણ કે રજામાં તેઓ ઘેર વાંચી શકે. હું પણ રૂપીઆ મંગાવી લઉં ને પુસ્તકો આવે એટલે ખરીદી લેવાનું એટલા માટેજ વાજબી સમજું છું. એ પુસ્તકો ખરીદતાં ત્રીશ રૂપિયામાંથી થોડું બચશે. લગભગ વીશેક રૂપિયા બેસશે, બાકીના રૂપિયા આપની દોલત છે. થોડા મને પણ આપજો. રૂપિયા હમણાં મંગાવું કે નહિ તે આપ લખશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ४०—लाहोरमां रजा गाळवा संबंधी युक्तिपूर्वक पत्र.** તા. ૧૯ જુલાઇ, ૧૮૯૦.

તારીખ પહેલી ઑગસ્ટથી અમારી કૉલેજમાં રજા પડશે. આજ ઓગણીશમી જુલાઈ છે. હું આપનો સદા તાબેદાર છું. આપ કાંઇ અન્ય અનુમાન કદિ પણ કરશો નહિ. જે કાર્યમાં કોઇ મનુષ્ય નિત્ય પ્રવૃત્ત રહે છે એને થોડો કાળ વીત્યા પછી એવી શક્તિ પ્રાપ્ત થાય છે કે જેનાથી એ પોતાના કાર્ય સંબંધી સારી વાત વિનાવિચારે પણ જાણી શકે છે. એ વાત સારી છે એમ સિદ્ધ કરવાની યુક્તિ પ્રયુક્તિ (દલીલ) સ્વયં એના મનમાં ન આવે, પણ એ બધી વાત સારી છે એમ સિદ્ધ કરવાનો પ્રભાવ (અસર) તો એના મનમાં પડે છેજ. બહુધા એવી યુક્તિઓ મનમાં આવતી પણ નથી. કારણ યુક્તિથી સિદ્ધ કરવું એ કાંઇ બીજીજ વાત છે. (એ પંડિતોનું કે નૈયાયિકોનું કામ છે અને બધા મનુષ્યો કાંઈ પંડિત હોતા નથી.) જે શક્તિથી આ કાર્ય ઠીક છે એમ જાણી શકાય પણ તેવી યુક્તિ સિદ્ધ કરવાનું મનમાં નથી આવતું, એનું નામ Conscience—સંજ્ઞાન છે. હું જ્યારે નાનો હતો ત્યારે કોઇ પણ કવિતા વાંચીને કહી દેતો હતો કે આ કવિતા ફલાણી કવિતાના રાગની છે, અને

ફલાણી અમુક રાગની છે; પરન્તુ એ ભેદ નહોતો જાણતો કે કયો છંદ છે અને એ ભેદ શાથી બન્યો છે. યદ્યપિ એટલું પ્રતીત થતું હતું કે તેમાં અવશ્ય કાંઈ ભેદ તો છેજ. છતાં મારો અનુભવ સિદ્ધ કરવાની યુક્તિ–દલીલ આપી શકતો નહોતો. જોકે મારો અનુભવ તો ખરોજ હતો. આ દશ વર્ષના અભ્યાસ પછી હવે કવિતાના વિષયમાં અભિપ્રાય દેવાની દલીલ આપી શકું છું અને એમ પણ જાણું છું કે જે યુક્તિ–તે દલીલ હું આજ આપી શકું છું. તેજ દલીલ પહેલાં જાણતો નહોતો છતાં એજ યુક્તિથી તે વખતે પણ આપી શકત. આથી એમ સિદ્ધ થાય છે કે સાચો મનુષ્ય હમેશાં દલીલ આપીજ શકે એવું નથી હોતું; કોઈ કોઈ વાર એની વાત દલીલ વિનાની હોય તોપણ માનવી જોઇએ. એમાં એટલું હોવું જોઇએ કે એ મનુષ્ય જાણી જોઇને ખરાબ કામ કરે એવો નથી તેમજ તે દલીલ આપી શકે તેમ નથી, છતાં પણ પોતાના અંતરાત્મા ( Conscience ) ના કહેવા પ્રમાણેજ કાર્ય કરે છે.

દૃષ્ટાંત એ છે કે હું આપને નિશ્ચય કરાવવા માગું છું કે હું આપનો અંતઃકરણથી સેવક છું. મારો આટલા વર્ષનો અભ્યાસ બતાવે છે કે આ કાર્ય સારૂં છે. એ કરવાથી કલ્યાણ થશે એમ ભલે હું યુક્તિ ન આપી શકું, પણ જે કાર્ય હું કરૂં છું તે કાર્ય વાસ્તવિક રીતે મને સારૂંજ લાગે છે. આપ એવું અનુમાન ન કરી બેસશો કે હું યુક્તિ નથી આપી શકતો, તેથી મારા મનમાં કાંઈ બીજુંજ કારણ છે, અથવા આપનાથી ચિત્ત ઉપરામ પામ્યું છે. એવું છેજ નહિ. હું આપને કેવી રીતે નિશ્ચય કરાવું કે હું આપનો દાસ છું ?

વળી એમ પણ છે કે મારે માટે આપનો જે વિચાર હોય છે તેનો મૂળ ઉદ્દેશ એ હોય છે કે ઉપરથી એ ઉદ્દેશ અથવા પ્રયોજન કાંઇ બીજુંજ જણાય, છતાં તેમાંથી મને આનંદ પ્રાપ્ત થાય. એટલા માટે હું એમ અનુમાન કરૂં છું કે મારા અન્તરાત્મા અથવા બીજા કોઈ સાધનથી મને જે સારૂં લાગતું હોય તે મારે માટે સારૂંજ હોય, (જે મારે માટે સારૂં છે તે આપને માટે પણ અધિક સારૂં હોવુંજ જોઇએ; આપને માટે એ કદી ખરાબ હોયજ નહિ;) તેથી આપની પણ એ વિષયમાં મારા અન્તરાત્મા અથવા અન્ય સાધનના જેવીજ સંમતિ હશે. આપ એ વિષયમાં એમ ન કહેશો કે એથી આપની આજ્ઞાનો ભંગ થાય છે. ઉલટું એમ કહેવું જોઇએ કે એનાથી આપની આજ્ઞાનું પૂર્ણરીતે પાલન થાય છે. વળી હું ગમે તે ઠેકાણે રહું છતાં આપનો તો દાસજ છું.

મૂળ વાત એ છે કે આપે રજાના દિવસોમાં ગુજરાંવાલા આવવાનું લખ્યું હતું. ગમે તેમ થશે પણ હું ત્યાં આવીશ તો ખરોજ. પણ બધી રજા ત્યાંજ ગાળું એવું નહિ બને. મારો અન્તરાત્મા કહે છે કે લાહોરમાંજ રહેવું. એ વાતપર મેં વિશેષ વિચાર નથી કર્યો, છતાં એક બે દલીલ આપું છું.

( મને બહુ ખેદ થાય છે કે મારે આવી નકામી દલીલો આપવામાં કાળક્ષેપ કરવો પડે છે, પણ કાંઇ બીજુંજ સમજીને ગુસ્સે ન થાઓ માટે આમ આવી રીતે નકામો વખત ગાળવો પડે છે. તમે ગુસ્સે નહિ થાઓ એવો જો મને ભય ન હોય તો હું આમ નકામો વખત કહિ ન જવા દઉં. આપ જો મને આપનો દાસ સમજીને મારાં વાકયોપર શુદ્ધ નિશ્ચય રાખો તો કેવું સારૂં ? )

લાહોરમાં ન રહેતાં બીજે કોઈ ઠેકાણે રહેવામાં માત્ર એકાન્ત જગ્યા નથી મળતી એ એકજ અડચણ નથી, પણ ત્યાં કોઈ સૂક્ષ્મ કાર્ય થઇ શકે એવી ચિત્તની અવસ્થા પણ નથી રહેતી. બુદ્ધિની તીક્ષ્ણતા ત્યાં રહેતી નથી એ હું હમણાં જાણી શકયો છું, કારણ કે મન સ્થૂલ નથી તેમ

તે આ સ્થૂલ દેહનું કોઇ અંગ પણ નથી. વિષયપ્રાપ્તિથી અથવા ભૌતિક પદાર્થોના સંસર્ગથી મન દુર્બળ અને દૂષિત થઈ જાય છે. લાહોર સિવાય બીજે સઘળે ઠેકાણે આ દોષ માલૂમ પડે છે. બીજાં સ્થળોમાં સાધારણ માણસોની સંગતિથી ચિત્તની અવસ્થા બહુ ખરાબ થઇ જાય છે.

કોઇ એમ કહેશે કે લાહોરમાં પણ માણસોનો સહવાસ તો રહે છે. એનો ઉત્તર એ છે કે લાહોરમાં જે માણસો મળે છે તેની સાથે ઉપર ઉપરની વાતચીત થાય છે કે જેથી મન તેઓની વાતચીતમાં વધારે રોકાતું નથી. બીજાં સ્થાનોમાં તો ત્યાંના માણસોની વાતચીતમાં પરવશપણે અને બલાત્કારે પણ મન વધારે રાખવું પડે છે, કારણ કે તેઓની સાથે ઘણા લાંબા સમય પછી મેળાપ થાય છે, એટલે તેમની સાથેની વાતચીતમાં મન જરૂર દેવું જોઇએ. બીજું કારણ એ છે કે લાહોરમાં સહાધ્યાયીઓ સાથેજ ઘણું ખરૂં હળવું મળવું થાય છે કે જેનાથી કોઇ પણ જાતનો વિક્ષેપ નથી થતો.

કદાપિ તમે એમ પણ પ્રશ્ન કરો કે બીજા વિદ્યાર્થીઓ રજાના દિવસોમાં ઘેર નથી જતા ? તો સાંભળો. પંજાબભરમાં પહેલે નંબરે રહેલ વિદ્યાર્થી રૂ........રજાના દિવસોમાં એક દહાડો પણ પોતાને ઘેર નહિ જાય. એ પોતેજ એમ કહે છે કે હમણાં દશ બાર દિવસથી તે ત્યાંથી આવ્યો છે; પણ રજામાં તે ત્યાં નહિ જાય. આપ એને પૂછવું હોય તો પૂછી જોશો.

જ્યાંસુધી પરિશ્રમ ન કરે ત્યાં સુધી કોઇ પણ મનુષ્ય વિદ્યામાં નિપુણ નથી થઈ શકતો. જે નિપુણ જણાય છે તે અત્યંત પરિશ્રમ કરે છે ત્યારેજ નિપુણ બને છે. અમને કદાચિત એના પરિશ્રમની ખબર નથી તો તેથી શું ? એ ગુપ્ત રીતે પરિશ્રમ કરતો હશે અથવા પહેલાં કરી ચૂકયો હશે.

ઘણા વિદ્યાર્થીઓ ઘેર જશે અને નિપુણ રહેશે એ પણ સાચું છે. પણ તેઓના સંબંધમાં કાંઈ બીજુંજ કારણ છે. તેમના અભ્યાસમાં વિરોધ કરે એવું કોઈ પણ નિમિત્ત તેમના ઘરમાં અથવા જ્યાં તેઓ જઇને રજા ગાળશે ત્યાં નહિ હોય. તેઓનાં લગ્ન નહિ થયાં હોય; અથવા તો તેઓનાં મનની સ્થિતિ બહુ પરિપકવ થઇ ગઈ હશે કે જેથી તે બાહ્ય પદાર્થોમાં આસક્ત નહિ થાય. પણ મારૂં મન તો અતિ દુષ્ટ છે.

જેને બુદ્ધિ કહીએ છીએ એ શક્તિ પણ પરિશ્રમથીજ વધે છે. કોઇ વિદ્યાર્થી પરિશ્રમ કર્યાવિના માત્ર સંભાવનાથીજ પરીક્ષામાં પાસ થઈ જાય તો તેને અભ્યાસનો આનંદ નથી મળતો. એ તો બહુજ ખરાબ છે. આપને જેમ કોઇએ એક વખત એક કવિતા બનાવી તેમાં તેનું નામ રાખવાનું કહ્યું હતું એના જેવું એ છે. એનાથી લોકોમાં કદાપિ એ કવિતા એની છે એમ પ્રખ્યાતિ થાય, પણ એ કવિતાનો આનંદ જેટલો આપને આવે એટલો એને કદાપિ નહિ મળે. એ પુરુષ તો એના જેવોજ છે કે જેને બીજાની દોલત વગર મહેનતે મળી જાય. ભલે એની પાસે ધન આવશે પણ એ એનો આનંદ નહિ અનુભવતાં એનો ક્ષય કરી નાખશે. જેણે પરિશ્રમથી ધન પ્રાપ્ત કર્યું છે એજ એનો ખરો લાભ પ્રાપ્ત કરી શકશે.

આપે મને એક દૃષ્ટાંત કહ્યું હતું, કે ગુજરાંવાલામાં એક પંડિતની તેના પુત્રમાં બહુ પ્રીતિ હતી. એ પ્રીતિને લીધે એણે એ પુત્રને પાઠશાળામાં દૂર અભ્યાસ કરવા મોકલ્યો નહિ અને એમ કરીને એ પુત્ર નિપુણ-યોગ્ય-ન બની શકયો. એણે એનું ભવિષ્ય બગાડયું. આપ તો મારા પિતા સમાન છો અને પિતામાતાએ એવું ન કરવું જોઇએ.

કિન્તુ આપ તો બહુજ ભલા છો. આ વિષયમાં આપની તુલના એ પંડિતની સાથે ત્રિકાળમાં પણ થઇ શકે તેમ નથી. આપનું અને એનું ઉદાહરણ તો પ્રકાશ અને અંધકારના

જેવું છે. જે કારણો મેં ઉપર વર્ણવ્યાં છે તે આપના હૃદયમાં નહિ આવ્યાં હોય અને તેથીજ આપે લાહોરમાં ન રહેવું એમ લખ્યું છે. હવે તો બે વર્ષનીજ વાત છે, વધારે વખત નથી. **આજ પરિશ્રમ ન કરૂં તો પછી પરિશ્રમ કરવાનો ક્યારે પ્રસંગ મળશે?** આપ મને બે વર્ષની રજા આપો. પછી તો હું જિંદગી સુધી આપની સાથે છુંજ. આપ એમ સમજી લ્યો કે અમારો પુત્ર વિલાયત ગયો છે અને તે આવશે ત્યારે અમારોજ છે. જ્યારે મારૂં ધ્યાન અત્યારે અભ્યાસમાં છે, ત્યારે જેમ કોઇ રાજા યુદ્ધના સમયમાં પોતાના યોદ્ધાનું ધ્યાન રાખે છે તેમ આપ મારી બહારની આવશ્યક્તાનું ધ્યાન રાખશો. આપ કદિ કાંઈ બીજું અનુમાન ન કરશો, હું તો આપનો દાસ છું.

હું જાણું છું કે પરિશ્રમ અતિ ઉત્તમ વસ્તુ છે (પણ રોગી બનું એવો પરિશ્રમ હું નહિ કરૂં) કિન્તુ પરિશ્રમમાં ચિત્ત લગાડવામાં આપની આવશ્યકતા છે. હું અભ્યાસમાં પરિશ્રમ કરી શકું માટે આપ સહાયતા કરશો. હે પરમાત્મા! મારૂં મન અભ્યાસમાં નિમગ્ન રહે; હું અત્યંત પરિશ્રમ કરૂં; કારણ કે મારા સંકલ્પોને પૂરા કરનાર આપ છો. (સાતમી કે આઠમી રજા પછી હું ગુજરાંવાલા આવીશ. થોડા વખત પછી હું લાહોર પાછો આવી શકું તો બહુ ઠીક.)

આ લાંબો કાગળ વાંચીને આપ ગુસ્સે ન થશો. મૂળ ઉદ્દેશ એજ છે કે આપ કોઇ પણ રીતે ગુસ્સે ન થાઓ. ર........ને એમ કહેજો કે જો હુશીઆર બનવું હોય તો પુસ્તકને કંઠસ્થ કરે. એનાથી વર્ણન ન કરી શકાય એવો લાભ થાય છે. તેર વર્ષના અનુભવ પછી મને માલૂમ પડયું છે કે એ અત્યંત લાભદાયક છે. હું ગુજરાંવાલા આવીશ ત્યારે વિસ્તારથી વળી સમજાવીશ. એનાથી પોતાના શિક્ષક સિવાય અન્ય અધ્યાપકની કદિ આવશ્યક્તા રહેતી નથી.

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૪૧.** તા. ૨૯ ઑક્ટોબર, ૧૮૯૦.

કાલ એક વાગ્યા પહેલાં કૉલેજમાં મને તાવની શરૂઆત થઈ ચૂકી હતી. હું એ વખતેજ ઘેર આવ્યો. બહુ મહેનતે લુહારી દરવાજા સુધી પહોંચ્યો અને ત્યાંથી એક્કામાં બેસી ઘેર આવ્યો. ઘેર આવ્યા પછી પાંચ છ વાર ઉલટી ને એક વાર દસ્ત થયો. અશક્તિ બહુ વધી ગઈ. આખરે ઉંઘ આવીને રાતના બાર વાગે હોંશ આવી અને ત્યારનો અત્યાર સુધી જાગું છું. હવે પ્રકૃતિ ઠીક છે. આ ત્રણ દિવસ કૉલેજમાં જતાં મને તાવ ચડયો, તેનું કારણ હું એ સમજું છું કે ત્યાં લગભગ બાર વાગ્યે મને શૌચ અને ઉલટી થાય એમ લાગતું હતું, પણ અભ્યાસના જોસમાં હું એને રોકી રાખતો હતો. પણ હવે હું એમ નહિ કરૂં. એ કારણ જો ખરૂં હશે તો હવે મને આરોગ્ય રહેશે. હું આપનો દાસ છું. આપ મારો અપરાધ ક્ષમા કરશો.

હવે એક મોટી વાત લખું છું. ગણિતશાસ્ત્રના અધ્યાપકે (પ્રૉફેસરે) કહ્યું છે કે દશ બાર રોજ પછી હું બીજાં બે નવાં પુસ્તકો ચલાવીશ, માટે તેટલા દિવસમાં એ પુસ્તકો મેળવી લેશો. પણ અફસોસ એ છે કે મારી પાસે એ પુસ્તકો નથી; તેમ તેની કિંમત પણ લગભગ સત્તર રૂપિયા છે. હું પંડિત રઘુનાથમલને રૂપિયા મોકલવા માટે લખું? એમણે કહ્યું હતું. અથવા તો બીજો કાંઈ ઉપાય કરવો જોઇએ. વળતી ટપાલમાંજ જવાબ લખશો.

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૪૨.** તા. ૨ ડિસેમ્બર, ૧૮૯૦.

આજ હું કૉલેજમાં ગયો હતો. ત્યાં બીજું બધું તો ઠીક રહ્યું, પણ માફી થવામાં અડ-

ચણુ આવે એમ લાગે છે. જે અધ્યાપક મારી અર્ધી ફી આપતો હતો તેણે હવે તે આપવી બંધ કરી છે. કૉલેજના કલાર્ક વગેરે કહે છે કે માફી કરવાનો અધિકાર તેના હાથમાં છે. જે પ્રૉફેસર પોતાની પાસેથી મને કામ આપતો હતો તે કહે છે કે હવે કૉલેજમાં તારી પાસે કરાવી શકાય એવું કાંઇ કામ નથી, તેથીજ તેણે બંધ કરી છે, પણ જો કાંઇ કામ નીકળી આવશે તો માફી થઇ જશે. —સેવક **તીર્થરામ.**

**पत्र ४३.** તા. ૪ ડિસેમ્બર, ૧૮૯૦

કાલ સાંજે આપનો પત્ર મળ્યો, બહુ આનંદ થયો હતો. કૉલેજના પ્રિન્સિપાલ બિમાર છે એટલે મારી માફીના સંબંધમાં હજુ કાંઈ નિવેડો થયો નથી. મને આપનામાં તો પહેલેથીજ આશા છે, તો આપ તદ્દન માફી કરાવી દો કે પછી રૂપિયાની બીજી કાંઇ ગોઠવણ કરી અપાવો. આપ મારાપર કૃપા દૃષ્ટિ રાખશો. જે પ્રમાણે આપ ઉચિત સમજો તે પ્રમાણે અવશ્ય કરશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ४४.** તા. ૧૬ ડિસેમ્બર, ૧૮૯૦.

કાલે હું, *ભાઈ અને અયોધ્યાદાસ એ મહાત્માના દર્શન માટે ગયા હતા. દર્શન થયાં. ગીતાના સોળમા અધ્યાયનો થોડો ભાગ એમની વાણીથી સાંભળ્યો. આપના પ્રણામ (મત્થા-ટેકના) કહીને વાત છેડી. બહુ પ્રસન્ન થયા. તેઓ કહેતા હતા કે શિયાળો લાહોરમાં ગાળવાનો વિચાર થાય છે અને પછી જો તરંગ ઉઠશે તો ગુજરાંવાલામાં આવીશું. ચાર વાગે કૉલેજમાંથી આવીને આ પત્ર લખ્યો છે. પરમ દિવસે ગણિતની અને ત્રીજે દહાડે અંગ્રેજીની પરીક્ષા છે, મારી બરોળ મટતી નથી પણ ઉલટી વધતી જાય છે. આપ દયા રાખશો.—સેવક **તીર્થરામ.**

**पत्र ४५.** તા. ૨ જાન્યુઆરી, ૧૮૯૧.

આજ હું કૉલેજમાં ગયો હતો. ફીના વિષયમાં કાંઇ સાંભળ્યું નથી. અમારી ફારસી ભાષા નીકળી ગઈ છે. પરમેશ્વરે એ અત્યંત કૃપા કરી છે. આપની સ્થિતિનું વર્ણન લખ્યા કરશો. હું આનંદમાં છું. —સેવક **તીર્થરામ.**

**पत्र ४६.** તા. ૧૮ જાન્યુઆરી, ૧૮૯૧.

આજે મને કૉલેજના ડૉકટર સાહેબ મળ્યા હતા. તેઓ કહેતા હતા કે પ્રિન્સપાલ સાહેબે મને કહ્યું છે કે જો તીર્થરામ તેના વર્ગમાં હુશિઆર રહે, સર્વ પ્રકારે પોતાનું વર્ત્તન સારૂં રાખે, કોઇ દિવસ ગેરહાજર ન રહે, અને આવી રીતે નિયમિત રહે તો તેની માફી થશે. વળી એક બીજી વાત એ છે કે મારે તેમનું કામ પણ કરવું પડશે. દાખલા તરીકે આ અઠવાડીઆમાં મારે તેમનાં લૅકચર (વ્યાખ્યાન) લખી આપવાં પડશે. આપ દયાદૃષ્ટિ રાખશો, આપનો કોઇ કાગળ હજુ સુધી નથી આવ્યો. આપ આપની પૂરી હકીકત લખશો.

—સેવક **તીર્થરામ.**

**पत्र ४७.** તા. ૧ ફેબ્રુઆરી. ૧૮૯૧.

આજ આપનો એક કાગળ આવ્યો. અત્યંત આનંદ થયો. ભાઈ ગુજરાંવાલામાં આવ્યા છે તો આપ તેમને કોઇ ખરાબ કામમાં માથું મારતા હોય તો રોકી લેશો અને પોતાનો સંબંધ વધારતા હોય તોપણ અટકાવશો. નહિ તો પાછળથી પસ્તાશે. રીંછને પકડી લેવું સહેલું છે પણ એનાથી બચવું મુશ્કેલ છે. સંસારના લોક કદિ કોઇના થયાજ નથી.

* તેમના મોટા ભાઇ.

માત્ર પોતાનો સ્વાર્થજ તેમની દૃષ્ટિમાં હોય છે. સુન્દર સુન્દર દાણા જોઇને જાળમાં ન ફસશો. ભાઇ સાહેબને કહેશો કે મને પત્ર કેમ નથી લખતા......... –સેવક **તીર્થરામ.**

તા. ૯ ફેબ્રુઆરી, ૧૮૯૧.

**પત્ર ૪૮.**

આજ આપનો પત્ર મળ્યો. અત્યંત આનંદ થયો. આજ માસાજીનો કાગળ પણ આવ્યો હતો, તેમણે એક ડીક્ષનેરી મંગાવી છે. એ ડીક્ષનેરીની કિંમત સવા રૂપિયો છે. સવા રૂપિયો કોઇનો ઉછીનો લઇને આ રવિવારે ડીક્ષનેરી ખરીદીને તેમને મોકલી દેવાનો મારો વિચાર છે. હાલમાં હું તેમની પાસેથી કાંઇ મંગાવવું વાજબી નથી સમજતો.

કૉલેજના ડૉક્ટર સાહેબે આ શનિવારે મને એક લકચર નકલ કરવા માટે આપ્યું છે. આવતા શનિવારે અમારી ગણિતની પરીક્ષા છે ને ત્યાર પછીના શનિવારે અંગ્રેજીની. આપ પત્ર લખ્યા કરશો ને દયા રાખશો. હું આપનો દાસ છું. –સેવક **તીર્થરામ.**

તા. ૨૦ ફેબ્રુઆરી, ૧૮૯૧.

**પત્ર ૪૯.**

માસાજીએ આજે મને બરોળની ગોળીઓ મોકલી છે. હું આજકાલ બહુ માંદો અને અશક્ત રહું છું, તેથી પ્રિન્સિપાલે મારે માટે એક એવો વિદ્યાર્થી મુકરર કર્યો છે, કે રજા થયા પછી મને તે કસરત કર્યા વિના ઘેર ન આવવા દે. –સેવક **તીર્થરામ.**

તા. ૨ એપ્રિલ, ૧૮૯૧.

**પત્ર ૫૦.**

મહારાજજી, પંજાબ યુનિવર્સિટિમાં હવે એવી હીલચાલ થાય છે કે પરીક્ષામાં ગણિતશાસ્ત્રના ૧૫૦ દોકડા ( માર્ક્સ ) ને બદલે ૧૩૦ રાખવા અને કોઇ બીજો વિષય કે જેના ૧૦૦ હોય તેના ૧૨૦ બનાવવા. આ બહુ ખરાબ છે. આથી તો એવું થશે કે મહેનત અને આળસુપણાનો ભેદ ઉડી જશે. અમારો ગણિતશાસ્ત્રનો પ્રૉફેસર કહે છે કે હું આના વિરુદ્ધ યત્ન કરીશ. જોઇએ છીએ કે આગળ શું થાય છે. આપ પત્ર લખ્યા કરશો.–સેવક **તીર્થરામ.**

તા. ૭ એપ્રિલ, ૧૮૯૧.

**પત્ર ૫૧.**

આજ સવારે છ વાગે કાંઇ કામકાજને માટે હું મહારાજા સાહેબની ( રણજીતસિંહની ) સમાધિ સુધી ફરવા ગયો હતો. વધારેમાં વધારે પંદર મિનિટ લાગી હશે. પાછો આવ્યો તો મકાનનું તાળું ગુમ અને બારણાં અર્ધાં ઉઘાડાં પડયાં હતાં. અંદર જઇને જોયું તો દાદરાની નીચેની ઓરડી પણ ઉઘાડી હતી. પરન્તુ પરમેશ્વરને ધન્યવાદ છે કે મારાં પુસ્તકો અને કપડાં તો તેમનાં તેમ પડયાં હતાં. એક લોટો, એક પ્યાલો અને તપેલી નહોતાં. ચોરની એક ટોપી અહીં પડી રહી છે. આપ દયા રાખશો. –સેવક **તીર્થરામ.**

તા. ૧૧ મે, ૧૮૯૧.

**પત્ર ૫૨.**

મારો ખાટલો તદ્દન તૂટી ગયો હતો; બે દિવસ તો જમીનપર સૂઇ રહ્યો હતો. કાલ હું પાંચ આનાનું વાણ લાવ્યો અને આજ નવું વાણ ભરાવ્યું છે. પાંચ પૈસા મજુરી આપવી પડી છે. મને એ નવો ભરેલો ખાટલો જોઇને બહુ આનંદ થાય છે. આજ રજા હતી. ભાડાના રૂપિયા કાલે આપી દીધા હતા. મારૂં શરીર હવે સારૂં છે. –સેવક **તીર્થરામ.**

તા. ૧૫ મે, ૧૮૯૧.

**પત્ર ૫૩.**

કૉલેજમાં આજ આપનો પત્ર મળ્યો હતો. બહુ આનંદ થયો. આપ આવ્યા હોત તો બહુ ઠીક થાત. અત્યારે મને જે ઉદ્વેગ થાય છે તે આપ આવ્યા હોત તો જરાએ ન થાત.

આજ સવારે સાડાપાંચ વાગે હું કૉલેજમાં ગયો કે તરતજ બોર્ડિંગના વિદ્યાર્થીઓ મને

કહેવા મંડયા કે હવે આપને બોર્ડિંગમાં જરૂર રહેવા આવવું પડશે. પ્રિન્સિપાલ સાહેબનો હુકમ થઈ ગયો છે. બે ત્રણ કલાક પછી કૉલેજના ડૉકટર સાહેબ મને મળ્યા. તેમણે મને કહ્યું કે "તેં પ્રિન્સિપાલ સાહેબનો હુકમ સાંભળ્યો કે નહિ ?" મેં જવાબ આપ્યો કે "હા સાંભળ્યો છે, પણ અહીં આવતા પહેલાં હું ઘેર પત્ર લખીને મારા વાલી (એટલે કે આપની) આજ્ઞા મંગાવીશ." તેમણે કહ્યું કે પ્રિન્સિપાલનો હુકમ હરકોઇ પ્રકારે માનવોજ પડશે. ત્યાર પછી કૉલેજ બંધ થઈ એટલે પ્રિન્સિપાલ સાહેબે કહ્યું કે "તારા ભલાને માટે મેં એ હુકમ કર્યો છે." હવે આ બધી હકીકતનું મૂળ કારણ હું લખું છું:—

એક દિવસ રજા હતી તે વખતે હું મારા મકાનમાં બહાર બેઠો બેઠો વાંચતો હતો, એટલામાં બોર્ડિંગના તેમજ અન્ય વિદ્યાર્થીઓ મારા મકાન આગળ થઇને નીકળ્યા. તેઓ બીજે રસ્તેથી જતા હતા પણ મને સાથે લઈ જવા ધારતા હતા. તેઓએ મારૂં મકાન જોઇને મારો બધો હાલ હેવાલ પૂછ્યો. (મારી સાથે બધા વિદ્યાર્થીઓ સારી રીતે વર્તે છે.) *મેરાની દુકાનમાં ખાવા જવું, કૉલેજથી મકાનનું દૂર હોવું અને મકાનનું હવાદાર ન હોવું એ સઘળાં કારણો જોઇને તેઓએ કહ્યું કે "તમે આવા મકાનમાં રહો છો એ અમને પસંદ નથી. અમારા સમજવામાં તો આને લીધેજ તમે વારંવાર માંદા પડો છો. વળી માંદા હો ત્યારે અહીં તમારી સારવાર કરનાર પણ કોઈ નથી. તમે બોર્ડિંગમાં રહેવા આવો તો બહુ સારૂં. ત્યાં તમારા એકાન્ત અભ્યાસમાં જરાએ વિઘ્ન નહિ આવે." મેં કાંઇ જવાબ ન આપ્યો. તેઓએ એ વાત પ્રિન્સિપાલને કહી અને પ્રિન્સિપાલ સાહેબે મને એ પ્રમાણે હુકમ કર્યો.

મહારાજજી ! આપ જોઈ શકશો કે એમાં મારો જરાએ અપરાધ નથી. હવે ત્યાં જવું પડયું છે. મારાપર જરાએ ગુસ્સે ન થશો. હું તો આપનો દાસ છું. મારાપર દયાદૃષ્ટિ રાખશો. સર્વ કાંઇ આપને અધીન છે. બોર્ડિંગમાં સૌનાથી દૂર મારી ઓરડી છે. મારા વર્ગનાજ એક વિદ્યાર્થીની આ ઓરડી છે. હમણાં તે અહીં નથી. આવે ત્યારે તે મને અહીંજ રહેવા દે અને પોતે કોઈ બીજા વિદ્યાર્થીઓની સાથે રહે તો ઘણું સારૂં. ભોજન મકાનભાડું ઈત્યાદિ તમામ ખર્ચને માટે, મહીનાના ત્રણ રૂપિયા ને નવ આના આપવા પડે છે.

મહારાજજી ! હું જાણું છું કે સર્વ કાંઈ આપણા મનને આધીન છે. જો કે અત્યંત પરિશ્રમની આવશ્યક્તા છે. છતાં ધારીએ તો મનને ગમે તે સ્થળે એકાગ્ર કરી શકીએ છીએ. મનને જેટલા પ્રમાણમાં એકાગ્ર કરશું તેટલા પ્રમાણમાં અધિક લાભ પ્રાપ્ત કરી શકીશું. બોર્ડિંગના વિદ્યાર્થીઓમાંથી પણ ઘણીવાર કોઇ પ્રથમ નંબરે પાસ થાય છે.

હું આ સ્થાનમાં મનને એકાગ્ર કરી શકું એટલા માટે આપની સહાયતા માગું છું. આપ મને પહેલાં કરતાં વિશેષ સેવક સમજશો. આપ અહીં ક્યારે પધારશો ? આપ અહીં આવીને બોર્ડિંગમાં મારી પાસે રહેશો તોપણ કાંઈ હરકત નથી, કારણ કે અન્ય વિદ્યાર્થીઓના સંબંધીઓ પણ એવી રીતે આવીને રહે છે.

હવે મારે ત્યાં અવશ્ય જવું પડે તેમ છે અને તે પણ બહુ જલ્દી, તેથી આ ગુરૂવારે કે શુક્રવારે ત્યાં રહેવા જવાનો મેં સંકલ્પ કરી રાખ્યો છે. હું આપની પ્રસન્નતા ને કૃપા ઇચ્છું છું. હું સર્વ સ્થાનમાં આપનેજ સમજું છું, અને મારો વિશ્વાસ આપનામાંજ છે.

---

* પંજાબમાં રોટલી, દાળ, ભાત, આદિ વેચનારાઓની દુકાનનું કામ કરનારા લોક. ગુજરાતની વીશીઓમાં અને આ દુકાનમાં એ તફાવત હોય છે કે અહીં રોટલી વગેરે વેચાતું મળે છે; જ્યારે ગુજરાતની વીશીઓમાં ટંકના અથવા દિવસનાં નાણાં ચૂકવાય છે.

અંગ્રેજી ભાષાનાં ચાર પુસ્તકો બાર આનામાં ખરીદ્યાં હતાં. હવે મારી પાસે ખર્ચવાનું કશું રહ્યું નથી. હશે; લાલા અયોધ્યાદાસ પાસેથી હું લઈ લઇશ. આપ આનો ઉત્તર કૃપા કરી સત્વર કૉલેજને સરનામે લખશો, અને પત્ર લખવામાં કદિ વિલંબ ન કરશો. મારાપર કૃપાદૃષ્ટિ રાખશો.

બોર્ડિંગમાં જવાનું આપના વિચારમાં અયોગ્ય લાગે તો ત્યાં શું ઉત્તર આપવો તે આપ લખશો.

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૫૪.** તા. ૨૩ મે, ૧૮૯૧.

હું આજ પણ બોર્ડિંગમાં નથી ગયો. હવે તો આવતા ગુરૂવાર કે શુક્રવારપર વાત રાખી છે, કારણ કે એટલામાં પહેલી તારીખ પણ આવી જશે. વળી બોર્ડિંગમાં ન જવાનો એક ઉપાય મને સૂઝી આવ્યો છે. જે અલગ ઓરડીને માટે મેં આપને પહેલાં લખ્યું હતું એ હવે મળી શકે તેમ લાગતું નથી, તેથી હું એમ જવાબ દઉં કે જ્યાં સુધી મને જૂદી ઓરડી નહિ મળે ત્યાં સુધી હું ત્યાં નહિ આવું, કારણ કે એકાન્ત અભ્યાસ કરવાની ટેવને એકદમ છોડી દેવાથી મને કદાચિત નુકસાન થશે.

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૫૫.** તા. ૨૩ મે, ૧૮૯૧.

આજ કૉલેજથી આવીને મકાનનું બારણું ઉઘાડતાંજ એક કોડીઓ સર્પ મારી ઉપર પડયો. મેં પહેલાં જે સર્પ દીઠો હતો (જ્યારે હું આ મકાનમાં રહેવા આવ્યો) તેનાથી આ અર્ધો હતો. કદાચિત એનું બચ્ચું હોય. મેં લોકોને બોલાવ્યા અને એમણે તેને મારી નાખ્યો.

કૉલેજમાં બધા મારા બોર્ડિંગમાં ન જવાની વિરૂદ્ધ છે. તેઓ કહે છે કે જો તમે લોકોના સમૂહમાં વાંચવાની ટેવ નહિ પાડો અને પ્રત્યેક સ્થાનમાં મન એકાગ્ર નહિ કરી શકો તો તમે પછી કદિ પણ એવી ટેવ નહિ પાડી શકો. દૃષ્ટાંત તરીકે તરતાં શીખનાર મનુષ્ય પાણીમાં પડયા સિવાય તરવાનું શીખી શકતો નથી.

વળી જ્યારે મનુષ્ય અવસ્થાવાન થાય છે ત્યારે પણ તેને જૂદું મકાન કે એકાન્ત સમય મળવો બહુ મુશ્કેલ થઈ પડે છે; કારણ કે ત્યાં કદિ કોઇ સ્નેહી તો કદિ કોઇ સંબંધી મળવા આવ્યાજ કરે છે. માટે જો માણસોની વચમાં અભ્યાસ કરવાની ટેવ ન પાડીએ તો આગળની જિંદગીમાં બહુ મુશ્કેલી આવે છે.

ગયા પત્રમાં જે વાત મેં આપને લખી હતી તે મેં ડૉકટર સાહેબને પણ કરી હતી. તેમણે કહ્યું કે "પહેલાં તો તમારા મનમાં કાંઇ ફરક નહિજ પડે અને કદિ પડશે તોપણ પહેલા બે ત્રણ દિવસ ઉપાધિ લાગશે. પછી તો તમારૂં ચિત્ત અહીં પણ અભ્યાસમાં સારી રીતે લાગી જશે. બહારના અન્ય લાભ તો બેશક છેજ."

તાત્પર્ય એ કે હવે મારૂં બોર્ડિંગમાં ન જવાનું તો કોઇ રીતે રહ્યું નથી. ત્યાં ન જવાનો પ્રયત્ન કરવો એ તો નિરર્થક છે. હવે તો મન પહેલાના કરતાં અધિક પરોવાય એવો યત્ન કરવો જોઇએ. એટલા માટેજ આ ગુરૂવારે કે શુક્રવારે ત્યાં જવાનો વિચાર રાખું છું. આપ એ ગુરૂવાર પહેલાં એક રોજ અહીં આવી જાઓ તો બહુ કૃપા થશે. આપ દાસપર કોઇ પણ રીતે દોષનું આરોપણ ન કરશો. હું તો સર્વ પ્રકારે આપનો સેવક (આજ્ઞાધીન) છું.

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૫૫.** તા. ૨૫ મે, ૧૮૯૧.

**આજ મેં સર્વ હકીકત મેળવી છે.**

**(૧) ગ્રીષ્મઋતુ-ઉનાળાની રજામાં અમારે ભાડું વગેરે નહિ આપવું પડે.**

(૨) જેટલા દિવસ અમે ત્યાં જમીએ એટલા દિવસનો હિસાબ આપવો પડે છે, અને જો કોઈ અતિથિ આવે તો જેટલા રોજ તે જમે એટલા દિવસ અમારા હિસાબમાં ઉમેરાય છે.

(૩) બોર્ડિંગના મકાનનું ભાડું મહીનાના નવ આના છે. પહેલી તારીખથી વીશ તારીખ સુધીમાં એ ગમે ત્યારે પણ આપવું પડે છે. ભોજનનો હિસાબ દિવસો ગણીને મહીનાની આખરે થાય છે.

(૪) મેં બોર્ડિંગના સુપ્રિન્ટેન્ડેન્ટને કહ્યું હતું કે મારા વાલી એટલો બધો ખર્ચ નહિ આપી શકે. તેમણે હિસાબ કરીને કહ્યું કે "લગભગ એક રૂપિયાથી વધારે ખર્ચ નહિ વધે. એમાં કાંઈ મોટી વાત નથી. જો ખાવાનું સારૂં મળતું હોય તો બીજું ખર્ચ ઓછું કરી નાખજો અને એમ પણ મુશ્કેલ લાગતું હોય તો પરીક્ષા સુધી નવ મહીનાજ રહેજો." વળી એમણે એમ પણ કહ્યું કે "પહેલાં તો અમે વધારે ખર્ચ થવાજ નહિ દઈએ; અને બીજું એ કે તમારે અહીં વધારે પુસ્તકો નહિ ખરીદવાં પડે, કારણ કે તમે બીજાની પાસેથી લઈ શકશો. ત્રીજું જો તમને તદ્દન પ્રતિકૂળ લાગે તો રજા પછી નીકળી જજો." —સેવક **તીર્થરામ.**

**पत्र ५६—विद्यार्थी अवस्थामां सहाध्यायीओने भणाववुं.** તા. ૨૫ જુન, ૧૮૯૧.

અમારા ગણિતના પ્રૉફેસર માંદા હતા જેથી દરરોજ એક કલાક તેમની જગ્યાએ મારે ભણાવવું પડે છે. કાલ અમને (ગણિતશાસ્ત્રના વિદ્યાર્થીઓને) રજા મળી હતી. હું કૉલેજથી બોર્ડિંગમાં આવ્યો ને રૂપિયો વટાવવા માટે પેટીમાંથી બહાર રાખ્યો (મારી બેસવાની જગ્યા-ઉપર). મારી ઓરડીનો સહવાસી દી........હજુ આવ્યો નહોતો; પણ બોર્ડિંગના બીજા એક બે વિદ્યાર્થી હતા. હું જમવા માટે રસોડામાં ગયો પરન્તુ રૂપિયો બહાર પડયો રહ્યો, તેમજ ઓરડીને તાળું પણ ન માર્યું. જમીને આવીને જોયું તો રૂપિયો ન મળ્યો. દી........એ બહુએ પૂછપરછ કરી પણ પત્તો ન મળ્યો. કોણ જાણે કોણ લઈ ગયું. કદાચિત નોકરે લીધો હોય અથવા તો કોઈ વિદ્યાર્થી ઉઠાવી ગયો હોય. કાલથી મને એક મોટી પેટી મળી છે. એનાથી બહુ આરામ થયો છે.

ચાર પાંચ દિવસથી રોજ મારી નસકોરી ફૂટે છે, પણ ગઈ રાત્રે તો એટલું બધું લોહી નીકળ્યું કે હું બેહોશ થઈ ગયો હતો. આજે તો કૉલેજમાં પણ નથી ગયો; કારણ કે એ વખતે મગજમાં અશક્તિ બહુ હતી. પરન્તુ સવારના સાત વાગ્યાથી અત્યાર સુધી તબીયત સારી રહી છે. બધા વિદ્યાર્થીઓ મારા તરફ બહુ સદ્‌ભાવ રાખે છે, અને ખાસ કરીને દી........ મારી બહુ સેવા કરે છે. આજ મેં બદામ વગેરે ચારમીંજ *ઘૂંટાવીને પીધાં છે. અત્યારે બધી રીતે આરામ છે. આપ દયા રાખશો અને મને પત્ર લખ્યા કરશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ५७—गरम वस्तुओनो त्याग.** તા. ૨૬ જુન, ૧૮૯૧.

મેં જે કવર લખ્યું હતું તેમાં એક વાત લખવાની ભૂલી ગયો હતો કે બોર્ડિંગના વ્યવસ્થાપક લાલા શિ....ની આપપર બહુ શ્રદ્ધા બેઠી છે. અમે બન્ને સૂતા પહેલાં ભજન કરીએ છીએ, મેં આપની હકીકત કહી હતી. એ બહુ પ્રસન્ન થયા. હું હવે ગરમ વસ્તુઓ બીલકુલ ખાતોજ નથી. —સેવક **તીર્થરામ.**

**पत्र ५८—अति परिश्रम मगजने हानिकारक छे.** તા. ૧૪ જુલાઈ, ૧૮૯૧.

અહીં બહુ ગરમી પડે છે, અને હું (કે જેની પ્રકૃતિ પહેલેથીજ ગરમ છે) તો બહુ કંટાળી ગયો છું. મારૂં મગજ કામ નથી કરી શકતું; તેથી આજ બહુજ થોડું વાંચી શક્યો

* કાકડી વગેરે ફળનાં ચાર પ્રકારનાં બીજ ઠંડક માટે વિવાય છે.

છું. મારા ચિત્તમાં એમ આવ્યું છે કે રજા લઈને ૨૫ જુલાઈની પહેલાંજ આપની પાસે આવીને થોડો આરામ કરૂં. મારૂં મગજ જો ઠીક થઈ જશે તો નહિ આવું, અને ન થયું તો મારૂં આવવું યોગ્ય છે કે કેમ તે આપ લખશો. યોગ્ય હોય તો આવું, નહિ તો નહિ.

પાછળના દિવસોમાં બહુ મહેનત કરવી પડતી હતી તે પણ મગજની નબળાઈનું એક કારણ છે. આપ મારાપર દયા રાખશો. સેવક **તીર્થરામ.**

**पत्र ५९—तीव्र गुरुभक्ति अने सेवा.** તા. ૨ ઓકટોબર, ૧૮૯૧.

પરમેશ્વરની ખાતર એક પત્ર લખો. આપે જે વૃક્ષને અત્યાર સુધી પાળ્યું છે ને પાણી પાયું છે તો હવે એકાએક એ વૃક્ષનું ધ્યાન ન છોડી દેવું જોઈએ. આપ મને ચાહો કે ન ચાહો પણ હું તો આપનો સેવક છું, અને એટલું તો અવશ્ય ઇચ્છું છું કે જેટલું ધ્યાન એક પાણી ભરનારા નોકર તરફ કે કોઈ ચાકર તરફ રાખીએ તેટલું ધ્યાન તો મારાપર રાખશોજ.

—સેવક **તીર્થરામ.**

**पत्र ६०—संसारनां सुख रात्रिना पक्षीनी छाया समान छे.** તા. ૫ ડિસેમ્બર, ૧૮૯૧.

કાલ આપનો એક કાગળ મળ્યો હતો, અત્યંત આનંદ થયો. મેં કાલથી આપને લખવાને માટે આ કાર્ડ તૈયાર કરી રાખ્યું હતું, પરન્તુ ગણિતના એક અતિ કઠિન પ્રશ્નનું નિરાકરણ કરવામાં રોકાઈ ગયો હતો, તેથી લખવાનો સમય નહોતો મળ્યો. કૉલેજનું બાકીનું કામ કાલથી કાંઈ પણ નથી કર્યું. આજ આઠ પ્રહર પછી એ પ્રશ્નનું સમાધાન થયું છે. હવે બીજું કામ કરીશ.........

પરમાત્માનું સ્વરૂપ અદ્ભુત ચમત્કારોનો સમૂહ છે. જેમ *પેલું રાત્રિનું પક્ષી કોઈની નજરે નહોતું પડતું, પણ તેના અવાજ માત્રથી તેને આવ્યું સમજતા હતા, તેના જેવાં સંસારનાં સુખ છે. —સેવક **તીર્થરામ.**

**पत्र ६१—प्लीहा—बरोळना रोगथी मुक्त थवुं.** ડિસેમ્બર, ૧૮૯૧.

અમારા કૉલેજના ડૉકટર સાહેબે મને એક અંગ્રેજી દવા અપાવી હતી. કાંઈક તેનાથી ને કાંઈક વ્યાયામથી મારો પ્લીહારોગ તદ્દન નિર્મૂળ થયો છે.........કામ બહુ છે અને પરિશ્રમની સંપૂર્ણ આવશ્યકતા છે. આપ કૃપાદૃષ્ટિ રાખશો કે જેથી હું પરિશ્રમ કર્યા કરૂં અને નિરંતર બહુ સારી રીતે કામ કરતો રહું. —સેવક **તીર્થરામ.**

**पत्र ६२.**

બોર્ડિંગમાં હજી સુધી જવાનો વખત નથી મળ્યો. કદાચિત્ આજ જવાનું બને. પરમ દિવસે રાત્રિએ ગુમટી બજારવાળા મકાનમાંથી મારૂં નુકસાન થયું છે. પથારીપૈકી એક ગોદડી, એક થાળી, એક લોટો અને એક વાટકો ચોર તાળું તોડીને લઈ ગયા છે. પથારીમાં, ધોવા આપવાને માટે રાખેલી કપડાંની જોડી પણ લઇ ગયા છે. પુસ્તકો બધાં બચી ગયાં છે. લાલા +જવાલાપ્રસાદ અને ÷ઝંડુમલ કહે છે કે અમે નવાં કપડાં સીવડાવી દઇશું. વળી કહે છે કે "ગુંસાઇજી! જરાએ ભ્રમ ન કરશો; આપની બધી જરૂરિઆતો અમે પૂરી કરીશું"

* ધના ભગતજીને પૂછતાં જણાયું કે તીર્થરામજી દરરોજ રાત્રિએ એક પક્ષીનો અવાજ સાંભળતા હતા. તે પક્ષી તેમની નજરે નહોતું પડતું, પણ અવાજ માત્રથી તે આવ્યું ને ગયું એ જણાતું હતું.

+ લાલા જવાલાપ્રસાદ એ વખતે એ કૉલેજમાં ભણતા હતા, અને ઘેર તીર્થરામજી પાસે ગણિત શીખતા હતા. તે તીર્થરામજીથી એક વર્ગ પાછળ હતા.

÷ ઝંડુમલજી મિશન કૉલેજમાં ભણાવતા હતા. એ સદ્ગૃહસ્થે તીર્થરામજીની એ સમયમાં તન,

મહારાજજી, આપ ભ્રમ ન કરશો, મારાપર પ્રસન્ન રહેશો. આજ સાંજે બોર્ડિંગમાં ગયા છીએ.
–સેવક **તીર્થરામ.**

**પત્ર ૬૩–બી. એ. ની. વાર્ષિક પરીક્ષા.** તા. ૨૪ માર્ચ, ૧૮૯૨.

આજે હું એક વિષય (ગણિત) ની પરીક્ષા આપી આવ્યો છું. એક પેપર બહુ અઘરો હતો. પરન્તુ હું આશા રાખું છું કે આપે મારા માટે વિચાર કર્યો હશે. કાલ બીજા પ્રકારના ગણિત (ગણિતનો અન્ય વિભાગ)ની પરીક્ષા છે. મને એમાં અત્યંત ભય છે. આપ અવશ્ય પ્રાર્થના કરશો. પરમ દહાડે મુખપરીક્ષા (Oral) છે, જેમાં મને સર્વથી અધિક ભય છે, કારણ કે જો એમાં પાસ ન થાય તો બધી પરીક્ષામાં નાપાસ ગણાય છે. કદાચ કાલ આપ પોતેજ અહીં પધારો.
–સેવક **તીર્થરામ.**

**પત્ર ૬૪–બી. એ. માં પુનઃ પ્રવિષ્ટ થવું.** તા. ૨ મે, ૧૮૯૨.

*આજ હું કૉલેજમાં દાખલ થઇ ગયો છું............અમારી કૉલેજના +હલવાઇએ મને પહેલાં ઘણીવાર કહ્યું હતું કે હું તેને ઘેર જમ્યા કરૂં. એમણે આજ વળી હાથ જોડીને પ્રાર્થના કરી કે મારે ત્યાં જમતા રહો. મેં આજ એને કહ્યું છે કે "ઠીક એમ કરીશ." બે ત્રણ દિવસ જમી જોઇશ. યોગ્ય લાગશે તો જમતો રહીશ, નહિ તો છોડી દઇશ. –સેવક **તીર્થરામ.**

**પત્ર ૬૫.** તા. ૯ મે, ૧૮૯૨.

આ અઠવાડીઆમાં આપનો કોઈ પણ કૃપાપત્ર નથી મળ્યો. પરમ દહાડેથી હું એને (ઝંડુમલને) ત્યાં જમું છું. બહુ પ્રીતિપૂર્વક ભોજન બને છે. આપ આવો ત્યારે આપને મારૂં ત્યાં જમવું યોગ્ય નહિ લાગે તો હું છોડી દઇશ. હું અનુમાન કરૂં છું કે આપનો મારે માટે એવો સંકલ્પ હતો તેથીજ એ પ્રમાણે પ્રબન્ધ થઈ ગયો. –સેવક **તીર્થરામ,**

**પત્ર ૬૬.** તા. ૧૪ મે, ૧૮૯૨.

હું આપને એક અદ્‌ભુત વાર્ત્તા લખું છું. પહેલાં એટલું તો આપને હરકોઇ રીતે માલૂમ હશે કે આ સાલ બી. એ. ની પરીક્ષામાં અનેક યોગ્ય અને નિપુણ વિદ્યાર્થીઓ અંગ્રેજીમાં રહી ગયા છે. જે વિદ્યાર્થી અંગ્રેજીમાં પ્રથમ નીકળ્યો છે તે એટલો તો નાલાયક હતો કે અંગ્રેજીના પ્રૉફેસરની એને પરીક્ષામાં મોકલવાનીજ ઇચ્છા નહોતી. સર્વને આશ્ચર્ય થાય છે કે એ પ્રથમ કેવી રીતે આવ્યો ?
–સેવક **તીર્થરામ.**

**પત્ર ૬૭.** તા. ૧૯ મે, ૧૮૯૨.

÷મેં એક રીતથી તો મારી સઘળી હકીકત લખીને સાહેબને બતાવી હતી. પેપર બીજી-

---

મન અને ધનથી સહાયતા કરી છે. આગળના પત્રોથી માલૂમ પડે છે કે જો કોઇએ નિઃસ્વાર્થ, કોઇ પણ જાતના શારીરિક સંબંધ વિના કેવળ સહાનુભવ, પ્રીતિ અને ધર્મથી વત્સલતાપૂર્વક નિર્ધન વિદ્યાર્થી **તીર્થ**રામની અનેક પ્રકારે સહાયતા કરી હોય તો તે ઝંડુમલજ છે. અનેક માસ સુધી એઓએ **તીર્થ**-રામને પોતાને ઘેર ભોજન દીધું. પોતાનું મકાન તૂટી ગયું ત્યારે **તીર્થ**રામને બીજાની પાસેથી વગર ભાડે મકાન અપાવ્યું. વગેરે.

* આ પત્રથી જણાય છે કે **તીર્થ**રામ બી. એ. માં આ સાલ નાપાસ થયા હતા અને હવે બી. એ. માં ફરી દાખલ થયા હતા.

+ હલવાઇ ઝંડુમલ, જેનું વર્ણન આગળ આવી ગયું છે.

÷ એ સાલ બી. એ. માં અંગ્રેજીની પરીક્ષામાં બહુ અવ્યવસ્થા થઇ હતી. અનેક ઉત્તમ વિદ્યાર્થીઓ રહી ગયા હતા. **તીર્થ**રામજીના માર્ક્સ જોતાં તેઓ યુનિવર્સિટીમાં પ્રથમ હતા. માત્ર અંગ્રેજીમાં બે ચાર માર્ક માટે નીકળી ગયા હતા.

વાર જોવાની તક તેઓ નથી દેતા. સાહેબે યુનિવર્સિટીમાં મારે માટે બહુ કહ્યું હતું કે એનો (એટલે કે મારો) કાંઇ પક્ષ લેવો જોઇએ. છતાં એમની વાત કોઇએ માની નહિ. યુનિવર્સિટીએ નોટિસ બહાર પાડી છે કે જેઓએ બી. એ. અથવા એમ. એ. ની પરીક્ષા પાસ કરી હોય અને જેનું વય ૨૧ વર્ષથી વધારે ન હોય, એઓને ગણિતશાસ્ત્ર અથવા વિજ્ઞાનશાસ્ત્રમાં વિલાયતમાં એમ. એ પાસ થવું હોય તો અરજી કરે. જેનો હક્ક સૌથી વધારે હશે તેને પૂરી સ્કૉલરશિપ આપીને વિલાયત મોકલવામાં આવશે. જ્યારે વિલાયતથી એ પરીક્ષા પાસ કરીને આવશે ત્યારે એને એક મહાન પદવી આપવામાં આવશે. જો હું આ સાલ પાસ થયો હોત તો મને આ સ્કૉલરશિપ જરૂર મળત. પહેલાં તો મારૂં વય જોતાં, બીજું મારા ગણિતશાસ્ત્રના માર્કસના કારણથી અને ત્રીજું મારા આચરણને લીધે. પણ હવે તો શું બને તેમ છે? આપ દયા રાખ્યા કરશો........ —સેવક **તીર્થરામ.**

**પત્ર ૬૮.** તા. ૮ જુન, ૧૮૯૨.

સરદાર **ના**....મને કાલ નહોતા મળ્યા; આજ પણ નથી મળ્યા. કૉલેજ કે ઘેર ક્યાંય નથી મલી શક્યા. પંડિત **દ્વા**....જેણે મારાં પુસ્તકો ખરીદવાનું કહ્યું હતું તે અહીં આવ્યા સાંભળ્યા છે છતાં ત્રણ દિવસથી તે પણ નથી મળ્યા. મારો તો એવો વિચાર થાય છે કે આવતી કાલે ત્રણ ચાર રૂપિયાની કિંમતનાં પુસ્તકોનાં એક કાગળપર નામ લખીને તે જાહેરખબર નોટીસના રૂપમાં કૉલેજની દિવાલપર ચોડી દઉં કે જેથી એ પુસ્તકો વેચાઈ જાય. અમારા ગણિતશાસ્ત્રના પ્રૉફેસર માંદા પડયા હતા. દશબાર દિવસે આજ એઓ કૉલેજમાં આવ્યા હતા. અમારા વર્ગનો એક હોંશિઆર વિદ્યાર્થી થોડા દિવસના તાવથી કાલ સાંજે ગુજરી ગયો. અન્ય સર્વ પ્રકાર કુશળ છે. —આપનો દાસ **તીર્થરામ.**

**પત્ર ૬૯.**

જ્યાં હું જમું છું એ ઘરની જોડમાં એક બારિસ્ટરનું ઘર છે. એ ઘર બીલકુલ ખાલી પડયું રહે છે. એમનો વિચાર છે કે એ મકાનને નવેસર બનાવવું. ઝંડુમલ હલવાઇ (જેને ઘેર હું જમું છું) એ બારિસ્ટર સાહેબના ભાઇને મારે માટે કહ્યું હતું કે એઓ મને એજ મકાનમાં આ ઉનાળાના દિવસોમાં મફત રહેવા દે. તેમણે તે મંજૂર પણ કર્યું હતું. મેં હજુ સુધી એ મકાન અંદરથી નથી જોયું. બહારથી કાંઈ બહુ સુશોભિત નથી દેખાતું, તેમ કાંઈ બહુ મોટું પણ નથી. મારા આ મકાનની બહુજ પાસે છે. ગલીમાં છે છતાં આજુબાજુ એટલો બધો શોરબકોર નથી.

બારિસ્ટર સાહેબના ભાઈ એમના કારભારી છે. એફ. એ. માં મારા સહાધ્યાયી હતા.

ઝંડુમલને મેં નહોતું કહ્યું કે એમને મારે માટે આમ કહે, પરન્તુ એણે પોતાની મેળેજ એમ કહ્યું હતું કે જે બે મહીનાનું ભાડું બચ્યું તે ખરૂં. હવે આપ લખશો ત્યારે હું એ મકાનમાં રહેવા જવાનો વિચાર કરીશ. અત્યારે તો કાંઇ વિચાર નથી. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૭૦—નિર્ધન અવસ્થામાં પણ ઉદારતા.** તા. ૧૧ જુન, ૧૮૯૨.

આજ કોઇ પુરુષે મારે માટે પ્રિન્સિપાલ સાહેબને ત્રેપન (૫૩) રૂપીઆ આપ્યા છે. સાહેબે મને બોલાવીને કહ્યું કે આ લઇ લે. મેં પૂછ્યું કે કોણે આપ્યા છે? તેમણે કહ્યું કે નામ નહિ બતાવું. (હું અનુમાન કરૂં છું કે કદાચિત એઓ પોતાની ગાંઠના આપતા હોય.) એટલે મેં કહ્યું કે એમાંથી અર્ધા કૉલેજના કામકાજમાં વાપરો અને અર્ધા મને આપો. એ

પણ એમણે ન માન્યું. ત્યારે મેં કહ્યું કે “વારૂ, અમારા ગણિતના પ્રૉફેસર ગિલ્બર્ટસન સાહેબ મારી અર્ધી ફ્રી આપે છે, એમને હું વ્યર્થ કષ્ટ આપવા નથી ઇચ્છતો, એટલા માટે એમની પાસેથી લેવાને બદલે આમાંથી પરીક્ષા સુધીની અર્ધી ફ્રી લઇ લ્યો.” તેમણે કહ્યું કે “એ વાતનો નિર્ણય તો ગિલ્બર્ટસન સાહેબ સાથે કરજો.” આખરે મેં રૂપીઆ લાવીને અયોધ્યાપ્રસાદને આપી દીધા છે. પિતાજીના રૂપીઆ હજુ સુધી મને નથી મળ્યા. આપ હવે અવશ્ય અહીં પધારશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ७१-स्त्रीनो जोडो पहेरीने कॉलेजमां जवुं.** તા. ૫ જુલાઇ, ૧૮૯૨.

કાલ રાત્રિએ જ્યારે હું દૂધ પીવા ગયો ત્યારે મારો એક જોડો કોઇની ઠોકર લાગવાથી ગટરમાં પડી ગયો. દૂધ પી લીધા પછી જ્યારે જોડા પહેરવા માંડયા ત્યારે એકપગમાં તો એક જોડો પહેરી લીધો ને બીજો આડો અવળો શોધ્યો પણ ક્યાંય ન મળ્યો. હલવાઈ (દૂધવાળો) દીવો લઇને બધી ગટરમાં ફરી વળ્યો તોપણ ન મળ્યો. બે છોકરાને પૈસો આપવો કરી તપાસ કરાવી તોપણ પત્તો ન મળ્યો. પાણી બહુ જોરથી વહેતું હતું તેથી બહુ દૂર નીકળી ગયો હશે. મારા ઘરમાં એક જૂનો સ્ત્રીને પહેરવાનો જોડો પડયો હતો. સવારે એક મારો જોડો અને એક એ સ્ત્રીનો પહેરવાનો જોડો પહેરીને હું કૉલેજમાં ગયો. મારા એ જોડા બહુ જુના થઈ ગયા હતા તેથી મેં આજ સવાનવ આનાના નવા જોડા લીધા છે. મારૂં આપનામાં બહુ લક્ષ રહે છે. આપ મારાપર સદા ખુશ રહેશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ७२-घेर भणाववुं.** તા. ૮ ઑક્ટોબર, ૧૮૯૨.

આપનો કૃપાપત્ર મળ્યો. અત્યંત આનંદ થયો. આજ અમારી કૉલેજ ઉઘડી છે, પરંતુ કોઇ પણ પ્રૉફેસરની પાસે એ વાત કહેવાનો પ્રસંગ નથી મળ્યો. અલબત્ત બ........મળ્યો હતો. એ કહેતો હતો કે હીરામંડીમાં રાજા ધ્યા....ની હવેલી પાસે બાબૂ લ........એકઝીક્યુટીવ એન્જીનિયર છે. એના છોકરાને જો રોજના બે કલાક ભણાવશો તો પંદર રૂપિયા માસિક મળશે. વળી એ કહેતો હતો કે કાલ રવિવારે હું તમને તેની પાસે લઇ જઈશ. મેં કબૂલ કર્યું હતું. હવે આગળ ઉપર જોઈશ, કારણ કે આપનું મારા પ્રતિ શુભ ધ્યાન છે તો અવશ્યમેવ કોઈ શુભ પ્રસંગ મળી જશે..... —સેવક **તીર્થરામ.**

**पत्र ७३.** તા. ૮ ઑક્ટોબર, ૧૮૯૨.

હું કાલ અહીં આવી ગયો હતો. જે મકાનમાં હું પહેલાં રહેતો હતો તે વરસાદને લીધે પડી ગયું હતું. પરન્તુ મારો સામાન ઝંડુમલજીએ બચાવી લીધો હતો. હજુ સુધી બીજું કોઇ મકાન નથી મળ્યું. કાલ રાત્રે ઝંડુમલજીને ઘેર સૂઈ રહ્યો હતો અને ભોજન પણ એને ઘેરજ કરૂં છું. બેસવા ઉઠવાનું લાલા અયોધ્યાદાસને ઘેર રાખ્યું છે. —સેવક **તીર્થરામ.**

**पत्र ७४.** તા. ૧૩ ઑક્ટોબર, ૧૮૯૨.

આપનો કોઈ પણ કૃપાપત્ર નથી. હમણાં ઝંડુમલની સ્ત્રી ઘેર નથી તેથી હું ભોજન વીશીમાં લઉં છું. હજુ સુધી ભણાવવાનો કોઇ પણ વિદ્યાર્થી નથી મળ્યો. કૉલેજ ઉઘડશે ત્યારે કોઈ પ્રૉફેસરને કહીશ. કદાચ એઓ કોઇ બંદોબસ્ત કરી આપે. આપ સવિસ્તર લખશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ७५-विद्यार्थीओने भणाववाना काममांथी प्रॉफेसरोनुं अटकाववुं.**

તા. ૧૮ ઑક્ટોબર, ૧૮૯૨.

મેં બધા પ્રૉફેસરોને કહ્યું હતું, બધાએ કહેવા લાગ્યા કે હવે પરીક્ષાનો સમય નજીક

આવે છે; તેથી વખત ન ગુમાવ. તારાથી બને ત્યાં સુધી એ કામ ન કર. તારો સમય દશ પંદર રૂપિયાથી વધારે મૂલ્યવાન છે. વગેરે.

વારૂ, મહારાજજી ! હું તો સર્વ સ્થિતિમાં પ્રસન્ન છું. અને આપ મારાપર સર્વ પ્રકારે આનન્દિત રહેશો. જેમ હશે તેમ ચલાવી લઇશ........

હવે હું એક અત્યંત શોકની વાત લખું છું કે ગઇ રજાઓમાં મારા બે મિત્ર મરી ગયા. એક ખલીલુલ રહ્‌માન જેણે આ વખતે બી. એ. પાસ કરી હતી. બીજા લાલા શિવરામ જેને આપ પણ જાણતા હતા; અને જે મારાપર અત્યંત કૃપાળુ હતા. એના વંશનો હવે કોઇ પુરુષ રહ્યો નથી. સર્વ સ્ત્રીઓ વિધવા થઇ ગઇ છે. પરમેશ્વર એની દયા રાખે. આપ જલદી પત્ર લખશો. –સેવક **તીર્થરામ.**

તા. ૨૩ ઑક્ટોબર, ૧૮૯૨.

**पत्र ७६.**

મારે પત્ર તો પહેલાં લખવો હતો, પણ મેં ધાર્યું કે કાંઈ ઠીક પરિણામ આવે તો લખું, એટલા માટે વાર લાગી. વાત એવી છે કે હજુ સુધી ભણાવવાનો કોઈ પણ પ્રસંગ (અનુકુળ) માલૂમ નથી પડતો. આપ મારાપર સદા પ્રસન્ન રહેશો. હું સર્વ સ્થિતિમાં પ્રસન્ન છું. આગળ ઉપર જે થશે તે જણાવીશ.

અમારી કૉલેજના પંડિત સાહેબ અતિ નિપુણ વેદાન્તી છે. મેં એને મારો નિશ્ચય જાહેર કર્યો હતો, તેથી મારાપર તેઓ પ્રસન્ન રહે છે. –સેવક **તીર્થરામ.**

તા. ૩૧ ડિસેમ્બર, ૧૮૯૨.

**पत्र ७७–एक विद्यार्थीने भणाववुं.**

આપનાં દર્શન કરવા જીવ તલ્પી રહ્યો છે. ગઇ રાત્રે તો મેં વિચાર પણ કર્યો હતો કે એક રાત ગુજરાંવાલાં જઇ આવું. અમારા વર્ગના એક વિદ્યાર્થીએ હમણાં મારી પાસે ગણિત શીખવું શરૂ કર્યું છે. પગારની બાબતમાં મેં કાંઇ કહ્યું નથી; તેમ એણે પણ નથી કહ્યું. પણ એ ગૃહસ્થ બહુજ ભલા છે. ઉપકારને જાણનારા છે. આપ આપનું વૃત્તાન્ત મને સત્વર લખશો અને મારાપર દયા રાખશો. –સેવક **તીર્થરામ.**

તા. ૩ જાન્યુઆરી, ૧૮૯૩.

**पत्र ७८.**

....આપનો કૃપાપત્ર મળ્યો. અત્યંત આનંદ પ્રાપ્ત થયો. સરદાર સું........ની પરીક્ષા થોડા દહાડામાં પૂરી થઇ જશે. જે સહાધ્યાયીને હું ભણાવું છું તે મારા ભણાવવાથી બહુ ખુશી છે, અને થોડામાં થોડું એટલું તો જરૂર આપતા રહેશે કે જેનાથી મારી જરૂરિયાતો (દૂધ, ભાડું વગેરે) પૂરી પડે અને જોઇએ તેટલાં મારાં ભણવાનાં પુસ્તકો ખરીદી લઉં.

વળી સરદાર સું........એમ પણ કહે છે કે હું એના ઘરમાં રહેવા જાઉં. વારૂ, આપ જ્યારે અહીં આવશો ત્યારે કહેશો તેમ કરીશ. મેં આપનું વર્ણન મારા એ સહાધ્યાયી આગળ કર્યું હતું. એ આપનાં દર્શનની જિજ્ઞાસા રાખે છે. –સેવક **તીર્થરામ.**

તા. ૨૦ જાન્યુઆરી, ૧૮૯૩.

**पत्र ७९–अध्यापकोना सन्माननी चिन्ता.**

કાલ સવારે અમારી પરીક્ષાની *ફી લેવાશે. હમણાં મેં લાલા અયોધ્યાદાસ પાસેથી ત્રીશ રૂપીઆ લીધા છે. કદાચિત આપ મારે વિષે કોઇને કાંઈ કહો તો એ ધ્યાનમાં રાખશો કે મારા અધ્યાપકોના સંબંધમાં કાંઇ ખરાબ ઇસારો ન થાય. તેમની કીર્તિ વધવી જોઇએ. હું સંસારમાં એના જેવા અન્ય કોઇ નથી જોતો. –સેવક **તીર્થરામ.**

* બી. એ. ની બીજીવારની પરીક્ષાની.

### पत्र ८०-प्रॉफेसरनी सहायता अने तीर्थरामजीनी उदारता.

તા. ૨૩ જાન્યુઆરી, ૧૮૯૩.

કૉલેજમાં જતાં જતાં આપનો કૃપાપત્ર મળ્યો. અત્યંત આનંદ થયો. હું કૉલેજમાં ગયો એટલે કૉલેજનો પટાવાળો મને બોલાવીને *ગિલ્બર્ટસન સાહેબની પાસે લઈ ગયો. એમણે મને કાગળનું એક પડીકું આપ્યું. અને કહ્યું કે "જાઓ." એ વખતે ઘંટ વાગ્યો તેથી હું પડીકાને ગજવામાં નાખી ભણવા માંડયો. આજ મારી પાસે એક પૈસો પણ વાપરવા નહોતો. ત્રણ કલાક પછી મેં દૂર જઇને એ પડીકું ઉઘાડયું તો તેમાં ત્રીશ રૂપીઆ હતા. એજ વખતે હું પ્રૉફેસર સાહેબની પાસે ગયો ને કહ્યું "મને આટલા બધા રૂપીઆની જરૂરત નથી. આમાંથી આપ વીસ રૂપીઆ પાછા લઇ લ્યો." પણ તેમણે ન માન્યું. હવે જો આપ આ પત્ર વાંચીને અહીં પધારો ને આમાંથી વીસ રૂપીઆ લઇ જાઓ તો અત્યંત કૃપા થશે. આપ જો વાજબી સમજો તો એમાંથી દસ રૂપીઆ મારી માતાને મોકલી દેજો. ટપાલમાં એટલા માટે નથી મોકલતો કે આપ આવશો તો મળી પણ જશો. મારી પાસે દસ રૂપીઆ એટલા માટે રાખું છું કે આગળ બે મહીનાની ફી આપવાની છે. —સેવક **તીર્થરામ.**

### पत्र ८१-तीर्थरामजीनुं झंडुमलपर विशेष ध्यान.

તા. ૭ ફેબ્રુઆરી, ૧૮૯૩.

પ્રૉફેસર સાહેબને મેં જે પુસ્તક વિષે કહ્યું હતું તે આજ એમણે લઇ દીધું છે. વળી તેમણે મને એક સજ્જન પાસે ભણવા માટે +ભારતવર્ષના ગણિતશાસ્ત્રના સૂર્યે લખેલું પુસ્તક આપ્યું છે. એ પુસ્તકની પ્રસ્તાવના ઇંગ્લાંડના એક નિપુણ ગણિતશાસ્ત્રવેત્તાએ લખી છે. એ પ્રસ્તાવનામાં આપણા દેશના પ્રાચીન જ્ઞાનવિજ્ઞાનની એટલી તો ચર્ચા કરી છે કે જેનો અંત નહિ. આપ મને પત્ર લખ્યા કરશો.

જો આપ પરિશ્રમ ન માનો તો ઝંડુમલને માટે એક થાળ બનાવી રાખજો.—સેવક **તીર્થરામ.**

### पत्र ८२-झंडुमलनो अत्यंत प्रेम.

તા. ૧૨ ફેબ્રુઆરી, ૧૮૯૩.

ગઇ કાલ સાંજથી અમે બોર્ડિંગમાં આવી ગયા છીએ. સવારે સવારે બોર્ડિંગમાં જમતો રહીશ અને સાંજે ઝંડુમલને ઘેર. બોર્ડિંગમાં સવારનું જમવું પણ ઝંડુમલે બહુ મુશ્કેલીથી કબૂલ કર્યું છે. આપ મારાપર દયા રાખશો. આજથી હું મારા ગામને મુરાલીવાલાને બદલે મુરારીવાલા કહ્યા કરીશ. મુરારીનો અર્થ પરમેશ્વર થાય છે. —સેવક **તીર્થરામ.**

### पत्र ८३.

તા. ૧૮ ફેબ્રુઆરી, ૧૮૯૩.

ઝંડુમલે મને બે કેડીઆં અને એક પાયજામો સીવડાવી દીધાં છે. વળી લાલા જ....નાં બધાં લુગડાં હું વાપરી શકું છું. અન્ય સર્વ પ્રકારે કુશળતા છે. આપ મારાપર દયા રાખશો.

—સેવક **તીર્થરામ.**

### पत्र ८४-बी. ए. नी कॉलेजनी परीक्षानुं परिणाम.

તા. ૧૧ માર્ચ, ૧૮૯૩.

આજ અમારા રોલ નંબર આવી ગયા છે. મારો નંબર ૮૭ છે. અમારી પ્રમાણ પરીક્ષાનું પરિણામ પણ બહાર પડયું છે. મને પરમેશ્વરે સૌથી ઉપર રાખ્યો છે. પહેલા વર્ગમાં રહેવા માટે જેટલા માર્ક જોઇએ તેનાથી મારા ૬૦ માર્ક વધારે આવ્યા છે. અંગ્રેજીમાં બહુજ ઠીક રહ્યો છું, અને ગણિતશાસ્ત્રના એક પેપરમાં તો ૧૫૦ માંથી ૧૪૮ માર્કસ મળ્યા છે. હું

---

* ગણિતશાસ્ત્રના પ્રૉફેસર.

\+ "Maxima and minima"—by Prof. Ramchandra.

સમજું છું કે એ બધું આપની કૃપાદષ્ટિનું ફળ છે. આપ મારાપર દયાદષ્ટિ રાખ્યા કરશો.
—સેવક **તીર્થરામ.**

**पत्र ८५—बी. ए. नी वार्षिक परीक्षा.** તા. ૨૧ માર્ચ, ૧૮૯૩.

પ્રતિક્ષણુ આપના ચરણોમાંજ મારૂં ધ્યાન રહે છે. આપ હજુ સુધી ન આવ્યા. બહુ ચિન્તા રહ્યા કરે છે. પરમ દિવસે અને ચોથે દિવસે અમારી ગણિતની પરીક્ષા છે. અંગ્રેજીની પરીક્ષા તો થઈ ગઇ છે. મહારાજજી! જો મારી સ્કૉલરશિપ સાઠ રૂપીઆ આવે તો પહેલા ત્રણુ માસની આપ રાખી લેજો, અને કાંઇ ઇનામ મળે તે પણુ આપનુંજ. વળી આપ જાણો છો તો ખરા કે હું સર્વસ્વ આપનોજ છું. હું જયારે ગણિતશાસ્ત્રના ચારે પેપર પૂરા લખી આપું ત્યારે મને નિરાંત થશે. જો આપની દયા હશે તો એ જરા પણુ મુશ્કેલ નથી. —સેવક **તીર્થરામ.**

**पत्र ८६—परीक्षाना परिणामनो एक सहाध्यायीनो पत्र.** તા. ૧૭ એપ્રીલ, ૧૮૯૩.

બાબુ **તીર્થરામ** સાહેબ!

નિત્ય કૃપાળુ રહેશો. ધન્યવાદ આપું છું કે આપ પંજાબભરમાં પ્રથમ રહ્યા છો. આપનો નંબર ૩૧ જ છે અને પહેલા વર્ગમાં આવો છો તેથી એ સ્કૉલરશિપ તો આપને સહેજે મળશે. બીજા લક્ષ્મણુદાસ, ત્રીજા ગુલામસરવર અને ચોથા ટોપનરામ છે. અમારી કૉલેજના લગભગ ૨૧ વિદ્યાર્થી પાસ થયા છે ને પંજાબમાં લગભગ ૫૦ પાસ થયા છે. આ સેવક આપને જરૂર તાર કરત, પણુ એનું પોતાનું ચિત્ત વ્યગ્ર છે તેથી ક્ષમા કરશો. (લખનારનું નામ નથી.)

**पत्र ८७—गुरुजीनी आकांक्षा तथा परिश्रम तरफ ध्यान.** તા. ૨૬ મે, ૧૮૯૩.

આપનો પાંચ રૂપીઆનો મનીઑર્ડર મળ્યો. મને અહીંથી રૂપીઆ મળી શકે છે તો આપે વ્યર્થ પરિશ્રમ શા માટે લીધો? શું આપની જરૂરિયાતો તે મારી જરૂરિયાતો નથી? આપ જો આજ્ઞા આપો તો લાલા સો........,માસાજી અથવા બીજા હરકોઇની પાસેથી જેટલા રૂપિઆ આપને જોઇએ તેટલા મોકલી આપું. આપે આ કષ્ટ શા માટે લીધું? પણુ એમાં મારોજ અપરાધ છે, કારણુ કે હું પહેલાં આપને એ બાબત લખવું ભૂલી ગયો હતો. —સેવક **તીર્થરામ.**

**पत्र ८८—झंडुमलनो अत्यंत आग्रह.** તા. ૨૬ જુન, ૧૮૯૩.

કાલે જે વખતે આપને રેલ્વેપર મૂકી આવ્યો તે વખતે ઝંડુમલજી મળ્યા. એણે આપની બાબતમાં પૂછ્યું. એનો એ વિચાર હતો કે એણે જે નવું મકાન લીધું છે તે આપને દેખાડી આપ પસંદ કરો એટલે એમાં મને રાખે. એ મકાન પરમ દિવસેજ ખાલી થયું હતું. ઝંડુમલ અત્યંત આગ્રહ કરે છે કે હું એના મકાનમાં ભાડું આપ્યા વિના રહું. આગળ ઉપર તો આપ જેમ આજ્ઞા કરશો તેમ કરીશ. આ મકાન ઝંડુમલની શેરીમાં છે. એ જૂનું છે અને બહુ હવાવાળું પણુ નથી. આપ કૃપા કરી સત્વર ઉત્તર આપશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ८९—गुरुजीने माटे परमेश्वरनी प्रार्थना.** તા. ૬ જુલાઇ, ૧૮૯૩.

મેં હમણાંજ પરમેશ્વરની પ્રાર્થના કરી કે આપને અંદર બહાર સર્વ પ્રકારે આનંદ રહે. કોઈ પણુ સંકલ્પવિકલ્પ કે વિક્ષેપ કદિ પણુ પીડા ન કરે. મહારાજજી! આપ મને સ્મરણમાં રાખશો.
—સેવક **તીર્થરામ.**

**पत्र ९०—आजीविकानी चिन्ता.** તા. ૭ જુલાઇ, ૧૮૯૩.

આજ મેં થોડું ઘણું સાંભળ્યું છે કે વૈદિક કૉલેજ-લાહોરના ગણિતશાસ્ત્રના પ્રૉફેસર રજા ઉપર જવાના છે. આપ જો પરમાત્માને કહીને મને એવી જગ્યાએ ગોઠવી આપો તો

એ મારે તેમજ આપને માટે એક હર્ષનું કારણ થાય. બધી સ્કૉલરશીપનો હિસાબ ગણતાં કાપકુપ કરીને માત્ર ચાર રૂપીઆ આઠ આનાજ મળ્યા છે. આપ કોઇ પણ રીતે ભીડમાં ન રહેશો. જેને હું ભણાવું છું તે મારાથી બહુ પ્રસન્ન રહે છે. –સેવક **તીર્થરામ.**

**पत्र ९१.** તા. ૧૦ જુલાઇ, ૧૮૯૩.

અહીં કાલ બહુ વરસાદ પડયો. અત્યારે હું કૉલેજથી ભણીને ફરતો ફરતો ઘેર જાઉં છું. અત્યારની વેળા બહુજ મનોહર છે. જ્યાં જ્યાં જોઉં છું ત્યાં જળ અથવા વનસ્પતિજ દૃષ્ટિએ પડે છે. શીતળ શીતળ વાયુ હૃદયને બહુ પ્રિય લાગે છે. આકાશમાં વાદળાં ઘડીમાં સૂર્યને સંતાડી દે છે તો ઘડીમાં બહાર લાવે છે........ગોલ બાગનાં વૃક્ષ ફળથી ભર્યા પડયાં છે, ડાળીઓ લળી લળીને જમીનપર પહોંચી છે. એમજ લાગે છે કે જાણે દાડમ, આલુ, કેરી વગેરે પડયાં કે હમણાં પડશે. કબૂતર, કાગડા અને ચકલી આદિ પક્ષી હવામાં મોજ માણે છે. વૃક્ષોપર પક્ષી અત્યંત આનંદપૂર્વક ગાન કરે છે. નાના પ્રકારનાં પુષ્પ ખીલી રહ્યાં છે; એમ લાગે છે કે જાણે મારૂં આગમન જોવા માટે ચક્ષુ ઉઘાડી મારી પ્રતીક્ષા કરી રહ્યાં છે. પૃથ્વીપર હરીઆળી છાઈ રહી છે, જાણે મખમલની ચાદર બિછાવી છે. સરૂ અને સપેદા ( એક પ્રકારનાં વૃક્ષ ) હમણાંજ સ્નાન કરીને સૂર્યપ્રતિ ધ્યાન કરીને એક ચરણથી ઉભાં છે; જાણે કે સાંય ઉપાસનામાં મગ્ન છે. આકાશનો નીલશ્વેત વર્ણ અદ્‌ભુત રમણીયતા દેખાડે છે. દેડકા વર્ષાનો હર્ષ પ્રદર્શિત કરે છે. પ્રત્યેક દિશામાંથી આનંદના ઘોષ ઉઠે છે; જાણે કે પૃથ્વી અને આકાશના વિવાહ થવાના છે! જેનાં સંતાન કાર્તિક અને માર્ગશીર્ષ સત્વગુણી માસ બનશે. અત્યારે મને આપ યાદ આવો છો. આપને આ સર્વ વસ્તુઓ દેખાડી શકતો નથી તેથી લખી મોકલું છું.

હવે હું ઘેર આવી પહોંચ્યો છું. આપનો પત્ર મળ્યો છે. અત્યંત હર્ષ થયો. પરમ દિવસે બુધવારે અમારી પરીક્ષા છે તેથી હવે હું વાંચવાના કામનો આરંભ કરૂં છું. આ કાગળ રસ્તામાં ચાલતાં ચાલતાં પેનસીલથી લખ્યો હતો અને ઘેર આવીને આ કાર્ડમાં એની નકલ કરૂં છું. –સેવક **તીર્થરામ.**

**पत्र ९२.** તા. ૧૧ જુલાઇ, ૧૮૯૩.

ભાઇ સુ..........જે મારી પાસે ભણતા હતા અને જેણે આ વખતે ચીફ કૉલેજમાંથી મિડલની પરીક્ષા આપી હતી પણ નાપાસ થયા હતા તેના પેપર ફરીવાર તપાસવાથી પાસ થયા છે. આ આનંદની વાત છે. –સેવક **તીર્થરામ.**

**पत्र ९३–कॉलेजना प्रिन्सिपालनो अकस्मात मेळाप.** તા. ૧૭ જુલાઇ, ૧૮૯૩.

આજ હું નદી (રાવી) તરફ ફરવા ગયો હતો. મછવાવાળા પુલપર ફરતો હતો એટલામાં ગવર્નમેંટ કૉલેજના પ્રિન્સિપાલ મિ. બૅલ ત્યાં આવી ચડયા. સારી રીતે મળ્યા. અનેક પ્રકારની વાતચીત થઇ. મારાં ચશ્માંની બાબતમાં તેમજ હું છત્રી કેમ નથી રાખતો તે વિષે પણ વાત થઇ, કારણ કે તે વખતે વાદળાં ચડયાં હતાં ને થોડા છાંટા પણ પડતા હતા વગેરે.

પછી મને ગાડીમાં બેસાડયો ને ગાડી શહેર તરફ વાળી. રસ્તામાં મારા અભ્યાસ વિષે વાત થઇ. અંગ્રેજી ભાષાની કવિતાની લગભગ સોએક કડીઓ મારે મુખાગ્ર હતી તે મેં સંભળાવી. ગણિતશાસ્ત્રના સંબંધમાં કહ્યું કે હું એનાં પ્રત્યેક વિષયનાં ચાર પાંચ પુસ્તકો જરૂર વાંચું છું. વળી અંગ્રેજી સાહિત્યનાં જે પુસ્તકો હમણાં વાંચું છું તે પણ મેં તેમને

કહ્યાં. તેઓ બહુ ખુશી થયા. પછી તેમણે મારાં માતપિતાના સંબંધમાં પૂછયું કે તેઓ ધનાઢય છે કે નહિ? મેં જવાબ આપ્યો કે નહિ. તેમણે પૂછયું કે તમારો એમ. એ. ની પરીક્ષા આપ્યા પછી શું કરવાનો વિચાર છે? મેં જવાબ આપ્યો કે મારો પોતાનો કાંઈ વિચાર નથી. જે ઈશ્વરેચ્છા હશે તે પ્રમાણે વિચાર બાંધીશ. **જો મારી કોઈ ઇચ્છા છે તો તે એવું કામ કરવાની છે કે જેમાં મારા શ્વાસોચ્છ્વાસ પરમાત્માની સેવામાં અર્પણ કરૂં. પરમાત્માની સેવા લોકોની સેવા કરવાથી બને છે.** લોકોની સૌથી ઉત્તમ સેવા હું ગણિત શીખવીને કરી શકું છું. વગેરે.

મારી પેઠે એમણે પણ બહુ વાતો કરી અને કહ્યું કે હું તમારા હિતમાં બનશે તેટલો પ્રયત્ન કરીશ.

એટલામાં તેમનો બંગલો કે જે કૉલેજની પાસેજ છે ત્યાં ગાડી આવી પહોંચી. તેઓ મને જ્યાં વિદ્યાર્થીઓ વ્યાયામ કરે છે ત્યાં લઇ ગયા અને મને વ્યાયામ કરનારા વિદ્યાર્થીઓ દેખાડયા. ત્યારપછી મને પૂછયું કે તમે કેવી રીતે વ્યાયામ કરો છો? મેં ખાટલાની કસરત કહી સંભળાવી. તેમણે એક ખાટલો મંગાવ્યો. મેં એ ખાટલાને ૧૬૦ વાર ઉપર ઉપાડી નીચે મૂકયો. તેમણે બીજા વિદ્યાર્થીઓને ખાટલાની કસરત કરવાનું કહ્યું. એ બધામાંથી કોઇ પણ વીસથી વધારે વાર ઉપાડી ન શકયો. પછી તેઓ બીજા વિદ્યાર્થીઓના બીજી રીતના વ્યાયામ જોઇને સર્વને સલામ કરીને પોતાના બંગલા તરફ ગયા. મેં જરા આગળ આવીને કહ્યું કે હું આપની કૃપાનો બહુ આભારી છું. પછી મને સલામ કરીને તે પોતાના બંગલામાં પેઠા.

મહારાજજી! આ બધું આપની કૃપાનું ફળ છે. હું આવીશ ત્યારે પંડિતજી.......... પાસેથી પગાર લેતો આવીશ.

—સેવક **તીર્થરામ.**

**पत्र ९४—एक गरीब विद्यार्थीनो सहानुभाव.** તા. ૨૭ જુલાઈ, ૧૮૯૩.

આપનો કોઇપણ કૃપાપત્ર નથી તેનું શું કારણ? અમને આજથી કૉલેજમાં રજા પડી છે. મિશન કૉલેજમાં પણ હું આજ ગયો હતો. ત્યાંના સાહેબ બહુ માનથી મળ્યા. ત્યાં પણ આજથી રજા પડી છે. આજ હું કાયસ્થ બોર્ડિંગહાઉસમાં ગયો હતો. ત્યાં એક અત્યંત ગરીબ વિદ્યાર્થી (જે રજામાં લાહોરમાં રહેનાર છે) ને જોઇને મારા ચિત્તમાં વિચાર આવ્યો કે હું માઉન્ટ ગોમેરી જાઉં ત્યારે એ વિદ્યાર્થીને મારી પાછળ મારા ઘરમાં રાખું અને જ્યારે એક મહીના પછી પાછો આવું ત્યારે કહું કે બોર્ડિંગમાં જાય; જેથી એને બોર્ડિંગમાં મહીનાની અર્ધી ફી ન દેવી પડે, તેમ મારૂં ઘર પણ ખાલી ન પડયું રહે. પછી તો આપ જેમ આજ્ઞા કરશો તેમ કરીશ. આપનો ઉત્તર શનિવારની પહેલાં નહિ આવે તો હું સમજીશ કે તે વખતે મને જે વિચાર આવશે તે આપની આજ્ઞા છે અને તે પ્રમાણે કરીશ. શનિવારે મારે લાલાજી........ની સાથે જવું છે. ત્યાંથી હું જલદી આવી જવાનો પ્રયત્ન કરીશ.

—સેવક **તીર્થરામ.**

**पत्र ९५—अनाहतनाद श्रवण.** માઉંટ ગોમેરી, તા. ૪ ઑગસ્ટ, ૧૮૯૩.

મારૂં ધ્યાન નિત્ય આપના ચરણકમળમાં રહે છે. આપ દયા રાખ્યા કરશો.....અહીં અનાહત શબ્દ બહુજ સંભળાય છે, અને સ્થાન સત્વગુણી છે. રજા પહેલાં હું જ્યારે મિશન કૉલેજના પ્રૉફેસરોને મળવા ગયો હતો ત્યારે તેઓએ મને કહ્યું હતું કે આવતી સાલ એક વિદ્યાર્થીને વિલાયતની સ્કૉલરશિપ આપવાની છે. જો તમે જવા ધારતા હો તો તમારો સર્વથી

અધિક અધિકાર છે. પરન્તુ મહારાજજી ! હું આપનો આજ્ઞાધીન છું. —સેવક **તીર્થરામ.**

**पत्र ९६** માઉંટ ગોમેરી, તા. ૧૪ ઑગસ્ટ ૧૮૯૩.

આપનો એક પત્ર પરમ દિવસે મળ્યો હતો. અત્યંત આનંદદાયક નિવડયો. અહીંની એક અદ્‌ભુત વાત હું આપને લખું છું, કે અહીં કોઇ પણ પુરુષની પાસે ભેંસ નથી. ફક્ત ગાયનું દૂધજ વપરાય છે. જી ! આપ મારાપર સર્વ પ્રકારે ખુશ રહેશો. હું આપનો દાસ છું. અહીં મન અત્યંત અંતર્મુખ રહે છે. —સેવક **તીર્થરામ.**

**पत्र ९७—योगवासिष्ठनो अभ्यास.** માઉંટ ગોમેરી, તા. ૧૮ ઑગસ્ટ, ૧૮૯૩.

આપનો કૃપાપત્ર આવતાં વિલંબ થયો છે, તેમ મને પણ પત્ર લખતાં વિલંબ થયો છે. ક્ષમા કરશો. હું ઘણું ખરૂં યોગવાસિષ્ઠ વાંચ્યા કરૂં છું. —સેવક **તીર્થરામ.**

**पत्र ९८—दादाभाई नवरोजजीनुं आगमन.** લાહોર, તા. ૨૫ ડિસેમ્બર, ૧૮૯૩.

આપનો કોઇ પણ કૃપાપત્ર નથી. પિતાજીના સમાચાર આપે કાંઇ પણ નથી લખ્યા.

ત્રણ વાગ્યાની ગાડીમાં આજ અહીં દાદાભાઇ નવરોજજી આવ્યા છે. એટલા તો ઠાઠમાઠથી એમનું સ્વાગત કર્યું છે કે કાંઇ વાત નહિ. કૉંગ્રેસવાળાએ તો જાણે એમને બ્રહ્મા અને વિષ્ણુની પદવી આપી છે. અનેક સોનેરી દરવાજા બનાવ્યા છે. એમની ગાડી શહેરમાં હજુ સુધી પણ ફેરવ્યા કરે છે. લાખો પુરુષો તેમની સાથે ચાલે છે. તેમની ચારે તરફ દીપમાળા થાય છે અને બહુ જોરથી નગારાં વાગે છે. સાધારણ લોકોના ચિત્તમાં આથી અત્યંત જોશ આવ્યું છે. એટલું જોશ કે જેની હદ નહિ ! પણ મારા ચિત્તમાં એ બધી વાતની કાંઇ પણ અસર નથી થઇ. આ અત્યંત કૃતજ્ઞ વાત છે. —સેવક **તીર્થરામ.**

**पत्र ९९—गुरूजीनो क्रोध अने तीर्थरामनी क्षमायाचना.** તા. ૩૦ ડિસેમ્બર, ૧૮૯૩.

"ગર કુશી વર જર્મ બખશી, દસ્તો સર બર આસ્તાનં;
બન્દઃરા ફરમાં ચેઃ બાશદ, હરચેઃ ફરમાઇ બરઆનં."

અર્થઃ—આપ મારો કે ક્ષમા કરો, પણ મારાં શિર અને હાથ તો આપના ઉમરાપર છે; દાસની આજ્ઞા શું હોય ? આપ જેવી આજ્ઞા આપો તેમ વર્તન કરૂં.

મહારાજજી ! આપનો પત્ર મને મળ્યો તેથી અત્યંત આનંદ થયો, પણ પત્ર વાંચીને ચિત્તમાં અત્યંત ખેદ થયો, કારણ આપ સેવકપર ગુસ્સે થયા છો. આપ હવે ક્ષમા કરશો, કારણ મારા જેવા અનુભવહીનથી ભૂલચૂક થઇ જાય. મનુષ્ય પડી પડીને સવાર થાય છે, અને અનેકવાર અત્યંત ડાહ્યા પણ ભુલથાપ ખાય છે. તરીઆ ડૂબ્યાજ કરે છે. આપ અહીં ક્યારે પધારશો ? આપનો કુશળપત્ર અથવા આપ પોતે જ્યાંસુધી અહીં નહિ આવો ત્યાંસુધી મને અત્યંત ઉદ્વેગ રહેશે. મને લાગે છે કે આજકાલ આપને ખેંચ રહેતી હશે તો આપ આજ્ઞા આપો તો કાંઇ મોકલું. આપ દાસપર કોઈ પણ રીતે ગુસ્સે ન થશો. આ સાલ મેં એવું એક પણ પુસ્તક નથી ખરીદ્યું કે જે મારી વાર્ષિક પરીક્ષામાં ઉપયોગી ન હોય. પહેલાં એ ટેવ મારામાં હતી; પણ હવે આપની કૃપાથી દૂર થઇ છે. ખર્ચ અલબત્ત મારે ઘણું થઇ જાય છે, પણ હું પ્રયત્ન કરૂં છું કે થોડું થાય. દૂધ વગેરેમાં ખર્ચ થાય છે. કૉંગ્રેસનો ઉત્સવ જોવા હું એ ઉદ્દેશથી ગયો હતો કે ત્યાં બંગાળા, મદ્રાસ, મુંબઇ, મધ્ય હિંદુસ્તાન અને દક્ષિણ ઈત્યાદિ દેશના અત્યુત્તમ વક્તાઓ આવ્યા છે, એનાં વ્યાખ્યાનની પદ્ધતિ વગેરે જોઉં. દાદાભાઇ નવરોજજીના આવવાના દિવસે મેં ધન્યવાદ માન્યો હતો કે લોકોમાં જોશમાં આવીને હું જોશમાં નહોતો આવી ગયો અને અત્યારે પણ હું આપના ચરણને ધન્યવાદ આપું છું

કે એ સર્વ વ્યાખ્યાનકારોને સાંભળીને મારામાં જરાએ જોશ નહોતું આવ્યું.

–સેવક તીર્થરામ.

### पत्र १००–गाउनकी चिन्ता.

તા. ૧૦ જાન્યુઆરી, ૧૮૯૪.

આપના બે પત્ર મળ્યા; એક સાત જાન્યુઆરીનો, બીજો આઠનો. આપ ખર્ચની જરા પણ પરવા ન કરશો. કાંઈ ફીકર નહિ. પરમેશ્વર કૃપા કરશે. આપ જલદી લખશો કે હું એ ગાઉન બનાવરાવું કે કોઈની પાસેથી ઉધાર લેવાનો યત્ન કરૂં. મેં એક બે જણની પાસે માગ્યો હતો તેઓએ તો ના કહી છે. આ સાલ પહેલાં તો યુનિવર્સિટી પાસેથી એક દરજી ઈજારો લેતો હતો અને તેની પાસેથી તૈયાર મળતા હતા પણ આ વખતે તેણે ઇજારો નથી લીધો. પોતાની વતી બનાવરાવવામાં વીસ રૂપીઆનો ખર્ચ થાય છે. વિશ્વવિદ્યાલયના વાર્ષિક ઉત્સવ-પર બનાવીએ તો વધારે ખર્ચ પડશે, કારણ કે એવા ઝભ્ભા બનાવનારા કારીગર લાહોરમાં માત્ર એક કે બેથી વધારે નથી અને એ દિવસોમાં એઓને કામ પણ ઘણું હશે, તેથી શીવ-ડામણ પણ વધારે માગશે. આ વખતે મારાથી પણ વધારે ખર્ચ થઈ ગયું છે, પણ હવેથી આપ જોશો કે દૂધ વગેરેમાં મારો ખર્ચ બહુ ઓછો થશે. મારી બ્હેનની બાબતમાં મને કાલેજ ખબર પડી ગઈ હતી. મને દિલગીરી થઈ તે ન લખવુંજ ઠીક છે. હું બહુ રડયો છું. મારી એની સાથે ગાઢ પ્રીતિ હતી.

–સેવક તીર્થરામ

### पत्र १०१–एक प्रॉफेसर साहेबनुं गाउन–झभ्भा आपवा तैयार थवुं.

તા. ૧૪ જાન્યુઆરી, ૧૮૯૪.

આજ લ........મળ્યા. કોઈ પણ વિદ્યાર્થી પાસેથી ઝભ્ભો નથી મળી શકયો, કારણ કે ઘણાએ બનાવ્યાજ નથી અને જેણે બનાવ્યા છે તેઓ પાસે પહેલેથીજ બીજાઓએ માગી રાખ્યા છે. બની શકે તો આપ હા............પાસેથી મંગાવી લેશો અને અહીં પધારો ત્યારે સાથે લેતા આવશો. મારા પ્રૉફેસર સાહેબે કહ્યું હતું કે "ગાઉન તમે મારો લેજો. પણ એ ગાઉન વિલાયતનો છે અને એમાં અહીંના ગાઉન કરતાં થોડો ફરક છે. એ ફરક ઠીક કરવામાં ચાર પાંચ રૂપીઆનો ખર્ચ થશે, કારણ કે એમાં એક ફણો (hovd) તમારે નવો બનાવવો પડશે."

–સેવક તીર્થરામ.

### पत्र १०२–प्रिन्सिपालनो सहानुभाव.

તા. ૫ ફેબ્રુઆરી, ૧૮૯૪.

આજ ગવર્નમૅંટ કૉલેજના મોટા સાહેબને મળવા ગયો હતો. એઓએ મને એક પુસ્તક ભેટ દાખલ આપ્યું છે અને એઓ કહે છે કે "તમને ત્યાં (વિલાયત) મોકલવા માટે અમારે આકાશપાતાળ ભેગાં કરવાં પડે તોપણ ફિકર નહિ." વગેરે. હવે હું કાલ અથવા પરમદહાડે એ પૂછીશ કે એ સ્કૉલરશિપ કઇ તારીખે મળશે. પૂછીને ખબર કરીશ........... હું રાત્રિએ એક વળીની સાથે કસરત કરૂં છું.

–સેવક તીર્થરામ.

### पत्र १०३–गुरुजी पासेथी मळेलो उपदेश गुरुजीप्रति.

તા. ૭ ફેબ્રુઆરી, ૧૮૯૪.

**આપ આપના વાસ્તવિક સ્વરૂપ પ્રતિ ધ્યાન રાખવાનો પ્રયત્ન કર્યા કરશો. સંબંધીઓની લેશ માત્ર પણ ચિન્તા ન કરશો. સત્સંગ, ઉત્તમ પુસ્તકો અને એકાન્તસેવનદ્વારા પોતાના સ્વરૂપમાં નિષ્ઠા થાય છે, અને પોતાના સ્વરૂપમાં નિષ્ઠા રહેવાથી સમસ્ત સંસાર દાસ બની જાય છે.** આપ આપના સેવકને કદિ ન ભૂલશો; સર્વદા કૃપાદૃષ્ટિ રાખ્યા કરશો.

–સેવક તીર્થરામ.

**पत्र १०४–समयपत्रक.** તા. ૯ ફેબ્રુઆરી, ૧૮૯૪.

આપનો એક બીજો કૃપાપત્ર અત્યારે મળ્યો; અત્યંત આનંદ થયો. હું આજકાલ લગભગ સવારે પાંચ વાગે ઉઠું છું અને સાત વાગ્યા સુધી વાંચ્યા કરૂં છું. ત્યાર પછી શૌચ વગેરે કરી સ્નાન અને કસરત કરૂં છું. ત્યારપછી પંડિતજીના ભણી જાઉં છું. રસ્તામાં વાંચતો રહું છું. ત્યાં એક કલાક પછી જમ્યા બાદ તેમની સાથે ગાડીમાં બેસી કૉલેજમાં જાઉં છું. કૉલેજમાંથી ઘેર આવતી વખતે રસ્તામાં દૂધ પીઉં છું. થોડા કલાક ઘેર રહીને નદી તરફ જાઉં છું. ત્યાં લગભગ અર્ધો કલાક ફરવામાં ગાળું છું. ત્યાંથી પાછા આવતી વખતે આખા શહેરની આસપાસ ચારે તરફ બાગમાં ફરૂં છું. ત્યાંથી ઘેર આવીને છત (અગાશી)પર ફરૂં છું. એટલામાં અંધારૂં થઇ જાય છે. (એ યાદ રાખશો કે હું હરતાં ફરતાં હમેશાં વાંચ્યાજ કરૂં છું.) અંધારૂં થાય છે એટલે કસરત કરૂં છું; અને દીવો કરી સાત વાગ્યા સુધી વાંચું છું. પછી જમવા જાઉં છું; અને પ્રે........ના ભણી જાઉં છું. ત્યાંથી આવીને દશ બાર મિનિટ વળીની કસરત કરૂં છું. પછી સુમારે સાડાદશ વાગ્યા સુધી વાંચીને સૂઈ જાઉં છું. મારા અનુભવમાં તો એ આવ્યું છે કે **જો આપણું પેટ નિરોગ હોય તો અત્યંત હર્ષ, પ્રસન્નતા, એકાગ્રતા, ઇશ્વરસ્મરણ અને અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત થાય છે. બુદ્ધિ અને સ્મરણશક્તિનું બળ અત્યંત અધિક તીવ્ર થાય છે.** પહેલાં તો હું બહુજ થોડું ખાઉં છું ને બીજું એ કે હું જેટલું ખાઉં છું તે પૂરેપૂરૂં પચાવું છું.

પરમદિવસે પ્રે........ના પિતા મને બાબુ ચંદ્રનાથ મિત્રને ઘેર લઇ ગયા હતા. આજ હું એકલો બાબુ ચંદ્રનાથ મિત્ર (જેઓ યુનિવર્સિટીના સબ રજીસ્ટ્રાર છે) ના ભણી ઑફિસમાં ગયો હતો. તેઓ આદરપૂર્વક મળ્યા. તેઓ કહે છે કે એ સ્કૉલરશિપ આ વર્ષમાં આપવાની છે, અને મહીનાના ૨૫૦ રૂપિયા છે. ત્યાં (વિલાયત) જઇને હુશિઆર વિદ્યાર્થી બીજી પણ સ્કૉલરશિપ લઇ શકે છે. એપ્રિલ મહીનામાં અરજીઓ રખાશે. આ વાત હમણાં આપ કોઈ પણ માણસને જાહેર કરશો નહિ. એ વાતચીતમાં એમણે કહ્યું હતું કે ગુજરાંવાલા પ્રાંતમાં પહેલાં બ્રાહ્મણ મહાત્મા હતા, તેઓ જમ્મુ તરફ જતા આવતા હતા. તેમની એ વાત પ્રસિદ્ધ હતી કે તેઓ અનેક પ્રકારની સાચી ભવિષ્યવાણી કહી દેતા હતા. શું આજકાલ પણ કોઇ એવા મહાત્મા છે? પછી મેં આપની હકીકત બહુ સારી રીતે કહી અને જ્યારે આપ લાહોરમાં પધારશો ત્યારે દર્શન કરાવીશ એમ પણ કહ્યું.

આજકાલ રામ મેલારામનો છોકરો જે એફ. એ. માં ભણે છે તેણે મને અનેક સંદેશા મોકલ્યા કે હું એને ભણાવવાનું કબૂલ કરૂં. પણ મેં હજુ કાંઇ જવાબ નથી આપ્યો. વખત ક્યાંથી લાવું? **મુશ્કેલી તો એ છે કે જેને હું ભણાવવા માંડુ છું તેઓ મને પછી છોડતાજ નથી,** હરકોઈ બહાને મને રાખી લે છે; અગર પ્રેમ અથવા મૈત્રીથી બાંધી લે છે. **–સેવક તીર્થરામ.**

**पत्र १०५–संसारनी निःसारता.**

સંસારનો કોઇ પણ પદાર્થ વિશ્વાસપાત્ર કે આશ્રય કરવા લાયક નથી. પરમેશ્વરની અત્યન્ત કૃપા તો એ લોકોપર છે કે જેઓ પોતાનો આશ્રય અને વિશ્વાસ કેવળ પરમાત્મામાંજ રાખે છે અને હૃદયથી સાચા સાધુ છે. એવા મહાપુરુષોના ચરણોમાં પરમેશ્વરની સમસ્ત સૃષ્ટિ સેવા અર્પે છે. **–સેવક તીર્થરામ,**

**पत्र १०६.** તા. ૨૦ ફેબ્રુઆરી, ૧૮૯૪.

આપનો એક કૃપાપત્ર આવ્યો. અત્યંત આનંદ પ્રાપ્ત થયો. આજ અહીં બહુ તાપ પડયો છે. યુનિવર્સિટીવાળાઓએ આજથીજ સ્કૉલરશિપના સંબંધમાં એ જાહેરખબર આપી છે કે જે વિદ્યાર્થી આ સ્કૉલરશિપ મેળવવા ઇચ્છતા હોય તેઓ બે માસ પહેલાં પોતાની અરજી મોકલે. આપ કૃપાદૃષ્ટિ રાખશો. આપ પોતેજ કાગળ લખવાની ટેવ પાડશો. ધીરજ અને પ્રેમથી એ કામ કરશો, પણ જલદી. આપ કોઈ પણ પ્રકારે ચિન્તા ન કરશો.

–સેવક **તીર્થરામ.**

**पत्र १०७–व्यायाम अने उपवासथी रोगनुं दूर करवुं.** તા. ૨૫ ફેબ્રુઆરી, ૧૮૯૪.

મહારાજજી! હવે આપની પ્રકૃતિ કેવી છે? આપ બને તેટલો વ્યાયામનો પ્રયાસ કરશો અને એક બે દિવસ ઉપવાસ કરશો તો હું નિશ્ચય રાખું છું કે આપને નિઃસંદેહ આરોગ્ય પ્રાપ્ત થશે. મારા અનુભવમાં તો એમ આવ્યું છે કે **ખાવા પીવાની દવાઓનો ઉપયોગ અમને હેરાન કરે છે. પરમેશ્વર આપને જલદી આરામ કરે.** આપ આપની હકીકત પોતાને હાથેજ જલદી લખશો. આપના ચરણોમાંજ ધ્યાન છે........ –સેવક **તીર્થરામ.**

**पत्र १०८.** તા. ૨૭ ફેબ્રુઆરી, ૧૮૯૪.

................આજ આપની કૃપાથી ડૉકટરનું ઘણું સારૂં સર્ટિફિકેટ મને તદ્દન મફત મળી ગયું છે. હવે આપના તરફની ખામી છે. આપ બેફિકર પુસ્તકો ખરીદશો. સાધુસેવામાં અને પુસ્તક વગેરેમાં જે ખર્ચ થાય તે લાભજ છે. આપની કુશળતા વાંચીને અત્યંત આનંદ થયો.

–સેવક **તીર્થરામ.**

**पत्र १०९–कामनुं रहस्य.** તા. ૪ માર્ચ, ૧૮૯૪.

આજ હું લાંબે વખતે આ કાગળ લખું છું. આજકાલ મને બહુ કામ રહે છે; બલ્કે આજ તો પાંચ કલાકથી પણ થોડું સૂતો છું. પ્રૉફેસરોનું કામ પણ કરવાનું છે. સર્ટિફિકેટ બહુજ સારાં મળ્યાં છે. આપ સર્વ પ્રકારે પ્રસન્ન રહેશો; કોઈ પણ પ્રકારની ચિન્તા ન રાખશો. જો આપણે કોઈ કામ કરવું હોય તો મારા વિચાર પ્રમાણે આપણા મનને આપણે જરાપણ ડોલવા ન દેવું જોઇએ. (એને અચળ, અડોળ અને નિષ્ક્રિય રાખવું.) પરન્તુ એ કામ કરવા માટે આપણી ઇન્દ્રિયોને જરા પણ સ્થિર (અક્રિય) ન થવા દેવી જોઇએ. આવી રીતે કરવાથી આપણને અવશ્યમેવ સત્વર સિદ્ધિ પ્રાપ્ત થાય છે. કૃષ્ણજીએ પણ એમજ કહ્યું છે.

–સેવક **તીર્થરામ.**

**पत्र ११०–विशेष काममां विशेष आनंद.**

મને બહુજ કામ રહે છે; પરન્તુ કામથી અત્યંત આનંદ રહે છે. એ બધી આપના ચરણની કૃપા છે. લાલા રામ* શરણદાસે એક કલાકના માસિક વીશ રૂપીઆ કરી આપ્યા છે, પરન્તુ વખત વધારે જાય છે, કારણ કે મને ભણાવવામાં વિશેષ આનંદ આવે છે.

–સેવક **તીર્થરામ.**

**पत्र १११.**

................ પાછળના દિવસોમાં મને કપડાંની બહુ ખેંચ હતી. ધોબીએ મહીના સુધી

* પત્ર ૧૯૪ માં આવેલ રામ મેલારામના પુત્ર.

કપડાં નહોતાં આપ્યાં. તેથી મેં પાડોશના દરજી પાસેથી એક અંગરખું, એક બંડી અને એક સુરવાળ વેચાતાં લીધાં છે. બે રૂપીઆમાં બે પૈસા ઓછા કિંમત પડી છે. આપ આપની કુશળતાના સંબંધમાં લખશો. આપના ચરણોપ્રતિ ધ્યાન રહે છે. —સેવક **તીર્થરામ.**

**पत्र ११२–केवळ दूधपर निर्वाह.** તા. ૧૧ માર્ચ, ૧૮૯૪.

મહારાજજી ! હું આજકાલ કેવળ દૂધપરજ નિર્વાહ કરૂં છું અને મારૂં મગજ બહુ સારી રીતે કામ કરે છે. શરીરમાં બળ કોઈનાથી થોડું નથી. મન પણ શુદ્ધ રહે છે. આપ પણ જો એ પ્રમાણે દૂધ વગેરેપર નિર્વાહ કરવાની ટેવ પાડો તો હું બહુ રાજી થઈશ. ખર્ચની જરાએ ફિકર ન કરશો. દૂધ પીવું એ નકામું ખર્ચ નથી. દૂધનો વિશેષ ઉપયોગ કરવાથી ખર્ચ વધતું નથી અને કદાચિત વધારે થાય તોપણ કાંઈ ફિકર નહિ. —સેવક **તીર્થરામ.**

**पत्र ११३–सत्संग अने कुसंगनुं फळ.** તા. ૧૮ માર્ચ, ૧૮૯૪.

...........**સત્સંગ, ઉત્તમ ગ્રંથ અને ભજન કીર્તન ( ઉપાસના ) એ ત્રણ વસ્તુઓ ત્રિલોકના રાજા બનાવી દે છે,** અને અમારો કુસંગ તો પરમેશ્વરને અમારાથી ગુસ્સે બનાવી દે છે; જેથી અમારા ઉપર વિવિધ પ્રકારનાં કષ્ટ આવી પડે છે. એકાન્તસેવન અને અલ્પ આહારથી પરમાત્મા સ્વયં આવીને માણસનો સંગ સેવે છે. —સેવક **તીર્થરામ.**

**पत्र ११४–निर्धन अने धनिक पुरुषोनी तुलना.** તા. ૧૧ એપ્રીલ, ૧૮૯૪.

મેં હમણાં એક નવી કવિતા વાંચી છે:—

" તહી દસ્તોંકા રૂતબા એહલે દૌલત સેંભી જ્યાદા હૈ;
સુરાહી સર ઝુકાતી હૈ જબ પૈમાના આતા હૈ."

**અર્થ**:—ખાલી હાથોની આબરૂ ધનિક પુરૂષોના કરતાં વધારે છે. જેમ ખાલી વાસણ ( પાણીથી ભરેલી ) સુરાહી પાસે આવે છે ત્યારે સુરાઈ ( એ વાસણ ભરવા માટે ) પોતાનું માથું નમાવે છે. જાણે કે એને પ્રણામ કરે છે. —સેવક **તીર્થરામ.**

**पत्र ११५.** તા. ૨૮ એપ્રીલ, ૧૮૯૪.

જુલાઇ મહીનામાં મિશન કૉલેજના ગણિતના પ્રૉફેસરને રજાપર વિલાયત જવું છે. એઓએ મને એમની ગેરહાજરીમાં એમની જગ્યાએ કામ કરવાનું કહ્યું છે અને લખ્યું છે. મેં તે કબૂલ કર્યું છે. પગારના સંબંધમાં હજુ કાંઇ વાતચીત નથી થઇ. યુનિવર્સિટીની ઑફિસમાં મેં આજ એમના કહેવાથી અરજી મોકલી છે. પછી તો જેવી પરમાત્માની અને આપની ઇચ્છા. આપ કૃપાદૃષ્ટિ રાખ્યા કરશો. —સેવક **તીર્થરામ.**

**पत्र ११६–खराब पाडोशीओथी कंटाळो.** તા. ૩૦ એપ્રિલ, ૧૮૯૪.

આજ સુધીમાં આપનો માત્ર એકજ કૃપાપત્ર મળ્યો. લાલા રામશરણદાસે મને બહુ બહુ કહ્યું છે કે હું એમના બંગલામાં રહું. વળી તેમણે મને આજે ચાર પાંચ એકાન્ત અને બંદોબસ્તવાળા ઓરડા પણ દેખાડયા કે જેમાંથી હું ગમે તે પસંદ કરૂં. પણ મેં જવાબ આપ્યો કે મહારાજજી આવીને જેમ આજ્ઞા કરશે તેમ હું કરીશ. લાલા સાહેબ પોતે પોતાને ઘેર સૂએ છે, પણ બંગલામાં એમના ઘણા નોકરો સંભાળવા માટે રહે છે. એમનો સ્વભાવ કેવળ સાધુના જેવો છે. બંગલો ભાટી દરવાજાની પાસે છે. જે ઘરમાં હમણાં હું રહું છું તેની સામે ત્રણ ઘરમાં વેશ્યાઓ રહે છે તેથી બારીઓ હંમેશાં બંધ રાખવી પડે છે. આપ જલદી પધારીને નિર્ણય કરી જાઓ તો સારૂં. —સેવક **તીર્થરામ.**

**पत्र ११७** તા. ૩ મે, ૧૮૯૪.

આજ હું આપની વાટ જોતો રહ્યો, પણ આપ આવ્યાજ નહિ. મહારાજજી! આપ દાસપર સર્વ પ્રકારે પ્રસન્ન રહ્યા કરશો. કોઇ પણ રીતે ગુસ્સે ન થશો. હું આપનોજ આજ્ઞાધીન છું. મારો અંગ્રેજ શિષ્ય બી. એ. માં પાસ થયો છે. —સેવક **તીર્થરામ.**

**पत्र ११८—निष्काम कर्म.** તા. ૧૦ મે, ૧૮૯૪.

આપનો કૃપાપત્ર મળ્યો. **આ સંસારમાં કોઇ પણ પદાર્થ આપણો નથી.** આપણને જો સુખ જોઇતું હોય તો સંસારનાં કામ કરતી વખતે આ શરીર વગેરેને કેવળ પરમાત્માનાં સમજીને આપણે વિચરવું જોઇએ અને કોઇની સાથે રાગદ્વેષ ન કરવો જોઇએ. —સેવક **તીર્થરામ.**

**पत्र ११९—सत्वगुणी आहार.** તા. ૨૮ મે, ૧૮૯૪.

અહીં સર્વ પ્રકારે કુશળતા છે. આપ આપની સ્થિતિ જલદી જલદી લખ્યા કરશો. **અલ્પ તેમજ સત્વગુણી આહારથી ચિત્ત બહુ પ્રસન્ન રહે છે. ગરમ અને વિલંબથી પચે તેવી વસ્તુઓથી પ્રકૃતિ હંમેશાં ખરાબ રહે છે.** —સેવક **તીર્થરામ.**

**पत्र १२०—कुसंगनुं फळ.** તા. ૨૯ મે, ૧૮૯૪.

કુસંગ જેને (ફારસીમાં) "કોહેસંગ" અર્થાત્ પાષાણનો પર્વત કહેવો યોગ્ય છે, તે ઉન્નતિપ્રતિ ઉડનારી અમારી પાંખો ઉપર પડીને અમને હંમેશાં શબવત્ બનાવી દે છે, અને જાણે કે અમને આકાશમાંથી અમારા ભારને લીધે પોતાની સામે નીચે અને નીચે લઈ જાય છે. આપ જો ભગવદ્ગીતાના અર્થનો એક ભાગ ધીમે ધીમે વિચારપૂર્વક આજના દહાડાઓમાં વાંચો તો મને બહુ આનંદ થશે. આપ દાસપર કૃપાદૃષ્ટિ રાખશો. કોઇ પણ રીતે ગુસ્સે ન થશો. —સેવક **તીર્થરામ.**

**पत्र १२१.** તા. ૨ જુન, ૧૮૯૪.

હું તો મારા નિયમ પ્રમાણે હમેશાં પત્ર લખ્યા કરૂં છું. કદાચ આપને મળતાં વિલંબ થતો હશે અથવા તો મારો નોકર ટપાલમાં નાખવો ભૂલી જતો હોય. વસ્તુતઃ જગતની કોઇ પણ વસ્તુ સ્થાયી નથી. જે મનુષ્ય એ વસ્તુઓનો આશ્રય લે છે (અને પોતાના આનંદનો આધાર પરમાત્માપર નથી રાખી શકતો.) તે અવશ્ય નુકસાન વેઠે છે. **સંસારના ધનાઢ્ય લોકો ખાલી અને લાંબી ચાળવાળા પુરુષો જેવા છે.** અર્થાત્ એ લોક છે તો ઉઘાડા અને લોભી; પણ પોતાને બહુ લાંબી ચાળવાળા એટલે કે કપડાંવાળા સમજે છે. એવા ખાલી અને લાંબી ચાળવાળા પાસેથી શું સુખ મળી શકે વારૂ? (અર્થાત્ જરાએ નહિ.)...................... —સેવક **તીર્થરામ.**

**पत्र १२२—कीडीओनी मनोहर वातचीत.** તા. ૫ જુન, ૧૮૯૪.

મહારાજજી! પરમેશ્વર બહુજ ભલો છે. મને એ બહુજ વ્હાલો લાગે છે. આપ એની સાથે મૈત્રીભાવ રાખશો. આપની સાથે એ કદિ કદિ સખ્તાઇ કરે છે, પણ એ તો એનો વિલાસ છે. એ આપની સાથે રમતગમત કરવા ઇચ્છે છે. અમારે હસનારાઓની સાથે ગુસ્સે ન થવું જોઇએ. કોઇ બીજા પત્રમાં એની અનેક વાતો આપની સેવામાં લખીશ. વસ્તુતઃ એ તો અત્યંત લાડીલો છે.

આ પત્ર હું મેજપર રાખીને લખું છું. અહીં સવારે થોડી ખાંડ પડી હતી. એ ખાંડની

આસપાસ ચારપાંચ કીડીઓ ટોળે વળી છે. એ બધી મારી કલમ અને અક્ષરોની તરફ તાકી રહી છે અને માંહોમાંહે મોટી મોટી વાતો કરે છે. જેટલી વાતો મેં તેમની પાસેથી સાંભળી છે એ વિનયપૂર્વક લખું છું. (પરંતુ પહેલાં હું એટલી પ્રાર્થના કરૂં છું કે મારા અક્ષર જો કે બહુજ ખરાબ અને બેડોળ છે છતાં એ કીડીઓના મનથી તો ચીન દેશનાં ચિત્રોથી ઓછા મોહક નથી.) સહુથી પહેલાં જે કીડી બોલી તે બહુ અજ્ઞાન અને ભોળી હતી. એ બિચારી હજુ નાની બાળક હતી.

પહેલી કીડી કહે છે:-" બ્હેન! આ કલમની કારીગરી તો જો. કાગળપર કેવાં ગોળ ગોળ ચિત્ર પાડે છે. એનાં કાઢેલાં ચિત્રોને (અક્ષરોને) લોકો અત્યંત પ્રીતિથી પોતાની આંખોની સામે રાખે છે. (એટલે કે વાંચે છે.) જે કાગળપર એ કલમ નિશાની કરે છે તે કાગળને લોક હાથમાં લઈને ફરે છે. કાગળપર જાણે મોતી પાડે છે! શું કારીગરી છે! કોઈ કોઈ અક્ષરો તો આપણા અને આપણી માસીનાં છોકરાં (કીડીઓ) જેવા લાગે છે! કેવા સુંદર છે!

" કલમ ગોયદ કિ મન શાહે જહાનં, કલમ કશરા બદૌલત એ રસાનમ. "

અર્થ—કલમ કહે છે કે હું જગતની વિધાતા છું અને લેખકને કુબેરભંડારી બનાવી દઉં છું.

" એ કલમમાં પ્રાણ નથી, પરન્તુ અમારાં જેવાં પ્રાણીઓને તો વીશ વાર ઉત્પન્ન કરી શકે છે." આટલું બોલીને પહેલી કીડી ચૂપ થઇ ગઇ.

પછી બીજી બોલી. આ કીડી પહેલી કીડી કરતાં જરા મોટી હતી અને તેના કરતાં વધારે દીર્ઘદૃષ્ટિવાળી હતી. એ કીડી બોલી:—

"મારી ભોળી બ્હેન! તું જોતી નથી કે કલમ તો કેવળ નિર્જીવ વસ્તુ છે; એ તો કાંઈએ કામ કરી શકતી નથી. બે આંગળીઓ એને ચલાવે છે. જેટલી તારીફ તેં કલમની કરી તે બધી આંગળીઓનેજ ઘટે છે."

એટલામાં એ બન્નેના કરતાં મોટી અને ડાહી કીડી બોલી:-" તમે બન્ને હજુ અજ્ઞાન છો. આંગળીઓ તો પાતળી પાતળી દોરીઓ જેવી છે. એ શું કરી શકે? આ મોટો હાથ એ બધાંની પાસેથી કામ લે છે."

હવે કીડીઓની મા બોલી-" આ કલમ આંગળીઓ વગેરે બધાં આ મોટા શરીરના આશ્રયથી કામ કરી રહ્યાં છે. આ બધી તારીફ ધડને ઘટે છે."

આટલું બોલીને બધી ચૂપ થઇ ગઈ. ત્યારે મેં તેમને કહ્યું:—

" અરે! મારાં અન્ય સ્વરૂપો! આ ધડ પણ જડરૂપ છે. એને પણ એક બીજી વસ્તુનો આશ્રય છે; એટલે કે પ્રાણનો. એટલા માટે એ બધી તારીફ પ્રાણને ઘટે છે." મેં આટલું કહ્યું એટલામાં મારા ચિત્તમાં આપના તરફથી ધ્વનિ નીકળ્યો. આપનાં એ વચન મેં એ કીડીઓને કહી સંભળાવ્યાં. જેનો સાર અહીં લખું છું:—

" મનુષ્યના પ્રાણથી પણ પર એક વસ્તુ છે અને તે પરમાત્મા છે. એ વસ્તુને આશ્રયે સર્વ ભૂત ચેષ્ટા કરે છે. સંસારમાં જે કાંઈ બને છે તે એની ઇચ્છાથીજ બને છે. પૂતળીઓ પૂતળીગર (જાદૂગર) વિના નાચી શકતી નથી. વાંસળી વગાડનાર વિના વાગતી નથી. એજ પ્રમાણે એની આજ્ઞા વિના સંસારનાં લોક કોઈ પણ કાર્ય કરી શકતા નથી. જેવી રીતે તલવારનું કામ જો કે મારવાનું છે, પરન્તુ તેના ચલાવનાર વિના એ નથી ચાલી શકતી; એજ પ્રમાણે કોઇ પુરુષનો સ્વભાવ અત્યંત દુષ્ટ હોય, તોપણ જ્યાં સુધી તેનામાં પરમેશ્વર

પ્રેરણા ન કરે ત્યાં સુધી એ અમને દુઃખ નથી આપી શકતો. જેવી રીતે રાજાની સાથે સંધિ કરવાથી એના સર્વ અધિકારીઓ અમારા મિત્ર બની રહે છે તેવી રીતે પરમાત્માને પ્રસન્ન રાખવાથી સમસ્ત વિશ્વ અમારૂં પોતાનું થઇ જાય છે."

મહારાજજી! આપનો કૃપાપત્ર મળ્યો હતો. અત્યંત આનંદદાયક નિવડ્યો. મહારાજજી! આપ જો અહીં રહેવા ઇચ્છો તો બહુ આનંદની વાત છે. વળી આપ આપની સેવાને માટે એક નોકર રાખવા ધારતા હો તો બેશક રાખી લેશો. જ્યાં આટલું બધું ખર્ચ થાય છે ત્યાં પરમેશ્વર એક માણસનું ખર્ચ બહુ સારી રીતે આપી રહેશે. મારા તરફથી તો કાંઇ ઇન્કાર નથી. જેમ મરજીમાં આવે તેમ કરશો. મને તો કોઇના ઉપર જરાએ ગુસ્સો નથી. હું તો બહુજ ખુશી રહું છું. ક્રોધમાં મનુષ્યના મુખથી અનેક વાતો નીકળે છે. છતાં એ બધી આપણે ક્ષમા કરવી જોઇએ. આપ પણ ક્ષમા કરી દેશો. આપ એનાથી સંપીને રહેશો અને સર્વ અપરાધ ક્ષમા કરશો. ક્ષમા એ સાધુઓનું ભૂષણ છે.

આપ આજકાલ ઇચ્છારહિત થઇ ગયા છો તેથીજ આપના પિતાજી (પરમેશ્વર) આપની પાસે આવ્યા હતા. આ પત્ર કંઇ એમજ લાંબો થઇ ગયો છે તો ક્ષમા કરશો. પરમેશ્વર આપને અત્યંત આનંદ આપશે. આપનો વિનિત દાસ **તીર્થરામ.**

### પત્ર ૧૨૩—ગીતાના અભ્યાસનો લાભ. તા. ૬ જુન, ૧૮૯૪.

આપનો કૃપાપત્ર મળ્યો. આપના ચિત્તની અવસ્થા વાંચીને અત્યંત આનંદ થયો. થોડા દહાડા પહેલાં મેં પણ ગીતાનું એકવાર વાચન કર્યું હતું. અત્યંત ઉત્તમ ગ્રંથ છે. એને સમજીને વાંચવાથી પરમેશ્વરપર એટલો વિશ્વાસ થઇ જાય છે કે જેટલો સંસારી લોકોનો પોતાના શરીરપર હોય છે.

હું આશા રાખું છું કે આ શનિવારે હું આપના ચરણોમાં હાજર થઇશ. પહેલાં તો એ કારણથી નથી આવી શકતો કે કોઇ રજા નથી, બીજું (શિષ્યવૃત્તિ) સ્કૉલરશિપ હજુ સુધી નથી મળી. રૂપીઆ વિના ત્યાં જાઉં તો સૌ નિરાશ થાય, તેમ તેઓ રાજી થતાં નથી અને મને પણ રાજી કરતાં નથી. ત્રીજું એ કે સપ્ટેંબર સુધીમાં મોટી સ્કૉલરશિપના સંબંધમાં નિર્ણય થઇ જશે. એના સંબંધમાં નિર્ણય થયા વિના જવામાં એ ડર રહે છે કે કદાચિત્ અહીં મારી હાજરીની આવશ્યકતા હોય ને હું લાહોરમાં ન હોઉં.

આ સર્વ સમાગમ દૈવયોગથી પ્રાપ્ત થયો છે; મારો તો એમાં કાંઇ પણ સંબંધ નથી. પણ આપ જો આજ્ઞા આપો તો આટલાં બધાં કારણો છે છતાં પણ આપની સેવામાં હાજર થાઉં. પછી તો આપની જેવી ઇચ્છા. —સેવક **તીર્થરામ.**

### પત્ર ૧૨૪. તા. ૮ જુન, ૧૮૯૪.

મહારાજજી! આપનો કૃપાપત્ર આવતાં વિલંબ થયો છે. આજ લાલા રામશરણદાસને આપની અનેક વાતો કહી. તેઓ અત્યંત પ્રસન્ન થયા અને દર્શનના અભિલાષી બન્યા. મહારાજજી! આપની અત્યંત કૃપા છે. અત્યંત હર્ષ અને આનંદ રહે છે. આશા છે કે જલ્દી દર્શન કરીશ.

"આર્જૂ દારમ કિ ખાકે આં કદમ; તૂતિ આયે ચશમ સાજમ દમબદમ."

અર્થઃ—મારી એ યાચના છે કે આપના ચરણોની રજનો હું હમેશાં મારી આંખનો સુરમો બનાવું. —સેવક **તીર્થરામ.**

**पत्र १२५–विलायतनी स्कॉलरशिपनी अप्राप्ति.** તા. ૧૦ જુન, ૧૮૯૪.

પરમેશ્વરની ઈચ્છા નથી જણાતી કે આ વર્ષે હું વિલાયત જાઉં. સવિસ્તર રૂબરૂ વર્ણન કરીશ. –સેવક **તીર્થરામ.**

**पत्र १२६.** તા. ૧૨ જુન, ૧૮૯૪.

ઘણું કરીને હું બુધવારે સેવામાં હાજર થઇશ. આપની કવિતા બહુ સારી છે. લગભગ એજ વિષયની થોડી કવિતા હું નીચે લખું છું:

(૧)"બગિરદે ખુદ હમેં ગરદમ ચોગરદૂં, બ્રું અજ. ખુદ ખરામીદન નદા રમ.

(૨) હરદમ અજ.નાખન ખરાશમ સીનાએ અફકારરા, તાજ. દિલબેરૂં કુનમ ગૈરે ખયાલે યારરા.

(૩) દિલકે આઈને મેં હૈ તસ્વીરે યાર; જબ જરા ગર્દન ઝુકાઈ દેખલી."

અર્થઃ—(૧) મારી ચારે તરફ આકાશની પેઠે હું ફરૂં છું. મારી બહાર હું નથી ફરતો.

(૨) મારા ચિન્તાગ્રસ્ત હૃદયને હમેશાં નખથી કોતરતો રહું કે (એટલે કે ચિન્તાને અંદરથી બહાર કાઢતો રહું) જેથી મારા સ્વરૂપના વિચારથી ભિન્ન વિચારોને હૃદયથી બહાર હાંકી કહાડું.

(૩) અંતઃકરણના દર્પણમાં મારાં પ્રિયતમની મૂર્ત્તિ છે. જરા ગર્દન ઝુકાવી કે તરતજ જોઇ શકાય છે. –સેવક **તીર્થરામ.**

**पत्र १२७.** તા. ૨૯ જુન, ૧૮૯૪.

અભ્યાસી અને શુદ્ધ અંતઃકરણવાળા પુરુષોનો સમાગમ એ અતિશય ઉત્તમ કર્મોનું ફળ છે. –સેવક **તીર્થરામ.**

**पत्र १२८.** તા. ૩ જુલાઇ, ૧૮૯૪.

કાલ હું કામમાં બહુ રોકાઇ ગયો હતો, એથી રાત્રે બે વાગ્યે સૂવા પામ્યો હતો. આજ સવારે વળી કામને માટે પાંચ વાગે ઉઠીને ઉભો થયો છું. એથી કાલ પત્ર નહોતો લખી શકયો. ક્ષમા કરશો. મિશન કૉલેજના વિદ્યાર્થી બહુ રાજી રહે છે. આ બધી આપની દયા છે. –સેવક **તીર્થરામ.**

**पत्र १२९–एकान्तनो आनंद.** તા. ૩૧ ઑગસ્ટ, ૧૮૯૪.

અહીં હું એકાન્તમાં છું અને મને એકાન્તમાં જે આનંદ આવે છે એનું વર્ણન કરવું બહુ મુશ્કેલ છે. આપ જો આપનાથી બને તેટલું છત (અગાશી) ઉપર રહેવાની ટેવ પાડશો તો આપને અત્યંત આનન્દ પ્રાપ્ત થશે, ને હું પણ એથી બહુ રાજી થઈશ. એક ટેવને દૂર કરીને બીજી ટેવ પાડવી મુશ્કેલ તો છે પણ જો અગાશી ઉપર રહેવાની ટેવ આપ પાડશો તો બહુ પ્રસન્ન રહેશો. અગાશીપર રહીને તત્ત્વવિચારનાં પુસ્તક–યોગવાસિષ્ઠ આદિ વાંચવાથી બહુ લાભ થશે. નીચે તો એ પુસ્તકોનો વિચાર થઇ શકે તેવુંજ નથી. –સેવક **તીર્થરામ.**

**पत्र १३०.** તા. ૨૦ ડિસેમ્બર, ૧૮૯૪.

બીજી કાંઇ વાત લખવા જેવી નથી. નીચેની કવિતાજ લખી નાખું છું.

(૧) આશકાં દર બેનવાઈ ખસ રવિહાં મે કુનંદ;
શાહી–એ–કોનૈન દારદ બે સરો સામાને ઈશ્ક.

(૨) બદિલ્કે ફક્ર, શાહી મે કુનમ અજ ખૂબિએ તાલે;
ન જમ દારદ ને કૈયે ઈં તાલ–એ–ગરદૂં સ્વારે મન.

(૩) હુબાબ આશા કિયા હૈ કાર ઇસ્તગના તમામ અપના;
રખ્ખા મહરૂમ મેં કતરહ સે ઇસિ દરયા મેં જામ અપના;

અર્થઃ—(૧) ભક્ત પુરુષો નિર્ધન તથા અન્ય સાધનરહિત અવસ્થામાં પણ બાદશાહી ભોગવે છે. દ્રવ્ય વિના પણ ભક્તિ બન્ને લોકો (લોક-પરલોક)ના બાદશાહ બનાવે છે.

(૨) પ્રારબ્ધની ઉત્તમતાથી હું કંથામાં પણ રાજ્ય ભોગવું છું. એવું આકાશપર સ્વારી કરવાવાળું મારૂં પ્રારબ્ધ ન તો બાદશાહ જમશેદની પાસે કે નથી કૈકાઉસ પાસે. (એટલે કે ઇરાન દેશના બાદશાહનું પણ એવું પ્રારબ્ધ નથી.)

(૩) પાણીના પરપોટાની પેઠે મેં મારૂં કામ પૂરૂં કર્યું છે (નિજાનન્દના સમુદ્રમાં અમે અમારા તુચ્છ અહંકારરૂપી પરપોટા ફોડી નાખ્યા છે.) અને એ આનન્દસમુદ્રમાં શરીરરૂપી પ્યાલાને અહંકારરૂપી જલબિન્દુરહિત બનાવી દીધો છે. —સેવક **તીર્થરામ.**

**पत्र १३१–चित्त अभ्यासथी वश थाय छे.** ૨૭ સપ્ટેમ્બર, ૧૮૯૪.

..........પરમાત્મા બહુ કામગરો છે અને સર્વપર અત્યન્ત કૃપાળુ છે. **પરમાત્માપર વિશ્વાસ ન રાખીને આપણે દુઃખી થઇએ એ આપણા ચિત્તની દુષ્ટતા છે.** આ ચિત્ત અભ્યાસ કરવાથી વશ થાય છે. આવે સમયે તો યોગવાસિષ્ઠ આદિ સારાં સારાં પુસ્તકો વાંચવાં જોઇએ અને સૌથી મહત્ત્વની વાત તો એ છે કે આહાર બહુજ અલ્પ કરી નાખવો જોઇએ, અથવા ઉપવાસ કરી નાખવો જોઇએ. આ ઋતુ બહુ સત્ત્વગુણી છે. આપ ત્યાં યોગવાસિષ્ઠ વાંચશો તો હું બહુ રાજી થઇશ. તુલસીદાસ લખે છે કે **"દાંત ન થે તબ દૂધ દિયો, અબ દાંત ભયે કયા અન્ન ના દૈ હૈ?"**

અંડુમલની ગાગરનું બહુ ધ્યાનમાં રાખશો. આપ દાસપર હમેશાં પ્રસન્ન રહેશો.

—સેવક **તીર્થરામ.**

**पत्र १३२.** તા. ૩૦ સપ્ટેમ્બર, ૧૮૯૪.

આપનો કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. કબીરજીનું આ વાકય કેવી ઉત્તમ અવસ્થા પ્રકટ કરે છે?

"મન ઐસો નિર્મલ ભયો, જૈસો ગંગા નીર; પીછે પીછે હર ફિરે, કહત કબીર કબીર."

—સેવક **તીર્થરામ.**

**पत्र १३३ – संसारपरथी उपरामता अने व्याकुलता.** તા. ૭ ઓકટોબર, ૧૮૯૪.

આપનો પત્ર મળ્યાં થોડો વખત થયો. પત્ર વાંચવાથી કાંઇ તાવ આવ્યો હોય એમ લાગે છે. વાંચવું લખવું બનતું નથી તેમ બેસી પણ શકાતું નથી. જીવન અને સંસારથી ચિત્ત ઉપરામ થઈ ગયું છે. મારા તરફથી તો હું અંતઃકરણપૂર્વક યત્ન કરૂં છું કે કોઇ પણ કામ આપની ઇચ્છાવિરુદ્ધ ન થઇ જાય. તોપણ કાળની ગતિ કાંઈ ને કાંઈ કરાવી દે છે. અથવા તો મારા તરફ કોઇ ઇર્ષ્યા રાખનાર મનુષ્યે આપને કાંઇ શીખવ્યું હશે.........ચિત્તમાં અત્યંત વ્યાકુળતા છે. —સેવક **તીર્થરામ.**

**पत्र १३४–धनसंबंधी मुश्केली.** તા. ૧૩ નવેમ્બર, ૧૮૯૪.

પિતાજીનો પત્ર આવ્યો હતો. એઓ લખે છે કે નાની સ્કૉલરશિપના જે પચીશ રૂપીઆ આવવાના છે એ રાખી મૂકજે અને બીજા પાંચ પાંચ રૂપિઆ ઉમેરીને પરીક્ષાની ફી

ભરવાના વખત પહેલાં ( એટલે બે પોણા બે મહીનામાં ) દશ રૂપીઆ કરી લેજે. આવી રીતે ૩૫ રૂપીઆ થશે અને પંદર રૂપીઆ અમારી પાસેથી લેજે, પરીક્ષાની ફીના પચાસ રૂપીઆ પૂરા થઇ જશે. પણ વિનતિ એ છે કે પિતાજી જે નાની સ્કૉલરશિપના ૨૫ રૂપીઆ લખે છે એમાંથી સવાબાર રૂપીઆ તો એક માસની ફીના કાપી લેશે અને તાવને લીધે હું કૉલેજમાં ગેરહાજર રહ્યો હતો તેના લગભગ છ રૂપીઆ કાપી લેશે. વળી ગરમ કપડાં પણ મેં શીવડાવ્યાં છે અને ખાવું પીવું પણ પડશે, તેથી ફી કપાયા પછી જે થોડા થોડા રૂપીઆ મળ્યા કરશે એમાંથી પાંચ પાંચ રૂપીઆ ઉમેરવા મુશ્કેલ છે.

કાલ હું ગરમ કપડાં લઇ આવ્યો છું. ડબલજીનનો પાયજામો, એક કંડીઉં અને કાશ્મીરીનો એક કોટ લીધો છે. બધાંના પોણાઆઠ રૂપીઆ પડયા છે. પણ આ વિષયમાં પિતાજીને હમણાં હું કાંઇ નહિ લખું. માત્ર મારી સ્થિતિ દર્શાવીશ. આશા છે કે માસાજી મદદ કરશે. જે પરમાત્મા અત્યાર સુધી મદદ કરતો રહ્યો છે તે હવે પણ કરશેજ.-સેવક **તીર્થરામ.**

**पत्र १३५–धनाढ्य पुरुषोनुं वर्तन.** તા. ૧૬ નવેમ્બર, ૧૮૯૪.

આજકાલ અહીં કોઇ ઉત્સવ થવાનો હોવાથી આ મકાનમાં કોઈ મોટા મોટા માણસો આવવાના છે. એઓને માટે મારાવાળો તેમજ વચલો ઓરડો નક્કી કરી રાખ્યા છે, અને જે ઓરડામાં લાલા હ........રહેતા હતા તેમાં મારે જવું પડયું છે. આજ એમાં સામાન લઇ આવ્યો છું. મુરારીવાળાનો એક છોકરો અહીં તારની નિશાળમાં દાખલ થવા આવ્યો છે. એ ભલો અને મારા કહેવા પ્રમાણે ચાલનારો છે. જો આપ આજ્ઞા આપો તો એને મારા મકાનમાં રહેવા દઉં, નહિ તો કહાડી મૂકું. આપ ઉત્તરની સવેળા કૃપા કરશો. અહીંના નીચેના તમામ ઓરડામાં કપાસ ભર્યો છે અને રોજ કપાસનાં ગાડાં ને ગાડાં આવે છે. એઓનો એવો વિચાર છે કે જે ઓરડામાં ઑફિસ છે ત્યાં પણ કપાસ ભરે અને ઉપર અગાશીમાં કે જ્યાં હું રહું છું ત્યાં ઑફિસ બનાવે. જોઉં છું કે મારે રહેવાનો શું બંદોબસ્ત થાય છે. —સેવક **તીર્થરામ.**

**पत्र १३६–मासाजीनी अमूल्य सहायता.** તા. ૨૧ નવેમ્બર, ૧૮૯૪.

માસાજીનો પત્ર આવ્યો હતો. તેઓ લખે છે કે પરીક્ષાની ફીના રૂપીઆ મારા સિવાય બીજા કોઇની પાસેથી લઇશ નહિ. પરમાત્માની પ્રશંસા કોણ કયે મુખે કરે ? ચિત્ત તો આપનું દર્શન ઇચ્છે છે; પણ હમણાં એવો પ્રસંગ કોઇ દેખાતો નથી. —સેવક **તીર્થરામ.**

**पत्र १३७.** તા. ૭ ડિસેમ્બર, ૧૮૯૪.

આ વખતે પત્ર લખવામાં વિલંબ થવાનું કારણ એ છે કે મારી પાસે એક પણ પૈસો નહોતો. પહેલાંનાં કાર્ડ વપરાઇ ગયાં હતાં. સ્કૉલરશિપ મળવાની ઉમેદમાં કોઇની પાસેથી ઉધાર નહોતું લીધું. સ્કૉલરશિપ તો હજુ સુધી નથી મળી. આખરે આજ નિરાશ થઇને ઉધાર લઇને આ કાર્ડ લખું છું. —સેવક **તીર્થરામ.**

**पत्र १३८–द्रव्यनी अत्यंत खेंच.** તા. ૯ ડિસેમ્બર,૧૮૯૪.

મારા અભિપ્રાયમાં તો **પુસ્તકો ખરીદવામાં કદિ પૈસા સામે ન જોવું જોઇએ. એનો અભ્યાસ કરવાથી અમને જે લાભ મળે છે તે તરફ જોતાં પુસ્તકોની કિંમત ગમે તેટલી હોય તોપણ કાંઇ હિસાબમાં નથી.** એવા પણ દિવસ હતા કે લોક નાનાં નાનાં પુસ્તકો લખાવવામાં સેંકડો રૂપીઆનો ખર્ચ કરતા હતા. આજથી બે અઢ-

વાડિયાં સુધી અમને રજા પડશે. આપના અક્ષર હવે પહેલાંનાં કરતાં સારા છે. નાના લખવાનો યત્ન કરશો........સ્કૉલરશિપ હજુ સુધી નથી મળી. પહેલાંના કરતાં હમણાં પૈસાની ખેંચ છે; કારણ તો આપ જાણો છોજ. —સેવક **તીર્થરામ.**

**पत्र १२९—बंधकोशनुं परिणाम.** તા. ૧૬ ડિસેમ્બર, ૧૮૯૪.

આજ આપનો ગુસ્સાભર્યો પત્ર મળ્યો. કોણ જાણે મારા કેવા દિવસ આવ્યા છે! મારા તરફથી તો હું અત્યંત કાળજીથી બધાં કામ કરૂં છું છતાં પણ આપ કોઈને કોઈ વાતમાં ગુસ્સે થઈ જાઓ છો. ઘણું કરીને હું ત્રીજે દિવસે પત્ર લખું છું. એમાં કોઈવાર ચોથે દહાડે પણ લખાય છે. આ વખતે કામ બહુ હોવાથી ચોથે દહાડે લખાયો છે. કાંઈ ખોટી વાત નહોતી છતાં આપ ગુસ્સે થઈ ગયા. પહેલાં પણ અનેક વાર મારો પત્ર વિલંબથી આવ્યો હશે પણ આપે ક્ષમા કર્યું છે, અને કાંઈ પણ ધ્યાન નથી દીધું. હશે, મહારાજજી! આપનું ગુસ્સે થવું એ પણ યોગ્ય છે; બલ્કે મારી અવસ્થાપર અનુગ્રહ થાય છે. આપનાં મુખારવિન્દનાં કટુવચન પણ મને તો અમૃતસમાન છે, અને આપના ક્રોધમાંથી પણ અનેક પ્રકારના લાભ મળે છે. અનેક ઉપદેશ ગ્રહણ કરૂં છું. સર્વથા હું તો આપનો આજ્ઞાધીન છું. "સરે તસ્લીમ ખમ હૈ જો સજાજો યારમેં આએ" (આપના ચરણોમાં અમારૂં શિર પડ્યું છે; આપની ઈચ્છામાં આવે તેમ કરો.)

"રાજી હૈં હમ ઉસીમેં જો કુછ દિલરૂબા કરે;
ખ્વાહ વહ જફ઼ા—ઓ—જોર કરે યા વફ઼ા કરે."

અર્થઃ—અમારો પ્રિયતમ ગમે તે કરે—સત્કાર કરે કે તિરસ્કાર—પણ અમે એમાં રાજી છીએ.

"આંરા કિ બિજાએ તુસ્ત હરદમ કરમે;
ઉ.જ઼રૂશ બિનેહ અર કુનદ બ ઉમરે સિતમે."

અર્થઃ—જેની તારા ઉપર હમેશાં કૃપા છે તે કદાપિ તારા સમસ્ત જીવનમાં તારો ગમે તે અપરાધ કરે તોપણ તેને ક્ષમા કરજે.

મહારાજજી, આપ એટલા બધા ગુસ્સે થયા પણ મારા હૃદયમાં તો રાઈના દાણા જેટલો પણ ખરાબ વિચાર નથી, તેથી હું તો મારા ચિત્તને વ્યર્થ ચિન્તાગ્રસ્ત નહિ કરૂં. (ચિન્તાથી હું એક અક્ષર પણ વાંચી શકતો નથી.) પહેલાંની પેઠે હું આપના ચરણોમાં ચિત્તને વિશેષ પ્રસન્ન રાખું છું. હું જાણું છું કે મારા ચિત્તની નિર્દોષતા આપનાપર અસર કર્યા વિના નહિ રહે અને આપ પહેલાં કરતાં પણ મારાપર વિશેષ રાજી રહેશો.

"અદાવત સે તિહી પ્યારે જહર હોવે તો મૈં જાનૂં,
મુઝે તુમ નેહર દે દેખો, અસર હોવે તો મૈં જાનૂં."

અર્થઃ—હે ભગવન્! આપ મારી સાથે વૈરભાવથી વર્ત્તશો તોપણ મને કાંઇ હાનિ નથી. આપ મને વિષ દેશો તોપણ મને તેની જરાએ અસર નહિ થાય. મારાપર વિશ્વાસ ન હોય તો અજમાવી જુઓ.

જે આશયથી આપ મારાપર ગુસ્સે થયા છો એ કારણથીજ આપનું ચિત્ત આજકાલ વાચનમાં ઠીક નથી લાગતું. હું મારા અનુભવથી પ્રતિજ્ઞાપૂર્વક કહી શકું છું કે આ બન્ને બાબતનું વાસ્તવિક કારણ (ગુસ્સે થવું ને વાંચવામાં ચિત્ત ન લાગવું) આપના પેટના રોગ સિવાય બીજું કાંઇ નથી. જ્યારે પેટમાં-રોગ અથવા દસ્તની કબજીઆત રહે ત્યારે ચિત્ત અશાન્ત રહે છે. વાંચી શકાતું નથી અને વ્યર્થ સંકલ્પ વિકલ્પ તથા ચિન્તા અને સંશય.

વિપર્યય મનુષ્યની મતિને ભ્રષ્ટ બનાવી દે છે. જ્યારે દસ્ત સારી રીતે ખુલાસાથી આવે છે અને પેટ તદ્દન નિરોગ હોય છે ત્યારે કોઇ પણ જાતનો શોક કે ચિન્તાનું આવવું તો ખરા મધ્યાહ્નને મધરાત પડવા જેવું અસંભવિત છે. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૪૦** તા. ૧૭ ડિસેમ્બર, ૧૮૯૪.

હમણાં આપનો એક પ્રસન્નતાભર્યો પત્ર મળ્યો; અત્યંત આનંદ થયો. ધન્ય છે પરમાત્માને કે જેણે આપને આપની પહેલાંની આનન્દમય સ્થિતિ પુનઃ દેખાડી. આ સ્થાન અત્યંત આનન્દનું છે. મારૂં મન પણ આપના ચરણની દયાથી આનંદમાં છે. આવી અવસ્થાની આગળ સંસારના સર્વ પદાર્થ તુચ્છ છે. ખ્વાજા હાફિજ લખે છેઃ—

" દમે બા ગ઼મ બસર બુર્દન જહાં યકરાર નમે અર્જદ;
બમૈ બિફ઼રોશ દલ્કે મા કઝીનૂ બેહતર નમે અર્જદ. "

અર્થઃ—વ્હાલા ! તારા પ્રેમના વિરહમાં લીધેલો એક શ્વાસ પણ જગતના મૂલ્ય કરતાં વધારે કિંમતી છે. અમારૂં બહારનું સર્વસ્વ આ પ્રેમમદિરાના બદલામાં વેચીએ તોપણ એનાથી એનું વિશેષ મૂલ્ય નથી. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૪૧—विशेष आहारनुं परिणाम.** તા. ૧૮ ડિસેમ્બર, ૧૮૯૪.

ભજન કરવાથી ખચીત પૂર્ણાનન્દ પ્રાપ્ત થાય છે, અને પરમાત્માપર વિશેષ વિશ્વાસ રાખવાથી કોઇ પણ વસ્તુની કમી રહેતી નથી. પણ જો નિયમ કરતાં વિશેષ ખાધું હોય તો પરમાત્મામાં એવો વિશ્વાસ રહેતો નથી, ને વૃત્તિ વિષયમાં તથા શોક અને ચિન્તામાં આસક્ત થઇ જાય છે. દૂધનું સેવન બહુ સારૂં છે. ખર્ચની જરાએ પરવા નહિ. શેખ સાદી લખે છેઃ—

" અન્દરૂં અજ઼ તુઆમ ખાલીદાર, તાંદર આં નૂરે મારૂફ઼ત બીની;
નહીં અજ઼ હિકમતી બઇલ્લતે આં, કિપુરી અજ઼ તુઆમતા બીની. "

અર્થઃ—ઉદરને ભોજનથી ખાલી રાખ કે જેથી તું એમાં ઈશ્વરનો પ્રકાશ અનુભવી શકે, કારણકે ભરેલા પેટવાળો પોતાની વૃત્તિને ઈશ્વરધ્યાનમાં સારી રીતે નથી પરોવી શકતો. તારામાં આ જ્ઞાન નથી; તેં તો પેટને નાક સુધી ભરી રાખ્યું છે. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૪૨** તા. ૨૧ ડિસેમ્બર, ૧૮૯૪.

આજ સવારે મેં એક પત્ર બીડયો હતો, આશા છે કે મળી ગયો હશે. *હાંસીથી હું એક ઘીનો ડબો લાવ્યો છું, અને પરીક્ષાની ફીને માટે જ્યારે મને રૂપીઆની જરૂર પડશે ત્યારે એઓ મોકલી દેશે. હું મારી સાથે નથી લાવ્યો. એનાં અનેક કારણો હતાં. પહેલાં તો એઓ મને એ રૂપીઆ બીજાથી છાના આપવા ઇચ્છતા હતા. બીજું અહીં લાવીને પણ મારે તો બીજાને ત્યાંજ રાખવા પડતા હતા. ફક્ત આવતી વખતે તેમણે રેલ્વેની ટીકીટ લઈ દીધી હતી. એઓ અત્યંત પ્રેમ અને આદરપૂર્વક મળ્યા હતા. વળી બીજા અનેક સંભાવિત ગૃહસ્થોનો સમાગમ થયો. આપને ( માસાજી ) બહુ સભ્યતાથી યાદ કરતા હતા, અને કહેતા હતા કે આપની કૃપાથી અહીં સર્વસ્વ છે. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૪૩—गिल्बर्टसन साहेबनुं एक घडीआळनुं इनाम आपवुं.**

તા. ૩ જાન્યુઆરી, ૧૮૯૫.

આજ ગિલ્બર્ટસન સાહેબે બોલાવીને એક સુંદર ઘડીઆળ ઈનામમાં આપ્યું છે. અછોડો

* હાંસીમાં એમના માસા આસિસ્ટંટ સર્જન હતા.

પણુ સાથે છે. આ બધું આપની કૃપાનું ફળ છે અને સર્વસ્વ આ આપનુંજ છે. ગમે તો આપ આ ઘડીઆળ આપની પાસે રાખો અથવા ગમે તો મારૂં ટાઈમપીસ આપ રાખી લ્યો.

–સેવક **તીર્થરામ.**

**पत्र १४४.** તા. ૪ જાન્યુઆરી, ૧૮૯૫.

આપનો કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો.

" જહાં એબાદર નમાનહબકસ, દિલ અંદર જહાં આફરી બન્દોબસ."

( હે ભાઈ! સંસાર કોઇનો નહિ થાય, માટે ચિત્ત ઈશ્વિરમાં પરોવ એટલે બસ. )........ +લાલાસાહેબનો વિચાર એવો છે કે અંગ્રેજી અને ફારસી બન્ને ઑફિસ બહુ જલ્દી ઉપર લઈ આવવી. મેં એવું સાંભળ્યું છે અને મને સૌથી ઉપર અગાશીના ઓરડામાં રહેવાનું કહે આપ જેમ આજ્ઞા કરશો તેમ કરીશ. આપ કહેશો તો અગાશીના ઓરડામાં રહીશ, નહિ તો શહેરમાં જઇને રહું. મને તો અગાશીના ઓરડામાં રહેવામાં જરાએ હરકત નથી, બલ્કે ખુશી છું. માત્ર પરીક્ષા સુધી રહેવું છે. વિચાર કરીને ઉત્તર લખશો. એ પણુ બનવાજોગ છે કે મને બીજું કોઈ પણુ મકાન રહેવા આપે. –સેવક **તીર્થરામ.**

**पत्र १४५.** તા. ૨૧ ફેબ્રુઆરી, ૧૮૯૫.

આપનો કૃપાપત્ર મળ્યો; અત્યંત આનંદ થયો. હવે આજથી નોકર આવશે ત્યાં સુધી મારૂં ખાવાનું લાલાસાહેબને ઘેરથી આવ્યા કરશે; આજ આવ્યું હતું. એમણે પોતાની મેળે આવી ગોઠવણુ કરી છે. આપનો આ સંકલ્પ પાર પડયો છે. મારો પોતાનો તો બહુ થોડો વિચાર હતો. આપના આવવાની ખબર વાંચી બહુ આનંદ થયો. જલ્દી પધારશો.

–સેવક **તીર્થરામ.**

**पत्र १४६–गुरुजीथी अभेद.** તા. ૧૮ એપ્રિલ, ૧૮૯૫.

આપે જે એમ. એ. ની પરીક્ષા આપી છે એનું પરિણામ હજુ બહાર પડયું નથી. આપના પાસ થયાની ખબર પડશે ત્યારે બહુ આનંદ થશે. એ બધું આપનુંજ કાર્ય છે. મારે જરાએ ઉતાવળ નથી. જ્યારે આપ એ ખબર આપો ત્યારે ઠીક. –સેવક **તીર્થરામ.**

**पत्र १४७–एम. ए. पास थया पछी वर्ग उघाडवानो विचार.** તા. ૯ મે, ૧૮૯૫.

*લાલા સાહેબ હજુ સુધી નથી આવ્યા. મેં આજ સુધી કાંઇ પણુ વિચાર નથી કર્યો. પરમેશ્વરનો રંગ જોઇને કોઈ દહાડો વર્ગ ઉઘાડીશ. કદાચ કાલ કાંઇ ભેટ મોકલું. આપ દયા રાખ્યા કરશો. –સેવક **તીર્થરામ.**

**पत्र १४८–गणितनो क्लास उघाडवानी जाहेरखबर.** તા. ૧૦ મે, ૧૮૯૫.

આશા છે કે કાલ અહીંથી થોડા રૂપીઆ હાથમાં આવશે. તેજ વખતે ભેટ કરીશ. લાલાસાહેબ હજુ નથી આવ્યા. અનેક તજવીજ કર્યા પછી ગવર્નમેંટ કૉલેજના પ્રિન્સિપાલ સાહેબે મારી તરફથી એવી જાહેર ખબર છપાવવા મોકલી છે કે એફ. એ. કલાસના વિદ્યાર્થીઓ માસિક ફી રૂ. ૧૦ અને બી. એ. કલાસવાળા પંદર રૂપીઆ આપીને મારી પાસે ગણિત શીખે. વિદ્યાર્થીઓની સંખ્યા દશથી વધારે થશે ત્યારે કામ શરૂ થશે. આપ દાસપર દયા રાખ્યા કરશો. –સેવક **તીર્થરામ.**

---

+ રામશરણુદાસ અથવા એમના પિતા. * લાલા મેલારામ અથવા રામશરણુદાસ.

**पत्र १४९.** તા. ૧૨ મે, ૧૮૯૫.

કાલ આપની સેવામાં ભેટ કરી હતી. આપનો કૃપાપત્ર પણ કાલ મળ્યો હતો, અત્યંત આનંદ થયો. આપની દયાથી મને બહુ આનંદ રહે છે, દિલગીરીનું નામ માત્ર પણ રહેતું નથી. વાંચવા લખવાનું કામ બહુ રહે છે. આપનું અહીં પધારવું એ મારાપર મોટી મહેરબાની છે. લાલા સાહેબ હજુ નથી આવ્યા. કાલ જાહેર ખબર છપાઈને આવી ગઈ હતી. આજે શહેર અને કૉલેજનાં બારણાંપર ચોઢાશે અને આવતી કાલે પંજાબમાં જ્યાં જ્યાં કૉલેજ છે ત્યાં ત્યાં મોકલાશે. મારા પ્રૉફેસરોએ એફ. એ કલાસના દશ અને બી. એ. કલાસના પંદર રૂપીઆ મુકરર કર્યા છે. આપ દાસપર કૃપાદૃષ્ટિ રાખશો અને કદિ ગુસ્સે ન થશો.

—સેવક **તીર્થરામ.**

**पत्र १५०—गणितशास्त्र भणाववानुं काम.** તા. ૨૧ મે, ૧૮૯૫.

આજ આપનો એક કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. આપની દયાથી મને કોઈ પણ પ્રકારની લેશ માત્ર પણ ચિન્તા નથી. આ ગુરૂવારે ગણિતશાસ્ત્રના લાભ ઉપર એક જાહેર વ્યાખ્યાન આપવા ઇચ્છા રાખું છું અને શુક્રવારથી એક પ્રૉફેસરને ગણિત શીખવવાની શરૂઆત કરવાનું વચન આપ્યું છે. ત્યાર પછી સોમવારથી મારા કલાસને ભણાવવાની શરૂઆત કરવાનો વિચાર છે. બધાં કામમાં પરિશ્રમ જોઈએ. આપ જરૂર પધારશો. અત્યંત કૃપા થશે.

અમારા ગામનો સુ........કાલ સાંજથી મારી પાસે આવ્યો છે. હજુ સુધી તો તે મને કોઇ પણ પ્રકારે વિઘ્નકર્ત્તા નથી નિવડયો. એને હવે પછી મારી સાથે રાખવો કે નહિ તે વિષયમાં આપ જેવી આજ્ઞા આપશો તેમ કરીશ. બ........ની પેઠે એ પણ જૂદો બેસીને પોતાનું કાર્ય કર્યા કરે છે.

—સેવક **તીર્થરામ.**

**पत्र १५१.** તા. ૬ જુન, ૧૮૯૫.

હજુ તો માત્ર એકજ વિદ્યાર્થી ભણવા આવે છે. હું બહુજ ઉત્તમ રીતે શીખવું છું. પણ કંઇ સમયજ એવો આવી ગયો છે. કોઇનાં માતપિતા રજા નથી આપતાં; કોઈ તાપને લીધે નથી આવતા; કોઇને કાંઇ બીજુંજ આવરણ આવી પડે છે. હશે, પરમેશ્વર બધું ઠીક કરશે. આપ જરાએ ફિકર ન કરશો.

—સેવક **તીર્થરામ.**

**पत्र १५२.** તા. ૧૪ જુન, ૧૮૯૫.

ખુદા ખુદ ખાન સામાનસ્ત અસ્બાબે ત્વક્કલરા.
દરે ફૈજસ્ત બિનશીં અજ કશાયશ ના ઉમેદ ઇંજા,
મસાલે દાનઃ અજ, હર કુફ્લ મે રોયદ કલીદ ઇંજા.

અર્થઃ—ઈશ્વરપર શ્રદ્ધા રાખનાર પુરુષોને માટે પરમેશ્વર પોતે રસોયો (જમાડનાર) બની રહે છે. ઇશ્વરની કૃપાનું દ્વાર તો ઉઘાડુંજ રહે છે. મુશ્કેલીઓને દૂર કર્યા પછી અહીં નિરાશ થઇને ન બેસ. બીજની પેઠે સર્વ રહસ્યની ગાંઠ ઉત્પન્ન થઇ છે.

આપની દયાથી ચિત્ત અત્યંત આનંદમાં છે. આપ એવીજ રીતે કૃપાદૃષ્ટિ રાખશો.

"ભીખા ભૂખા કોઈ નહિ સબકી ગાંઠે લાલ, ગાંઠ ખોલ નહિ જાનતે ઇત બિધ ભયે કંગાલ.
સાત ગાંઠ કોપીનમેં સાધ ન માને શંક, રામ અમલ માતા ફિરે ગિને ઇન્દ્રકો રંક."

અર્થઃ—કોઈ પણ ભિખારી કે ભૂખ્યું નથી. સૌની ગાંઠમાં રત્ન (લાલ) ભર્યા છે. કોઈ તેની ગાંઠ છોડવાનું જાણતો નથી તેથી સર્વ ભખારી બન્યાં છે. સાત સાંધાવાળી ફક્ત એક

લંગોટીજ પાસે હોય તેમાં પણ સાધુ પુરુષ દુઃખ માનતો નથી. તે **રામના અમલ (પ્રભુની કેફ)** માં મસ્ત ( ઉન્મત ) ફરે છે અને ઇન્દ્રને પણ ભિખારી સમજે છે.

" ખ્રિસ્ત જેરે સરોબર તારક હફ્ત અખતર પા;
પાયે રિફ્અત નિગરો મન્સિબે સાહિબ જાહી."

અર્થઃ-ઈંટ જેનું ઓશીકું છે અને પાય સપ્ત આકાશની ઉપર છે એવા ઉન્મત્ત બ્રહ્મવિદ્‌ની સ્થિતિનો અનુભવ કરો.

....ખર્ચ વગેરેનો નિર્વાહ થઈ રહેશે, આપ બીજા કોઇને ન લખશો. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૫૩.** તા. ૧૩ જુન, ૧૮૯૫

મેં મારૂં પોતાનું ખર્ચ બહુજ ઓછું કરી નાખ્યું છે; છતાં ચિત્ત પહેલાંના કરતાં પણ વિશેષ પ્રસન્ન છે અને સર્વ પ્રકારે આનંદ છે. આપ તો આપનું ખર્ચ પહેલાના કરતાં પણ વધારશો; જરાએ ફિકર નહિ. આપ કોઇ પણ પ્રકારની ચિન્તા ન કરશો. **મારી ભલે ગમે તેવી અવસ્થા હોય, છતાં પણ આપને ખેંચ નહિ રહેવા દઉં.** હું કાલ અથવા પરમ દહાડા સુધીમાં કાંઇ ભેટ મોકલીશ. પંડિત ગો..........ને હું મળ્યો હતો. તે શું કરી શકે તેમ છે ? લાહોરમાં રહેવાથી આશા છે કે કાંઇ પ્રબન્ધ થઇ જશે. પ્રયાસમાં છું. આ અઠવાડીઆમાં વિલાયતની સ્કૉલરશિપનો પણ નિર્ણય થવાનો છે, તેથી આજકાલ લાહોરમાં રહેવું યોગ્ય છે. હાલ તુરત તો હું આપના ચરણમાં હાજર નહિ થઇ શકું.

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૫૪.** તા. ૧૪ જુન, ૧૮૯૫.

મહારાજજી! પરમ દહાડે સોમવારે સુમારે બે વાગે વિલાયતની સ્કૉલરશિપનો નિર્ણય થઇ જશે. આપ સેવકના અપરાધ ક્ષમા કરીને અવશ્ય દયાદૃષ્ટિ કરશો. આપની દયાદૃષ્ટિપર સંસારનો સમસ્ત આધાર છે.

" આનાં કિ ખાક રાબ નજર કીમિયા કુનન્દ;
આયા બબદ કિ ગોશાએ ચશમે બમા કુનન્દ. "

અર્થઃ—જે મહાપુરુષ પોતાની દૃષ્ટિમાત્રથી ભસ્મને પણ સુવર્ણ બનાવી દે છે તેઓ આશા છે કે એકવાર અમારીપર પણ કૃપાદૃષ્ટિ કરશે. મારૂં મન હવે આપની કૃપાથી બહુ ઉત્તમ અવસ્થામાં છે.

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૫૫–બન્ધુજનોની આજીવિકાનું ધ્યાન.** તા. ૧૮ જુન, ૧૮૯૫.

આજ કાંઈ પણ નિર્ણય નથી થયો. આજ માત્ર અમને એટલું પૂછ્યું હતું કે મિડલ અને એન્ટ્રન્સ ( પ્રવેશક ) પરીક્ષા અમે કઇ કઇ સાલમાં આપી હતી. આશા છે કે આ અઠવાડીઆમાં જરૂર નિર્ણય થઇ જશે. મારૂં વિલાયત જવાનું બનશે તો હું પાછળનાં સર્વને માટે પૂરેપૂરો બંદોબસ્ત કર્યા વિના કદિ પણ નહિ જાઉં. આપ દયા રાખશો. હું મારા તરફથી તો સત્વર ભેટ કરવાનો પ્રયત્ન કરીશ. આપ દયાદૃષ્ટિ રાખશો. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૫૬–વિલાયત જવાનું બંધ.** તા. ૨૨ જુન, ૧૮૯૫.

વિલાયતની સ્કૉલરશિપ કોઈ અન્ય વીદ્યાર્થીને મળી છે. જોઉં છું કે બરેલી કૉલેજની શું ખબર આવે છે.

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૫૭–નાણાંભીડ.** તા. ૨૫ જુન, ૧૮૯૫.

કૃપા કરીને આપજ અહીં પધારવાનો પરિશ્રમ લેશો, કારણ મારૂં ત્યાં આવવું મુશ્કેલ

છે. એનાં અનેક કારણો છે. જેમાંનું એક એ પણ છે કે હમણાં ભાડાને માટે એક બે રૂપીઆ મેળવવા એ પણ મારે માટે મુશ્કેલ છે. —સેવક **તીર્થરામ.**

**पत्र १५८.** તા. ૪ જુલાઈ, ૧૮૯૫.

મને એઓએ (સનાતનધર્મસભાના સભાસદોએ) સનાતન ધર્મસભાની વિદ્યાસંબંધી સમિતિનો સભાસદ બનાવ્યો છે. ત્યાંની પ્રવેશપરીક્ષા પણ મેં લીધી છે. હું આશા રાખું છું કે આ અઠવાડીઆમાં હું કાંઇ ભેટ કરી શકીશ. —સેવક **તીર્થરામ.**

**पत्र १५९–सनातनधर्मसभानी सबकमिटिना मंत्री निमाया.** તા. ૫ જુલાઇ, ૧૮૯૫.

લાલા *હંસરાજજીને પણ હું જઇને મળ્યો હતો. સનાતન ધર્મસભાની ઉપસભાનો મને મંત્રી બનાવ્યો છે............ચિત્રવિદ્યા (ડ્રૉઇંગ) વગર ફીએ શીખવાની મને રજા મળી છે. આપ દાસપર કૃપાદૃષ્ટિ રાખશો. —સેવક **તીર્થરામ.**

**पत्र १६०–पंडित ×दीनदयाळनो समागम.** તા. ૯ જુલાઇ, ૧૮૯૫.

આજ બૅલ સાહેબને પણ મળ્યો હતો. એઓ કહે છે કે ડાયરેક્ટરને એક એવા મતલબની અરજી કરો કે હું કેળવણી વિભાગમાં નોકરી કરવા ખુશી છું અને જ્યારે જરૂરત હોય ત્યારે મારી પાસેથી કામ લીધા કરે. વળી એમ પણ સાભળ્યું છે કે અમૃતસર કૉલેજના ગણિતશાસ્ત્રના પ્રૉફેસર બહુ વૃદ્ધ થવાથી પોતાની નોકરી છોડી દેવા ઇચ્છે છે, પણ નક્કી ખબર નથી. આજ પંડિત **દીન**દયાળ (જેઓ કાલે અહીં આવ્યા છે) સાથે સભામાં કોઇએ મારી મુલાકાત કરાવી, એઓ બહુ પ્રસન્ન થયા. મિત્રોની પેઠે ભેટયા અને કહેતા હતા કે હું એને પહેલેથીજ જાણું છું. —સેવક **તીર્થરામ,**

**पत्र १६१.** તા. ૧૫ જુલાઇ, ૧૮૯૫.

પેશાવરમાં એક હાઇસ્કુલના હેડમાસ્તરની જગ્યા મળે તેમ છે, પણ પગાર થોડો છે. માત્ર પચાસસાઠ રૂપીઆજ છે. આપ જેવી આજ્ઞા કરશો તેમ કરીશ. આપની ઇચ્છા હોય તો પ્રયત્ન કરૂં. પત્રથી સત્વર જણાવશો. ડાયરેક્ટરને પણ અરજી અપાઇ ચૂકી છે.

—સેવક **તીર્થરામ.**

**पत्र १६२.** તા. ૧૬ જુલાઇ, ૧૮૯૫.

મારા મોટા પ્રૉફેસર સાહેબનું કાંઇ કામ કરવાનું છે. મારા બીજા પ્રૉફેસર પણ આ સોમવારે મારી જગ્યાપર આવી જશે અને કાંઇક કામ (એફ. એ. અને બી. એ. ના પેપર તપાસવાનું) આપી જશે. મારાં પુસ્તકો પણ બને તેટલાં જોતો રહું છું. સનાતનધર્મ સ્કુલના સંબંધમાં પણ થોડું ઘણું કામ રહે છે, જેવું કે લેખિત પરીક્ષા લેવી, એના વિદ્યાર્થીઓને વિજ્ઞાનશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રમાં થોડું બતાવવું વગેરે. ભજન પણ કરૂં છું. આપના ચરણોનું ધ્યાન રહે છે.

પં. **દીન**દયાળજીનાં શ્રદ્ધાપર વ્યાખ્યાન સાંભળ્યાં. અત્યંત આનંદ થયો. હવે એઓ આ ગુરુવારથી ઉપાસનાપર વ્યાખ્યાન આપવાનો આરંભ કરશે. આપની દયાથી અત્યંત આનંદ રહે છે. —સેવક **તીર્થરામ.**

**पत्र १६३–प्रत्येक दशामां आनंद.** તા. ૧૭ જુલાઇ, ૧૮૯૫.

જે પત્રમાં મેં પેશાવરની હેડમાસ્તરની જગ્યાને માટે લખ્યું હતું એના વિષયમાં એ

* લાહોર, ડી. એ. વી. કૉલેજના પ્રિન્સિપાલ. + પંજાબના એક પ્રખ્યાત વિદ્વાન સાધુ પુરુષ.

પ્રાર્થના છે કે મેં બૅલ સાહેબને એને માટે કહ્યું હતું. એમણે કહ્યું કે ત્યાં કદિ પણ ન જશો. કારણ કે પહેલાં તો પેશાવરનો કલેકટર એ સ્કૂલથી અત્યંત વિરુદ્ધ છે. બીજું ડાયરેકટર અને ઇન્સ્પેકટર સાહેબ એ બન્ને પણ એનાથી વિરુદ્ધ છે. ત્રીજું ત્યાં હું તમને કોઇ પણ જાતની સહાયતા નહિ કરી શકું, કારણ કે સ્કૂલ સરકારી નથી. થોડા વખત ધીરજ રાખો. પરમેશ્વર બહુ સારો પ્રસંગ લાવી આપશે. એ સ્કૂલમાં મને માસિક રૂ. ૭૦ મળી શકે તેમ હતા, પણ બૅલ સાહેબે મને અત્યંત રોકી રાખ્યો છે; તેથી ત્યાં જવું ઉચિત નથી. મને પૂછો તો હું તો પ્રત્યેક દશામાં અત્યંત આનંદ માનું છું. મારા ત્યાં ( આપના ચરણ કમળમાં ) હાજર થવામાં હજુ થોડાં વિઘ્ન છે. પંદરમે અથવા સોળમે દિવસે આવી શકીશ. હમણાં તો ભાડું પણ નથી, તેમ નથી પ્રૉફેસરોનાં અનેક પ્રકારના કામમાંથી અવકાશ. પછી તો આપ જેવી આજ્ઞા આપશો તેમ કરીશ...........

—સેવક **તીર્થરામ.**

**पत्र १६४.** તા. ૨૦ જુલાઈ, ૧૮૯૫.

આપના બે કૃપાપત્ર આજ મળ્યા; અત્યંત આનંદ થયો. બૅલ સાહેબે કહ્યું છે કે અમૃતસરવાળી જગ્યાના સંબંધમાં સઘળી હકીકત પૂછીને મને વિસ્તારપૂર્વક જણાવો; પછી હું તમારે માટે પ્રયત્ન કરીશ. ખાસ કરીને એ તપાસ કરો કે એ પ્રૉફેસર ક્યારે જશે. હું હવે મારા ગણિતશાસ્ત્રના પ્રૉફેસર સાહેબની સલાહ લઈશ કે હું અમૃતસર જઈને એ કૉલેજના પ્રિન્સિપાલને મળી આવું કે શું કરૂં. આજ સળેખમને લીધે બહુ હેરાન થયો. આશા રાખું છું કે કાલ ઠીક થઈ જશે. પંડિત દીનદયાળનાં વ્યાખ્યાન હજુ પણ થયા કરે છે.

—સેવક **તીર્થરામ,**

**पत्र १६५.** તા. ૨૧ જુલાઇ, ૧૮૯૫.

કાલ એક પ્રૉફેસર સાહેબ પાસેથી ખબર મળ્યા કે અમૃતસર કૉલેજના ગણિતશાસ્ત્રના પ્રૉફેસરે પેન્શનને માટે અરજી કરી છે. કમિટિએ ( કારણ કે એ કૉલેજ મ્યુનિસિપાલ કમિટિની છે, ) એ અરજી ડાયરેકટર સાહેબની પાસે મોકલી છે અને એ અરજીપર એવી ભલામણ કરી છે કે એ પ્રૉફેસરને એ કૉલેજમાં એક વર્ષ વધારે રાખવા જોઇએ. આજ હું બૅલ સાહેબને મળ્યો હતો. એમણે કહ્યું: "તારે માટે મેં પહેલેથીજ ડાયરેકટર સાહેબને લખી દીધું છે; કે તને એ કૉલેજમાં લઇ લે." હવે પરમાત્માની મરજી હશે તેમ થશે. આપ દયા રાખ્યા કરશો. આપની દયાથી આનન્દ છે.

—સેવક **તીર્થરામ.**

**पत्र १६६.** તા. ૨૨ જુલાઇ, ૧૮૯૫.

કાલ પંડિત દીનદયાળજીને એમને મુકામે જઇને મળ્યો હતો. અત્યંત રાજી થયા. આપનું પણ થોડું વર્ણન કર્યું હતું, તેમ મેં મારા પણ થોડા વિચાર દર્શાવ્યા હતા. આજ ગવર્નમેન્ટ કૉલેજના પ્રૉફેસર, કૉલેજની ગણિતશાસ્ત્રની પરીક્ષાના તમામ પેપર તપાસીને માર્ક આપવા માટે મને આપી ગયા છે. આપ દયા રાખ્યા કરશો.

—સેવક **તીર્થરામ**

**पत्र १६७—धनाढय पुरुषोना घरमां घडी घडी ओरडीनुं बदलवुं.**

તા. ૨૫ જુલાઇ, ૧૮૯૫.

આજ હું અહીં કુશળ પહોંચ્યો છું. બાદામીબાગના સ્ટેશને હા........અને એક અન્ય સજ્જન મને લેવાને આવ્યા હતા. સામાન તેઓએ ઉપાડી લીધો અને અમે બંગલા ભણી ગયા. મારા ઓરડામાં એક અંગ્રેજ ઇન્જીનિયર રહે છે. મારો બીજો સામાન મારી

પાછળ તેઓએ એક બીજા મોટા ઓરડામાં-જ્યાં ડૉકટર સાહેબ રહે છે ત્યાં રખાવી દીધો છે, પણ મારાં પુસ્તકો એમનાં એમ કબાટમાં બંધ કરી મૂક્યાં હતાં. એ પુસ્તકો હવે મોટા ઓરડામાં લઇ આવ્યો છું. એક તરફ ડૉકટર સાહેબ અને બીજી તરફ હું રહું છું. આ પણ સારૂં મકાન છે. કાંઈ ઉપાધિ નથી. લાલા સાહેબ જાણ્યા કરશે. આપ કૃપાપત્ર લખ્યા કરશો. —સેવક **તીર્થરામ.**

**पत्र १६८–लाला मेलारामनुं वर्त्तन.** તા. ૨ સપ્ટેમ્બર, ૧૮૯૫.

હજુ સુધી મારા ખાવાપીવાની અહીં ઠીક ગોઠવણ નથી થઇ; કારણકે લાલા મેલારામે મારા રસોઇઆને મારી ગેરહાજરીમાં મના કરી છે કે હવે પછી તે મારે માટે રસોઇ ન બનાવે. પરંતુ આશા છે કે લાલા રામશરણદાસ જલ્દી ગોઠવણ કરી દેશે. લાલા રામશરણદાસ અહીં કપાસનું કારખાનું ઉઘાડવાના છે, જેથી અનેક કામ વગરના આદમીઓની રોજી ઉઘડશે. --સેવક **તીર્થરામ.**

**पत्र १६९–वैकुंठपुरी पण दोषरहित नथी.** તા. ૮ સપ્ટેમ્બર, ૧૮૯૫.

આપનો એક કૃપાપત્ર આજ મળ્યો, અત્યંત આનંદ થયો. હું તો ધારૂં છું કે આપ અહીં રહેશો તો જરાએ ખેંચ નહિ પડે. વળી મારૂં તો એ નિશ્ચયપૂર્વક માનવું છે કે આ લોક તો શું પણ વૈકુંઠપુરીનું સ્થાન પણ કંઈ ન કંઈ દોષરહિત તો નથી. જ્યાં આપ છો ત્યાં વારૂ ખેંચ કેવી ? મારા ધારવા પ્રમાણે તો આ મકાન અત્યંત ઉત્તમ છે.

—સેવક **તીર્થરામ.**

**पत्र १७०.** તા. ૪ ઑક્ટોબર, ૧૮૯૫.

હું આશા રાખું છું કે આવતી કાલે ભેટ કરી શકીશ. મહારાજજી ! આપ દયા રાખ્યા કરશો. હું મારી મરજી પ્રમાણે તો કોઇ પણ વાત કરતો નથી. હા, કદાચ મારા કુલના વૃદ્ધ પુરુષોપ્રતિના સદ્‌ભાવને લીધે અથવા તો કાંઈ અન્ય દબાણને લીધે મારાથી કોઇ અપરાધ થઇ ગયો હોય તો આપ કૃપા કરીને ક્ષમા કરશો. સર્વ પ્રકારે આપના સેવક વધતા જાય છે. દાસની તો વિરુદ્ધ કામ કરવાની શક્તિજ નથી. આપ અહીં ક્યારે પધારશો ?

—સેવક **તીર્થરામ.**

**पत्र १७१–गुंसाइजीनी पासे आवनारा बधा खुदा बनी गया.**

સિયાલકોટ તા. ૨૧ ઑક્ટોબર, ૧૮૯૫.

આપનો કોઇ પત્ર નથી. આપ લખ્યા કરશો. આપની દયાથી અહીં આવનારા બધા ખુદા બની ગયા છે, છતાં ભજન પણ કર્યા કરશે. —સેવક **તીર્થરામ.**

**पत्र १७२–गुंसाइजीना व्याख्यानमां पहेलेथीज प्रभाव.**

સિયાલકોટ તા. ૨૧ ઑક્ટોબર, ૧૮૯૫.

પંડિત સાહેબના નોકર ક........એ મને સાચવવા માટે દશ રૂપીઆ આપ્યા હતા અને મારી મોટી ભૂલ થઇ કે મેં લીધા. મારી પેટીમાંથી કોઇ એ રૂપીઆ ચોરી ગયું છે; અને મેં ઉધાર લઇને ભરી દીધા છે. હશે, કાંઇ અફસોસ નથી. પરમાત્માએ ઠીકજ કર્યું છે; ઉપદેશ મળ્યો.

આપનો કૃપાપત્ર મળ્યો. અત્યંત આનંદ થયો. કાલ એઓએ ( સનાતનધર્મસભાએ ) મારા વ્યાખ્યાન માટે જાહેર ખબર નહોતી આપી; છતાં આપની કૃપાથી મારા બોલતાં

બોલતાંમાં સનાતનધર્મમંદિરનું મેદાન આદમીઓથી ચિકાર ભરાઇ ગયું હતું. ડેપ્યુટી સાહેબ તેમજ મોટા મોટા અમલદાર પણ હતા. દેશ વિષે પણ બોલ્યો હતો. લોકોનાં નેત્ર અશ્રુ-ઓથી ભરેલાં દેખાતાં હતાં. તાળીઓ પણ બહુજ પડી હતી. આપનો દાસ કદાચિત આ શુક્રવારે રાતની ગાડીમાં લાહોર જશે. આપ દયા રાખશો. —સેવક તીર્થરામ.

**पत्र १७३.** સિયાલકોટ તા. ૨ નવેમ્બર, ૧૮૯૫.

કાલ અમૃતસરથી જવાબ આવ્યો છે કે મારી અરજી પહોંચતા પહેલાં ત્યાં બીજો પુરુષ રખાઈ ગયો છે. આજ પંડિત ગણેશદત્ત શાસ્ત્રી ગોસ્વામી સંસ્કૃત પ્રૉફેસર, મિશન કૉલેજ, લાહોર; અહીં આવ્યા છે. મારે ઘેર ઉતર્યા છે. સભામાં વ્યાખ્યાન આપશે. આપ કૃપા કરશો. —સેવક તીર્થરામ.

**पत्र १७४—मिशन कॉलेजमां प्रॉफेसर निमावुं.** સિયાલકોટ તા. ૨૧ ડિસેમ્બર, ૧૮૯૫.

આપના બે પત્ર મળ્યા. અત્યંત આનંદ થયો........આપની કૃપાને—દયાને લીધે લાહોરથી પત્ર આવ્યો છે કે મિશન કૉલેજની એજ નલ કમિટિએ મને ગણિતશાસ્ત્રના પ્રૉફેસરની જગ્યા આપવાનો અંદર અંદર નિર્ણય કર્યો છે. પ્રિન્સિપાલ સાહેબે મને પૂછ્યું છે કે મને એ મંજુર છે કે નહિ ? એપ્રિલની આખરથી ત્યાં કામ કરવાનું છે. પહેલે વર્ષ પગાર રૂ. ૧૮૦ અને ત્યાર પછી વધારે—આ વધામણીમાં પરમેશ્વરનું ભજન વિશેષ કરશો અને મારી મંદ બુદ્ધિમાં એમ જણાય છે કે એ ખબર હમણાં સર્વને ન જણાવવી. એ જગ્યા મંજુર કરવાનો પત્ર હું આજ લાહોર લખું છું. મહારાજજી, કોઈ અપરાધ હોય તો ક્ષમા કરશો. હું પત્ર તો નિત્ય લખું છું. —સેવક તીર્થરામ.

**पत्र १७५—आठ दिवस केवळ दूध उपर निर्वाह कर्या पछी त्रीस माइलनुं चक्कर लगाववुं.** સિયાલકોટ તા. ૨૩ ડિસેંબર, ૧૮૯૫.

હું કદાચ અહીંથી કાલ સોમવારેજ રાતની ગાડીમાં ચાલ્યો આવું. અનાજ ખાધાને આજ આઠ દહાડા થઈ ગયા છે. કેવળ દૂધજ પીઉં છું. પૂરા ત્રીશ માઈલનું ચક્કર લગાવી આવ્યો છું, પણ જરાએ થાક નથી માલૂમ પડતો. આશા છે કે ગાઉન—ઝભ્ભો—અહીંથી કદાચ મળી જશે. —સેવક તીર્થરામ.

**पत्र १७६.** સિયાલકોટ તા. ૧૫ જાન્યુઆરી, ૧૮૯૬.

લ........નું આચરણ સારૂં નથી તેથી એને હું મારે ઘેરથી કહાડી મૂકવાનો વિચાર કરૂં છું. એ અપયશ અપાવનારો માણસ છે. —સેવક તીર્થરામ.

**पत्र १७७.** સિયાલકોટ તા. ૧૮ જાન્યુઆરી, ૧૮૯૬.

આપનો કૃપાપાત્ર મળ્યો; અત્યંત આનંદ થયો. લ.:......હવે એને ઘેર રહે છે. ભણવા આવ્યા કરશે. મારી પાસે જે સારા વિદ્યાર્થીઓ હશે તેનેજ રાખીશ. આપ કૃપા કરીને અહીં પધારશો. —સેવક તીર્થરામ.

**पत्र १७८.** સિયાલકોટ તા. ૧૦ ફેબ્રુઆરી, ૧૮૯૬.

ગુજરાત પણ એક રાત્રિયે ગયો હતો. ભગત હ........ન મળ્યા. અલબત્ત ગુજરાત અને વઝીરાબાદના એન્ટ્રન્સ કલાસના ભણનારા વિદ્યાર્થીઓએ અત્યંત લાભ પ્રાપ્ત કર્યો અને અત્યંત પ્રસન્ન થયા. બીજા પણ અનેક સજ્જનોનો મેળાપ થયો....... —સેવક તીર્થરામ.

**पत्र १७९–चार कलाक सुधी व्याख्यान.** સિયાલકોટ તા. ૧૦ ફેબ્રુઆરી, ૧૮૯૬.

આજ હું +ગંડઘલ ગયો હતો. એ ગામ મુરારીવાળા કરતાં થોડું મોટું છે. એમાં માત્ર ક્ષત્રિય લોકોની વસ્તી છે. બધાં મકાન પાકાં છે. ત્યાંની સભામાં તો લાહોરની સાધારણ સભા કરતાં પણ અધિક શોભા દેખી. બે વાગ્યાથી લગભગ છ વાગ્યા સુધી મારૂં વ્યાખ્યાન થતું રહ્યું જમ્મૂ કરતાં પણ લોક વિશેષ ખુશી થયા. આપ કૃપા રાખ્યા કરશો. થોડાં જાનનાં માણસો પણ આવ્યાં હતાં.
–સેવક **તીર્થરામ.**

**पत्र १८०–निजानंद.** સિયાલકોટ તા. ૧૪ ફેબ્રુઆરી, ૧૮૯૬.

આપની કૃપાથી પૂર્ણ આનંદ રહે છે. કાલ અહીં સત્સંગ હતો. પૂરા બે કલાક સુધી તો બધા નિર્વિકલ્પ શાન્તાત્મા બનીને બોલ્યા ચાલ્યા વગર બેસી રહ્યા. ત્યાર પછી બે કલાક સુધી હું થોડું બોલ્યો. આપ કૃપાદૃષ્ટિ રાખ્યા કરશો. બધો આપનોજ પ્રકાશ છે.
–સેવક **તીર્થરામ.**

**पत्र १८१–बॉर्डिंगना अध्यक्ष थया.** સિયાલકોટ તા. ૫ માર્ચ, ૧૮૯૬.

હજુ સુધી કાંઇ નથી મળ્યું. આશા રાખું છું જલ્દી થોડી ભેટ કરીશ. અમારી સ્કૂલની બૉર્ડિંગનો સુપરિન્ટેન્ડન્ટ પહેલાં એક મુસલમાન હતો. થોડા દિવસ પહેલાં એણે એક અનુચિત ચેષ્ટા કરી. (હિન્દુ જે પ્રાણીના સોગન ખાય છે એ (ગાય)નું માંસ બૉર્ડિંગમાં મંગાવ્યું હતું.) એ વાત બહાર આવી તેથી એને બરતરફ કર્યો છે. હવે મારા સિવાય બીજો કોઈ હિન્દુ બૉર્ડિંગનો સુપરિન્ટેન્ડન્ટ બની શકે તેમ નથી, તેથી મારે તે કામકાજ કરવું પડયું છે. આજ ત્યાં જવું પડશે. મેં જે જગ્યા ત્યાં રાખી છે એ આના કરતાં બહુજ સારી છે, અને આપને ત્યાં બહુ આરામ રહેશે. એકાન્ત પણ છે. આપ કયારે પધારશો ?
–સેવક **તીર્થરામ.**

**पत्र १८२–जगतना बधा पदार्थ खोवाइ जवाना छे.** સિયાલકોટ ૧૭ માર્ચ, ૧૮૯૬.

આપનાં બે કાર્ડ મળ્યાં. આપનું ધોતીયું બૉર્ડિંગ હાઉસમાં તો કોઇ જગ્યાએ ન મળ્યું. ખબર નહિ કે કયાં ખોવાઇ ગયું. એટલું તો હું કહી શકું છું કે જેણે એ ધોતીયું ગુમાવ્યું છે એણે જાણી જોઇને અથવા ખરાબ ચિત્તથી એ કામ નથી કર્યું, હશે. પરમેશ્વર બીજું આપી રહેશે. **જગતના સર્વ પદાર્થ એક દિવસ ખોવાઇ જવાના છે.** આપ દયા રાખ્યા કરશો.
–સેવક **તીર્થરામ.**

**पत्र १८३.** સિયાલકોટ તા. ૨૨ માર્ચ, ૧૮૯૬.

આપનો ક્રોધભર્યો પત્ર મળ્યો; અત્યંત ખેદ થયો. મહારાજજી ! મારા અપરાધ ક્ષમા કરશો. હું તો મોટો મૂર્ખ છું. આજ કાલ મારી શારીરિક પ્રકૃતિમાં વિકાર રહે છે; મળાવરોધ રહે છે અને શિરમાં પણ આરામ નથી. ભય રહે છે કે બખતે કોઈ ઉગ્ર શારીરિક પીડા ન આવી પડે. એક તરફ આપ ગુસ્સે થયા છો. હું તો હેરાન હેરાન છું. મારાથી કોઈ અપરાધ થયા હોય તો હું ખાત્રી આપું છું કે એનું કારણ મારી શારીરિક સ્થિતિનું ઠીક ન હોવું તેજ છે. આપ કૃપાપૂર્વક ક્ષમા કરશો. કદાપિ બહારથી પત્ર લખવાનું હું ભૂલી જાઉં પણ ચિત્તથી તો હું સર્વદા આપના ચરણોમાં છું.

હવા ખાહે તો અમ જાનાં બ મેદાનમ કિ મેદાની;
કિ હમ નન વિશતઃ મે ખ્વાની વ હમ નાદીદઃ મેદાની.

---

+ સિયાલકોટ જીલ્લાનું એક શહેર છે.

અર્થઃ—હે પ્રાણાધાર ! હું તારો પ્રેમાભિલાષી છું ને મને ખબર છે કે તું તે જાણે છે. પત્ર લખ્યા વિના પણ તું મારા હૃદયને ઉકેલી શકે છે, તેમજ મુખ જોયા વિના પણ મારા અન્તઃકરણને જાણી લે છે.

આજ મેં થોડી મીંઢીઆવળ ખાધી છે; કદાચિત એનાથી આરામ થઈ જશે. હવે મેં એન્ટ્રન્સના પેપર જોવાની શરૂઆત કરી છે. આપ કૃપાદૃષ્ટિથી બધાં કામ સારી રીતે જલ્દી સંપૂર્ણ કરાવી દેશો. વૈશાકી મેળામાં જવાને માટે આપ જેવી રીતે આજ્ઞા કરશો તે પ્રમાણે નિર્ણય કરી લઈશ.

આ દીન સેવકથી જે અપરાધ થયો છે તે કૃપા કરીને આપ જલદી જણાવશો કે હવે પછી સાવધાનતા રાખવામાં આવે. આ અપરાધીના અવગુણોને મનમાં ન લાવશો. કોને ખબર છે કે આ જગતમાં બીજા કેટલા દિવસ રહેવું છે કે જેથી એ શોક લઈનેજ શરીર છોડું.

—સેવક **તીર્થરામ.**

**पत्र १८४–शारीरीक आरोग्यनी आवश्यकता.** સિયાલકોટ તા. ૩૦ માર્ચ, ૧૮૯૬.

આપનો કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. શારીરિક આરોગ્ય નિઃસંદેહ આવશ્યક વસ્તુ છે. એ ઠીક થવાથી મન ઠીક થઇ જાય છે. અહીં એક ઉત્સવ થયો હતો. જેમાં બહારથી સાધુ બ્રાહ્મણોને પણ બોલાવ્યા હતા અને વ્યાખ્યાતા હું હતો. ચાર કલાક સુધી મારૂં ભાષણ રહ્યું. આપની દયાથી લોક અત્યંત પ્રસન્ન થયા. શહેરના બધા ધનિક પુરુષો પણ હાજર હતા.

—સેવક **તીર્થરામ.**

**पत्र १८५–तपोवननां दर्शननो संकल्प.** સિયાલકોટ તા. ૧૩ એપ્રિલ, ૧૮૯૬.

આપની દયાથી આજ પેપર તપાસવાનું કામ પૂરૂં થયું છે. હવે તો જો આપ આજ્ઞા આપો તો તપોવનના દર્શનનો સંકલ્પ ઉઠયો છે ત્યાં ચાલ્યો જાઉં. ત્યાંથી પાછો આવીને લાહોર ચાલ્યો આવીશ. લાહોરથી પરવાનગી આવી ગઇ છે. બે મહીનાની પહેલાં ત્યાં જવાનું છે.

—સેવક **તીર્થરામ.**

**पत्र १८६–बी. ए. ना तमाम विद्यार्थीओनुं गणित लेवुं.** લાહોર તા. ૩ મે, ૧૮૯૬.

આપનો કોઇ કૃપાપત્ર નથી. આપ દયા કરશો. એન્ટ્રન્સનું પરિણામ હજુ સુધી બહાર નથી આવ્યું. બી. એ ના જેટલા વિદ્યાર્થી અમારી કૉલેજમાં દાખલ થયા છે તે બધાએ ગણિત લીધું છે.

—સેવક **તીર્થરામ.**

**पत्र १८७–साडात्रणसो रुपयानुं एकदम उडावी देवुं.** તા. ૨૭ મે, ૧૮૯૬.

આપનો કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો.......યુનિવાસટીમાંથી સાડાત્રણસો રૂપીઆ મળ્યા હતા. તે લેણદારોને આપી દીધા છે. મહીનાનું ભાડું, આખા મહીનાને માટે લોટ, ઘરને માટે વાસણ, ખાટલા, કબાટ વગેરે ખરીદી લીધાં છે. દૂધનો હિસાબ પણ ચૂકાવી દીધો છે. હવે ફક્ત એક રૂપીઓ દેવાનો બાકી રહ્યો છે. એ રૂપીઆમાંથી ઉપર લખેલાં કામ કરતાં બીજું કોઈ પણ કામ થઇ શકે તેમ નહોતું. આપ ગુસ્સે ન થશો. આપને જે કોઇ વસ્તુની જરૂરત હોય તે હજુ પણ સારી રીતે પૂરી પડી શકે તેમ છે. થોડાં પુસ્તકો પણ લીધાં છે. આપની અત્યંત કૃપા થઇ છે. આપ દયા રાખશો.

—સેવક **તીર્થરામ.**

**पत्र १८८–पिताजीनो क्रोध.** તા. ૧ જુન, ૧૮૯૬.

પિતાજી મારા ઉપર બહુ ગુસ્સે છે, અને ખાસ કરીને તો એ માટે કે હું ઘરવાળાંને

મારી સાથે ( લાહોર ) લેતો આવ્યો છું. કદાચિત બે ત્રણ દિવસમાં અહીં આવે પણ કાંઈ ભરોંસો નથી. આપ દયા રાખશો. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૮૯—ગુસાંઇજીનો તીવ્રત્યાગ.** તા. ૫ જુન, ૧૮૯૬.

આપનો એક કૃપાપત્ર આજ મળ્યો અને એક કાલ મળ્યો હતો. હું તો કેવળ આપનોજ છું. કોઇ પણ વસ્તુને મારી નથી સમજી બેઠો. સાંસારિક દ્રવ્યને એકઠું કરવું એને હું આનંદનું કારણ નથી સમજ્યો. ઘરેણાં બનાવવાનો કે બીજી કોઈ વસ્તુઓનો સંગ્રહ કરવાનો વિચાર નથી. **આપની કૃપાથી ઘરને બદલે વૃક્ષની છાયા, વસ્ત્રોને બદલે વિભૂતિ, શય્યાને બદલે ભૂમિ અને ખાવાને માટે ભિક્ષાન્ન મળે તોપણ હું અત્યંત આનંદ માનું છું. કયા ધનને માટે હું આપને ગુસ્સે કરૂં?** ભિખારીની પેઠે રહેવાની જો આપ **આજ્ઞા આપો તો આ સર્વનો ત્યાગ કરીને સાધુઓની પેઠે રહેવાને તૈયાર છું.** કૉલેજમાં કામ પણ કરતો રહીશ. ત્યાંથી જે મળે તેનો આપની મરજીમાં આવે તેમ ઉપયોગ કરશો. જો વાજબી લાગે તો અમારે ઘેર પણ તેમાંથી આપ્યા કરજો. **આ દીન સેવક તો કેવળ કામ કરવાથી અને પરમાત્માને ચિત્તમાં ધારણ કરવાથી એવું સુખ પામે છે કે એને બાહ્ય વિષયનું સુખ અને આડંબર કે ઠાઠમાઠની કિંચિત માત્ર પણ આવશ્યકતા નથી. મને તો ઈશ્વર નિમિત્ત કામ કરવામાંજ સુખ મળે છે.** એ પગારજ પૂરતો છે. મારો એ પગાર જાણે ને આપ જાણો. **મારો આત્મા તો એ પદાર્થોથી નથી ઘટતો તેમ નથી વધતો. સર્વદા આનંદરૂપ છે.** એ બધું આપની કૃપાનું ફળ છે. આપ પધારશો ત્યારે વિસ્તારપૂર્વક વિવેચન કરીશ. પિતાજી અહીં પધાર્યા છે તેથી આવતી કાલે શનિવારે તો હું આપના ચરણકમળનો સ્પર્શ નહિ કરી શકું. આપની જે મંછા હોય તે મને સ્પષ્ટ લખ્યા કરશો. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૯૦—શરીરની બાહ્ય સ્થિતિ.** તા. ૧૧ જુન, ૧૮૯૬,

આપના બે કૃપાપત્ર મળ્યા, અત્યંત આનંદ થયો. પિતાજી ગુસ્સે નથી થયા. શા માટે થાય? હું તો શરીરની બહાર સ્થિતિ અનુભવતો હતો. મારી પાસે જે પચાસ રૂપીઆ બચ્યા હતા તે એમની સેવામાં ભેટ કરી દીધા હતા. મારૂં કામ હું ઉધાર લઇને ચલાવું છું, અને આનંદમાં છું............

*જગદ્ગુરૂ સ્વામી શંકરાચાર્ય મને એક દિવસ જમ્મૂ લઈ જવા ધારે છે. એમને જમ્મૂના રાજાએ બોલાવ્યા છે. એમનું પ્રસ્થાન શુક્રવારે સાંજે થશે. રેલને રસ્તે ત્યાં પરમદિવસે શનિવારે પહોંચી જશે. એમની સાથે રાજા હરવંશસિંહજીના વજીર, પં. દીનદયાળજી અને લાહોરના બીજા થોડા ધનાઢ્ય ગૃહસ્થો હશે. મને તો ફક્ત જમ્મૂના મહારાજાનો

* જગદ્ગુરૂ શંકરાચાર્ય એટલે શ્રી ૧૦૮ પરમહંસ પરિવ્રાજકાચાર્ય **શ્રીસ્વામી** રાજરાજેશ્વર **તીર્થ** છે, કે જેઓ એ સમયે દ્વારકાં મઠના મુખ્ય અધિષ્ઠાતા હતા. એઓ તે વખતે લાહોર પધાર્યા હતા, ગુંસાઈ **તીર્થ**રામને એમણેજ નીચેના શબ્દોમાં સંન્યાસ ધારણ કરવાની આજ્ઞા આપી હતીઃ—" જ્યારે પૂર્ણ ઉન્મત્ત અવસ્થા પ્રાપ્ત થાય ત્યારે સ્વયં વિદ્વત્ સન્યાસ ધારણ કરી લેજે." એ આજ્ઞાનુસાર ગુંસાઇજીએ એ અવસ્થા પ્રાપ્ત થતાંજ ટિહરીની પાસે ગંગાતટપર સંન્યાસ ધારણ કર્યો; અને તેમને પોતાના દિક્ષાગુરૂ સમજીને પોતાના નામની પાછળ તીર્થ સંજ્ઞા ધારણ કરી; જેથી **સ્વામી રામતીર્થ** એ નામથી પ્રસિદ્ધ થયા.

સમાગમ કરાવવાજ લઇ જાય છે. મેં હજુ સુધી દૃઢ નિર્ણય નથી કર્યો. આપની જેવી અંદરથી આજ્ઞા મળશે તેમ કરીશ. હું આપનો એક દીન સેવક છું. આપ પરિશ્રમ ન માનો તો આપ પણ ગુજરાંવાલા રેલ્વેસ્ટેશનપર પધારશો. હું જો (એમની સાથે) હઉં તો આપ પણ જમ્મૂ ચાલશો. —સેવક **તીર્થરામ.**

**पत्र १९१.** તા. ૧૩ જુન, ૧૮૯૬.

મહારાજ ! સ્વામીજીની સાથે કાલે હું જમ્મૂ નથી ગયો કારણ કે આજ રજા નહોતી; પણ આજ ત્યાં પહોંચવાનું વચન આપ્યું છે ને કાલે રવિવારે તો અહીં પાછા આવવું પડશે. રાતની ગાડીમાં આવવા જવાનું બનશે. સિયાલકોટમાં પણ કદાચિત્ થોડા કલાક રોકાઉં. મહારાજજી ! હું ગમે તે કરૂં પણ મારૂં ચિત્ત આપના ચરણમાંજ છે. જગદ્ગુરૂની સાથે પં. ભાનુદત્તજી, પં. ગણપતિજી, પં. દીનદયાળ, અમૃતસરના પાંચ મહાન્ પ્રસિદ્ધ પંડિત અને થોડા લાહોરના ધનાઢ્ય સજ્જનો ગયા છે.................

—સેવક **તીર્થરામ.**

**पत्र १९२–गुंसाइजीनो प्रेमप्रभाव.** તા. ૧૬ જુન, ૧૮૯૬.

હું ગઇકાલે રવિવારે સવારની ગાડીમાં જમ્મૂ ગયો હતો; અને રાતની ગાડીમાં લાહોર આવી ગયો હતો; કે જે આજ સોમવારે સવારે લાહોર આવી પહોંચી સ્ટેશનથી પરભાર્યો ભણાવવા કૉલેજમાં ચાલ્યો ગયો હતો. સિયાલકોટનાં માણસો રાત્રે સ્ટેશનપર મળવા આવ્યાં હતાં. પચાસ કરતાં પણ વધારે માણસો હતાં. બધાં બહુ પ્રેમપૂર્વક મળ્યાં. જમ્મૂમાં પણ ઘણો સમાગમ થયો. ત્યાં પણ અનેક લોકો મળવા આવ્યા હતા. મહાત્મા નિ........પણ મળ્યા. અમૃતસરના પંડિત ગિ........અને પંડિત મો........બહુ પ્રેમી છે. આપ શીઘ્ર પધારશો.

—સેવક **તીર્થરામ.**

**पत्र १९३–मिशन कॉलेजमां व्याख्यान.** તા. ૨૦ જુન, ૧૮૯૬.

આજ મિશન કૉલેજમાં મારૂં વ્યાખ્યાન હતું, લોક બહુ પ્રસન્ન થયા; અને મિશન કૉલેજના પ્રિન્સપાલ સાહેબે એને છપાવવાની પ્રેરણા કરી હતી. હું કદાચ કાલ જમ્મૂ જાઉં, પણ નિશ્ચયપૂર્વક નથી કહી શકતો. પરમદિવસે છુટ્ટી છે. —સેવક **તીર્થરામ.**

**पत्र १९४.** તા. ૪ જુલાઈ, ૧૮૯૬.

હું આજ સુધીમાં કાંઇ ભેટ નથી કરી શક્યો. ક્ષમા કરશો. આપને જ્યારે વિલંબનું કારણ માલૂમ પડશે ત્યારે ચિત્તમાં જરા પણ વ્હેમ નહિ રહે. આપ દીન સેવક ઉપર ગુસ્સે ન થયા કરો. **આ સેવકના શરીરના ટુકડે ટુકડા કરવાની જો આજ્ઞા મળે તોપણ પૂર્ણ આનન્દ મનાય તેમ છે અને અત્યંત કૃપા સમજાય તેમ છે.**

—સેવક **તીર્થરામ.**

**पत्र १९५–व्याख्यानमां पंडितोनुं विस्मित थवुं.** તા. ૨૦ જુલાઈ, ૧૮૯૬.

અહીં કાલ એક મારૂં વ્યાખ્યાન થયું હતું. પં. દીનદયાળ, પં. ગોપીનાથ અને અન્ય સર્વ શ્રોતાવર્ગ આપની કૃપાથી અત્યંત વિસ્મિત થઈ ગયા હતા. આપની દયાથી બધા બહુ કૃપા રાખે છે. આપ દાસ ઉપર કૃપાદૃષ્ટિ રાખ્યા કરશો. —સેવક **તીર્થરામ.**

**पत्र १९६–गुंसाइजीना मानमां बॉर्डिंगमां प्रीतिभोजन.** તા. ૨૬ જુલાઈ, ૧૮૯૬.

આજ ખાસ આ સેવકને કૉલેજના બૉર્ડરોએ પોતાનાં પ્રેમ, ભક્તિ અને ઉત્સાહ દેખા-

કવા માટે ભોજન માટે નિમંત્રણ કર્યું હતું. તેમને ઉપદેશ પણ આપ્યો હતો. અત્યંત પ્રસન્ન થયા. તેમણે પણ અત્યંત પ્રીતિ અને પ્રેમ જાહેર કર્યો. આ બધી આપની કૃપા છે.

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૯૭—મથુરામાં.** મથુરા. તા. ૩ ઑગસ્ટ, ૧૮૯૬.

પંડિત **દીનદયાળ** સાહેબની સાથે હું કાલે અહીં પહોંચી ગયો છું. **ભિવાનીથી** (એક શહેરનું નામ છે) અહીં ૨૬ છવ્વીસ કલાકમાં પહોંચ્યા. શહેર બહુ ખુબસુરત છે; અને ખાસ કરીને મંદિર તો અત્યંત અદ્ભુત અને રમણીય છે. બે ત્રણ દિવસ પછી વૃન્દાવન જઇશું. ત્યાંનું ઠેકાણું ઈદાની કાલમાં—નારાયણ સ્વામીનો આશ્રમ. ફરવાનો અહીં ઠીક અવકાશ મળે છે. અહીં વર્ષાદ ઘણો છે. દૂધનો લાહોરમાં ભાવ છે તેજ અહીં છે. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૯૮—વ્રજની યાત્રા.** વૃન્દાવન. તા. ૯ ઑગસ્ટ, ૧૮૯૬.

આપનો કૃપાપત્ર મળ્યો; અત્યંત આનંદ થયો. આજ અમે વ્રજની યાત્રા કરવા જઇએ છીએ. ગોવર્ધન, બરસાના, નન્દગ્રામ, ગોકુલ, બલ્દાવ એ સ્થળો જોઇશું. આશા રાખું છું કે સપ્ટેમ્બર મહીનામાં આપના ચરણકમળમાં હાજર થઇશ. આપ તો પહેલાના ઠેકાણેજ પત્ર લખશો. ત્રણ મહાત્માનાં દર્શન થયાં. ઠેકાણું:—વૃન્દાવનધામ; કેશીઘાટ; નારાયણસ્વામીની મારફત **તીર્થરામને** મળે. પ. **દીનદયાળજીના** તરફથી "જયશ્રીકૃષ્ણચંદ્ર મહારાજની."

—સેવક **તીર્થરામ.**

**પત્ર ૧૯૯.** વૃન્દાવનધામ. તા. ૧૬ ઑગસ્ટ, ૧૮૯૬.

કાલે અમે બધા વ્રજની યાત્રા કરીને પાછા આવ્યા. હવે તો અહીં બે અઠવાડીયાં કરતાં પણ થોડું રહેવાની આશા છે. બહુ ફર્યા અને ચક્કર લગાવ્યાં. આ ભૂમિ સર્વ પ્રકારે પરિક્રમણ કરવા યોગ્ય છે. આપ દયા રાખ્યા કરશો. પંડિતજીના નમસ્કાર. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૨૦૦.** મથુરા. તા. ૨૪ ઑગસ્ટ, ૧૮૯૬.

આજ અમે **વૃન્દાવનથી** ચાલીને **મથુરા** આવ્યા છીએ. બે દિવસ અહીં રહીને **દિલ્હી** જઇશું. **વૃન્દાવનમાં** વ્યાખ્યાન થયાં હતાં. અહીં પણ થશે. **દિલ્હીથી** હું પણ કદાચ પંડિતજી સાથે **સીમલા** જાઉં; પણ નક્કી કાંઇ નથી કહી શકતો. હરકોઇ રીતે બે અઠવાડીયામાં **લાહોર** પહોંચવાની આશા રાખું છું. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૨૦૧—મથુરામાં વ્યાખ્યાન.** મથુરા. તા. ૩૦ ઑગસ્ટ, ૧૮૯૬.

આપનો એક કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. મારૂં પોતાનું ચિત્ત પણ આપના ચરણોમાં જલ્દી હાજર થવા ઇચ્છે છે; પરન્તુ હમણા **સીમલામાં** જન્માષ્ટમીપર વાર્ષિકોત્સવ છે. પંડિતજીએ મારા ત્યાં આવવાની **સીમલાવાળાને** ખબર આપી દીધી છે અને એઓએ ત્યાં નોટિસમાં મારૂં નામ પણ છપાવી રાખ્યું છે. પંડિતજી મને ત્યાં આજ લઇ જવા ધારે છે. હરકોઈ રીતે ત્યાંથી નવ દસ દિવસમાં **લાહોર** પહોંચવાની આશા રાખું છું. ચિત્ત તો આપના ચરણોમાં રહે છે. કાલ અહીં મારૂં અંગ્રેજી ભાષામાં વ્યાખ્યાન થયું હતું. આજ પંડિતજીનું છે. શહેરના સર્વ સંભાવિત ગૃહસ્થો સાંભળવા આવ્યા હતા. આપ દયા રાખ્યા કરશો. પંડિતજીના તરફથી 'જયશ્રીકૃષ્ણચંદ્રજી.' **સિમલાનું** ઠેકાણું:—શહેર **સિમલા—બાબૂ** નાનકચંદ સાહેબ, પ્રેસીડેન્ટ—સનાતનધર્મસભાની મારફત ગુંસાઇ **તીર્થરામને** મળે.

—સેવક **તીર્થરામ.**

**पत्र २०२—महेमानोनी भरती अने उधार लइने काम चलाववुं.**

તા. ૯ નવેમ્બર, ૧૮૯૬.

પંડિત રા........અને એક અન્ય સજ્જન અહીં આવ્યા છે. આજ સવારની ગાડીમાં જતા રહ્યા છે. કોઇ કામ પ્રસંગે આવ્યા હતા. આપ ક્યારે પધારશો ?

આજકાલ બહુ મહેમાન આવે છે. મુરારીવાળાનાં બીજાં બે માણસો આજ આવ્યાં છે. થોડામાં થોડું રોજનું ત્રણ રૂપીઆ ખર્ચ થાય છે. દેવું કરતો જાઉં છું. –સેવક **તીર્થરામ.**

**पत्र २०३—पैसानी खेंच अने संबंधीओनो क्रोध.** તા. ૬ જાન્યુઆરી, ૧૮૯૭.

હું કાલે આપની સેવામાં અઠ્ઠાવીશ રૂપીઆ મોકલીશ. એમાંથી અર્ધા પિતાજીને આપજો. એમને હું લખી ચૂક્યો છું. આ મહીનામાં મારી પાસે માત્ર ત્રણ રૂપીઆ બચ્યા છે, અને આખા મહીનાનું ખર્ચ તો હજુ માથાપર છે. લોટ પણ નથી તેમ ઘી સિવાય બીજું કશું પણ નથી. દેવામાં પણ આ વખતે દમડી પણ નથી આપી; તેમ કોઇ વિદ્યાર્થીને પણ લેશ માત્ર સહાયતા નથી કરી; છતાં પણ બધાં ગુસ્સે છે; અને મેણાં ઉપર મેણાં મારે છે. આજ કાલ મારી પાસે કોઇ રસોયો નથી. બહુ હેરાન થાઉં છું. –સેવક **તીર્થરામ.**

**पत्र २०४—स्वरुपमां स्थित रहेवाथी आनंद.** તા. ૨૨ ફેબ્રુઆરી, ૧૮૯૭.

જ્યારે જ્યારે અવકાશ મળે છે ત્યારે અંગ્રેજીમાં વેદાન્તનાં પુસ્તકો વાંચું છું; રજાના દિવસોમાં ચિત્તને એકાગ્ર કરવાનો અધિક અવકાશ મળે છે. આનંદ તો કેવળ પોતાના સ્વરૂપમાં સ્થિત રહેવાથીજ મળે છે અને સમસ્ત વિશ્વપર આપણીજ સત્તા છે. આપણે વ્યર્થ પોતાને અન્યને અધીન માની લઇએ છીએ. આપ દાસપર દયા રાખ્યા કરશો. –સેવક **તીર્થરામ.**

**पत्र २०५.** તા. ૧૧ માર્ચ, ૧૮૯૭.

આપની કૃપાથી અત્યંત આનંદ રહે છે. સળેખમે શરીરને થોડું હેરાન કર્યું છે; પરન્તુ પારમાર્થિક ગ્રન્થ વાંચવાથી અને અન્ય કાર્યમાં ચિત્ત પ્રસન્ન રહે છે. આપ દયા રાખ્યા કરશો.

–સેવક **તીર્થરામ.**

**पत्र २०६—चित्तनी स्थिरता.** તા. ૧૩ માર્ચ ૧૮૯૭.

આપનો કૃપાપત્ર આજ મળ્યો. અત્યંત આનંદ થયો. આપે જે વખતે કાલે લખ્યું હતું તેમ આપ તે સમયે જેવી અવસ્થામાં હતા તેમ હું પણ તે સમયે બરોબર તેવીજ સ્થિતિમાં હતો; અને આપના પ્રતિ લખવા માટે આ કાર્ડ લીધું હતું; પરન્તુ માત્ર સરનામું લખીનેજ રહેવા દીધું હતું. આપની દયાથી હવે અત્યંત આનંદ છે. **શુભ ભાગ્ય હોય તોજ ચિત્ત સ્થિર થતાં શીખે છે.** –સેવક **તીર્થરામ.**

**पत्र २०७.** તા. ૧૭ એપ્રિલ ૧૮૯૭.

મારા પગનું ગુમડું બહુ પીડા કરતું હતું. આજ બી. એ. ની પરીક્ષાનું પરિણામ બહાર પડયું છે. આવું ખરાબ પરિણામ કદિ પણ નહોતું નીકળ્યું. સમસ્ત પંજાબમાં ચોથા ભાગના વિદ્યાર્થીઓ પણ પાસ નથી થયા. બધા વિષયોમાં અનેક નાપાસ થયા છે. મારા વિદ્યાર્થીઓમાંથી એક ત્રીજો અને એક પાંચમો નંબર રહ્યા છે. ગણિતશાસ્ત્રમાં પણ બધી કૉલેજોમાં બહુ વિદ્યાર્થી નાપાસ થયા છે. મારા પગારમાં આ વર્ષે વધારો નહિ થાય. એટલી બધી મહેનત કરીને પરિણામ તો આવું આવ્યું. ચિત્ત આજકાલ બહુ વ્યગ્ર રહે છે. આપ ક્યારે આવશો ? –સેવક **તીર્થરામ.**

**पत्र २०८.** તા. ૧૮ એપ્રિલ, ૧૮૯૭.

હું આપની કૃપાથી મારો સમય વ્યર્થ કામકાજમાં નથી ગુમાવતો અને ખાસ કરીને વેદાન્તચર્ચાજ થાય છે. ભવિષ્યમાં આપની આજ્ઞાનુસાર અન્ય વાતચીતનો સંપૂર્ણ ત્યાગ કરવાનો યત્ન કરીશ. આપ દયા રાખ્યા કરશો. ચિત્ત આજકાલ ઉદાસ છે. –સેવક **તીર્થરામ.**

**पत्र २०९.** તા. ૨૮ એપ્રિલ, ૧૮૯૭.

કાલે એફ. એ. ની પરીક્ષાનું પરિણામ નીકળ્યું છે. બધી કૉલેજોના વિદ્યાર્થીઓ લગભગ અર્ધા પાસ થયા છે. મિશન કૉલેજ ઠીક રહી છે. આપની કૃપાથી ગણિતશાસ્ત્રમાં પણ ઠીક છે. માત્ર પાંચ વિદ્યાર્થી ગણિતશાસ્ત્રમાં નાપાસ થયા છે; અને તે પણ સાઠમાંથી. સ્કૉલરશિપ પણ ચાર મિશનકૉલેજમાં આવી છે. –સેવક **તીર્થરામ.**

**पत्र २१०–वेदपाठश्रवणनुं फळ.** તા. ૨૩ જુન, ૧૮૯૭.

આપનો આજ કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. **વેદોનો માત્ર પાઠ સાંભળવાથીજ મારા ચિત્તને સમાધિની** દશા **પ્રાપ્ત થઈ** જાય છે, અને અત્યંત આનંદની દશા આચ્છાદિત થાય છે. એ અત્યંત ઉત્તમ કાર્ય છે. –સેવક **તીર્થરામ**

**पत्र २११–हरिचरणनानी* पावडीमां निवास.** તા. ૭ ઑગસ્ટ, ૧૮૯૭.

અમે આ નવા મકાનમાં આવી ગયા છીએ. એ મકાન હરિચરણની પાવડીમાં છે. હરિચરણમાં શ્રી (તીર્થ) ગંગાજીનો નિવાસ છે અને તીર્થ (રામ) ને પણ હરિચરણમાં રહેવું ઉચિત છે. અહીં આવ્યો છું ત્યારથી હરિચરણોમાંજ ધ્યાન છે અને સ્વરૂપમાં–શ્રી ગંગાજળમાં આપની દયાથી સ્નાન કરૂં છું. –સેવક **તીર્થરામ.**

**पत्र २१२–वेदान्तविचार अने भजन.** તા. ૫ ઑગસ્ટ, ૧૮૯૭.

આપના બે કૃપાપત્ર મળ્યા; અત્યંત આનંદ થયો. રજાના અંતમાં ગણિતશાસ્ત્રનું એક પુસ્તક લખીશ. આજકાલ તો વેદાન્તવિચાર, ભજન અને એકાન્તસેવનમાં સઘળો સમય ગાળું છું. એમાં એવો આનન્દ આવે છે કે છોડતાં જીવ નથી ચાલતો. આપની અત્યંત દયા છે. બાલબચ્ચાં બધાં મોકલી દીધાં છે. હું એકલો છું. કદાચ થોડા દહાડામાંજ આપના ચરણોમાં હાજર થાઉં. –સેવક **તીર્થરામ.**

**पत्र २१३–वेदान्तशास्त्रज परम सत्य छे.** તા. ૬ ઑગસ્ટ, ૧૮૯૭.

આપનો કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. વાસ્તવિક રીતે તો થોડો પણ અભ્યાસ (અથવા મનન) કરવાથી શાસ્ત્રાનુસાર સારૂં ફળ પ્રાપ્ત થાય છે. સંસારમાં જો કોઇ વસ્તુ (અર્થાત્ શાસ્ત્ર) સત્ય હોય તો તે વેદાન્તશાસ્ત્રજ છે. બહુ કૃપા કરી છે આપે. ધન્ય છે. –સેવક **તીર્થરામ.**

**पत्र २१४–मनुष्यदेह क्यारे सफळ कहेवाय ?** તા. ૭ ઑગસ્ટ, ૧૮૯૭.

વ્યવહારમાં હરતાં ફરતાં ને સઘળાં કામ કરતાં પણ જો આપણી વૃત્તિ બ્રહ્માકાર રહે અને ચિત્ત એ ઉચ્ચ અવસ્થામાં કદિ પણ નીચે ન ઉતરે તો આપણું જીવન ધન્ય છે. નહિ તો મનુષ્ય જન્મ નિષ્ફળ ગુમાવ્યો. –સેવક **તીર્થરામ.**

**पत्र २१५–वेदान्त मननथी आनंद.** તા. ૧૧ ઑગસ્ટ, ૧૮૯૭.

આપનો કૃપાપત્ર કાલ મળ્યો, અત્યંત આનંદ થયો. વેદાન્તશાસ્ત્રના વિષયના અંગ્રેજીમાં અનેક ગ્રંથો વાંચું છું; પરન્તુ જે આનંદ એકાન્તમાં બેસીને વિચારમાં અને અંદર ધારણ

* એક શેરીનું નામ.

કરવામાં આવે છે તે વાંચવામાં નથી આવતો. આપથી કૃપાથી આવી રીતે જે કાંઇ પ્રાપ્ત થાય છે તેનો બહુધા જિજ્ઞાસુઓને અંગ્રેજીમાં ઉપદેશ પણ કરતો રહું છું. મનમાં તો એમ આવે છે કે એજ આનંદમાં રજાના દિવસો પણ ગાળું........... -સેવક તીર્થરામ.

**પત્ર ૨૧૬-सोनानी घडीआळनुं इनाम.** તા. ૩ સપ્ટેમ્બર, ૧૮૯૭.

આપનું માત્ર એકજ કાર્ડ હાંસીમાં મળ્યું હતું અને બીજું લાહોર આવીને મળ્યું. આપ દાસ ઉપર દયા રાખશો. પુસ્તક તો કદાચ લખી નાખીશ ને જરૂર લખીશ, પણ આજકાલ તો વેદાન્તવિચાર અને એકાન્તસેવનમાંજ દિલ લાગ્યું છે. હાંસીના લોક આસ્તિક હતા અને કોઇ કોઈ તો વેદાન્તવિચાર પણ સારી રીતે સમજતા હતા. ભિવાનીના લોક વિશેષ સત્સંગી હતા. હિસારના લોકો તો ઘણા ખરા આર્યસમાજી હતા પણ પ્રસન્નચિત્ત હતા. મારી સાથે બધા પ્રીતિ કરતા હતા. માસાજીએ મને એક સોનાનું ઘડીઆળ ઈનામમાં આપ્યું છે. આપના વિષયમાં સત્સંગીઓને ઘણું કહેવામાં આવ્યું હતું. -સેવક તીર્થરામ.

**પત્ર ૨૧૭-वेदान्त अभ्यासथी धारणानुं वधवुं अने संकल्पसिद्धिनी प्राप्ति.**

તા. ૮ સપ્ટેમ્બર, ૧૮૯૭.

આપનો કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. હું પાંચ છ દહાડામાં આપના ચરણોમાં હાજર થઈશ. લાહોરમાં રહીને મેં વીશ કરતાં વધારે વેદાન્તનાં અંગ્રેજીમાં પુસ્તકો જોયાં છે અને વિચારપૂર્વક વાંચ્યાં છે. એ પુસ્તકોમાં ઉપનિષદો અને અન્ય પ્રમાણભૂત ગ્રંથોના પૃથક્ પૃથક્ ભાગ આપેલા છે. **ગ્રંથોના સત્સંગથી ધારણા બહુજ વધે છે,** અને વાસ્તવિક આનંદ ધારણામાંજ છે. જેવી રીતે બીજ જમીનમાં દાબવાથી ઉગે છે તેવી રીતે સ્ફૂરણા અને સંકલ્પને રોકી રાખવાથી સંકલ્પસિદ્ધિ પ્રાપ્ત થાય છે. આપનો આ વિષયમાં વિશેષ અનુભવ છે. જેવી રીતે પડછાયાની તરફ પીઠ ફેરવીને સૂર્ય ભણી ચાલવાથી પડછાયો પાછળ પાછળ આવે છે તેવી રીતે સંસાર અને **માયામાંથી ચિત્તને ઉપરામ કરવાથી સંસાર સેવક બની જાય છે.** આપ દાસપર કૃપાદૃષ્ટિ રાખ્યા કરશો.

-સેવક તીર્થરામ,

**પત્ર ૨૧૮-निर्भयपदनी प्राप्ति.** તા. ૧૧ સપ્ટેમ્બર, ૧૮૯૭.

આપની દયાથી તો આજકાલ નિર્ભયપદની પ્રાપ્તિ થઈ છે; એટલે કે કેવળ નિર્ભયતા અને સર્વ દશામાં આનન્દની અવસ્થા. આપની દયા હશે તો મુરારીવાલા વગેરે હરેક સ્થળે એજ સ્થિતિ રહેશે. -સેવક તીર્થરામ.

**પત્ર ૨૧૯-आजकाल आनापर अभ્यास छे.** તા. ૧૭ ઑક્ટોબર, ૧૮૯૭.

"तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ, अमृतस्यैष सेतु" §

"એક માત્ર આત્માને જાણ. એના સિવાય અન્ય વાત ન કર. સાંભળ એજ અમૃતનો પૂલ છે." -સેવક તીર્થરામ.

**પત્ર ૨૨૦-पितापर पत्र.** તા. ૨૫ ઑક્ટોબર, ૧૮૯૭.

આપની મારાપર નિત્ય કૃપા રહે! ચરણવંદના. આપનો કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. આપના પુત્રનું શરીર તો હવે વેચાઈ ગયું; વેચાઇ ગયું રામની પાસે. એનું પોતાનું નથી રહ્યું. આજ દીવાળીને દહાડે તે પોતાનું શરીર હારી બેઠો

§ मण्डकोपनिषद्.

ને મહારાજને જીતી લીધા. આપને ધન્યવાદ છે! હવે જે વસ્તુની આવશ્યકતા હોય તે મારા માલેક પાસેથી માગી લ્યો. તત્કાલ એ પોતેજ આપી દેશે, અથવા મારી પાસેથી મોકલી દેશે. પણ એકવાર નિશ્ચયપૂર્વક આપ એની પાસે માગો તો ખરા. ૧૯-૨૦ દિવસથી મારૂં બધું કામકાજ એ પોતેજ ઘણી સંભાળથી કરવા મંડયા છે; તો પછી તમારૂં કાં નહિ કરે? ગભરાવું સારૂં નથી. જેવી આજ્ઞા હશે તેમ અમલ થતો રહેશે. મહારાજ જ અમારૂં ગુંસાંઈઓનું ધન છે. આપણું પોતાનું જે સાચું અને અમૂલ્ય ધન છે તેનો ત્યાગ કરીને સંસારની ખોટી કોડીઓની પાછળ દોડવું એ આપણે માટે વાજબી નથી; અને એ કોડીઓ ન મળે તેથી શોક કરવો એ તો બહુજ ખરાબ છે. પોતાના વાસ્તવિક ધન અને સંપત્તિનો આનન્દ એકવાર તો લઇ જુઓ.*

—સેવક તીર્થરામ.

**पत्र २२१.**

તા. ૯ નવેમ્બર, ૧૮૯૭.

મહારાજજી !..........જો કે મેં આટલા દહાડા પત્ર નથી લખ્યો; પરન્તુ આપના સ્વરૂપમાં સ્થિત રહેવા સિવાય બીજું કાંઈ કામ પણ નથી કર્યું. જ્યારે હુંજ આપ બની ગયો તો પત્ર કોને લખવો ?

—સેવક તીર્થરામ.

**पत्र २२२—आत्मस्वरूपमां स्थिति अने संन्यस्तदशानो प्रभाव.**

તા. ૯ ડિસેમ્બર, ૧૮૯૭.

આપનો કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. આપની અત્યંત દયા છે. અત્યંત આનંદ છે.

હું પોતે તો કશુંએ નથી કરતો. ઉચિત સમયપર બધાં કામ પોતાની મેળેજ થયાં કરે છે. કોઇ દહાડો ઉન્માદ અને સંસાર પ્રતિ અસાવધાનતા સ્વતઃ આવી જાય તેમાં મારો શો અપરાધ? કર્યા વિના કામ થયાં કરે છે. સૂર્ય અને શેષનાગ તો અમારા સેવક છે. અમારૂં કામ તો શેષનાગની શય્યાપર આરામ કરવાનું છે. સૂર્યને અમેજ પ્રકાશિત કરીએ છીએ; અને આજ્ઞાધીન બનીને એ ચક્કર લગાવ્યા કરે છે. સ્વરૂપ તો સર્વનું એકજ છે, પણ સ્વરૂપમાં સ્થિતિની ન્યૂનતા હોય છે. તુર્યાવસ્થા અને સમાધિકાલનો મહિમા ક્યાં નથી આવ્યો? શ્રી રામચન્દ્રજી તથા શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા જેવા પણ એવા મહાત્માઓના ચરણોમાં શિર રાખતા આવ્યા છે, અને યાજ્ઞવલ્કય તથા અષ્ટાવક્રજીની પદવી રાજા જનક કરતાં ઉચ્ચ છે.

રાજા જનક અને કૃષ્ણ પરમાત્મા તો બી. એ. વર્ગના છે અને યાજ્ઞવલ્કય તથા અષ્ટાવક્ર એમ. એ. વર્ગના. જો કે એમ. એ. તથા બી. એ. નું સન્માન સમાન થાય છે તોપણ સત્યને છુપાવવું ઉચિત નથી. જે મહાન છે એનેજ મહાન કહેવા વાજબી છે.

સેવકના સંબંધમાં તો હજુ થોડા વખત સુધી કાંઈ ચિન્તા તથા ભય ન રાખવો જોઇએ. મલાઈવાળું દૂધ અને તે પણ સાકરવાળું એક તરફથી પીવાનું મળે છે અને બાજરો અને જુવારનો રોટલો બીજી તરફથી. હું એમ નથી કહેતો કે બાજરો તથા જુવારનો

* આ પત્ર ગુંસાઇજીએ પોતાના પિતાપર લખ્યો હતો; પરન્તુ તેમના પિતાજીએ એના ઉપર નીચેના શબ્દો લખીને ભગતજીપર મોકલી દીધો હતો, તેથી આમાં શામિલ કર્યો છે. એ શબ્દો આ હતા. "ભગતજી! આપની સંગતથી આજ કુટુંબ માત્રનો તિરસ્કાર થયો. અમે તો આપને બુદ્ધિમાન સમજીને આપને સુપ્રત કર્યો હતો, પણ પરિણામ આવું આવ્યું."

રોટલો ખરાબ છે; (કારણ કે એ પણ હું જ છું.) પણ એ મારા જઠરને માફક નથી આવતો. મારા પેટમાં તો દૂધ સાકરજ પચે છે.

**બાદશાહનાં કામ હાથ પગ હલાવ્યા વિના પણ થયા કરે છે તો પછી એ મજૂરોની સાથે મળીને ટોપલા શામાટે ઉપાડે ?**

**ઉનામણામાં ઉકળતા ગરમ પાણીમાંથી બચવા માટે તો બહાર કૂદી પડવુંજ વાજબી છે, ઉનામણા સાથે વળગી રહેવું યોગ્ય નથી.**

શ્રી શંકરાચાર્યજીએ ગીતાભાષ્યમાં અત્યન્ત સ્પષ્ટ સિદ્ધ કરી દેખાડયું છે કે અન્તમાં કર્મનો કેવળ ત્યાગ થઇ જવો જોઇએ. જો કે પોતે પણ એ દિવસોમાં થોડું કામ તો કરતાજ હતા. સેવકને માટે એવા દહાડા આવવામાં હજુ વિલંબ છે.

"ઈં ખિર્કઃ કિ મન દારમ દર રહને શરાબ ઔલા;
વ ઈં દફ્તરે બેમાની ગર્કે મયે નાબ ઔલા."

આનો ભાવાર્થ એ છે કે આ ગ્રન્થ, પુસ્તક વગેરે તમામ સર્વથા વ્યર્થ, નિરર્થક અને નિષ્ફળ છે. જો એના અભ્યાસથી એ પરિણામ ન નીકળે કે અમે એને શુદ્ધ (ઉન્માદ) આસવમાં એવી રીતે ગરકાવ કરીએ કે ત્યાં એ સડીને તદ્દન ગળી જાય. અરે એનું લેશ માત્ર પણ નામ કે ચિહ્ન ન રહે; એટલે કે આસવ રૂપ બની જાય. આસવ એટલે અદ્વૈતાનુભવનો ઉન્માદ (મસ્તી-કેફ) છે. આ વસ્ત્ર (ગૃહસ્થનું) જો આખરે એને વેચીને (ત્યાગીને) અનુભવરૂપી આસવ (શરાબ)માં રંગીને અમે રંગાઇએ નહિ, તો એ મુર્દાનું કફન (શબવસ્ત્ર) છે. એજ; વિશેષ આનંદ. —સેવક **તીર્થરામ.**

**पत्र २२३.** તા. ૯ ડિસેમ્બર, ૧૮૯૭.

આપની કૃપાથી સદા ઉન્માદની **અવસ્થા** આચ્છાદિત રહે છે. હાલમાં તો એ આનન્દના કારણને લીધે વંચાતું નથી. —સેવક **તીર્થરામ.**

### पत्र २२४—वैराग्य अने त्यागनो उल्लास.

હરિચરણ (ની પાવડી) લવપુર (લાહોર) તા. ૧૩ ડિસેમ્બર, ૧૮૯૭.

...........આપની દયાથી આનન્દ સ્વરૂપની સાથે વધતો જાય છે. વાહ ! આપ ધન્ય છો ! એજ; વિશેષ આનંદ.

પહેલાં કાર્ડ લખી રહ્યો હતો એટલામાં આપનાં ત્રણ બીજાં કાર્ડ મળ્યાં. બહુજ આનંદ થયો. આપે જે લખ્યું છે તે બહુજ ઠીક અને વાજબી લખ્યું છે. આપની ઇચ્છા હશે તેમજ થશે. કરનાર કરાવનાર સૌ આપજ છો. વૈરાગ્યના જે તરંગો અહીં આવે છે તે આપનાજ મોકલેલા છે અને આપજ એને અટકાવો છો. અદ્ભુત લીલા છે. વાહ, કેવી મનોહર ક્રીડા છે ! બલિહારી !

**બધાને માટે સંન્યાસ વાજબી નથી તેમ સંસારમાં સંન્યાસનું લોપ થવું પણ ઉચિત નથી.** સંસારમાં હરએક રંગના પદાર્થ બનાવ્યા છે. જેવી રીતે આતશબાજીના ખેલમાં આતશબાજ દાડમના ઝાડને ગરમ ગરમ આગથી બાળે છે અને એ ગરીબ બિચારાં દાડમ પાસે શું-શું રૂપી હાય હાયનો પોકાર કરાવે છે, અને પોતે તો સદા સાક્ષીરૂપ બનીને ખુશ રહે છે; તેવી રીતે કોઇને હસાવવાં, કોઇને રડાવવાં અને પોતે તટસ્થ રહીને એ લીલા જોવી એ અમારૂં કામ છે. **કોઈ કોઇ ફળ પાકયા છતાં પણ વૃક્ષની સાથે વળગી રહે છે ને કોઈ કોઈ પાકીને ખરી પડે છે.** એજ વિશેષ આનંદ. —સેવક **તીર્થરામ.**

**પત્ર ૨૨૫–થોડા પ્રશ્નોના ઉત્તર.** તા. ૧૬ ડિસેમ્બર ૧૮૯૭.

આપનો કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. આજકાલ મને જે પુરુષો મળે છે તેમાં ઘણાખરા આપનાં દર્શનની ઇચ્છા કરે છે. પરમ દિવસે મને તાવ આવી ગયો હતો પણ એ તાવ તો મારા આત્મરૂપ અનુભવ કરવાથી અત્યંત આનન્દદાતા નીવડયો. સળેખમ બહુ જોરથી થયું હતું; એ બધાં પોતાની મેળે થાકીને બહુ જલ્દી દૂર જતાં રહ્યાં.

આજકાલનાં કાવ્યોમાંથી થોડાં પદ નીચે પ્રમાણે છે.

(૧) "આપની પ્રકૃતિ કેમ રહે છે?" "આપ કેમ છો?" પ્રશ્નના ઉત્તરમાં.

"ચેઃ પુરસી હાલે મન જાનમ કિ જાનમ જાને આરામસ્ત;
બ તન ખુદ ગોયસ્ત મકલૂજે, રહા બદલો હિરમાનસ્ત."

ભાવાર્થઃ—મારા આત્મરૂપ! તમે મારી પ્રકૃતિના સંબંધમાં શા માટે પૂછો છો? શું તમને ખબર નથી કે મારો આત્મા તો આનન્દની ખાણ અને સત્વ છે? અને શરીર તો બિચારૂં હમેશાં બદલાતું રહે છે અને પ્રતિક્ષણ મૃત્યુની સમીપ જાય છે; તેમ કોઈ દિવસ સુખી રહેતુંજ નથી. આત્માના સંબંધમાં તો તમારૂં પૂછવું વ્યર્થ છે, કારણ કે એ તો નિત્ય આનંદઘન છે; અને એવીજ રીતે શરીરના સંબંધમાં પણ તમારૂં પૂછવું યોગ્ય નથી કારણ કે એ તો સદા મહાદુઃખીજ છે. તો પછી કોની પ્રકૃતિ કે દશા પૂછો છો?

(૨) સંસાર કેવો છે? એ પ્રશ્નના ઉત્તરમાં દૃષ્ટાંતઃ—

"બજે થે ચાર મુસ્તક બિલ જમાંકે, અકીમાઃ કે મિસર હરસૂ દવાંથે;
અજબ મલમલ સુરાબોંમેં નહાયે, જબી પર રોજ કે તારે લગાયે.
વફિર સ્રબને કી ઉન્કાપર સ્વારી, સસીકે સીંગસ કી તીર બારી;
અહે ઓ આસ્માં! યહ નીલ દેજા, હમારી કુમક કો આયા હે હવ્વા."

ભાવાર્થઃ—ભવિષ્યકાળના ચાર વાગ્યા હતા, વંધ્યા સ્ત્રીનાં બાળકો આમ તેમ દોડાદોડ કરે છે. મૃગતૃષ્ણાના જળમાં શરીર ચોળી ચોળીને સ્નાન કર્યું, દિવસે દેખાતા તારા વીણીને કપાળમાં ચોડયા, હોમાપક્ષી (જે પક્ષી આકાશમાંથી પૃથ્વીપર કદિ ઉતરતું કહેવાતું નથી)ની પીઠપર બેસીને અમે સ્વારી કરી, સસલાનાં શીંગડાનું તીર માર્યું અને આકાશને કહ્યું કે વાદળી રંગ આપી જા નહિ તો અમારી મદદમાં તને મારવા માટે હમણાં હવા આવે છે. સારાંશ એ કે જેવી રીતે આ બધું અસંભવિત, મિથ્યા અને કહેવા માત્ર છે એવોજ સંસાર છે.

લેખક--સેવક **રામ.**

**પત્ર ૨૨૬–ગુરુજી સાથે અભેદતા.** તા. ૨૫ ડિસેમ્બર, ૧૮૯૭.

રાતના આઠ વાગવા આવ્યા છે. કસરત કરી ચૂકયો છું. અંતર સંપૂર્ણ શુદ્ધ છે, અને અત્યંત આનંદની અવસ્થા છે. અત્યારે અત્યંત પ્રેમપૂર્વક આપનું સ્મરણ થઈ આવ્યું છે. જેની કૃપાથી આ પ્રમાણે આનંદના સમુદ્રમાં આવી રીતે સ્નાન થાય છે તે આપને ધન્ય છે. આપના ઉપર બલિહાર! સંપૂર્ણ અભેદ સ્થિતિ છે; આપનાથી અત્યારે વાળ માત્રનો પણ કોઈ પણ બાબતમાં જરાએ ભેદ નથી.

"મન તો શુદમ તો મન શુદી મન તન શુદમ તો જાં શુદી;
તો કસ ન ગોયદ બાદ અજીં મન દીગરમ તો દીગરી."

અર્થ—હું આપની સાથે એવો અભેદ થયો કે,—

"હું તું થયો. હું દેહ ને તું પ્રાણ છે;
કોઈ હવે કહી ના શકે, હું અન્ય ને તું અન્ય છે."

લેખક—આપ પોતે.

**पत्र २२७—भ्रममांथी रोकवानो यत्न.**

હરિચરણ (નીપાવડી), લવપુર (લાહોર), તા. ૧ જાન્યુઆરી, ૧૮૯૮.

આપ કૃપા કરીને અહીં જલ્દી પધારશો. અહીં આવવાથી કોઇ પણ જાતનો વિરોધ નહિ રહે. મારો અને આપનો પ્રત્યેક વાતમાં એકરાગ છે. જ્યાં સુધી આપ રૂબરૂ વાતચીતથી એ ન જુઓ કે સેવક તો બીલકુલ આપની સાથે એકમત છે, ત્યાં સુધી લોકો પાસેથી સાંભળીને અથવા ઉપર ઉપરના કાર્ય વ્યવહારમાંથી કાંઇપણ નિર્ણય ન કરી લેશો. લેખક—**રામ.**

**पत्र २२८.** તા. ૨૫ જાન્યુઆરી, ૧૮૯૮.

કૃપાપત્ર મળ્યો, આનંદ થયો.

"હાસલે હર દો જહાં ખોશાએ અજ્ ખરિમને માસ્ત,
સાહતે કૌનો મકાન્ ગોશાએ અજ્ ગુલ્બુને માસ્ત."

ભાવાર્થઃ—બન્ને લોકની આવક તો અમારા ભંડારમાં એક મુઠી છે; અને બન્ને લોકનું ખેતર અમારા બાગનો એક ખૂણો છે; એટલે કે સ્વરૂપના સાક્ષાત્કારની આગળ એ કાંઇ હિસાબમાં નથી.

મારો થોડા દહાડાનો આ એક દોહો છેઃ—

"હે મૃગ તેરી સુગંધ સોં, ભયો યહ વન ભરપૂર;
કસ્તૂરી તો નિકટ હૈ, કયોં ધાવત હૈ દૂર."

દાસ **તીર્થરામ.**

**पत्र २२९—अद्वैतामृतवर्षिणीसभानुं स्थापन थवुं.** ૫ ફેબ્રુઆરી, ૧૮૯૮.

આવતી કાલે લેટ કરાશે. અહીં અદ્વૈતામૃતવર્ષિણીસભા સ્થાપન થઇ છે; જેમાં વિશેષ કરીને સાધુ મહાત્માઓ દાખલ થયા છે. એનું એકઠા થવાનું સ્થાન મારૂંજ ઘર છે અને દરેક ગુરૂવારે સંમેલન થાય છે; તેમાં ઉપદેશ વગેરે થાય છે અને તે વેદાન્ત ઉપરજ.

દાસ **તીર્થરામ.**

**पत्र २३०—एकांतसेवन अने अंतर्मुख थवानुं फळ.** તા. ૧૫ ફેબ્રુઆરી, ૧૮૯૮.

એમાં તો જરાએ શક નહિ કે **જે આનન્દ એકાન્તસેવન અને અંતર્મુખ રહેવામાં છે એ બીજા કશામાં નથી.** કરોડો અશ્વમેધ યજ્ઞ કર્યા હોય ત્યારેજ સ્વરૂપમાં સર્વદા નિષ્ઠા રહે છે.

દાસ **તીર્થરામ.**

**पत्र २३१—बहार होळी अंदर समाधि.** તા. ૮ માર્ચ, ૧૮૯૮.

મિડલનું પરિણામ ગઇ કાલે બહાર પડયું. મારા મકાનની પાસે તો હમણાં હોળીને લીધે બહુ શોરબકોર થઇ રહ્યો છે; પણ આપની કૃપાથી ચિત્તની અંદર કોઈપણ જાતનો શોર નથી; આનંદ છે. જેવી રીતે શિવજીની ચારેતરફ ભૂત પ્રેત શોરબકોર કરે છે, છતાં તેઓ આનંદ સમાધિમાં નિર્વિઘ્ન મગ્ન રહે છે; તેવીજ રીતે સંસારના જીવ, અજ્ઞાનનાં અબીલ અને ગુલાબ મુખપર નાખીને પોતાના સ્વરૂપને સંતાડીને હમેશાં શોર કર્યો કરે છે; તથાપિ શિવસ્વરૂપમાં થોડો પણ નિવાસ હોવાથી ક્ષીરસમુદ્રમાં રહેવાનું સુખ મળે છે.

હવે તો આપના સેવકને એમ. એ. ની વાર્ષિક પરીક્ષાનો પણ ફારસી અને સંસ્કૃત વિદ્યાર્થીઓમાં પરીક્ષક બનાવ્યો છે. દાસ **તીર્થરામ.**

**पत्र २३२–प्रकृति संबंधी प्रश्नना उत्तर.** તા. ૧૪ માર્ચ, ૧૮૯૮.

આપના બે કૃપાપત્ર મળ્યા, અત્યંત આનંદદાયી નીવડયા. એક રાજાએ એક મહાત્માને પૂછ્યું કે; "આપની પ્રકૃતિ કેવી છે?" એઓએ જવાબ આપ્યો કે:—

"જેની ઇચ્છા વિના એક પાંદડું પણ ન હાલી શકે, જેની આજ્ઞા સૂર્ય અને ચન્દ્ર માને, જળ અને વાયુ જેની આજ્ઞાનું એક પળને માટે પણ ઉલ્લંઘન ન કરી શકે, ગમે ત્યાં હર્ષ મોકલે અને ગમે ત્યાં શોક મોકલે, અને હે રાજન્! જેની આજ્ઞા વિના તારા મુખના દાંત પણ નથી હાલી શકતા, અને જેની ઇચ્છાનુસાર બાદશાહોની નાડીઓમાં લોહી ફર્યા કરે છે, એવા સમર્થના આનન્દનું શું પૂછવું? હે રાજન્! તું તારી મેળેજ વિચાર કરી લે."

રાજાએ કહ્યું:–"ધન્ય છે! આપ એવાજ છો! જેનો અલ્પત્વ ભાવ શમી ગયો છે; જેની જીવબુદ્ધિ નાશ પામી છે; અને જે બ્રહ્મમય થઈ ગયો છે; એ તો પ્રજાપતિ (બ્રહ્મા) સ્વરૂપ થઇને સમસ્ત જગતનાં સકળ કામ કરી રહ્યો છે. એની તમામ ઇચ્છાઓ હંમેશાં પૂર્ણ થયાં છે, એ આનંદનો સમુદ્ર છે."

"अहो अहं यस्य मे नास्ति किंचन ।
अथवा यस्य सर्व यद्वाङ्मनसि गोचरं ॥"

ભગવાન્ શંકર કહે છે કે:–વાહ! મારૂં આત્મસ્વરૂપ કેવું સુન્દર અને આશ્ચર્યદાયક છે, કે આ બધું જગત (જે કાંઈ દૃષ્ટિ શ્રવણ અને ચિન્તવનમાં આવી શકે છે; એ બધું જગત જ કહેવાય.) મારા આત્મારૂપનુંજ છે; (પરન્તુ એમ હોતાં પણ મારા આત્મારૂપનું કશુંએ નથી.) એવો જે હું છું, તેના પ્રતિ મારા અનેકાનેક પ્રણામ છે."

હાલમાં પરીક્ષાઓ પાસે આવવાથી કામ બહુ રહે છે. કૉલેજની પરીક્ષાઓને માટે પણ પ્રશ્નપત્ર બનાવવાનાં હતાં; વળી વિદ્યાર્થીઓનાં પણ દુઃખ દૂર કરવાનાં હતાં. કિન્તુ ચિત્ત એકાન્તમાં રહ્યું છે. દાસ **તીર્થરામ.**

**पत्र २३३–लोकोनो परिचय ओछो करवा विषे.** તા. ૬ એપ્રિલ, ૧૮૯૮.

આપનો કૃપાપત્ર મળ્યો, અત્યંત આનંદ થયો. પરીક્ષાનાં પેપર ઘણાં છે પણ હજુ થોડાં તપાસ્યાં છે. ખાસ કરીને સત્સંગને લીધે પેપર થોડાં તપાસાય છે. તેમજ લોકોનો પરિચય પણ હું ઓછો કરતો જાઉં છું. આપને મળવા જીવ તલપે છે. વૈશાકીમેળા ઉપર કોઇ જગ્યાએ સાથે જઇએ તો સારૂં. દાસ **તીર્થરામ.**

**पत्र २३४–बधां वेदवेदांग अमारी अंदर छे.** તા. ૧૭ એપ્રિલ, ૧૮૯૮.

*કટાસની યાત્રાએ જે ઉપદેશ આપ્યો તે બહુજ ઠીક છે. જે સુખ એકાન્તસેવન અને અને નિજધામમાં છે તે બીજે ક્યાંય પણ નથી.

"હે મૃગ તેરી સુગંધસો ભયોયહ વન ભરપૂર,
કસ્તૂરી તો નિકટ હૈ કયોં ધાવત હે દૂર."

પોતાનોજ આનંદ જગતના પદાર્થોમાં આનન્દજ ભાવનારૂપે બનીને માલૂમ પડે છે. બધાં વેદવેદાંગ અમારી અંદર છે. દાસ **તીર્થરામ.**

---

* કટાસરાજ પંજાબમાં એક તીર્થનું નામ છે. ત્યાં હરસાલ વૈશાખ મહીનામાં મેળો ભરાય છે અને એ મેળામાં દૂરદૂરની સાધુ મહાત્માઓ એકઠા થાય છે.

**पत्र २३५.** તા. ૨૪ એપ્રિલ, ૧૮૯૮.

આજ બી. એ. ની વાર્ષિક પરિક્ષાનું પરિણામ નીકળ્યું બધી કૉલેજો કરતાં મિશનકૉલેજના વિદ્યાર્થીઓ વધારે પાસ થયા છે. મારો એક વિદ્યાર્થી પંજાબમાં ત્રીજો નંબર રહ્યો છે, અને જે વિદ્યાર્થી પહેલે નંબર રહ્યો છે તે એક વર્ષ અને આઠ મહીના મારી પાસે ભણતો હતો અને પાછળથી કોઇ સાહેબ સાથે લડીને આર્યકૉલેજમાં દાખલ થયો હતો. જે વિદ્યાર્થી બીજો રહ્યો છે, એ પણ ગવર્નમેંટ કૉલેજમાં ભણનારો અને મારો પરિચિત હતો. આ બધી કૃપા છે. આપ કૃપા રાખ્યા કરશો. ગણિતશાસ્ત્રમાં આ વખતે ત્રેવીશમાંથી માત્ર ત્રણજ નાપાસ થયા છે. દાસ **તીથરામ.**

**पत्र २३६.** તા. ૨૬ એપ્રિલ, ૧૮૯૮.

હાલમાં બે ત્રણ દિવસથી પ્રકૃતિ ઠીક નથી રહી. ઋતુ પ્રતિકૂળ છે. આજ થોડો આરામ જણાય છે. બધા સામાન્ય જનોના પરિચય કરતાં એકાન્તસેવનમાં અધિક આનંદ, આનંદ અને સુખ છે. દાસ **તીથરામ.**

**पत्र २३७.** તા. ૨૯ એપ્રિલ, ૧૮૯૮.

પહેલાના કરતાં હવે મને સળેખમમાં આરામ છે. ગરમ વસ્તુઓ આજકાલ બીલકુલ છોડી દેવી જોઇએ, એમાંથીજ બધો વિકાર ઉત્પન્ન થાય છે. એનાથી તરસ લાગે છે અને તેથી વિશેષ જળ નુકસાનકારક નીવડે છે. એફ. એ. ની પરિક્ષાનું પરિણામ નીકળ્યું છે. મિશનકૉલેજનો વિદ્યાર્થી પંજાબમાં પહેલો રહ્યો છે; અને બીજી બધી કૉલેજો કરતાં આ કૉલેજના વધારે વિદ્યાર્થીઓ પાસ થયા છે. દાસ **તીર્થરામ.**

**पत्र २३८–चित्तनुं अचल थतां जवुं** તા. ૨૫ મે, ૧૮૯૮.

આપનો કૃપાપત્ર મળ્યો; આનંદ થયો. આપની દયાથી ચિત્ત દિન પ્રતિદિન અચલ થતું જાય છે; એમાં જરાએ વિક્ષેપ નથી પડતો. મારા શારીરિક વ્યવહારપરથી મારા ચિત્તનું અનુમાન કરવું વાજબી નથી. પાછળના દહાડામાં કામ જરા વધારે રહેતું હતું. દાસ **તીર્થરામ.**

**पत्र २३९.**

આપની દયાથી બહુજ આનંદ છે. ખડબૂચું ખાવું એ થોડા વખત માટે તો મગજને લાભકારક માલૂમ પડે છે, પણ આંખને અત્યંત હાનિકારક જણાય છે. પ્રકૃતિ ખરાબ કરે છે; અને ઉદરને બગાડે છે. દાસ **તીર્થરામ.**

**पत्र २४०–*गणितशास्त्रपर लेख.** તા. ૧ જુન, ૧૮૯૮.

મેં જે પુસ્તક બનાવ્યું છે એની એક પણ નકલ મારી પાસે નથી........જાહેર ખબર સાથે પુસ્તકના ૧૨૫ એકસો પચીસ રૂપિયા ખર્ચ થયું છે. એક સો નકલ તો મેં મફત વહેંચી છે. હિંદુસ્તાનના ગણિતશાસ્ત્રીઓએ એની પ્રશંસામાં અત્યંત ઉત્તમ અભિપ્રાય આપ્યા છે.
સેવક **તીર્થરામ.**

**पत्र २४१.** હરિદ્વાર. ૧૪ ઑગસ્ટ, ૧૮૯૮.

ઠ........ને આજ લાહોર મોકલી દીધો છે. આટલા દિવસોમાં અહીંનાં મુખ્ય મુખ્ય જોવા લાયક સ્થળો જોયાં; સન્ત લોકોનાં દર્શન કર્યાં; અને હવે આજ (તૃપ્ત થઇને) પોતાના ઘરનાં

* આ લેખ (નામઃ–How to excel in Mathematics) અંગ્રેજી ચોથા વૉલ્યુમ (Vol. IV. complete Works of Swami Rama) માં છપાયો છે.

બારણાં બંધ કરી અંતઃકરણમાં ઉતરવાની-સમાઈ જવાની ઈચ્છા થાય છે. રાજા જમ્મૂ-નરેશના બંગલામાં ઉતર્યો છું. મારૂં રહેવાનું મકાન હરિદ્વારમાં સૌથી શ્રેષ્ઠ છે.

દાસ **તીર્થરામ.**

### પત્ર ૨૪૨—ઘેર બોલાવવાના પત્રનો ઉત્તર

હૃષીકેશ પાસેનું તપોવન, ૨૭ ઑગસ્ટ, ૧૮૯૮.

એક કૃપાપત્ર મળ્યો જેમાં ઘેર આવવા માટે પ્રેરણા હતી. એ પત્રને તો લઈને તરતજ પરમધામમાં મોકલી દીધો એટલે કે શ્રી ગંગાજીના પ્રવાહમાં પધરાવી દીધો, જો કોઈ કુટુમ્બીજનોના શોક સંબંધમાં પૂછતા હો તો આપની અત્યંત કૃપા છે.

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ ×

બાકી રહ્યાં લોકોનાં મેણાં; એના સંબંધમાં એ પ્રાર્થના છે કેઃ—

" કફન બાંધે હુયે સિર પર તેરે કૂચે મેં આ બૈઠે,
હજારો તાને અબ હમ પર લગાલે જિસકા જી ચાહે. "*

હે ભગવન્ ! આપનીજ આજ્ઞાપાલન કરી રહ્યો છું. પોતાના ( નિજ ) ગૃહ ભણીજ ચાલ્યો જાઉં છું. આપના વાસ્તવિક સ્વરૂપમાં ભળી ગયો છું. પંજાબ જે પાંચ નદીઓ ( રક્ત, વીર્ય, મૂત્ર, સ્વેદ, લાળ ) મળીને બનેલું અમારૂં શરીર છે, એના અધ્યાસનો ત્યાગ કરવાથીજ પોતાના વાસ્તવિક ધામ ( હરિદ્વાર ) ની પ્રાપ્તિ થાય છે.

અત્યારે રાત્રિના દશ વાગી ચૂક્યા છે. નથી મનુષ્ય કે નથી કોઇ મનુષ્યનું ચિહ્ન. અંદરથી અનાહદનો ઘમઘોર છે અને બહારથી ગંગાજીએ અનાહત ગર્જના કરી રાખી છે. અંદર શાન્તિ છે બહાર આનંદ છે. પ્રિયતમ ( મૂળસ્વરૂપ ) ને ભેટનારી અંધારી રાત્રિએ જગતના નામરૂપ પર અન્ધકાર છવરાવી દીધો છે; એટલે કે જગતને બહાર અને અંદર બન્ને બાજુએ શૂન્ય બનાવી દીધું છે. આવી અન્ધારી રાત્રિમાં શું અંદર ને શું બહાર ? સામે છલકાતી ( અમૃતની ) નદી ચાલી જાય છે. આવા સમયપર જગત ( સંસાર ) નું સ્મરણ કરાવવું ? હાય ! શોક !

" ઐ સિકન્દર ! ન રહી તેરી ભી આલમગીરી,
કિતને દિન આપ જીયા જિસ લિયે દારા મારા. "

" જેઃ નિસ્બત ખાકરા આલમે પાક "

ઘરવાળાંને કહી દે જો કે **મળવું તો હવે કેન્દ્રસ્થાનમાંજ વાજબી છે કે જયાં મળવાથી જુદાઇ ન થાય.**

---

× ભગવદ્‌ગીતા અ. ૨ શ્લોક ૨૮:—હે ભારત ! આ ભૂતોનો આરંભ અવ્યક્તમાંથી થાય છે. મધ્યમાં એ વ્યક્ત જણાય છે; અને અંતે પાછો તેઓનો લય અવ્યક્તમાંથી થાય છે; તો પછી તેમાં પરિતાપ શેનો ?

* હે પ્રભો ! શિરપર શવવસ્ત્ર બાંધીને અમે તો તારા દ્વારપર આવી બેઠા છીએ. હવે અમારા પર હજારો મહેણાં જેની મરજી પડે તે લગાવી લે.

§ અરે બાદશાહ સિકંદર ! તારી બાદશાહત પણ આખરે તો નજ રહી. તું કેટલા દહાડા જીવ્યો તે કહે; કે જેને માટે તેં દારાને ( ઈરાનના બાદશાહને ) માર્યો ?

"स्फुरत्स्फारज्योत्स्ना धवलिततले क्वापि पुलिने ।
सुखासीनाः शान्तध्वनिषु रजनीषु द्युसरितः ॥ "
भर्तृहरि—वैराग्यशतक.

"જ્યાં ઉજ્વળ અને વિસ્તૃત ચંદ્રપ્રકાશના જેવું જળ હોય, એવા ગંગાતટપર સુખપૂર્વક બેસી રહું. જ્યારે કોલાહલ બંધ થાય ત્યારે રાત્રિએ શિવ શિવ (પ્રણવરૂપ) ના હૃદયભેદક ધ્વનિથી; સાંસારિક દુઃખ અને શોકથી મુક્ત થઇને આનન્દાશ્રુથી નેત્રોનું અસ્તિત્વ સફળ કરૂં."

રાજાલોક રાજ્યપાટનો ત્યાગ કરીને પણ એવા આનંદની ઈચ્છા કરતા હતા, દેવતાગણ સ્વર્ગ વૈકુંઠનું ધ્યાન છોડીને આ ગંગાતીરની કામના રાખતા હતા, **તો મારૂંજ શું પ્રારબ્ધ ફૂટી ગયું કે આ પ્રાપ્ત થએલા આનંદને છોડીને ખોટા પદાર્થોની પાછળ દોડું?**

લોકો તીર્થમાં જાય છે; તીર્થ કદી પણ ચાલીને લોકોની પાસે નથી જતું. ઘરવાળાંને કહેજો કે જ્યારે **તીર્થોમાં રમણ કરનાર તીર્થરામ પરમાત્માના ચરણમાં જશો ત્યારે તીર્થરામ ગુંસાઇનો મેળાપ થશે;** નહિ તો નહિ. જ્યાં સુધી અમારા ઘરમાં સત્સંગરૂપી ગંગા નહિ વહે ત્યાં સુધી ત્યાં ચિત્ત નહિ ચોંટે; **એક પળ પણ ત્યાં નહિ રહી શકું.**

મરેલાંને કાંઈ સંદેશા મોકલીને પોતાની પાસે બોલાવી શકાતાં નથી; અલબત્ત પોતે મરીનેજ તેને મળી શકે છે. **અમે તો મરી ચૂકયા; જીવતે જીવ મરી ચૂકયા. ઘરવાળાં હવે અમને બોલાવવાનો પ્રયત્ન ન કરે. અમારા જેવાં થઈ જશે ત્યારે તો બહુ સુગમતાથી મેળાપ થઈ જશે.**

મુરલીવાળા જો મુરારીવાલા થઇને તીર્થ બની જાય તો તીર્થોને રમણિક બનાવનાર તીર્થરામ ત્યાં આવી શકે. **જ્યાં સત્ત્વગુણની ગંગા ન હોય ત્યાં અમારૂં રહેવું કઠિન છે.**

**જ્યારે આખરે બધાંને સુકાં ફૂલ (હાડકાં) બનીને તો ગંગામાં આવવું પડવાનુંજ છે, તો પછી લીલાં ફૂલના જેવા શરીરને જ્ઞાનગંગામાં શા માટે નથી પધરાવતાં?** અથવા તો પોતાનાં હાડકાંને ઈન્ધન બનાવીને મજ્જારૂપી ઘૃત રેડી પ્રાણરૂપી વાયુથી જ્ઞાનાગ્નિમાં શા માટે સ્વાહા નથી કરતાં? આવી રીતે નરમેધનું પુણ્ય શા માટે નથી પ્રાપ્ત કરતાં?

અહીં તો આઠ પ્રહરમાં માત્ર રાત્રિએજ સંતોનાં દર્શન કરવા બહાર જવાય છે; નહિ તો કયાંયે આવવું જવું નથી થતું. અને આઠ દિવસે માત્ર રવિવારે બ્રાહ્મણો અને સંન્યાસીઓની સભામાં વ્યાખ્યાન દેવા માટે જવું પડે છે. બીજે કોઇ સ્થળે નહિ.

---

નોટ:—ગુંસાઈ તીર્થરામજી આ વખતે તીવ્ર વૈરાગ્યવિવશ થઇ એકાન્ત અભ્યાસ માટે હરિદ્વાર, હૃષીકેશ અને તપોવન પ્રતિ આવ્યા હતા. એમના પિતાજીએ એમને કાંઇ પત્રો લખ્યા હશે; જ્યારે એમના એક પણ પત્રનો ઉત્તર તેમને ન મળ્યો ત્યારે તેમણે ભગત ધનારામજીને પત્ર લખવા માટે પ્રાર્થના કરી હતી. એ પ્રમાણે ભગતજીએ પોતાના તરફથી બહુ યુક્તિપૂર્વક જલ્દી પાછા ઘેર આવવા માટે વિસ્તારથી લખ્યું હતું. એ પત્રનો આ ઉત્તર છે. આ પત્ર પછી ગુંસાઇજીએ ભગત ધનારામજીને જે ઉપમાથી પહેલાં સંબોધન કરતા હતા તે વાકયોથી સંબોધન કરવું બંધ કર્યું. ઇ. સ. ૧૮૯૯ થી અત્યાર સુધીના પત્રોમાં એકજ પ્રકારનું "સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ" ઇત્યાદિ (જુઓ પત્ર ૧૪ તા. ૨૫ મે ૧૮૯૯) સંબોધન રહ્યું હતું. તેમજ પત્રોની નીચે પણ "સેવક તીર્થરામ" જ રહેતું હતું, જેમાં હવેથી ફેરફાર માલૂમ પડશે.—ભાષાંતરકર્ત્તા.

લગભગ સો એક મહાત્માઓને ભોજન કરાવ્યાં આજ પાંચ છ દહાડા થયા છે. અત્યંત આનંદ થયો; અહીં સત્ત્વગુણનો પ્રભાવ હતો. આપનો આત્મરૂપ તીર્થરામ.

**पत्र २४३—शुं अमे एकला छीए !**

બ્રહ્મપુરી; તપોવન; લક્ષ્મણઝૂલાની પાસે.
( હૃષીકેશ ) ૩૦ ઑગસ્ટ, ૧૮૯૮

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

શું અમે એકલા છીએ ?

" તનહાસ્તમ તનહાસ્તમ દર બેહરોબર યક્તાસ્તમ,
જુજ-મન નબાશદ હેચ શૈ મન જાસ્તમ મન માસ્તમ. "*

કોઇ વિદ્યાર્થી સાથે નથી; નોકર પણ પાસે નથી; ગામ બહુજ દૂર છે; મનુષ્યનું નામ કપૂરની પેઠે ઉડી ગયું; અરણ્ય છે; સુનસાન છે. તારાભરી રાત્રિ; અર્ધી આમ, અર્ધી તેમ; શું અમે એકલા છીએ ?

એકલી હોય અમારી બલા ! હમણાંજ રાંડ વર્ષા સ્નાન કરાવી ગઇ છે. ગુલામડી હવા ચારે તરફ દોડધામ કરી રહી છે. અરે ! એ કયા વ્હાલાએ વૃક્ષમાં સાદ પાડયો કે " હાજર, જનાબ ! " ( માલૂમ પડે છે કે સિંહનાદ કે હાથીની ગર્જના છે. ) અમારા સેંકડો નોકર ઝાડીમાં છુપાઇ બેઠા છે; દરવાજામાં સૂતા છે.

શું અમે એકલા છીએ ?

પણ હા, અમે એકલા છીએ. આ નોકર ચાકર કોઈ અન્ય નથી; અમેજ છીએ. આ ચંદ્ર નથી, પણ અમેજ છીએ. પરમાત્મા નથી; પણ અમેજ છીએ. વ્હાલો કોણ ? અમેજ છીએ. સંમેલન શું ? અમેજ છીએ ! અને "એકલા" શબ્દ પણ અમારી પાસેથી નાસી ગયો.

" ઇં નારહ-ઓ ઇંનારહ જ.નો નીજ. ઇં સહરા,
અશજારો કોહસ્તાનો શબો રોજો નગારા;
ઇં મારો માશૂકો, વસાલો દમે હિજરાં,
બાદ અંજમો ગંગા જલો અબરો મહેતાબાં.
કાગજ. કલમમ ચશમત વ મજમૂન વતો ખુદ જાં,
ઇં જુમલગી રામસ્ત મરા દાં મરા દાં. "+

અમારૂં ઠેકાણું પૂછતા હો તો નીચે પ્રમાણે છે.

" નિશાનમ બે નિશાં મેદાં,
મકાનમ દર કલબ મે ખ્વાં;

---

* હું એકલો છું; હું એકલો છું; પૃથ્વી અને સમુદ્રમાં પણ અદ્વિતીય છું. મારા સિવાય અન્ય કોઇ વસ્તુ છેજ નહિ. હુંજ ભૂમિ છું; હુંજ જળ છું.

\+ આ ગર્જના, આ ગર્જનાર, આ અરણ્ય, વૃક્ષ, પર્વત, રાત્રિ, દિન, રોમાંચ અને પ્રિયતમ, સંમેલન અને વિરહ, સમય, વાયુ, તારા, ગંગાજળ, વાદળાં અને ચમકતો ચંદ્રમા, કાગળ, કલમ અને મારાં નેત્ર, લેખન-વિષય અને પ્રિયતમ, તું પોતે પણ રામજ છે, એમ મને માન; એમ મને જાણ.

જહાં દર હીદ હઅમ પિન્હાં,
મરા જોયન્દ ગુસ્તાખાં. "×

શું અમે નકામા બેઠા છીએ?

મનનું માનસરોવર અમૃતથી છલોછલ ભર્યું છે અને આનન્દની સરિતા હૃદયમાં વહી રહી છે. પ્રત્યેક રામ કૃતકૃત્ય છે. વિષ્ણુની અંદર સત્ત્વગુણ એટલો તો વધી ગયો કે સમાયો ન સમાય. એ સત્ત્વગુણી ધારામાંથી ચરણદ્વારા ગંગાજલ બનીને સત્ત્વગુણનો પ્રવાહ નીકળ્યો. એવીજ રીતે અત્યારે:—

નારા=( જલ અથવા સત્ત્વગુણ )માં શયન કરનાર=નારાયણ
તીર્થ=( જલરૂપ–સત્ત્વગુણી )માં રમણ કરનાર અથવા તો તીર્થોને રમણીય બનાવનાર } =તીર્થરામ નારાયણ.

સત્ત્વગુણ અથવા આનન્દથી ભરપૂર થઇ રહ્યો છે. એનો બ્રહ્માનંદ સંકેલતાં સંકેલાતો નથી. તીર્થરામ સાક્ષાત્ વિષ્ણુ, પરમાનંદની સરિતા કે સ્રોત બનીને પૂર્ણાનંદની ધારા જગતને કૃતાર્થ કરવા માટે મોકલી રહ્યો છે. પ્રસન્નતા અને વિશ્રામનો સમીરણ સંસારને પાઠવી રહ્યો છે. કોણ કહે છે કે એ નકામો બેઠો છે? હું સાચુંજ કહું છું કે આ તીર્થરામનાં દર્શનથી કલ્યાણ થાય છે; એ ગંગા છે; એ તુર્યા રામ છે–એ રામ છે.

" ધન્ય ભૂમિ ધન્ય કાલ દેશ વહ,
ધન્ય માતા, ધન્ય કુલ, ધન્ય સમધી;
ધન્ય ધન્ય લોચન કર હેં દરસજો,
રામ તિહારો સર્વજ્ઞ સમધી."

મારાં—

અલબેલાં નખરાં દેખો, મુખચન્દ્રમા આ પેખો;
વાદળમાં, વહેતા જળમાં, વાયુમાં મારાં મટકાં;
તારામાં કંચનીમાં, નખરાંમાં મારા લટકાં.—અલબેલાં.
ચાલું છું ઠમ ઠમ કરતાં, બાળકનાં રૂપ ધરતાં;
આકાશ ઘૂંઘટ કરતાં, વિજળી બનીને હસતાં.—અલબેલાં.
ઝાકળ, ફૂલો ને સૂરજ, સેવામાં દાસ તારાં;
આ ઠાઠ માઠ નખરાં, એ રામ! તું પરવાર્યો.—અલબેલાં.*

---

× મારૂં નિશાન બેનિશાન જાણ; મારૂં સ્થાન તારૂં હૃદય જો; જગત તો મારી દષ્ટિમાં રમે છે; મને નિઃસંગ પુરુષો ( વિરક્તજન ) શોધે છે.

* મૂળ હિંદી કવિતા નીચે મુજબ છે:—

બાંકી અદાયેં દેખો; ચાંદ કાસા મુખડા પેખો.
વાયુમેં બહતે જલમેં, બાદલમેં મેરી લટકે;
તારોમેં નાજનીમેં, મોરોમેં મેરી મટકે. બાંકી.
ચલના હુમ હુમક કર, બાલકકા રૂપ ધર કર,
ઘોંઘાટ અમ્બર કિલટ કર, હંસના વહ બિજલી બનકર. બાંકી.
શબનમ ગુલ ઔર સૂરજ, ચાકર હેં તેરે પદકે,
યહ આન બાન સજ ધજ એ રામ! તેરે સદકે. બાંકી.

જગત બધું વારી જાઉં, રામ ! તારા નામ પર !
ઇન્દ્ર બ્રહ્મા વારી જાઉં, રામ ! તારા ધામ પર !*

હું કેવો સુંદર છું ! મારી સોહની સૂરત ! મારી મોહની મૂરત ! મારી ઝલક ! મારી ડલક ! મારૂં સૌંદર્ય ! મારી શોભા-કાંતિ ! આ બધું જોવાને માટે મારાં નેત્ર સિવાય બીજા કોઇનાં નેત્રમાં તેજ નથી.

આજકાલ લક્ષ્મણઝૂલાથી આગળ પર્વતોમાં નિવાસ છે. ગંગા કોણ છે ? વિરાટ ભગવાનનું હૃદય. પરમાત્માના હૃદયપર પરમાત્માનો આત્મા બનીને વિશ્રામ કરૂં છું.

લેખક રામ.

**પત્ર ૨૪૪.** હરિદ્વાર, ૧૯ સપ્ટેમ્બર, ૧૮૯૮.

भिद्यते हृदयग्रन्थिश्छिद्यंते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ §

બહાર જ્યાં જ્યાં ધ્યાન ધરૂં છું ત્યાં પ્રત્યેક પરમાણુમાંથી આ ૐકારનું ગુંજન ઉઠે છેઃ-" तत्त्वमसि " " तत्त्वमसि "-તુંજ છે તુંજ છે. અંદર મુખ વાળું છું (એટલે કે ધ્યાન ધરૂં છું) તો આ ઢોલ બીજું કાંઈ સાંભળવાજ દેતો નથી-" अहंब्रह्मास्मि," "अहंब्रह्मास्मि".

હું ક્યાં છું ? હું કોણ છું ? **મારા મહેલમાં કોણ, ક્યારે કે ક્યાં એવી ચૂંચાં નથી પહોંચતી.** મનને વાંદરાએ છીનવી લીધું; બુદ્ધિ ગંગામાં તણાઇ ગઇ; ચિત્તને ચકલાં ચાવી ગયાં; અહંકાર માછલીઓને ભેટ ધર્યો; પાપ હવામાં ઉડી ગયાં; સમસ્ત સંસાર જીતી લીધો છે. મારૂં અટલ રાજ્ય; મહાપ્રતાપ.

नास्ति ब्रह्म सदानन्दमिति मे दुर्मतिः स्थिता ।
क गता सा न जानामि यदाहं तद्वपुः स्थितः ॥ ×

" ચશ્મે લૈલા હું દિલે કૈસ, વ દસ્તે ફરહાદ;
બોસા દેના હો તો દે લે, હૈ લબે જામ મેરા. "+

લેખક-રામ.

**પત્ર ૨૪૫.** લાહોર. ૨૮ સપ્ટેમ્બર, ૧૮૯૮.

ૐ

આ મેરે ભંગીઆ ! તૂ આ ભંગ પીજા; આ મેરે ભંગીઆ ! નિશંગ ભંગ પીજા;
ભર ભર દેનીયાં મૈં, ભંગ કે પ્યાલે; નિશંગ ભંગ પીજા, નિહંગ ભંગ પીજા.

પ્રકૃતિ નહિ પણ પાર્વતી છે; હંમેશાં ભાંગ ઘૂંટી રહી છે. શિવની આંખ ઉઘડી, કે ઝટ પ્યાલો હાજર થયો. બલ્કે એને ભાંગ કે મદિરા કહેવી વાજબી નથી. એ તો શરાબનો

* જગત સારા વાર ડારૂં રામ તેરે નામપર; ઇંદ્ર બ્રહ્મા વાર ડારૂં, રામ તેરે ધામપર.

§ જ્યારે દૃષ્ટિ પર ( બ્રહ્મમાં ) પહોંચે છે ત્યારે હૃદયની ગાંઠ છૂટી જાય છે; સર્વ સંશયો કપાઇ જાય છે અને એનાં કર્મ ક્ષીણ થઇ જાય છે.

मुण्डक उप०

× હું બ્રહ્મ નથી એવી જે મારી દુર્બુદ્ધિ હતી તે હવે ક્યાં ગઇ તે હું નથી જાણતો. તે હવે દેખાતી નથી.

+ લૈલાની આંખ છું; મજનનું દિલ અને ફરહાદનો હાથ છું; ચુંબન લેવું હોય તો લઇ લે મારો અધર સમીપ છે.

કેફ છે. એ તો ભાંગની મસ્તી છે. આપને મારા સોગન છે; સાચું કહેજો; આ મસ્તી અને આનંદ વિના ત્રિકાલમાં જગત કદી પણ અન્ય બન્યું છે? કદી નહિ.

હું શિવ વારૂ, એ કેફ–એ મસ્તીનો શો વિચાર કરૂં? શું સમજું? રામ શું વિચારે? શું સમજે?

(૧) વિચારવું તો કોઇ અવિજ્ઞાન વસ્તુ માટે હોઇ શકે; એને તો સૌ વિજ્ઞાત છે.

(૨) વિચારવું કોઈ અદૃષ્ટ પદાર્થ માટે હોઈ શકે; એને તો સૌ દૃષ્ટ છે.

(૩) વિચારવું કોઇ ઇષ્ટ પ્રાપ્તિને નિમિત્ત હોઇ શકે; મસ્તની તો સર્વ ઇચ્છાઓ તૃપ્ત થયેલી છે. જેને સંસારમાં વિચાર, સમજ અને બુદ્ધિ કહે છે, એજ મહાન મૂર્ખતા છે.

જ્યાં દેખું ત્યાં ભરીયો જામ, પી પી મસ્તી આઠે યામ,
નિત્ય તૃપ્ત સુખ સાગર નામ, પડયા અમે એમાં આરામ;
દીઠું સાંભળ્યું ખોવું કામ, ત્રણે લોકમાં છે વિશ્રામ,
શું વિચારે સમજે રામ! ત્રણે કાલ જેનું નિજ ધામ*

મહાવાકય:—

(૧) ઢુંડ કઢકે કયોં ચન્ન મુંહ ઉત્તે ઓહલે રહ્યો ખલો; ફકીરા, આપે અલ્લાહ હો!
(૨) તેરે ઘટ બિચ રામ વસેંદા કયોં ભરના હૈં તો; ફકીરા.
(૩) રામ રહીમ સબ બંદે તેરે તૈનૂં કિસદા ભૌ; ફકીરા.
(૪) તૂ મૌલા નહિ બંદા ચંદા, ઝૂઠ દી છડ દેખો; ફકીરા.
(૫) છડ મોહરા સુન રામ દુહાઈ, અપના આપન કોહ; ફકીરા.×

રામ.

**પત્ર ૨૪૬–રામનો નાચ.** તા૦ ૧ ઑકટોબર, ૧૮૯૮.

**લેખક–શ્રી ધન્નારામ; સ્થાનાતીતથી (અજ.લામકાં).**†

"મારા નકુનેદ યાદે હરગિજ, મા ખુદ હસ્તેમ યાદ બેગા."

"રોકે જો ઇલ્તમાસકી, દિલસે ન ભૂલીઓ કભી;
દૂઈ મિટા અહદ બના, ઉસને ભૂલા દિયા કિયૂં."§

---

* જિત દેખું તિત ભરિયા જામ, પીપી મસ્તી આઠો યામ,
નિત્ય તૃપ્ત સુખસાગર નામ, ગિરે બને હમ તો આરામ;
દેખા સુના અપના કામ, તીન લોકમેં હૈ વિશ્રામ,
કયા સોચે કયા સમઝે રામ, તીન કાલ જિસકા નિજ ધામ.

× (૧) તારા ચંદ્ર જેવા મુખપર તારા હાથનો પડદો નાખીને એક તરફ કાં ઉભો છે? અરે પ્યારા! બહાર આવ; અરે સાધુ! તું પોતેજ ઇશ્વર છે. (૨) તારા ઘટમાં તો રામનો નિવાસ છે, ત્યાં તું તેમાં (વિષય વાસના રૂપી) ઘાસ શામાટે ભરે છે? અરે સાધુ૦ (૩) રામ અને રહીમ એ બધા તારા સેવક છે, તને કોનો ભય છે? અરે સાધુ૦ (૪) તું માલેક (મૌલા) છે; નોકર નથી. નોકર બનવાની ખોટી ટેવને છોડ અને અરે સાધુ૦ (૫) મોહરાંને (દુનિયારૂપી શેતરંજની બાજીનાં મોહરાં) છોડીને રામની વધામણી સાંભળ; કે એમાં ફસીને તું તારા સ્વરૂપને ન ગુમાવ; અરે સાધુ! તું પોતેજ ઇશ્વર છે.

† મને આપ કદાચિત યાદ નથી કરતા અથવા ન કરો; પણ અમે પોતે અહંકાર રહિત થઈ સ્વયંસ્વરૂપ સ્મૃતિ બની ગયા છીએ.

§ રડીને પ્રાર્થના કરી કે મને હૃદયથી કદી પણ ન ભુલશો, ત્યારે તેણે ભેદભાવ દૂર કરીને અભેદ બનીને દ્વૈતભાવ ભૂલાવી દીધો.

આજ તો નાચવાનું મન થાય છે:—

નાચું હું નટરાજરે, નાચું હું નટરાજ.
ચંદ્ર નાચું, તારા નાચું, નાચું થઇ રવિરાજરે; નાચું.
કણુકણુ નાચું, સમુદ્ર નાચું, નાચું નજીવા કાજરે; નાચું.
તન તારામાં મન હું નાચું, નાચું નાડી નાડરે; નાચું.
વાદળ નાચું, વાયુ નાચું, નાચું નદી ને નાવરે; નાચું.
ગીત રાગ સૌ હર ઘડી વાગે, નાચું પૂરે સાજરે; નાચું.
ઘર લાગ્યો રંગ, રંગ ઘર લાગ્યો, નાચું પાપા દાજરે; નાચું.
મધુર હોઠ મદમસ્તીવાળા, નાચું પીપી આજરે; નાચું.
રામજ નાચે રામજ વાગે, નાચું હું નિર્લાજરે; નાચું.*

**पत्र २४७–व्याधिरुपी भांडना मुजरा.**

ॐ શ્રી. તા. ૫ નવેમ્બર, ૧૮૯૮.

સત્યંજ્ઞાનમનન્તં બ્રહ્મ, આનંદામૃત શાન્તિનિકેતન,
મંગલમય શિવરૂપં, શુદ્ધમપાપવિદ્ધં !

અમારા શરીરરૂપી મહેલમાં કુશળતારૂપી કંચનીને એનો રાગ રંગ સંભળાવતાં સંભળાવતાં અને નાચ દેખાડતાં બહુ વખત થઈ ગયો છે. હવે તાવ, પેટનો રોગ, દમ અને ઉધરસરૂપી ભાંડના મુજરાનો વારો આવ્યો હતો; તેથી એમણે પૂરા એક અઠવાડિયા સૂધી શોરબકોર (હા હો) કરી નકલ કરીને ધૂન મચાવી દીધી હતી. કૉલેજમાં જવાનું બંધ રહ્યું હતું. આજ ભાઇ ગુરુદાસ તથા બ......પણ એ ખેલ જોઇને મુરારીવાલા પધાર્યા છે.

ॐ તરફથી.

**पत्र २४८–ॐ श्री.** તા. ૨૮ નવેંબર, ૧૮૯૮.

શરીરમાં હજુ સળેખમ છે. મિશનકૉલેજની નોકરીમાં કદાચ કાંઇ નવા જૂનું જલ્દી થઈ જાય. વાસ્તવિક આનંદ દિનપ્રતિદિન અધિકાધિક છે.

"મરે ન ટરે નજરે હરે તમ, પરમાનન્દ સો પાયો;
મંગલ મોદ ભયો ઘટભીતર, ગુરુશ્રુતિ "બ્રહ્મત્વમેવ" બનાયો.
લય મુજમેં સબ રાચો રહબાકી, વાસુદેવ "સોહમ્" કરઝાંખી;
ટૂટી ગ્રન્થિ અવિદ્યા નાસી, ઠાકુર સત્ય રામ અવિનાશી. રામ.

**पत्र २४९–ॐ ॐ ॐ,** તા. ૯ ડિસેમ્બર, ૧૮૯૮.

આનંદ, આનંદ, આનંદ, બહુજ આનંદ છે.

રાત્રિ અને દિવસ તો ફક્ત પૃથ્વીને માટે છે; સૂર્યમાં તો નથી રાત્રિ કે નથી દિવસ. ત્યાં તો પ્રકાશ, પ્રકાશજ છે. સુખ, દુઃખ, તૃષ્ણા અને સંતોષ તો સાંસારિક લોકોને માટે છે; આપ તો પરમાનન્દઘન છો; પ્રકાશજ પ્રકાશ છો.

રામઃ—અહોનિશકા સૂર્યમેં નાશ, અહં પ્રકાશ, પ્રકાશ, પ્રકાશ;
અગ્નિકો ઠંડક લાગે, જલકો લગે પ્યાસ.
આનંદઘન મમ રામસે ક્યા આશા કો આશ;

---

* મૂળ હિંદી માટે જુઓ "રામવર્ષા."

*અકાઈ જાનમેં મેરી અસંખો રંગ હૈ પેદા.

મજે કરતાં હું મૈં કયા, કયા, અહા હાહા ! અહાહાહા ! !+ રામ.

**પત્ર ૨૫૦–विना कोडी रामबादशाह.** તા. ૧૧ ડિસેમ્બર, ૧૮૯૮.

કૃપાપત્ર મળ્યો; એમાં લખ્યું હતું કે “ખબર નહિ આપ શું તરંગ બાંધ્યા કરો છો.” નક્કી માનજો કે જેવી રીતે આપના ગુજરાંવાલા શરીરને ખબર નથી કે તીર્થરામ શું તરંગ બાંધ્યા કરે છે; તેવીજ રીતે આપના લાહોરવાળા શરીરને પણ ખબર નથી કે રામ શું તરંગ બાંધ્યા કરે છે. રામ કોઈ તરંગ દૃષ્ટિમાં નથી આવતો; કોઈ તરંગ હોય તો દૃષ્ટિમાં આવે ને? નિઃશંકસ્વરૂપ અને નિર્મલ ચિદાકાશમાં તરંગરૂપી ધૂમ કેવી?

રામઃ—ચિદાકાશ નિર્મલ ઘનમાંહી; ફૂરના[1] ધૂળ કદાચિત નાંહીં.

પત્ર લખવામાં વિલંબનું એક કારણ એ હતું કે કોઈ કાર્ડ કવર પાસે નહોતું; તેમ પૈસો પણ સિલકમાં નહોતો. આજ એક પુસ્તકમાંથી ત્રણ ટીકીટ નીકળી આવી, અને આપનું ઉત્તર માગતું કાર્ડ પણ સન્મુખ આવ્યું પત્ર લખાઈ ગયો છે.

એવીજ સ્થિતિ ખાવાપીવાની ચીજો (લોટ ઘી વગેરે)ની રહે છે. આજ લેંપમાં તેલ નથી તેથી રાતે ઘેર નહિ રહીએ. શહેરની ચારે તરફ સહેલ થશે. **બન્ને હાથમાં લાડુ છે.**

ઉપરની હાલતથી એમ ન સમજશો કે હાય! હાય! રામ બહુજ નિર્ધન અને દુઃખી રહે છે; કદી નહિ. આ **બહારની નિર્ધનતા અને ખેંચને લીધે એ સંપૂર્ણ અમીરી અને બાદશાહી ભોગવી રહ્યો છે.** એવો પાઠ સિદ્ધ થઈ ગયો છે કે જ્યારે કોઈ આવશ્યક્તા પૂરી પાડવાને સાધન તૈયારજ હોય તો એ આવશ્યક્તા માલૂમ પણ નથી પડતી. (અને વાસ્તવિક રીતે તો જ્યારે આવશ્યક્તા પૂરી કરવા માટે સાધન તૈયાર ન હોય તો તે આવશ્યક્તાનું પ્રતીત થવું ખોટી ભૂખના જેવું છે.) પહેલાં અત્યંત ચિન્તાપૂર્વક આવશ્યક્તાઓ પૂરી પાડવા માટે પ્રયત્ન થયા કરતો હતો; પણ હવે જ્યારે **બિચારી આવશ્યકતાઓ સ્વયં પૂરી થઇને સામે જુએ છે ત્યારેજ એનાપર દૃષ્ટિ પડે છે નહિ તો એના ભાગ્યમાં રામની દૃષ્ટિ કેવી? પ્રારબ્ધકર્મ અને કાલરૂપી સેવકોને સો વાર ગરજ હોય તો આવીને રામ બાદશાહનાં ચરણ ચૂમે; નહિ તો એ શાહનશાહને શી પરવા છે કે અમુક સેવક સલામ કરી ગયો છે કે નહિ!**

રામઃ—

સો વાર ગર્જ હોય તો ધોઈ કદમ પીએ,
આકાશ, સૂર્ય, ચંદ્રમાં મોહિત થયો કાં તું?
ખંજરની શું તાકાત કે એ જખ્મ કૈં કરે?
તારોજ એહ ખયાલકે ઘાયલ થયો છે તું.× રામ.

**પત્ર ૨૫૧.** તા. ૨૫ ડિસેમ્બર, ૧૮૯૮.

હજુ સુધી તો રજામાં ક્યાંય પણ જવાનો શરીરનો વિચાર નથી. કાંઇ કહેવાય નહિ.

**तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।**
**तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥**

---

* અદ્વૈત સ્વરૂપ, આત્મા. + પૂરી ગઝલ માટે જુઓ “રામવર્ષા”. ૧ સ્ફુરણારૂપી ધૂળ.
× મૂળ પૂરી ગઝલ માટે જુઓ હીંદી “રામવર્ષા”

ભાવાર્થ:—" તે ચાલે ને ન ચાલે છે, તે દૂરે ને સમીપ છે;
સર્વનાં અન્તરે વ્યાપ્યો, સર્વની બ્હાર તેજ છે." રામ.

**पत्र २५२–मिशन कॉलेज छोडीने ओरिएन्टल कॉलेजमां नोकरी करवी.**

તા. ૨૨ જાન્યુઆરી, ૧૮૯૯.

આનંદ ! આનંદ ! આનંદ !

મિશનકૉલેજમાં આજકાલ કામ છોડી દીધું છે. જો કે હજુ એક કલાક ત્યાં કામ કરાય છે; એ પણ પંદર દિવસ પછી છોડી દેવાશે. ઓરિએન્ટલમાં રોજનાં બે કલાક કામની શરૂઆત કરી દીધી છે. રામ.

**पत्र २५३.**

આપનો એક પત્ર કે જે ઘણું કરીને સરદાર સ.......ના હાથનો લખેલો હતો, તેનાથી માલૂમ થયું કે પુત્રજન્મ થયો છે. સમુદ્રમાં એક નદી આવી પડે તો કાંઇ વધારો નથી થતો અને કદાપિ જો એકેય ન આવે તો કાંઇ ખોટ હોતી નથી. જ્યાં સૂર્યનો પ્રકાશ હોય ત્યાં એક દીવો રાખીએ તો પણ શું ને ન રાખીએ તોએ શું ? જે ઠીક વાજબી હશે તે તેની મેળેજ થયું હશે. કોઇ પણ પ્રકારનો અમે શોક કે વિચાર શા માટે કરીએ ? એ શોક કે ચિન્તા કરવીજ અયોગ્ય છે. **અમે જ્ઞાની નથી પણ જ્ઞાન છીએ.** દેહથી જરાએ સંબંધ નથી; દેહ અને એનાં સંબંધી જાણે અને એમનું પ્રારબ્ધ જાણે. અમારે શું ?

मनोबुद्धयहंकारचित्तानि नाहं
न च श्रोत्रजिव्हे न च घ्राणनेत्रे ।
न च व्योम भूमिर्न तेजो न वायु–
श्चिदानंदरुपः शिवोऽहं शिवोऽहम् ॥ ×

અર્થ:—અહંકાર, બુદ્ધિ, મનો, ચિત્ત, હું ના,
નહિ શ્રોત્ર, જિહ્વા, નહિ ઘ્રાણ નેત્રો;
નહિ વ્યોમ, ભૂમિ, ન તેજો, ન વાયુ,
ચિદાનન્દ રૂપે શિવોહમ્ શિવોહમ્. રામ.

**पत्र २५४–गृहस्थ अने त्यागीनी आवश्यकताओनी तुलना.** તા. ૬ માર્ચ, ૧૮૯૯.

અરજ એ છે કે અહીં કોઈ પણ પ્રકારનો હિસાબ નથી થયો. મહીનાના સિત્તેર ( ૭૦ ) કરતાં પણ એક બે રૂપીઆ ઓછા મળ્યા હતા. એમાંથી કોડી પાઇ પણ એકઠી તો કરવી નહોતી. જે જે આવશ્યકતાઓ નજરમાં આવી તે પૂરી થતી ગઇ. બાકીની જરૂરતોને સાફ જવાબ દેવો પડયો. ( એટલે કે પૂરી કર્યા વિના છોડવી પડી. ) કેવળ બાર રૂપીઆ ઘેર મોકલ્યા. જ્યાં આઠ મનુષ્ય ખાનારાં છે; અને સાધુઓ કે જેને માટે ભ્રમરની પેઠે અનેક પુષ્પો ( ઘરઘરની ) મધુકરી ( ભિક્ષા ). માગવી ભૂષણરૂપ છે એના કરતાં, ગૃહસ્થી સ્ત્રીઓ, બાળકો, અને વૃદ્ધોને વિશેષ આવશ્યકતાઓ હોય છે. ગૃહસ્થીઓ બિચારાં બહુજ ગરીબ હોય છે; માટે જે થયાં કરે છે તે તદ્દન ઠીક અને વાજબી થયાં કરે છે. **રામ.**

**पत्र २५५–प्रारब्ध अने समय हाथ जोडेला दास छे.** તા. ૧૭ માર્ચ, ૧૮૯૯.

વિચાર કરવા યોગ્ય વિદ્યાર્થીઓને માટે હમણાં પૂછવું વાજબી નથી. આવતી કાલે

× " निर्वाणषट्कम् " शंकराचार्य.

અથવા પરમ દહાડે કદાચ સૂચના અપાય. પ્રારબ્ધ અને સમય પ્રત્યેક, પુરુષનાં હાથ જોડી ઉભેલાં દાસ છે; એમાં સંશય કરવો એજ અજ્ઞાન છે. આપનો **રામ.**

**पत्र २५६–चेतनमां स्फुरणानो अभाव.** તા. ૧૭ માર્ચ, ૧૮૯૯.

કુટસ્થ ચેતન કે સાક્ષી ચેતનમાં સ્ફુરણા કે સંકલ્પનું નામ માત્ર પણ નથી. એમાંથી પતન પામી (એટલે કે ઉચ્ચ અવસ્થામાંથી નીચે ઉતરી) નેજ મનુષ્યના ચિત્તમાં સ્ફુરણાનો આભાસ થાય છે.

મરજીમાં આવે તેવું સરનામું લખો. બધું મંગલમય, આનંદરૂપ, શુદ્ધ સ્વરૂપજ છે. "મિલ ગયા માલ તો કયા પરવા; ઉતર ગયો ખાલ તો કયા પરવા." આપનો **રામ.**

**पत्र २५७ ॐ.** તા. ૧૮ જુલાઇ, ૧૮૯૯.

શ્રી મહારાજજી !

મહાત્મા તો આનંદઘન હોય છે; મહાનન્દ આપનું સ્વરૂપ છે; ત્યાં ચિન્તા અને મલિનતા શું કામ? સૂર્યમાં અંધકારનો અહોનિશનો નાશ; અહં પ્રકાશ, પ્રકાશ, પ્રકાશ.

"કહું કયા હાલ ઇસદિલકા કિ શાદી મૌજ મારે હૈ;
હૈ ઇક ઉમડા હુવા દરયા, અહાહાહા ! અહાહાહા ! !"[1] આપનો **રામ.**

**पत्र २५८.** તા. ૨૨ નવેંબર, ૧૮૯૯.

"પીતમ પતિયાં તબ લિખૂં, જબ તુમ હો બદેશ,
તનમેં મનમેં નૈનમેં, વાકો કયા સંદેશ ?"[2]

**पत्र २५९.**

"પનમ ખુદાય બઆંગે બલન્દ મે ગોયમ, હરાં કિ પર તૌ દિહદ મિહરો માહરા ઓયમ."

અર્થ:—હું બ્રહ્મ છું, એ હું ગર્જના કરીને કહું છું; અને આ સૂર્ય અને આ ચંદ્રમાને જે પ્રકાશ આપે છે તે પ્રકાશ સ્વરૂપ હું છું.

ईशावास्य ઉપનિષદ્ના આઠમા મંત્રમાં જ્ઞાનવાનનું વેદ નીચે પ્રમાણે વર્ણન કરે છે:—

**सपर्य्यगाच्छुक्रमकायमव्रण–मस्नाविरं शुद्धमपापविद्धम् ।**
**कविर्मनीषी परिभूः स्वयंभू–र्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥**

અર્થ:—એ અશરીર, વ્રણ અને નાડીઓના સંબંધથી પૃથગ્ભૂત, પાપગંધથી વર્જિત, સદા શુદ્ધ, નિર્મળ પ્રકાશસ્વરૂપને પ્રાપ્ત થયો છે; જે કવિ, અંતર્યામી, સર્વ વ્યાપી, સ્વયંભૂ છે અને જેણે અનન્ત કાલને માટે પદાર્થોને યથાયોગ્ય બનાવ્યા છે. **રામ.**

**पत्र २६०.** તા. ૧ ડિસેમ્બર, ૧૮૯૯.

બગડે ત્યાં જ્યાં હોય કંઇ, બગડે એવી ચીજ;
અકાલ અભેદ્ય, અશોષ્યને, કઇ વસ્તુની બ્હીક ?

**पत्र २६१.** તા. ૪ જાન્યુઆરી, ૧૯૦૦.

નારાયણ,

આનંદ, આનંદ, આનંદ ! !

ॐ ॐ ॐ Rama. (**રામ**).

૧:—આ હૃદયનું શું વર્ણન કરું ? એ તો આનંદ આનંદ લૂંટે છે; ( આનંદની સરિતામાં છલકાઇ ગયું છે ! અહાહાહા ! અહાહાહા ! !

૨:—પ્રિયતમ ! પત્ર તો ત્યારે લખું કે જ્યારે તમે વિદેશ વસતા હો ! જે મારા તનમાં, મનમાં અને નયનમાં નિવાસ કરે છે એનો શું સંદેશો પાઠવવો ?

**पत्र २६२–आनंद प्रेस अने मासिकपत्र "अलिफ"** તા. ૯ જાન્યુઆરી, ૧૯૦૦.

નારાયણુ !

આનંદ; આનંદ.

ભગવન્ પગાર હજુ નથી મળ્યો; જ્યારે મળશે; ત્યારે કાંઈ ભેટ થશે.* લોકો અહીં રાત્રિએ ઉપનિષદ્ ભણુવા આવે છે. એઓએ એક છાપખાનું ઉઘાડયું છે. કેવળ એટલાજ માટે કે અહીં જે કાંઇ ભણે તે ત્યાં છાપે; સાથે આ માસિકપત્ર "અલિફ્" નામનું પ્રકાશિત કરવું શરૂ કર્યું છે; આપની સેવામાં ત્રણ નકલ મોકલાય છે. એક આપને માટે, અને બીજી બે આપ જેને વાજબી લાગે તેને આપશો. જાહેરખબર પણુ સાથે મોકલાવી છે; સત્સંગીઓમાં વહેંચાવી દેશો. આ આપનું પોતાનુંજ કામ છે. આનંદ, આનંદ.

"બસ કરજી[1] હુણુ બસ કરજી, કોઇ બાત અસાંનાલ[2]હસ કરજી[3]." રામ.

**पत्र २६३.** સપ્ટેમ્બર, ૧૯૦૬.

મે ભેદ તે મર્મકી માડિયાં તે, હલવાહ સુહાગડા ફેર દિત્તા;
કર્જ કર્જ તે ગર્જ દે બેલડેનૂં, અગ્ગલાકે શેરનું ઘેર લિત્તા;
બિના રામ દે નામ ભી હોરદાસી, સુરંગ કઢ પલીતડા ગેર દિત્તા;
અજ નૂરદા શૂકદાહ આયા, દેશીં દિશા આનંદ અલેર દિત્તા.[4]

મુકામ હજૂરનું દિલ.

ભલા ભલા જાનિયાં, મૈંજાં લુટ્ટિયાં જ્ઞાનિયાં;
ખુશી રહના કાર હૈ, સોગ સોગયાં દ્વાર હૈ.

---

* એ સમયમાં નારાયણુ સ્વામી ( ગૃહસ્થાશ્રમમાં ) અને એક બીજા ગૃહસ્થ લાલા હરલાલ ડિસ્ટ્રીકટ નાજર લાહોર, તીર્થરામજીને ત્યાં ઉપનિષદ્ ભણુવા જતા હતા. થોડા દહાડા પછી આનંદ પ્રેસ ઉઘાડયો હતો અને તેમાં ગોસ્વામીની આજ્ઞાનુસાર "અલિફ્" માસિકપત્ર શરૂ થયું હતું. એ બધા કાર્યવ્યવહારના પ્રબન્ધ કર્તા નારાયણુ હતા. એ પત્રના માત્ર બેજ નંબર નીકળ્યા હતા; એટલામાં ગોસ્વામીજી વાનપ્રસ્થાશ્રમની સાધના માટે હિમાલયમાં ગયા અને આજ વર્ષના અંતમાં સંન્યાસ ધારણુ કર્યો; જેથી એ પત્રનું નિયમિત કાર્ય સર્વ બંધ થયું.

૧ હવે. ૨ અમારી સાથે. ૩ હસીને કર.

૪ દ્વૈત દૃષ્ટિ અથવા ભેદભાવનાને અમે જ્ઞાનદષ્ટિરૂપી હળ જોડી નિર્મૂળ કર્યો છે. સર્વ પ્રકારનાં ઋણોની નૌકાને જ્ઞાનાગ્નિથી ભસ્મ કરી છે અને એ નૌકામાં જે સિંહાદિ ( અભિમાન ઇત્યાદિ ) હતાં તેને વશ કરી લીધાં છે. બ્રહ્મભાવવિના જે કાંઇ દૃષ્ટિમાં આવતું હતું તેનો જ્ઞાનજ્વાળાથી વિનાશ કર્યો છે. હવે તો આનન્દ અને પ્રકાશનો પ્રવાહ છલકાઇને અન્દરથી વહ્યાં કરે છે અને સર્વ દિશામાં આનન્દ રેલાઈ રહ્યો છે.

નોટઃ—ગૃહસ્થાશ્રમના ત્યાગ પછી, એટલે કે ઇ. સ. ૧૯૦૦ પછી પૂર્વ સંબંધીજનો સાથે સ્વામીજીનો પત્રવ્યવહાર તદ્દન બંધ રહ્યો હતો; અને તેથીજ ભગતજીને પણુ એ છ વર્ષ દરમ્યાન એક પણુ પત્ર નહોતો લખાયો. ઇ. સ. ૧૯૦૬ ના ઑગસ્ટ મહીનામાં જ્યારે સ્વામીજીના પ્રિય ભક્ત મિ. પૂરણુસિંહ લાહોરથી હિમાલયમાં એમના દર્શનાર્થે આવ્યા હતા, ત્યારે ભગતજીના તરફથી કંઇ સંદેશો લાવ્યા હતા. એના ઉત્તરમાં સ્વામીજીએ આ પત્ર લખીને મિ. પૂરણુસિંહને આપ્યો હતો. આ પત્ર સ્વામીજીના શરીર ત્યાગ પહેલાંના એક બે માસનો લખેલો છે.



# अन्य सज्जनो उपरनां पत्रो

**पत्र १.** લાહોર, તા. ૨૯ એપ્રિલ, ૧૯૦૦.

ભગવન્,

માર્ચના માસિકપત્ર "અલિફ"ના પાછળનાં દશ પાનાં એકવાર ફરીથી એકાગ્ર ચિત્તથી વાંચી જશો. મે માસના નંબરમાં આપના પ્રશ્નોના વિસ્તારપૂર્વક ઉત્તર આવી જશે. એપ્રિલનો નંબર પણ આપની અનેક શંકાઓનું નિવારણ કરશે.

અત્યારે જે સંશયો બહુજ ગૂઢ અને વિષમ જણાય છે; પરંતુ એક સમય એવો આવશે કે, તે બધા તદ્દન સાફ થઈ જશે. સર્વ પ્રકારે અહીં પરમાનંદ છે.

આપનો **તીર્થરામ** ગોસ્વામી.

**पत्र २.** લાહોર, તા. ૧૯ જુન, ૧૯૦૦.

ભગવન્,

એવી કોઈ પણ શંકા નથી કે જેને રામ દૂર ન કરી શકે. વ્હાલા! વેદાન્તમાં શંકાનું નામ માત્ર પણ નથી. વાસ્તવિક તો કેવળ એજ છે કે "હમા ઓસ્ત"–**सर्वं खल्विदं ब्रह्म।** આપનો જો કોઇ સંશય દૂર થવો બાકી રહ્યો હોય તો તેનું કારણ એજ છે કે આપે કોઈ સાચા મહાત્માના સત્સંગમાં પૂરતો સમય અર્પણ નથી કર્યો. સત્સંગની ખામી છે. સત્યને એ વાતની પરવા નથી હોતી કે એના અનુયાયીઓ અનેક થાય. હજારો વર્ષો સુધી ગુરુત્વાકર્ષણનો નિયમ લોકોમાં પ્રસિદ્ધ નહોતો થયો તોપણ શું એ નિયમમાં ખામી હતી? કદાપિ નહિ.

માસિકપત્રના બારે નંબર પ્રત્યેક વર્ષ લોકોને પહોંચ્યા કરશે. એમાં વિલંબ થાય તેથી ડરવાનું નથી, એ પણ સારા માટેજ થાય છે અને તે સમય આવે આપણને જણાઈ આવશે. "અલિફ" ને **સ્તુતિની આવશ્યકતા નથી અને નિન્દાનો ભય નથી**, એ તો પોતાના આનંદથી પ્રકટ થાય છે. એને તો બ્રહ્મ વિના બીજું કાંઈ જગત-બગત છેજ નહિ. વ્હાલા! **અનલહક–अहं ब्रह्मास्मि**ની ગર્જના તો એકવાર આ માસિક પ્રત્યેક સ્ત્રીપુરુષને સંભળાવી દેશે. નિઃસંગ નિર્શંક રામનાં દર્શનની વાર છે.

રામ.

**पत्र ३. ॐ,** પ્રતાપનગર–ટિહરી–ગઢવાલ સ્ટેટ, એપ્રિલ, ૧૯૦૨.

વ્હાલા!

સવાર અને સાંજ એકાન્તમાં બેસીને **પરમેશ્વરનું એવી રીતે ધ્યાન ધરો કે એનો ચિત્તમાં સમાવેશ થઇ જાય;** અથવા તો એવી રીતે ચિત્ત એમાં લીન થઈ જાય.

એવા પ્રકાશરૂપનું ધ્યાન ધરો કે જે સૂર્યના પ્રકાશ કરતાં પણ વિશેષ પ્રકાશમાન અને ચન્દ્રમાના પ્રકાશ કરતાં અધિક શીતળ છે, તેમજ સર્વવ્યાપક છે. એવા પ્રકાશમય ધ્યાનમાં થોડો સમય લીન થઇ જાઓ. ત્યાર પછી ચિત્તમાં એવો ભાવ ભરો કે આ નામરૂપ (શરીર ઈત્યાદિ) મારૂં નથી પણ પ્રકાશસ્વરૂપ પરમાત્માનું છે, અને એ પ્રકાશસ્વરૂપ આત્મા મારો

છે. તાત્પર્ય એ છે કે આ શરીર અને નામરૂપને વેચીને જ્યોતિસ્વરૂપ આત્માને ખરીદી લ્યો; શરીર અને શારીરિક આવશ્યક્તાઓ પરમાત્માને અર્પણ કરો. એનું કામ એ જાણે. પરમાત્માને તમે તમારા કરી લ્યો કે ભૂલી ન જાય. તમારૂં વિશ્રામ, સુખ, અને સ્વાસ્થ્ય સર્વસ્વ પરમાત્મામાં રાખો.

**તમે અમારા છો, અમે તમારા છીએ.**

તેની સાથે હરતાં ફરતાં, બેસતાં ઉઠતાં તમારા મનમાં ૐ મંત્રનો જાપ જપ્યા કરો. બની શકે તો લાહોર, સૂતરમંડીમાં આનન્દ પ્રેસમાંથી માસિકપત્ર "અલિફ" ના જેટલા અંક મળી શકે તેટલા મંગાવીને વાંચ્યા કરો. આવી રીતે કરવાથી બધા રોગ દૂર થઇ જશે.

રામ.

**પત્ર ૪. ૐ.** કોડિયાશિખર-પોસ્ટ ટિહરી, તા. ૯ એપ્રિલ, ૧૯૦૨.

પરમપ્રિય રામ,

રામબાદશાહ હાલમાં એક ઉંચા પર્વતના શિખરપર રહે છે; કે જ્યાંથી યમ્નોત્રી, ગંગોત્રી, કેદાર અને બદ્રિનાં હિમક્ષેત્રોનું મનોહર સૌંદર્ય દૃષ્ટિગોચર થાય છે. સાત આઠ માઇલ છેટે સૂતેલી ગંગી§ આ સ્થળેથી જોઈ શકાય છે. ડેહરાદૂનના રેલ્વે સ્ટેશનથી ટિહરીને રસ્તે જતાં બે દિવસ પ્રવાસ કર્યા પછી હરકોઇ આ અતિ રમણીય પ્રદેશમાં પહોંચી શકે છે.

પરમપ્રિય !

અર્પજે પ્રેમને સર્વે, માનજે ઉરનાં કહ્યાં,
સંબંધો મિત્રને સ્વાર્થો, સર્વનો ભોગ આપતાં;
માન સન્માન ને કીર્ત્તિ, ગૃહ, ભંડાર દ્રવ્યના,
અહંતા જ્ઞાનની સર્વે, પ્રેમ યજ્ઞેજ હોમવાં.

સરનામુંઃ—રામ બાદશાહ,
દરબાર કોડીયા શિખર.

**પત્ર ૫. ૐ.** એડવોકેટ ઑફિસ, લખનૌ.

જાપાનની સ્ટીમર લગભગ ૨૦ મી ઑગસ્ટ ૧૯૦૨ ને રોજ કલકત્તાથી ઉપડશે.

રામ હિંદુસ્તાનમાં ક્યારે પાછો આવશે એની ખબર નથી. પાછા આવતી વખતનાં બંદરની પણ ભાગ્યેજ કોઇને ખબર પડશે. હમેશાં તમારી સાથે—રામ.

**પત્ર ૬.** કેસલ સ્પ્રિંગ્ઝ-કૅલીફોર્નિયા, તા. ૧૧ જુન, ૧૯૦૩.

મારા વ્હાલા પ્રેમાત્મન્,

શું કાંઇ કહેવાની કે લખવાની આવશ્યક્તા છે? રામ બધુંયે જાણે છે, એટલે કે તમે સર્વ કાંઇ જાણો છો; તેમ છતાંયે રામ તમને થોડી એવી વાતો કહેશે કે જે અહીં થોડા વખત પહેલાંજ પ્રકટ થઈ હતી અને રામને અત્યંત સુખકર નીવડી હતી. પ્રત્યેક વિષય રામને આનંદકરજ હોય છે.

મે ની ૧૯ મી તારીખે રામ સરિતાતટપરની એક ભવ્ય શિલાપર આરામ કરતો હતો; એટલામાં ડૉ. હીલરના મકાનનો મેનેજર, સીટલના એક સ્નેહીએ મોકલેલો હીંચકો લાવ્યો. તરતજ તેને નીલવર્ણા ઑક અને રક્તવર્ણા દેવદારના વૃક્ષોની સાથે ઉંચે હવામાં ઝૂલતો

§ ગંગા નદી.

બાંધી લેવામાં આવ્યો. અપૂર્વ આનંદ અને નિઃસીમ હાસ્ય કરતાં કરતાં રામે પોતાનું શરીર એપર ફેંકી દીધું. સુવાસિક, શીતલ સમીરણે રામને આમ તેમ હીંચકા નાખવા શરૂ કર્યો, અને સરિતાએ મધુર ધ્વનિથી પ્રણવગીત આરંભ્યું. રામ ખડખડાટ હસ્યો; અત્યંત હસ્યો. તમે તે સાંભળતા હતા? રામ જ્યારે આમ તેમ હીંચકતો હતો ત્યારે ચીં ચીં કરતું એક રોબિન પક્ષી માથા ઉપર વૃક્ષમાંથી રામની સામે જોઈ રહ્યું હતું. કદાચિત્ એને રામની ઇર્ષા આવતી હશે! શું એમ હશે? નહિ; એ અસંભવિત છે. પ્રત્યેક રોબિન, ચકલી કે બુલબુલ રામને પોતાનુંજ સ્વરૂપ જાણે છે. ગમે તેમ હોય પણ રામે જ્યારે પોતાનો એ હૃદયના અનિવાર્ય આનંદનો આસ્વાદ આમ તેમ નાચવા કૂદવામાં લેવા માટે એ હીંચકાને છોડયો ત્યારે એ સુંદર રોબિને એ હીંચકામાં હીંચકવાનો પ્રયત્ન કરવાની તક સાધી. બોલો, શું રામનાં એ કોમળ પક્ષીઓ અને કુસુમો, રમતિયાળ, આનંદી અને મુક્ત નથી?

મે તા. ૨૦ મધ્યાહ્ન; ઉત્તરના પ્રદેશ તરફ જતાં યુનાઇટેડ સ્ટેટસનો પ્રેસીડૅન્ટ અહીં સ્પ્રિંગ્ઝમાં થોડો વખત રોકાયો હતો. સ્પ્રિંગ્ઝ કમ્પનીની પ્રતિનિધિ સ્ત્રીએ એને મનોહર પુષ્પોની એક છાબ ભેટ ધરી ને ત્યાર પછી તરતજ તેણે રામની પાસેથી 'હિંદુસ્તાનને માટે અમેરિકનોને અપીલ' એ ભાષણનું પુસ્તક, અત્યંત આભાર, પ્રેમ અને આનંદપૂર્વક સ્વીકાર્યું. બધો વખત તે પુસ્તક એણે પોતાના જમણા હાથમાં રાખ્યું હતું, અને લોકોની સલામોનો એ જમણે હાથે સ્વીકાર કરતાં કરતાં સ્વાભાવિક રીતેજ એ પુસ્તક તેના કપાળે સુમારે સોએક વેળા તો ગયું હશે. ગાડી જ્યારે ઉપડી ત્યારે તે એના ડબામાં એને ધ્યાનપૂર્વક વાંચતો જણાતો હતો અને ઉપડતી ગાડીમાંથી એણે એકવાર ફરીને હાથ હલાવીને રામનો આભાર માન્યો.

પણ અરે! જુઓ તો ખરા! રામે એ પ્રેસિડૅન્ટને હીંચકામાં હીંચકવાના આનંદનો વિલાસ મ્હાણવા નહોતો બોલાવ્યો. શા માટે નહિ બોલાવ્યો હોય તેનું તમે અનુમાન કરી શકો છો? કૃપાકરીને, કહો. વારૂ, જ્યારે તમે બોલતાજ નથી, ત્યારે રામ તમને કહેશે. કારણ તદ્દન સ્પષ્ટ છે, એ કહેવાતા સ્વતંત્ર અમેરિકાનો પ્રેસિડૅન્ટ રામનાં સ્વતંત્ર પક્ષી અને હવાનો સહસ્રાંશ પણ સ્વતંત્ર નથી.

પ્રેસીડૅન્ટનું તમારે શું કામ છે? તમે સ્વતંત્ર થઇ શકો છો અને તે પણ રામના જેવાજ! જેથી વાયુ અને પ્રકાશ તમારાં વિશ્વાસુ પવિત્ર દાસ બની જશે. રામ બનો એટલે રામ તમને સૂર્યમંડળ, તારામંડળ, વાયુ, સમુદ્ર, મેઘમંડળ, અરણ્યો, પર્વતો અને સર્વ કાંઇ આપશે. પ્રત્યેક પદાર્થપર તમારૂંજ સ્વામિત્વ થશે. શું એ સુંદર સારું નથી? શું તે એવુંજ નથી? પ્રિય! કૃપા કરીને સર્વસ્વ મેળવો.

પ્રાતઃકાળે ચાર વાગતાં, ઉષાનાં ચુંબનોથી જાગ્રત થઈ, મનસ્વી શીતલવાયુની લહરિની ગલીપચીથી હાસ્ય કરતાં, અને આનંદસ્તોત્ર ગાતાં પક્ષીઓનાં મધુર સંગીત સૂણતાં સૂણતાં રામ ગિરિશિખરો અને સરિતાતટ પર ફરવા જાય છે.

આવો, આવો, આપણે સાથે હસીએ. હસો, હસો, હસો, અરે ઓ સૂર્ય! મારા બાળક! આવ, નિર્ભય રામનાં સ્મિતભર નેત્રોમાં દૃષ્ટિ કર; તથા પ્રકૃતિ અને રામમાં તન્મય જીવન ગાળ. એ તન્મયાવસ્થા તેજ "હું" છું. તમારો આત્મા–રામ.

પત્ર ૭. ૐ. શાસ્ટા સ્પ્રિંગ્ઝ; કૅલી. તા. ૯ જુલાઇ, ૧૯૦૩.

પ્રિય સ્વાત્મન!

તમારો પત્ર મળ્યો. માત્ર સત્યજ મનુષ્યનો વાસ્તવિક સ્નેહી, સંબંધી–એ આત્મા છે.

સત્યનું અવલંબન રાખીને સદ્ધર્મને પંથે ચાલશો તો તમારા શરીરનો વાળ પણ વાંકો થશે નહિ.

યોગવાસિષ્ઠ અને ભગવદ્‌ગીતાનો પુનઃ અને પુનઃ અભ્યાસ કર્યો કરો.

તમારો આત્મારૂપે

( Rama so am I ) રામ "તે હું છું."-( સ્વામી )

પત્ર ૮. ૐ. શાસ્ટા સ્પ્રિંગ્ઝ. તા. ૨૨ જુલાઇ, ૧૯૦૩.

પ્રિય ધન્ય ચંપા ! ( Flova )

તમને કદાચ એમ સંબોધન કર્યું છે તે ઠીક નહિ લાગે. પરંતુ તમને ગમે કે ના ગમે, રામને એ નામથી બોલાવવાનું મન થયું છે. પૂર્વ હિંદુસ્તાનની ભાષામાં પ્રત્યેક નામમાં અલૌકિક રહસ્ય રહેલું હોય છે અને ચંપા નામ (જે પ્રાયઃ ઉચ્ચ અને કુલવાન કુટુંબોની કન્યાઓનાંજ હોય છે ) તેનો અક્ષરશઃ અર્થ સુવાસિત-પૂર્ણ વિકસિત, શ્વેતપુષ્પ થાય છે.

પત્ર લખવાને કલમ હાથમાં લીધી તેજ વખતે રામના મનમાં એ નામ કાંઇક સ્વાભાવિક અને સ્વતઃ આવી ચડયું.

ગઇ કાલે કમલા ( Panline ) ને તેના સર્વ પ્રશ્નોના ઉત્તરમાં એક વિસ્તૃત પત્ર લખાવ્યો હતો. તેણીની મારફત તમને પત્ર મળ્યો ? તેમાં થોડી એક રામની તાજી કવિતાઓ પણ હતી.

## વેદાન્તની સૂચનાઓ.

૧. વેદાન્તધર્મનું રહસ્ય તો માત્ર એકજ આ દેશમાં સમાપ્ત થાય છે.

વ્યાધિ, મૃત્યુ, ક્ષુધા, આક્ષેપ કે ગમે તે હોય તેની પરવા વિના તમારા સ્વરૂપમાં સંપૂર્ણ સુખી અને વિશ્રાંત રહો.

તમારી પ્રભુતા કે જેને તમે નિત્ય અવલંબન રાખવાના છો, એને આધારે આનંદી અને શાંત બનો.

૨. જો તમે તમારા વાસ્તવિક આત્માનું સામ્રાજ્ય પ્રતિપાદન કરવા ઇચ્છતા હો તો આ સંસાર, તેનાં સહવાસીઓ, સંબંધીઓ અને સર્વને વિનાશીસમૂહ જાણો.

ગમે તેનું નિરીક્ષણ કરો, અવલોકન કરો કે પરીક્ષા કરો, પણ તે સર્વ તમારા સત્યસ્વરૂપ આત્માના દૃષ્ટિબિન્દુથી કરો; એટલે કે તમારો વાસ્તવિક આત્મા એ સર્વથી પર છે અને સર્વ ઇચ્છાથી રહિત છે, એનું વિસ્મરણ ન કરો.

વસ્તુતઃ તમને કાંઈ પણ જોઇતું નથી. કોઇ પણ વસ્તુ માટે તમારામાં ઇચ્છા શામાટે ઉત્પન્ન થવી જોઇએ ? સાર્વભૌમી શાસનકર્ત્તાની કૃપાથી તમારૂં કાર્ય આનંદ, ચેષ્ટા કે માત્ર ક્રીડાને માટે કરો. તમારે કોઇ પણ પદાર્થની આવશ્યકતા છે એવું કદી પણ ન સમજો.

૩. તમે આ વેદાન્તના સિદ્ધાંતો અમલમાં લાવશો એટલે સત્યનો મધુર સુવાસ તમારામાંથી સર્વ દિશામાં સ્વાભાવિકજ વહેવા માંડશે.

શયન કરતાં પહેલાં-નેત્ર બંધ થવા માંડે તે પહેલાં-મધ્યાહ્નકાળે કે પ્રત્યેક રાત્રિએ-તમે વેદાન્તના સત્યનું મૂર્ત સ્વરૂપ છો, એમ તમારા મનમાં દૃઢ ભાવના કરો.

જાગ્રત થતાંજ બીજું કોઇ પણ કાર્ય હાથમાં લ્યો તે પહેલાં, શયન કરતાં પહેલાંનો નિશ્ચય તત્કાળ મનમાં તાજો કરો.

જ્યારે જ્યારે બની શકે ત્યારે પ્રણવ મંત્ર ' ૐ ' નો જપ કરો અને એનું ગુંજન કર્યા કરો. આવી રીતે કરવાથી એક સાચા ખરા ચંપાના ફૂલની પેઠે સર્વ કાળ તમારી આસપાસ તમે સુવાસિત પરિમળ અને મોહક ભવ્યતા પ્રસારશો.

કોલાહલ જગના ભારી, ને આક્ષેપો સંસારી,
જે હૃદય વેદના કરતાં, ને અંતર મિથ્યા દહતાં;
એ સ્વાગત કરતાં, હર્ષગીત સમ મીઠાં હવે તો લાગે,
એ મધુર કલાના વીણાધ્વનિથી શાંતિ ઉરમાં જાગે.
ઓ ચોરો, ચોર! લૂંટારા! ને નિન્દો નિન્દક! પ્યારા!
મુજ સ્વરૂપ એજ તમારૂં, હું ભેદ કશો ના ધારૂં;
આ ભર્યો અહીં ભંડાર કશામાં નથીજ મમતા મારી,
સૌ લૂંટો લૂંટો, લઇ જાઓ વસ્તુઓ માનો તમે તમારી.
આ દેહ તમારે શરણે! મારો કાપો કરો મરણે!
આ નામ કીર્તિ સૌ ત્યાગ્યાં, લઈ જાઓ તમે વણ માગ્યાં;
એ લૂંટી લૂંટી સૌ લેશો, પણ મુજ દિગન્ત દર્શન ધારો,
આ સચરાચર સત્તા સૌ મારી, પ્રણામ! પ્રિય હો પધારો!

રામસ્વામી રૂપે તમે પોતેજ.

પત્ર ૯. ૐ. તારામય આકાશ મંડળની નીચે, એક શિખરના નિર્ઝર તટપર, પ્રકૃતિના ઉદ્યાનમાં. તા. ૧૦ ઑગસ્ટ ૧૯૦૩.

પ્રિય ધન્યાત્મન્

માઉન્ટ શાસ્ટા (૧૪૪૪૪ ફીટ ઉંચાઈ) ના શિખરના અતિ મનોહર પ્રવાસમાંથી પાછા આવતાંજ બીજા કેટલાક પત્રો સાથે તમારો પત્ર મળ્યો.

વ્હાલા!

તું કશુંએ ન કરીશ; ગૃહને નિયમિત અને વ્યવસ્થિત કર, દ્વાર ઉઘાડાં મૂક, ઇચ્છામાં આવે તેને તેમાં આવવા દે, તારૂં ધન—અરે અકિંચન—નિર્ધનને એ લઇ જવા દે અને પછી જે સ્થળે હું તારી રાહ જોઉં છું ત્યાં આવ.

બહાર આવ, ચાલ સ્વતંત્ર વિહાર કર, અરે આનંદ! સમતાના સમુદ્રમાં સ્વચ્છંદે—સ્વતંત્ર—મુક્તપણે વિહાર કર; બંધનો—સંબંધો અને કર્મ—કર્તવ્યોને તડાક દઇને તોડી નાખ; અને તારી પ્રભુતા—દિવ્યતામાં વિજયી થઇને સ્થિર થા. "આત્મનિર્ઝરપર પડદારૂપી મેઘમંડળ ક્યાં સુધી?"

પૉર્ટલેન્ડ (Portland-Oregon) ના લોકોએ રામને સંબોધીને એક લાંબી કવિતા લખી છે; તેમાંનો થોડો ભાગ નીચે પ્રમાણે છે:—

રામ—

નીલ સુમંડિત લતા મંડપે કુસુમાસન વિરાજે;
એ રમણીય વિશ્રામસ્થાનમાં કમલ સમો તું રાજે.
અંધ તિમિરમય નેત્રો ઘૂમે અજ્ઞાને—અથડાતાં;
વિરલ કોઇ સદ્ભાગી તારાં દર્શન દેવી લેતાં.

હસતો રમતો પ્રેમ પિપાસુ મંદ સમીરણુ લાડે;
પ્રેમ કેલિ કરતો એ તારાં નેત્ર કમલ ઉઘાડે.
દિવ્ય સુશોભિત રમ્ય મંડપે સિંહાસને તું રાજે;
શાન્ત રમ્ય સ્મિતભર મુખમુદ્રા ભવ્ય દિવ્યતા છાજે.
જગત વિશ્વ બ્રહ્માંડ સમસ્તે તારામાં 'તું' રૂપે;
પૂર્ણ અપૂર્ણ એ તારામાં "તું તે છે" એ તદ્રૂપે.

પુષ્પો રૂડાં સ્મિત ભર્યાં ઝઝૂમી રહ્યાં જે,
'આવ્યો' તું 'આવીશ' સદા સૂચના કરે છે.
હર્ષાશ્રુ અભ્ર વરસાવી વધામણી દે,
સન્માનથી સહુ તને પ્રિય એ નિમંત્રે.
છુપા સન્દેશ વાયુ શાન્ત લાવે,
અહા વાયુ છતાં ક્યાંથીજ આવે ?
ઉંચે નીચે અહીં પાછળ ધ્વનિ એ,
"ઉઠો" "આવું હું" "આવું હું" સૂણાવે.

રામને હવે કોઇ ન લખશો. રામની મરજીમાં આવે તો કોઇને એક બે લીટી લખે પણ રામના સરનામાના કાગળો એને નહિ પહોંચે.

દૃષ્ટિને અંતર્મુખ કરો. હૃદયમાંજ ઢૂંઢો. ધ્વનિનો પ્રતિધ્વનિ ત્યાંથીજ મળશે. તમે રામજ છો. બધી દિશાઓમાંથી નિમંત્રણો આવે છે.

પણ ભાઇ, "એ તો મોજનો માલીક." વિચાર તો એવો હતો કે દુનિયાના ફુટબોલને ઉડાડતો ઉડાડતો રામ પારીસને રસ્તેથી કદાચ હિન્દુસ્તાન આવી પહોંચશે પણ એનું શું ઠેકાણું ?

નથી ભૂત કે નથી ભવિષ્ય, નથી ફરજ કે નથી કરજ, ન લેવા કે ન દેવા. ચિત્તની ઉપરામતામાં કોઈ દહાડે આ શરીરનો પરપોટો શું ફુટવાનો નથી ? અહીંઆં તો કોનું હિંદુસ્તાન કે કોનું અમેરિકા ? જેને ગરજ હોય તે આ હસ્તલિખિત કાગળોના ઢગલાને પાછળથી ( રામનું શરીર છુટયા પછી ) છપાવતા ફરે. **છોડ દુનિયા; છોડ દુનિયાનાં કામ અને એની સાથેજ એ દુનિયાના લોકો.**

આ સાથે અંગ્રેજી કવિતાનાં આઠ પૃષ્ઠ મોકલ્યાં છે. "અમેરિકનોને અપીલ" એ ચોપાનિયાની એક નકલ યુનાઇટેડસ્ટેટસના પ્રેસિડેન્ટને રામના તરફથી એની ખાસ મુલાકાતના પ્રસંગે આપવામાં આવી હતી. અત્યારે તો એ બધું કામકાજ સાનફ્રાન્સિસ્કોના સજ્જનોની એક મંડળીના હાથમાં સોંપવામાં આવ્યું છે. સાનફ્રાન્સિસ્કોથી મોકલેલાં ચાર ભાષણો હિન્દુસ્તાનમાં ફરી છપાવવાનાં હતાં. તમે તેની ગમે તેટલી નકલો ત્યાંથી મેળવી શકશો. વધારે ખુલાસાને માટે બાબુ હ....ને લખશો. પંડિત ઉ-અને અન્ય સર્વને ૐ ૐ ૐ.

**પત્ર ૧૦. ૐ.** તા. ૧૫ સપ્ટેમ્બર, ૧૯૦૩.

પ્રિય સુકુમાર એટલે કે મધુર બાળક કમલા,

તમે નિર્મળ, નિર્દોષ અને સાધુઓમાં સાધુ છો. ન દૂષણ, ન તો કલંક, ન સંસારનો પાસ, ન ચિન્તા, ન પાપ. વ્હાલાં તમે તેવાં નથી !

જો તમને હરકત ન હોય તો નીચેના વિચારોને કવિતામાં ગોઠવશો. એવા પ્રયાસથી તમે ઉન્નત ભૂમિકાઓનો આસ્વાદ લેશો. રામે આજ સવારે ફારસી ભાષામાં કવિતા લખી હતી તેનો આ તરજુમો છે. પૉર્ટલૅન્ડ અથવા ડેનવરમાં જાઓ ત્યારે તેને કવિતામાં ગોઠવશો; તમને પોતાને જેમ અનુકૂળ લાગે તેમ વિચારોને સરળ કરવાનો તમને સંપૂર્ણ હક્ક છે.

૧. ઓ સમતાના સમુદ્ર! ઉછળ, ઉછળ અને ઉછાળ તારાં મોજાં; આ પૃથ્વી અને સ્વર્ગોમાં રેલમછેલ કરી દે તેની. ઝંપલાવો, ખેડો અને વિખેરો એ ચિન્તા અને વિચારોના જળપ્રવાહને, અરે! મારે એની સાથે શું લેવા દેવા છે.

૨. આવો, ચાલો આપણે એ રસપાનથી તૃપ્ત થઈએ. અરે ઓ મસ્ત! આપણે એ ભેદભાવનાને જડમૂળ રહિત કરીએ. આ મર્યાદિત અસ્તિત્વની દિવાલોને તોડી પાડીએ અને આખરે એ પ્રકાશમાન આનન્દની પ્રતિષ્ઠા કરીએ.

૩. આવ ઓ દેવી ઉન્માદ! આવ! સત્વરે આવ! વિલંબ ન કર. મારૂં મન હવે આ આ હાડપિંજરથી કંટાળી ગયું છે. એ મનનો તારામાંજ નિપાત થવા દે. એને આ બળતી આગમાંથી બચાવ.

૪. મારા તારામાં આગ મૂકો. આશા નિરાશાને વાયુમાં વહેવરાવો. ભેદ ભાવનાને ભાંગી નાખો. મસ્તક અને ચરણનો તફાવત તોડી દો.

૫. ખાનપાન કે વિરામસ્થાન ન જોઇએ મારે, પ્રેમની અમૂલ્ય ઉત્કટ પિપાસા! તું એકલીજ આવાં હજારો બન્ધનોને તોડી પાડવા સમર્થ છે.

સન્ધ્યાની પશ્ચિમે લાલી પ્રકાશે મોહની ભરી;
શું એ છે સૂર્યની કાન્તિ? ના; તારી કાન્તિ વિસ્તરી.

તમારો પોતાનો આત્મા રામ.
પૉર્ટલૅન્ડ ઓર (અમેરિકા)

## पत्र ११.

મિસિસ ઇ.

જ્યારે લોકો પોતાની દૃષ્ટિ પાર્થિવ વસ્તુપર રાખે છે અને તેમાં વિઘ્નો આવે છે ત્યારે તેજ સમયે તેમને ચિત્તમાં ક્ષોભ અને હૃદયમાં મુંઝવણ થાય છે. એ ક્ષોભ અને વ્યગ્રતાનું કારણ દૃષ્ટિગોચર થતાં આવરણોને બળાત્કારે દૂર કરવાનો પ્રયત્નજ છે એ નિર્વિવાદ છે. જીસસે જ્યારે એમ કહ્યું કે, આવરણોની સામે ન થાઓ; ત્યારે શું એનામાં શાન્તિ નહોતી? આત્માને શાન્ત રાખો, સંપૂર્ણ સુખી રાખો અને તમારી ઇચ્છાઓના પ્રવાહની સામેના વેગમાં જે વિઘ્ન રૂપે જણાય તેને દત્તચિત્તથી વધાવી લ્યો. જ્યારે આપણે આપણા ચિત્તની સમતા ગુમાવતા નથી અને જ્યારે આત્મકેન્દ્રમાં સ્થિર રહીએ છીએ; ત્યારે આભાસમાન થતાં આવરણો અને દૃષ્ટિગોચર થતી ઉપાધિઓ આનંદમાં બદલાઇ જાય છે. એ રામે પોતાના અંગત અનુભવથી જોએલું છે. પેલા એક હિન્દુ વિદ્યાર્થીને દુઃખની અણીને સમયે દશ રૂપિયા કેવી રીતે મોકલાવ્યા હતા તે તમને યાદ નથી? ચીડિયાપણું અને અશાન્તિને લીધે બધાના આશીર્વાદો, ઉન્નત વિચારો અને સુખની ધન્યપળોનું રાજ્યદ્વાર કે જે આપણને વધાવવાને માટે ખુલ્લાં મૂકાયાં હોય છે તેને આપણે પોતેજ બંધ કરીએ છીએ. શરીર અને સાંસારિક જીવનને હથેળીમાં નાચતું રાખી એટલે કે મનને પ્રેમ–કે જેનાથી કોઇ બીજું ઉચ્ચ સત્વ છેજ નહિ–એનાથી તરબતર રાખી મનોબળથી સર્વ આવરણો અને વિઘ્નોને પાર કરો.

તમારા પોતાના પ્રેમાત્મા રૂપે રામસ્વામી.

पत्र १२. પોર્ટલેન્ડ ઓર (અમેરિકા.)

મિસીસ ઇ.

તમે હંમેશ રામના સ્મરણમાંજ છો. ૐ ૐ તમે એટલાં તો સહૃદય, પવિત્ર, ઉદાર, ઉત્સુક, શ્રદ્ધાળુ અને ભલાં છો-શું તમે તેવાં નથી ?

૧. મનમાં એક માણુસની બીજા માણુસ સાથે સરૂપતા કે તુલના કરવી;

૨. મનમાં બીજા કોઇ મનુષ્યની પોતાની સાથે તુલના કરવી;

૩. ભૂતકાળને ભવિષ્ય સાથે સરખાવવો અને પહેલાની ભૂલોનો વારંવાર વિચાર કર્યા કરવો;

૪. ભવિષ્યને માટે કલ્પનાઓ કરવી-અને કોઇ પણ વસ્તુને માટે ડર્યા કરવું;

૫. અદ્વિતીય પરમ સત્તાપર આધાર ન રાખતાં કોઇ અન્ય પદાર્થમાં આશ્રય શોધવા ચિત્ત લગાડવું;

૬. બહારના પ્રસંગોની અધીનતા અને સર્વત્ર સામ્રાજ્ય ભોગવતી આંતર શાન્તિમાં સર્વથા અવિશ્વાસ;

૭. કોઇના શબ્દો કે બહારનાં આચરણોપરથી ઉતાવળે અભિપ્રાય બાંધવો અને આધ્યાત્મિક નિયમપર વિશ્વાસથી અસંતુષ્ટ રહેવું;

૮. લોકોની સાથે વાતચીતમાં બહુજ આડે ઉતરી જવું;

આ આઠ કારણોથીજ લોકોના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થાય છે; તેથી ઉપાધિના આ અષ્ટકનો ત્યાગ કરો. ૐ

તમારા પોતાના ઉદાર આત્મારૂપે સ્વામી રામ.

पत्र १३. ૧૯૦૩.

સ્વામીશ્રી શિ................

નારાયણ !

દાક્તરો કહે છે કે, જ્યાંસુધી આપણને ભૂખ ન લાગે ત્યાં સુધી ખોરાક ગમે તેવો સ્વાદિષ્ટ અને પચનમાં હલકો હોય અથવા સંબંધીઓ અને સ્નેહીઓનો ગમે તેટલો આગ્રહ હોય છતાં નજ ખાવો જોઇએ. આપે જે લખ્યું છે તે બધું સાચું છે. જો હું હમણાંજ નીકળી આવું તો આપના અને કીશનગઢ રાજ્યના મુખ્ય દિવાન સાહેબના સમાગમનો લાભ લેવાનો બહુ ઉત્તમ પ્રસંગ છે; પણ મારો અંતર્યામી એમ આદેશ કરે છે કે જ્યારે હું પોતે પૂર્ણ રીતે તૈયાર થઇશ ત્યારે એથીએ વધારે ઉત્તમ પ્રસંગો મારી સન્મુખ હાજર થશે. મારા પહેલાંના પરાજયથી-જો આપણે તેને પરાજય કહીએ તો-મારી જરાએ હિંમત તૂટી નથી; મને સંપૂર્ણ આશા છે કે મારી ભવિષ્યની કારકીર્દિમાં પૂર્ણ વિજય મળશે. આપણે કીશનગઢમાં સહવાસ રાખીને જે કાર્યની યોજના કરી હોય એવા પ્રકારના કાર્યમાંજ હું અહીં પ્રવૃત્ત છું. અલબત્ત આપણે હમેશાં જે અનુકૂળ તકો મળે છે તેનો લાભ લેવાને સાવધાન રહેવું જોઇએ; પણ સાથે સાથે આપણે તેને માટે અધીરા પણ ન રહેવું જોઇએ. જે આવશ્યક હોય છે તેજ કાર્ય છે. **આપણા સ્વદેશજનોમાં અદ્ભુત શક્તિ અને સત્તા ઉદ્ભૂત કરવા માટે પ્રથમ તો મારે પોતાનેજ એ અદ્ભુત શક્તિ સંગ્રહિત કરી રાખવી જોઇએ.** સમય આવવા દો; આપ અવશ્યમેવ મારી સાથેજ હશો.

મારે જો નજીવા કામકાજ માટે બહુ નકામી ધાંધલ મચાવ્યા સિવાય માતૃભૂમિની કાંઇ પણ સાચી સ્થાયી સેવા કરવી હોય અને મારે દેશને વાસ્તવિક ઉપયોગી થવું હોય

તો મને લાગે છે કે મારે એ મહાન કાર્ય બજાવવાને માટે સંપૂર્ણ શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ.

હાલમાં અહીં હું શાસ્ત્રોનો અને પશ્ચિમનાં ઉત્તમોત્તમ પુસ્તકોનો અભ્યાસ કરૂં છું; તેમજ મારા પોતાનાં સ્વતંત્ર અન્વેષણ પણ કરતોજ રહું છું. મારે પોતાની જિંદગી એજ કાર્યમાં પૂરી કરવાની નથી. આવા અવિરત પરિશ્રમથી હું જે પ્રાપ્ત કરૂં છું તેને આ માનવમંડળના અંતરોમાં ઉતારવાને–એ જ્ઞાનને આચાર અને અનુભવમાં મુકાવવાનો ઉપદેશ આપવા ઉતરી પડીશ. દેશમાં હું જો મહાન પ્રયાસ કરૂં તો મને શ્રદ્ધા છે કે હું તેમાં વિજયીજ નીવડીશ; પણ જે સત્યનો મેં સાક્ષાત્કાર કર્યો છે તેનો ઉપદેશ જો હું અંગત કીર્ત્તિ કે અપકીર્ત્તિના મોહનો, કોઇ એવાજ અન્ય લાભ કે હાનિનો, ધમકી કે મહાન ભયનો, અરે મૃત્યુનો પણ ડર રાખ્યા સિવાયજ આપીશ.

સત્યમાં જો કાંઇ શક્તિ છે–જો કે એ તો અનંત શક્તિરૂપજ છે તો રાજાઓ, સાધુઓ તેમજ ઉચ્ચ અને સાધારણ વર્ગ એ સર્વેને રામતીર્થ સ્વામીએ સ્થાપિત કરેલ સત્યના ધોરણને અનુસરવું પડશે અને તેને નમન કરવુંજ પડશે. હું આ કામને માટે લાયક છું અને જો હું ઉતાવળ અને અધીરાઇથી એને બદલે કોઈ નાનું કામ ઉપાડી લઉં, તો મારી શક્તિઓ છિન્ન ભિન્ન થઇ જાય. મારે ઉપદેશજ કરવો છે, નહિ તો શામાટે હું બાલ્યાવસ્થામાંથીજ એ ઇચ્છાને પોષણ આપ્યા કરૂં? મારે વ્યાખ્યાતાજ બનવું છે, નહિ તો શામાટે હું મારાં માતા, પિતા, પત્ની, સંતતિ, સાંસારિક સ્થિતિ અને આશાજનક ભવિષ્યનો ત્યાગ કરૂં? એ દૈવી જ્વાલાથી જ્વલન્ત થઇને પૂર્ણ હિંમતથી અને નીડરપણે–વિરોધ અને મૃત્યુના પંજાની સામે પણ મારે એજ સત્યનો ઉપદેશ કરવો છે કે જેનો હું અહીં સાક્ષાત્કાર કરૂં છું.

ભવિષ્યના ઉપયોગને માટે સાથે દ્રવ્ય રાખવાની ભલામણ માટે હું આપનો ઉપકાર માનું છું.

નિયમિત વ્યાયામ લેવાય છે. સ્વાસ્થ્ય સારૂં છે. વાયુ બહુ ઉત્તમ છે. આપને અને બાબુ સાહેબને–શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

રામતીર્થ સ્વામી.

**પત્ર ૧૪.** શાસ્ટા સ્પ્રિંગ્ઝ, કેલીફૉર્નિયા. તા. ૮ ઑક્ટોબર, ૧૯૦૩.

અતિ ધન્ય દિવ્ય માતા!

તમારી દરેક હીલચાલને રામ સંપૂર્ણ અનુમોદન આપે છે. આડું અવળું સમજે તેવો રામ સ્વાર્થી નથી. તેમજ જે વ્યક્તિ એક વાર ભારતવર્ષ, સત્ય, અને દુઃખી થતી માનવ પ્રજાને માટે રામરૂપ બનેલ છે, તેને ભૂલી જાય એવું રામમાં કશુંએ નથી. “આવરણો સામે ન થાઓ” એનો અર્થ એવો નથી થતો કે અશક્ત અને નિરાશાવાદી બનો, જરાએ નહિ. શારીરિક કાર્યપ્રકૃતિ સાથે એ કહેવતનો જરાએ સંબંધ નથી. એ આજ્ઞા તો કેવળ મનને માટેજ છે. માનસિક શાન્તિને માટે એની સાધના આવશ્યક છે. માનસિક પ્રતિરોધ હમેશાં કુસંપ, ચીડિઆપણું અને કંટાળોજ ઉત્પન્ન કરે છે. મુંઝવણ પેદા ન થાય અને સમતા ન સચવાય તેટલા માટે દશ્યમાન થતાં આવરણોને પ્રેમ (સ્વાર્પણ) કે જેનાથી કોઈ બલિષ્ટ સત્તા છેજ નહિ તેનાવડે જીતી લો.

આવરણોને અટકાવો નહિ અને પ્રત્યેક પ્રસંગમાં સંન્યાસીને આનંદભર્યા ચહેરાથી વધાવી લો. મહાત્માઓ પોતાના ચિત્તનો સમભાવ ગુમાવતા નથી. આપણી શાન્તિને ટકાવી રાખવાથી આપણે હમેશાં આપણા ખાડાખડિયાવાળા માર્ગને સીધો અને સરળ બનાવી શકીએ છીએ. તમે નિરાધાર છો એવા વિચારને કદી પણ મનમાં દાખલ થવા દેશો નહિ.

રામને હમણાજ એક વિચાર આવ્યો કે તમારે હિંદુસ્તાનમાં પહોંચીને તરતજ બનતી ત્વરાએ પૂરણ કે જે ઘણું કરીને પંજાબમાંજ હશે તેની ખબર કહાડવી. એ પેલા "ગર્જતું પ્રભાત" ( Thundering down ) પત્રનો તંત્રી છે; તેને માટે કંઇ ભલામણ પત્રોની જરૂર નથી. તમે ટીકીટ મેળવ્યા પછી તરતજ રામને લખશો એવી આશા રાખતો તમારા પોતાના નિર્મળ વીરાત્મારૂપે રામ સ્વામી.

( એ માતાને આ પત્ર જ્યારે તેઓ ભારતવર્ષમાં આવવાની તૈયારી કરતાં હતાં અને તેમના અહીં આવવામાં કેટલાએક લોકો વિઘ્ન નાંખતા હતા તે સમયે તેમના ચિંતાગ્રસ્ત મનને શાન્ત કરવાને માટે લખાયો હતો.

**પત્ર ૧૫. ૐ.** શાસ્ટા સ્પ્રિંગ્ઝ કેલીફૉર્નિઆ. તા. ૧૦ ઑકટોબર, ૧૯૦૩.

પ્રિય માતા,

કાગળ અને કવરો સાથેનો તમારો પત્ર મળ્યો. મેં તેને કાગળ કવરોની એક પેટી મોકલી. તમે જ્યારે તે માયાળુ ભુમિ ( ભારતવર્ષ ) પર પગ દેશો ત્યારે એ તમને હૃદય પૂર્વક વધાવી લેશે. રામ ત્યાં લખી ચૂકયો છે. તમે ત્યાં પહોંચશો તે પહેલાં તો તમારૂં નામ ત્યાં પહોંચી ચૂકયું હશે. તમારે જ્યાં જ્યાં વચમાં ઉતરવું હોય ત્યાં ત્યાં લોકો તમારો સત્કાર કરશે. ( એક પ્રશ્નના જવાબમાં રામ લખે છે. ) જ્યારે આપણે અસ્થિરતા, હલકાપણું અને મજાકને અધીન થઇ જઇએ છીએ ત્યારે કુદરતના અદ્દશ્ય કાનુનનો પ્રતિધ્વનિ કે જે આપણને નીચે ઉતારી પાડે છે તેનાથી ઘણું સહન કરવું પડે છે. પ્રજ્ઞ પુરુષ હંમેશાં પોતાના હૃદયને કેન્દ્રસ્થિત રાખે છે અને એ એક પરમ સત્તામાંજ નિષ્ઠાવાન રહે છે. જગતના પદાર્થો તરફ તો તે નિઃસ્વાર્થી, શાન્ત, નિઃસ્પૃહ અને ઉદાર રાજાધિરાજ સંન્યાસીના સ્વાત્મનિષ્ઠ સ્વાભાવથીજ જુએ છે.

પ્રત્યેક કર્મમાં આ ઉદાર ભાવનાજ સાચવી રાખવી જોઇએ. પ્રારબ્ધાધીન સુખ દુઃખને પણ મુક્તાત્મા હમેશાં પોતાની આત્મનિષ્ઠામાં સ્થિર રહીને નિરાસક્ત, અક્ષુબ્ધ અને આનંદિત સ્વરૂપથી ભોગવે છે. "હું એકજ છું एक मेवाद्वितीयम् । સૂર્ય મારૂં સુખ છે." ચિદાત્મા સૂર્યની સંજ્ઞાપર નિરન્તર મનન કરવાથી અને જીવના નિત્યકર્મમાં પ્રતિક્ષણે તેનો અનુભવ કરવાથી તમારો જીવાત્મા પ્રેમ, પ્રકાશ અને પ્રાણથી ઉચ્ચતમ શિવરૂપ બનશે. તમે સ્ટીમરમાં બેસો તે પહેલાં રામને જરૂર લખજો. જાપાન અને હોંગકૉંગ પહોંચો ત્યારે પણ રામને જરૂર લખજો. રામ તમારે માટે ભારતવર્ષમાં તેનાથી બને તેટલી સેવા કરવાને માટે બહુ ખુશી થશે. તમારા ઉદાર સુન્દર આત્મારૂપે રામ.

**પત્ર ૧૬. ૐ.** શાસ્ટા સ્પ્રિંગ્ઝ કેલીફૉર્નિઆ. તા. ૧૬ ઑકટોબર, ૧૯૦૩.

અતિ ધન્ય ઉદાર સૂર્યાનન્દ,*

તમારા બન્ને પત્રો આજે બપોરે રામને એક સાથેજ મળ્યા. અહીં સર્વ કામ સંતોષકારક અને વ્યવસ્થાપૂર્વક થાય છે. તમે જ્યારે બહુ લાંબી મુસાફરીપર જવાનાં છો ત્યારે તમારા માનવપ્રકૃતિના જ્ઞાનમાં થોડો વધારો કરવાથી અને તમારા આત્માને સંપૂર્ણ શાન્ત, ગંભીર અને સર્વદા કેન્દ્રસ્થિત રાખવાની અગત્યની છાપ તમારા મનપર ચિરસ્મણીય પાડવાથી બહુ ફાયદો થશે. **પ્રતીત થતા વિલંબ અને વિરોધ તો તમારી આન્તરશક્તિ અને પવિત્રતાને વધારવાને માટેજ નિર્માયેલા હોય છે.** વિજ્ઞાન

---

* એ સન્નારીને "સૂર્યાનન્દ" એવું સંન્યાસીનું નામાભિધાન આપ્યું હતું.

શાસ્ત્રીઓએ નિર્વિવાદ રીતે સિદ્ધ કર્યું છે કે **સ્પર્ધા અને વિરોધ વિના વિકાસ કે પ્રગતિ થવી અસંભવિત છે.**

તમને પેલી રોબર્ટબ્રુસ અને કરોળીઆની વાતો યાદ છે કે? શું સેંકડો, અરે! હજારો નિષ્ફળ ગયેલા પ્રયત્નો પછીજ પ્રત્યેક મહાન શોધ બહાર નથી પડી? હંમેશાં પ્રાતઃકાલે તમે તમને આપેલા મંત્રનો નિયમિત અર્ધો કલાક જપ કર્યા કરશો. જ્યારે એનો જપ કરતાં હો ત્યારે તેના રહસ્યનું તમારી નામસંજ્ઞાના ભાવાર્થમાં સુદૃઢ રૂપાંતર કર્યા કરશો. આ પ્રકારનો સદભ્યાસજ તમને એક સાચાં સંન્યાસી બનાવશે. તમારા ભાડાને માટે શું ગોઠવણ થઇ તે કૃપા કરીને જલદી લખજો.

પૂર્ણપ્રેમ અને સહૃદય સદ્‌ભાવ સાથે તમારો સ્વાત્મા, **રામસ્વામી.**

**पत्र १७. ॐ.** શાસ્ટા સ્પ્રિંગ્ઝ કેલીફૉર્નિયા, તા. ૨૧ ઑક્ટોબર, ૧૯૦૩.

અતિ ધન્ય દેવી **સૂર્યાનન્દ,**

તમારો ગઇ કાલનો પત્ર હમણાંજ મળ્યો. અહા! **ભારતવર્ષને માટે ઉપડયાં,** એ કેવા સુખી સમાચાર! હૉન્ગકૉંગમાં જો તમે ઉતરીને **વા**–ને મળશો તો ત્યાંના એ હિન્દી વેપારીઓ **રામના** અને તમારા ધર્મકાર્યના શુભ સમાચાર સાંભળીને બહુ ખુશી થશે.

જે જે સજ્જનો ઉપર તમને કાગળો આપ્યા છે તેઓ તમને દરેક સ્થળ સંબંધી સંપૂર્ણ માહિતી આપશે. તમારે તો ઉપડવાનીજ જરૂર છે. ત્યારપછી બધુંએ કામ સરળતાથી થયા કરશે; પણ એક વાત ખૂબ ધ્યાનમાં રાખજો. તમને કોઇ પણ અન્ય મતના લોકોની સાથે મળવાનો પ્રસંગ આવે તો **વિરુદ્ધ મતવાદીઓની ટીકા તરફ જરાએ લક્ષ ન આપશો.** જ્યાં જ્યાં ભક્તિની ભાવના, દૈવી પ્રેમ, દયા અથવા આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત થાય ત્યાં ત્યાંથી તેનો સ્વીકાર કરજો, અનુભવ કરજો, તેનો આસ્વાદ લેજો; પણ **કોઈની ઈર્ષ્યાને ગ્રહણ કરવાનો પ્રસંગ કદીએ પ્રાપ્ત થવા દેશો નહિ.** તેઓની ખામીઓ અથવા નબળાઇ તરફ ન જોશો.

કલકત્તામાં શેઠ **સી**–ને મળવાનું ભૂલશો નહિ. ત્યાંજ "ડૉન" (Down) પત્રના વિદ્વાન, ઉત્સાહી, પવિત્ર, નિરાભિમાની, ભક્ત અને ધર્મશીલ વેદાન્તી તંત્રીને મળવાનું ભૂલશો નહિ. એઓ એક કેળવણીખાતું અને બોર્ડિંગસ્કૂલ બહુ સારી રીતે ચલાવે છે. કલકત્તામાં તમને સંકીર્તન અને રાસલીલા જોવાનો પણ પ્રસંગ પ્રાપ્ત થશે.

માતા **ભરતભૂમિ,** જેવી રીતે એક વત્સલ માતા ઘણા લાંબા વર્ષના વિયોગ પછી મળતા પોતાના પુત્રને વધાવી લે છે, તેમ તમને વધાવી લેશે. હાલને માટે તો હવે પ્રણામ. **રામ** હમેશાં તમારી સાથેજ છે.

**पत्र १८. ॐ.** ચિકાગો, તા. ૧૫ ફેબ્રુઆરી, ૧૯૦૪.

અતિ ધન્ય આત્મન્!

**તમારા અનેક કાગળો, તાર અને બધુંએ રામને બરોબર પહોંચ્યું છે. જ્યાં એકજ સત્તા કામ કરી રહી છે; ત્યાં કોણ કોનો આભાર માનશે? રામ આનન્દથી ઉન્મત્ત બન્યો છે. અરે! રામ પોતેજ સંપૂર્ણ આનંદ છે. સર્વદા રામ સંપૂર્ણ શાન્તિ છે. રામમાંથીજ કાર્યનો પ્રવાહ વહે છે. રામ કોઇ જાતનું કાર્ય કરતો નથી. તમે ખુશબોદાર ગુલાબ બનો એટલે મધુર સુગન્ધ પોતાની મેળેજ તમારામાંથી–મારામાંથી ચારે તરફ છુટવા માંડશે.**

તમે તમારા અંતઃકરણથી પોતાને હિન્દુ માનો છો? એમની ભૂલો અને વ્હેમોને પણ તમે તમારાં પોતાનાં સમજો છો! તમારાં પોતાનાંજ તેઓ ભાઈબ્હેન હોય એમ તેનાપર વિશ્વાસ રાખો છો? તમે તમારો અમેરિકાનો જન્મ ભૂલી જઈને હિન્દુ છો એમ સમજો છો? એવી રીતે કે રામ પોતાને હંમેશાં ધર્મચુસ્ત ક્રિશ્ચિયન સમજે છે તેમ તમે પોતાને હિન્દુ માનો છો? એમ હશે તો તમારામાંથી અદ્ભુત કાર્ય સ્વાભાવિક રીતેજ નીકળી આવશે.

તમે કોણ છો? **પતિતોનો ઉદ્ધાર કરવા માટે નીકળી પડનાર તમે કોણ છો? તમે તમારો પોતાનોજ ઉદ્ધાર કર્યો છે?** તમે જાણો છો કે **"જે પોતાની જિંદગી ગુમાવે છે તેજ તેને બચાવે છે."** ત્યારે તમે પણ શું એક પતિત છો? તમે શું એક પતિત થઈ શકશો? ત્યારે તો ઉઠો, જાગ્રત થાઓ અને ઉદ્ધારક બનો. **પાપી બનીને પાપીની સાથે તમારી એકતા અનુભવો અને ત્યારેજ તમે તેનો ઉદ્ધાર કરી શકશો.** સર્વત્ર વિજય પ્રાપ્ત કરવાનો, પ્રેમ પ્રેમ અને પ્રેમ સિવાય અન્ય કોઈ માર્ગજ નથી.

ૐ. ૐ. તમારા નિજાત્મારૂપે સ્વામી રામ.

**પત્ર ૧૯. ૐ.** મિનિએપોલીસ, અમેરિકા, તા. ૩ એપ્રિલ, ૧૯૦૪.

અતિ ધન્ય આત્મન્!

તમે ક્યાં છો? મથુરાંથી બેસતા વર્ષનો કાગળ આવ્યો. ત્યાર પછી વ્હાલાં ઉદાર માતાના તરફથી કોઈ પણ પત્ર નહોતો મળ્યો. અંતરથી પ્રવાહ છુટે છે કે શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ; સ્વર્ગનું સામ્રાજ્ય કેવળ અંતરમાંજ છે. પુસ્તકોમાં, મંદિરોમાં, મસજીદોમાં, આપ્ત-દ્રષ્ટાઓ અને ઋષિઓમાં સુખની શોધ કરવી વૃથા છે. દરમ્યાન તમારા અનુભવપરથી પણ તમને એમ સમજાયું હશે. જો એકવાર આ સદ્બોધ પ્રાપ્ત થાય તો પછી ગમે તેટલી કિંમત આપીને અને ગમે તેટલું નુકસાન વેઠીને એ પ્રાપ્ત થયો હોય એની જરાએ ફિકર નહિ.

એકાન્તમાં બેસીને શોક અથવા મોહને સચ્ચિદાનંદ સ્વરૂપમાં બદલી નાખો. "ગર્જતું પ્રભાત" (Thundering Dawn) જેવાં ઉત્સાહી પુસ્તકોમાંથી ઘણી પ્રેરણાઓ મળશે. ૐનું મનન કરજો અને આશાવાદી, ભિક્ષુક ન થતાં માનવજાતિને શાન્તિનાં દાતાજ થજો. પ્રિયમૂર્તિ! શાસ્ટાસ્પ્રિંગ્ઝપર ક્રિકની પાસે રામની સાથે તમારે છેવટની વાતચીત થઈ હતી તે યાદ છે? એ ઉપદેશ એક ભિક્ષુક તરીકે નહિ પણ પ્રકાશ અને પ્રેમના સતત્ સ્વામી તરીકે અપાયો હતો. જ્યારે આપણે એવી ભિક્ષાવૃત્તિમાં હોઈએ છીએ ત્યારે હૃદયના પ્રવાહમાં તુટી પડીએ છીએ. રામના "અમેરિકનોને અપીલ" એ વ્યાખ્યાનમાંથી હિન્દુસ્તાનની વસ્તુસ્થિતિનું તમને પૂરેપૂરૂં દિગ્દર્શન થયું હશે. ઈચ્છા થાય તો એ વ્યાખ્યાનને ફરી એકવાર વાંચી જજો. તમારા પ્રેમધર્મના કાર્યમાંથી ઉતાવળીઆં અને ઉપરચોટીઆં પરિણામો લાવવાને માટે અધીરાં ન થશો. જીસસ ક્રાઈસ્ટનો આત્મા કહે છે કે સેવા કરવામાંજ સંતોષ માનો. સેવાધર્મ કરતાં આપણને બીજું કશુંએ પારિતોષિક; આશીર્વાદ કે વિનિમય-બદલો મળેજ નહિ. લખનૌમાં 'એડવોકેટ'ના અધિપતિ બાબુ ગંગાપ્રસાદ વર્માને ન મળ્યાં હો તો તમે મળજો. ભારતવર્ષના ગરીબ હિન્દુઓના દુઃખમાં ભાગ લેવામાં વધારે આનન્દ આવે છે કે અમેરિકાની આરામની જીંદગીનાં સુખો સારાં લાગે છે? બસ એટલુંજ. હું હિન્દુસ્તાનમાં ફરી આવવાની ઈચ્છા રાખું છું. ૐ. ૐ. ૐ.

રામ એક મહીનો પોર્ટલૅન્ડ ઑરેગન, એક મહીનો ડેનવરમાં, બે અઠવાડિયાં ચિકાગોમાં, અને બે અઠવાડિયાં મિનિએપોલિસમાં રહ્યો હતો. એ બધે ઠેકાણે વેદાન્તસભાઓની સ્થા-

પના થઈ છે. જૂદી જૂદી યુનિવર્સિટિના ગરીબ હિન્દુ વિદ્યાર્થીઓને માટે મફત સ્કૉલરશિપની યોજનાઓ કરી છે. અહીંથી રામ બફેલો જશે. ત્યાંથી બોસ્ટન, ન્યૂયૉર્ક, ફિલાડેલ્ફિયા અને વૉશિંગ્ટન. જુનની ૨૯, ૩૦ અને ૩૧મી તારીખે રામ સેંટલુઈસની "વર્લ્ડઝ યુનિટિ લીગ"ની સભાઓમાં હાજરી આપવાનો છે. જુલાઈ મહીનામાં રામ લેઇક (સરોવર) જીનીવા જશે. ત્યાર પછી રામ લન્ડન-ઇન્ગ્લૅંડ જશે. વ્હાલાં માતા! નિરાશ ન થશો. **વસ્તુઓની હંમેશાં ઉજળી બાજુ તરફ દૃષ્ટિ રાખજો. ગુલાબનું ફૂલ કાંટા વગરનું હોતુંજ નથી. આ જગતમાં અસત્ મિશ્રિતજ સત્ માલૂમ પડે છે. સંપૂર્ણ સત્ તો કેવલ પરમાત્માજ.** હિન્દુસ્તાનમાં વેદાન્તનો-સત્યનો જો આચાર વ્યવહાર થતો હોત તો "**અમેરિકનોને અપીલ**" કરવાની જરૂરજ ન હતી. જ્યારે તમે સમષ્ટિના સૌન્દર્યની તદ્રૂપતા પામશો ત્યારેજ પ્રત્યેક સ્થળના પ્રત્યેક પરમાણુઓમાં તમને ભવ્યદર્શન થશે. નિરન્તરને માટે આત્મસુખ અને અન્તરનો આનંદ પાઠવતો તમારા નિજાત્મારૂપે **સ્વામી રામ.**

**पत्र २०.** ॐ. વિલિયમ્સ બે, લેઈકજિનિવા, તા. ૮ જુલાઇ, ૧૯૦૪.

અતિ ધન્ય દિવ્ય આત્મન્!

તમારા પત્રો **રામ**ને મળ્યા, ઉપકાર થયો. **રામ** વસ્તુસ્થિતિને બહુ સારી રીતે સમજે છે. શાન્તિ, આનન્દ અને વિજય હમેશાં તમને પ્રાપ્ત થાઓ. **સ્વાર્થ અને વાસનાની જાળને ત્યાગ કરનાર પવિત્ર આત્માને માટે કોઈ પણ જાતનાં ચિન્તા, ભય કે વિઘ્ન છેજ નહિ.** હું મારી જાતને સમસ્ત વિશ્વરૂપે વિસ્તૃત કરૂં છું; અને મુક્તપણે વિચરૂં છું. ક્ષુદ્ર અહંભાવ એજ હૃદયમાં ઝેરી સર્પ છે. એને દૂર ફેંકી દેશો એટલે સમસ્ત જગત તમારા ચરણમાં પડશે. (મિનિયેપોલિસથી પાછા ફર્યા પછી **રામે** "પ્રેકટીકલ વિઝડમ" નામનો એક મોટો લેખ તમને છપાવવા માટે મોકલ્યો હતો. "વર્લ્ડઝ યુનિટિલીગ" ની પહેલી સભા રામના પ્રમુખસ્થાને ભરાઈ હતી. "યુનિટિલીગ" નાં ભાષણ ઉપરાંત "થિયોસોફિકલ સોસાયટી" અને "ચર્ચ ઑફ પ્રેકટીકલ ક્રિશ્ચિયાનિટિ સેંટ લ્યૂઈસ" અને બીજી ઘણી જગ્યાઓએ ઉપદેશ અપાયા હતા. થોડા દહાડામાં રામ **ચિકાગો** જશે. ત્યાંથી **બફેલો**, લિલિ ડેલ અને **ગ્રીનેકર મેન**, અને પછી સપ્ટેમ્બર કે તે પહેલાં **અમેરિકા**થી ઉપડશે.

તમો સર્વને પ્રેમ, આશીર્વાદ અને શાન્તિ અર્પતો- તમારા નિજાત્મારૂપે **સ્વામી રામ.**

**पत्र २१.** ॐ ॐ ॐ. જેક્સન વિલે, ફ્લોરિડા, તા. ૧ ઑક્ટોબર ૧૯૦૪.

અતિ ધન્ય પ્રિય દિવ્યતા,

રામે ઘણા લાંબા સમયથી તમને કાંઈ નથી લખ્યું; તેનાં કારણ નીચે પ્રમાણે છે.

(૧) રામ બહુ વ્યવસાયમાં રહે છે.

(૨) વર્તમાનપત્રો સિવાય હિંદુસ્તાનમાં બીજા કોઇને એક પણ પત્ર લખ્યો નથી.

(૩) એમ ખબર મળ્યા હતા કે તમે બહુ સારી પેઠે છો; તેથી **રામ**ને કાંઈ લખવાની આવશ્યકતા નહોતી જણાઈ.

(૪) **મિનિયેપોલિસ** છોડયા પછી **રામ**ને તમારો કોઈ પણ પત્ર નથી મળ્યો.

નિરન્તર તમને શાંતિ, આશીર્વાદ અને આનન્દ રહો.

તમારા અંતર્યામીના આદેશને અનુસરવાથી બીજા કોઇના આદેશનો ભંગ નહિ થાય. આપણે કોઇના દેવાદાર નથી. આપણું કામ તે પ્રભુપ્રીતિનું હોવું જોઇએ. નિરન્તર સુખી

અને સહૃદય રહેવું એજ આપણો મુદ્રાલેખ હોવો જોઇએ.

સૌને પોતપોતાનો સ્વતંત્ર અનુભવ લેવા દેવો જોઇએ. એ બધાંને તેમના માર્ગે આગળ વધવામાં સાહાય્ય આપવાનોજ માત્ર આપણને હક્ક છે; પણ એ પ્રગતિ વાસ્તવિક ઉન્નતિનીજ હોવી જોઇએ, માત્ર નામની નહિ. જ્યારે આપણે કોઇ પુરુષને તેની અધોગતિમાં સાહાય્ય આપીએ છીએ, ત્યારે આપણે પણ તેની સાથેજ અધોગત થઇએ છીએ.

પરમ દિવસે રામ ન્યૂયૉર્ક જશે. ઘણું કરીને આઠમી ઑકટોબરે સ્ટીમર "પ્રિન્સેસ ઇરીન" મારફતે જિબ્રાલટરને માટે ઉપડશે. હિંદુસ્તાન આવતાં ઘણો વખત લાગી જશે; કારણ કે રસ્તામાં ઘણે સ્થળે ઉતરવાનું થશે.

સ્મરણપટમાં કોતરી રાખી, વ્યવહારમાં મૂકવાનો મુદ્રાલેખઃ-તમારા મિત્રનું તમને કાંઇ અનુચિત ભાસે, તો એ તરતજ ભૂલી જાઓ. તમને કોઇ પુરુષનું કાંઇ પણ અદ્‌ભુત લાગે તો તે તરતજ તેને કહો એવા વર્તન વાળો મનુષ્યજ સર્વનાં હૃદયોમાં નિવાસ કરે છે અને અદ્‌ભુત કિમીયાની પેઠે તેની મુખમુદ્રા સર્વમાં સદ્‌ગુણ અને યોગ્યતા સ્થાપે છે.

અહંકારનો ત્યાગ કરીને, સ્વાર્થને દૂર ફેંકીને, દૈવીપ્રકાશમાં પરમાત્માના વિજયશ્રીરૂપે વિરાજતાં, મુક્તપ્રેમનો પ્રકાશ અને પ્રાણ પાથરતાં, અને પારિતોષિકની-ફળની ઇચ્છા વિના સેવા અર્પતાં, નિરંતરના નિર્ભય સંન્યાસીનું સૂર્યના જેવું જીવન એજ મુક્તિ અને ઉદ્ધાર છે.

સ્વર્ગના ભોગ ભોગવું છું; સ્વર્ગના આસવોનું રસપાન કરૂં છું; પરમાત્મા અંતર બહાર વિરાજમાન છે! અનન્ત સત્ એ નિરંતર મારૂંજ છે. તમારો નિજાત્મા સ્વામી રામ.

**પત્ર ૨૨.**

અતિ ધન્ય પ્રિય માતા!

રામ પાંચ દિવસથી મુંબઇ આવ્યો છે, અને થોડા દહાડામાં મથુરા જશે. ભાષણો અને મુલાકાતોને લીધે રામને જરાએ અવકાશ નથી મળ્યો. હંમેશાંની પેઠે રામ અત્યંત સુખી છે. તમે હજુ પણ હિન્દુસ્તાનમાંજ છો એ સાંભળીને રામ બહુ ખુશી થાય છે. તમને સંપૂર્ણ સ્વાસ્થ્ય, આનંદી સ્વભાવ, નિરામય હૃદય, સુખી મન અને મથુરામાં મળવાની આશા ધરાવતો-

તમારો આત્મા સ્વામી રામતીર્થ.

**પત્ર ૨૩.** પુષ્કર, જિલ્લો અજમેર, ફેબ્રુઆરી, ૧૯૦૫.

આનંદ! આનંદ!! આનંદ!!!
શાન્તિ! આશીર્વાદ!! પ્રેમ!!!

અતિ પ્રિય ધન્ય આત્મન્!

એક શાંત, નિર્મળ, ઘેરા સરોવરના તટે રામ રહે છે. સુંદર નીલવર્ણી શાલ ઓઢેલી, સમાકાર લાંબી ટેકરી એક બાજુ સૂતેલી છે. અહીં કેરીઓ બહુ થાય છે. જ્યાં રામ રહે છે ત્યાં બે નાનાં પુષ્પોદ્યાન છે. ભવ્ય મયૂરની દોડાદોડમાંથી તેના સુંદર કંઠના ધ્વનિ ગાજે છે. સુંદર બતકો સરોવરમાં નાચે, કૂદે ને ડુબકી મારે છે. નારાયણ સ્વામી (જે સુંદર નવયુવાન પુરુષ માટે તમને કદાચિત કહ્યું હશે તે) અહીં લખવા કરવામાં સાહાય્ય કરે છે. આ સરોવર અતિ રમણીય છે. વૃક્ષાચ્છાદિત ગિરિશૃંગો એ તેની ભૃકુટિ છે; એ એવા પ્રકારનું દર્પણ છે કે જેને કોઇ પણ પત્થર તોડી શકે નહિ, જેનો પાસ કદી ધોવાયજ નહિ, જેમાં હરકોઈ જાતની અપવિત્રતા સૂર્યના પ્રકાશથી સાફજ-ધોવાઈ જાય છે અને તદ્દન તળીએજ બેસી જાય છે.

રામે જોયેલાં બધાં સરોવરમાં આ સરોવર અદ્દભુત લીલાવાળું છે. એ પોતાની નિર્મળતા બહુ સારી રીતે છિપાવે છે. અનેક લહરિઓ છતાં પણ એક પણ કરચલી તેની સપાટી પર જોવામાં આવતી નથી. તે નિરંતર યૌવનાવસ્થામાંજ રહે છે.

એના જેવાંજ આપણાં હૃદય હોવાં જોઇએ.

ૐ ૐ ૐ

ઉનાળામાં રામ શીતળ હિમાલયમાં જશે.

સંધ્યાની પશ્ચિમે લાલી, પ્રકાશે મોહનીભરી;
શું એ સૂર્યની કાન્તિ? ના, તારી કાન્તિ વિસ્તરી.

અહીંઆ:—

લીલાં રાતાં, નવ નવીન કૈં પક્ષી ઝૂકી હીંચે છે;
સ્વપ્ને સૂતાં, શ્રમિત થયલાં શ્રાન્ત થાકી પડે છે.
વૃક્ષે વૃક્ષે, ઉછળી પડતાં મેઘ રંગો રૂપે એ;
ઉંચે ઉંચે, ગગનપટમાં, ગીત ગાતાં ફરે છે.
ગાન ઉન્માદનાં ગાતાં, મીઠા નિર્ઝર નાદ શાં;
રસ હેલિ મહીં જાગ્યો, એકલાં ધન્ય પંખીડાં.

"ગર્જતું પ્રભાત" ( Thundering Dawn ) પાછું ફરી નીકળવા માંડયું છે. ચાર નવા અંકો નીકળી ચૂકયા છે. જાન્યુઆરીનો અંક લગભગ રામની કલમથીજ લખાયેલો છે. કમલાની કેટલીક કવિતાઓ "કમલાનન્દ" તખલ્લુસથી આવેલી છે.

હિંદુસ્તાનમાં આવ્યા પછી કમલાનો કોઈ પણ પત્ર નથી મળ્યો.

શાન્તિ, આશીર્વાદ અને પ્રેમ અર્પતો— તમારો નિજાત્મા સ્વામી રામ.

**पत्र २४.**

વ્હાલા નાના ઓમ્!

આનંદ, આનંદ, આનંદ અને ગિરિજાને પ્રેમ! સમય આવ્યે રામ પાસે આવવાને તારે તૈયાર થઈ રહેવું જોઇએ. જ્યારે સમય આવશે ત્યારે રામ લખશે. રામ.

**पत्र २५.** પુષ્કરરાજ, જિલ્લો અજમેર, ફેબ્રુઆરી, ૧૯૦૫.

વ્હાલા આત્મદેવ!

ૐ આનંદ! આનંદ! આનંદ! જય! જય! જય!

રામ હમણાં એકાન્તસેવન કરે છે. આપના દેશ તરફ આવવાનું થશે ત્યારે આપને સૂચના અપાશે.

વ્હાલા! આપે બહુ ઉન્નતિ કરી છે; આપની કલમજ તે સિદ્ધ કરે છે. શાબાશ! શાબાશ! પંડિત રા........વગેરે સર્વને ૐ આનંદ!

"જો ખુદાકો દેખતા હો તો મૈં દેખતા હૂં તુમકો;
મૈં તો દેખતા હૂં તુમકો; જો ખુદાકો દેખતા હૈ!" તમારો પોતાનો રામ.

**पत्र २६.** ૐ! ૐ! ૐ! પુષ્કર, તા. ૧૪ ફેબ્રુઆરી, ૧૯૦૫.

અતિ ધન્ય પ્રિય દેવીમાતા,

મુંબઈ યુનિવર્સિટિના એક નવયુવાન સુંદર યુવકે રામના કાર્ય માટે આજે પોતાનું જીવન

સમર્પ્યું. રામને તે લખવા-કરવાના કાર્યમાં સાહાય્ય આપતો રહેશે. પ્રિય પરમાત્મા એ રક્ષક કેવો ભલો છે! જે તેનાપર શ્રદ્ધા રાખીને કાર્ય કરે છે તેને તે કદી છેતરતું-છેતરતો નથી.

નારાયણ સ્વામીને સત્વર વ્યાખ્યાન આપવા મોકલી દેવામાં આવશે.

બહારનાં મોટાં સ્થળોમાં કાર્ય કરવું એના જેટલુંજ ખુણાખોચરામાં એટલે નાની જગ્યાએ કામ કરવું ઉત્તમ છે. ચક્કીમાં કે કોશમાં ગરેડી બળદના જેટલીજ ઉપયોગી છે. એ ગરેડી ન હોય તો એ બધો કોશજ અટકી પડે. અરે, એ ગરેડીમાં લાગેલો દરેક ખીલો પણ એટલાજ મહત્ત્વના ઉપયોગનો છે. બાળકો આવી દેખીતી ચીજોનેજ ઉપયોગી સમજે તેથી શું? ઇશ્વરની દૃષ્ટિમાં તો પ્રેમાર્પણથી કરેલું નાનામાં નાનું કાર્ય પણ એટલુંજ અદ્‌ભુત અને મહત્ત્વનું છે. ભવ્ય સૂર્યની પાસે નાનું ઝાકળકણ નજીવું લાગે છે, પણ નિરીક્ષકની દૃષ્ટિમાં તો જણાઇ આવે છે કે આ નાનું બિન્દુ પણ એ સૂર્યનો પ્રકાશનો પડછાયો ઝીલે છે; માટે મારી વ્હાલી માતા! અજાણ્યા પ્રદેશમાં ખૂણાખોચરે કરેલું, નામકીર્તિના લોભ વિના કરેલું-શુભ શાંત કાર્ય પણ સમસ્ત માનવજાતિને આકર્ષે એવાં પ્રસિદ્ધ કાર્યના જેટલુંજ ઉપયોગી અને ઉદાર છે. જે થોડું કામ હું કરતો હતો તેમાં હું નાહિંમત થતો હતો; પણ "જેઓ શાંત રહી, પ્રકાશની રાહ જુએ છે, તેઓ પણ સેવાજ બજાવે છે."

માતા પોતાના નાના બાળકને બાળોતિયાં વિંટાળી વિંટાળીને ઉછેરે છે, અને જ્યારે સમય આવે છે ત્યારે પાઠશાળાઓના પ્રૉફેસરોને સોંપે છે. પ્રૉફેસર એ યુવાન બાળકને ભાષણો આપે છે અને તે વખતે માનો પાલવ પ્રૉફેસરની પદવી જેવો મૂલ્યવાન કે યશદાતા નથી હોતો; છતાં પણ માનું કાર્ય પ્રૉફેસરના કરતાં વધારે મધુર અને અગત્યનું છે. પ્રૉફેસરની ઓરડી અને ભાષણો બાલ્યાવસ્થામાંના માતાના ખોળા અને હાલરડાંની તુલના કરી શકે નહિ.

વેદાન્તની દૃષ્ટિમાં તો એક મજુરનું સાધારણ કામ તે ક્રાઇસ્ટ અથવા કૃષ્ણના કાર્ય જેટલુંજ આવશ્યક અને ધાર્મિક છે. જ્યારે આપણે ખુરશીનો એક પાયો ખસેડીએ ત્યારે તેમ કરતાં શું આખી ખુરશી નથી ખસતી? એવીજ રીતે જ્યારે આપણે એક જીવને ઉદ્ધારીએ છીએ ત્યારે તેની દ્વારા આખી દુનિયાને ઉદ્ધારીએ છીએ. મનુષ્યનું સંગીનપણુ એવું મક્કમ છે.

પોતાને કરવાના કાર્યમાંજ દત્તચિત્ત રહીને, પ્રભુનાં બીજાં કાર્ય તરફ ઉપેક્ષા બુદ્ધિ રાખીને, પોતપોતાનાજ ક્ષેત્રમાં, પોતાની સઘળી શક્તિઓનો સંપૂર્ણ વ્યય કરનાર મહત્ જીવન પ્રાપ્ત કરી શકે છે.

ધ્વનિ આકાશના ઉઠયા, સદાના શુદ્ધિના ભર્યા;
તારા શબ્દ સમા, મારા અન્તરે પડઘા પડયા.

આત્મનિષ્ઠા પ્રાપ્ત કરો. પોતાના આત્માને ઓળખે છે તેનાં દુઃખ નિવૃત્ત થાય છે એમ જાણજો. ૐ.

આનંદ! આનંદ! ૐ શાન્તિ! આશીર્વાદ! પ્રેમ! રામ.

પત્ર ૨૭. પુષ્કર, જિલ્લો અજમેર, તા. ૨૨ ફેબ્રુઆરી, ૧૯૦૫.

ૐ! શાન્તિઃ! આશીર્વાદ! પ્રેમ! આનન્દ!

અતિ ધન્ય દિવ્ય માતા,

તમારો પવિત્ર અને સ્વર્ગીય પત્ર મળ્યો. સુભાગી સૂર્યાનન્દને છે એવો શરીરપર સુન્દર નિગ્રહ હોવો એ ખરેખર ઇશ્વર સાથેનો આશ્ચર્યકારક યોગ અને પ્રેમ સાથેનું અદ્‌ભુત

ઐક્ય દર્શાવે છે. ( હું જરા માંદો પડી ગયો હતો અને પ્રેમની દૈવીશક્તિથી સાજો થયો છું. ) ૐ.

આનંદ ! જય ! જય !

તમે મોકલેલી કવિતા બહુ સારી હતી.

પોતાનાં અદ્‌ભુત આશ્ચર્યો બજાવવા ઈશ્વર બહુ ગહન રૂપમાં ઘૂમે છે; સમુદ્રમાં પગલાં પાડે છે અને વાવાઝોડા પર તે સ્વારી કરે છે.

અદ્‌ભુત કલાવિધાનવાળી અગોચર ખાણોમાં ઊંડે ને ઊંડે એ પોતાની ઉજ્વલ યોજનાઓનો ભંડાર ભરે છે અને પોતાની સર્વોપરી સત્તાનુસાર કાર્ય કરે છે.

ઓ બાયલા મનુષ્યો ! પૂર્ણ ધૈર્ય ધરો; એટલે શિરપર ઝઝૂમતાં જે વાદળાંથી તમે ડરો છો એ બધાં તમારાપરજ દયા અને આશીર્વાદનો વરસાદ વરસાવશે.

વિકરાળ વિશ્વભર્ત્તાની પાછળ એનું સ્મિતભર મુખારવિંદ છે, કળીઓનો કદાપિ કડવો સ્વાદ હોય પણ પુષ્પ તો સુગંધી ભર્યુંજ હોય.

હા; બાબુ જ્યોતિસ્વરૂપ* ખરેખર અતિ ધન્ય, ભલમનસાઇનો ઈશ્વિરી અવતાર છે; એ બહુ માયાળુ છે. તમારા નિજાત્મારૂપે સ્વામી રામતીર્થ.

પત્ર ૨૮. પુષ્કર, જિલ્લો અજમેર, ફેબ્રુઆરી, ૧૯૦૫.

આનંદ ! આનંદ ! ૐ શાન્તિ !

ધન્ય દેવી માતા,

તમે જ્યાં રામની સાથે બેઠાં હતાં, એ છાપરાપર રામ સૂતો હતો.

બીજા બધા પત્રોની સાથે તમારો પત્ર લાવીને જ્યાં સુધી રામના હાથમાં મૂકવામાં નહોતો આવ્યો ત્યાં સુધી તદ્દન અસાવધ, દિવ્ય ચેતનસત્તામાં રામ સમાધિસ્થ હતો.

પત્ર ઉઘાડતાં પહેલાં એક મોટું, જોરદાર, સહૃદય અને સુખ ભર્યું હાસ્ય તમારા ધન્ય સ્વરૂપને મોકલાયું હતું. ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

પ્રિયતમ માતા, તમારો મધુર પત્ર વાંચ્યા પછી રામ તમને એક એથી પણ વિશેષ આનન્દભર્યું હાસ્ય પાઠવે છે.

માતા તમે હંમેશાં વાજબીજ છો; અને રામ તમારા પવિત્ર, સુંદર, કોમળ, નમ્ર સ્વભાવને પૂરેપૂરી રીતે સમજે છે. ગદ્ય કે થોડું પદ્ય, જેમ ઈશ્વર લખાવે તેમ, રામ વિવિધ વિષય પરત્વે લખ્યા કરે છે.

લખનૌ અને તેના આસપાસના પ્રદેશોમાં સ્ત્રીકેળવણી સત્વર ફેલાવવાના ઉદ્દેશથી બાબુ ગંગાપ્રસાદ વર્મા હિંદુસ્તાનના બીજા પ્રદેશોમાં કન્યાશાળાઓ અને સ્ત્રીકેળવણીની સંસ્થાઓ નિહાળવા માટે જનાર હતા. ગવર્નમેંટ તરફથીજ તેમને આ કાર્ય સુપ્રત કરવામાં આવ્યું હતું. આ કારણને લીધેજ માર્ચ પહેલાં એઓશ્રી રામને મળવા નથી આવી શકયા. ઘણું કરીને રામ ઉનાળામાં આ પ્રદેશમાં નહિ રહે. રામને કાશ્મીર ગમે છે અને ત્યાં તમારો, અને અન્ય મિત્રોનો સહવાસ એને બહુ આનંદદાયક થઇ પડશે. રામ કાશ્મીર જશે તો ત્યાંના ઘણા ભૂખ્યા–તરસ્યા જીવોને રામનો સત્સંગ તૃપ્ત કરશે; પરન્તુ દિવ્ય માતા, સત્ય અને મનુષ્યત્વની યજ્ઞવેદીમાં હૃદય, મન, શરીર અને સર્વસ્વનો સતત હોમ કરવો એજ મનુષ્યને માટે

* દેહરાદૂનનાં એક શ્રીમાન સદ્‌ગૃહસ્થ.

તો ઉચ્ચતર ઉચિત સુખ ધર્મ છે; અને અંતરથી ઉદ્‌ભૂત થતા અવ્યક્ત, અવિકૃત, શાંતવા-દના રૂપમાં વિરાજિત પરમ સત્તાને પણ એજ ઇષ્ટ છે. "જે મનુષ્ય ધર્મને સમયે નાસી જાય છે એ કેટલો નીચ છે?"

**પત્ર ૨૯.** પુષ્કર, જિલ્લો અજમેર, તા. ૨૨ ફેબ્રુઆરી ૧૯૦૫.

અતિ ધન્ય પ્રિય પ્રભુતા,

રામનો જ્યાં નિવાસ છે ત્યાંની હવા કેવી મનોહર છે? રોજ રોજ દિવાળી ને રોજ રોજ સપરમો દિવસ! નીલવર્ણું આકાશ મારો પ્યાલો છે ને ઝગમગતું તેજ મારો શરાબ છે.

હું ગિરિશૃંગોમાં વહતો મંદ સમીર છું. હું જાઉં છું; જાઉં છું; જાઉં છું; ગિરિશૃંગો-પરથી શહેરો અને કસ્બાઓમાં—એના રાજમાર્ગોમાં. જ્યાં જ્યાં હું ફરૂં છું ત્યાં સોત્સાહ અને સચરાચર વિહાર ખેલું છું. એને સ્પર્શ કરૂં છું; આને છેડું છું; તમને અડકું છું; આવો મારો રમતિઆળ ખેલ—આનંદ છે. હું પ્રકાશ છું અને પુષ્પો અને છોડવાને—મારાં એ બાળકોને કેટલા વાત્સલ્યથી હું જીવન આપું છું! ધીરવીર અને સુંદર હૃદયો અને નેત્રો-માં મારો નિવાસ છે.

વિનંતિ એ છે કે મારી સાથે રહે; રાત્રિભર મારો નિવાસ સેવ; અને જ્યાં રાત્રિ અને દિનનો અંત આવે છે, ત્યાં પણ મારી સાથેજ શાન્તિમાં રહેજે. હવે વધારે સમય ન વિ-તાવ. તું જઇ શકીશજ નહિ. જ્યાં તું છે ત્યાં હું પણ છું. હું તને મજબૂત પકડી રાખું છું. આ પીળી રેતીથી કે નીલા સમુદ્રથી નહિ પણ મારા હૃદયમાં—તારા હૃદયના પણ હૃદયમાં.

ज्योतिषां ज्योतिः માં રહેવાથી સર્વ માર્ગ પોતાની મેળેજ પ્રકાશિત થઇ પડે છે; જ્યારે ભક્તિ અને દૈવીજ્ઞાનનો આનંદી પ્રકાશ સ્વતંત્ર વિકસિત થાય છે ત્યારે નાનામાં નાનાં કાર્યો પણ સ્વતઃ સિદ્ધ થવા માંડે છે. (જેવી રીતે ગુલાબની પાંખડીઓ ઉઘડવા માંડે છે તેમ)

આશા છે કે જે તમને પૂરણ પાસેથી 'થન્ડરિંગ ડોન'નો જાન્યુઆરી માસનો અંક મળ્યો હશે.

તમારો નિજાત્મા **સ્વામી રામ સત્ય.** (Truth)

તા૦ ૩૦ જાન્યુઆરીના અંકમાં કમલાનન્દ કે જે સ્વામીનું નામ છે એ તખલ્લુસથી તમારી કવિતાઓ છપાઈ છે. જ્યારે બીજું કાંઇ નવું મોકલશો ત્યારે તમને ઠીક લાગતું હોય તો "ॐ" એ સંજ્ઞાથી છપાશે. પ્રિય ગિરિજા અને સર્વને માટે પ્રેમ, આશીર્વાદ, આનંદ અને શાન્તિ! માતા, સમર્પણ કરેલું નવિન કોઈ એવી ગહન દૈવી સત્તાને અધીન રહી કાર્ય કર્યે જાય છે કે જેનું વિવેચન થઇજ શકે નહિ.

રામ કદાચિત તમારી સાથે કાશ્મીરમાં આવે; પણ એ વિષયમાં, નીકળવાના સમય સુ-ધીમાં કાંઇ પણ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. તમારો નિજાત્મા **રામતીર્થ.**

**પત્ર ૩૦.** કીશનગઢ હાઉસ, પુષ્કર, જિલ્લો અજમેર.

"ગર્જતું પ્રભાત"—Thundering Dawn" અથવા એવાજ કોઇ બીજા પત્રમાં સત્વર છપાવા માટે.

"હું કોણ છું?"

અતિ ધન્ય પ્રિયઆત્મન,

દર્પણ લ્યો અને તેમાં મારૂં પ્રતિબંધ દેખો; અંતઃકરણની એકાગ્રતામાં—એકાન્તમાં—પ્રવેશ કરો અને અવ્યક્ત શક્તિ રૂપે મારો અનુભવ કરો. સૂર્યપ્રતિ દૃષ્ટિ ફેરવો અને મારી પ્રતિકૃતિ

નિહાળો. "વસ્તુતઃ **મને** ઓળખો; અને મનુષ્યને માટે અત્યુત્તમ લાભ તે એજ છે કે **મને** જાણો; જે કોઇ મને ઓળખી લે છે, એનું ભવિષ્યનું સુખ કદી પણ અટકતું નથી; જે મને જાણે છે એના મૂખપટપરથી સચ્ચિદાનંદની રેખા કદી ભૂસાતી નથી." (ઉપનિષદ્) મારૂં દર્શન પામતાં જેનાં નેત્રોનાં પડળ ઉતરી ગયાં છે તે ગમે તે હોય તેને ધન્ય છે! જે સ્થળપર તમે ચાલો છો તેને પણ ધન્ય છે, કારણ કે **રામના** દૃષ્ટિપાતથી એ સ્થળ સ્વર્ગ બની ગયું છે. સર્વત્ર મારો નિવાસ છે. તારા હૃદયમાં ધબકાર કરતો, તારા નેત્રોમાં જોતો, તારી નાડીઓમાં રક્ત વહેવરાતો, તારા કુસુમોમાં સ્મિત કરતો, વિદ્યુત્કલામાં હાસ્ય ખેલતો, નદીઓમાં ગર્જના કરતો, અને પર્વતોમાં શાન્ત એ સર્વ **રામજ** છે. બ્રાહ્મણપણું દૂર ફેંકો, સ્વામીપણું બાળી મૂકો, ઉછીની ઉપાધિઓ અને પદવીઓ સમુદ્રમાં ફેંકી દો. વ્હાલા, **રામ** તમારી સાથે **एकमेव** છે. વિદ્વાન કે મૂર્ખ, તવંગર કે ગરીબ, પુરુષ કે સ્ત્રી, સાધુ કે પાપી, ક્રાઇસ્ટ કે જુડાસ, કૃષ્ણ કે ગોપી એ સર્વ રૂપે **રામ** તમારૂં પોતાનુંજ રૂપ છે; **રામજ** આત્મા છે. તમારા અંતઃકરણમાં મારી દિવ્યતા–દેવત્વ તમારૂં દેવત્વ પ્રત્યેક કાર્ય અને વ્યાપારદ્વારા જાહેર કરવાનો મેં નિશ્ચય કર્યો છે. જર્મની, ઇંગ્લૅંડ, અમેરિકા, હિંદુસ્તાન અને સર્વ મુલકોમાં મારે મુક્તિ–સ્વતંત્રતા–આપવી છે. જૂના ખેલથી હું કંટાળી ગયો છું. ઓ સ્વપ્નવશ પુરુષ! તું આ રણશિંગાના અવાજને નથી સાંભળતો? તું શંખનાદ નથી સાંભળતો? તને આ હિમાલયની ગર્જના નથી સંભળાતી? આ બધી મિથ્યા ભ્રમણા નથી? તમારા આત્માનો આત્મા–**રામ** એમજ ઇચ્છે છે; **રામની** આજ્ઞા અમર્યાદ છે.

મુક્તિ ! મુક્તિ !

બુદ્ધ, મહમ્મદ, ક્રાઇસ્ટ કે બીજા પયગંબરો કે અવતારોની પેઠે લાખો કે કરોડો અનુયાયી ઉત્પન્ન નથી કરવા; પણ પ્રત્યેક પુરુષ, સ્ત્રી અને બાળકમાં **રામજ** ઉત્પન્ન કરવાનું–જાગ્રતિ લાવવાનું–**રામનું**–આત્માનું દર્શન કરાવવાનુંજ **રામનું** ધર્મકાર્ય (mission) છે. આ શરીરને કચરી નાખો; દેહભાવનો સંહાર કરો; **મને** દળી, વાટીને પચાવી જાઓ; ત્યારેજ તમે **રામને** ન્યાય આપ્યો કહેવાશે.

ૐ ! ૐ ! ૐ !

માસિક પત્ર "અલફ"ને માટે આજ્ઞાઃ—

એક વર્ષ કરતાં વધારે સમય માટે તમે આળસુ બનીને અત્યાર સુધી તો સૂઇ રહ્યાં; પણ છેવટ ક્યાં સુધી? ઉઠો ઉભા થાઓ; **રામ** બાદશાહ.

"હર દિલો દીદહ મેં જાકર ઝંડા અલફ કા ઠોક દે."

પ્રત્યેક હૃદય અને દૃષ્ટિમાં જઇને "અલફ"નો ઝંડો ખોડી દે.

માસિક પત્ર અલફને માટે ઘણા લેખ લખાયેલા પડયા છે, ખર્ચ વગેરેની ચિન્તાઓને એકદમ નદી કે સમુદ્રને સ્વાધીન કરી દો.

નિશ્ચયાત્મક આત્મનિષ્ઠા રાખો અને સમજજો કે જે પોતાના આત્માને જાણે છે એ સર્વ દુઃખને પાર કરે છે.

**પત્ર ૨૧.** જયપુર, તા. ૯ માર્ચ, ૧૯૦૫.

અતિ ધન્ય પ્રિયતમ પ્રભુતા,

**રામ** હવે પુષ્કરથી નીકળી ચૂક્યો છે એટલા પ્રમાણમાં **રામના** એ તરફ આવવા માટેની

તમારી ભવિષ્યવાણી સાચી નીવડી છે. અહીંથી કઈ દિશામાં જશે એનો જ્યારે સમય આવે ત્યારે નિર્ણય કરવાનું રામ પરમસત્તા ( સૂર્યનો પણ સૂર્ય ) ના હાથમાં મૂકી દે છે. અજમેર ટાઉનહૉલમાં બે વ્યાખ્યાન અપાયાં હતાં. જયપુરના ટાઉનહૉલમાં પણ વ્યાખ્યાન માટે લોકો ગોઠવણ કરી રહ્યા છે. પૂરણ પુષ્કર આવેલ છે; અને રામની સાથે પર્વતોમાં બે ત્રણ દિવસ ભમવાનો આનંદ અનુભવી ચૂકયો છે. અસંખ્ય લોકો રામને મળવા આવે છે માટે એ બંધ કરવું પડશે. પરમાત્મા અને હું, દિન બધો આપણે સાથેજ વિચરવું; પ્રેમની નિરન્તર પિપાસુ રાત્રિએ આપણે સાથેજ શયન કરીશું ને પ્રાતઃકાળે વ્હેલાં જાગ્રત થઈ, ચરણ જ્યાં દોરી જશે ત્યાં ચાલ્યા જઇશું; એકાન્ત સ્થળ કે લોકોના સમુદાયમાં, ગમે ત્યાં આપણને સૌ સમાનજ છે; આપણો કદી પ્રવાસનો અંત આવશેજ નહિ; તેમજ એ પ્રવાસના અંતનો વિચાર માત્ર પણ કરીશું નહિ. શું પ્રત્યેક સ્થિતિનો—પદાર્થ માત્રનો—અંત આપણી સાથેજ—આપણા પોતાનામાંજ—નથી ?

ૐ ! ૐ ! ૐ !

રામ બહુ જલદી હવે પત્રો ન મળે ત્યાં—અરણ્યોમાં, ગિરિશૃંગોમાં, પરમાત્મામાં, તમારામાં—ચાલ્યો જશે. કશુંયે કહેવાય નહિ કે તમને ક્યારે લખે— તમારો નિજાત્મા રામ.

શાન્તિ, આશીર્વાદ અને પ્રેમ નિરન્તર તમને આવી મળે !

**પત્ર ૩૨.** હરદ્વાર, ગુરૂવાર, સાયંકાળ.

અતિ ધન્ય પ્રિયમાતા,

તમારી ભવિષ્ય વાણી સાચી નીવડે છે; કારણ કે રામ દેહરાદૂન છે અને એની દિવ્ય માતા પાસે આવે છે; છતાં લોકોએ અત્યંત પ્રેમને લીધે માર્ગમાં અનેક સ્થળે રામને ઉતાર્યો હતો. અલ્વર, મુરાદાબાદ, અજમેર અને જયપુરમાં વ્યાખ્યાનો અપાયાં હતાં. આપણા પ્રિય ધન્ય બાબૂ જ્યોતિસ્વરૂપથી જુદા પડીને રામ હરદ્વારમાં રોકાઇ ગયો છે. અહીંના લોકોને રામના આવ્યાની ખબર પડી છે અને તેથી બહુ પ્રેમપૂર્વક અહીં વધારે સમય રોકાવાની વિનતિ કરે છે. યુવાન સાધુઓ અને અન્ય લોકો જે રામની પાસેથી કાંઇ પણ ઉપદેશ મળે એની રાહ જોતા બેસી રહ્યા છે, અને એઓને સુધારવાની જે આ ઉત્તમ તક પ્રાપ્ત થઇ છે એને ગુમાવવાનું રામ ઉચિત નથી સમજતો. માતા, સાધુઓનું કામકાજ તે જ્યારે આપણે મથુરામાં મળ્યાં હતાં, ને વાતચીત થઈ હતી, તેવાજ પ્રકારનું છે. અનેક સારા સાધુઓ રામના શિક્ષણનો લાભ લઇ રહ્યા છે.

આજે રામ ગંગાના સામા તટપર ચંડીના મંદિરનાં દર્શન કરવા ગયો હતો. એ મંદિર એક સુંદર શૃંગપર આવેલું છે. નદીના એ કિનારાપરનું જંગલ બહુ અગોચર છે, અને દૃશ્ય બહુ મનોહર છે. અનેક ધારા અને પ્રવાહમાં વ્હેંચાઈ જતો ગંગાનો પ્રવાહ બહુ રમણીય લાગે છે. ચંડીના મંદિરમાંથી હિમાલયનાં હિમશૃંગ સુવર્ણમય—હીરાજડિત દેખાય છે.

પ્રિય ગણુ !

નથી સ્તુતિ કે નથી નિન્દા; નથી મિત્રો કે નથી શત્રુઓ; નથી પ્રેમીઓ કે નથી ધિક્કારપાત્રો; નથી શરીર કે નથી શરીરનાં સંબંધીઓ; નથી ગૃહ કે અપરિચિત ભૂમિ; નહિ, આ જગતનું કશુંએ અગત્યનું નથી. પરમાત્માજ છે—પરમાત્માજ સત્ય છે—પરમાત્માજ કેવળ સત્ય છે. બધુંએ ચાલ્યું જવા દો; પરમાત્મા સર્વસ્વ છે; વર્ષાબિન્દુઓની પેઠે અનન્ત

શાન્તિનો વર્ષાદ વહે છે; વર્ષાકણોરૂપે અમૃત વરસે છે; રામનું અંતઃકરણ શાન્તિથી ભરપૂર છે; મારામાંથી આનંદની ધારા છૂટે છે.

રામ સુખી–નિરન્તર સુખી છે; વ્હાલી માતા ! તમે પણ તેમજ છો ! શાન્તિ ! આશીર્વાદ !! પ્રેમ ! આનંદ ! આનંદ ! ૐ ! ૐ ! તમારાં વિદ્યાર્થીઓ, મિસ્ટર અને મિસિસ જ્યોતિસ્વરૂપને પ્રેમ અને આશીર્વાદ મોકલતો– તમારો નિજાત્મા રામ.

**પત્ર ૨૨.** માઉન્ટ એવરેસ્ટની સામે હિમાલય, તા. ૨૮ જુન, ૧૯૦૫.

પ્યારા પૂ....

ૐ આનંદ ! ૐ આનંદ !! ૐ આનંદ !!!

તમારો પત્ર આવ્યો. વ્હાલા ! સંસારમાં બે પ્રકારનાં મનુષ્ય હોય છે. એક તો એવાં કે જેઓ પોતાનું ચિત્ત હંમેશાં ચિંતાગ્રસ્ત રાખે છે. સંતોષ નહિ, આભારવૃત્તિ નહિ કે પોતાની આસપાસના પદાર્થોથી કદી સહાનુભાવ પણ નહિ. કોઇ અતિ મહાન પદવી મળે તો પણ ચિત્ત અશાંતજ રાખે છે. તેઓ આ વાતનું ધ્યાન નથી રાખતા કે જ્યારે ઉદરપૂર્ણ ભોજન મને પ્રાપ્ત થાય છે, તો હવે હું શાન્તિપૂર્વક સત્સંગ અને ભજનમાં થોડો સમય વ્યતીત કરૂં; પરંતુ માથાપર એવાજ ભૂતને સવાર રાખે છે કે બીજાઓ વિશેષ કેમ કમાય છે ? હું પાછળ શા માટે રહી ગયો ? આવા પ્રકારનું અનુકરણ કરનારાં મનુષ્યો સંસારમાં અનેક છે. એ લોક આધ્યાત્મિક જ્ઞાનમાં બાળક છે. તેઓ તુચ્છ બુદ્ધિવાળા છે. આવા પુરુષો ઉન્નતિ નથી કરી શકતા. અન્ય પ્રકારના લોક સંસારમાં એવા હોય છે કે જેઓ પ્રાપ્ત કર્ત્તવ્યોને દત્તચિત્તથી પૂર્ણ કરે છે અને કાર્યને ઈશ્વરકર્મ અથવા પોતાની ફરજ ( ધર્મ ) સમજીને કરે છે. પગાર કે ઇનામની દૃષ્ટિથી નથી કરતા. કિન્તુ ખુદ કામમાંજ આનંદ પામે છે. કામ ગમે તેવું હોય તોપણ તે કામમાં પ્રવીણ થવું અને ઉત્તમ કરી દેખાડવું એજ એમનું લક્ષ્ય હોય છે. આવા શુદ્ધચિત્ત પુરુષોનું સિફારશ પહોંચડાવાનું કામ નથી હોતું. આજકાલ ભારતવર્ષમાં આવા પુરુષોની સંખ્યા બહુ થોડી છે; પરન્તુ પરમેશ્વર એવા પુરુષોનેજ ઉન્નતિ આપે છે, અને પહેલા પ્રકારના લોક મોં તાકતા રહી જાય છે..................................................
......................કામને દત્તચિત્તથી કરો. ભડકાવનારાની વાતો ન સાંભળો. સત્સંગ અને ભજનમાં ધ્યાન આપો.

.... .... .... .... .... .... .... .... .... .... .... .... .... ....

.... .... .... ....નોકરી કરતાં કરતાં સમય મળે તે વાંચવા લખવામાં અને શાસ્ત્રોના અભ્યાસ અને વિચારમાં વ્યતીત કરો. .... .... .... .... કોઇ પુસ્તક એકવાર વાંચવાથી ન સમજાય તો બીજીવાર વાંચવાથી સમજાશે; તેમ પણ ન સમજાય તો ત્રીજીવાર વાંચો. એની મેળેજ બધો ખુલાસો થઈ જશે. તમે તો વિદ્યા પ્રાપ્ત કરવામાં લક્ષ રાખો; કૉલેજની ડીગ્રીઓને ચૂલામાં નાખો. એ ડીગ્રીઓ તો હાથીના દેખાડવાના દાંત છે; ખાવાના નહિ. પ્રાપ્ત કરેલી વિદ્યા કદી વ્યર્થ નથી જતી. વિદ્યા યથાર્થ શીખો; સાંસારિક પદવીઓને માટે નહિ. જીવનમાં વાસ્તવિક રીતે એ બહારની પદવી ( ડીગ્રી ) જરાએ ઉપયોગી નથી.

જે લોક પોતાની વિદ્યા વધારતા જાય છે તેની સ્વતઃ ઉન્નતિ થતી જાય છે, અને જેઓ ઉન્નતિની પાછળ પાછળ દોડતા ફરે છે તેમની નથી તો શક્તિ ( યોગ્યતા–પાત્રતા ) વધતી, તેમ નથી ઉન્નતિ થતી. જેણે અહીં કાંઇ પણ નથી કર્યું, એ જાપાન કે અમેરિકામાં કાંઇ પણ નહિ કરે. જેઓ કુશળ છે તેઓ ઘેર બેઠાં જાપાન અને અમેરિકાવાળાઓ કરતાં આગળ વધી જાય

**છે. હરતાં-ફરતાં અને ઉઠતાં-બેસતાં પ્રત્યેક પળ પાસેથી તમે કામ લઇ શકો છો.**

ભૂગર્ભશાસ્ત્ર (Geology), કૃષિવિદ્યા (Agriculture), રસાયનવિદ્યા (Chemistry) અથવા વનસ્પતિશાસ્ત્ર (Botany) જો તમે શીખી લ્યો, તો તમારૂં જાપાન કે **અમેરિકા** જવું હિતકારક નીવડે, નહિ તો કદી નહિ. .... .... .... .... .... .... .... ...

Your own self Rama.—(તમારો પોતાનો આત્મા **રામ.**)

**પત્ર ૨૪.** તા. ૫ જુલાઇ, ૧૯૦૫.

અતિ ધન્ય પ્રિય આત્મન્,

આશરે એક અઠવાડિયા પહેલાં આપને **મસુરીને** સરનામે મોકલેલ પત્ર મળી ચૂક્યો હશે. આ ઉનાળામાં તો **રામ કાશ્મીર** નહિ જઇ શકે; તેથી આપ કૈલાસ, **માનસરોવર** અને અન્ય સ્થળોના પ્રવાસનો આનંદ સુખે એકલાં અનુભવો. પર્વત અને રમણીય દૃશ્યોમાં, આપને આનંદી **અમેરિકાનાં** સુંદર મનોહર દૃશ્યોનું સ્મરણ થશે.

**રામ** બહુ સુખી છે; જીવનની ભરતીમાં, કાર્યોના તોફાનમાં હું ઉંચે ને નીચે ઉડું છું; જન્મમાંથી મૃત્યુમાં-અહીંથી તહીં, એમ અનન્ત જાળ હું ગુંથું છું. પ્રકાશિત જીવનનો આ વિકારી સમુદ્ર છે. આમ સમયની સુસવાટા મારતી સાલમાં હું દેવતાના મૂર્તિમાન સ્વરૂપે વિહાર ખેલું છું. ૐ.

તમારો નિજાત્મા **રામ.**

**પત્ર ૨૫.**

ધન્ય આત્મન્,

દિનનો રાત્રિમાં અને રાત્રિનો દિનમાં સમાવેશ થઇ ગયો છે. **રામ** અહીં છે; કાંઈ પણ કરવાનો જરાએ સમય નથી. કાંઈ પણ ન કરવામાં જરાએ અવકાશ નથી. આ વર્ષાઋતુમાં બહારની વર્ષાધારા સાથે નેત્રોમાંથી પણ આનંદાશ્રુનો અવિરત પ્રવાહ વહ્યા કરે છે. રોમાંચ ઉભાં થાય છે; સામે આવેલી કોઈ પણ વસ્તુઓને ન જોવા માટે નેત્રો અનિમિષ ખુલ્લાંજ રહે છે. વાતચીત બંધ; કામકાજ બંધ; દુર્ભાગ્યે-ના બહુ સદ્ભાગ્યે. અહા ! મને એકલોજ રહેવા દો. નિર્વિકલ્પ સમાધિની લહરિ ઉપર લહરિ વહે છે. અહા પ્રેમ ! એમજ રહેવા દો; અહા ! અતિ મધુર વેદના !

લખવું બધું છે દૂર ફેંક્યું ભાષણો છોડી દીધાં,
આ નામ ને કીર્તિ ઉપાધિ એ નકામાં છે બધાં;
અપમાન શું ? એ વ્યર્થ ભ્રમણા ! જિંદગી શેને કહો ?
શું આ રમકડાં-ખેલ-એ તે જિંદગી ? એ અર્થ શો ? ૧

એ આંધળાં જાદૂગરો વિજ્ઞાન તર્ક ર્ક્યા કરે,
કહેજો બિચારા રામને નિરખી નયન તેજે ભરે;
સ્વપ્નમાં ઉદ્ભૂત થઇ નિર્મળ પ્રવાહ ધીમો વહે,
એ જાગ્રતિમાં વધુ વધુ ગતિમાન થઈ આગળ વધે. ૨

ઘણી વાર તેમાં રેલ આવે ને કિનારા તૂટતા,
આ ઇંદ્રિયોને દેહના સૌ બંધ ઢીલા થઈ જતા;
આ જગતમાં સર્વત્ર એ ફેલાઇને રેલી રહે,
એ અખૂટ શાન્તિના સમો અવિરત પ્રવાહ વહ્યા કરે. ૩

આ એજ કારણ સૂર્ય નિયમિત રોજ રોજ ઉગ્યા કરે,
એનાજ માટે વિશ્વમંડળ ક્રમિત ગતિમાં વિચરે;
સૌ જન્મ મૃત્યુ એજ માટે એજ અદ્ભુત યોજના,
આનંદ અદ્વૈત હાસ્ય અવિરત વારેવારે ઉદ્‌ભવે. ૪

ૐ ! શાન્તિ ! ૐ ! રામ.

**पत्र ३६.** તા. ૧૦ ઑગસ્ટ, ૧૯૦૫.

આશીર્વાદ ! પ્રેમ ! આનંદ ! શાન્તિ ! શાન્તિ ! !

અતિ ધન્ય પ્રિય માતા,

આપનો પત્ર થોડા દહાડા પહેલાં મળ્યો હતો, પણ થોડા વખતથી રામે કોઈના પત્રોના ઉત્તર નથી આપ્યા. લોકોને માટે હિંદુસ્તાની ભાષામાં તે ઉત્તમ પુસ્તકો લખે છે; તેમાંનાં ત્રણ આજે પૂરાં કર્યાં છે. આપની પ્રકૃતિ હાલમાં કેમ રહે છે ? રામ આપને સંપૂર્ણ સ્વાસ્થ્ય અને શક્તિ ઇચ્છે છે. ૐ ! ૐ ! ૐ !

આપને માટે અમેરિકાની ટિકિટની સગવડ કરવી એ કાંઇ મુશ્કેલ વાત નથી; પણ અમે આપને અમારી સાથે ઈચ્છીએ છીએ. કદાચિત્ એ વિચાર સ્વાર્થી કહેવાશે, પણ આપ અહીંના લોકોને ચાહો છો. શું આપને ખાત્રી છે કે હિંદુસ્તાનનાં હવા પાણીને લીધેજ આપને અશક્તિ આવી છે અને અમેરિકા પાછા જવાથી પાછી શક્તિ પ્રાપ્ત થશે ? એમજ હોય તો અમે કોઇ આપને રોકાવાનો આગ્રહ નહિજ કરીએ. આપ કૅલીફોર્નિયામાં સહીસલામત પહોંચો એ સાંભળીને અમે બહુ ખુશી થઇશું. શાંતિઃ અંતઃકરણના આશીર્વાદ ! અને પ્રેમ ! આશા છે કે આ પત્ર આપને સ્વસ્થ સ્થિતિમાં મળશે. ૐ ! રામ.

**पत्र ३७. ૐ.** તા. ૩૦ ઑગસ્ટ, ૧૯૦૫.

આનંદ ! આશીર્વાદ ! શાન્તિ ! પ્રેમ !

અતિ ધન્ય પ્રિય જન !

પૃથ્વીના સૌથી ઉંચા શિખર માઉન્ટ એવરેસ્ટની સામેના એક શૃંગપર લગભગ ત્રણેક માસથી રામનો નિવાસ છે. પરમ દહાડે નીચે ઉતરશે. અહીં પાંચ પુસ્તકો લખ્યાં છે, ને પચીશ વાંચ્યાં છે.

રામનું મન આનંદ અને શાન્તિથી ભરપૂર છે.

જગત તો જાણે મનમાંથી તદ્દન નિર્મૂળ થઇ ગયું છે.

ઈશ્વર, ઇશ્વરજ માત્ર સર્વત્ર !

અંતર, બહાર, દૂર, સમીપ. અહા ! આનંદ ! ધ્રૂજાયમાન શાન્તિ ! અવિરત આનંદ ! કેવું સ્વર્ગ ! શાન્તિ ! આશીર્વાદ ! પ્રેમ !

ગિરિજા, ઓમ્, ચંપા અને તમારાં બધાં પ્રિયજનને માટે આત્મિક, માનસિક, શારીરિક સ્વાસ્થ્ય અને સર્વ કાંઈ સુખાવહ ! ૐ ! ૐ ! ૐ ! રામ.

**पत्र ३८.** મુઝફ્ફર નગર, તા. ૧૮ ઑક્ટોબર, ૧૯૦૫.

મધુર હૃદય, મહાન હૃદય,

હાથને રાખ ચોળીને ધોવાથી હાથ સાફ થાય છે; એવી રીતે ધન્ય છે શારીરિક વ્યાધિઓને કે જે પોતાની સાથે દેહના ઇંદ્રિયાધ્યાસને પણ ભૂલાવીને લઇ જાય છે. વ્યાધિ અને

:ખ! **સ્વાગતમ્!** જ્યાં સુધી ઘરમાં મુર્દું પડયું હોય છે, ત્યાં સુધી તેનો ચેપ બીજાને લાગવાનો ડર રહે છે; તેવીજ રીતે જ્યાં સુધી દેહાધ્યાસ જાળવી રાખ્યો હોય છે ત્યાં સુધી સંસારની સર્વ વ્યાધિઓને આપણે નિમંત્રણ કરીએ છીએ. શરીર અને એના સંબંધોને બાળી નાંખીએ એટલે તરતજ અપ્રતિમ પરમસત્તાનો અનુભવાનંદ લઇ શકીશું. આનંદ! આનંદ!

ઇર્ષ્યા કે ભીતિ ના કાંઈ, વ્હાલો વ્હાલાં મંહી હું છું;
પાપ કે શોક ના કાંઇ, ભૂત તેમ ભવિષ્ય શું?

મુંડિત શિર અને મોટાં પેટવાળા વિદ્વાન્ મહાત્માઓઃ—

પ્રયોગશાળા ( Laboratory ) અને વેધશાળા ( Observatory ) માં નિર્દોષ વિદ્યાર્થીઓને આશ્ચર્ય પમાડતા ચશ્માં ચડાવેલા અધ્યાપકો ( Professors ):—

આસન કે ચોતરાપર ઉઘાડે માથે બેસી શ્રોતાઓને દિંગ્મૂઢ કરી નાખતા વ્યાખ્યાતાઓઃ—

અને અનેક પ્રકારની ફર્યાદો કરતા ગરીબ ધનિકોઃ—

એ સર્વ હુંજ છું. સ્વર્ગો, તારકો, સમીપ તેમજ દૂરના લોક; મારી વીણાનાદોમાં સૌ ગુંથાયા છે. નથી પ્રતિસ્પર્ધી કે નથી કોઇ શત્રુ; નથી કાંઇ હાનિ કે નથી વેદના. મને કોઇ હાનિ કરે તેમજ નથી; મને-સર્વના આત્માને-અમૃતધારાને-મધુરતમ આત્માને-અરે સ્વાસ્થ્ય પોતાનેજ-કોઈ આશ્ચર્ય પમાડે તેમ નથી. ગણગણતાં ઝરણાં, સુખકર સ્વપ્નાં, સૌ ગલગપટ્ટી છે. રાવણ અને રામ, કેવો પવિત્ર કેવો શાન્ત; હું છું! હું છું!

**पत्र ३९. ॐ! ॐ! ॐ! ॐ! ॐ!**

શાન્તિ! આશીર્વાદ! પ્રેમ! આનંદ! આનંદ!

અતિ ધન્ય પ્રિય પ્રભુતા,

કદાચિત આપ જાણતાં હશોજ કે આ સ્થાન મસુરીથી સુમારે એક હજાર માઇલ દૂર છે. બંગાળાના જંગલ ખાતાના એક જુના બંગલામાં રામ એકલોજ રહે છે. રેલ્વે સ્ટેશનથી દૂર; પોષ્ટ ઓફિસથી પણ દૂર; મળવા આવનારાઓને નજ મળી શકાય એમ; રમણીય ગિરીશૃંગો, સમિપમાંજ વહેતાં અને દોડતા નાના નિર્ઝરો, ખુશનુમા હવા-પાણી-પૃથ્વીપરના સૌથી ઉંચા પર્વત માઉન્ટ એવરેસ્ટનાં દર્શન એ સૌ દૃશ્યો છે. જંગલમાં રહેતા પહાડીઓ અહીં પણ રામને માટે રોજ તાજું દૂધ લાવી આપે છે. અરણ્યમાં ભ્રમણ અને અભ્યાસમાંજ રામનો સઘળો સમય વ્યતીત થાય છે.

નામ, કીર્તિ, લોભ અને દ્રવ્યપ્રાપ્તિ એ સર્વ જ્યારે મનુષ્ય અરણ્યમાં ઇશ્વરપ્રાપ્તિમાં હોય ત્યાં શું કામનાં છે? શા માટે આપણે એ કાર્યના જ્વરનો ચેપ લઇ લેવો જોઇએ?

આપણને તો દૈવીજ થવા દો. પ્રાતઃવાયુ વાય છે તે કેટલાં અને કેવા પ્રકારનાં ફૂલો ઉઘડે છે એની જરાએ પરવા કરતો નથી. એનું માત્ર વહેવાનુંજ કાર્ય છે, અને જે કળીઓ ઉઘડવાની હોય છે તે એના સ્પર્શથીજ ઉઘડી પડે છે. સિંહોની ગુફાઓ, અગોચર અરણ્ય, અંધકારમય કારાગૃહ, ધરતીકંપના ધડાકા, બળતા પહાડો, વાવાઝોડાં, રણસંગ્રામ અને ઉત્સુક કબરો, એ બધાં જો ઈશ્વરીય ભાવનાથી નિહાળાય; તો ઠાઠમાઠ, માન, વિજય, રાજ્યગાદી, વિલાસ અને સવારી વગેરે પ્રસંગો કે જ્યારે મનુષ્ય एकमेवाद्वितीयम्‌ની સાથે પોતાના આત્મામાં-નથી હોતો; તેના કરતાં અત્યંત ઉપકારક અને આનંદકારક છે. અહા! જ્યોતીર્ થવાનો આનંદ! જીવન ઉદ્દેશની સંપૂર્તિ કરતી કાર્યવાહીનાં બધાં ધન્યકાર્યો,

પ્રત્યેક રાત્રિએ થતા જીવન-મૃત્યુના અનુભવો, અને પ્રત્યેક સૂર્યોદયે થતી અમૃત જીવનની પ્રાપ્તિ! મિત્રો! હું જાઉં છું; હવે તો પ્રણામ! આ વિશ્વનિવાસ ગૃહ મને બહુ નાનું લાગે છે; હવે તો હું ને મારો પ્રેમ! સાથે વિહાર કરવાનો આનંદ! સાથે? નહિ; તરનારાઓનો આનંદ એટલે ઘુઘુ કરતા સમુદ્રમાં ભળી જવાનો આનંદ! આનંદ! આનંદ! ૐ.

તમારો નિજાત્મા ૐ.

पत्र ४०. ॐ. વસિષ્ઠાશ્રમ, હિમાલય, તા. ૨૭ માર્ચ, ૧૯૦૬.

અતિ ધન્ય પ્રભુતા!

આ આશ્રમ હિમતટની ઉપર છે. લગભગ રામની ગુફાની નીચેથીજ એક સુંદર ઝરણુ વસિષ્ઠગંગા-વહે છે. એ નદીમાં ચારપાંચ મોટા ધોધવા છે. શિવે પોતાના હાથથીજ આ ખીણમાં પત્થરોમાંથી ચારપાંચ સુંદર તળાવો ખોદી રાખ્યાં છે. છ છ ફીટના દળમાં બરફ જામે તોપણુ ન ઢંકાય એવાં નીલવર્ણી રાક્ષસી વૃક્ષોનાં રમણીય દૃશ્યોથી આ અખિલ પર્વત શોભાયમાન થઇ રહ્યો છે. અલબત્ત એ મહાન વનમાલીની દયા ને પ્રેમ છે.

अमुं पुरः पश्यसि देवदारुं, पुत्रीकृतोऽसौ वृषभध्वजेन ।

મહાદેવનાં આ એક-દેવદાર-વૃક્ષો, નીલવસ્ત્રધારી સ્વયંસેવકોજ રામના સહવાસી છે. નારાયણસ્વામીને પણ બે વર્ષ અહિંયાં ન આવે એમ કહીને પ્રદેશમાં મોકલી આપ્યા છે. એક યુવાન હંમેશાં આવે છે, રાંધી જાય છે, અને નજદીકમાં નજદીક જે ત્રણ માઇલપર એક ગામડું છે ત્યાં એ રાત્રિએ પડયો રહે છે.

અર્ધો માઇલ રામ ઉંચે ચડે છે એટલે વસુનાં શૃંગપર પહોંચે છે, ત્યાંથી કેદાર, બદરિ, સુમેરુ, ગંગોત્રી, યમ્નોત્રી અને કૈલાસના પવિત્ર હિમશૃંગોનાં દર્શન થાય છે.

આ સ્થળનું કેદારખંડમાં પણ વર્ણન છે. યોગવાસિષ્ઠના કર્ત્તાએ આવું ઉત્તમ આશ્રમ-સ્થળ-પસંદ કર્યું હતું. સદ્ભાગ્યે કોઈ માર્ગ કે ગામ હજુ સુધી તો નજદીક નથી. રામની સમાધિસ્થ સ્થિતિ વિષે નજ પૂછશો. રામની કલમથી લખાયેલો મુખ્ય ગ્રંથ જે થોડાં વરસ પછી પ્રદેશમાં છપાવવા માટે જશે એની પ્રસિદ્ધિથી રામની રેલાઈ રહેલી પરમાન્દની શાન્તિનું દિગ્દર્શન થશે. કૃપા કરીને કોઇને ત્યાં સુધી રામની પાસે ન આવવા દેશો. ઈશ્વિરજ માત્ર સત્ય છે.

"દેખા ન શબ જો યારકો નૂરે જિયાસે કાર કયા?
મુર્દેકી કબ્રે તારકો આબોહવાસે કાર કયા?
ચાહે કોઇ ભલા કહે ખ્વાહ કોઈ બૂરા કહે
પહ્લા છુટા જો જિસ્મિસે બીમો રજાસે કાર કયા?
નેકી બદી ખુશી ગમી ઝીનાથી બામે યાર કા
ઝીના જલાદો અબ યહાં પાયીં બિયાસે કાર કયા?
એહૂમક કુર હી કો હૈ ઉલ્ફત મા સિવાયે હક
કાબએ દિલમેં યહ જના બૂએ વફાસે કાર કયા?
ઈતના લિહાજ કર લિયા દુનિયા તેરા પરે બી હટ
નાચું હું સાથ રામકે શર્મો હયા સે કાર કયા?"

અર્થઃ—જો રાત્રિએ પ્રિયતમનાં દર્શન ન થયાં તો પછી સૂર્યપ્રકાશનું (દિનનું) શું કામ

છે? મુર્દાની અંધારી કબરને હવા પાણીનું શું કામ? ચાહે કોઈ ભલું કહે કે બૂરૂં કહે, પરંતુ જો દેહ (દેહાધ્યાસ) થી સંબંધ છુટી ગયો હોય; તો પછી એ ભલાબૂરા કહેવા સાથે ભય કે આનંદને શું કામ? ભલાઇ, બુરાઇ, હર્ષ અને શોક, એ બધાં તો પ્રિયતમના ઝરૂખાપર ચડવાના દાદરનાં પગથિયાં હતાં. હવે (પ્રિયતમ પાસે પહોંચી ચુકયા પછી) ભલે એ દાદરને બાળી મૂકો; ઉપરથી ઉતરવાનું હવે શું કામ? આંધળા મુર્ખ માણુસોનેજ ઇશ્વર સિવાય બીજા પદાર્થપર પ્રીતિ હોય છે, હૃદય-મંદિરમાં હવે વિષયવૃત્તિ સાથે પ્રીતિ કેવી? અરે દુનિયા! તારી આટલી મર્યાદા રાખી, હવે તો દૂર થા! હવે તો હું રામની (પ્રભુની) સાથે નાચું છું; તારી લાજ શરમ સાથે હવે શું કામ?

અજહદ આજાદી હૈ મારે આસ્તીં ચશ્મ દોબીં
ગૈરે હક કૌ જબ નજર આવે, જહાં હો માર તોપ.
ખાક ઝૂટી ઝિન્દગી પર, કબ્રકા કીડા ન બન
ગોર તન વ્હેમેખુદી પર, દે ચલા ફિર માર તોપ.
માલો દૌલત ગીરો દાર, રખતો બખ્તો નફ્દો જિન્સ
ઇજ્જતો-માલો વનીકોકાર કર દે માર તોપ.

ભાવાર્થઃ—કોથળીમાં લપાઇ બેઠેલા સર્પ જેવા હે જીવ! જરા બહાર આવીને આ હદ વિનાની પૂર્ણ સ્વતંત્રતાને આંખથી જો. સત્ય સિવાય બીજું જ્યારે પણ દૃષ્ટીએ પડે (વૃત્તિમાં સ્ફુરે) કે તરતજ જ્યાં હોય ત્યાં તેનાપર બંદુક માર. જુઠી જિંદગી પર ધૂળ પડે છે એના ઉપર ફુલીને કબરનો કીડો ન બનીશ; આ કબર જેવા શરીર પ્રત્યે રહેતા અહંભાવને અને ખુદ આત્મા પ્રત્યે રહેતા અવિશ્વાસને માર બંદુક. માલ, દોલત, મારપછાડ, ધન, પ્રારબ્ધ, અહંકાર, સંબંધ, વસ્તુઓ એ સૌને માર બંદૂક.

આપનું પ્રયાગકુંભનું વ્યાખ્યાન બહુ ઉત્તમ હતું. એક નકલ રામના તરફથી ટિહરી-નરેશને ભેટ અપાઈ હતી; પણ વ્હાલા! સાંભળો; વેદાન્ત એ કાંઇ વાદવિવાદ કે ઢોંગ નથી: જગત કે જે છેજ નહિ, એને જે સત્ય માનીને વ્યવહાર કરે છે એનો વિનાશ થાય છે. માત્ર ઈશ્વરજ સત્ય છે. હા; હા; હા; હા; ૐ. રામ.

**पत्र ४१.** વસિષ્ઠાશ્રમ, હિમાલય, જૂનની આખર તારીખ, ૧૯૦૬.

વ્યાસ પર્વતોનાં શિખરોની સમીપની લગભગ બધી ગુફાઓમાં વાર્ષિક નિયમિત અતિથિઓ-એટલે કે વર્ષાઋતુ આવી પડવાથી રામને એ શૃંગ પરના અપ્સરાઓના ઉપવન-નંદનવન-ને છોડવાનો પ્રસંગ આવ્યો હતો. જ્યાં નિરંતર શીતલ વાયુની લહરિઓ વાય છે એવા મનોહર ઉચ્ચ પ્રદેશમાં આવીને હવે તે નિવાસ કરે છે. શ્વેત અને પીત વર્ણનાં ચંબેલીનાં અને એવાંજ બીજાં સવર્ગીય અરણ્ય-પુષ્પો અહીં બહુ ઉગે છે. સ્ટ્રોબેરી (હિંસર) અને બીજાં અનેક પ્રકારનાં પાકેલાં બોર અહીંઆં પુષ્કળ હોય છે. આ નવીજ બાંધેલી પર્ણકુટિની એક બાજૂપર, એ ઘૂઘૂ કરતા નાના ધરાઓની વચમાં એક સુંદર મનોહર ઢોળાવ છે. બીજી બાજુ સુંદર મેદાન, વ્હેતાં ઝરણાં, તાજાં પર્ણોથી આચ્છાદિત શિખરો, અને ઉંચાં નીચાં થતાં-ઝૂલતાં પાકવાળાં ખેતરો અને અરણ્યો, મેદાનપરના સ્વચ્છ, લીસા, સાફ પત્થરો એ રામ બાદશાહનાં મેજ અને આસન છે. જો છાયાની આવશ્યકતા હોય છે તો ચેરીનાં વૃક્ષની ઘટા તૈયારજ છે.

અરણ્યનિવાસી ભરવાડોએ ત્રણજ કલાકમાં રામને રહેવા માટે એક પર્ણકુટિ તૈયાર કરી આપી હતી. તેઓની શક્તિ અનુસાર વર્ષાદમાં ન ચુવે એવી તેઓએ બનાવી હતી. રાત્રિએ ભયંકર વર્ષાદનું તોફાન શરૂ થયું. બબ્બે ને ત્રણત્રણ મિનિટે વિજળી ઝબકતી હતી; ગર્જના થતી હતી, અને એનીજ સાથે પર્વતો ગાજીને ધ્રુજી ઉઠતા હતા. લગભગ ત્રણ કલાક સુધી આ ઇંદ્રરાજાના પવિએ પ્રહાર શરૂ રાખ્યા. પાણી મુસળધાર પડતું રહ્યું. બિચારા ઝુંપડામાં ચુવા માંડયું. એ વાઝાઝોડા તથા વર્ષાદ સાથે યુદ્ધ કરવું, એટલું તો મુશ્કેલ થઈ પડયું કે અંદર પુસ્તકો પલળી ન જાય તે માટે તેના ઉપર બધો વખત એક ઉઘાડી છત્રી ધરી રાખવી પડી હતી. કપડાં તો બધાં પલળી ગયાં હતાં. જમીન ઘાસવાળી હતી તેથી તેમાં કાદવ નહોતો થયો. છતાં પણ ઉપરથી પડતી જળધારાનું એ સંપૂર્ણ પાન કરતી હતી. રામ મત્સ્યાવતાર અને કુચ્છાવતારનો આનંદ અનુભવે છે. આ રાત્રિનો જળશાયી જીવનના અનુભવનો આનંદ કંઇ જુદાજ પ્રકારનો છે. આખી રાત્રિ ઈશ્વિરસ્મરણમાં રાખનાર આ તોફાનને ધન્યવાદ દેવો જોઈએ.

"શૌહ જાગે હુણ કાહનુ સોવાં" ગ્રન્થ સાહેબઃ

પ્રિયતમ તો જાગતા હોય અને હું શામાટે સૂઈ જાઉં?

પોતાના જીવનમાંથી એક ઘડી ઓછી સમજીને કદી પણ નિદ્રા ન લે. "મારો કેમ નિર્વાહ થશે?" "મારૂં શું થશે?" અને આવીજ બીજી નકામી ચિન્તાઓ કરવામાં પોતાનો સમય વ્યર્થ વિતાવવા માટે મનુષ્ય નથી સરજાયો. માછલીઓ, પક્ષીઓ અને વૃક્ષોના જેટલી તો તેને આત્મશ્રદ્ધા હોવી જોઇએ. એ બધાં કદી પણ તોફાન કે તાપમાં બડબડતાં નથી પણ પ્રકૃતિને સાનુકૂળ જીવન ગાળે છે. અહા! હું પોતેજ વરસતો વર્ષાદ છું; હુંજ ચમકું છું; હુંજ ગર્જના કરૂં છું; હું કેવો મનોહર, ભયાનક અને પ્રબળ છું! હૃદયમાં "શિવોઽહમ્" નું સંગીત ઝર્યા કરે છે.

ઘર ભલે જંગલ થઈ ગયું હોય પણ મસ્ત પુરુષો તો વાદળાંજ ઇચ્છે છે.

ચો તરફસે અબ્રકી, વાહ! છા ઉઠીથી કયા ઘટા;
બિજલીકી જગમગાહટેં, સદ રહાથા ગડગડા.
બરસે થા મેંહ ભી ઝૂમ ઝૂમ, છાજો ઉમંડ ઉમંડ પડા;
ઝોંકે હવા કે લે ગયે, હોશે બદન કો વહ ઉડા.
હર રગોજાં મેં નૂર થા, નગમા થા જોરોશોરકા;
અબ્ર બરસતા થા સિવાય દિલમેં સરૂર બરસતા.
આબેહયાત કી ઝડી જોરસેં રોઝે શબ પડી;
ફિક્રોખયાલ બેહ ગયે, ટૂટી ફૂઇકી ઝોંપડી.

ભાવાર્થઃ—વાહ! ચારે તરફથી કેવી વાદળાંની ઘટા છાઈ રહી હતી! વિજળીનો ઝગઝગાટ અને ગર્જનાનો ગડગડાટ થઈ રહ્યો હતો. વરસાદ પણ ઝમઝમ બહુ જોરથી વરસતો હતો અને હવા બહુ જોરથી ચાલતી હતી, તેના સપાટાઓ દેહભાનને ઉડાવી લઈ ગયા. જીવની રગે રગમાં તેજ ભર્યું હતું, અને જોર શોરમાં આનંદ વ્યાપી રહ્યો હતો. બહારથી વાદળાં વરસતાં હતાં અને દીલમાં આનંદ વર્ષી રહ્યો હતો. આમ રાત્રિ દિન આબે હયાત

( અમૃત ) નો વર્ષાદ એટલો બધો પડયો કે ચિન્તા અને વિચારો સર્વ તણાઇ ગયાં ને દ્વૈતની ઝૂંપડી પણ તૂટી પડી.

જંગલ બધાં બદનપર હરીઆળા વાઘા પ્હેરે, ફૂલ, ઝાડ, બૂટી, ઉભાં શોભા સજે બધાંયે;
ઝબકે છે વીજળી ને ગર્જે છે વાદળાં આ, ડંકા બજે પ્રભુના મંદિરની નોબતોના.

ઋગ્વેદ મંડલ ૮—માં આ મંત્ર છેઃ—

महे चन त्वाद्रिवः परा शुल्काय देयाम् ।
न सहस्राय नायुताय वज्रिवो न शताय शतामघ ॥

ઓ અદ્રિવઃ કશાને માટે હું તને નહિ છોડું, ઓ વજ્રિવ ! હજારોને માટે, દશ હજારને માટે, દશ લાખને માટે પણ ઓ અનન્ત સૌંદર્યના પ્રભુ ! હું તારો ત્યાગ નહિ કરૂં.

यच्छक्रासि परावति यदर्ववति वृत्रहन् ।
अतस्त्वा गोत्रिर्घुगदिन्द्र केशिभिः सुतावाम् अविवासति ॥

સાયણાચાર્યે એનો ગમે તેવો વિનિયોગ કે અર્થ કર્યો હોય પણ રામને તો એ ઋચાનો અર્થ આવોજ સમજાય છેઃ—

અર્થઃ—ઓ શક્ર ( સર્વ શક્તિમાન્ )! તું દૂર હોય ( એટલે કે ગર્જતા મેઘમંડળમાં-દ્યુલોક ) અથવા ઓ વૃત્રહન્ ( શંકાસંહારક )! તું પાસેજ હોય ( વહતા વાયુમાં-અંતરિક્ષ), અહીં સ્વર્ગોને વીંધીને પહોંચતી પ્રાર્થનાઓ, તારે માટે લાંબી કેશવાળીવાળા ઘોડાના રૂપમાં ચડવા માટે મોકલાય છે; જેણે પોતાનો ( સોમ ) રસ સારવી રાખ્યો છે ( તારા માટે જે જીવન રાખતો હતો એની પૂર્ણાહુતિ રૂપી રસ ) તેની પાસે સત્વર આવ, આવ. મારા અંતઃકરણમાં બેસ ને મારો જીવન રસ પી.

"દર્દ કયોં ન મોરે અંધેરે હિય મેં ?" સૂરદાસ.

મારા અંધકારમય હૃદયમાં વેદના કેમ થતી નથી ?

ઈશ્વિર-આત્મદૃષ્ટિથી-જ્યારે આ જગતપર નજર ફેંકીએ છીએ ત્યારે તો આ સમસ્ત જગત સૌંદર્યની રેલછેલ, આનંદની મૂર્ત્તિ, સચ્ચિદાનન્દની ધારાજ પ્રતીત થાય છે. જ્યારે માયાનું મર્યાદિત રૂપ જીતી લઇએ છીએ ત્યારે કદ્રૂપ જેવું કશુંએ રહેતુંજ નથી. સમસ્ત જગત સુંદર બને છે. પ્રકૃતિની શક્તિઓ અને કળાઓ આપણા હાથ પગ અને ઈંદ્રિયો બની જાય છે.

જ્યારે આત્માજ આનંદ છે અને એજ સર્વસ્વ છે ત્યારે આત્મ-સાક્ષાત્કાર એટલે પોતાના આત્માનો સાક્ષાત્કાર થવાનો અર્થ એ કે સમસ્ત જગતનું મૂર્ત્તિમાન સચ્ચિદાનંદ સ્વરૂપ થઈ જવું.

આ વિશ્વ મારા આત્માનુંજ એક સ્વરૂપ હોવાથી મૂર્ત્તિમાન સૌંદર્ય આનંદ છે. હું કોની નિન્દા કરૂં ? હું કોની ટીકા કરૂં ? અહા ! આનંદ ! હુંજ સર્વસ્વ છું ! ૐ.

રંગ લાગ્યે કેવું ભાગ્ય જાગે, ટળી ગઈ બધી ભૂખ ને તરશ મારી,
સડયા સત્ય સ્વરૂપ ચૂડલા ત્યાં, પડી કાચની બંગડી ટૂટી મારી;
તારો સંગ આકાશમાં ખેંચી જતો, ઉડી દોર વિનાજ પતંગ મારી,
ઝડી તેજની વરસવા લાગી હવે, દીસે ચાંદ સૂરજ એક લ્હેર મારી.

ब्रह्मतं परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद

મનુષ્ય પોતાને વિશ્વાસપાત્ર લાગતા હરકોઇ પદાર્થને સત્ય માનશે એટલે એ પદાર્થજ

એનો ત્યાગ કરશે અને તેને છેતરશે. ગુરુત્વાકર્ષણના નિયમ કરતાં પણ આ નિયમ વિશેષ અચળ છે. **પદાર્થોને સત્ય માનવાના ભ્રમમાંથીજ (એમાં અથડાઇ-કુટાઇને નિષ્ફળતાઓ અને દુઃખો અનુભવાયાથીજ) કેવળ એક આત્માજ પરમ સત્યરૂપ હોવાની સમજણ જાગીને એ ભ્રમ-માયાનું આવરણ દૂર થાય છે.**

નહિ જ્ઞાની કદીય છુપાઇ રહે, નહિ દ્વાર ભીડીજ લપાઈ રહે;
પણ સૂર્ય સમો સઘળે પ્રસરે, સહુ લોક વિલોક વિંધી વિચરે. ૧

સ્થૂલ ભેદ બધા વિખરી પડતા, સહુ મેલ પ્રકાશથી દૂર થતા;
વિખરે જ્યમ વાદળ ઉપરથી, પછી સૂર્યપ્રકાશ પડે નભથી. ૨

ત્યમ આત્મપ્રભા ખીલતીજ રહે, મૃદુ ગંભીર સાત્વિકી શાંતિ વહે;
દેહ બુદ્બુદ હોય કે હોય નહિ, પણ એજ નિરન્તર જ્યોતિ વહી. ૩

**જ્યાં સુધી મનુષ્યના અંતઃકરણમાં કોઇ પણ પ્રકારની વાસના રહી હોય છે; ત્યાં સુધી તે સચ્ચિદાનન્દ સુખરૂપ** શિવોઽહમ્ **નો સાક્ષાત્કાર કરી શકતો નથી. પણ—**

**यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि स्थिताः ।**
**अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥** श्रुतिः

**पत्र ४२.** વસિષ્ઠાશ્રમ, રાજ્ય ટિહરી-ગઢવાલ, તા. ૧૨ જૂલાઇ, ૧૯૦૬.

પ્રિય ભગવન્!

ૐ ! ૐ ! ૐ !

આનંદ ! જય !

આપનું ૧૮ જૂનનું પોસ્ટ કાર્ડ આ પર્વતોમાં આજ મળ્યું. એનો ઉત્તર તો પહેલાંજ મોકલાઇ ચૂક્યો છે. આ સ્થળ ટિહરીથી બે દિવસના રસ્તાપર છે. ઉત્તરકાશી, ટિહરી, કેદારનાથની પાસેના ત્રિયુગી નારાયણ અને શ્રીનગર એ બધાં અહીંથી લગભગ સરખેજ છેટે છે. આ સ્થાન કેન્દ્રમાં છે.

પરમાનન્દના તરંગો ઉપર તરંગો ઉછળી રહ્યા છે; આનંદના ફુવારા છૂટી રહ્યા છે. સર્વને ૐ આનંદ, આનંદ, આનંદ, પરમાનંદ. **રામ.**

**पत्र ४३.** ટિહરી, તા. ૩૦ સપ્ટેમ્બર, ૧૯૦૬.

**પ્રિય ભગવન્ !**

આપનો ૮ ઑગષ્ટનો પત્ર શા........ના પત્ર સાથે આજે મળ્યો. મંસૂરી ઇત્યાદિમાં ગમે તેમ થયું; પરમાનંદ પરમાનંદજ છે. .... ... .... .... .... .... .... .... .... .... .... .... .... .... .... ....ટિહરીની પાસે પાંચ માઇલ દૂર ગંગાતટપર એક વિશાલ મેદાનમાં આ શિયાળો વ્યતીત થશે. રામ ટિહરી આવી ગયો છે. હાલમાં તો ભિલંગગંગાના તટપર (સિમલાસુબાગમાં) સરકારી બંગલામાં ઉતર્યો છે. ... .... .... .... .... .... ....

આપનો પોતાનો આત્મા **સ્વામી રામતીર્થ.**

પત્ર ૪૪.§ ટિહરી, તા. ૭ ઑક્ટોબર, ૧૯૦૬.

શાન્તિ! આશીર્વાદ! પ્રેમ!

ભગવન્!

તમારૂં પ્રેમકાર્ડ હમણાંજ મળ્યું. ગંગાતટપર, અત્યંત મનોહર સ્થાનમાં વિશાળક્ષેત્ર*માં એક નાનીશી સુન્દર કુટિ રામને શરદઋતુ ગાળવા માટે મહારાજા સાહેબે બનાવી દીધી છે; તેથી આજથી ૭ સાત માસ સૂધી એ પોષ્ટ ઑફીસ-ટિહરી-ગઢવાલ, હિમાલય. સરનામું રહેશે.

સ્વામી રામતીર્થ.




§ આ પત્ર સ્વામીજીનો સૌથી છેલ્લો પત્ર છે.

* આ વિશાલક્ષેત્ર ટિહરીથી પાંચ માઇલ દૂર, ગંગોત્રીના રસ્તાપર માલિદેવળ ગામથી અરધો માઇલ દૂર ગંગાતટપર છે. ત્યાં ટિહરી મહારાજા સ્વામી રામને માટે એક નાની પાકી કુટિ બનાવતા હતા. એનું ચણતર અરધું થયું હતું; એટલામાં સ્વામી રામનું શરીર ટિહરી સમીપ, સિમલાસુઆ પાસે ભિલંગગંગામાં પ્રવાહિત થયું; અને આ સંસારને તો નિત્યને માટે તિલાંજલિ આપી.

વેદાન્તના મહાસાગરરૂપ સર્વથી મ્હોટો અને ઉત્તમ ગ્રંથ

# શ્રી યોગવાસિષ્ઠ-મહારામાયણ

## મ્હોટા બે ભાગમાં-પૃષ્ઠ ૨૦૦૦.

### વેદધર્મસભા વાળું ઉત્તમ ભાષાંતર પાકાં સોનેરી પૂઠાં સાથે મૂલ્ય આગલી આવૃત્તિના રૂ. ૧૯) ને બદલે આ સંસ્થાના ધોરણ પ્રમાણે માત્ર રૂ. ૬)

**ભાગ ૧ લો-** આમાં વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ તથા ઉપશમ એ પાંચ પ્રકરણ હોઈ પૃષ્ઠસંખ્યા ૯૪૦ છે. મૂલ્ય રૂ. ૩, પો. ૦॥=

**ભાગ ૨ જો-** એમાં નિર્વાણપ્રકરણ હોઇને ગ્રંથ પુરો થાય છે. પૃષ્ઠ ૧૧૦૦, મૂલ્ય રૂ. ૩, પોસ્ટેજ ૦॥=. બંને ભાગના રૂ. ૬, પો. ૧)=

વેદાંત પ્રેમીઓ માટે આ ગ્રંથની ઉપકારકતા અનુપમ છે. સ્વામી રામતીર્થ તો આ ગ્રંથ માટે ખાસ ભાર દઇને ભલામણ કર્યા કરતા. મહર્ષિ વસિષ્ઠજીએ ખુદ આ ગ્રંથમાંજ તેની ઉપકારકતા નીચે પ્રમાણે વર્ણવી છે.

"આ સંહિતા પોતાની મેળેજ અભ્યાસ કરીને જાણી હોય અથવા બીજા કોઇના મુખથી સાંભળી હોય તો ગંગાજીની પેઠે તુરતજ સઘળા તાપોની શાંતિ કરીને પરમસુખ આપે છે. જેમ રજ્જુ (દોરડી)નું અવલોકન કરવાથી તેમાં થએલી સર્પની ભ્રાંતિ ટળી જાય છે, તેમ આ સંહિતાના અવલોકનથી સંસારનાં દુ:ખો ટળી જાય છે."

"જેમ શરદ ઋતુ પ્રાપ્ત થતાં દિશાઓમાં મલિનપણાં ધીરે ધીરે સારી પેઠે ઓછાં થવા લાગે છે, તેમ આ ગ્રંથનો વિચાર પ્રાપ્ત થતાં બુદ્ધિના લોભ તથા મોહ આદિ દોષો ધીરે ધીરે સારી પેઠે ઓછા થવા લાગે છે. સઘળી કલ્પનાઓ શાંત થતાં ધીરે ધીરે પરિપાકને પામેલું, આ ગ્રંથને વિચારનારનું જીવન્મુક્તપણું એવું થાય છે કે જેનું વર્ણન કરી શકાતું નથી. સઘળી રીતે શીતળતાવાળી, શુદ્ધ અને ઉત્તમ પ્રકાશ આપનારી એ પુરુષની બુદ્ધિ શરદ ઋતુની ચાંદનીની પેઠે અત્યંત ખીલી નીકળે છે."

"આ ગ્રંથ સાંભળવામાં આવે, વિચાર કરવામાં આવે અને સમજવામાં આવે તો માણસને મોક્ષની પ્રાપ્તિમાં તપની, ધ્યાનની કે જપ આદિની કંઇ પણ અપેક્ષા રહેતી નથી. આ શાસ્ત્રના દૃઢ અભ્યાસથી અને વારંવાર અવલોકનથી ચિત્તના સંસ્કારપૂર્વક અપૂર્વ પાંડિત્ય પ્રાપ્ત થાય છે."

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ નં. ૨ અને અમદાવાદ.**

### વર્તમાન યુગના આદર્શ સંન્યાસી

# સ્વામી રામતીર્થના સદુપદેશ

**કુલ પૃષ્ઠ ૯૦૦, સ્વામીજીના પત્રો, ચિત્ર, ચરિત્ર અને પાકાં પૂઠાં, સહિત**

## ભાગ ૧ થી ૯ મ્હોટા બે ગ્રંથોમાં.

---

આ ઉપદેશોની ઉપકારકતા અવર્ણનીય છે. પોતાના જીવનને વેદાન્તમય બનાવી દેનાર આ મહાન સંન્યાસીનું હૃદય, વાણી અને વર્તન એવાં તો ઉન્નત અને વિશાળ હતાં; અને તેથી કરીને તેઓ પોતાનાં વ્યાખ્યાનોમાં આર્ય ઋષિ મુનિઓના ઉત્તમોત્તમ ગૂઢ વિચારોને વિજ્ઞાન, યુક્તિ અને અનુભવનાં પુષ્કળ દૃષ્ટાંતો વડે એવી તો સરળ અને સચોટ રીતે દર્શાવી શકયા છે કે જેથી વાંચકના હૃદયમાં અપૂર્વ જ્ઞાન, ઉત્સાહ અને મનોબળ જાગૃત થઇને તેનું જીવન બદલાવા માંડે છે. અમેરિકા જેવા વિધર્મી દેશમાં પણ સેંકડો અને હજારો જીજ્ઞાસુ જનોએ જે ઉપદેશો સાંભળીને વેદાન્તના મહાન સિદ્ધાંતો આગળ પોતાનું શિર ઝુકાવ્યું છે; જે ઉપદેશોના શ્રવણ મનન દ્વારા અહિંયાં પણ હજારો જીજ્ઞાસુ જનો પોતાના જીવનનું બંધારણ, હેતુ અને આદર્શને સમજી તથા સાધી રહ્યા છે; અને જે ઉપદેશોમાં ઉભરાઇ રહેલી બ્રહ્મવિદ્યાનો અલૌકિક પ્રકાશ માનવ હૃદયમાં ઘુસી રહેલા અજ્ઞાનને તથા તેને આશ્રયે રહેલા સર્વ પાપ તાપને શાંત કરવામાં પરમ અમૃતની—એક ઉમદા ગુરૂની ગરજ સારે છે; એવા ઉપદેશોના સંગ્રહરૂપ આ ગ્રંથો સુલ્લભ હોવા છતાં જેઓ તેનો લાભ લેવાને બેનશિબ રહે તેને શું કહેવું?

### ગ્રંથ ૧ લો—ભાગ ૧ થી ૫, મ્હોટાં પૃષ્ટ ૪૦૦, મૂલ્ય રૂ. ૧॥

આ ગ્રંથમાં આવેલા અનેક ઉપકારક વિષયોમાંથી કેટલાકનાં નામ આ પ્રમાણે છે. સ્વામીશ્રીનું ચરિત્ર, આત્મકૃપા, બ્રહ્મચર્ય, નગદધર્મ, ભારતનોભવિષ્યકાળ, હિંદની હાલની જરૂરીઆતો, યજ્ઞનું રહસ્ય, રાષ્ટ્રીયધર્મ, ઉત્કર્ષનું રહસ્ય, સુધારક, વાર્તાઓ, પાપનું નિદાન અને પરિક્ષા, આપણું સત્યસ્વરૂપ, સત્યનોમાર્ગ, ધર્મનુંલક્ષ્યબિંદુ, માનસિક શક્તિઓ, સ્વર્ગનુંરાજ્ય, પવિત્રપ્રણવ, હૃદયસ્થહરિ, સાક્ષાત્કારની વિધી અને તેમાં વાંધા, બ્રહ્મતૃષા, પ્રારબ્ધ નહિ પણ પુરૂષાર્થ, સર્વ ધર્મનું સમાધાન, ઇ. ઇ.

### ગ્રંથ ૨ જો—ભાગ ૬ થી ૯, મોટાં પૃષ્ટ ૫૦૦, મૂલ્ય રૂ. બે

પહેલા ગ્રંથમાં આવેલા વિષયો કરતાં પણ ચઢી જાય એવા ખાસ મહત્વના અનેક વિષયો આ ગ્રંથમાં આવેલા છે. જેમકે સર્વ ઇચ્છા પૂર્ણ કરવાનો માર્ગ, વિજયી આધ્યાત્મિક શક્તિ, મોક્ષીસનો દંડ, મનની સ્થિરતા, આત્મવિકાસ, જગત ક્યારે અને શા માટે?, કુટુંબ શી રીતે સુખી કરવાં?, દુઃખમાંથી ઇશ્વરમાં, રામનો સંદેશ, આર્યાવર્તની પ્રાચીન દિવ્યદૃષ્ટિ, જગતપર હિંદનું રૂણ, હિંદ માટે અમેરિકનોને અપીલ, હિમાલયનાં દૃશ્યો, સ્વામી રામતીર્થના વાંચવાયોગ્ય પત્રો, ઇ. ઇ.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ નં–૨ અને અમદાવાદ.

**અનેક હૃદયગ્રાહી ચરિત્રો, વર્ણનો અને ઐતિહાસિક કથાઓનો મહાસાગર !!**

# રાજસ્થાનનો ઇતિહાસ

## ભાગ ૧ લો–મેવાડરાજ્ય.

**રાજા–રાણા ૯૦ અનેક વ્યક્તિઓનાં ચિત્ર, કર્નલ ટૉડ સાહેબનું ચિત્ર–ચરિત્ર, તથા તેમની ભૂલો ઉપર સેંકડો ટીપ્પણ ૯૦ ખાસ વિશેષતાઓ સાથે પૃષ્ઠ ૮૦૦ નો દળદાર ગ્રંથ, પાકા પૂઠા સાથે માત્ર રૂ. ૨ાા માં.**

આ ગ્રંથમાં મેવાડ રાજ્યમાં પ્રથમથી હાલ સુધીમાં થઈ ગયેલા સેંકડો ધીરવીર રાજા–મહારાજાઓ, શૂરવીર સામંત–સરદારો અને પરાક્રમી ક્ષત્રિય વીર–વીરાંગનાઓનાં અદ્ભુત પરાક્રમો અને ચરિત્રો એવી તો રસિક અને છટાદાર રીતે વર્ણવેલાં છે કે જાણે એકાદ ઉત્તમ નવલકથા વાંચતા હઇએ અથવા તો ભાટ--ચારણની એકાદ લલકારવાળી વાર્તા સાંભળતા હઈએ તેવોજ ભાસ થાય છે. વળી મૂળ ગ્રંથમાંની લગભગ સર્વ બાબતો આમાં લેવાયલી હોવાથી, ગુજરાતીમાં અન્ય સ્થળે આથી બેવડી કિંમતે નીકળેલા આ ગ્રંથ કરતાં આ રાજસ્થાનમાંનું લખાણ બમણું તથા પૃષ્ઠસંખ્યા પણ દોઢી થઇ છે તથા ભાષાંતર પણ આમાં ઘણું જસરળ અને સ્પષ્ટ છે.

આ પ્રમાણે અનેક વિશેષતાઓ સાથે ચીકણા એન્ટીક કાગળોપર છપાયલો તથા મજબૂત પાકાં પૂઠાંમાં બંધાયલા આ ગ્રંથનું મૂલ્ય માત્ર રૂ. ૨ાા છે. રફ કાગળ રૂ. ૨)

---

**દરેક ભારતસંતાનને અવશ્ય વાંચવાયોગ્ય ઉત્તમ વિસ્તૃત જીવનચરિત્ર**



# શ્રી શિવાજી છત્રપતિ.

હિંદુધર્મના બળવાન રક્ષક અને મરાઠી રાજ્યના મહાપરાક્રમી સંસ્થાપક પુરુષનું આ મ્હોટું જીવનચરિત્ર દરેક ભારતવાસીના ગૃહમાં અવશ્ય રહેવું જોઇએ. ગુજરાતીમાં અગાઉ કદિ પ્રકટ નહિ થયેલા એવા પુષ્કળ જાણવા યોગ્ય બનાવો અને બીજી ઐતિહાસિક હકીકતોથી આ પુસ્તક ભરપૂર હોઇ રસિક અને અસરકારક ભાષામાં લખાયલું છે. મૂળ મરાઠી પુસ્તક સરકારમાં મંજુર થએલું હોઇ તેના લેખકને અનેક સ્થળેથી ખાસ ઈનામ મળ્યાં છે. ઉત્તમ જાડા કાગળ, મ્હોટાં ૩૫૦ પૃષ્ઠ તથા મજબૂત પાકાં પૂઠાં સાથે માત્ર રૂ. ૧ાા, રફ કાગળવાળાનો રૂ. ૦ાાા.

# શ્રીમદ્ ભગવતી ભાગવત

## અથવા 'દેવીભાગવત.'

### વેદધર્મસભા વાળું ઉત્તમ ભાષાન્તર

**કે જે અગાઉ રૂ. ૮ાા થી નીકળેલું તેનીજ આ નવી આવૃત્તિ હોઇને મ્હોટા અક્ષર, જાડા કાગળ, પાકું સોનેરી પૂઠું તથા પૃષ્ઠ સંખ્યા ૯૫૦ છતાં મૂલ્ય માત્ર રૂ. ૨ાા.**

આ પુરાણના વાંચનથી શોધક વૃત્તિવાળા વિદ્વાનોને જગતના અતિ પ્રાચીન ઇતિહાસ સંબંધી માહિતી મળી શકે તેમ છે. જિજ્ઞાસુ જનોને આમાં ઠેકાણે ઠેકાણે વેદ અને ઉપનિષદના ગૂઢ આધ્યાત્મિક ઉપદેશો સરળ રૂપમાં ગોઠવાયલા જણાશે. સર્વ સજ્જનોને એમાંથી નીતિ, ધર્મ, ભક્તિ ઇ૦ ઉત્તમ વિષયોથી ભરપૂર પુષ્કળ સુબોધક કથાઓનો લાભ મળી શકશે. સ્ત્રીવર્ગ માટે મહાન સતીઓનાં અનેક અસરકારક આખ્યાનો આ ગ્રંથમાં આવેલાં જણાશે.

શ્રીમદ્ ભાગવત અને આ ગ્રંથ એ બેમાંથી અઢાર મહાપુરાણમાં સમાનારૂં મહાપુરાણ કયું અને ઉપપુરાણ કયું ? એ બાબતપર આ ગ્રંથના મહાવિદ્વાન સંસ્કૃત ટીકાકાર નીલકંઠે એક લંબાણ ઉપોદ્ઘાત લખીને ભગવતી ભાગવતનું સમર્થન કર્યું છે; એ ઉપોદ્ઘાતનું ભાષાંતર પણ આ ગ્રંથની શરૂમાં આપ્યું છે.

આ ગ્રંથમાં ઉપર જણાવ્યું તેમ અનેક ઉત્તમ આખ્યાનો અને બોધપ્રદ વિષયો આપેલા હોવાથી અને અનેક વિદ્વાનો આ પુરાણને વિષ્ણુ ભાગવત કરતાં વ્હડીયાતું માનતા હોવાથીજ વેદધર્મસભા જેવી કાળજીથી પસંદગી કરનારી સંસ્થાએ તેનું ભાષાંતર કરાવી છપાવ્યું હતું. હવે તે નહિ મળતું હોવાથી અનેક સજ્જનોની ભલામણ ઉપરથી આ સંસ્થાએ તેની આ બીજી આવૃત્તિ કેટલાક સુધારા સહિત છપાવી પોતાના પડતર કિંમતના ધોરણ પ્રમાણે તે માત્ર રૂ. ૨ાા માં કહાડી છે. ટપાલ ખર્ચ ૦ાા≈.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,** ઠે. કાલબાદેવી રોડ-મુંબઇ નં. ૨. અને ડિસ્ટ્રીક્ટ કોર્ટ પાસે-અમદાવાદ.

અમદાવાદ–ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું, સને ૧૯૧૮.